# સ્ત્રીબોધ.

ક્હે નપોલ્યનદેશને, કરવા આબાદાન; સરસ રીતછે એજકે, દો માતાને જ્ઞાન.

## પુસ્તક ૧૭ મું.

જાન્યુવારીથી ડીસેમબર સન ૧૮૭૩ શુધી.



મુંબઈના

દફતર આશકારા છાપખાનામધે છાપ્યુંછે.

સને ૧૮૭૩.

# સાંકલીઉં સ્ત્રી બોધના પુસતક ૧૭ માનું.

## વારતા, કાંહાંની, કીસ્સા, ઈતીઆદી.



## સંસાર ચીતરો.



## ઊદયોગો તથા હોનરો.



## વીદયા વીશયો.



## જાનવરી વીદયા.



## લોક વરણન.



## જનમ ચરીતરો.

## રૂમી તવારીખમાંહેલા સફાઓ.



## પરચુટણ હેવાલો.



## નશીહતી વીશયો.



## કવીતા.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. | જાનેવારી ૧૮૭૩ | આંક ૧ લો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

એક વારતા.

### પરકરણ ૧૪ મું.

ગરીબ બીચારો દોલો ચાકરીથી રખડી પડયો.

એકવાર ફરીથી તે આસરા વના દુનીયાંને માથે પડયો. પેટની વેઠ અને જીંદગીની મંજલમાં તે પાછો નીરઆધાર, લાચાર થયો.

જારે પેલા મોદીના મનજી શેઠે તેને ઘરમાથી કાહાડી મેળ્યો તારે તે દેખીતો દુખી હતો, તેને ચાલવું ભારી પડયું હતું, તેને જવા ગમયું નહી હતું.

અને તે ખરેખર ગયો પણ નહી હતો.

આપણે જોયુંછે કે પેલા મોદીએ તેને પોતાની આગળથી કાહાડી મેળવા પછે ભોલો દોલો બાહેર જઈ કાંઈ ઉંડા વીચારમા ઉભો હતો.

અલબતાં તેના મનમાં તરેહવાર વીચારો ઉભા થયા હશે. તેની સઘલી સાદાઈ છતાં, સઘલી ભલાઈ છતાં, સઘલાં ભોલાપણા છતાં, સઘલી ભલમણસાઈ છતાં, સરવે કોઈનું સારૂં કરવાની સઘલી ઉલટ છતાં, દુનીઆં તેને કેવો દગો દીએછે, કેવો તેને હારમાર કરેછે, કેવી તેના તરફ નાકદર છે, તે બાબે તેણે ઘણો અંદેશો કીધો હશે.

તેણે પોતાનો વીચાર કીધો હશે અને મનમાં પુછયું હશે કે મારો શું વાંક છે કે મને કોઈ ચાકરીએ રાખતું નથી? તેણેજ આ પરસણનો ઉતર વાલયો હશે કે મારો વાંક એકે હું ભોલો છઉં, મારો વાંક એકે હું કપટી નથી, મારો વાંક એકે હું મને નોકરીએ રાખનારાંઓનું સદા સારૂં ઈછું છઉં અને સારૂંજ કરૂં છઉં ને કોઈનું હું બુરૂ કરતો નથી.

અને તોપણ તેનાથી બુરૂ થઈ જાયછે, પણ તેમાંબી તેનો શું વાંક ? તેના છેલાંજ કામનો દાખલો લેવો. હીરાંભરૂચીની સારી પેહેરીને તે માળા ઉપર આવયો, તેમાં શું કોઈનું બુરૂં તેણે વીચારયું હતું ? નહી—તે પોતાના શોખને થકી, ચાકરીએથી જવા આગમ "રાંડોનો નાચ" જોવાની તક લેવા થકી તે તેમ આવયો. તેવામાં બેહેરામશાહ તેને ખરેખરી હીરાં ભરૂચી સમજી અચકચારી કરવા ગયો, તેવામા પીરોજની નજર પડી અને તેમાથી થાન બગડી ગયો. તેમા બીચારા દોલાનું પાપ શું ?

અને તો પણ બીજાના વાંકને મારે દોલો રખડતો થયો.

ગરીબ બીચારો ભોલો.

ખરેખર આપણે આગળ કહયું હતું તેમજ દીસેછે કે જાણે કોઈ ચોકસ બનાવો નીપજાવાની ખુદરતે તેનામા સરજત મેલીછે. તે બનાવા મારે ખુદરતે ગોયા દોલાને મુંગું, તાબેદાર હથીઆર કીધુંછે.

બીચારી પીલી ઉપર કેથું દુખ પડવાનું—બળાપો, ઠપકો, ગાળ સઘળું તેને કેથું ખમવાનું; બીજા હાથ ઉપર વળી બેહેરામશાહ શેઠ કેથો ઉંઘાડો પડવાનો, નીરદોશ પીલી સાથનું તેનું કારજ કેથું ભાગવાનું, ને તે સઘળું દોલાનેજ હાથે થાય એવા ગોયા લેખ લખાયલા તેથી દોલાને હીરાં ભરૂચીનો પોશાક લેવાનું સુજ પડયું.

પણ હવે ચાકરી છોડી જતી વેળા દોલાના દીલમા એ પાછલી બીના વીશેનો દંગદગો કાંઈ ઓછો નથી. તેને એકતો પોતાનું દુખ લાગુંછે અને બીજુંતો પીલીનું દુખ લાગું છે. પોતાના કરતાં પીરોજનું દુખ તેને વધારે લાગુંછે. પીલીનેતો તેનાથી સાંમો ફાયદો થયો તે સમજવાની તેનામા શકતી નથી. તે સમજેછે માંતર એટલુંજ કે બેહેરામશાહે ખરેખર હીરાં ભરૂચી સાથ નહીં પણ દોલા સાથ ચેડાં કાહાડયાં, એવું ઉંઘાડું પડવા પછે મનજી શેઠે પોતાની બેટીને તે ઘરડાં ઘુવડ સાથ પરણાવાની પાછી વાત કાહાડી, અને પીલીની નાખુશી જોઈ તેને ધમકી તથા ગાળો આપી, તે બીના દોલાને વધારે યાદ રહી ગઈ હતી અને તેથી તેનું દીલ ખરેખર જખમી થયું હતું.

તે ઓટલા ઉપર ઉભો રહી બડબડવા લાગો કે "કેવો હું કમબખત દુખું, શું મારાં ભોગ આવેલા કે મેં હીરાંની સારી પેહેરીને મારે ખાતર બીચારી પીલીબાઈને આટલું સાંભળવું પડેહું, ને વળી તેબી મારે જતી વખતે, છેલે દાહાડે મેં તેને દુખામણ દીધું."

આ વીચારથી દોલો ઘણો ઉસકેરાયો. પીરોજની જ

# સાંકલીઉં સ્ત્રી બોધના પુસતક ૧૭ માનું.

## વારતા, કાંહાંની, કીસ્સા, ઈતીઆદી.



## સંસાર ચીતરો.



## ઊદયોગો તથા હોનરો.



## વીદયા વીશયો.



## જાનવરી વીદયા.



## લોક વરણન.



## જનમ ચરીતરો.

સફે.

## રૂમી તવારીખમાહેલા સફાઓ.



## પરચુટણ હેવાલો.



## નશીહતી વીશયો.



## કવીતા.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. જાનેવારી ૧૮૭૩ આંક ૧ લો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

—००००—

### એક વારતા.

---

### પરકરણ ૧૪ મું.

ગરીબ બીચારો દોલો ચાકરીથી રખડી પડયો.

એકવાર ફરીથી તે આસરા વેના દુનીયાંને માથે પડયો. પેટની વેઠ અને જીંદગીની મંજલમાં તે પાછો નીરઆધાર, લાચાર થયો.

જારે પેલા મોદીના મનજી શેઠે તેને ઘરમાથી કાહાડી મેળયો તારે તે દેખીતો દુખી હતો, તેને ચાલવું ભારી પડયું હતું, તેને જવા ગમયું નહી હતું.

અને તે ખરેખર ગયો પણ નહી હતો.

આપણે જોયુંછે કે પેલા મોદીએ તેને પોતાની આગળથી કાહાડી મેળવા પછે ભોલો દોલો બાહેર જઈ કાંઈ ઉંડા વીચારમા ઉભો હતો.

અલબતાં તેના મનમાં તરેહવાર વીચારો ઉભા થયા હશે. તેની સઘલી સાદાઈ છતાં, સઘલી ભલાઈ છતાં, સઘલાં ભોલાપણા છતાં, સઘલી ભલમણસાઈ છતાં, સરવે કોઈનું સારૂં કરવાની સઘલી ઉલટ છતાં, દુનીઆં તેને કેવો દગો દીએછે, કેવો તેને હારમાર કરેછે, કેવી તેના તરફ નાકદર છે, તે બાબે તેણે ઘણો અંદેશો કીધો હશે.

તેણે પોતાનો વીચાર કીધો હશે અને મનમાં પુછયું હશે કે મારો શું વાંક છે કે મને કોઈ ચાકરીએ રાખતું નથી? તેણેજ આ પરસણનો ઉતર વાલયો હશે કે મારો વાંક એકે હું ભોલો છઉં, મારો વાંક એકે હું કપટી નથી, મારો વાંક એકે હું મને નોકરીએ રાખનારાઓનું સદા સારૂં ઈછું છઉં અને સારૂંજ કરૂં છઉં ને કોઈનું હું બુરૂ કરતો નથી.

અને તોપણ તેનાથી બુરૂ થઈ જાયછે, પણ તેમાંબી તેનો શું વાંક ? તેના છેલાંજ કામનો દાખલો લેવો. હીરાં ભરૂચીની સારી પેહેરીને તે માળા ઉપર આવયો, તેમાં શું કોઈનું બુરૂં તેણે વીચારયું હતું ? નહી—તે પોતાના શોખને થકી, ચાકરીએથી જવા આગમ "રાંડોનો નાચ" જોવાની તક લેવા થકી તે તેમ આવયો. તેવામાં બેહેરામશાહ તેને ખરેખરી હીરાં ભરૂચી સમજી અચકચારી કરવા ગયો, તેવામા પીરોજની નજર પડી અને તેમાથી ઘાન બગડી ગયો. તેમા બીચારા દોલાનું પાપ શું ?

અને તો પણ બીજાના વાંકને માટે દોલો રખડતો થયો.

ગરીબ બીચારો ભોલો.

ખરેખર આપણે આગળ કહયું હતું તેમજ દીસેછે કે જાણે કોઈ ચોકસ બનાવો નીપજાવાની ખુદરતે તેનામા સરજત મેળીછે. તે બનાવા માટે ખુદરતે ગોપા દોલાને મુંગું, તાબેદાર હથીઆર કીધુંછે.

બીચારી પીલી ઉપર કેથું દુખ પડવાનું—બળાપો, ઠપકો, ગાળ સઘળું તેને કેથું ખમવાનું; બીજા હાથ ઉપર વળી બેહેરામશાહ શેઠ કેથો ઉંધાડો પડવાનો, નીરદોશ પીલી સાથનું તેનું કારજ કેથું ભાગવાનું, ને તે સઘળું દોલાનેજ હાથે થાય એવા ગોપા લેખ લખાયલા તેથી દોલાને હીરાં ભરૂચીનો પોશાક લેવાનું સુજ પડયું.

પણ હવે ચાકરી છોડી જતી વેળા દોલાના દીલમા એ પાછલી બીના વીશેનો દંગદગો કાંઈ ઓછો નથી. તેને એકતો પોતાનું દુખ લાગુંછે અને બીજુંતો પીલીનું દુખ લાગું છે. પોતાના કરતાં પીરોજનું દુખ તેને વધારે લાગુંછે. પીલીનેતો તેનાથી સાંમો ફાયદો થયો તે સમજવાની તેનામા શકતી નથી. તે સમજેછે માંતર એટલુંજ કે બેહેરામશાહે ખરેખર હીરાં ભરૂચી સાથ નહી પણ દોલા સાથ ચેડાં કાહાડયાં, એવું ઉંઘાડું પડવા પછે મનજી શેઠે પોતાની બેટીને તે ઘરડાં ખુંવડ સાથ પરણાવાની પાછી વાત કાહાડી, અને પીલીની નાખુંશી જોઈ તેને ધમકી તથા ગાળો આપી, તે બીના દોલાને વધારે યાદ રહી ગઈ હતી અને તેથી તેનું દીલ ખરેખર જખમી થયું હતું.

તે ઓટલા ઉપર ઉભો રહી બડબડવા લાગો કે "કેવો હું કમબખત દેખું, શું મારાં ભોગ આવેલા, કે મેં હીરાંની સારી પેહેરીને મારે ખાતર બીચારી પીલીબાઈને આટલું સાંભળવું પડેલું, ને વળી તેબી મારે જતી વખતે, છેલે દાહાડે મેં તેને દુખામણ દીધું."

આ વીચારથી દોલો ઘણો ઉસકેરાયો. પીરોજની જ

જાલ આગળ પોતાની બરતરફીના દુખને તે ભુલી ગયો. પો
તાની આ શીયાંની અને સમજુ શેઠાણી ઉપર તેને ઘણીજ
દયા લાગી અને જેમ વધારે વીચાર કરવા લાગો તેમ તે વ
ધારે જોસામાં આવી ગયો.

આવો જોસો દોલાના દીલમા આજ સુધી કદી આવ
યો નહી હતો. તે એટલો જોસપર ચઢયો કે તે બડબડવા,
લબલબવા લાગો, પણ શું બોલતો તે કશું સમજતો નહી હ
તો અને સમજવા વગરજ સઘળું બોલતો હતો.

આવી હાલતમાં તે ઘર છોડીને કેમ જતો રેહે વારૂં?

તેણે જવા આગમચ એકવાર પીરોજની મુલાકાત લે
વા ચાહાયું. ઘર છોડીને જવા આગમચ પોતાની તે જવા
ન બાઈને મળીને, તેના પગપર માથું મુકી તેના જોડે માફી
ચાહાવા તથા તેની આગળ પસતાવો કરવાનો ભોલા દોલા
એ ઠરાવ કીધો.

એટલા માટે દોલો ચોરની પડે છુપાતો પાછો પીરોજ
ના ઓરડા તરફ આવયો અને આસતે આસતે બારણું
ઠોકવા લાગો.

આ વખતે પીરોજની આંખમાં જરા નીંદની લેહેર
આવતી હતી. છેલા બે દીવસની થાક અને હેજગારી
માંથી હમણા પેહેલીજવાર તેણીને પુરતો આરામ અને ક
રાર મળયો હતો. તેના દુખમાં દીલાસો દેનાર તેની બેહે
ન દીની અને બંનેવી જીવણજી બે દોસતો હુમેરાયા અને
બેહેરામશાહ સાથનુ તેણીનું જાસતી ભરેલું કારજ અટ
કાવા માટે તે શેઠીયાનો કાંઇ "ઘાટ ઘડવા" નું તેઓએ
બીડું ઝડપયું હતું, માટે કુમલી અને બીહીકણી પીરોજ
ને હવે અતીશય ધીરજ આવી હતી અને તેથી પુરતી આ
સાએસમાં તે ઉંઘવા જતી હતી.

પણ તેવામા દોલાના આવવાથી તે ચમકીને જાગી ઉઠી.

તેણીએ ભડકીને પુછયું "એ કોણ છે?"

"કોઇ નહી બાઈ એતો હુ દોલો છઉં" આમ કહી
દોલો આવીને જરા દુરથી સાંમો ઉભો.

પીરોજે અચરતીથી પુછયું કે "દોલા હજી, તું ગીઓ
નથી; શેઠ જો તુને ઘરમા જોશેતો જીવતો નહી રાખશે.

દોલો આ વખતે હજી વધારે ઉસકેરાયલો હતો અ
ને સમજવા વગર બોલવાનો તેના મનનો જુશો જીઆદા
વધયો હતો.

"બાઈ, હું જાંઉં છઉં, તે તમોને કેહેવા આવયો
છઉં. બાઈ—બાઈ—હું જાંઉં છઉં—તે આઉં છઉં—તે
કેહેવા જાઉં છઉં. માફીથી પસતાવો કરતો—કેહેવા—બાં
ઇ—જાંઉં—ગુનાહ—જાંઉં-છઉં—બાઈ--મારો વાંક—
તારો—વાંક—તારૂં દુખ—હું માફ કરૂં છઉં—અરે ભુલ
યો માફ માગું છઉં."

આમ લઠડતું બોલતાં વળી દોલો બચાંની મીશાલે ર
ડી પડયો.

તેની આ ઉસકેરાયલી હાલત જોઇ પીરોજ અચરત
થઇ. તે બોલી કે "દોલા, શું છે? ઘબરાના, બેસ, ધીરજ
થી કેહેકે શું છે?"

"અરે બાઈ—હું મુવો—કમબખતી તમારી—મારી
હીરાં ભરૂચી હું થયો—તમે તેથી—મેં બુમ પાડી (વધારે
રડીને). અરે હું મુઓ."

"દોલા, તું ઘેલો થયોછ? તુંને મેં કહયું કે ધીરજ
પકડ. તું રડ નાં. કાએ રડેછે?"

"ઓ પીલીબાઈ માફ કરજો હં. મેં સારી પેહેરી
ને તમારી ખરાબી થઇ. ઓ ખોદા એ શું થયું! હું જા
ઉંછ બાઇ—આપણે હવે પેલી જીહાન મળશું. ઓ તેહે
મતન રૂસતમ, મારા બાપ, તું મને માફ કરજે—"

પીલીને ઘબરાટ ઉપજયો કે દોલો આપઘાત કરવા
માગેછે કે શું? તેણીએ ધારયું કે તેને ચાકરી ખોહોવાનું
આ દુખ લાગુછે. ખરી વાત તો એ હતી કે પીલી તર
ફના પોતાના જુસામાંને જુસામા દોલાને શાહનામા મધે
નું રૂસતમ અને શોહોરાબનું દાસતાન ઈયાદ આવ
યું હતું અને જોસમાને જોસમાં તેના જે બોલો મોહમાં
આવયા તે સમજવા વગર પોપટની મીશાલે બોલવા પડયો.

"દોલા, તું ના રડ. અભાગીયા તું જા—ને ખુશી
થા કે આવા જુલમગાર શેઠના હાથમાથી સલામત છુટો.
હરવાપા, એવી ચાકરી ખોહોવાને વાસતે રડેકે?"

"નહી બાઈ હું તે ઉપર નથી રડતો. ચાકરી જવા
નું મને નથી લાગતુ. મારો ગમ તમે જાણતાં નથી. ઓ
બેટા સોહરાબ તું મને મેળીને કાંહાં જાયછ. અરે હું તા
રાથી કેમ છુટો પડું? કેહેની—સોહોરાબ—"

"દોલા ચપ, ચપ. તું મને કેહે તારૂં શું દુખ છે?
તું મારા બાપની ચાકરીને સારૂં નહીતો બીજા સાને સા
રૂં રડેછે?"

"અરે બાઈ હું નથી રડતો તમારા બાવાને નામે.
મનેતો તમારે નામે રડવું આવેછે કે ઓ તેહેમીના નેક
બખત તું મારે વાસતે કેવી રડશે, કેવી તું હાએ મારશે—".

"દોલા બસ કર ને કેહે કે તું મારે નામે કાંએ એટ
લી ફોક મુકેછે? મેં શું ગુનાહ કીધો?"

"ગુનાહતો બાઈ મેં કીધો. તમારે નામે રડું છઉં
એટલે કે તમારે વાસતે રડું છઉં. મેં હીરાં ભરૂચીની સા
રી પેહેરી તે માફ કરજો. તેથી તમારા ઉપર ગાળો પડી
તે માફ કરજો. માફ કરજે ઓ બાનું ગોસસપ—માફ કરજે
ઓ આવાંઈજદ માએ—માફ કરજે ઓ હીરાં ભરૂચી—
માફ કરજે ઓ જાંહાંપનાર ને જાંહાંદાર ને જાંહાં ચોખા
ને જાંહાં પાદીયો રૂસતમ. ઓ મારી મા તેમીનાં, મારી
બેહેન પીરોજ, મારા બાપ રૂસતમ, મારો વાંક નથી, ને તા
રો પણ નથી—"

પીરોજે વચે પડી દોલાને આ ફાકું ફાકું બકતાં અ
ટકાવયો. દોલાની જરા સુધ આવી ખરી પણ હવે તેણે ધા
રયું કે શાહનામાના એવા મોટા બોલોને ભારી વાકીયઓ
વાપરવાથી હોશીયારી વધારે જણાશે ને બાઈની ખાતરી પ
ણ વધારે થશે. માટે તેણે એજ બોલવું જારી રાખયું.

"દોલા તું ઘેલો થયોછે?"

"અરે નહી બાઈ. મારાં પેટમા આગ પડીછ, ને
મારી છાતીમાં તીર, છરી ને ચુલીઓ તરણુડે વાગાંછે. ઓ
રૂસતમ મારા બાપ—મારા દાંતમાથી લોહી જાયછે."

"એ શું ઢોંગ? દોલા મુગો મર."

"ઢોંગ? હું ઢોંગ કરૂં છઉં? ઓ જમાના, ઓ જમ
માના, દાના, તવાના, મારી માં ને બેહેન તમો શું બોલો
છો? અરે મારો જખમ એક ઉંડા કુવા જેવો છે, તેમા

ઓ રૂસતમ તારી કમર (કમંદ) નાખ ને મને જીવતો કર. મારા દીલમા આગના સોલા ઉઠેછે, વાસતે ઓ સોલાં, સોલા, મારાં દીલના સુહુલાપર ચાવલના તપીલાં ના ચહડાવતો. બેટા રખે તારા તનને કોઈ ઈજાર (ઈજા) દેતું; પોરા દોલા, રખે તારા એ આગના સુલાપર ઈંડાનો પોરો કરતો, સોહલા રખે ચીભરૂં કાપતો, દોલા રખે વાહવા કરતો."

દોલો આ ભાશણ કરીને પોતેજ થાકો. પોતાને જેટલું આવડતું હતું તેટલું કહી સંભળાવયું અને જારે નહી આવડયું તારે શાહાનામાંની શહરાગાતો ઉપરથી ચાકરીયા તરીકે પોતાની જાત પર ગયો ! આ હસવા સરખો રકાસ પુરો કીધો તારે શું એક મોટો વાઘ મારયો હોય, તેમ જરા શંતોશથી પોતાની શેઠાણી તરફ જોવા લાગો અને પુછયું કે "કેમ બાંઈ, ખાતરી થઈ, મારો કસો વાંક નથી એમ તમે માનોછ કે નહી ?"

પીરોજ એટલી કંટાલી ગઈ હતી કે આ કાસરને જેમ બને તેમ ટુકમા પતાવા સારૂં તેણીએ સઘળું કબુલ કીધું. તેણીએ ધીરજ આપી કે "દોલા તેં હીરાં ભરૂચીનો વેશ લીધાથી મનેતો ઓર ફાયદો થયોછે, હું કાંઈ નુકસાનમાં નથી. સજાતો બેહેરામશાહને થઈછે વાસતે તું બીહીના ને ખુશીથી રૂખસદ લે."

"બેહેરામશાહને સજા થઈ ? અરે તોબા ! કોણે સજા કીધી ? સરકારે કીધી ? શું સજા કીધી ? ફાંસીતો નહી દીધો ?"

"અરે મરેરે ઘામટ ! હજી નહી સમજીઓ ? સરકારે નહી, આપણા ઘરે તેને સજા કીધી. તેની ફજેતી થઈ તે તેની સજા."

"હું ! હવે હું સમજીઓ" જરાવાર થોભીને પાછુ બોલયો "પણ તેને સજા થઈતો હવે તેનો આ હીસાબ મને શું કામનો ? જરા જોવોની બાઇ આ હીસાબના કાગળોને હું રાખું કે ફાડી નાખું ?"

આમ કહી દોલાએ ફાટાંતુટાં, મેલા હાથે ખરડી નાખેલાં, અને આડા ને ઉભા સર પડેલાં કાગળોનું એક બંડળ કાહાડી આપયું, જેમા બેહેરામશાહને માટે લાવી આપેલાં પરચુરણ સામાનના હીસાબના આંકડા તથા એવાજ બીજા દસતાવેજો હતા.

---

## પરકરણ ૧૫ મું.

પીરોજ આ કાગળોને તપાસવા લાગી.

પણ એમાંનો એક કાગળ અગતનો નીકલી આવયો.

તેતો જાંહાંગીર જંગીને હાથનો લખેલો હતો, તે ઉપર જાંહાંગીરની પોતાની સહી હતી.

જાંહાંગીર કવીતાનો શોકીન હતો, અને આ કાગળ પણ કવીતામાજ લખેલો હતો.

પણ વળી આ કાગળ કોઈ સ્રીની તારીફમા લખેલો હતો. તેમાં મજાહાજા અને મરીઆદાથી ખુબસુરતીની ખુબસુરત સીફત કરેલી હતી.

આવો એક કાગળ પીરોજ વાંચવા વના કેમ રેહ ?

તે કાગળ તેને નામનો નહી હતો, પણ તેમ તે બીડેલો નહી હતો અને ખાનગી જેવો પણ નહી હતો. તે ખોલો હતો અને કોઇ પણ વાંચે એમ લખેલો હતો. તે પીરોજના હાથમા ભોલા દોલાની મારફતે પોતાનીજ મેળે આવી પડયો તો તે વાંચવા વના તેને કેમ ધીરજ રેહ ?

પણ તેને વંચવાને લલચાવનાર મુખીઅ કરીને જાંહાંગીર જંગીનું પીરોજને પેઆરૂં, પનોતું નામ હતું. જેમ બેહેરામશાહ શુંદર પીરોજને વધારે અકારો થતો જતો, તેમ જાંહાંગીર જંગી તેણીના છુપા વીચારોમા મનગમતો અને માનવંતો થતો જતો હતો. જાંહાંગીરને પોતાને તેની ખબર નહી હતી. પીરોજ પોતે પણ લગભગ અણજાની હતી, અને તો પણ તે હીમતવાન અને લાએકીવાળા જવાંમરદ તરફ પીરોજનો પવીતર પેઆર ગોયા પોતાની મેળે વધતો ચાલયો હતો.

તેનો આ કાગળ વાંચવાને પીરોજને બમની ઉલટ થઈ.

અને પીરોજે કેવી ધરકતી છાતી સાથ, કેવા ન સમાતા હરખ સાથ, કેવી ઈનતેજાર આંખે, કેવા થરથર ધ્રુજતા હાથે અને કાંપતા પગે તે કાગળ માહેલી કવીતો ઉપર નજર કીધી તે કેહેવા કરતાં વીચારવાનું વધારે સેહેલ છે.

જાંહાંગીર જંગીના નામનો તેને કાંઈ દર નહી હતો, તારે તે આટલી બધી ધ્રુજતી કાંએ હતી ? પીરોજને પોતાને તેની ખબર પડતી નહી હતી. જાંહાંગીર ઉપર તેના જીગરમાં કોઈ ખુદરતી બસારતથી હોય તેમ પેઆર વધતો હતો, પણ પેઆર તથા માનને માટે ધ્રુજરાં કેમ પેદા થાયછે તેની તેને પોતાને સમજ નહી હતી.

જાંહાંગીરની ગેરહાજરી છતાં પીરોજને એક જાતની કાંઠવાલી શરમથી ચેહેરા ઉપર ગોલાબી રંગ ચઢી આવયો હતો.

પણ એ સઘલું માતર ઉસકેરાયલાં મનની નીશાન હતી. તે છુપાવાની પીરોજની ફરજ હતી.

તેણીએ દોલાને જરા વાર બાહાર ઉભો રેહેવા કહયું અને પછે પોતાના જીવને ઠંડો પાડવા સીસમી કોચના તકીયા ઉપર તે અઢેલીને બેઠી.

તેણીએ પેઆર ભરેઆ હાથે તે કાગળને ચાંપીને પકડી રાખયો અને જરા મન સાંત થવા પછે તે કાગળ માહેલા નીચલા સેરા ઉપર નજર પોંહોંચાડી.

બેહેશતના બાગની મનમોવન હુર,
દેમાગને દીપાવનારા રોશન નુર,
કુદરતી કલમના ચીતાર બભક પુર,
માહાતાબને લરજાવના ઓ માહાતાબ જહૂર,
નેકી ખુબી ને માયામા મશહુર,
તારી સીફતને સેપાસે ચકચુર
છતાં તુંજ વખાણની ન રાખતો મગદુર.

લા૦ જાંહાંગીર.

આ બેતોનો પીરોજ શું વીચાર કરે ?

આ બેતો લાવી આપનાર ભોલો દોલો છે. જેમ બીજા બનાવોમા તે એક મુંગી પણ તાબેદાર મારફત જેવો છે, તેમ આ કાગળ તેની મારફતે મળયુંછે. બરાબર બોલીએતો દોલાથી એ કાગળ લવાઇ ગયુંછે.

તે પીરોજનેજ લાવી આપયુંછે, તે જાંહાંગીરનુંજ લખેલુંછે, તેમા ખુબસુરતીની સીફત કરેલી છે, તારે તે પીરોજને પોતાને વાસતે નહી તો બીજા કોણને વીશે હોય ?

પીરોજે દોલાને ઓરડામા બોલાવી તેને કાગળ દેખાડયું અને પુછયું કે એ કાગળ કાંહાંથી આવયું ?

દોલાએ જવાબ દીધો કે "એતો બેહેરામશાહના હીસાબનો આંકડો હશે."

"નહીરે દોલા એ આંકડો નથી. એતો કાંઇ બીજુંજ કાગળ છે."

"આંકડા નહી તો સરવાલા હશે, સરવાલા નહી તો બાદબાકી હશે, બાદબાકી નહી તો ભાગાકાર હશે. કાંઇ પણ હશે. એટલું નથી સમજતાં બાઇ ?"

"અરે ઘેલા, એમા હીસાબ નથી. એતો કાંઇ બીજું છે, એતો લાખોટો છે."

"લખોટો નથી. બાઇ મશખરી કરોછો. મને હવે જવા દેવોની. શેઠ જાણશે તો મારો જીવ લેશે."

"દોલા જરા ઉભો રેહ, હું અરજ કરૂં છઉં કે જરા થોબ ને મને ખોળાસો કર. આ કાગળ તું કાંહાંથી લાવયો ?"

"શું ? બાઇ તમો એટલી ધમકીથી શું પુછોછો ? તમે શું એમ સમજોછો કે આએ કાગળ મેં ચોરેલું છે ? તોબા ખોદા તોબા ! કાગળ ચોરવાની તો વાતજ ના બોલશો. ધનજીશાહ શેઠને તાંહાં હું ચાકરી હતો તારે એકજ વખત મેં કાગળ ચોરેલું, તેનું દુખ હજી તો પતીઉં નથી. તેને સારૂં તો બાકાદારૂ મીઠાઇ વાલો મારી ઉપર ને ધનજીશાહ શેઠ ઉપર તોહોમત લાવવાના કેવા કેવા સંપ કરેછે. પણ હું દસતુરજી આગળ જઇને બધું કબુલ કરવાનો છઉં. મારા વાંકને માટે મારા જુના શેઠ શું કામ ફાંસી જાય ? અજાન ગુનાહ ખોદા માફ કરે, બાઇ સાહેબ, પણ તારપછે મેં કોઇનો કાગળ ચોરયો નથી. હવે મને જવા દેવો. હજીતો દસતુરજી પાસે જાઉંછે."

"જરા ઉભો રેહ દોલા. આ કાગળ તુંએ ચોરયું છે, એમ હું નથી કેહેતી. તું જો ને મને કેહે કે એ કાગળ બેહેરામશાહના આંકડાઓમા કાંહાંથી આવી ગયું ! જોઇને કેહે."

હવે દોલાએ તે કાગળ હાથમા લીધું અને તેની સુધ ઠેકાણે આવી. તે બોલયો કે—"અરે એતો જાંહાંગીર જાંગી (જંગી) નું કાગળ છે, એ તમે શું કામ લીધું ?"

"ખરૂં, પણ એ તું કાંહાંથી લાવયો ?"

"ચોરીને નથી લાવયો. ચોથે દાહાડે તલાવ ઉપર તમારા બાવાને જાંહાંગીરજી જાંગી સાથ મારામારી થઇ, તારે તેના ગજવામાથી એ કાગળ પડી ગયો, તે ઉંચકી લઇને મેં રાખ્યો, પણ તે મેં ચોરયો નથી, જાંહાંગીરને પાછો આપવા સારૂં રાખયોછે. લાવો, મને આપો ને હવે મને જવા દેવો."

"જરા ધીર ખાંચ, દોલા હું હમણા આઉં છઉં." આમ કહી પીરોજ તરત તાંહાંથી બાહાર ગઇ.

તે પોતાના વીસવાસુ બેહેન દીનબાઇ અને બંનેવી જીવણજીના ઓરડામાં તેમની મસલતને માટે ગઇ. દીનબાઇ એકલીજ હતી અને પીરોજને તેવુંજ જોઇતું હતું. પોતાની બેહેન એકલી હોવાથી તેની બેહેન આગળ પોતાની આ અચબુચ પણ મનપસંદ શોધ જાહેર કરવાને તેને વધારે છુટ મળી.

તેણીએ એકદમ જાંહાંગીરનો કાગળ દીનીને વંચાવયો. જાંહાંગીર તરફ પીરોજનું વધતું જાતું છુપું હેત દીની સારીપઠે જાણતી હતી. પણ આ કાગળ ઉપરથી બેહુ બેહેનોએ એવો સાર કાહાડયો કે જાંહાંગીર પણ એજ રવેશે એ નાજનીન ઉપર પાક મોહોબત ધરાવેછે. કાંઇ જ નહી તો તેણીની મનમોવન સુરત અને ભલાઇનો પમરાટ જાંહાંગીર સમજેછે અને વખાણે છે.

જાંહાંગીરની ઉપલી કવેતા પીરોજને વાસતેજ હતી, એવું બંને જણીઓએ વીચારયું. તે કવેતા તેમના ઘર આગળ ભુલથી નહી પણ જાણબુજથી જાંહાંગીર નાખી ગયો એમ તેણીઓએ તરક બાંધી.

આપણા મનના વીચારો, મગજની ખુદરતી વલાંણો ઉપર આપણ કેટલા લોભાઇએ છઇએ ! જે ઉપરથી બીજાઓ તદન ઉલટોજ સાર કાહાડે, તે ઉપરથી આપણ આપણને મળતો સાર કેવી સેહેલાઇથી કાહાડી લઇએ છઇએ !

શું જાંહાંગીરની આ કવીતા પીરોજ વીશેજ હતી ?

તે આપણ પછે જોઇશું.

હાલ તરત તો દોલાની મારફતે થયલી આ અચબુચ શોધ ઉપરથી આ બે બેહનોની ખુશાલી ઉપર આપણ ખેંચાઇશું.

જાંહાંગીર જંગીની છુપી પણ પાક મોહોબતે પીરોજનો પવીતર પેઆર જાંહાંગીરના દીલમા બાજયોછે એ જેવી બીજી શોધ તેઓને માટે શું હશે ? બુરાઇથી ભરેલા બેહેરામશાહનો હરીફ જાંહાંગીર જંગી જેવો બીજો કોણ થશે ? અને બેહેરામશાહ સાથનું કારજ અટકાવામા જાંહાંગીરથી કેટલું સવલ થશે ?

આ સઘળું સવપના જેવું છે, પણ પીલી અને દીનીને ખરૂં દીસેછે.

ઘડીભર ખરૂં હોય તો પણ એક ઘરડા અને અણઘડ શેઠીયા કરતાં એક મનપસંદ માટી તરીકે જાંહાંગીરનો હાથ મેળવવાની તક અને જોગવાઇ શું છે ? ઘેલા મોદીના કુટંબમા, ખુદ પારસી ટોલામાજ મનપસંદ લગનો કરવાની રીત અને રસતા કાંહાં છે ? એ બાબે જોઇતું છુટાંપણું કાંહાં છે ?

પણ વળી પારસીઓની સંસાર સથીતીમા એવા છુટાપણાની જરૂર શું છે અને કેટલી છે ? એવા છુટાપણાની આગમચ સંભાલ અને સાહુચેતી કેટલી જોઇએછે ?

મનપસંદ લગન કરવાની આ સઘળી મુશકેલો છે. આપણા લોકોમાં આવાં લગનો બરાબર ધારણાથી થવા કરતાં નસીબ ઉપર, "ચાનસ" ઉપર વધારે આધાર રાખેછે.

એવા બનાવોમાં દોલાનું કામ છે.

તે પણ આપણે હવે પછે જોઇશું.

પીરોજને આ મુશકેલોનો કાંઇ ખેઆલ નથી, તેને આવી બાબતોનો અનુભવ નથી.

દીની પરણેલી હોવાથી સઘલા અંનુભવ છતાં કાંઇ જાજી સલાહ આપે એવી અકલવંન નથી. તેણીએ એકજ સલાહા આપી કે—"બેહેન પીલી હમણાતો તું એ કાગળ દોલાને પાછો આપ. જો જાંહાંગીર તુને ખરેખર ચાહાતો હશે તો પોતાનું માગવું મોકલવાના કાંઇ ઉપાય કરશે."

"પણ તે કેમ બનશે ?" પુછયું પીરોજે મોટી ઇનતેજારીથી. "આપણા બાવાતો તેને મોંટામા મોટો શતરૂ

સમજે છે. તેને હાથનો આંચકાથી બાવા આટલુ દુખ વેસેછે, તારે જાંહાંગીર માગણું મોકલશે - કેમ ને મોકલે તોપણ બાહાલ કેમ રેહશે ?"

"જો તેનો પેઆરજ હશે, તો તે માફ માગી સલાહ કરશે, કાંઈ પણ ઉપાય બતાવશે. જો તેનો પેઆરજ હશે તો આ કાગળ પોતાના હાથમાં પાછો આવેલો જોઈ તુને પુગો કે નહી તે બાબે કાંઇ તજવીજ કરશે અને આ કવીતા તારેજ વાસતે છે કે નહી તે તરત માલમ પડી આવશે. વાસતે હાલતો બસ કાગળ વાંચીને મુગી રેહ ને પાછો મોકલ એની ગડબડ જરા થઈ, જરા સંસારો માલમ પડયો, કોઈનાબી હાથમાં કાગળ ગયું તો આપણુ મારયાં જશું, વાસતે દોલાને કેહે કે એ કાગળ જાંહાંગીર જંગી પાસ પાછું લઈ જાય."

આ સલાહાથી પીલીના જીવને કાંઇ ખોલાસો થયો નહી. પણ તેમ તેને કાંઇ બીજો રસતોબી સુજયો નહી. મારે તે જાંહાંગીરના કાગળ સાથ પોતાના ઓરડામા પાછી આવી.

---

## પરકરણ ૧૧ મું.

બોલો દોલો આ ઠેકાંણે તરેહવાર વીચાર અને અંદેશામા ગીરફતાર થઇ ઉભેલો હતો.

તે પીરોજની કાગડે ડોલે વાટ જોતો હતો. પોતાના ઓરડામા એ જલદી પાછી નહી ફરી તેથી તેના જીવને ઘણી બેચેની લાગી હતી.

થોડા વખત ઉપરતો પીરોજે દોલાને જતો રેહેવા કહયું, પણ હવે જાંહાંગીરનો કાગળ લીધા પછે તેને થોબાવયો કેમ તેની તેને સમજ પડી નહી.

વળી તે કાગળ લઈને પીરોજ ગઈ કાંહાં ? શું તે કાગળ ચોરેલો સમજતી હતી ? શું તે કોઈને દેખાડવા ગઈ હતી ? શું એ ગરીબ છોકરી આજે દોલાને ફસાવા માગતી હતી ? એક કાગળ ચોરવાની તકસીરના ધુંટાલામા હજીતો બીચારો છુટયો નથી, તેટલાં બીજી તકસીરમા શું તે આવયો હતો !

આ સરવે સવાલો દોલાના મનમા ઉભા થયા, પણ એકબી સવાલનો તેને ખોલાસો નહી મળયો.

ખોલાસો એટલોજ થયો કે પીરોજ પોતાની બેહેન દીનીની મસલત કરી પાછી આવી અને દોલો લાગલોજ તેણીની પાસે જઈ કાગળ માગવા લાગો. "બાઇ મને હવે કાંએ ખોટી કરોછો ? પેલો કાગળ આપોની."

"સાંનો કાગળ ? તું કોઓ કાગળ માગેછે ?"

"હેં ! કાગળ લઈને ફરી જાઓછો કે ? પેલા જાંહાંગીર જંગીનો કાગળ તમોને મેં આપયોછે તે શું ?"

"વારૂં, તે કાગળ આપયો તારે પાછો શાંનો માગેછે ?"

"તે કાંઈ તમારે સારૂં નથી ?"

"તેં મંને લાવીને આપયો ને મારે સારૂં કેમ નહીં હોય ?"

"પણ બાઈ, મેં કહયું કેની કે તે મેં રસતાપરથી ઉચકી લીધેલો."

"ખરૂં, પણ હવે મને આપીને પાછો કેમ માંગેછે ! કોઇનો કાગળ લાવીને તે કાગળ પાછો માગવો જોઇએ કે જવાબ ?"

"જવાબ ! જવાબ સાંનો બાઈ ? હું કાગળ લાવયો જ કાંહાં કે જવાબ માગું ? એતો મારાં બીજાં કાગળો નીકળી આવેલો."

"હા—પણ તેં ચોરેલો તારે નીકલી આવેલો કેની ? દોલા જાંહાંગીરનો એ કાગળ તેં ચોરયો કેમ ?"

પીરોજની મતલબ દોલાને ઘભરાવાનીજ હતી અને દોલો ખરેખર ઘભરાયો. "શું બાઇ ! મ-મ-મ-મેં ચોરી કીધી ?"

"અલબતાં જાંહાંગીરે કાગળ તુંને આપયો નથી, તે છતાં તારી પાસેથી તે નીકલયો તારે ચોરી કીધી ને વળી ચોરેલો માલ પાસ રાખયો."

"અરે બ-બ-બાઈ સાહેબ મ-મ-માફ કરો, ને તમોને ગ-ગ-ગ-ગમેતો એ કાગળ રેહેવા દેવો, પણ કોઇ આગળ કેહેતાં ના."

"શું ! ચોરેલો માલ મારી પાસ રખાવેછે કે ! જારે મુવા ચોર. મારીથી એ નહી રખાય ?"

"પણ તારે એ ચોરેલો માલ તમે મને પાછો આપવા માગોછો તે મારીથી કેમ લેવાય ?"

"નહી લેવાય, તેનું હીઆં કોણને કેહેછે ? તેં મને આપયો તે તું પાછો લે."

"અરે હવે શું કરૂં ? પીલીબાઈ હું એ તકસીરને વાસતે ફાંસી જવશ કે ? અરે બાઇ મને કાંઇ ઉપાય બતાવો."

"દોલા, ઘભરાના. એકજ ઉપાય છે. એ કાગળ તું જાંહાંગીર જંગીને પાછો આપી આવ."

કાગળ પાછો મોકલવાનો પીલીનો હેતુજ હતો અને તેથીજ દોલાને તેણીએ આટલો ઘભરાવયો હતો.

"શું બાઈ ! કાગળ પાછો આપી આંઉં ?"

"હા—જાંહાંગીરનેજ આપી આવ."

હીઆં દોલાને સુધ આવી ને ઘણો દાહાયો થઈ બોલયો કે "તેતો, બાઈ, મેં ધારેલુંજ. જાંહાંગીર જંગી કાગળ નાખીને ગયો ને મેં ઉંચકી લીધું તે એમજ કે જઈને પાછું આપી આવશ. પણ તમે તો કેહેજે એ ચોરી થઈ, ને મારે રાખવુ નહી જોઇએ. તારે પાછું આપવાને વાસતેબી રાખવું નહી જોઇએ. પણ પાછુ આપવાને વાસતે હુંતો તે રાખી ચુકેલો તારે પાછું આપવા જવશ તો તે કેહેશે કે એતો મેં ચોરયું, વાસતે પાછુ આપવા કેમ જાઉં તેના વીચારમાં હું હતો. કેમકે હવે ચોરીનો માલ થયો ને ચોરીનો માલ મેં રાખયો, પણ ચોરીનો માલ તમે બાઇ રાખવા ના કેહોછો તેમ એ ચોરીનો માલ જાંહાંગીર જંગીને હું આપવા જવશ, તારે ચોરીનો માલ તેવણ કેમ રાખશે. ને પછે ચોરીનો માલ——"

દોલો વળી પાછો કાંઈ લંબાંણ બકાઈ ઉપર ઉતરતો હતો, પણ પીરોજે તેને એકદમ અટકાવયો. "એ શું ટાહેલું ચલાવેછે ? જા નીકલની હવે. ચોરીનો માલ, ચોરીનો માલ કરેછે તારે હવે વખત કાંએ લગાડેછે ! એકદમ જઈને આપી આવ."

"એકદમ જઈને આપી આઉં ?"

"હા-હજીતો પુછેછે ? જઈને આપી આવ. પણ જો મેં મોકલયોછે એમ કેહતો ના હં ? ઈઆ એ કાગળ મેં વાંચયોછે તે પણ ના કેહતો. બસ તું મારૂં નામજ ના દેતો. તું તારે જઈને કાગળ આપ."

"વારૂં બાઈ" કરીને દોલો રવાને થયો.

"કાગળ એકદમ આપી આવ, કોઈ આગળ બોલતોના—મારૂં નામ કેહતોના—ચોરીનો માલ—" વગેરે પીલીના શબદો દોલાના કાનપર પડી રહયા અને તેણે યાદ કરયા કીધા.

પણ પાંચ મીનીટ ગઈ નહી તેટલાં દોલો પાછો આવયો અને પુછવા લાગો કે "બાઈ એક સવાલ છે."

પીરોજ તેને પાછો આવેલો જોઈ કંટાલાથી બોલી કે, "શું છે ?"

"તમે કેહજે એકદમ કાગળ આપી આવ, તારે કાગળ પાછો આપીને હુ પાછો આંઉ કે મારા ઘરભણી જાઉં ?"

"પાછો હીઆં ના આવતો. તુંનેતો ચાકરીએથી જા આપીછે."

"વારૂં બાઈ" કરીને દલગીર ચેહરે દોલો પાછો ફરયો.

પણ જો દોલો પાછો નહી ફરેતો તે કાગળ તેનેજ પોહોંચાડવા વીશે પીરોજને ખોલાસો કેમ થાય ? તેણીએ વીચાર ફેરવીને દોલાને જતો અટકાવી કહયું કે "દોલા તું પાછો આવજે." અરે પણ તેને પાછો આવેલો તેનો ધેલો બાપ કેમ સાંખી શકશે ? તેણીએ વળી પાછો હુકમ કીધો કે "દોલા, બાવા નહી જાણે તેમ હરૂસે આવજે." મગર દોલો કેવો અણુસમજુ છે ને કાંઈ ધાંન બગાડે તારે ? તેના કરતાં તે પાછો નહીજ આવેતો બેહતર, મારે વળી પીરોજે તેને અટકાવી કહયું કે "દોલા, તું આવતોજ ના, તું તારે ઘર જજે." અરે ! પણ તારે પીરોજને ધીરજ કેમ આવશે ? જાંહાંગીર જંગીએ કાગળ લેતાં કાંઈ જુસો બતાવયો કે નહી, કેવો જુસો બતાવયો, શું શું વાત કહી, શું વીચાર આપયા તે સઘળુ પીરોજને માલમ કેમ પડશે ? તેણીએ વીચારયું કે દોલાએ ખચીત આવવુંજ જોઈએ અને તેથી વળી પાછો આગલો હુકમ ફેરવયો. પણ હજી દોલો જવા પામયો નહી. તે ફેરા ખાતાં કંટાલી ગયો, પણ એકવાર ફરી તેને આ પરીચેહરે પાછો બોલાવયો અને હવે ઘણી ઉતાવલી ચાલતી, ગુચવાતી છાતી સાથે, ધીમા સાદે બોલી કે "દોલા હું કહું છઉં તે ઉપર ધેઆંન રાખજે, જાંહાંગીરને તું કાગળ પાછો આપે તારે તેના ચાળા જોજે, તેના ચેહેરાના રંગપર જરા નજર કરજે, તે શું બોલેછે તે યાદ રાખજે અને પછે આવીને સઘલું મને બરાબર જણાવજે."

મોબત—ખરી, પાક, વફાદારી ભરેલી, એક ટગરની, એક સેજ બાંધેલી મોબત જવાંનોને જે નવાઈ જેવી જાણવા અને જોવા જેવી હાલતમા લાવી નાખેછે તેનો કાચો અનુભવ આ ગોલાબી રોખશારની અબલામાં શરૂ થવા માંડયો હતો.

પણ તેણીને તેણીના ખુશ ખેઆલમા, પોતાના મનની મુરાદ હાંસલ કરવાની તરત વેળાની હવાઈ ઉમેદોમાં મલકાતી મેળી આપણુ ભોલા દોલાનીજ પુઠ પકડી રાખીએ.

પરકરણ ૧૭ મું.

ભોલા દોલાને જાંહાંગીર જંગીના ઘરની ખબર નહી હતી.

જાંહાંગીર જંગીને તે ઓળખતો હતો, તેના આવવા જવાના એકાદ બે ઠેકાણું જાણતો હતો, તેની ફરવા હરવાની જગા જાણતો હતો, પણ તેનું રેહવાનું ઘર દોલાને ખબર નહી હતું.

તેણે પોતાની જવાન શેઠાંણીને તે વાત કહેલી નહી હતી. જો કહી હતે, જો પીરોજ તેનું અનજાણપણું જાણતે તો દોલાને આ કામ સોંપતેજ નહી.

જાંહાંગીર જંગીને હમણા ઘરમાંજ રેહવાનો વખત હતો. સહવારના આસરે કલાક ૮ ને સુમારે ઘણાખરા પારસીઓ ઘરમાંજ મળી આવશે.

અને એ રીતે જાંહાંગીરના ઘરની શોધમા દોલો આખું ગામ ખુંદાવી ફરયો. તે ઘણે ઠેકાણે ફરયો, પણ વાંચનારી બાંનુઓ જાણેછે કે જાંહાંગીરતો ઓલપાડનો રેહેવાસી હતો, એટલે રાંદેરમા દોલાની સઘળી રખડ રદ ગઈ, નદી ઓલંગી સુરતમા ભટકવાની મેહેનત રદ ગઈ અને થાકીને તદન નદીના એક ઓવારા ઉપર અધમુવો થયલો એવી હાલતમા દોલો ફસડાઈને બેઠો, તેમા અજાએબ જેવું કાંઈ નહી હતું.

પણ આ નાસીપાસી વચે અંતે કાંઈ પતો મેળવવાની આશા પેદા થઈ. દોલો સુસત પડેલો હતો તેવામા અચબુચ ચમકીને ઉઠયો. તેણે દુરથી કોઈને જતાં જોયા, તેઓને ઉભા રાખવા સારૂં તે ઝટ દોડયો.

અતયાર સુધી જાંહાંગીર જંગીના કાગળની બીના તેણે એટલી છુપાવી હતી કે જાંહાંગીરનું ઘર તેણે કોઈ અણુજાનાને પુછવાની હીમત કીધી નહી હતી. પણ પુછતો પંડીત. પુછયા વના ખબર કેમ પડે ? વળી આ જે નવાં માણસો મળયાં, તેઓ આબરૂદાર હતાં, દોલા ઉપર તેમને વીસવાસ હતો, મારે તેમને પુછીને વાકેફ થવાની તેણે જરૂર વીચારી.

તેઓને વાંચનારી બાનુઓ સારીપઠે ઓળખેછે. તેઓએ આ વારતાની આપણી રમુજમા સારો ભાગ આપયોછે.

તેઓમાં એકતો મસતીખોર અને તોફાની રૂસતમ આગો છે. બીજો તેનો મશબેરો મીતર પુણેમચંદ વકીલ છે. પણ વળી તેમની સાથ પાણાચંદ શરેશતેદારબી છે. તેઓ સઘલા સીગનપોરી ચેઠીયા ધનજીશાહને ઘર જવા નીકલયા હતા.

પાણાચંદ શરેશતેદારને કસા વાંક વગર ઘેલા મોદીના મનજીભાઈએ રૂસવાઈ કરી ઘરની બાહેર કાહાડવા પછે એ વાણીયો મનજીભાઈની સામાવાલાઓં સાથ કેમ મળી ગયો, હમણા તેઓ કાંહાંથી આવયા અને કાંહાં જતા હતા તે સઘલું કેહેવાનો હાલ વખત નથી. હમણાતો તેઓ ઉતાવલમા છે, દોલો પણ ઉતાવલમાં છે, મારે આપણે પણ જાંહાંગીર જંગીને ઘેર પોહોંચવામાં ઉતાવલજ કરીશું.

ઉપલા શખશો ધરપજમા જતા હતા, એવામા ભોલા દોલાએ તેમને હાંક મારી ઉભા રાખયા. "અરે રૂસતમ

જી આગાજી શેઠ, અરે પોણાચંદ શેઠ, ઉભા રહો, જરા ઉ
ભા રહો."

દોલાને જોઈ સરવ જણ ખુશ થયા. દોલાએ તેમની ખબર પુછી: "કેમ છો આગાજી? તમો જબરા સાહેબ કે બી પોરમા બગલા હજામના ભુતના હાથમાથી બચી આવયા."

રમુજી પુનેજમચંદે ટાહુકો પુરયો કે "હા દોલા, રૂસતમ આગાનું નામ 'આગા ભુત લઈને ભાગા' કરી રાખ."

પાણાચંદે પોતાની રસ વગરની ભાશામા ખબર પુછી. "આવવે દોલા, કાંઈ ખબવ, અલયા તાવા શેડનો મીજાજ કેમછે? ગવમ છે કે ઠંડા? બાઈ કેમ છે? બાઈ કેમછે?"

"હં—પોણાચંદ હં? હજી બાઈનિ યાદ કરો કે? તમે ઠીક નહી કીધું હો. તમારા ખાટલા તલેથી પીરોજબા બાપાં તે દાહાડાથી તે બીચારી ઉપર જુલમ જુલમ ચાલેછે."

"મુગો વેહ, માવા દ્દોલ મુગો વેહ. તે ખવાબ દા હાડાની વાત ના કવ. બાઈઓ ચાલો આપણે ઘવે જવા નો વખત વહી ગયેછે."

પાણાચંદે તે આગલી વાતને હીઆં ટુકમાજ દાહાબ વા માંગી. જોકે તે વાતમાં તેનો વાંક નહી હતો, તોપણ અમસથી ગડબડ થાય અને હજીબી આ લોકમાં ભરમ રાખયોછે તેવોજ રેહ એટલા માટે પાણાચંદે તે વાત માંડી વાલવા માંગી. "અવે, યાવ, હેંડોની, તડકો પડેછે ને ધનજીશાહ શેડ ખોટી થતા હશે."

પણ આ નવી વાત સાંભળીને રૂસતમ આગાને જવા ગમયું નહી. તેણે ઈનતેજારીથી પુછયું કે "દોલા શું? ખાટલો સાંનો ને તેની તલે કોણ ભરાયું?"

"અવે તાવા જુવા હાલ થવાનાછે કે કેમ? વસતમ, રુસતમ મુગો મવ, ને માવી સાથ ચાલ. વાતમાં દમ નથી, હું બધી વાત કેહેવશ."

"શું વાતમાં દમ નથી?" દોલો જોસથી બોલયો. "જા, પોટીયાંદાસ જા તારે લીધે બીચારી જુવાન બાઈનિ કેટલું દુખ ખમવું પડેછે."

"ચુપ વેહ, ચુપ વેહ, નહીતો બુટ સાથની એક લાત માવીને ઉવાડી નાખશ."

"અરે જા, લાત મારવા વાલા. તારાં બુટ છે, પણ આ મારા સુરતી જોડા દીઠા કે? તેમાં લોટાંની નાલ છે. જોઈ કે? એક ખાશેતો બીજી માગશે નહી જો."

હવે વાત બેહેકેલી જોઈને રૂસતમ વચે પડયો, તેણે દોલાને ઠપકો આપયો કે "સારાં માણસ સાથે એવી તોછડાઈથી વાત નહી કરવી."

પણ પાણાચંદને નામે દોલાને મોરો ધીકાર હતો. તે બોલયો કે "સારૂં માણસ? પોણાચંદ સારૂં માણસ! ચેડ—મારી બાઈનિ વાસતે મારાં દીલમા ઘણું લાગેછે. તમે નથી જાણતા."

કેવો ભલો દીલનો ભોલો! પુણમચંદના ઓરડામા પીરોજ મળી આવી, તેમા તે બેહુનો વાંક નહી હતો, એવો ખોલાસો ઘેલા મોદીના ઘરમા સરવને થયો હતો, પણ આ ભોલાને કોણ કેહેવા જાય? તેને બચારાને તે ભુલની ખબર નહી હતી, માટે હજી તે ભુલમા ગોતું ખાતો હતો. હં એશાં વચે આવતા દોલાને લીધેજ પીરોજ પુણેમચંદના ઓરડામા માલમ પડી આવી તે વખ ... તે આ ... યાને ધીકારતો અને અગત કરીને એ વાણીયાએ આપણા એ ભોલાને તેની ગરીબી હાલત ઉપરથી આપેલું અપમાન હજી તેને યાદ હતું અને તેથીજ જહાંગીર જંગીનું ઘર શોધવાનું પોતાનું કામ ભુલી પોતાની તરફથી અને પોતાની બાઈ તરફથી દોલો ખરાં દીલથી, આ વાણીયાને જોતાંવાર ધીકારવા પડયો!

પણ અંડફાટ કરવાનો આ વખત નહી હતો.

ધનજીશાહ શેઠ રાહા જોતા હતા અને આ તરણેડે જણે તેવણ પાસ જવું હતું.

માટે દોલા સાથ વઢવા કરતાં નરમ પડી જઈને ખોલાસો કરવામા પાણાચંદે દાહાપણ વીચારયું. પીરોજ તેના ઓરડામા કેવા અકસમાતથી આવી ગઈ તે તેણે આ લોકો આગળ ખરેખરૂં કહી સંભળાવયું.

તેનો આ હેવાલ કદાચ તેના બે જોડયા રૂસતમ તથા પુણમચંદ નહી માનતે, પણ હીઆં વળી દોલાએજ પોતાના ભોલાપણામા ટેકો આપયો.

તેણે ભોલાં દીલથી પાણાચંદનો સઘલો હેવાલ પેહેલીજવાર સાંભળયો અને ખરો માનયો અને માફ માગી કહયું કે "હોય, ભાઈ હોય. તમે કહોછો તે ખરૂં હશે, કેમકે મનજી શેઠે ઘણીવાર તમને પાછળથી યાદ કરેલા ને તમોને પાછા બોલાવી લાવવા માટે કાવલા બબરચીને પણ મોકલેલો તેમને યાદ છે."

પાણાચંદના ખોલાસો કરતાં ભોલા દોલાના આ એકરારથીજ સરવની વધારે ખાતરી થઈ અને હવે ખાતરી થઈ એટલે તરણેડે જણે ચાલવા માડયું.

## પરકરણ ૧૮ મું.

પણ દોલાએ તેમને જવા દીધા નહી, તે બોલયો કે "અરે યારો તમે જાવોછો કાંહાં? હું ખામખા દોડીને તમારી પાછળ આવયો ને તમે આગળ કાંહાં ચાલી જાઓછો."

"અલેયા તે ઠીક કેની? તું આગળ આવયો તો અમે પણ આગળ જઈશું ને તું પાછળ જા એટલે બસ."

આ ટાહુકો હસમુખા પુણમચંદનો હતો.

દોલો તો હટીલો થઈ પડયો. તે રૂસતમ આગાની દગલી ધરી તેને અટકાવા લાગો. "આગાજી, તમે ના જાવો. મારે કાંઈ અગતનુ પુછવુંછે. મારે વાત કરવી છે, જરા ઉભા રહો."

અંતે પતયું એમ કે પુણેમચંદ અને પાણાચંદ કલેકટર સાહેબની ચીઠી લઈ આગળ વધયા અને રૂસતમ આગો દોલા સાથ વાત કરતો ઉભો. ઉભો રેહેવામા રૂસતમની મતલબ પણ હતી. ઘેલા મોદીના કુટંબની કાંઈ ખબર તરણ ચાર દીવસની સાંભળેલી નહી હતી, માટે તે પુછી લેવાને પણ ચાહાતો હતો.

તેણે દોલાને પાસે બેસાડયો અને પુછયું કે "કેમ દોલા, શું વાત કરવાનીછે?"

"સાહાબ વાતતો ઘણી અગતની છે."

"પણ શું છે?"

"પણ ઘણી અગતનીછે તે કેમ કહું!"

"તારે જને ઉભો સાવાસતે રાખયો? હું જાઉં છઉં, ... ."

"અરે નહી નહી ઉભા રહો."

"પણ અમસથો ઉભો રહું ! બોલ જોઉં શું વાત છે ?"

"પણ સાહાબ છુપી વાતછે તે !"

"છુપીતો છુપી. કેહેવી હોયતો કેહ નહીતો તારી મરજી."

"વારૂં શાહેબ જરા મને કહોની જાંહાંગીર જાંગી કોહાં રેહેછે ?"

"તારૂં ભલું થાયરે, એ તારી છુપી વાત કે ?"

"નહી—અરે હા."

"નહી ને હા બેહુ કેમ ?"

"અરે સાહાબ એમાં ભેદ છે."

"જાંહાંગીર જંગી કોહાં રેહેછે, તેમા ભેદ સાંનો ! એ શું બકેછે ! જાંહાંગીર ઓલપાડમા રેહછે. એમા ભેદ શાંનો ?"

અગરં દોલાને બદલે કોઇ બીજો હતેતો પોતાની મકસદ મુજબ આટલું ઠેકાણું મળવાથી હીઆં વધારેવાર ઉભો નહી રેહતે. પણ દોલો તે મરે તાંહાંસુધી દોલોજ. તે તો હવે રૂસતમ આગા સાથ તકરાર કરવા ઉભો.

"અરે શેઠ તમે નહી સમજો. એમાજ ભેદ છે. જાંહાંગીર કાંહાં રેહેછે તે હું પુછુંછું તેમાંજ."

"પણ તેની મેં કહયું કે તે ઓલપાડમાં રેહછે. હવે તેમાં ભરમ શું આવયો ?"

"હવે તમે સાહાબ નહી સમજો તારે હું શું કરૂં ! તાંહાં જાઉંછું, સાહેબ હું જાંહાંગીર પાસ જાઉં છઉં. હવે બસ ?"

"શું બસ ! તું જાહાનમમાં જાય તોબી એમાં ભેદ શું આવયો ?"

"છે કાંઇ—જરાક ચોરી—ચોરીનો માલ છે."

"ચોરીનો માલ ? કોણુનો ?"

"મારો, મારી બાઈનો, અરે નહી, જાંહાંગીર જંગીનો ચોરીનો માલ છે."

"એ શું બોલેછે તે દોલા તું સમજેછે ?"

"શું હું નથી સમજતો ! અરે સાહેબ હું સમજુ છઉં કે મેં ચોરીનો માલ રાખયોછે, પણ તે નહી રખાય, તેના ધણીને પાછો આપવો જોઇએ, એ બધું હું સમજુ છઉં. હા, ખોદા મારી પીલીબાઇ કેવું સારૂં માણુસ છે. ખોદા તેનું કેવું ભલું કરશે."

રૂસતમ તરત પાંમી ગયો કે જાંહાંગીર અને મનજી શેઠની પીરોજ વચેની કાંઇ વાત છે. તેણે હવે બધો ભેદ જાણવાનો ઠરાવ કીધો અને દોલાના ભોલાં દીલમા શખુનોનો બુમખો ઉતારી સઘલું ખેંચી લેતાં વાર કેટલો ? તે બોલયો કે "દોલા તારી બાઈ શું, જાંહાંગીર શું, ચોરીનો માલ શું, કાંઇ સમજ નહી પડતી."

"પણ સાહાબ તમોને તે સમજાવાનુબી નથી."

"તારે મને કેહેવા શું કાંમ આવયો ? ઘેલા છુપી વાત મને અધુરી કેહેશે તો ઉલટો તું ફંસશે. પેહેલેથીજ કેહેવું નહી હતું, ઇઆં કહયું તો હવે પુરૂં કર. દોલા કાંઈ છુપી વાત હશે તો યાદ રાખ કે હું છુપી રાખશ. તું બેફીકર બોલ. ચોરીનો માલ શું ને પીલીબાઈ શું ?"

"અરે રૂસતમજી શેઠ, મારી બાઇ કેવી ગરીબ ને ભલી છે!"

"અલબતાં છે—તેનું શું ?"

"તેવણે મને આજે ફાંસીમાથી બચાવેલો. તેવણે મંને શીખવયું કે જાંહાંગીર જાંગીનો ચોરેલો માલ મારે પાછો આપવો જોઇએ. એ પીલીબાઇ તારી ઉપર હું જીવ આપુંરે !"

"હું નથી માનતો: ચોરેલો માલ શું !" રૂસતમે ખામખા નહી માનવાનુ ડોળ ઘાલયું.

"શું ! નહી માનતા ! લેવો જોવો આં કાગળ."

હીઆં દોલાએ જોસથી પેલો કાગળ કાહાડી આપયો અને રૂસતમ આગો તેને ઉંઘાડીને વાંચવા લાગો. શુંદર પીરોજના દીલની છુપી વાત ઘેલા મોદીના કુટંબના આ શતરૂને ખબર થઈ. પીરોજ અને જાંહાંગીર વચે કાંઇ પેઆર છે, એવું તે પામી ગયો. તેણે જાંહાંગીરના અખશર ઓલખયા, અને દોલાના ભોલાપણા ઉપર આગાની હીકમતનું દબાણ ચાલુ થયું. તેણે પુછયું કે "દોલા, આ અખશરતો જાંહાંગીરનાં છે ?"

"મારા સાહેબ અખશર શું ! આખો કાગળ જાંહાંગીરનો છે, સહીબી જાંહાંગીરની છે."

"તે ખરૂં. પણ તારી પીલીબાઇએ કેમ જાણયું કે એ જાંહાંગીરનો કાગળ છે ને પાછો જાંહાંગીરપર મોકલવો જોઇએ ?"

"એટલું નથી સમજતા, મારા સાહેબ ! મેં કાગળ આપયો, પીલીબાઇએ વાંચયો, વાંચયા વગર કોઇ કહી શકે ? વાંચીને કહયું કે આતો જાંહાંગીરનો કાગળછે. વાંચીને કેટલો બધો વીચાર કીધો. ચેહેરો દલગીર કરી નાખયો. કાગળપર પેઆર કીધો. કેટલી બધી દયા કીધી. એ બધું મારે વાસતે કેની ? મેં કાગળ ચોરયો તેથી કેની ?"

રૂસતમ દોલાના આ બેઆલંપર હસયો. તે ચેતી ગયો કે પીલીએ ખરેખરતાં જાંહાંગીરના કાગળ ઉપર જુસો બતાવયો અને દોલો તે પોતા ઉપર લઇ લેયછે. પીરોજની સઘલી હકીકત જાણી લેવાની રૂસતમ આગાને આ સારી તક મળી. દોલાએ તેના ઉપર વીતેલું સઘલું માડીને કહયું અને છેલે પોતાની તરફથી એટલું વધારયું કે "પીલીબાઇ સાથ પરણવા લાએકતો બેહેરામશાહ નહી પણ જાંહાંગીર જાંગી છે."

આ સાંભલીને રૂસતમ આગાનાં મગજમાં વળી કીડો ચવડયો. બેહેરામશાહ તેનો દુશમનજ હતો અને જાંહાંગીર જંગી દોસત હતો. પીરોજ પેહેલાને નહી પણ છેલાને ચાહાતી હતી. પીરોજની તરફ તેની બેહેન અને બંનેવી થઈ ગયાં હતાં. બેહેરામશાહ ફજેત થઈ ચુકયો હતો. મારે પીલી સાથના તેના લગન અટકાવાને ઘણું સવલ હતું.

અને એ કાંમનું બીડું ઝડપવાને રૂસતમે ઠરાવ કીધો. બેહેરામશાહને વધારે રૂસવા કરવા, પીલીનું જાંહાંગીર સાથ કારજનું ચોકટું બેસાડવાનું રૂસતમે પોતાના મંનમાં માંથે લીધું.

ગરીબ બીચારી પીરોજનો એક નવો; પણ વધારે મજબુત દોસંત હુમેરાયો: તે રૂસતમ આગો હતો.

એ વળી ભોલા દોલાથી બનયું !

---




## કાગજની શોધ.



લોટાં અથવા લાકડાંની જે અજાએબીઓ આપણે લંબાણથી તપાસીછે, તેમની મીશાળે કાગજનો ખપ કાંઈ વીચીતર નથી. કાગજનાં કાંઈ ઘર, વાંહાંણુ કે બીજો ખપંજોગ સામાન નથી. કાગજનો મુખીઅ ઉપયોગ માતર એકજ છે, અને તે લખવા અથવા છાપવાનો માતરે છે. પડીકાં, ખંડળ, કવરો વગેરેમાં કાગળ કામ લાગેછે ખરૂં, પણ બરોબર બોલીએતો કાગળ ફકત અખશરોનેજ કામનું છે.

પણ આ એકજ ઉપયોગ કેટલો બોહલો છે, આ એકજ કામ કેટલું માહાભારત છે તેનો વીચાર અતીઅંત અજાએબ જેવો છે. કાગજનો ઉપયોગ આ એકજ છે, પણ તે સરસમા સરસ છે. કાગજનો ઉપયોગ માતર લખવા વાંચવામા છે, પણ લોટાં અથવા લાકડાંના બોહોલા ખપને એક કોરે બેસાડે એટલો તેનો ખપ છે.

જો કાગજ નહી હતેતો આ સ્રી બોધ-ચોપાંનીઉં વાંચનારી બાનુઓના હાથમા કેમ આવતે? આટલીબધી ઉમદા બાબતો ઉપર ઉપયોગી ગ્નાન આપવાને કેમ બની આવતે? અગરજો કાગજ નહી હતેતો વરતમાન પતરો કેમ ચાલતે? ચોપાંનીઆં કાંહાંથી નીકલતે? ચોપડીઓ કેમ બનતે? હીસાબ કેતાબ કેમ રેહતે? દેશેદેશ, ગામેગામ, મોહલે મોહલે, ઘરેઘર કાગજ વગર વેહેવાર અને સંબંધો કેમ રેહતે?

આપણા મુંબઈ શેહેરની પોસટ આફીસ વરશ દાહાડે બે કરોર કાગજ પતરોની લાવ લઈજાવ કરેછે. આખાં હીંદુસતાંનમા દર વરશ ૬૦ થી ૭૦ કરોર કાગજ પતરોની આવજાવ થાયછે. પણ હીંદુસતાંનમા તો લખવા વાંચવાનો વેહેવાર હજી થોડો છે. બીજાં સુધરેલાં દેશોમાં એ વેહેવાર ઘણો મોટો છે. એકલાં ઈંગલંડમા કાગજોના આવજાવની શંખયા અબજોનીછે.

વળી એ ગણતરી હીંદુસતાન ઈઆ ઈંગલંડ સરીખાં એકજ દેશની છે; અને એકજ દેશમા એટલાંબધાં કાગળ તપાલમા દોડેછે તો આખી દુનીઆમાં કેટલાં હશે? ઉ લી ગણતરી એકલાં ટપાલ ખાતાંના કાગજની છે, પણ એ ઉપરાંત લેખાં પોતાંમાં, છાપામાં, નામાંમા, હીસાબ કેત બમાં કાગજનો કેટલો બોહોલો ખપ થવો જોઈએ એનો માર કાહાડવો સેહેલ નથી.

દુનીઆમા ખપતાં કાગજની ગણતરી કરાય એવી થી. પણ તેના સાર તરીકે આપણ એટલુંજ કહીશું માણસજાતના ઘણાક ધંધાદારીઓની ખુદ હસતી કાગજ પર આધાર રાખેછે. જેમકે છાપાખાનાંવાળા, દીબાંગો વનારા, છાપનારા વગેરે; તાર પછે લખનારા, મેહેતા, નસી, હીસાબીઓ વગેરે; વળી ગરંથ કરતાઓ, અધીપત ઓ, લાઈબરેરીઅનો, બુકબાઈંડરો અને બીજા ઘણો ધંધ ફકત કાગજને લીધે ચાલુ રહયાછે.

એટલુંજ નહી પણ નેઆએધીસો, વકીલો, ફીલસુફો વીદવાનો, સરવેને કાગજનું એટલું કાંમ પડેછે કે તેઓનો ઘણોખરો આધાર પણ કાગજ ઉપર છે. એમ કહીએતો ચાલે. ઘણો સુધારો, ઘણી શોધો, ઘણી વીદીઆ, ઘણી શ ખામણ, બલકે ખુદ કેળવણીનો સઘલો આધાર કાગજ પર છે. માસટરો, પરોફેસરો, સઉનું કાંમ કાગજ સાથે છે.

ખુદ કાગજ બનાવાના ધંધા વીશે આપણે હજી બોલ

યા નથી. પણ કાગજ બનાવયાં પછે તેનાથી જે ઉદમો જાગયાછે તેજ માતર આટલાબધા છે. એમાં સહુરાગાત કાંઈજ નથી. ખરેખર જો કાગજ નહી હતેતો "ધી ટાઇમસ" અને બીજાં પતરો કાબુ મેલવતે નહી? ચોપડી અને ચોપાંનીઆં અથાગ, અપાર છે તેમ રેહતે નહી.

જો કાગજ બનાવાનું બંધ પડે તો છાપાખાના; બુકસેલર, બુકબાંઇડર, સરવેના ધંધા બંધ પડે; નીશાળો અને પુસતકખાના બંધ થાય; બલકે વેપારી પેહડીઓ અને સરકારી આફીસોને પણ થોહો ઘણો વખત બંધ રાખવી પડે. ટુકમાં આપણો વેપાર, વેહેવાર, અટલી કળા સઘલાંનો કાગજ ઉપર એટલો આધાર છે કે જો કાગજ નહી હોયતો ગોયા આપણી હસતીજ નામની અને નકામી જેવી રેહે, આપણ જંગલી અવસથામાં આવી જઇએ.

કાગજ વગર આપણુને તદનજ નહી ચાલે એમ આ પણ કહીશું નહી. કાગજની શોધ થવા આગમચ માણસજાત કાંઇ તદન મરી નથી ગયાં. વીદીઆ હોનરો, અખશરો, ફીલસુફીઓ, કાંઇ સઘળી કાગજની શોધ થવા પછે જનમ પામી નથી. એ સઘળું આગમચનું છે. કાગજની અગાઉબી અરસપરસનો વેહેવાર ચાલતો હતો. કાગજના જમાના આગમચના લેખો હાલ મળી આવેછે. મીસર દેશના વખતના લેખો રહેલાછે.

પણ કાગજથી એ સરવને મોટી ગતી મળીછે, કાગજથી તેમા અતીઅંત વધારો થયોછે, કાગજે એ સરવેને મોટી સેહેલાઇ અને સગવડ કરી આપીછે. કાગજના જમાના આગમચ કાગજના બદલીઓ હતા, અને કાગજને બદલે તે કામ લાગતા હતા, પણ તે મુશકેલ અને મોઘા હતા. લખવા વાંચવાનું હાલ જે સવલ, સુતરૂં, સસતું થયુંછે તે કાગજથી થયુંછે.

હાલની સમજ મુજબ સાધારણ રીતે એવું માનવામા આવેછે કે લખવાના અખશરોની શોધ ઇસુખરીસટની આગમચ ૩૦૦૦ વરશ ઉપર મીસર દેશમા થઈ હતી. અખશરોની શોધ થઈ કે લખવાનો હોનર શરૂ થયો. લખવાનો હોનર શરૂ થયો કે કાગજના ઉપલા બદલીઓનો ખપ જાગયો અને જરૂર માલમ પડી. કાગજના બદલીઓ આગળ તરેહવાર થઈ ગયા છે, પણ કાગજ જેવો સરસ ચીજ એક નહી હતી.

આગળા જમાનાનું કાગજ કાંઇ ખરેખરૂં કાગજ નહી હતું ઇઆને ચીઠડાંની લાહી બનાવીને તેમાથી કાગજના તાવ બનાવેલા નહી હતા. ઇસવી સને ૧૨૦૦ ની આગમચ હાલનું કાગળ બનતું નહી હતું. ઇસવી સને ૭૦૦ સુધી "પેપાઇરસ" નામના ઝાડમાથી કાગજ બનતું હતું, જે પછે રૂ અને રેસમના બનેલાં કાગજો કામમા આવવા લાગાં હતાં. હાલનું કાગજ સઘળું કપડાંના ફાટેલાં ચીઠડાંનું બનેછે. અને ચીઠડાંના દુચાની આ સફાઇદાર બનાવટ એક મોટી અજાએબી છે.

પણ એ બનાવટ ઉપર આવવા અગાઉ આગળા જમાનામાં કાગજ બનાવાના ઉદયોગની અથવા કાગજને બદલે શું બનાવતા તથા વાપરતા હતા તેની તવારીખની થોડીક અજાએબીઓ હીઆં એકઠી કરવા અને પરગટ કરવા જોગ છે.

ઉપર કહેલાં "પેપાઇરસ" ઝાડમાથી છેક અસલી ઈજીપશીઅનો કાગજ બનાવતા હતા. એ ઝાડ ઈજીપટ, સીરીઆ, આબીસીનીયા અને બીજાં એજ લતાના દેશોમા ઉગેછે. તે ૩ થી ૬ ફીટ ઉંચું હોયછે. તે માતર એક ફુલનું ઝાડ છે. તે નરમ અને કુમલું છે. તેના થડની આસપાસ એક પતલું જીલી જેવું પડ થાયછે, તે પડને ઉખેડીને તેના કાગજ બનાવતા હતા.

જેમ એ ઝાડને "પાપાઇરસ" કેહતા હતા, તેમજ તેના કાગળને તથા કાગળ ઉપર લખેલા લેખને પણ "પાપાઇરસ" કેહેતા હતા. કાગજનો હાલનો બોલ "પેપર" એ "પેપાઇરસ" ઉપરથી નીકલયો. પેહેલાં તે "પેપીઅર" થયો અને હાલ "પેપર" થયોછે. એજ ઝાડનું નામ નામાકીત હીરોડોટસે ગરીક ભાશામા "બાઇબલોસ" કરીને આપયુંછે, તે ઉપરથી "બાઇબલ" બોલ નીકલેલો માનવામા આવેછે.

એ ઝાડની પાતલી ચાંમડીનું કાગજ બનાવતાં ઘણી મુશકેલી પડતી હતી. ચાંમડીનું પડ માતર છથી આઠ ઈંચ લાંબુ નીકલતું હતું, માટે ઘણા પડોને પાસે પાસે મુકીને જોડી લેતા હતા, અને વળી તેના ઉપર બીજાં પડ મુકીને તેને જાડું કરતા હતા, જે પછે તેને ખુબ દાબતા, તડકાંમાં સુકવતા અને તે ઉપર મોહોરો કરતા હતા. એ રીતે વીસથી તીસ ફીટ લાંબો પણ થોડીજ ઈંચ પોહોલો તાવ બનાવતા હતા, જે આપણા ટપકાને મળતું આવેછે અને આગલા પુનાની તથા ઈજીપશીઅન લેખો એવાજ ટપકાઓ ઉપર લખેલાછે.

ચીનાઓ બીજા ઘણા હોનરોની મીશાળે કાગજ બનાવામાં પેહેલા હતા. તેઓના "કાંજીનાં કાગજ" ઘણી વાંચનારી બાનુઓએ જોયાં હશે. એ કાગજ ઉપલાં "પેપાઇઅસ" કરતાં સારાં છે, તોપણ ઘણાં ખાંમી ભરેલાંછે. નામાંકીત ડાકટર લીવીંગસટને સાહાક વરશ ઉપર એ કાગજ ઈંગલંડમાં દાખલ કીધાં. ફુલ વગેરે સોભાની ચીજો બનાવામાં એ કાગજ ઘણા કામના છે, અને કેહેછે કે એ કાગજના ફુલોના એક તોરાની કીમત શાહાજાદી શારલોટે ૭૦ ગીની આપી હતી.

એ મોઘાં કાગજ બનાવાની ચીનાઇ કળા થોડાંજ વરશ થયાં માલમ પડીછે અને તે ઉપરથી "ચોખા" અથવા "કાંજી" નાં કાગજનું તેને નામ આપવાની ભુલ સાબેત થઇછે. એ કાગજ એક જાતના ઝાડના થડના ૮ થી ૧૦ ઈંચના કકડા બનાવીને તેની પાતલી કાતરીઓ કરી દાબવાથી તેના પતલા તાવ બનેછે, જે પછે તેને રંગેછે તથા બીજી સઘલી કીરીઆ કરેછે.

એજ ઉદયોગી લોકો બાંબુના પણ કાગજ બનાવેછે. ઉપલીજ રીત મુજબ બાંબુના થડના તરણ ચાર ઈંચ જાડા તથા ચાર પાચ ઈંચ લાંબા કકડા કાપીને પાંણીમાં ભીંજવેછે તથા ધોયછે, જેથી તે કકડા નરમ થવા પછે તેની પતલી ચીપો કાપીને સુકવેછે, ઉકાલેછે, તેની લાહી બનાવેછે અને તેના પતલા તાવ કરેછે. એ તે ખરૂં કાગજ છે. હાલની કાગજ બનાવાની રીતને આ ચીનાઇ રીત ઘણી મળતી આવેછે.

એ ઉપરાંત બીજાં ઝાડપાનને પણ કાગજ તરીકે લખવાના કામમા લેવાની આગલા વખતોમાં કોશેશ થયલી છે. તાડ, નાલીએરી વગેરે ઝાડોના પાતરાં, કેટલાંક ઝાડોની છાલ, કેટલાંક ઝાડોનાં પાંન ઉપર આગલા વખતના લોકો લખતા હતા. વળી: ચાંમડાં, રેસમી કપડાં વગેરે ઉપર લખવાનો પણ અસલ ચાળ હતો. ટકાઉપણાને માટે હમણા પણ ચામડાંના કાગલો વપરાયછે, જે "વેલમ" અને "પારચમેંટ" છે.

પણ એ સઘલી જીણસો કાગજના જોઈતા ખપને માટે કસી પુરી પડતી નથી. ચીડડાંમાથી બનાવેલાં કાગજ ચીજ દુનીઆંની ગરજ સરેછે અને ચોકસ માનવામા આવેછે કે એવાં કાગજ બનાવનાર પણ પેહેલ વેહેલા ચીના લોકો હતા. પેહેલાં ચીડડાંની ખીર અથવા આટો બનાવી, તેમાથી કાગજ બનાવાની શોધ ચીનાઓની છે. એજ શોધ ફાટેલાં ચીડડાં ઉપર તેઓએ લાગુ પાડીછે.

ચીડડાંમાથી કાગજ બનાવાનો હોનર ચીનથી સમરકંદ તરફ ગયો, જાંહાંથી મુસળમાનોના દોરના વખતમાં મુસલમાનોની મારફતે તે યુરોપમા દાખલ થયો. આરબ લોકોએ સપેન દેશ ફતેહ કીધા પછે કાગજ બનાવાના હોનરને તેઓ તાંહાં લાવયા, અને સપેનથી તે યુરોપના બીજાં દેશોમા ફેલાયો.

ઈંગલંડમા પેહેલવેહેલો કાગળ બનાવનાર એક ટેટ નામનો શખસ હતો, જેણે ૧૬ મી સદીની શરૂઆતમા હેરટફોરડશાયર આગળ એક કાગજ બનાવાનુ કારખાનુ સથાપયું હતું. તાર પછે ૧૫૮૮ માં એક જરમને કારખાનું કાહાડયું, જેને તેના હોનરને માટે રાણી એલીજાબેથે નાઇટનો ખેતાબ આપયો હતો. ઈંગલંડમાં ઘણીખરી કલાકઉશલો ફરેંચ, જરમન, વગેરે પરદેશીઓથી દાખલ થઈછે તેમજ કાગજ બનાવાના ઉદયોગમાં પણ બનયુંછે.

ઉપલા વખતનાં કાગળ ઘણાં ખબરાયલાં હતાં. વખનાયલો ગરંથ કરતા ફુલર તે વખતના કાગજની ખાંમી એક રમુજી રીતે જણાવી ગયોછે. તે કેહેછે કે "વીનીશીઅન લોકો જેવા સફાઈદાર અને રાજદરબારી છે, તેવાં તેમનાં કાગજો પણ છે; ફરેંચો જેવા પતલા, નાંજુક, હલકા છે, તેવાં તેમનાં કાગજો છે; પણ ડચ કાગજો તાંહાંનાં લોક જેવાં જાડાં અને ભારીછે, તથા વાંદલાંની મીશાલે સહીને ચુશી લીએછે."

તે વખત ઉપર કાગજ સઘલું હાથે બનતું હતું. હમણા મોટો ભાગ સાંચાથી બનેછે, પણ તે સાંચા ઉપર આપણ આવીએ તેની આગમચ આ વાત અજાએબ જેવી છે કે ફાટાં તુટાં ચીડડાંને બદલે બીજી જીણસોના કાગજ બનાવા ઉપર વીદીઆ ઘણી મથેલી છે અને તેમાં વીદીઆએ થોડી ફતેહ પણ મેળવીછે, મગર તે જેવી જોઈએ તેવી નથી.

કપડાંના ચીડડાંના કાગજથી સરવે ગરજ સરેછે ખરી, પણ દુનીઆના એ ખપજોગાં કાગજ બનાવા માટે એટલાં બધાં ચીડડાં કાંહાંથી મળી આવે? ચીડડાં જે આપણ રદ બાતલ ગણી કાહાડી નાખીએ છઈએ, તે અલબતાં સસતાં મળી શકે, પણ જારે તેમની પેદાસ કરતાં માગણી વધારે હોય, તારે તેમનો પણ ભાવ ચડી જાય તેની નવાઈ નથી.

છાપવાનો હોનર શોધી કાહાડવા પછે થોડા વખતમાં સ્વીનહેમ અને પેનારટજ નામના બે જરમનો રોમ ગયા અને તાંહાં તેઓએ એ હોનરને પેહેલવેહેલો દાખલ કીધો. તેઓએ તરેહવાર ચોપડીઓ છાપી પણ તેનો ઉઠાવ નહી થવાથી તેઓએ તે વખતના પોપનો આસરો માગયો. તેઓએ પોતાની અરજીમા છેક તે વખતે લખયું હતું કે "આટલીબધી ચોપડીઓ છાપવાના કાગજતો શું પણ ચીડડાં વટીક મળી શકવાં આજે મુશકેલ છે."

પણ તે જમાના પછે કાગજનો ખપ એટલો વધયોછે કે દુનીઆંની એ હાજતને બસ થાય એટલાં ચીડડાં કાંહાંથી મેળવવાં તે ઉપર ઘણીવાર અંદેશો કરવો પડેછે. ઘણા દેશોમા એટલું કાગજ બનેછે કે ખુદ તે દેશના ચીડડાં બસ પડતાં નથી, પણ બીજાં દેશોથી મંગાવવાં પડેછે; પણ બીજાં દેશો એટલાં ફાજલ ચીડડાં આપી શકતાં નથી તારે આ મુશકેલીમા ઘણો વધારો થાયછે.

જેમ કે ઈંગલંડમા જેટલું કપડું ખપેછે તે કરતાં પાંચ છ ઘણું વધારે કાગજ ખપેછે. ફરેંચ, ડચ, વગેરે પરજાઓ પણ એજ પરમાણે પોતાના ફાજલ ચીડડાં કરતાં કાગજ ઘણું વધારે બનાવેછે, તારે તેઓ ચીડડાં કાંહાંથી લાવે? વળી ફરાનસ, બેલજીઅમ અને હાલંડ દેશોમાથી બાહેર ગામ ચીડડાં મોકલવાની સરકારે શખત મના કરેલીછે. તારે એટલાં ચીડડાંને સારૂં કાંઈ તે દેશો સાથ "ચીડડાં ફાડતાં" પાલવે?

એટલા માટે ઉપાય એજ કે આ ચીડડાંઓને બદલે કોઈ બીજી ચીજમાથી કાગજ બનાવતાં માણસે શીખવું જોઈએ, કે જે ચીજ પુશકલ જથામા ખુદરતેજ પુરી પાડેલી હોય. એ ખુટ પુરી પાડવાને વીદીઆએ અને વીદવાંનોએ જે જે કોશેશ કરેલી છે તેનો હેવાલ અજાએબી ભરાવેછે. ઝાડ પાન, જાનવર અને નીરજીવ પદારથો ઉપર વીદીઆ એક સરખી રીતે મથીછે.

"આસબેસટોસ" નામની વસતુ જે આગમા બલે નહી એવી અજાએબ ખાશીએત ધરાવેછે અને જેના અજાએબ હેવાલોને અમે આગળ પરગટ કરેલાછે, તે જીણસનું કાગજ બનાવામા આવયુંછે. એ એક જરા લીલાશના રંગનો સાખાદાર ફતર છે, તથા કારસીકાના ટાપુ ખાતે ઘણો મળી આવેછે. એ જીણસનું ગુણ ઘણા વરસ સુધી માલમ પડયું નહી હતું, પણ હવે તેની સઘળી ખાશીએતો શોધી કાહાડવામા આવીછે.

એ જીણશના કપડાં અને કાગજ બેઉ બની શકેછે. તેના કપડાં પેહેરીને આતશમા ચાલતાંભી કાંઈ નુકસાન થતું નથી. તેમજ તેના કાગળ આંગમા બલતાં નથી. તેને ભુકી કરી, ગાલી, ચારી, હોલવી, ભીણવી અને કાલવીને તેના કાગજના તાવ બનાવેછે. બરનસવીક વાળા પરોફેસર બરખમાને એ જીણસની ખાશીએત ઉપર એક ચોપડી બનાવીછે અને તે ચોપડી એજ જીણસ કાગજ ઉપર છાંપેલી છે, પણ એ કાગજ જાડું તથા ખબરાયલું છે.

ઘાસમાથી કાગજ બનાવાને એક બીજી મોટી કોશેશ કરવામા આવીછે. ઘાસના બે તરણ ઈંચના ટકડા કાપી, ચુનાના ઠંડાં પાણીમાં બોરી કાહાડેછે અને પછે તેને કાપીને તેની બારીક ભુકી કરવામા આવેછે તથા તેની લાહી બનાવીને બીજી સરેશતાની દોરીઆથી કાગજ કરેછે.

આવી રીતે ઘાસનુ કાગજ બનાવાના લંડન આગળ બરમ નસડી તથા ટેમસ બાંક તરફ કારખાનાં નીકલયાં હતાં.

પણ એ સઘલી મેહેનત રદ ગઈ. ઘાસનું કાગજ કઠણ અને ખરાબ રંગનુ બનયું: તેમા સુધારો કરવા મારે તરેહવાર નવી કલાઓ શોધી કાહાડવામાં આવી. જેમકે તેના ગાંઠ કાપવા, તેમાનો રંગ કાહાડી નાખવા, તેને લગાડેલી દવાઓનો ખવાશ દુર કરવા વગેરે કામોમા ઘણો સુધારો દાખલ કરવામા આવયો, પણ તેથીબી કાંઇ વલયું નહી. આ સઘલી કળાઓ પાછળ ખરચ ઘણો વધી ગયો અને તેથી મોઘા ભાવ પરમાણે કાગજ નીકલયું નહી, જેથી તેના કારખાનાઓ બંધ પડયાં.

સાધારણ રીતે એવું મનાયછે કે કોઇ પણ ઝાડના શોખામાથી કાગજ બની શકેછે. ફતરમાથી કાગજ બનાવાની એક જણે પેટંટ મેળવીછે. બરીટીશ મીઉજીઅમમા એક આખી ચોપડી છે, જેમાં ઝાડની છાલો, પાંતરાં, શાખા વગેરેમાથી કાગજ કેમ બનાવવું તેનું બેઆન તે જાતના કાગજો ઉપર લખેલું તથા છાપેલુંછે. તોપણ કબુલ કરવું જોઈએ કે એ જીણસોમાથી સારૂં કાગજ બનાવાને હજી સુધી વીદીઆ નીશફલ થઇછે.

હજી સુધી તો કાગજનું રાજ ચીઠડાંના હાથમાં છે. જે ચીઠડાં ફાડી તોડીને આપણે નાખીએ છઇએ, જે સામાન લુછવાના ચીઠડાં, ગુલાંગરેનાં પોતાં, ફાટેલાં બોરતીઆં, કામ નહી આવે એવું એકેક ફાટું કપડું, પાછળથી આવાં મોટાં કાંમમાં આવે; તે ચીઠડાંમાંથી ધોતાં, સોજાં, સફેદ, સુંવાલાં, લીસાં કાગજ બને; અને તે ચીઠડાંમાંથી બનેલું કાગજ આખી દુનીઆંને ગોયા તાબેદારીમાં રાખે એ અજાએબ જેવુંછે !

ફાટેલાં મોજાં, ટોપીનાં ચીઠડાં, સદરા લેઘાના કકડે કકડા આપણ કચરામાં નાખીએ છઇએ. પણ તે કચરા ઉપરથી મોટો ઉદયોગ જાગયોછે. તે કચરા ઉપર તુટાતુટ અને લુટાલુટ પડેછે. તે ચીઠડાં લેવાના ઇનતેજાર કચરાપટીઓ મોહલામા ફરેછે. પારીસમાં ચીઠડાં એકઠાં કરનારાઓનોતો એક ટોલો થયોછે અને તેઓ ઘણી હીમતથી પોતાના હક જાલવેછે.

આ સ્ત્રી બોધ ચોપાનીઉં કાગજ ઉપર છાપયુંછે, એ કાગજમાં કેવાં કેવાં ચીઠડાં આવયાં હશે. એમાં બંગાલી સુંદરી હશે કે ધાકાની મલમલ હશે, કે સુરતની સુજની હશે ! આ કાગજમાં આવેલાં ચીઠડાંએ એકવાર કોણ જાંણે કીઆ પાદશાહનાં દીલને સણગારયું હશે ! કેઈ પરીચેહેર રાંણીના શરીરને સોભા આપી હશે, કીઆં દુધમલ બાલકને બીછાંનો ઉપર આરામ આપયો હશે !

પેઆરી વાંચનારી બાનુઓના હાથમાં મેળેલાં આ કાગજનાં ચીઠડાં કોણ જાણે રશીયાના કીઆં કારખાંનાંમાં વણાયાં હશે, ટરકીના કેવા જનાનખાંનાંમાં નરમ ગાદીપર ગયાં હશે, જરમનીમાં કેવી પાદશાહી ટેબલ ઉપર પંથરાયાં હશે ઇઆ ફરાનસમાં કીઆં ધરમ ખાતાંમાં શખાવતનાં કાંમોમાં રોકાયાં હશે !

અમેરીકા અને હીંદુસતાનમાં ઉગેલો રૂ ઇંગલંડ ગયો; ઇંગલંડથી વણેલું કપડું દુનીઆંને બીજે છેડે ચીન ગયું; ચીનથી તેનાં ચીઠડાં પાછાં ફરાનસ ગયાં; ફરાનસથી તે ચીઠડાંનું કાગજ આપણા હાથમાં આવયું !

વીદીઆ અને હોનરની આ કેવી ઉથલ પાથલ ! એ કેવી મોટી ફતેહ !

---

## દુખ વીશે દાનાઈ.

**મોટાં સુખ કાંઈ સદાના નથી**—આપણી જીનદગીનાં કીરતી ભરેલા તથા દીલરીજવનારા મોટાં સુખોથી આપણે ગમે એવી મોજ મારતા હોયે, તોબી નીતરોજ આપણે ખુદાની મેહેરથી જે થોડું સુખ મલેછે તથા જે વરસાદની માફક આસમાંનપરથી ધીમે ઉતરેછે તેને વીસે બેદરકાર નહી રહેવું જોઈએ. પણ એથી ઉલટું તે સુખ પછી તે ગમે એવું થોડું હોય તોએ પણ બીજા દહાડાની ગરમી તથા બોજો ખમવાને આપણને સકતીવાંન કરવા જોઇએ. આએ દુનીઆમાં જેમ મોટા બનાવો તથા મોટી ચીજો વારેઘડીએ બનતી નથી તેમજ ઘણાજ મોટાં સુખો, ફતેઓ, આબાદાંની વારેઘડાએ નથી આવતી બધા જમાનાંમા, કાંઈ "ઇલીયડ" લખાતી નથી તથા બધા દેશોમાં "નાએગરા" ધોત પડતો નથી, તેમજ જે ઘણું મોટું સુખ તથા મોટાઇ જેથી આપણે આપણા પેદા કરનારની સકતી તથા કમાલીઅત પીછાંનીએછે તથા તેને વાસતે જીવીએછે, તે સુખને મોંટાઇની મોજ ભોગવવાની તક આપણને આખા જીંદગીમા એક અથવા બે વખતથી વધારે મલતી નથી, તેથી કરીને, ઓ ! વાંચનારી બાંનુઓ, આપણી જીંદગીના નાહના સુખો આપણને ચાહાવા દેવો.

**દુખ જરૂરનુંછે**—પેલી કેહવત છાતીમા કોતરી રાખજો તે એકે "કોઇ પણ નસીબ એવો કઠણ હશેજ નહી જે વખત જવે સુધરે નહી." જેમ તોફાંન તથા વટોલયો હવાને સાફ કરેછે તથા નાસકારક પલીદીને દફે કરેછે, તેમજ આ જીંદગીમા જે દુખ તથા દલગીરી આવી પડેછે, તેઓ આપણા પાપી જીગરોને પશતાવો કરાવી આપણા મન તથા દીલને નીરમલ કરેછે. હરેક દુખ પેહેલવેહલું જયારે આપણી ઉપર આવી પડેછે, તયારેતો આ વીચાર કધીબી આવવાનો નથી કે થોડા વખતમા એ દફે થશે, પણ એથી ઉલટું જાંણે આપણી ઉપર અગાઉ કોઇ કીસમનું દુખ યા દલગીરી આવીજ ન હોય તથા તે જાંણે તદન નવીજ હોય તથા આગળ જાંણે તરેહવાર બેચેનીઓમાંથી આપણ હશતે મોહડે તથા ફતેમંદીથી બહાર નીકલયાજ ન હોય તેમ આપણે હરેક કીસમની દલગીરી પેહલ વેહલી જબુન લાગેછે. અને આપણે મગજની નબલાઇને લીધે એવું માંનીએછે કે એમાંથી આપણો છુટકો કદી થવાનોજ નથી.

**દુખને પીછાંણવું એજ મોટું સુખછે**—ઉપલા વીચારોજ કહી આપશે કે હરએક દુખને દુર કરવું એજ ખરૂં સુખ છે. ઉપર મુજબ દુખથી દરવું નહી જોઇએ, પણ તેવો દર કરવાથી ઘણીજ માઠી અશર થાયછે. આપણાં દીલમાંની સઘલી આસા નીરાશ થાયછે, તથા શરીર આરો ગુમ થાયછે. જે મરદ દુખથી દરે તે બાએલો છે.

જે ઓરત દુખથી ડરે તે નાહીમતછે. જેમ પક્ષીઓ વરશાદનાં ઝપાટા તલે તરબોર થાઇ પાંણીને ખંખેરી કાઢેછે, તથા તે પાંણીને દીલમાં પેવશ થવા દેતાં નથી, તેમ એવાં લોકો પોતાની દલગીરીને ખંખેરી કાટતાં નથી ને જીગરમાં પેવશ થવા દેછે. હાવા લોકો ખરેજ ટૂક બુધીનાં તથા છીછલકા મગજનાં હોવા જોએ. એવા સખસો બીજાઓ કરતાં દુખ વધારે શારી રીતે સોસે તથા વધારે કઠણ દીલનાં હોય એમ માંનવાં કરતાં હમો જો એમ બોલીએ કે ખરી દલગીરી એવા લોકને લાગતીજ નથી, તો તે બેહતર કહેવાય. દલગીરી તેઓનાં જીગરને લાગતી નથી, કાંએકે તેઓ ખમી શકતા નથી. દલગીરી શું અને દુખ ઉપર ફાવવાની ફતેહ શું તે તેઓ સમજતાંજ નથી. પે૦ ન૦ ડા૦

---

# "હીમતે મરદાં—મદદે ખોદા."

મેએનની ઉતર દસાએ આવેલાં એક પરગણામાં પેહેલા જઈ વશનારાઓમાં સાઈમાન રોલફ નામનો એક શખશ હતો. તેને નાંહાંનપણથીજ જંગલની ધાસતી અને દુખો સોસવાની ટેવ પડી હતી; અને જેયારે તે ઉમરમાં આવીયો તેયારે તે શેહેરમાં દુર ઝાડો કાપવામા, તેઓને સીચવામાં, અને શીકાર કરવામાં જવાન રોલફની બરાબરી કરી શકે એવો કોઇ ન હતો.

બાવીશ વરસની ઉમરે રોલફ પોતાના પડોશીઓમાંથી એક જણની છોકરી સાથે પરણીઓ તથા બે બચાં થવા પછે તે બીજે ગામ જઈ વસયો. તાંહાં રોલફે, એક જંગલમાં બાર ફીટ ચોરસ લાકડાંની મજબુત જુપડી બાંધી, જેમાં નીચે એક ઓરડો અને ઉપર એક માળો બનાવીયો હતો. તે માળા ઉપર બાહેરથી નીસરાનીની મદદથી જવાતું હતું.

પોતાના હાથે પોતે જુપડી બાંધીઆથી રોલફ ઘણો મગન થયો, અને ખુશીથી પોતાની જુપડીની આસપાસ જે ઝાડી હતી તે કાપવામાં મસગુલ થયો. એક મહીનામા તો તેણે ઝાડીથી જંગલનો થોડો ભાગ ખુલલો કરી નાખીયો, અને તે જગાપર થોડોએક અનાજ અને પરેટા વાવીયા.

જેયાંશુધી અનાજ અને પરેટા તઈયાર થાય તેયાંશુધી રોલફે પોતાનુ અને પોતાનાં કુટુંબનું ગુજરાન કરવાનો પોતાની બંદુક ઉપર આધાર રાખીયો હતો. સેકાર ઘણુ હોવાથી તે થોડી મેહનતે થોડા કલાકમા કેટલાએક દાહાડા શુધી ચાલે એટલો સેકાર મારી લાવતો હતો.

એક દાહાડે રોલફ પોતાના કામપરથી બપોરના જમવા આવીયો; તેયારે પોતાની બાંનુંને કહયું કે આજે હું પાછલા પોહોરે સેકારમા જવાનો છેઉં... જેયારે તે પોતાના કામપર હતો તેયારે તેણે ઝાડી કાપીને જે જગા ખુલલી કીધી હતી તેની કીનારી ઉપર એક મોટા રીંછ (બાલાબીછ)નાં પગલાં જોયાં હતાં, કે જે રીંછ તેયાં થોડાએક કલાક અગાઉ આવયું હતું, જેને જેમ બને તેમ પકડવાનો રોલફે ઠરાવ કીધો. તેણે વીચારીયું કે રીંછનું માસ થોડા દાહાડા શુધી તેના કુટુંબનો ખોરાક થઈ પડશે. વળી તે રાખથી હેવાનને પોતાની જુપડીની આગળ ફરવા દેવું એ બીલકુલ સંલામતી ભરેલું નથી, કાંએ કે તેના બચ્ચા દાહાડામા વારેઘડીએ જુપડીની બાહાર અને ઝાડીમા રમવા જતાં હતાં.

ખાંનું ખાધા પછે રોલફે પોતાની બંદુક લીધી અને જંગલમા નીકલી ચાલીયો.

પોતાના ભરથારના બાહાર ગયા પછે હવે ખાધાની રકાબીઓ સાફ કીધા બાદ મીસીસ રોલફ પોતાના ભરથારનો દગલો સીવવા ખુલલા દરવાજાના ગાલામા બેઠી, કે જેયાંથી તે પોતાના રમતાં બચ્ચાંપર ચોકસી રાખી શકે. એ પરમાણે એક કલાક ગુજરી ગયો, અને તે વેલાએ છોકરાંઓ પોતાની માએની પાસે આવયાં, અને મેરી નામની છોકરી તેણીના હાથમા ઉંઘાઇ ગઈ. મેરીના ભાઈનું નામ ડીક હતું, જેણે પોતાની બેહેનને રમવાને વાસતે ઉઠાડવાના ઘણી તજવીજ કીધી પણ ફોકટ. તેથી હવે તે છોકરો નીસરની ઉપર ચહડીને માલ ઉપર ગયો, અને તેયાં પોતાના રમકડાં સાથ રમવા લાગો. થોડી મીનીટ શુધી પોતાના બચ્ચાંને હાથમા રાખીયા પછે મીસીસ રોલફે મેરીને હેઠલા ઓરડાના એક ખુણામા બીછાંણું હતું તેની ઉપર શુવાડી, અને પોતે પાછી શીવવામાં મશગુલ થઈ.

એ પરમાણે તેણીએ હરથો કલાક શુધી શીવીઆ કીધું, અને પછે ઉઠી અને દરવાજામાં ઉભી. તે વખતે કાલાં વાદલાંથી શુરજ ઝાંખો થયો હતો, અને જંગલની તરફથી પવનના ભારી ઝપાતા અંદર આવવા લાગા. એ બેશક તોફાંનની નીશાંની હતી. પોતે એખલી હોવાથી જે તરફ તેણીનો ભરથાર ગયો હતો તે તરફ ટીકી ટીકીને જોવા લાગી. જોકે પોતે જાણતી હતી કે આ વખત કંઈ તેની રાહા જોવાનો નહી હતો પણ તે કોઇબી ઠેકાંણે નજરે પડીયો નહી. એ વેલાએ તેણીએ પોતાના છોકરા ડીકને યાદ કીધો, તેથી તે દરવાજામાંથી પાછી ફરી અને માલ ઉપર ગઈ, કે જેયાં તેણીએ તે છોકરાને ભર ઉંઘમાં શુતેલો જોયો. તાંહાં તે બચાંને બરાબર સુવાડીને તથા પેઆર ભરી ચુંમી લઈને તેની માતા પાછી ફરી, અને નીસરણી ઉપરથી હેઠલ ઉતરવા માંડીયું; તે નીસરણી જુપડીના બારણાની આગલ મુકેલી હતી.

જેવી મીસીસ રોલફ નીસરણીની પેહેલી પગતી ઉપર પગ મુકવાને વાંકી વલી કે તેણીની અછડતી નજર નસીબજોગે દરવાજાની બાહાર પડી; તેવીજ તેણીએ એક ધાસતીનો પોકાર મારીયો, કાંએકે ઉંબરથી એક દજન ફીટની અંદર એક મોટો રીંછ જુપડીમાં ધુરકતો ઉભો હતો, અને જેવો અંદરથી અવાજ સાંભલીયો કે તે હેવાંને એક ઉંડો ધુરવાનો અવાજ કોહડીયો.

એક પલ શુધી મીસીસ રોલફ ધાસતીથી હીલચાલ કરીઆ વગર અસકત ઉભી રહી, પણ બીજી બાજુએથી તેણીનું નીચે શુતેલું બચું કેવી લંપભીત ધાસતીમાં હતું એવું ધેયાંનમાં આવતાંજ માતાની બધી માતબુધી ઉસકેરાઈ. મીસીસ રોલફ પોતાનો બંચાવ કરવાનો બધો વીચાર ભુલી ગઈ; અને તેણીના કાંનમાં પેલા રીંછની બપભીત ચેતવણી છતાં તે નીસરણી ઉપરથી નીચે કુડી પડી, પોતાના હાથમાં બચાંને પકડીયું, અને માલ ઉપર જવાને પાછી ફ

રી. પણ તેવાંમાંજ પેલું રીંછ તેણીની તરફ ઉછલીને એ
ક જબરો કુતકો મારી જુપડીની અંદર આવયું.

આ વખતે તેણીનું જીવન અથવા મરણ હતું. પો
તાનું સઘલું બળ એકઠું ખેંચયા પછે આ માતા પોતાનાં
બચ્ચાં સમેત નીસરણીની ઉપર કુદી પડી; તેવામાંજ એક
બીજો જબરો કુડકો તેણીની તરફ પેલાં રીંછે મારીયો, અને
તેણીનો પોશાક જે મજબુત કપડાંનો હતો તે પોતાના મોટા
પંજાથી એક કરાડીઆના પડની મીસાલે ફાડી નાખીયો;
પણ તેથી પેલીને કાંઈ ઈજા થઈ નહી. એક પલ વધારે—અ
ને પેલા માલ ઉપર તે જઈ ઉભી; અને પછે એક જબરી સ
મજની મદદથી પેલીએ જમીન ઉપરની નીસરણી ફેંકી દી
ધી, જેથી પેલું રીંછ જેહાંશુધી કુડકો મારી તે માલાની લા
કડાંની જમીનના ભારવતીઆઓ અથવા ટેકા પકડે નહી
તેયાંશુધી તેણીની નજદીક આવવાની તે હેવાંનને તક આ
પી નહી. પોતાના હાથમાં પેલાં હજુર શુધી ઉંધાએલાં બ
ચ્ચાંને પોતાના છોકરાની પડોસમાં શુવાડીઆ પછે મીસીસ
રોલફે એક ઓકના લાકડાંની જાડી લાકડી હાથમાં ધરી,
જે લાકડી તેણીના ભરથારે કોવાડીના હાથા બનાવવાને વા
સતે તેયાં મેલી હતી અને જે ખાંચામાં પેલી નીસરણી ગો
ઠવી હતી તે તરફ આવીને ઉભી રહયા પછે એ સ્ત્રી પોતા
ના દુશમનની તરફ ટીકી ટીકીને નીચે જોવા લાગી.

પેલાં હેવાનની નજર પેલીની ઉપર પડી, અને તે એ
ક જબરા કુડકા સમેત પેલા માર તરફ ઉછલીઓ; આ વખ
તે એવી ફતેહથી કે તેના પંજામાં આબાદ ભારવતીઓ આ
વયો કે જેની ઉપર તે લટકીયો, અને પુર જોરથી પોતાનો
વજન ઉપર ખેંચવાને કોસેસ કરવા લાગો. પેલી હીમત
વાન ઓરતે પોતાનાં પુર જોરથી પેલી ઓકની લાકડી પો
તાના માથાં ઉપર ગુમાવી, અને રીંછના એક પંજા ઉપર
ઘણાજ જોરથી મારી. રીંછે એક ગુસસાની અને દુખદાએ
ક મોટ્રી બરાડ મારી પોતાનો દસત છોડી દીધો, જેથી તે
જુપડીની લાકડાંની જમીન ઉપર એટલાં જોરથી પડીયો કે
પેલી તકલીદી ઈમારતને જાંને ભારી તોફાંનથી ધોકકો લા
ગો હોય તે મીસાલે ધ્રુજી.

પણ આ પરમાંણે થયાથી પેલું રીંછ કંઈ હ
ટયું નહી; અને બીજા કુડકાથી પોતાનો ટેકો પા
છો પકડવાને તજવીજ કીધી, પણ એમ કરતાં તે વળી
નીશફલ થયું. મીસીસ રોલફને એ વખતે એવું લા
ગું કે આ જગાની હું ધણીઆની છઉં, અને પોતાનો ધ
ણી પાછો આવે તેયાંશુધી પોતાની ઉપર હોમલો કરનાર હ
રીફને દુર રાખવાને શકતીવાંન થવાને તે કીરતારની છુપી
રીતે તેણીએ બંદગી કીધી. તેણીએ ધારીયું કે પોતાનાં ભ
રથારને આવવાને હવે ઘણો વીલમ નહી લાગસે. પેલું
રીછ પેલો માર પાછો પકડવાને ફરીથી તજવીજ કરવાની
સેતાબીમાં જણાયું નહી, પણ નીચેના ઓરડામાં જે તે દા
હાડે રાંધીયું હતું તેનો ખમરાત શુંઘવા લાગું.

બાહાર પવનનું જોર ઘણું વધીયું હતું તેથી પવન
પેલા ઉંઘાડા દરવાજામાંથી તે જુપડીની અંદર ધસીઓ આ
વતો હતો, આસમાન ઘણું જલદીથી શીહા થવા લાગું હતું,
અને હમણા ભારી વરસાદ પડસે એવું જણાયું. આ પર
માણે બનીઆથી મીસીસ રોલફે હીમત ધરી, કાંએકે તેણીએ
વીચારીયું કે આ ખુદરતી બનાવ તેણીના ભરથારને કદાચ
તેની ધારણા કરતાં જલદીથી ઘેર મોકલશે.

એવામા બાહાર પવનનો એક મોટો કડાકો તેણીના
કાનપર પડીયો અને બીજીજ પલે સપાટાબંધ જુપડીની
અંદર આવયો, તે એટલાં જોરથી કે પેલો દરવાજો મોટા
અવાજ સાથે બંધ થઈ ગયો, અને પેલીએ પેલાં હેવાનને
નીચેના ઓરડામા બંદીવાન થયેલો જોયો. આ બનાવે મી
સીસ રોલફની ધાસતીમા ઉમેરો કીધો, કાંએકે પેલાં રીંછને
બાહેર જવાને કોઈબી મારગ ખુલસો નહી રહયો.

પેલું રીંછ પોતાની હાલત વીશે માહીતગાર હોય એ
વું જણાયું, અને પોતાના પુરે બલથી એક કુડકો મારી પે
લા દરવાજા પર અથડોયું, પણ પેલો દરવાજો જે અખંન
ઓકના લાકડાંનો હાવી જાતના હોમલાઓ અટકાવાને ખુદ
મતલબથી બનાવીયો હતો તે પોતાની જગા પર મકંમ ઉભો
રહયો. બીજો અને તરીજો કુડકો પેલાં ગુસસે થએલાં હેવાં
ને મારીયો, પણ તેનું પરીણામ એવુંજ આવયું. તે દરવાજો
સાબુત હતો, અને એથી તેની ખાતરજમા થઈ હોય તે મી
શાલે પોતે જે રસતે આવયું હતું તે રસતો સોધવાને વાસતે
ઓરડાની આસપાસ ફોકટ ભટકવા લાગું. પેલો દરવાજો
બંધ થતી વખતે જે મોટો ઘોંગાટ થયો હતો તેથી ઉપરના
માલામા બેહુ છોકરાંઓ જાગી ઉથીયાં; અને તેઓ પોતાના
બીછાંના ઉપરથી ઉઠયાં અને માતાના ફીકા ચેહેરાના
દેખાવથી અને પેલાં છોકરાંની પેલાં રીંછ ઉપર નીચે અછર
તી નજર પડવાથી, તેઓએ હેબતનાક પોકાર મારીયો, અ
ને બીહીકથી પોતાની માએના પોશાકને વલગી પડીયાં.

આ અવાજથી પેલાં રીંછનું ધ્યાન પાછું ખેંચાંયું; તે એ
ક પલ નીચેની લાકડાંની જમીનપર વચોવચમા ઉભું રહયું,
અને તેયારબાદ એક જબરદસત કુડકાથી તે તેઓની બારી
ની નજદીક આવયું, અને તેયારબાદ આ વખતે
પોતાના આગળા પગો માલાની જમીનપર મકંમ ભીરી, તે
એવી જગાએ કે એક પલવારમા પોતાનું જોર એકઠું કરીને
તે પોતાને ઉપર ખેંચવાને સામરથ થયું હતે. છોકરાંઓની
ચીચીઆરી અને વલગાણુ છતાં, મીસીસ રાલફે પાછું પો
તાનું હથીઆર ઉઠાવયું, અને પોતાના પુર બલથી પેલા રા
ખસના મસતકમા મારીયું, જેથી તે એક પલ સુધી તેનો
હોસ જતો રહયો હોય એમ જણાયો, પણ પોતાનો કબજો
છોડીયો નહી. પેલીએ લાકડી પાછી ઉઠાવી; પણ આ વે
લાએ જેવી તે લાકડી નીચે ઉતરીકે પેલા રાખસે પોતાના
ભારી જડબાંની અંદર પકડી, અને વીજલીની જડપથી તે
ણીના હાથમાથી છીનવી લીધી, તેથી પેલી તદનજ નીરઆ
ધાર થઈ પડી.

આ ઝપાઝપીમા રીંછે પોતાનો ટેકાવ ખોહયો અને
તે પાછું જમીનદોસત થયું; તે વખતે મીસીસ રોલફે પોતા
ના બેઉં બચ્ચાંને હાથમા લીધાં, અને પોતાના ઝીગર સાથે
મજબુત ચાંપીઆં, એવું સમજીને કે પોતે કેવી નીરઆધાર
છે, અને પોતાની હાલની લાઈલાજ હાલતમા તેઓના જા
નને વરે તે વધારેવાર લડી શકસે નહી.

પેલાં રીંછે તરત બીજો કુડકો મારવાને તજવીજ કી
ધી નહી, પણ નાહાસવાની જગા સોધવાને વાસતે પેલા ઓ
રડામા ફરવા લાગું પણ ફોકટ; એ વખતે મીસીસ રોલફ

પોતાના બચ્ચાંઓને અરોબર લઈને પેલાં રીંછના પગલાં અને પવણુના શુસવાટા અને વરસાદ જે તે વખતે વરસતો હતો એવોનો અવાજ સાંભલતી બેઠી હતી.

પણ વળી પોતાનો ભરથાર જલદીથી આવસે તે વીશે તેણીને કંઈ સંદેહ રહયો નહી; મગર આ રાખસની હાજરી વીશે તેને કેમ જાણીતો કરવો, કે જે રાખસ જેવો તે દરવાજો ઉઘાડસે તેઓજ તેની ઉપર ધસસે. આ તોફાંનની અંદર તેણીનો અવાજ કંઈ બાહાર સંભલાસે નહી. જો તે બુમ મારેછેતો રીંછને મારા આગળ પાછું લાવવાના જોખમમાં આવી પડેછે. પેલીને વાસતે કાંઈબી કરવાનું બાકી રહયું નહી હતું, પણ જેપાં તે હતી તેપાંજ ગુપચુપ બેસી રેહવું, અને પોતાને, પોતાના બચ્ચાંને, અને પોતાના ખાવીંદને વીશે તે કીરતારની બંદગી કરવી. તે ગુંઠણુમડીએ તે રેહેમી જગ પીતાની મદદ ચાહાવા બેઠી.

પાંચ દસ મીનીટ વીતી ગેઈ, અને હજુર તેણીનો ભરથાર આવયો નહી. તોફાંન બાહાર ફુંકતું હતું, અને રીંછે પોતાની અથાક હીલચાલ ઓરડામા જારીજ રાખી હતી. એકાએક જુપડીના દરવાજાની નજદીક પગલાંનો અવાજ આવયો, અને રોલફની બઈરીના કાંન ફાડી નાખે એવો ચેતવણીનો અવાજ જેવો તેણીના હોઠ બાહાર પડયો કે તેની સાથેજ તે દરવાજો ઉઘડયો, અને મી૦ રોલફ દાખલ થયો.

વરશાદથી બંદુકની ચાંપ ખરાબ નહી થાય તેને વાસતે રોલફે બંદુકને બાંહેની હેઠલ ધરી હતી, તેથી જેવી તેની નજર પેલાં રીંછની ઉપર પડી કે તે વખતે પોતાની બંદુકને ખભાં આગલ લાવવાને તેને વખત નહી મલયો; કાંએ કે ઘણુંકરીને એક રોશનીના ચમકાટની મીશાલે પેલું રીંછ કુદયું અને મી૦ રોલફને જમીન ઉપર નાખી દીધો, જેયાં તેઓ પોતાના જીવની કસાકસીમાં એકએકની ઉપર ગબડવા લાગા. જોકે મી૦ રોલફને એકાએક ધભરાવામાં આવયો હતો તોપણ આ વખતે તેનું માહા બલ સારી સેવા બજાવવા લાગું.

તેઓ પોતાના જીવને વાસતે તે કરૂર લડાઈમાં એકએકની ઉપર લોટવા લાગાં, અને રોલફે પોતાનો જમનો હાથ રીંછની બલાથમાથી છોડવવાની તજવીજ કીધી કે જેથી તે પોતાની સેકારી છરીને કબજામાં લઈ સકે; પણ રીંછે તેના ખભાં ઉપર જે બલાંથ મારી હતી તેથી તેને માલમ પડીયું કે એ બનવું ઘણું મુશકેલછે. તેની બંદુક પેલા બખેડાની સરૂંઆતમાંજ જમીનપર પડી હતી, અને હમણા તે બાહાદુર જંગીઓથી થોડે તફાવતે પડેલી હતી.

પેલા માલ ઉપરથી મીસીસ રોલફે ઘણી ભયભીત ચીંતાથી આ બખેડો જોયો; પણ ખરા પેયાર અને નાઉમેદીથી તેની હીમત પાછી સજીવન થયા બાદ તેણીએ પોતાના ભરથારની જીંદગી બચાવવાને વાસતે પોતાના જાનને જોખમમાં નાખવાનો ઠરાવ કીધો. છોકરાંઓ જ્યાં હતાં તેથાંજ તેઓને શાંત રેહવા ફરમાવીને પેલીએ ભારવટીઓ પકડીયો અને જુપડીની જમીનપર જોંકાવી દીધું. એક પલ વધારે—અને તેણીના હાથમાં બંદુક આવી, અને જે વખતે પોતાના ભરથારને જોખમ પોહોંચીઆ વગર ગોલી મારવાને બની શકે તે વખત તઈયારજ હતો.

પેલાં રીંછે તેણીની તરફ જોયું, અને ધમકીનો ધુરવાનો અવાજ કાહાડયો. પોલાદના લોહડાંની મીશાલના હાથથી પેલીએ બંદુકની અટકણુ ખેંચી, અને તે જુપડીમાં એક મોટો ધણુણુણ• કરીને અવાજ થયો. જેયારે ધુમાડો વીત ખાતો ખાતો માલા ઉપર ગયો તેયારે પેલું રીંછ જેના માથાંમાથી ગોલી આરપાર ગેઈ હતી તે મુવેલું પડેલું, અને મીસીસ રોલફ પોતાના ભરથારની પાસે બેસી તેના જખમી થયલાં ખભાંને પાટા બાંધતી નજરે પડી.

મી૦ રોલફ કંઈ ઘણો ખરાબ રીતે જખમી નહી થયો હતો, પણ અઠવાડીઆંની આખરીએ તે પોતાના કામ ઉપર જવાને શકતીવાન થયો હતો; અને તેઓની આખી જીંદગી (જે લાંબી અને આબાદ હતી) તેમાં તેઓ એકમેકની આગલ પોતાનાં અનગમતા મેહેમાનને વાસતે વાત કરતાં હતાં. ["બોબેલસ."] શે૦ જ૦ રી૦

⸻

## જાડી ચાંમડીના જાનવરો.

આ ચોપાનીયાંનાં ગીઆ શાલના આંકોમાં વાગોલનારાં પરાંણીઓ વીશે એક ટુક હેવાલ હમે લખયો હતો; અને હવે જાડી ચાંમડીનાં કેટલાંક પરાંણીઓ વીશે ઘણો ટુક હેવાલ જણાવાની રજા લેછીએ છઈએ. આ પરાંણીઓ વાગોલતાં નથી, તોપણ વાગોલનારાં જાનવરોની માફક તેઓમાંનાં ઘણાંખરાંઓનું ગુજરાંન માતરે વનસપતી ઉપર જાછે, અને તેવો ચોપગાંછે.

૧—ઘોડો.



જાડી ચાંમડીનાં પરાંણીઓમા એજ વરગનાં બીજાં પરાંણીઓનાં જેટલી એની ચાંમડી જાડી નથી તોપણ ઘોડો પેહેલું નામ ધરાવેછે; જેનો ઉપયોગ, ચાલચલણ, અને ખુબશુરતીના લખાંણોની ચોપડીઓ ભરાયલીછે; તેથી તેનો શઘલો હેવાલતો નહીજ પણ તે વીશે જાણવા લાયક થોડું પણ મારે લખવું જોઈએ: તવારીખો ઉપરથી માલમ પડેછે કે ઘોડો ઘણાજ અગલનાં વખતથી આપણુ માણુસજાતનાં ઉપયોગમાં આવેલોછે. ઘણા અગલના વખતમાં ઘોડાપર શવારી નહી કરતા, પણ નાહની ગાડીમાં એકથી વધારે પણ જોડીને લડાઈ કરવાનો ચાલ હતો. શરવેમાં વખાણવા લાયક ઘોડો અરબસતાંનનો અરબી ઘોડોછે. આરબ લોકો તેવોના ઘોડાને એક તેઓના કુટંબમાંનો શાથી ગણેછે: તે ઘોડો તેવોનાજ તંબુમાં ખાયછે, તેવોના છોકરાંવોની વચમાં આલોટેછે, જે છોકરાંઓ જરાબી ધાસતી વગર તે ઘોડાની ગરદન સાથે વલગી કોટી કરેછે; તેઓ ચાબ

ક અથવા સોટી કદાચજ વાપરેછે. પોતાના ઘોડા તરફથી
મન ફેરવી નાખે એવો આરબ કોઇજ મલશે. એક આ
રબને વીશે એવુ કેહવાયલુંછે કે તેનાં આંગપરનાં સઘલાં
કપડાંની કીમત માતરે શતર ફડીઆંથી વધારે નહી હતી.
તોપણ તે જે ઘોડીપર શવાર હતો તે ઘોડી વેચાતી લેવાને
એક શખશે જે કાંઇ આપવા માગયુ તે થોડુ હતું, અને
પેલા શવારે જણાવીયું કે "તેની ઘોડી જીંદગી કરતાં પણ
ઘણી વાહલીછે." અમેરીકામાં લાપલાટા અને પેરેગુ નાં
મનાં દેશોમાં જંગલી ઘોડાઓના મોટાં ટોલાને ટોલાં ફરેછે,
જેને ફાંશાથી પકડવામાં આવેછે. ફલાનડરસનો ઘોડો જો
રાવર અને વજનદારછે. આ પરાંણીના મોહલામાં પડતાં
કદમો કોઈ અજાંના સખસનુ ધપાંન ખેંચવા વગર રેહતાં
નથી શેટલાનડનો શેલટી ઘોડો ઘણો નાહનો એટલે કોઇવા
ર ફકત ચોતરીસ ઈંચજ હોયછે, પણ તે ઘણો મજબુત
અને ઠરેલ પગનોછે, જેથી તે તેની પીઠપરનાં સવારને ઘ
ણીજ શલાંમતીથી ભયંકાર ખડકોની ઉપરથી પશાર કરે
છે. શરતનાં ઘોડા વીશે એવું ધારવાંમા આવેછે કે
તેનું ખુન આરબસતાનમાથી પેદા થયલુંછે. ઘોડાની
ચોકશ જગાનું ઠેકાંણું નથી, પણ ઘણું કરીને દુની
યાંના સરવે ભાગમા ઘોડાછે. ઘોડાના શરીરના બાંધા
વીશે કંઇ જાજુ લખવાની અગત નથી કારણ કે તે
શરવે જણોએ જોયોછે. ઘોડાની ઉમર દાંતપરથી જણાય
છે. વછેરૂ પેદા થયા પછી આશરે પંદર દીવશે દુધીઆ દાં
ત આવેછે, હડી વરશ પછી આગળા દાંત ફરીથી આવેછે,
સાડાતરણ વરશે તેની આસપાસ બીજી બે આવેછે, અને
સાડાચાર વરશે તેના ખુંનામા આવી પુરા થાયછે; પણ સાડા
તરણ વરશે નીચેના જડબાં ઉગેછે, અને ચોથે વરશે ઉપરના
છ વરશ શુધી દાંત અણીઆરા રહેછે, અને દશ વરશે છો
લાવા માંડેછે. ઘોડાની હોજરી નાહનીછે, અને તેમા એક
જાતનો પડદો હોયછે જે તેને વાંમીટ કરતો અટકાવેછે. ઘો
ડી અગીઆર માસ બચાંને પેટમા રાખી જે એકથી વધારે
કદાચજ જણેછે. નરગેશ

—ooo—

## રૂશીઆની રાંણી કેથેરાઈનનું ધાટકીપણું.

રશીઆ દેશ કરતાં કોઇ પણ બીજા દેશમાં તીયાંના
રાજાઓના ફાએદાને સારૂ આટલા બધા ગુનાહા જુલમ અ
થવા ખુનો કરવામાં આયાં નહી હશે. તેની તવારીખનુ દરએ
ક પાનુ ભયંકાર નીરદયપણાથી ભરપુરછે, કે જેનુ બીઆન
સાંભળતાં કોઇબી માણસનુ હંયુ પીગળીયા વના રેહે નહી.

બીજી કેથેરાઇન જો કે ઓરત હતી તોપણ તે રસી
આના આગલા રાજા અને રાણીઓના જેવાં જંગલી કા
મો કરવામાં કાંઇ ઓછી ન હતી, અને જો કે દુનીઆ તે
ના લામબા અને વયભીચારી રાજમાં કેટલાં જણાના ખુન
થયાં તે વીસે પુરતી માહેર થશે નહી તોપણ જે કાંઇ અજ
વાલામાં આવયુંછે તે માણસ જાતને કમકમાટથી ધુજાવવા
ને બસ છે.

આવા દેહેશત ઉતપન કરે એવા દાખલાઓની એક
મોટી ટીપ થાય પણ હાલ તેમાંનો એકજ બનાવ, જુવાન અને
ખુબસુરત ટરાકેનનાંટના ગાદી ઉપરથી ઉઠાડી દેવા તથા
તેણીનું ખુન કરવાનો બનાવ લઈજીએ.

આ શાંહાજાદી માહારાંણી ઇલાઇઝાબેથની બેટી હતી,
અને તે તેણીના લડાઇ ખાતાના ઉપરી જેનરલ રેજુમોશ
કી સાથના છુપા લગનનું ફલ હતું. તે બચગીમાં પોતા
ની મા સાથ રેહેતી હતી અને પઇસો તથા વગ જે મોજ
મેલવે તે સરવે તે ભોગવતી હતી. જેમ જેમ તે ઉમરે પો
હોચતી ગઈ તેમ તેમ તેણીના મીઠા સવભાવથી તથા બે
હદ ખુબસુરતીથી લોકોનુ ચીત પોતા તરફ ખેંચવા લાગી.

તેની માએના મરણ પછી તેની કોઇએ દરકાર કીધી
નહી; અને જારે કેથેરાઇન ગાદીએ આવી તીયારે તેને મે
હેલમાથી કાઢી મુકી અને મોસકો ખાતે જઇ રેહેવાનો હો
કમ કીધો, કે જે જગા રાણીના હોકમ વગર છોડવાની
મના કીધી હતી. આ શેહેરમાં તેણે થોડા માસ ગુજારી
આ. આ વખતે એક તવારીખ લખનારે તેણીના વીસે ની
ચે પરમાંણે લખયુછે: શાહાજાદી આ વખતે અંટાર વરસ
ની હતી તેણીનો ઘાટ ઘણોજ શોભીતો હતો તથા ચેહેરા
માં કાંઇ પણ ખામી ન હતી. તેણીના રૂપાળા ચેહેરાથી
તેણીના બાલ તદન જુદાજ હતા, જે તેની સરખી ગરદન
અને બરફ જેવી ખભાપર નાગની માફક લટકતા હતા. તે
ના કમાનદાર ભવાની નીચે જીની આંખો પોતાનું તેજ દે
ખાડતી હતી અને પોતાની ખુબીમાં વધારો કરતી હતી.
શવભાવ તથા તબીયત તેણીના આંગના જેવાંજ મીઠાસ
તથા અંદાજે ભરેલો હતો. અને તેણીની એકસરખી ન
જરથી સરવેનો પીયાર પોતા તરફ ખેંચતી હતી.

જયારે મોસકોમાં રેહેતી હતી તે વેલા તેણીની એક
પોલશ ઉમરાવ સાથ ઓલખ થઈ, જેનું નામ "કાઉનટ
રેડઝીવીલ" કરી હતું. તે ઘણો પઇસાવાલો તથા બુધીવા
ન હતો. તે રાજદરબારમાં ઘણો ખટપટીઓ ગણાતો હતો.
એક વખત અચબુચ તેની જાણમાં આ શાહાજાદીની આ
ગલી હાલત આવી તે ઉપરથી તેણે એકદમ ઠેરાવ કીધો કે
એને ગાદી ઉપર બેસાડવી અને કેથેરાઈનને પદભશટ કરવી.
તેની પેહેલી મતલબ એ હતી કે આ શાહાજાદીના વીસ
વાસુ તથા બીજા ચાકરોને હાથ કરવા કે જેઓ, તેણીને આ
વાતમાં શું શું કરવુંછે તે વીસે આગાહ કરે. તેઓએ તે
ને સમજાવીયું કે, તે મરનાર માહારાણી ઇલાઇજાબેથની બે
ટી થાય તેથી હાલમાં જે રાણી રાજ ચલાવેછે તેના કરતાં
તેનો દાવો વધારે મુસતકીમછે, અને બીજું એબી જાહેર કી
ધું કે તેની બાહેધરી કરી એક ઉમરાવ તેને ગાદીએ બેસાડ
વાને તઈયારછે.

આખા રસીઆમાં કેથેરાઇનના છુપા જાસુસો ફરતા
હતા તેઓએ રેડઝીવીલની આ મતલબ સોધી કાહાડી, તેથી
શાહાજાદી સાથ તેને રોમ નાહાસી જવાની ફરજ પડી.
આથી કેથેરાઇન ઘણી ચીરડાઈ ગઈ અને શાહાજાદીના દો
સતો તથા ચાકરોને પકડવાનો હોકમ કીધો; જેમાંથી થોડા
એકને ગરદન મારી અને બાકીનાને દેશનીકાલ કીધા. તે
ણીની વડી બેહેનના પણ ઘણાજ બુરા હાલ થયા. રેડઝીવી
લની માલ મીલકત જપત કીધી તેથી તે તથા શાહાજાદી ઘ
ણીજ તંગીમાં આવી પડયાં. તેઓ પાસે જે જવાહીર હ
તું તે વેચી પોતાનું ગુજરાન કરવા લાગાં અને રસીઆના

રાજ તરફથી તેઓ વીશે શું ઉપાય લેવાયછે તેની ખબર કાહાડવા રેડઝીવીલ છુપા લેબાસે પોલંડ ગયો. પોલંડમાં તે આવયોછે એવી ખબર તરત પંથરાઇ; પણ તેને પકડવાના ઉપાય લેવાને બદલે કેથેરાઇનના આડતીઆઓએ તેને આદર સતકાર કીધો અને એવું જણાવીઉં કે અગરજો શાહાજાદીને રસીઆમાં પાછી લાવી આપેતો તે (રેડઝીવીલ)ની સઘલી મીલકત તથા માફી મલે. આવું દુશટ કાંમ કરવાને તેણે આનાકાની કીધી, પણ એવી કબુલાત આપી કે હવે પછી તેણીના વીસે તે કાંઈ કરશે નહી તથા પખશ પેંમશે નહી. આ તેની કબુલાત ઉપરથી તેને સરવે પાછું આપીયું અને માફી મલી.

હવે આ વખતે કેથેરાઇને પોતાના નીરદોશ હરીફને કાંઇબી પરકારે પોતાના કબજામાં લેવાનો ઠેડાવ કીધો. આવું કામ કરવાને એક માણસ તઈયાર હતો. કાઉટ ઓરલોફે બીડુ જહડફીયું. આ માણસ ઘણોજ હુશીઆર, ખુબસુરત અને બોલવા ચાલવામા પકો હતો.

શને ૧૭૭૧ ની આખેરીએ તે રોમ શેહેરમા ઉતરીયો અને આ તેના ઘાતકી કાવતરાંમા મદદ કરવા રીબાસ નામના એક શખસને ઉભો કીધો. રીબાસ એકદમ શાહાજાદીના મકાનમા ગયો કે જે ઘણુંજ હલકું તથા શેહેરના એક ખુનામા આવેલું હતું. તેણે દેખાડયું કે તે પોતે એક રસીયા દેશનો અમલદારછે અને શાહાજાદી તેની ખરી હકદાર રાણીછે એવું સમજી તેણીને માન આપવા આવયોછું, અને એવું ડોલ ઘાલીયું કે તેણીની આવી કંગાલીઅત હાલતથી તેની છાતી ફાટી જાયછે માટે તેણીને કાંઇ મદદ જોઇએતો તે આપવાને તઈયારછે. પોતા પાસ કાંઈ ન હોવાથી આવી અવસથામા શાહાજાદીએ તેની અરજ કબુલ કીધી.

જારે આ નાપાકે પોતાનો રસતો મોકલો જોયો તારે તેની આગળ જાહેર કીધું કે, કાઉનટ એલેકઝીસઓરલોફે મરનાર માહારાણીની બેટીને તેનું તખત પાછું અપાવવાને જે કોશીશ કીધીછે તેનીમા તે સામેલછે. કેથેરાઇનની બુરી ચાલથી આખું રસીઆ કંટાલી ગયુંછે અને કાઉનટ ઓરલોફ તેણીનો કટો વેરીછે. તેણીએ કાઉનટ ઉપર પુરતો ભરોસો રાખવો અને સરવે કામ તેની મારફતેજ કરવું. થોડા વખતમા તેણીને માલમ પડશે કે આખા રસીયામા બલવો થઇ રેહેશે અને તેણીના વડવાનું રાજ તેના સવાધીનમા આવશે.

આવી લલચાવનારી દરખાસતથી આ નાદાંન શાહાજાદી લલચાઇ ગઇ. તેણીને રેડઝીવીલના કહાથી તેના ચાકરો તથા બીજા માણસોએ એવુંજ ભણાવી મુકીયું હતું કે રાજપર તેનો હકછે, એ ઉપરથી પોતાનું વેર લેવા તથા પોતાપર ગુજરેલા ગેરઇનસાફનો બદલો મેલવવાને તે ઘણી આતુર હતી. ઓરલોફના આભાર તલે કેટલીછે તે વીશે ખુલી રીતે જાહેર કરી તેનો ઉપકાર માનીયો અને તે જે કહે તે પરમાંણે ચાલવાને કબુલાત આપી.

એક બે દાહાડા કરી, કાઉનટ ઓરલોફ, જેને તે ઓલખતી ન હતી તેને તેણીની હજુર દાખલ કીધો. તેના દેખાવથી તે છક થઇ ગઇ. તેની લપકાદાર રીત ભાંત, લલચાવે એવી બોલવાની ધપ છપ અને તેણીના લાભ સારૂં જે આતુરતા તે બતાવતો હતો તે સારૂં તે તેનો ઘણો આભાર માનવા લાગી. થોડાએક દાહાડાની દોસતીમા કાઉનટે તેણીના ઉપરનો પીયાર જાહેર કીધો અને કમનસીબે એવો આતશ તેણીની છાતીમા પણ સલગીયો હતો તેથી તેણીએ તેની સાથ પરણવાને કબુલાત આપી. તેણીએ એવું ધારીયું કે, કાઉનટ ઓરલોફની સાથ લગન થવાથી, કેથેરાઇન તેનો નાશ કરવા અથવા હેરાન કરવાને જે કોશીશ તથા કાવતરાં કરેછે તેનો અટકાવ થશે. ઓરલોફે એવું ડોલ ઘાલીયું કે લગનની કીરીયા યુનાની લોકોની રીત પરમાણે કરવી; તે ઉપરથી કેટલાએક લુચાઓને યુનાની પાદરીઓના લેબાસ આપી આ ઢોંગ ભરી કીરીઆ કીધી.

આ લગન પછી થોડાએક દાહાડા રહી ઓરલોફે એવું જણાવીયું કે તેઓના એકમેક સાથ રહાથી રસીઆના છુપા જાસુસો તેઓ ઉપર શક લઇ જશે માટે કોઇ બીજે શેહેર જઇ રહેવામાં ડાહાપણછે. આ તેના બોલવાની મતલબ ખરો પીયાર તથા દુરઅંદેશી દેખાડેછે એવું ધારી શાહાજાદીએ તેને જણાવીઉં કે તેના કોઇબી હોકમ પરમાંણે ચાલવાને તે તયારછે. આવા તેના નીરદોશપણા તથા વીશવાસથી, ઓરલોફ કરતાં કોઇ ઓછા ખુની અથવા વજરછાતીના માણસમાં દયા આવીઆ વના રહે નહીં; પણ તેને બદલે પોતાની કોશેશમાં આવી રીતે સેહેલાઇથી ફાવેછે તે સારૂ મઘન થવા લાગો; અને પોતાના ભાઈ કાઉનટ ગરેગરી ઓરલોફપર નીચે પરમાંણે એક કાગજ લખીયો:—"હું જેમ ધારતો હતો તેના કરતાં મારી ફતેહ ઘણીજ સેહેલાઇથી મલેછે. શાહાજાદી ઘણીજ ભોલીછે, અને થોડા વખતમાં મારી મુસાફરી જલદીથી સરૂ કરીશ. મારી ઘણી ઘણી સલામ માહારાણીને કેહેજે અને મારી બઇરીને લાએકનું એક સારૂં મકાન તયાર કરવાનો હોકમ આપજે !!"

આવો ચંડાલ પાપી, જે આસતે રહી પોતાનું કલેજું થંડું રાખી આવી રીતે લખે તેના જેવો દુષટ આખા દુનીઆમાં કદાચજ મલી આવે; અને આવા નીરદય માણસ, કેથેરાઇન જેવી રાણીના મસલતદાર તરીકે ઠીક કાંમ આવે.

આવા કાંમને પુરતું કુવત મલવા સારૂ એક વાહાણનો કાફલો ઓરલફ જે શેહેરમાં હતો તાંહાં મોકલાયો. શાહાજાદી આગલ આ કાફલાના સરદાર વીસે એવું જણાવીઉં કે તે પણ આપણ સાથ બલવામાં સામેલછે અને તેના ફાએદા સારૂં મદદ કરશે. તેને આ કાફલો જોવાને પોતાની મરજી દેખાડી, અને એવું જણાવીઉં કે હવે પછી શું શું ઉપાય લેવા તે સારૂં નકી કરીયે. શાહાજાદીએ તેના સાથ વાહાણપર જવાને કહું અને તે રવાના થઇ.

(એનું સાંધણછે.) ક૦

---

## વીલિમસહો અને ચીસલહરસટ.

ફરાનસના માજી માઠાં ભાગ્યેગના શેનશાહા નેપોલીઅનને જરમનો સાથની લડાઇ પછે એક કેદી તરીકે જતો ગયા અંકમા. આપણે ચીતારયો હતો. હવે તે કેદી તરીકે જરમનીમા કાંહાં ગયો અથવા તેને કાંહાં લઇ જવાંમા આ

વપો તે જગાનું ચીતર પડોસના સફામા આપીએ છઈએ.
અને તેનીજ હેઠલ એક બીજાં ચીતરમા બીજું મકાન
આપયુંછે, કે જે એ શેનશાહાની રાંણી યુજીનીનું ઈંગલંડ
નું મકાનછે. સેનશાહ કેદ થવા પછે, પારીસના લોકોએ
બલવો કોધો અંને રાણી યુજીની જે પોતાના વરની તરફથી
રાજ કરતી હતી તેને પોતાના ફરજંદ સમેત પારીસથી ના
હાસી જવું પડયું, તે ઈંગલંડ જઈ જે ઘરમા દેશનીકાલ
રહી હતી અને હુજી રહેલીછે તે ઘર, તેમજ તેના ખાવીંદ
ના કેદખાંનાનું ઘર બંને આ સફાપર પાસે પાસે ચીતારયાંછે.

શાનશાહના કેદખાંનાનો મેહેલ વીલેમસહો નામનો છે.
તે જરમનીમા હેસી કેસલના પરગણામા એજ નામના ગામ
મધે આવેલો છે. તે બરલીનથી આસરે ૭૫ માઈલ દુર
એક ખોલાં અને મોટાં મેદાનમાં શુંદર બાગ તથા
પાંણીના એક મોટા સરોવર આગળ આવેલોછે. જ
રમનોએ જોકે નેપોલીઅનને કેદી તરીકે પકડયો, તો
પણ તેના દરજા પરમાણે તેને ઈજતથી રાખવાની
પુર ગોઠવણ કરી હતી. તેથીજ તેના કેદખાનાને માટે આ
શુંદર મેહેલ પસંદ કરયો હતો, અને તેમા શેનશાહને એક
પહુરાણા મીશાલની માવજતથી રાખયો હતો. તાંહાં તે કે
વી રીતે રહયો હતો તેનો ટુક હેવાલ લડાઈની તવારીખ ઉ
પરથી હેઠલ ઉતારીએ છઈએ—

"તારીખ ૫ મી સપટેમબરની રાતના સાડાનવ વા
ગે શાહ વીલેમસહો આગળ જઈ પોંહોંચયો જયાંહાં માન
ખાતર એક લશકરી ટુકડી દબદબામા ઉભી હતી અને શાહ
ને આવકાર ખાતર વાજાં વાળાઓએ વગાડી એક ગીત ગા
યું. શાહ ઉતરયો, સરવને પાછી સલામ કરવા લાગયો.
સટેસન ઉપર કેસલનો હાકેમ અને બીજા મોટા ઓધેદારો
હાજર હતા. લોકોની ચાલચલણ આ વખત ઘણીજ વખા
ણવા જોગ હતી. સરવ ચુપ ઉભા હતા અને જરાબી અ
ડચણ વગર શાહ ચાલયો. શાહ જેવો મેહેલ આગળ ગયો
તેવાજ મોટા મોટા દરબારીઓ અને બાદશાહી ખાનદાન
ના નરો પોતાના ખરા દરજાના ચળકતા પોશાક સાથ સર
નમાવી ઉભા અને મોટા માન સાથે એક બંદીવાન તરીકે
નહી પણ એક બાદશાહી મેજબાન તરીકે શાહને મેહેલમા
દાખલ કીધો અને આખો મેહેલ તેના હસતકમા સોંપી તે
ના હોકમને તાબે થવા સરવે અદબ અદાથી ઉભા. આ
વી તરેહનું માન હાલના સુધરેલા વખતમા બાદશાહી બંધ
વાઓને મળેછે. કારણ શાહ પોતાના તમામ બાદશાહી
સરનજામ સાથ હરીફના મુકામ ઉપર આવયો હતો. તે
ની સાથ નજદીક ૯૦ ઘોડા અને બેસુમાર ગાડીઓ હતી.
શાહને મરજી પડે તયાંહાં ફરવા હરવાની, નાચ રંગમા સા
મેલ થવાની પુરતી છુટ હતી. પાસેના ચીતરમા વીલેમસ
હોનો ખુશનુમા દેખાવ ચીતારયોછે. એ જગયા ઘણી રળી
આમણી, ઘણીજ તંદરોસતી બખશનારી અને વળી ઘણી
એકાંતછે. રાજા ઉલીયમનો હોકમ હતો કે શાહ આવી એ
મેહેલમા રહે તયારે એની આસપાસ ફરતી વાડ ભરી લેવી
કે લોકો તયાંહાં જવાને હીંમત નહી કરે અને જરાબી શાહ
ને કંટાલા જેવું થઈ ન પડે. એ જગયાની આસપાસ બી
જું કંઈજ નહી પણ પહાડો, ખીણો, જંગલો અને સુંદર
નહાના ગામડાંઓનો દેખાવ નજરે પડેછે અને જેટલી જ
ગયા એ મેહેલને લગતી આસપાસછે તે જગયામા એક પુરા
ણો કીલલોછે, તેની સાથે એક ખોહો એડેલીછે, એક જુહુલ
તો પુલ અને એક ખાલી ચોંકછે."

"એ ઘણોજ સાદી હાલતમા રહેતો હતો તોપણ પોતા
ને ફરવા હરવા સારૂં કેટલાક માઈલની સેહુલઘાહ હતી તે
થી સરવે આસપાસના લોકો તેને વારેઘડીએ દેખતાં હતાં.
એના રીસાલામા એક અમલદાર, બે જના હાથ હેઠળના સ
રદારો, એક રણસીંગડું ફુકનાર અને બીજા એકતરીસ માણ
સો હતાં. પોતાના કેદખાંનાના પેહેલા દહાડાતો એણે પો
તાના અમલદારો સાથે ફરવા હરવામા કાહાડયા હતા. ખા
વાના, કસરત કરવાના અને સુવાના કલાકોમા તે ઘણોજ
ચોકસ હતો. એની તનદરોસતીમા બીગાડ થયલો ચાલયા
જ કરતો હતો. એક વઈદ એની આગળજ રહેતો હતો તો
પણ પોતાનો ચેહેરો હસંતો રાખી તે વારેઘડીએ ઘણી ચપ
ળતાથી ઘોડા ઉપર કુદી ચહડતો અને ઉતરતો હતો. પોતા
ની નબળી તનદરોસતીને લીધે જે ઓરડામા એ રહેતો હ
તો તે ઓરડો બાફથી કરી ગરમ રાખવામા આવતો હતો.
એક રાતના એક નળી ફાટી જેથી જે બાફ ઓરડામા ઘેરાઈ
રહયો તેથી શાહ અને તેના નફરો ગુગળાઈ મરવાની ધાસ
તીમા આવી પડયા હતા. આ એકાંત જગયામા એની પી
તરાઈ બેન હેમીલટનની ઉમરાવજાદી એને મળવા આવતી
હતી અને પોતાની રાણીનો પેગામ લઈ લેડી કોઉલી તયાંહાં
આવી હતી તેણીની સાથ ભેટ લેતો હસો."

થોડાક મહીના સુધી વીલેમશહોના કેદખાનામા રેહે
વા પછે તથા રાંણી યુજીની એકવાર તેને તાંહાં મળી જવા
પછે, શાનશાહને ઈંગલંડમા પોતાના કુટુંબ આગળ જવા
ની રજા મળી હતી, જેથી તે વખતથીજ ચીસલહરસટ ખા
તે આવી રહયો હતો. એ નામીચો મેહેલ કેંટ પરગણામા
આવેલોછે. એ મેહેલમા સર ફરાંસીસ વાલસીંગામ અને
નીકોલસ બેકન જેવા પુરૂશોનો જનમ થયલોછે. એ જગયા
અસલી અને ખાનદાનવાલી ગણાયછે. રાણી એલીજાબેડના
વખતથી તે જણાયલીછે. પચાસ વરશ ઉપર હીઆં આસ
ટરીયાનો એલચી શાહાજાદો એસતર હેઝી રેહતો હતો.
એની આસપાસ ખોલલી જગા અને ઝાડોની શુંદર ઘટા
સાથનો બાગ અને મેદાન આવેલોછે. આપણી તરફથી
એક પારસી ગરહસથ મી૦ અરદેસર હોરમંજજી શંતોક એ
મેહેલમા રાણી યુજીનીને મળી આવયાછે.

---

## કારબાન.



હીઆં એક હીરો છે. રાજા અને રંક,
મોટાં અને નાહનાં સાવે તેને કીમતી ગ
ણેછે. એકેએક ઓરત પોતાના અંગને
હીરાથી સણગારવા ચાહેછે. પણ એટલી
કીમતી જે ચીજ તે શું છે! એ કાંઈજ ન
હી પણ કોલસો છે. વાંચનારી બાનુઓ
કદાચ અજબ થઈ પુછશે કે કોલસો તો કાલો ઠીકરાં જેવો
છે, તે અને આ ઝલેહદાર, સફાઈદાર, પાસાદાર, રોશનીના
રંગો ફેંકતો, શુંદર હીરો એક કેમ હોય! પણ તેમજ છે.

રસાએણ શાસ્ત્ર સાબેત કરી આપયું કે હીરો, એ ચોખો કોલસો છે, તે "કારબાન" છે.

આકસીજન, હાઈડરોજન અને નાઈટરોજન નામના જે હવાઈ તતવોની સમજ આગલા અંકોમા આપીછે, જે તતવ દુનીઆંની પ્રણીક વસતુઓની બનાવટમા આવેલું છે, અને જે તતવો આપણી સાધારણ હવા, પાણી, ઝાડપાન, જાનવરો ઈતીઆદીમાથી મળી આવેછે, તેમનાજ જેવું એક અગતનું, મોટું, બોહોલું તતવ કોલસાની જાતનું છે, જેને રસાએણ શાસ્ત્રની ભાશામા "કારબાન" કેહેછે. હીરામા એ તતવ નીરાલું અને સવછ હાલતમા મળી આવેછે, પણ કાલાં સીસામાં, કોલસામાં, લાકડામાં, ચરબીમાં તથા બીજી પદારથોમા એ તતવ બીજી હવાઓ તથા બીજાં તતવ સાથ ભેલાયલું મળી આવેછે.

બંધ વાસણમાં લાકડું, કોલસો વગેરેને બાલવાથી કારબાન છુટો પડી મળી આવેછે. લાકડાંને બાલતાં જે કોલસો મળેછે, તે વળી કોલસાને બાલવાની ઉપજથી જુદો છે, અને હાડકાંને બાળવાથી જે કોલસો બનેછે, તે ચરબી ઈઆ તેલને બાલવાથી નીપજતા કોલસા (મેસ) થી જુદો છે. પણ તે સઘલું કારબાન છે અને જુદી જુદી વસતુઓને બાલવાથી તેમની બનાવટમાં એ તતવને મળેલો મોટો ભાગ આપણ જોઈ શકીએ છઈએ. એક ભઠીમા પવનનો ઝપાટો આવતો હોય તેમા લાકડાંવાળા કોલસાને બાલીએ તો તેના આતશના ગાંગડા બનેછે, તે અતીશય ગરમી આપેછે, પછે કોલસો તદન ગુમ થાયછે અને રાખ બાકી વધેછે.

હવે જો આ કોલસો તદન નીરમલ હોત ઈઆને તેમા ફકત કારબાનજ હોતતો તેને બાલવાથી રાખ પડત નહીં, મગર કાંઈ પણ બાકી રેહવા વના તે ઘસળો બલી જાત. નીરમલ કારબાનની ખાશીએત એ છે. હવે તે કારબાન કાંહાં જાયછે? રસાએણ શાસ્ત્ર તેની સમજ એમ આપેછે કે હવામાના આકસીજન સાથ કારબાન મળી જઈને "કારબાનીક આસીડ" નામની હવા બનેછે. કોલસાને હવામા બાલતાં જે ભારી તાપ લાગેછે તે આ કીરીઆ વચેજ થાયછે. કારબાનનું આકસીજન સાથ મળી જવું ગરમી પેદા કરેછે. તે હીઆં સુધી કે આપણા શરીરની ગરમી પણ એમજ શબબથી પેદા થાયછે તે વાંચનારી બાંનુઓને અમે આગળ સમજાવેલું છે.

સાધારણ હવા માહેલાં ભેલાયલાં આકસીજન સાથ બલતી વેળા કારબાન માતર આતશનોજ ચલકાટ આપેછે, પણ નીરમલ અને સવછ આકશીજનમા એ કોલસાનું તતવ આંખ દીપાવે એટલા ચલકાટથી બળેછે. આકસીજનના એક બંધ વાસણમા કારબાનને બાલવાથી કારબાન સઘળો ખપી જવા પછે આકશીજનની ખાશીએત એટલી બદલાઈ જાયછે કે તે જે પેહેલાં અગણીને ઉસકેરનારી હવા હતી, તે કારબાન સાથ બલવા પછે અગણીને બુજવી નાખેછે. કારબાનની એક ખાશીએત એ છે કે હવાઓને તે પોતામા ચુસી લેયછે અને તેથી હવા, પાણી વગેરે માહેલી ગલીચી, તથા જેહેરને દુર કરવા સારૂં કારબાન કામે લાગે છે. પાણી ગાલવાના ફીલટરોમા કારબાન એવાં કામનો છે. એવા એક નાંહના ગજવામાં લઈ ફરવાના "કારબાન ફીલટર" નું ચીતર હીઆં આપીએ છઈએ. અશુખાકારી ભરેલી હવા વાળી જગાનું જેહેર ચુસી લેવા સારૂં તાંહાં કારબાનને રાખવામા આવેછે.



પણ કારબાનની સઉથી અગતની ખાશીએત આકસીજન હવા સાથ મળી જવાની છે અને તેની સઉથી અગતની ઉતપતી ઉપર કહેલી "કારબાનીક આસીડ" છે. આ રીતે આકસીજન સાથ મળી જતાં કારબાનથી આકસીજનના અસલ વજનમા વધારો થાયછે, પણ કદમાં વધારો થતો નથી. ૧૬ ગરેનના વજનના આકસીજનથી ભરેલી એક સીસીને પારાની અંદર ઉંધી વાલવા પછે તે સીસીમા પલાટીનમ નામની ધાતુના ચમચા ઉપર ૬ ગરેન કારબાનને દેકેલવા પછે તે કારબાનને સુરજના ભેગાં કરેલાં કીરણોથી બાલવામા આવેછે, તારે સઘળો કારબાન બલી રેહેવા પછે તે સીસીમાની હવા વજનમા ૨૨ ગરેન થાયછે, પણ કદમા જેટલીને તેટલીજ રેહેછે, કેમકે ઉંધી વાલેલી સીસીમા પારો જાંહાં સુધી ચહડેલો હતો તાંહાંસુધીજ રેહેછે, અને વધારે ઉપર ઈઆ હેઠે આવતો નથી.

હવે ઉપલી કીરીઆથી, ઈઆને આકસીજન સાથ, કારબાનના મળી જવાથી જે "કારબાનીક આસીડ" નામની હવા બનેછે તેની સમજ ઉપર આપણ આવીએ છઈએ. એ હવા શું ચીજછે? આપણા દમમાથી જે હવાને બાહેર કાહાડીએ છઈએ તે કારબાનીક આસીડ છે. ઝાડો જે હવાને દમમાં લીએછે તે કારબાનીક આસીડ છે. બલતાંમાથી ધુમાડા રૂપે જે હવા ઉડી જાયછે તેમા કારબાનીક આસીડ છે. કુવાના પાણીને કકડા પડવા પછે તેમાથી જે ઉડી જાયછે તે સઘે કારબાનીક આસીડ છે. સોડાવાટર વગેરેમા ફીણ ચડી આવીને જે ઉડી જાયછે તેમા કારબાનીક આસીડ છે. એ હવાની પેહેલી શોધ સન ૧૭૫૭ મા બલાકે કીધી હતી, અને તેનું નામ "જડી લીધેલી હવા" એવું રાખ્યું હતું. એ હવા ઘણી રીતથી બનેછે પણ તેનો સાધારણ અખતરો આ છે——સંગેમરમર જેમા ચુનો અને કારબાન આવેછે, તેના કકડાઓને એક વાસણમા એકઠા કરી, તે ઉપર "હાઈડરોકલોરીક આસીડ" નામનો તેજાબ નાખેછે, તેમાથી ફકડા આવીને પછે કારબાનીક આસીડ બનેછે, તે બીજી સીસીઓમા એકઠી થાયછે.

"કારબાનીક આસીડ" હવા જીવનંતાને ઝેરી છે. રોશની અને અગણીનું પણ તે ઝેર છે. સાધારણ હવાના ચાર ભાગ સાથ જો એ ઝરી હવાનો એકજ ભાગ મળેલો હોય, તોપણ તેમા મુકેલી બતી બુજવાઈ જાયછે, અને જે હવામા બતી બુજવાયછે તેમાં કોઈ પણ પરાંણીનો જીવ રેહેતો નથી, જીંદગીનો ચેરાગ પણ તેમા બુજવાઈ જાયછે. એટલા માટે જુના કુવા, ટાંકાં વગેરેમા એ ઝેરી હવા છે કે નહી તે જાણવા સારૂં સરસ ઉપાય એજ છે કે તેમા એક ફાંણસ ઉતારવું. કુવા સાફ કરનારા અને બીજાઓ તેમજ કરેછે, તેઓ પોતે અંદર ઉતરવા આગમચ બતીને ઉતારે છે અને જો તે બતી બુજવાઈ જાયતો હવા ઝેરી સમજીને તેઓ પોતે ઉતરતા નથી. પણ એવાબી દાખલા બનેલા છે કે

કારબાનીક આસીડનું ઝેર ચુસી લીધેલાં પાણીમા પ્રાંણીઓ મરણ પામેછે, પણ બતી બુજવાતી નથી.

આ હવાને પોતામા પીગલાવી રાખવાની પાણીમા ખાશીએત છે. કોઈવાર એ હવા પાણી સાથ મળી જાયછે, તે વખતે પાણીને રેડતી વેલા તે ઘણું ચલકેછે. ઝરા તથા કુવાના સઘળાં પાણીમા થોડી ઘણી કારબાનીક આસીડતો હોયજ અને એ પાણીનો જે ચોકસ મીઠાસ છે તે એ હવા થીજ છે. ઉકાલવાથી તે પાણી માહેલી એ હવા ઉડી જાય છે, તારે પાંણીનો ઉપલો સવાદ જતો રેહછે. બીર, પોરટર વગેરે ખમીરવાળા દારૂઓમા જે ચોકસ તીખાસ લાગેછે તે તેમાંની એ હવાથી છે. હવામા તે દારૂને ખોલલો રાખવા થી કારબાનીક આસીડ ઉડી જવા પછે એ સવાદ ગુમ થાય છે. એ પરમાણે કારબાનીક આસીડ દમ વાટે ફેફસામા જાયછે તો ખરાબી કરેછે, પણ એ હવા જો અનનાલ વાટે હોજરીમાં જાયછે તો ગુણ કરેછે !

સાધારણ હવા આપણા દમમાં જવા પછે તેમાનું કારબાન બલેછે તથા આકસીજન સાથ મળી જઈ કારબાનીક આસીડનાં આકારમા દમમાથી પાછું બાહેર આવેછે. એ જેહેરી કારબાનીક આસીડ ઝાડ પાનને ગુણગારીછે, માટે ઝાડો પોતાના ફેફસાં પાતરાં વાટે એ હવાને ચુસી લેયછે અને તેના બદલામા આકસીજન હવાને બાહેર કાહાડેછે, જે સઘલાં જીવજંતોને જરૂરની છે. એ પરમાણે ઝાડ પાન અને જીવજંતો વચે આકસીજન અને કારબાનીક આસીડનો આવજો માવજો સદાનો જારી છે, બેહુને જોઈતી જરૂરની હવા એકેકથી પુરી પડેછે અને તેથી તેઓ વચેનો અખુટ જથો પોતાની મેળેજ જલવાઈ રેહછે. એક તનદરોસત માણસ ૨૪ કલાકમાં ૧૫૦૦૦ કીઉબીક ઈંચ કારબાનીક આસીડને દમમાથી બાહાર કાહાડેછે. એ હીસાબે જે ઘરમાં વસતો હોય અને જાંહાં તાજી હવાની આવ જાવ કરતી નહી હોય, તાંહાં એકેક જણના દમનું આટલું બધું (૧૫ હજાર કીઉબીક ઈંચ) જેહેર એકઠું થઈ કેટલી ખરાબી કરે તે દેખીતું છે. આજારી માણસોના ઓરડામા ગીચ થઈ બેસવાની અથવા બારીઓ બંધ રાખવાની ડાકટરો મના કરેછે તે એ ઝેરને ખાતરજ કરેછે.

હવે કારબાનીક આસીડમા કારબાન આવયુંછે, અને માણસ પોતે આટલી કારબાનીક આસીડ આપેછે, તારે તેમા કારબાન (કોલસા)નો જથો કેટલો હોવો જોઈએ ! આ તપાસ ઘણી અજાએબ જેવી અને રમુજી છે. એક માણસના દમમાથી ૨૪ કલાકમા જે ૧૫૦૦૦ કીઉબીક ઈંચ કારબાનીક આસીડ નીકલેછે તેમા ૬ અંઉસ કારબાન હોયછે. એ હીસાબે તે માણસ દર વરશે ૧૩૭ રતલ કારબાન દમમાથી કાહાડેછે. હવે તારે જો આખી દુનીઆંની વસતી ૭૦॥ કરોર માણશની ગણીએતો ફકત એ આદમીઅત વસતી વરશ દાહાડે ૪૬૪૮૨૧૪૩ ટન કોલસો દમમાથી બાહેર કાહાડેછે ! માણસ કોલસો બનાવે, માણસના દીલમાથી કોલસો નીકળે એ કેઈ વાંચનારી બાંનુએ ધારયું હશે, પણ ખરેખર તેમ બનેછે, અને વળી તે કોલસોબી આટલો બધો, વરશ દાહાડે ૪ા કરોર ટનથી વધારે !

પણ એતો માણસમાથીજ બનતો કોલસો થયો, બીજાં પરાંણીઓમાથી, આપણા ઘરોના ચુહુલાઓમાથી, આપણા કારખાનાની ભઠીઓમાથી, તથા બીજા હજારો રસતાથી જે કારબાનીક આસીડ અથવા કોલસો નીકલેછે તેના જથાનો સુમાર કોણ કાહાડશે ? ખરેખર એ જથો બેસુમાર છે. મગર દુનીઆંની વનસપતી તરફ જોતાં એ જથો ગમે એટલો હોય તોપણ જરાબી બીનજરૂર નથી. જાંહાંબી નજર કરીએ તાંહાં ઝાડ પાન છે, અને એવીતો આખી પરૂથવી પડેલીછે તે સરવે ઝાડ પાનને આ સઘલો કોલસાનો જથો પુરો પડેછે. તે એટલુંજ નહી પણ બલતા પાહાડો વગેરેમાથી પણ ખુદરતે ઝાડોને જોઈતા કારબાનની ગોઠવણ કરેલી છે. એવું કેહેવામા આવેછે કે અમેરીકાના બલતા પાહાડ એશીયાના ઝાડ પાનનો કારબાનથી ગુજારો કરેછે !

કારબાનીક આસીડ ઝાડ પાનોને જરૂરની એમ છે કે ઝાડની બનાવટમા કારબાનનો મોટો ભાગ છે. લાકડામાં, ફળમાં, તરકારીમાં, અનાજમાં, કારબાન મુખીઅ કરીને આવેછે. લાકડાંમા કારબાનછે તેથી તે બળવાના કામમા આવેછે. મેવા તરકારીમા ખાંડ અને સ્ટારચ છે, તે કાંઈ જ નહી પણ કારબાન છે, જે ખાવાના કામમા આવેછે જે આપણા શરીરમા ચરબી વધારેછે. એ રીતે જોતાં આપણે કારબાન બાહાર કાઢીએ છઈએ અને તેજ કારબાન ઝાડ પાનમાથી થઈને આપણા શરીરમા પાછો આવેછે ! ખોદાવંદ, તારી કરામતનો શું પાર !

---

## પરચુટણ બાબતો.

**ઠંડેપોરની ગપ.**—એક જગયાએ બે મીઆંઓ બેસી ગપસપ ચલાવતા હતા, ને અગાડી તાડીનું ઘડીઉં તો ભરેલુંજ પછી મીઆંભાઈને કેહવાનું શું ? એક બોલયો "મારા બાપે મારા લગનમા સોતેર કોશનો માડવો બંધાવયો હતો, ને ખુબ ધુમધામથી મારાં લગન કરયાં હતાં." બીજાએ જવાબ દીધો "ભાઈ, મારા બાવાએ જે કાંમ કીધું તે તારા બાપના કામ કરતાંતો સરસ હતું. હું દખણનો રેહવાશી છઉં. એકવાર દખનમા વરશાદ નહી થવાથી મારા બાપે એક એવો ભાલો બનાવયો જે આશમાનને પોહચે, તે બનાવયા પછી આશમાન તે ભાલો ફેંકી વાદલને ચીરી નાખી વરશાદજ વરશાદ દખનમા કરી મુકેઆ. હવે બોલ ભાઈ મારા બાપના કામ અગાડી તારા બાપના કામની શું બીશાદ ? પેહલો બોલયો "જુઠુ બોલેછે ! તારામા જરા પણ સચમાઈ હોયતો બતાવની તે ભાલો તારા બાપે કાંહાં મુકેલોછે ?" બીજો બોલયો "ભાઈ જરા ધીરો પડ એટલો આકરો કેમ બનેછે. તારા બાવાએ જે માંડવો બંધાવયોછે તેમા તપાશીનેજો તાંહાં મુકેલોછે." પેલો મુશલમાન ચાંઈ થાઈ ચાલતી પકડી.

---

**લાકડી લઈને હરામી થયો**—એક ગરીબ પુરૂશને એકવાર ખાવાનું નહી મલવાથી બહુ ફગલવા લાગો તેવામા એક ભપકાદાર કપડાં પેહરેલો પુરૂશ જાતો હતો તેની પાસે જાઈ માગવા લાગો જે "ભાઈ હું ગરીબ છેઉં, ખોદાને વાસતે કાંઈ ધરમ કર" પેલો ભપકાવાળો શખસ બોલયો "ગરીબછે તો હીઆં કોણને સતાવેછે. લાકડી લેઈ હ

શાંભી કાં નહી પાતો." એવી રીતે બોલી ચાલતી પકડી. પેલો ગરીબ આદમીએ વીચાર કીધો જે બધા મારો ધીકાર કરી જાયછે વાસતે શું ઉપાએ કરવો. એમ વીચારી પોતાને ઘેર જાઈ એક જુની ખાખ બંદુક હતી તે લાએઓ ને ર સતામા આવી ઉભો. એવામા એક રાહદારી જતો હતો તેને પેલો ગરીબ કેહછે "લાવ તારા ઝારા જોવારે નહીતર તારો જીવ લેવા આ બંદુક તઈયારછે." પેલો રાહાદારી વીચારમા પડયો ને પછી બોલયો જે "માલ આપણે મારો માલ તારી બંદુક સાથે અદલાબદલ કરીએ." પેલો ગરીબ બોલયો જે "ચાલો કરો" એ ઉપરથી રાહાદારીએ પોતાનો સઘળો સામન તેને આપી બંદુક લીધી ને પછે બોલયો જે "ભાઇ કેમછે, લાવ મારો માલ પાછો નહીતો તારી બંદુકે તુંનેજ વીધુંછે." પેલો ગરીબ બોલયો "ફોડ મારા દોશત, કાંઈ બીહી તો હું જીવ આપવા તઈઆર છઉં પણ અંદર જરાબી દારૂ હશે તયારે તું બંદુક ફોડી મને મારશે કેની." પેલા રાહદારીએ બંદુકનું બાર ખાલી જોઇ રસતો લીધો."

"અરદેસર."

---

સરજત—જીનો નામના એથનશના ફીલશુફ વીશે એવું કેહેવામાં આવયુંછે જે દરેક ચીજનું સારૂં ઇઆ નરસું બનવું તે સરજતથીજ થયું એવું તે માનતો હતો. એક વેળા તેના ચાકરે તેનાં કપડાં ચોરેઆં તયારે જીનોએ તેને ખુબ સુવાપાખ જમાડયો. જેપરથી તે ચાકર બોલયો જે "સાહેબ આજે ખુદરતે મને ચોરી કરવાનીજ સરજત બખશી હશે ને મારોછો, શા વાસતે—કે ચોરી કરવામાં મારો કાંઈ વાંક નથી." જીનોએ ઉતર આપયો "ચોરી કરવાનીજ તને સરજત આજે ખુદરતે બખશી તેમજ તને માર પણ ખાવાને ઠેરવેલું હતું." "અરદેસર."

---

"પંચ કેહુસો ફીજીએ" એ શું ખરૂંછે?—એક વખણાયલા ચીતારાએ એકવાર એક ચીતર ચીતારી જાહેર રસતાપર ટાંગીયું. તેની નીચે લોકોને એવી ખબર આપી જે જેને જે ભાગ નાપસંદ પડે તેનીપર છેકો મારે. બીજે દાહાડે તે ચીતર જોતાંજ તે ચીતારો અજબ થયો કારણ કે તેનું આખું ચીતર છેકાથી ભરાયલું હતું, જે ઉપરથી બીજે દાહાડે પાછું એક બીજું ચીતર બનાવી લોકોને ખબર આપી જે એમાં જે સારો ભાગ હોય તે બતાવે. બીજે દાહાડે જોતાંજ સારા ભાગથી ભરપુર તેના ચીતરપર તેણે છેકા જોયા તયારે અજબ થયો ને બોલયો જે "હમણાં હું શીખયો જે અરધી દુનીઆને પસંદ પડતું કામ કેમ કરવું. બીજી અરધી દુનીઆ જે કેહે તેનીપર કાંઈ ધયાન આપવું નહી કારણ કે એક શખસ જેને ખાંપણ તરીકે ગણે તેને બીજો ખુબસુરતી ગણેછે." "અરદેસર."

---

દાહાયો દુશમન—નાંગફીયું નામના ચીનના શાહનશાહાની એક દુરની પરજાએ એકવાર ફીતુર કરયું જેપરથી રાજાએ શોગંદ લીધા જે દરેક દુશમનને તાપને મોહડે મુકવો. થોડો વખત ગયા પછી પોતાના દુશમનોને જીતી લીધા ને સાંભા પઈસા આપી છોડી મુકયા. જેપરથી તેનો પરધાન બોલયો જે "તમો શાહેબે દરેક દુશમનને તાપને મોહડે મુકવાના શોગંદ ખાધેલા ને હવે એમ શું કીધું?" શેહનશાહે ઉતર આપયો "હા ખરી વાત મેં મારા દરેક દુશમનને મારવાની કબુલાત આપી હતી પણ હમણાં તેઓ વધારે વાર દુશમન રહા નથી. હવેતો દોસતાં થઈ તયારે સા કારણસર તેઓના લોહીમાં મારો હાથ બોરૂં"? ખરેજ એવા પાદશાહોથી રઈયત કેવી શુખી હશે તેનો બાંઇઓ તમેજ વીચાર કરો. "અરદેસર."

---

જો તમો રસતાંમા પઈસા ખોહી દેશોતો તે શોધી આપવા ઘણા જણ મળશે, પણ જો તમારી આબરૂ ખોહી દેશોતો તે સઘળા જણ તમારાથી દુર નાહાસી જશે.

નરગેશ.

---

નેજારીટન લોકોમા ચોરી સારવાની કીરીઆ—આપણા લોકોમા પરણતાં જોડાં વચે આડા અંતર બાંધીને ચોરી સારવાની કીરીઆ કરેછે, તેમને જારીટન લોકોની પણ ચોરી સારવાની એક કીરીઆનો હેવાલ એક અસલી ઈંગરેજી પુસતકમા આ પરમાણે આપયોછે—

"લગન કરતી વેળા પણ ધણી ધણીઆંની એકેકને જોવા દેતા નથી. પરણતી વખતે તેઓ વચે આડો અટકાવ કરેછે. બઈરી તથા તેના સગાં એક બાજુએ અને વર પોતાના ખેશીઓ સાથ સામેની બાજુએ બેસેછે અને વચમા આડો દેવાલનો પડદો કરેછે. તે દેવાલની અંદર ભોક પાડીને પરણતાં જોડાં એકેકનો હાથ પકડેછે અને પછે છોકરીનીમા એક અણીદાર હથીઆર વટે છોકરાના હાથપર કાપા પાડી તેનું લોહો કાઢેછે. જો આ હથીઆર ચાલવા છતાં છોકરો કનેઆનો હાથ છોડતો નથીતો તે સારી નીશાણી ગણાયછે, પણ જો તે હાથ છોડી દેયતો તેઓ એવું સમજેછે કે આ ભરતાર પોતાની બાયડીને ઘણી ચાહાશે નહી."

---

કુતરાનું ભોસવું અસલ નથી પણ નકલ છે. આ સટરેલીઅન કુતરા કદી ભોંસતા નથી. ખુદરતી અથવા જંગલી હાલતમાં કુતરો ભોંસતો નથી પણ માતર ઘુરેછે અથવા ચીસો પાડેછે. સોનીની કેહેછે કે મીસરના જંગલમા કુતરા ભોંસતા નથી અને કોલંબસે જોયું કે તેની સાથ અમેરીકા ગયલા કુતરાઓ ભોંસવાનું ભુલી ગયા હતા. એવું સાબેત થયુંછે કે પાલેલાજ કુતરા ભોંસેછે. તેઓ માણસ સાથ વેહેવારમા આવવા પછે પોતાની વાચા મુકી દઈ માણસની નકલ કરવા જાયછે અને તેમાથી ભોંસવાનો આવાજ નીકલેછે!

---

ઝાડોની ગરમી—એક ફરેંચ વીદવાંને સાબેત કરી આપયુંછે કે ઝાડોમાં પોતાની અંદરની ગરમી છે એટલુંજ નહી પણ તે ગરમી દરરોજ બપોરના છેક ચહડેછે અને રાતના ઉતરેછે. ઝાડોની સઉથી વધારે બોખારનો વખત દીસના ૧૦ થી ૩ વાગતા સુધીછે.

---

## રમુજે ફુરેસત.

૧—મારો બાગ ૩૦૦, ફીટ લાંબો છે, અને લંબાઈના ૬ ઠા ભાગ જેટલો પોહલોછે. એ બાગની આસપાસ ફરતો એક રસતો એવો બાંધયોછે કે જે બાગને સોભા આપે અને જેની વ

ચે ૧૪૦૦ ચોરસ ફીટ જગા સમાય. તારે એ રસતો કેટલો પોહ સો બાંધું ? ફ. ફ્રેડ.

૨—જલો સદા દેખાતો કાંએછે ?
નનો સદા દુખીઆરો કાંએછે ?
તતો સદા બલતો કાંએછે ?
ગગો સદા ગુસે કાંએછે ?

૩—મારો પેહેલો હવા રૂપી છે, બીજો ગોળાકાર છે. પેહેલો દોડેછે, બીજો ફરેછે. પેહેલો વાંહાંણો ચલાવેછે, બીજો સાંચા ચલાવેછે. પણ મારા આખાં ઉપર, એહેનો તમે પોતે ફરોછો, અને જેમ ફરો તેમ ફાયદો છે.

૪—ઉલટાવેલાં નામો—
હોલ ટાકેલી મંડલી ફીમ્આ. સાહેબોની હશે વારૂં ?
૧ રોદજી બનેટ. ઇરજમસ બાજી સેજી.
૨ પાર દુખ જીનસે દરજી ફર.
૩ ઠીસા દીન હમા જીપીકણ.
૪ હેરામજી ડેફરન જીવા પામે.
૫ હો હીમજી જીનાશેઠ જરર બાઇ.

## ખોલાસો ગઇ વેલાનો.

૧—ક૦ ૩૨૫ વાર. ખ૦ ૪૫૫ વાર.
૨—નાકું.
૩—સરસ.
૪—પોપટ, પહાંણ, ટણક.

## વિધવાનું રૂદન.

ગરબી.

(ઓધવજી શંદેશો કેજો શામને—એ રાગ.)

રૂદન કરંછું હું વિધવા બહુ રાકડી,
હિંદુમાં અમ શ્રેષ્ટ ગણાએ નાતજો,
પરણાવી મુજ માપે મોટા પ્રેમથી,
તે વરશે મુજ વરશ વસ્યાછે શાતજો,
આશ ભર્યા આંસુ તે ક્યાં ભેરીએ,
અમે અબળા છીએ રાંક અમારી જાતજો. ૧

દશ અને ત્રણ વર્ષે હું વીધવા થઇ,
હાલ અમારી વીશ વરશની જાનજો,
કામે પીડી રૂદન કરંછું કામની,
અંતર મારૂં આકુળ વ્યાકુળ કામજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૨

પુરૂષો ચાડ ત્રણ ચાર વખત વરગોડળે,
ગાયો ઉપર શા સારૂ પળાહાજો,
ગોરક્ષણ કરે વાએહિંદુ આગળે,
ગૌવધ કરતા તે આજે પરમાણજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૩

અમ અબળા ક્યાં અરજી આપે આપની,
કરમ તણી દુખ કહાણી કરે કોણ પાશજો,
આશ ઘણી અંતરમાં વરમલવા તણી,
ફરી ફરી રઉં અંતરમાં ઉદાશજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૪

ચો ચમાણી શુંદરીઓ સુખ ભોગવે,
જોગ ગેટે ન શીશે અમને જગદીશજો,
હું દુખણી જાણીને નાત દયા કરો,
મયા કરો તમે દીન તણી વિનતીશજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૫

હે હિંદુ હું દુખ મારા રોતી ફરી,
એ અનુસારે અબળા શો પીડાયજો,
રાંક ઉપર શી રીશ તમે અદકી ધરો,
અંતરમાં અંન્તર મારૂ અકળાયજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૬

ધન કુરવાયો રૂદન અમારે રેમમાં,
જીવકોરને કેહેજો મારા પરણામજો,
માનકુવરને શંપી રાખો માનમાં,
કુશળ રહો વરવાલા શુભ આજ હાંનજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૭

ત્રણ બેનો હું બેન તમારી એકછું,
વળી છઉં હું નિરલજ ઘ્વજની જાતજો,
અકળાઉ અંતરમાં હું અતીશે ગણી,
તે ન સુણો કોય નીરલજ મારી નાતજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૮

અંતરથી આશીશ અદ કીજે રાજને,
વીરજયાંણી કુળનું તું પ્રગટ્યો તાજજો,
અમ અબળાને આદર તું અતીશે કરે,
આશીશ મારી સુણશે પ્રતી મારાજજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૯

સુધારકો વાચો પ્રેમે આ વીનતી,
નરમદ શરખા કર તારો સુભ કામજો,
એ બદલો ઇશ્વર સુભ તમને આપશે,
અવીચળ રેશે આ જગમાં તમ નામજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૧૦

આ અરજી ઇશ્વર મારી અંતર ધરો,
કરો તમે સુભ મન ભોળા ભુભારજો,
એથી તો ટળશે દુખ અમ અબળા તણું,
સુખી થશે પછી જેછે વિધવા નારજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૧૧

રાત દીવશ પડતાં રહે આ પ્રંથવી પરે,
અમળ રહો મારાણીજીનું રાજજો,
અમ અબળાની ભાવક શો તમથી ટળે,
કીધાં જેણે પરમારથના કાજજો,
આશ ભર્યાં આંસુ તે ક્યાં ભેરીએ. ૧૨

## લખનારાઓને ખબર.

ક—મેહેરબાની કરી તમારૂં સરનામું ફરી લખી મોકલજો.

ન. હ. હા—તમારો ઉપકાર થયોછે પણ કેટલોક ખોલાસો કરવોછે માટે અમોને મળવાની તસદી લેજો.

નરગેશ—તમારી કવીતા છાપવા જોગ નથી.

અરદેસર—વધારે સારા તથા છુટા અખશરે અને કાગળની એકજ સાઇડ ઉપર લખતા રેહજો.

C. S. B. કાંઇ બાજી સારી બીના વધારે સારી રીતે લખી મોકલશો તો ખુશી સાથે છાપીશું. નવા લખનારાઓને ઉતેજન આપવાને અમે ઘણાં ખુશી થઇએ છઇએ.

મુંબઇ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ :—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, નાં૦ ૯ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. ફેબરવારી ૧૮૭૩ આંક ૨ જો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

### એક વારતા.

#### પરકરણ ૧૯ મું.

રૂસતમ આગાએ ભોલા દોલા સોહેથી જાંહાંગીર જંગીના કાગળનો ભેદ જાણી લીધો એટલુંજ નહી પણ ખુદ તે ખતબી માંગી લીધો! એ તોફાંની અને ચપરખંદા પારસીની હીકમત આગળ દોલો એટલો વસ થઈ ગયો હતો કે એ કાગળ બાબે તેની જવાન શેકાંણી પીરોજે જેબી વાત કહી હતી તે સઘલી રૂસતમ આગળ ભોલાપણાથી ખોલાં મેલતાં તેણે કાંઈ બાકી રાખયું નહી.

અને છેલે રૂસતમે કહયું કે "દોલા તું હમણાં છેક ઓલપાડ કેમ જશે? તે ગામ કેટલું દુર છે, આ ખરી બપોરનો તાપ કેવો શખત પડેછે, તેમા તું કારે જઈ પોંહોંચશે, ને તું તાંહાં જશે તારે જાંહાંગીર નહી મળશે તો તું શું કરશે? તે કરતાં એ કાગજ તું મને આપ. હું હમણા ઓળપાંડ ખાતેજ જાઉં છઉં. તાંહાં જાંહાંગીરને શોધી કાહાડી હું તેને પોંહોંચાડશ."

કાગજ આપતાં દોલાએ જરા આનાકાની બતાવી. પણ રૂસતમ આગાની સમજાવત ઘણી ખાતરીદાર હતી. તે બોલયો કે "ઘેલા, તું એ કાગજને ચોરીનો માલ કેહેછે અને તુંજ જાંહાંગીરને આપવા જાયછે કે? બેવકુફ તું શું કહીને આપશે? તેને એમ કેહેશે કે સાહેબ આ તમારૂં ચોરેલું કાગજ હું લાવયો છઉં? જા ગધેડા, જા. જાંહાંગીર કેવો પાજી છે, તે તું નથી જાણતો? જેવા તેના હાથ ચાલેછે તેવું જો તેનું પેટ ચાલતું હોયતો વખતે તુને કાચો જ ખાઈ જાય. જાંહાંગીર જોરાવર કેવો છે? લોકો તો કેહે છે કે તેની લાત ને મુકી ઘણી શખત વાગેછે એટલા માટે કે તેમા ખોદાએ સીસું ભરેલું છે. તારે હજી બેહેતર કે એ કાગજ મને આપ. હું કેહેવશ કે મને, રસતામાથી જડયું એટલે તું બી નહી ફસશે ને મનેબી કાંઈ નહી કેહેશે. જા ભલાં માણસ, વાઘના પંજામા હાથે કરીને કાંએ ફસેછે?"

"પણ પીલીબાઈએ મને કહયુંછે તે! જાંહાંગીરના હાથમા કાગળ જવા પછે બધા ચાળા જોવા કહયુંછે તે તું કેમ!"

"શું મોટી વાત લાવયોછે! જાંહાંગીર કાંઈ બઈરી છે કે તેના ચાળામાળા જોવાનાછે? એતો બઈરાં લોકનો ધારો, પોતે ચાલામાલા કરે તેથી બીજાના ચાલામાલા ઘણા જોવા માગે; પણ આપણ મરદોથી કાંઈ બઈરાં થવાય? તે કરતાં જાંહાંગીર ચાળા કરશે, તે તું નહી જોશે ને હું જોવશ એટલે તો બસ? વારૂં ઘડીભર તેના ચાલામાલા જોવા પીરોજબાઈએ તુને ચેતાવયું તે સા વાસતે? તારે વાસતે. તુંજ તેનો ચોરીનો માલ લઈ જાય, તો તારે તેનો ચેહેરો જોયા કરવો જોઈએ કે તે ગુસે થાયછે, ઇઆ દલગીર થાયછે, ઇઆ કેમ! પણ હવે તું કાગજ લઈ જતો નથી, તેતો હું લઈ જવશ એટલે ચાલા જોંવાની તને અગતજ નથી."

ભોલા દોલાની ખાતરી કરવાને આ ઘણું થયું. તેણે હજીબી રૂસતમ આગાની સાથે ગાડીમા બેસીને ઓલપાડ જવા ચાહાયું, પણ "હુંતો ધનજીશાહ શેઠની સાથે જાઉં છઉં." આમ કહી રૂસતમે તેને આજેજ કીધો અને બીચારા દોલાએ બીજો એક ટુકારો કેહેવા વના જાંહાંગીરનો કાગળ કાહાડી આપયો.

તેણે જતાં જતાં રૂસતમની સલાહા પુછી કે પીલીબાઈને જઈને શું કેહેવું? રૂસતમે જવાબ દીધો કે "તું તારે એમ કેહે કે જાંહાંગીરને હાથોહાથ પોંહોંચાડયું. તારી બાઈ આગળ વધારે લાંબી વાત ના કરતો. કાંહાં તારી બાઈનો પોતાનો કાગજ છે, કે સઘળી ખરી બીના તેને કેહેવી જોઈએ? તારો કાગજ છે, તેં ચોરેલોછે, તારી બાઈએ તારે ખાતર તુને જવા કહેલુંછે, તારે તું ગીઓ કે નહી ગીઓ તે જાણવાનો બાઈને શું હક છે?"

હવે ભોલો દોલો અને રૂસતમ આગો જુદા પાડયા.

દોલાનું દીલ ઘણી ખલાસી અને મોકલાસ પામયું. તે ખુશી થવા લાગો કે જાંહાંગીરના કાગજની કાસર બાહારો બાહારથી પટાવી અને હવે તે એટલો શંતોથી થયો કે પોતાની બાઈ આગળ પાછો જવાને બદલે પોતાના મારગે જવા ઉપર વટીક લલચાયો.

હજીતો એક કાગજની કાસર પટીછે. પણ સીગનપોર

વાળા ધનજીશાહ શેઠની ચાકરીમા હતો તે વેળા દોલાએ ખ
રેખર ચોરેલા કાગજનો ગુનાહ, જેનો ભેદ જાણી લઈ લુચો
માકાંદાર્ મોડાઈ વાળો ધનજીશાહ શેઠને ફસાવાનો સંપ ક
રતો હતો, જે સંપ પેલા ડુંગરો વચે સંતાઈને દોલાએ સાં
ભળયો હતો અને જેને ખાતરતો દોલો લુલા દસતુરની
સલાહ લેવા ચાહાતો હતો, તે વાતતો હજી તેના મગજ ઉ
પર લટકતી રહી હતી.

માટે થોહો વખત દોલો વીચાર કરતો ઉભો રહયો કે
પેલા મોદીને ઘર જઈ શેઠાંણી પીરોજને આ કાસર પટાવાનો
રીપોરટ કરવો કે હવે પાધરો લુલા દસતુર પાસ પેલી જુની
કાસરને માટે જવું. અંતે આ વીચારમા તેના ભલા
ખવાશો તેના ઉપર જીહીતયા. તેણે વીચારયું કે પીલીબાઈ
એ મારે ખાતર આટલી સલાહા આપવાની તસદી લીધી તો
હવે મારે જઈને તેવણને ખરેખરૂં કેહેવું જોઈએ અને
દગો રમવો નહી જોઈએ. વળી તેણે વીચારયું કે પીલીબા
ઈ પાસ જવાથી કદાચ ખોહેલી ચાકરી પાછી મળશે.

થોડી મીનીટમાં દોલો છુપે રસતે પીરોજના ઓરડામાં
જઈ ઉભો અને ઘણાજ ખુશ તથા શંતોશી ચેહેરાથી બોલ
વા લાગો. "બાઈ ફતેહ છે, ફતેહ".

પીરોજે વીચારયું કે દોલો કાંઈ ખુશ ખબર લાવયો
હશે! જાંહાંગીર જંગીને મળી આવયો હશે! જાંહાંગી
રે કાંઈ મોહોબતનો પેગામ કેહેવાડયો હશે! પીરોજની ખા
તરી હતી કે દોલો જાંહાંગીર પાસે ખચીત ગયો હશે! જો
ગયો હશેતો કાગજ પીરોજે વાંચયોછે એવું ખચીત તેણે
કહયું હશે અને જેમ એ બાબે તેણે મના કીધી તેમ તેણે
ન્યારે કહી દીધું હશે!

આ સઘળું જાણતાં, જાંહાંગીરનો પેગામ સાંભળવા
[પી]રોજ ઘણી બીહીતી હતી. તેની પાક લરજા તેના આખાં
અંગને ધ્રુજાવતી હતી અને તોપણ તે સઘળું જાણવાને
તેજાર હતી.

માટે જાંહાંગીરની મોબતની પુર ઉલટમંદ થઈ આ
[તુ]રતારે દોલાને પુછયું "કેમ શું કરી આવયો?"

"ફતેહ છે, બાઈ સાહેબ ઘણી ખુશ ખબર હું લાવે
[લો]." આમ કહી દોલાએ તેણીને વધારે ઉલટમંદ કીધી.

"શું ખુશ ખબર છે દોલા, કેહેની જોઉં."

"અરે ખુશ ખબરતો કેવી બાઈ, કે ખરેખરી ખુશ
ખબર."

"પણ તારે તે જલદી કેહે."

"બાઈ હું ઘણો ભાગ્યેગવંત છઉં હં."

"પણ તારી ખુશ ખબર શું છે?"

"ને તમેબી બાઈ ઘણાંજ ભાગ્યેગવંત છો."

"હં ! કેમ વારૂં ! એવું શું બનયું !"

"શું વળી ! તમારી સલાહા પરમાંણે ચાલેલો ને મા
[રો] બચાવ થયલો. એમાં તમારાં ને મારાં બેહુનાં સારાં
નસીબ."

"પણ તે કેમ ! તે કેહેની."

"પેલાં કાગજની કાસર કેવી મેં બાહારોબાહાર પટાવી."

"એટલે ?"

"જાણે કે મેં ચોરીકંજ નથી એમ થયું. ચોરીનો
ટોપલો આવશેતો બીજાપરજ આવશે. કાગજ પેહેલાં મા
રા હાથમાં આવયું તે જાંહાંગીર જંગી જાણતોજ નહી.
મેં કાગજ લઈને બીજાને આપેલું ને તે બીજોજ ઘણી કાગ
જને જાંહાંગીર પાસ લઈ ગયો."

આ જવાબે પીરોજની સઘલી ઉલટને તોડી નાખી.
તેણીએ નીરાસીથી પુછયું કે "તારે જાંહાંગીર જંગી પાસ
તું નહી ગયો કે?"

"હું નહી ગીઓતો સારૂં થયલું કેની ! કાસરજ પ
તી ગઈ. જાણે આપણે કાંઈ જાણતાજ નથી. આપણેતો
બીજાને આપી દીધું."

"કોણ બીજાને આપયું, જલદી બોલ."

"હેં ! એમાં તમે એટલી બધી તલપ સાંની બતાવો
છો ! હેમાં તમારૂં શું ગીઉં ! કાગજ તમારૂં હતું કે મા
રૂં હતું ! મેં ગમે તેને આપયું."

"પણ કોણને આપયું ?"

"રૂસતમજી આગાને, તેવણ બોલપાડ જવાનાજ હ
તા, તે મેં કહયું કે કાગજ લેતા જાઓ, જાંહાંગીરને પાછું
આપજો."

"ને તેં રૂસતમ આગાને કહયું કે એ કાગજ મેં વાં
ચયોતો ને મેંજ તારી પાસે પાછો મોકલયો."

"હા બધું બધું કહેલું. ઠીક કીધું કેની ?"

"જુવો તું હીકનો કેહેતો. જુવા જંગલી તુંને ખ
બર નથી કે રૂસતમ આગો હમારો દુસમન છે. તેને જ
ઈને કેહેવાની તુને શું જરૂર હતી ? ધામટ, કોઈ દાહાડે
તો કામ પાધરૂં કર. ચલ જા હવે હીંઆંથી નીકલ, કા
લું કર."

"પણ બાઈ કાગજ તમારો તો નહી હતો."

"જાની હવે નીકલની. જુવો તું આવતો ને જતો."

દોલાએ વીચારયું કે કાંઈ ધાન બગડયો ખરો. શું
બગડયું તે સમજી શકયો નહી. તે દલગીર ચેહેરે ઓરડા
ની બાહાર નીકલયો, અને હવે પોતાની આ જવાન શેઠાંણી
સોડેથી તે શેવટનો નીકલયો. તેને ગમગીની એમ ઉપજી
કે છેલે દાહાડે શેઠાંણીથી છુટો પડતાં તેણીનું કામ પાધરૂં
કરી શકયો નથી. બાઈને દલગીર જોઈ તે ઘણોજ દલગીર
થયો અને એવી હાલતમાં તે ઓરડાની બાહેર આવયો.

---

## પરકરણ ૭૦ મું.

પણ જારે દુખ આવેછે તારે સામટુંજ આવેછે. જુ
લમપર જુલમ !

પીરોજના ઓરડાની બાહાર નીકલતાંજ પેલા મોદી
નો મનજીભાઈ બારણા આગળ મળયો. પીરોજનો બાપ,
દોલાનો ગઈ કાલનો શેઠ, આદગીથી મરતો ખરતો લાકડી
લઈ ચાલતો હતો.

દોલાને જોતાંજ તેણે બુમ મારીને લાકડી ઉંચકી ત
થા પુછયું કે "કેમરે ગુનેહગાર તું હજી હીંઆં છે ! તું
મારા ઘરમાથી ગીઓ નથી ? તું કોણનાં હુકમથી આ ઘર
મા રહયોછે ? મારી દીકરીના ઓરડામાથી તું કેમ નીકલ
યો ? હીંઆં શું કામ ગીઓતો ? બોલ જલદી, નહીતો
અતર ઘડી બધાંનું ખુન કરૂં છઉં."

આટલા બધા સામટા જવાબોનો દોલો શું જવાબ

દીએ ! તે દબઈને ઉભો રહયો અને પેલો મોદી ગુસાથી લાલ થઈ તેના અંગ ઉપર ધસયો.

"બોલ ચંડાલ, મુઝી, ચોર, હરામખોર, બોલ તું હીઆં કેમ રહયો ?"

"સાબ જરા કામ હતું" આમ દોલાએ ફુગલાઈને જવાબ દીધો.

"કામ ? શું કામ ? કોણનું કામ ?"

"બાઈનું કામ, શેઠનું કામ, મારૂં કામ, કામજતો સાહાબ."

"પણ શું કામ ? બોલ, નહીતો જીવ લઉં છઉં."

"એક—એક—કાગજ—કાગજ હતું."

"કાગજ ? કોણનું ?"

"જાં—જાં—જાંગીર જાંગીનું."

"શું ? શું બોલેછે ? જાંહાંગીરનું કાગજ લાવયો ?"

"નહીરે શાહાબ."

"અતર ઘડી તું બોલયો ને હમણાં ફરી જાયછ." આમ કહી મનજીએ દોલાના બરડાપર એક ફટકો લગાવયો.

"અરે સાહેબ, હું જાંહાંગીરનું કાગજ નથી લાવયો. હું તો જાંહાંગીરજીનું કાગજ આપી આવયો."

"આપી આવયો ? કોણે મોકલયું હતું ?"

આ ગડબડમાં મનજીભાઈએ એટલી બુમો મારી, એટલી જુહુરા ગાળો દીધી અને એટલી ભાંજફોડ કીધી કે સુનાબાઈ, દીનબાઈ, જીવણજી અને બીજાં સરવે જણ દોડી આવયાં. એકલી પીરોજ હેબતથી સફેદ પુણી જેવી થઈ પોતાના ઓરડાનું બારણું ટાંકી અંદર ભરાઈ રહીહતી.

મનજીભાઈએ મોટું ગોધીઆરૂં કરી મેલયું. "આ શું જુલમ ! આ શું ટરકટ ! મારા ઘરમાં ટરકટ ચાલેછે. જાંહાંગીર જંગી, મારો દુશમન, અને કારી જખમ કરનારો ચંડાલ, જે નાપાકને લીધે હું મરવા સુતોછ, તેની સાથ મારાંજ ઘરમા કાગજ પતરનો વેહેવાર ! અરે મારાજ ઘરમા દુશમનો ! અરે એ શું જુલમ ! બચા દોલા તારૂં ખુન કરૂંછ, નહીતો જલદી બોલ."

પણ દોલાને બોલવા શું દીએ ? મનજીભાઈ પોતેજ ઘોંગાટ કરી તેને બોલતો અટકાવતો હતો.

આ વખતે જીવણજી અછો મદદ લાગો. તે સઘળી બીના પામી ગયો. તે શુંદર પીરોજના શંકટમા સાથી થયો હતો, મારે જાંહાંગીરનો પડતો પામેલો કાગજ તેને પાછો આપવા સારૂં દોલાને મોકલનાર પીરોજ હતી, અને તેમા જાંહાંગીરની ખરી મકસદ આરકતરી રીતે જાણવાની મતલબ હતી એ સઘળું પીરોજે તેની આગળ કહેલું હતું, તેથી તે જાણતો હતો. મારે આ વેળા જીવણજીએ દોલાથી કાસુ કપાયલું જોઈ સમાધાન કરવા મારે વચે પડયો.

તે દોલાને ધમકાવી પડયો કે "મુરખ, ખરેખરૂં કેહેતો કાંએ નથી ? ચંડાલ તારે લીધે બીજાઓને કાંએ ખરાબ લગાડેછે ? મુરબી સાહેબ ખરી વાત જાણ્યા વગર સેહેતા જીવને ના સંતાપો. વાત એટલીજ છે કે જાંહાંગીરનો એક કાગજ દોલાએ રસતા પરથી ઉંચકી લીધો હતો, તે તેને પાછો આપવા ગીઓતો. કેમ ખરૂં કે દોલા ?"

દોલાએ હા કહયું, પણ પેલા મોદીની ખાતરી થઈ નહી. તેના મનમા શક રહયો, પણ શું કરે ? [illegible] દોલા ઉપર લાકડી જોરથી છુટી મારી ને દોલાનું માંથું ખચીત ચીરાઈ જતે, પણ તે ખીસી ગયો અને તેજ વખતે જીવણજીએ તેને કાનમાં કહયું કે "ગધા, ઢંઢ આગળ એ વાત કોઈ કરે ? ચાલ હવે એકદમ રસતો લે."

અને તેથી હવે અંતે દોલાએ પોતાનો રસતો લીધો.

તે ઘરમાંથી બાહેર નીકલી ચાલયો, પણ વળી આ ગુચવાડો સમજી શકયો નહી. તે બોલયો કે "શું જુલમ છે ! કાગજ મારો હતો, મેં ચોરેલો, મેં ગમે તેને આપયો. બાઈ કેહેજે રૂસતમ આગાને શું કાંમ કહયું ? વારૂં તેતો હવે સમજીઆ—રૂસતમતો જાંણે દુશમન હતો. પણ શેઠતો ઘરનું માણસછે, તેવણ આગળબી વાત નહી થાય ? કેવું અંધેર ! ખરેખર આ કુટંબમાં સઘલા ઘેલાઓછે, ને ઘેલાઓથી દુર રેહેવું ભલું."

---

પરકરણ ૭૧ મું.

પણ હવે દુર રહીને જવું કાંહાં ? હવે ચાકરી કાંહાં મળશે ? ચાકરી કોણ આપશે ? આ સવાલોના વીચારમાં ને વીચારમા દોલાએ ચાલવા કીધું.

તેને પોતાની માં વીલર, પોતાની માસીની દીકરી રતન યાદ આવયાં. તેને પોતાની આગલી ગાંમડાંની જીંદગી, જુહુપડાંનો રેહેવાસ તેમાનાં સઘલાં સુખ સાથે યાદ આવીયાં. કેવાં તેઓ ગીત ગાતાં ગાતાં ઘાસ કાપવા જતાં હતાં, કેવાં તેઓ પરેટા કાપતાં અને રાજાની વાતો સાંભળતાં ખાતાં હતાં, કેવાં તેઓ તાડીનાં ઘડીયાં ફકર ચીંતા વના ઉકાવતાં હતાં, કેવાં તેઓ મરઘાં બટકાં પાલતાં હતાં અને ઈંડાં વેચવા જતી વેળા બજારમાં દોલો અને રતન મરાતાં હતાં તથા વળી વીલર પાસે કજીઓ ચુકવવા આવતાં હતાં.

આ સઘલી યાદદાસત દોલાના મનમાં જોસથી તાજી થઈ અને તેણે એકવાર પોતાની માની જુહુપડીમા જવાનો ઠરાવ કરયો.

આવા ઉંડા વીચારમા ચાલતો ચાલતો દોલો પેલીજ ટેકડીઓ આગળ આવી પોંહતો કે જાંહાં તેણે પરમ દીને માકાદારૂ મીઠાઈવાળાને તથા હીરાં ભરૂચીને તેણીના લફંગા ભાઈ સાથ મરઘીના હાડકાં સોહારતી વેળા સંપ કરતાં પેહેલાં દાકણ અને દઈત રૂપે તથા પછે આદમી રૂપે જોયાં હતાં. તેઓ બે વાતનો સંપ કરતાં હતાં. એકતો હીરાં ભરૂચીના ભાઈને મારે કોઈ સ્રીને ચોરી લાવવાનો સંપ ચાલતો હતો—અને બીજુંતો ધનજીશાહની નોકરીમાં દોલાએ ચોરેલાં કાગજનો સંપ હતો.

પેહેલા સંપ સાથ દોલાને ફકત ઈનતેજારી લાગવા સીવાએ બીજું વધારે કાંઈ લાગતું વલગતું નહી હતું, પણ બીજો સંપતો દોલા સંબંધીજ હતો.

મારે આ ટેકડી આગળ આવતાંને વારજ ઉપલા સંપ બાબે લુલા દસતુર પાસે જવાનો તેનો ઠરાવ તેને યાદ આવયો અને તેથી ભોલા દોલાએ પોતાની માની જુહુપડીમા જવાનો વીચાર તરત વેળા ફેરવીને પાછો સુરત શેહેરનો તથા અગત કરીને નાહાનપરામા જાંહાં દસતુર રેહતા હતા તાંહાંનો રસતો ધરયો અને બપોરના એકુ વાગતામાં તેવણને ઘર

દસતુર લુલાજી ચાહારમમા ખાઈ આવીને તરતનાજ બપોરની એક ઉંઘ ખેંચી કાઢવા ગયલા હતા. પણ દોલાને દસતુરજી સાથ કેવી સારી પીછાણ છે, તેતો આપણે આગળ જોયુંછે, અને તેમજ વળી દોલાનું હાલનું કામ કેટલું અગતનુંછે તે પણ આપણ જાણીએ છઇએ, માટે દોલાએ દસતુરજી પાસે તરત જવા માગયું.

પણ એકતો દોલો ચીઠડે હાલ જેવો, જોડા ઉપર મણમણ ધુલ સાથ અને પરસેવે ગરકાવ થઈ આવેલો અને બીજુંતો વળી દસતુરજી બે ઘડી લેટવા ગયલા, તેવા વખતમા તેવણ સોડે દોલાને જવા દેવાને દસતુરજીની વહુઓ જે હેઠલ ખડકીમા બેસીને કસતી વણતી હતી તેઓએ આનાકાની બતાવી એ ખુદરતીજ હતું.

દોલાએ કહયું કે "મારી મમાઈ, તમે મને નથી ઓળખતાં, મારૂં નામ દોલો છે ને હું ઘણો કામનો માણશ છઉં."

"અરે પણ બાપા હમોને શું કેહેશ ?" એક ગોરાંણીજી બોલયાં. "જરા તરા બેશ, દસતુરજી ઓય ઉઠશે ને તને બોલાવશે."

"પણ મારૂં કામ અગતનું દેખું મમાઈ, મને જવાદો."

"અરે નારે બાપા, દસતુરજી શાહેબ દહવારો કરે."

"નહી કરે, નહી કરે, ને દહવારો કરેતો મને કેહેજોની હું જવાબ દેવશ."

"ઓ વાએ ! તું કોણ મુવો એટલી મમત કરવા આવોશ. લે જો વળી." આમ વડાં ગોરાંણીજી બુમ મારી ઉઠયાં. "લે જો વળી, નહી કેહેતાં તે થકી કે ! શાલ, શાલ, નીકલ હંઇથી."

"પણ માએ અમથાં કાંએ કુહુરોછો. હું કાંઈ તકામો નથી આવયો. તમે દસતુરજીને બસ એટલું કેહો કે દોલો પુછેછે, ને જોવો કે મારૂં નામ સાંભળી ગમે તાંહાં પહેલા હશે તાંહાંથી ઉઠીને ઉભા થશે."

"અરે જારે મુવા તારો બાપ ભાઈ હોય તે પડેની. ઉઠીને ઉભા કોણ થાય ! મુવા તું તાપે આજારી પડયોશ કે ઉઠીને ઉભો થવા માંગેશ."

મોટાં માએનો ગુસો જોઇ વહુઓ વચમાં પડી. તેઓએ દોલાને સમજાવીને કહયું કે "દસતુરજી ચાહારમ ખાઈ આવેલા માટે પોહોરયા વગર તેવણને નહી ચાલે. કામ હોયતો, સાંજે આવજે."

હવે કાંઈ ઉપાય નહી રહયો. દોલાને સાંજવેર બોરી થવાની ફરજ હતી. તે બીચારો ભુખો દાંહાંસ થઇ રહયો હતો અને આણીમેર પેલીમેર રસતામાં રખડતો હતો. પણ તેવામાં પાછળથી કોઇએ તેને હાંક મારયો. તેણે જોયુંતો ઓલપાડવાલા જવાંમરદ જાંહાંગીર જંગી અને રૂસતમ આગો બંને જણ તેની તરફ આવતા હતા.

દોલો જાંહાંગીર વીશે ઘણું માન અને બીહીક ધરાવતો હતો, તેને એકદમ "જાંહાંગીરે હુકમ કીધો કે એકદમ હમારી સાથે ચાલ."

"દાંહાં સાબ ?"

"બસ ચાલ, અમે જાંહાં જઇએ તાંહાં."

"પણ શાહાબ, દસતુરજી સાથ મને કામ છે."

"કાંઈ નહી, તારી સાથ હમોને કામછે."

જાંહાંગીરની આ શખતાઈ જોઈ દોલો ઘભરાયો. તે બોલયો કે "અરે જાંહાંગીરજી શેઠ તમારૂં કાગજ મેં નથી ચોરેલું. મને તમે કાંહાં લઈ જાઓછો ?"

"દોલા, તું મને ઓળખતો નથી ? જો વધારે વાત કરશે તો તારી આ હંસ જેવી દોકીને મરઘીની માફક મરડી નાખશ."

રૂસતમ આગાએ તેને દંમ ભરાવયો કે "ભલાં માણસ મુગો મુગો ચાલ નહીતો માર ખાશે."

અંતે દોલાએ ચાલવા માંડયું.

જાંહાંગીર અને રૂસતમ એક બોલ પણ બોલવા વના દોલાને એક લાંબે રસતે મોટાં પરાંઓ અને નાહના પુલો ઉપરથા ચલાવી લઈ ગયા.

અંતે એક એકાંત ખુણામાં ગીચ ખજુરાંઓની વચેથી તેઓ નદી કીનારા ઉપર નીકલયા અને તાંહાં રેતી ઉપર બંને જણ ફસડાઇને બેઠા તથા દોલાને પણ બેસવા કહયું.

દોલાના તનમા ગોયા જીવજ નહી હતો. તેને એવું લાગું કે જાણે કાગજ ચોરવાના વાંકને માટે તેને ફાંસી પર લઈ જતા હોય. પણ રેતીપર બેઠા પછે રૂસતમ આગાએ તેને ધીરજ આપી કહયું કે "દોલા, તું જરા બીહીના. આ એકાંત જગાપર એમ આવવું પડયુંછે કે આપણી વાત કોઈ સાંભલે નહી. વાસતે ચાલ હવે જાંહાંગીર શેઠનો પેલો કાગળ તારા હાથમા કેમ આવયો અને તારી જવાન શેઠાંણી પીરોજે તુંને શું ફરમાવયું તે સઘળું માંડીને કેહે. જો બચા સાચેસાચું કેહેજે, ને જરા જુઠું બોલયોછે, તો હીઆંને હીઆં મારીને દાટી જઈશુંતો બારને બાર ચોવીશ વરશે કોઇને ખબર પડવાની નથી."

આ ઉપરથી દોલાએ સઘળી વાત માંડીને કહી. જાંહાંગીરનો કાગળ તેણે તલાવપર ઉંચકી લીધો અને પીરોજે તે વાંચીને ઘણી ઉલટ બતાવી, તે સઘલી બાબતમાં જાંહાંગીર જંગીએ તેને ઘણો ઉલટપાલટ તપાસયો, પણ સાચાં અને સાદાં દીલના ભોલાએ સઘળી સાચી અને તેથી એકજ વાત કહી.

અને હવે જાંહાંગીર જંગી ખુબ જોસભરી ઉલટમા આવી ગયો. તેણે રૂસતમ આગાને ચાંપીને કોટી કીધી તથા કહયું કે "દોસત રૂસતમ, તું સાચો પડયોછે અને હવે મારી ખાતરી થઈછે કે ઘેલા મોદીની નીરદોશ અને કુમલી બેટી પીરોજ મને ચાહેછે."

જાંહાંગીરની પેહેલાં ખાતરી થઈ નહી હતી. પેલો કાગજ દોલા પાસેથી લઈને જારે રૂસતમ તેને પોહોંચાડવા ગયો અને તે પીરોજે વાંચયો તથા પીરોજેજ ફલાંની મતલબ સાથ પાછો વાલયો એવું રૂસતમે કહી સંભળાવયું તારે જાંહાંગીરે માનયું નહી હતું. રૂસતમ હમેશનો મશ્કરો હતો, ઘણું જુઠું લુતરૂં કરતો હતો; વળી તે ઘેલા મોદીના કુટંબનો દુશમન હતો અને કદાચ તેની સાથ જાંહાંગીરને અઠડાવી મારવા સારૂં આ જુટો બનાવયો હોય. માટે પીરોજના પેઆરની આ શાહાદત વીશે પોતાની ખાતરી કરવા વના તેણે માનવાને ના પાડયું. એટલાજ માટે રૂસતમ તેને તેડી લાવયો અને અચબુચ દોલાના મળી જવાથી જાંહાંગીરની ખાતરી થઈ.

પીરોજના પેઆરનો જાંહાંગીરને સવપનામા બેઆલ નહી હતો. દોલાએ ઉંચકી લીધેલાં કાગજમાની કવી

તા જાંહાંગીરે પીરોજને માટે લખી નહી હતી. ફકત કવીતાના શોખમાં તેણે તે શેરો લખી હતી અને તે સેરાઓ પડી ગયા તેનું તેને કાંઈ લાગું નહી હતું. પણ કાગનું બેસવું ને તારનું પડવું સાથે થયું. કાગજ પડયું ને દોલાએ ઉંચકી બાઇને આપવાથી તેણીની જાંહાંગીર ઉપરની મોબતમાં વધારો થયો હતો અને તેની સઘલી નીશાન દોલાના સાદા હેવાલમાં આવી.

આ કેવી અચબુચ શોધ ! જાંહાંગીર પીરોજ જેવી પાકજાદના પેઆરની બીનાથી હરખાઇ ગયો, દોલાને તેની તસદીને મારે પઈસા આપી તેને પાછો વદાએ કરયો અને જાંહાંગીર પોતે વધારે મસલતને માટે રૂસતમ આગાના ઘર તરફ ગયો.

---

### પરકરણ ૭૨ મું.

દોલો બીચારો આખા દીવસનો ભુખો હતો, તેને જાંહાંગીર જંગીની ઉદારતાથી આછી મદદ થઇ પડી. જાંહાંગીરે તેને પાંચ દાહાડા ચાલે એટલા પઈસા આપયા, જેથી પેટ ભરતા સેવ મમરા તથા ગાંઠીયા લેવા છતાં દોલા પાસ ઘણા પઈસા ફાજલ રહયા.

ગરીબ અને નીરદોશને ખોદા એજગેબી વરતાવેછે !

સેવ મમરાનું સુકું પાકું ખાણું, જે ભુખે પેટે વધારે સવાદીસટ લાગું હતું, તે ખાધા બાદ તથા નદીનું નીતરૂં પાણી પી આસુદો થવા બાદ દોલો પાછો ભુલા દસતુરના ઘર તરફ ગયો.

તાંહાં પોંહોંચતાં તેને રાત પડી ગઈ. જાંહાંગીર જંગી તથા રૂસતમ આગો તેને એટલો દુર લાવયા હતા કે દસતુરને ઘર જે વખતે તેને પાછો બોલાવયો તે કરતાં ઘણા અસુરે વખતે તે દસતુરજીના ઘર આગળ ગયો.

તે વેળા ચેરાગ બતી થઈ ચુકયા હતા અને સેજ જજખલામાં દોલાએ જોયું કે દસતુરજી કોઇએક ગામડીયા પારસીની સાથે પોતાના ઘરના ઓટલા ઉપરથી ઉતરીને એક માફામા બેસવા જતા હતા.

આ રીતે આખા દાહાડાની મેહેનતે દસતુરજીને મળવાની તક શેવટની ઘડીએ જતી નહી મેલવા મારે દોલો "દસતુરજી સાહેબ! દસતુરજી સાહેબ! ઉભા રેહજો" આમ બુમ મારતો દોડી આવયો. દસતુરજી ગભરાઈને ઉભાજ રહી ગયા અને પાસે ઉભેલો ગામડીઓ પારસી ગુસાથી ભવાં ચહડાવી જોવા લાગો.

દસતુરજીએ દોલાને તરત ઓળખયો અને દોલો આવતાંને વારજ બોલયો કે "દસતુરજી સાહાબ, માફ કરજો, તમોને મેં રોકયાછે પણ ઘણું અગતનું કામ છે."

પણ પેલા ગામડીયા પારસીનો મીજાજ જતો રહયો. તે બોલયો "મર માંરા ઉંઠ, કામ છે તે હારૂ દહતુર બાહાર હીધારતી વેળા રોકેકે ! ચાલ ખહ, કામ હોયતો કાલે બાલે આવજે. હાબ ગાડીમા ચહડો."

દોલાએ હવે અડ કીધી, "અરે નહી સાહેબ, જરા થોભો. હું બપોરે આવેલો, પણ સાહેબ પોઢેલા હતા. મારે અગતની વાત કરવીછે."

"અરે ખહની વાત વાલા. મોટી વાત લાવેલો. આલ હવારે આવજે."

"અરે દસતુરજી સાહેબ હું ગરીબ છઉં, તેથી આ પરમાણે તમારે બાર ઢકેલા ખાઉં. મનજીશેઠને તાંહાં ખાનાપર તમારી સાથ વાત કરવા આવયો તો તાંહાં વાત નહી થઈ. આજે બપોરે આવયો તારે નહી થઈ. હવે હમણાબી નહી ?"

હીજો પટેલ હવે દોલાને આંચકો મારવા જતો હતો, પણ ભુલા દસતુરે તેને અટકાવયો તથા દોલાને કહયું કે "દોલા તું વાત કરવાનો હતો તારે સાંજના સકારે કેમ નહી આવયો ? બપોરે ઉંઘાવાને વખતે તું આવયો, હમણાં બાહાર જવાને વખતે આવયો, તારે વાંક કોણનો ?"

"અરે પણ સાહેબ—"

"ખહતો જા હાએબના ગોલામ, દહતુરજી ચાલોની તમેબી હું ટાહેલાં કરો ?"

દસતુરે કહયું કે "આ હીજા પટેલ બાઠાં ગામમાં પટેલાઈ ચલાવેછે. આજે રાતે તેવણની એક વીધવા બેટીનું ગગરણછે, તે સાદીની કીરીયા કરવા સારૂં હું જાઉં છઉં, જો તેવણ ઉતાવલ કરેછે."

"અલબત, અલબત" હીજા પટેલે તોરથી ટાહુકો પુરયો "મારા પહરાણા બધા ખોટી આહે, દહતુરજી ચાલો."

પણ દોલો ઘણોજ દલગીર થયો. દસતુર ઉપર ફાવવાની આશાથી તેણે હવે એટલું કહયું કે "સાહેબ હું જે વાત કરવા આવેલો તે મારા જુના શેઠ ધનજીશાહને લગતી છે."

ધનજીશાહ શેઠના નામથી દસતુરજી ઉપર અસર થઈ તે ખરી. તેવણે થોભવાની મનછા બતાવી, પણ હીજા પટેલે માગી લીધું કે "તમારે વાત કરવી હોયતો આ પોરાને ગાડીમાં હાતે લેઓ; છુપી વાત કરવી હોયતો મારે પેરે એકાંત બેહીને કરજો. પણ હમણાતો ચાલો, મારા પહરાણા બહુ ખોટી આહે."

દશતુરજી કબુલ થયા અને દોલાને એ વાતની કાંહાં ના હતી ! દસતુરજી શેઆલનો લેહેકો કરી હીજા પટેલ સાથે માફામા બેઠા, અને દોલો હાંકનાર સાથ ગાડીની બાહેર ચટી બેઠો.

એટલુંજ નહી પણ હાંકનાર સાથ એક સપાટામા દોસતી કરી નાખીને દોલા ભાઇએ બલદીઆના અછરા પોતાના હાથમા લઈ પોતેજ માફો હાંકવા માંડયો. ઘણે દાહાડે માફો હાંકવાનુ કામ મળયું, મારે તે ઘણોજ મગન હતો.

વાંચનારી બાનુઓ જાણેછે કે ભોલો દોલો અછો હાંકનાર હતો. તેણે ગાડી એવા ઝપાટામાં હાંકી કે હીજો પટેલ ખુશ ખુશ થઇ ગયો અને તેને દોલા સાથ વાતચીત કરતાં કરતાં ઘણી મીતરાઈ પેઆર બાંધયો.

આમ કરતાં ગાડી નદી તરફ આવી. બાઠાં ગામમાં પોંહોંચવા સારૂં નદી ઓલંગવી જોઇએ અને એક ઠેકાણે નદી એટલી છાલકી હતી કે પગે ચાલીને ઇઆ ગાડાંની મારફતે નદી ઓલંગી જવાનુ સવલ હતું. તે વાટ ઉપર હવે દોલાએ માફો ચલાવવા માંડયો.

હીઆં ધીરજ અને સંભાલની જરૂર હતી, પણ દોલાએતો હીઆં પણ બલદીઆઓના પુછડાં મરડીને તેમને ખુબ દોડાવયા અને એવું થયું કે માફાના ચાકને આચકા ઘણા લાગાથી તેની એક ખીલી નીકલી ગઈ અને આ

એ માફો તેમાના દસતુરજી તથા હીજા પટેલ સુધાં નદીમાં ઉંધો વલયો.

દસતુરજી લુલા પાણીમા તરબોર થઈ ગયા. હીજાનો મીજાજ જતો રહયો, તે દોલાને મારવા ધસયો, પણ દોલો હીજાનો વાંક કાહાડવા લાગો કે "તારા માફાનું ચાક બરાબર નહી હતું અને તું અલગી ખીલીનું ચાક લાવેલો તેથી માફો ભાગી ગયો."

દોલાએ આ તકરાર એવી ઉઠાવી કે દસતુરજી લગાર વેહેમમા પડી ગયા, અને હીજાની પોતાની નજરમાં પણ દોલાનો વાંક જરા ઓછો થયો.

દસતુરજી બોલયા કે "હીજા ભાઈ, તું ભાગેલો માફો લાવી બચારા દોલાને શું ગળે પડેછે ?"

"અરે નહી હાબ."

હીજાએ બચાવ કીધો, "માફાનો હું વાંક ? એણે એવો હાંકેલો કે લોઢાંના ચાકબી ભાગી પડે."

"અરે કાંઈ વાત કરવી !" દોલાએ તકરાર ચલાવી "જો વાત લાવેલા. એવાતો મેં એક હજાર ને એક માફા હાંકેલા ને કોઇ વખત ઉંધો નહી વાલેલો. ખબરછે !"

હવે થયું તેતો થયું. દસતુરજીને ખાંધ ઉપર ઉંચકીને હાંકનાર તથા દોલો પેલીપારે મેળી આવયા, તો જો કે દોલાની કઢંગી ચાલથી, આ ખાંધગોરી કરતાં, દસતુરજી બેવાર આરીઆં થતા થતા બચી ગયા હતા. હીજો પટેલ પોતેજ લેંગો કછાટી ચાલી આવયો.

પાર ઉપર હીજા પટેલે એક બીજું ગાડું કીધું. નદીમાથી માફો સમારીને કાહાડી લાવવા ઉપર માફાના હાંકનારને પાછળ રાખયો. દોલો કાદવમાં એટલો લપટાઇ ગયલો હતો કે દસતુરજી સાથે એકજ ગાડાંમા તેને બેસાડવું ઘટારત નહી હોવાથી ભાઠાં ગામમા ચાલતો આવવા કહી તેને પણ પછાત મેળયો, અને ગાડાંમાં દસતુરજી તથા હીજો પટેલ બેસીને રવાંને થયા.

દોલાના મનમા અલબતાં પોતાની અચકચારીને માટે ઘણો પસતાવો થયો. તેણે ધારયું કે "દસતુરજીને હું પાધરો હાંકી ગયો હતેતો મને ઘણું માન મળતે, પણ ગરીબના નસીબજ ગરીબ. હવેતો હીજા પટેલને તાંહાંના નાતરાંમા મને દસતુરજી તેડી ગયાછે તાંહાં જલદી જાઉં અને પેલાં ચોરેલાં આગળાં કાગળ વીશેની જે વાત કરવા જીવ તપી રહેલો તે વાત કરી દેઉં."

---

### પરકરણ ૭૨ મું.

ભોલા દોલાને હીજા પટેલના ઘર તરફ જતો મેળી, હવે આપણે ઘેલા મોદીના મનજીભાઇના ઘર તરફ જરા નજર કરીએ.

બપોરના મનમોવન પીરોજ આગળથી જતી વેળા ભોલોદોલો પોતાના દેવાના શેઠને હાથ સપડાયો અને તાંહાં જાંહાંગીર જંગી વચે કાંઈ સંધેસો ચાલવાનો પોતાને શક નહી છતાં દોલાએ પોતાના શેઠના મનમા શક ઉપજાવયો, તાર પછે તાંહાંની આપણે તપાસ કીધી નથી.

તાંહાંથી જીવણજીએ વચે પડી તથા સમજુતી કરી દોલાને કાહાડી મેળવા પછે મનજીભાઈ અને સુનાબાઈ સરેસતા મુજબ ખડખડતાં પોતાના ઓરડામા ગયાં. જતાં જતાં મનજીએ બુમ મારીને કહયું કે "આ ચંડાલ ફુકતી પીલીના કાંઈ કરતુક મને સુંઘાયછે, પણ હુંબીતો ખરો કે મારો દોસત બેહેરામશાહ શેઠ આજે પાછો આવનારછે, તેની સાથ આજને આજ એ ફુકતીનું કારર્જ પકું કરૂં."

ઘેલા મોદીની આ ધમકી અંદર છુપાયલી પીરોજ અને તેના બાહેર ઉભેલા મદદગારોને ચેતવણી પકડવાને રતી હતી, પણ વધારે જાંણી લેવા સારૂં, એ બાબે પીલીન બંનેવી જીવણજીએ લગાર વધારે વાત ચલાવી. તેણે છયું કે "તારે શું સાહેબ, બેહેરામશાહ શેઠ પાછા આવનરછે ?"

"હા, મારો તે જાનીદોસત આજે રાતે પાછો આશે. રાતના બનાવનો જે ભરમ કંગાલ દોલાથી ફુટોછે તે કશું હજી મેં તેને કહયું નથી, પણ મેં માતર તેના ઉપ ચીઠી લખી તેને હીઆં બોલાવયોછે કે મોહોડે મોહડું ળી સઘળો ખોલાસો કરૂં અને રાતના તમે લોકોએ તેને ગં પડી અપમાન કીધું તે બાબે માફ માગું, એટલુંજ નહી પ તમો લોક જોડે માફી મંગાઉં. હવે રાત પડતાં શી વા લાગશે ? જેવો તે આવશે કે પીલીનું કારજ તેની સાથ બ બેસતું તમે લોકો જોશો."

જીવણજી, સાચાંનો સાથી, હજીબી આ ઘેલાને વા વાને હટયો નહી. તે બોલયો કે "તારે શું તમે હજી મજ કહોછો કે દોલાએ સારી પેહેરીને બેહેરામશાહ તેને ઓ ત સમજી છુટ લેવા ગયો તેમા તે હીયકારાનો વાંક નથી ? ણે ખરેખર ઓરત સમજીને છુટ લીધી તેમાં પોતાની એ રત તરફ તે બેવફા અને ઘાટકી થયો નહી ? તેણે શેઠીય તરીકે પોતાનું નામ ડુબાડયું નહી ? અને ઢોરની ખર લત બનાવી નહી ?"

આ સવાલનો જવાબ શું હોય ? મનજીભાઇ પાછો પી આવયો. તે બુમ મારી બોલયો કે "મોહ સંભાલ ઓ ગામડીયા મોહ સંભાલ. ફરીથી જો મારા દોસત બે રામશાહ વીશે આવો શબદ સાંભળશતો તુને મારા ઘરન બાહેર કાંહાડશ. તારાં કરતાં બેહેરામશાહ લાખોલાખ ઘણે સારો જમાંઈ મળશે. અભાગીઆ, ખાનેખંરાબો એવ આવેછે કાંહાંથી ?"

આમ બડબડતો તે પોતાની બાયડીના હાથ ઉપર સડાતો ઘસડાતો ગયો અને જેવો તે ઘેલો પોતાન અણસમજુ ધણીઆંની સાથે તે જગેથી પાછો ફરયો કે તર દીનબાઈ અને જીવણજી પોતાની ગમમા ગીરફતાર પીલીન ઓરડામા ગયાં તથા દોલાને આપી મોકલેલા પેગામનું પરીના શું આવયું તે તેઓ પીરોજને મોટી ઉલટથી પુછવા લાગાં

દોલાએ કેવો ઘાન બગાડયો, જાંહાંગીર જંગીને તેન પેલા હાથ દસખત પોંહોંચાડીને માજનું જોઈ આવવાને દલે એ મુરખ તે કાગળ રૂસતમ આગાને આપી આવયે અને વળી જાંહાંગીરના તે કાગળનો ભરમ મનજી આગળ ફોડી દઇ તેને નકામો વેહેમમા નાખયો તે સઘળું પીરોજ તેઓને કહી સંભળાવયું.

આ હકીકતથી દીની અને જીવણજી બંને દલગીર યાં, પણ પાછલાએ હીમત છોડી નહી. તેણે કહયું "પીરોજ, તું ઘભરા ના. જોકે રૂસતમ આગો તારા બા નો દુશમન છે, તોપણ તે કાંઇ ખુની કસાઈ નથી. તારા

પના દુશમન જગતમા કોણુ નથી, પણુ તે સઘળાંજ કાંઇ બુરા માણુસો નથી. યાદ રાખ બેહેન કે રૂસતમ આગો તારૂં કાંઇ બુરૂં કરે તેવો માણુશ નથી."

"કદાચ બુરૂં નહી કરશે તોપણ તે મને કાંઇ સારૂં કરી શકવાનો નથી." આમ કહી નીરદોશ પીરોજે અફસોસ કીધો કે "અરે ! તેણે આપણો ભરમ જાંણ્યો નહીં હતો."

જીવણજીએ યાદ આપી કે "હવે હામે અને અફસોસ કરવાનો વખત નથી. હવે કાંઇ પણ મેહેનત કરવી જોઇએ: આપણે માથેનું દુખ આપણે હાથે નહીં ઉપાડીએ તો બીજા કોઇ ઉપાડવાના નથી. પેલા ઢોર બેહેરામશાહ સાથ આજને આજ તને અદરાવાની તારા બાપે ધંમકી આપીછે, માટે તારાં લગન અટકાવાને જે કાંઇ કરવું હોય તે આજને આજ થવું જોઇએ."

પણ કરવું શું ? એ સવાલ હતો. શુંદર પીરોજ બેહેરામશાહ જેવા બુબખને હાથ જાય—જવાંનીમાં રાંડીરાંડપણાના દુખના મોહોમાં જાય, તેની આગમચ એ ધણીનો કાંઇ ઘાટ ઘડવાને પીરોજના આ માયાળુ બંનેવીએ પોતેજ પોતાની ખુશીથી માથે લીધું હતું, પણ હજીસુધી કાંઇ કરી શકયો નહી હતો.

મગર હવે તે ગોથા જીવપર આવયો. તે બોલયો કે "બેહેન પીરોજ, હવેતો જે થાય તે ખરી. હુંતો જાઉં છઉં રૂસતમ આગા પાસે અને તારી ઉપર ગુજરતી આ જાસતી અટકાવા માટે તેની સલાહ લેઉં. તે મસતીખોર છે, પણ માયાળુ છે; ફીસાદખોર છે, પણ સમજુ છે. દુશમન છે; પણ દાહાયો દુશમન છે. તેણે જારે આપણો ભરમ જાણયો તારે તો હવે તેનેજ આસરે પડવું બેહેતર છે, અને જો તેના ઉપર વીસવાસ મેળશું તો તે મદદ કરવા વના રેહેશે નહી. આપણુ ધારતાં કે દોલો રૂસતમ આગાને આપણો ભરમ કહી આવયો તે ખોટૂં હતું, પણ હવે મને લાગે છે કે એતો ઘણુંજ સારૂં થયું."

આ હીમત ભરયાં કામમાં સામેલગીરી કરવાને પીરોજે ના પાડયું. તેણીએ કહયું કે "મારા વીશે ચકચાર અને પોંગાટ ઉઠે તે કરતાં મારા ઉપર જે જુલમ વીટશે તે હું ખમશ."

પણ જીવણજી સમજયો નહી. તે હટીલો થયો. તે બોલયો કે "એક નીચ લગન, એક ઘરડાં બુવડ સાથ કુમલી છોડીનું કજોડું અટકાવા સારૂં હું જે ઉપાય કરશ તેમાં પાપ કાંઇ નથી. પીરોજબાઇ તું ધીરજ રાખજે અને જોજે કે હું સંઘળું સમાધાન કરશ. રૂસતમ આગો કાંઇ પણ સારો ઉપાય બતાવશે."

આમ કહી જીવણજી તરત ઉઠીને રૂસતમ આગાને ઘર ગયો. તે ઘર દુર હતું તોપણ તાંહાં પોંહોંચવા સુધી આ ભલાં દીલનો પુરૂશ કેયે થાકયો નહી.

---

## પ્રકરણ ૭૪ મું.

સાંજ પડવા અગાંઉ જીવણજી રૂસતમને ઘર પોંહતો. તાંહાં જોયછે તો જાંહાંગીર જંગી બેહેઠેલો હતો અને રૂસતમનો મશખેરો દોસત પુણેમચંદ વકીલ પણ તાંહાંજ હતો.

તેઓએ જીવણજીને તરતજ ઓળખયો અને મોટાં માન સાથ તેને બેઠક આપી. જીવણજીના આવવા આગમચ તેઓ વચે પીરોજની મોહોબત વાશેજ ખુશ ગોફતેગો ચાલી હતી, અને જીવણજીના આવવાથી તે વાત વધારે હરશથી ચાલી. જીવણજીએ સઘલી બીના કેહેવાને કબુલાત આપી, પણ જે કાંઇ થાય તે તરણુ વચેજ છુપું રાખવાના તેઓને સપત આપયા અને પછે પીરોજની હાલત, તેના ઉપર પડેલો જુલમ, તથા તેણીના દીલની નાઉમેદી સઘલી જીવણજીએ જાહેર કીધી. તેણે સાફ કહયું કે "બેહેરામશાહ જેવા અઢોર ઢોર સાથ બીચારી પીરોજ જેવી જવાન અબલાને ફસી પડતી અટકાવામાં હું તમારી મદદ માગું છઉં, તે માતર તેણીની તરફની દયાને ખાતર માગું છઉં. એ કામના બે ઉપાય છે, એકતો એકે પીરોજના હાથનો શુરા જાંહાંગીર જંગીએ દાવો કરવો અને તેણીના ઉઘરતા પેઆરને પાછી મોહોબતથી અદા કરી તેણીને ઉમેદ આપવી; તથા બીજો ઉપાય એ છે કે બેહેરામશાહને આજ દીને મનછીના ઘરમા આવતો અટકાવવો."

એ પાછલો ઉપાયતો આ મશખેરા મસતાંનોને મનસે વધારે સેહેલ હતો, તો જોકે જીવણજીના મગજને તે મુશકેલ લાગતો હતો.

પેહેલો ઇઆને જાંહાંગીરના જીગરમા પીરોજના પેઆરનો વાસો કરાવવો એ વધારે મુશકેલ કામ હતું—તો જોકે બચપણથી પરણેલા જીવણજીને મનસે તે વધારે સવલ હતું.

જાંહાંગાર પીરોજને બારીકીથી પીછાણતો નહી હતો; તેણીના ગુણ, લખશણ, ઇઆ આચરણથી તે માહીતગાર નહી હતો; માટે તેણી તરફ મોબત બાંધવી એ જાંહાંગીરને મનસે એક દાહાડાનું કામ નહી હતું, પણ જેમ પીછાણ વધતી જાય તેમ મોબત મુસતકીમ થવા માટે ઘણા દીવશનું કામ હતું. તોપણ પીરોજની હાલત તરફ જાંહાંગીરની દયા ઉસકેરાઇ હતી અને આજ દીને પીરોજ સાથ કારજ કરવાને એ નકારો શેઠીયો ઘેલા મોદીના ઘરમા નહી આવે એવો ઘાટ ઘડવાનુ જે એકજ દાહાડાનુ તથા જેટલું સેહેલ તેટલું સુજ કામ, તે કરવામાં જાંહાંગીરે બનતી મદદ આપવાની ખુશી બતાવી.

હવે તારે આ ઘાટ શું ઘડવો તે બાબે તેઓ વીચાર કરવા બેઠા અને અંતે રૂસતમ આગાએ પોતાના હીકમતી તથા ચપલ મગજમાથી એક અછો ઉપાય શોધી કાહાડયો.

તેણે કહયું કે "ભાઇઓ, મારા મગજમાં એક યુકતી સુજેછે અને જારે એક જવાન અબલાને બાપના બેલાપણાથી સદાની જંજાલમા ફસતી અટકાવાંને તમો લોકો આટલી કાલજી બતાવોછો તારે મારે ખાતરી છે કે તે બીચારી નીરદોશ છોકરીને ખાતર મારી હીકમતને તમો કબુલ કરચો. દોલાએ હીરાં બરૂચીનો સારી પેહેરવાથી બેહેરામશાહ ઠગાયો અને તેને ખુદ હીરાં સમજી તેના ઉપર અલપચારો કીધી તે ઉપરથી આપણા હાથમા સજર દાવ આવયોછે. તે એ છે કે હીરાં બરૂચીને સમજાવીને અથવા લાલચ આપીને બેહેરામશાહને ઘર હમણાજ મોકલવી અને અલપચારી જાહેર કરી તેને દુનીઆંમા રૂસવા કરવાની ધમકીથી પેહેલાંતો હીરાં બરૂચીએ બેહેરામશાહ સાથ પરણવાનો દાવો કરવો અને જો તેમ નહી બનેતો




## કાગજની બનાવટ.

કાગજની શોધમાં જે કાંઈ જાણવા જોગ અને અજાએબ જેવી બીનાઓ હતી તે ગયા અંકમા વાંચનારી બાનુઓ આાગળ રજુ કીધા બાદ હવે કાગજની બનાવટ, કારીગરી, કળા, યંતરકામ, વગેરેની અજાએબીઓને એકઠી કરી વાંચનારી બાનુઓને ભેટ કરીએ છઈએ.

ચીંડડાંના કાગજ બનેછે. ગંધાતાં, ગલીચ, મેલાં, ખરડાયલાં ચીંઠડાંમાથી સફાઈદાર, સુંવાલાં, સફેદ, સોજાં, રંગબેરંગી કાગજ બને એજ બીના અજાએબ જેવી છે. ચીંડડાંમાથી કાગજ બનાવાનો ઉદયોગ બોહોલો અને વધી પડેલો છે. એ કાગજ બનાવાની કળા અજાએબ જેવી અને હીકમત ભરેલી છે.

કાગજ બનાવાના કારખાંનાની એક ખુબી તેમનું એકાંતપણું અથવા ગુપચુપ કામ છે. તેઓ શેહેરમા કદાચજ નજરે પડેછે. તેઓ શેહેર બાહાર, ગામડાંઓમાં, શેહેરના પોંગાટથી દુર બંધાયછે. સાંચાઓના મોટા ધપકારા, ચકરોના મોટા ચકચકાટ, હથોડાઓની ઠોકાઠોકથી વેગલો કાગજ બનાવાનો સાંચો ગુપચુપ કાંમ કરયો જાયછે.

મોટા મોટા મોહલો અને મોહલાઓ એ કારખાનાને અવશીપ નથી. કોલસાના ઢગ અને ધુમાડાના વાદળ પણ તેને ખામખા જરૂરના નથી. તે લીલોતરી ભરેલાં ખેતરો ઈઆ મેદાંનો વચે અથવા સરપની પેરે વીટલાઈ ચાલતી નદી કીનારે ઉભું રેહુછે અને તે નદી નાલાના પાણીને પોતાની ગરજને માટે ખપમા લેવા વના તેને આાગળ વેહેવા દેતું નથી.

હીઆં આપણ લગાર સાએરીપર આવી ગયા છઈએ. પણ કાગજના કારખાનાની જગાઓથી ખરેખર તેવી લાલચ મળેછે. અગરજે કારખાનાની કવીતા હોયતો ખચીત કાગજનું કારખાનું તે ઉતમ રીતે બનાવી શકે.

કાગજના કારખાનામા પાણી ઘણું જરૂરનું છે. કોઈ બીજા ઉદયોગમા એટલું બધું પાણી ખપતું નથી અને વળી પાણીનો ગુણ પણ બીજા કોઈ ઉદયોગમા એટલો અગતનો નથી. કોલસાના ઈઆ બીજાં પરાંનોમા મલતાં ગદલાં પાંણીથી કાગજ બનવાની આશાજ ખોટી, માટે એને માંટે તાજું પાંણી જોઈએછે.

જેમ દુરના ગામડાંઓમાં એકેક દેવલ સોભેછે, તેમ નદીઓ અને ઝરાઓ ઉપર એકેક "પેપર મીલ" સોભા આપેછે. ઘણાખરાં કારખાનાઓમાં પાણીના દોડતા પરવાહના જોસથીજ સાંચા ચાલેછે, પણ કેટલાંક કારખાનાનું કામ એટલું વધી ગયુંછે કે તેમા બાફ લેવાની જરૂર પડેછે.

કાગજ બનાવામા તરેહવાર ઉદયોગો સમાવેલાછે. ફક્ત ચીંઠડાંના ગાંસડા જેમાં તરણથી ચાર હંડરવેટ ચીંડડાં "પેક" કરેલાં હોયછે, તે ગાંસડા કારખાનામા આવે તારથી તેની ખીર અથવા લાહી બને તાંહાંસુધીમા. છ જાતની કીરીઆ તેના ઉપર વીતેછે. તારપછે તે લાહીમાથી કામ થાયછે તે જુદું થાયછે, જેમા પાછળથી સાંચો દાખલ થયોછે.

ચીંઠડાં આવયા પછેનું પેહેલું કામ ગલીચ અને નાપસંદ છે. ચીંઠડાંની હાલત ઉપરથી જુદાં જુદાં લોકોની આદત માલમ પડેછે. ઈંગલંડના ચીંડડાં ઘણા ખરાં ધોતાં હોયછે ઈટલીના ચીંડડાં સઉથી ગલીચ હોયછે. તે કપડાંની ધુલ અને કચરો કાહાડી કપડાંને તેની જાત. રંગ, કુમાસ વગેરે પરમાણે જુદાં પાડવાં; તેમાંના બટન, બોરીઆં વગેરે કાઢી નાખવાં; સાંધા, ગાંઠ વગેરે જુદા પાડવા; અને સઘલા કપડાંના એકેક ચોરસ ઈંચ જેટલા ટુકડા કાપવામા આવેછે.

બીજું કામ ધુલ પખોડી કાહાડવાનું છે, જેને માટે તારના પીંજરાં રોકા સાંચા કામે લાગેછે અને જેમાં એક બકરના આડા દાંતાઓથી ચીઠડું એટલું તો ખંખેરાયછે કે સઘલી ધુલ નીકલી જાયછે. તારપછે તે ચીઠડાંને ઉકલતાં પાંણીમા બાફવાનુ કામ થાયછે, જેના પાંણીમા ચુનો અથવા કાસટીક સોડા વાપરેછે અને આ ઉદયોગમા રસાએણ શાસ્ત્રની મદદ પેહેલી હીઆંથી સરૂ થાયછે.

ચોથું કામ ચીઠડાંને ધોવાનુ છે. એ ધોવાની ટાંકીમાં સાંચો છે, જે સાંચામાં એકેક સાથ અઠડાતી છરીઓથી ચીઠડું કપાઈને અથવા દલાઈને આટો થઈ જાયછે. એ સાંચો એવો બનાવેલોછે કે તેમા ચીઠડાં પોતાની મેળે ઉપલી છરીઓ વચે આવયા કરેછે અને વચમાને વચમાજ ફરયા કરેછે. તેમ કરતાં ધોવાની ટાંકીમાંથી ગદલુ પાંણી વેહેતું જારી છે, અને તાજુ પાંણી અંદર આવતું જારી રેહેછે.

આ કીરીઆથી ચીઠડાં અરધી લાહી જેવી હાલતમા આવેછે. તે ભુરો સફેદ રંગ પકડેછે, કે જે રંગના કાગજ આપણે ઘણાં જોઈએ છઈએ. પણ હીઆં રસાએણ સાસ્ત્ર બીજી મદદ આપેછે. કલોરીન નામના તતવ અને ચુનાથી "કલોરાઈડ આફ લાઈમ" નામની દવા બનેછે, તેમાં તે કુચાને બોરી કાહાડવાથી કાગજનો રંગ સફેદ બરફ જેવો થઈ જાયછે.

પણ આ કામથી કાગજ નબલું અને ઓછું ટકાઉ થાયછે. એટલા માટે સરકારી દસતાવેજો અને બીજાં ટકાઉ ખતો અથવા પુસતકોને માટે જોઈતાં કાગજમાં આ દવાની અસર આવતી નથી. પારલામેંટની બલુ બુકો વગેરેમાં કાગળ ઘણું સફેદ હોતું નથી તેનુ કારણ એજ છે. તે કાગજ ઉપલી દવા વગરનું હોયછે.

એવીજ બીજી કીરીઆઓથી ચીઠડાંની લાહી બનાવયા પછે એક વાસણમા તેને પાણીસાથ દોહોવયા બાદ એક ચાલણીમા થઈને તે સઘલી ખીર મોટી ટાંકીમા જાયછે. ચાલણીમા ગલાવાથી ગાંઠ, ગુમડાં સઘલાં છુટાં પડે છે. ટાંકીમાં પણ કળા કરેલી છે. તેમા એક ગરમ નલી વટે બાફ પોંહોંચાડવાથી લાહી અને પાણી ગરમ રેહછે તથા વચમાં એક દાંડો ફરયા કરવાથી લાહી તલીએ ઠરી જતી અટકેછે.

કાગજ હાથે બનેછે અને સાંચાથી બનેછે. પણ બેહુ કામમાં ઉપલી સઘલી ગોઠવણતો કરવીજ પડેછે. લાહી બનાવયા પછેની કીરીઆમા હાથની અને સાંચાની વચે તફાવત છે, એમ કહીએતો ચાલે, પણ તે તફાવતબી કેટલો! કામ લગભગ એકનું એકજ છે, પણ જે કામ હાથે કરવાનું તેજ બરાબર સાંચામા થાયછે.

જેમકે હાથે કાગજ બનાવામા એકેક તાવના કદનુ "મોલડ" હોયછે, જે તારનુ બનેછે અને જેમાં લાકડાનાં ચોકટાં ઉપર દર ઈંચે દર ઈઆ વીસ તાર પેહેલે ઉભા પછે આડા એમ મુકેલા હોયછે. મોલડને લાહીમાં બોરીને એક તાવ જેટલી લાહી ઉંચકી લેયછે, પછે તેનો પોચો તાવ એક નમદાના કકડા ઉપર પાંથરેછે, તે ઉપર બીજો નમદો ઢાંકેછે ને તે ઉપર એજ પરમાણે બીજો એક પોચો તાવ મોલડમા લાવીને પાંથરેછે.

એ રીતે તાવોની એક મોટી ચોર ચહડાવયા પછે તે આખી ચોરને ઈસકોરૂ પરેસમા દાબેછે, અને બીજી એક ચોર દાબવા માટે તઈઆર થાય એટલે આગલી ચોરને પરેસમાથી કાહાડી તેમાના દરએક તાવને છુટો પાડેછે. તારપછે હવે દરએક તાવની વચે નમદાનુ પડ લીધા વગર તેને એકેક ઉપર મેળી બીજા પરેસમા દાબેછે તેટલામા કાગજ ઉંચકતાં ફાટે નહી એટલું શખત અને શુકું થાયછે.

વચમાનો નમદો નીકલી જઈ એકેકની ઉપર દાબવાથી કાગજ લીસું થાયછે અને વધારે સુમારૂં કરવું હોયતો અવાર નવાર તાવોને એકેક ઉપર ગોઠવીને તથા અદલ બદલ કરીને ફરી ફરીને દાબવાથી તે વધારે લીસું થાયછે. હીઆંથી બાલની ઓરણો ઉપર તાવોને વખાતા નાખેછે, જાંહાં તે સુકાઈ જાયછે.

હજી કાગજ બરાબર બનયું નથી, તે પાંણીને ચુસી લીએછે અને સાહી તે ઉપર ફેલાઈ જાયછે. તેથી તેને લખી શકાય એવું બનાવા માટે તેને કાંજી આપેછે, જીલેટાઈન, જેમા થોડી ફટકી નાખેલી હોય તે અને પાણીમાં કાગજને પસાર કીધાથી કાંજી અપાયછે અથવા લાહી બનાવતી વેળાજ આટો, સોદા વગેરે હુમેરીને કાંજી આપેછે.

કાંજી આપીને કાગજને ફરીથી સુકવેછે, જે પછે તેને સુમારૂં અને સાફ કરવા પાછળ નવેસરથી ઘણી મેહેનત પડેછે, જેમકે બે ચકચકતા કારડની વચે કાગજને મુકીને પછે લોહાંની ગરમ કરેલી પલેટોની વચે તેને મજબુત દાબેછે તારે કાગજ ઘણીજ શુંદર રીતે સુંવાલું થાયછે.

આવીજ બીજી ઘણી કળાઓ છે. કાગજને તાંબાનાં, સીસાંના અથવા કારડના રોલરોમા ફેરવેછે, અને જેવા રોલર તેવું કાગજ સુવાલાપણું પકડેછે, તેમજ વળી રોલરમાં જેમ વધારે વખત ફેરવે તેમ વધારે સુવાલું થાયછે.

એ રીતે કાગજ બનેછે. એમાં કેટલાંબધાં કામ સમાવયાંછે! કેટલીબધી જુદી જુદી મેહેનત છે!

એ સઘલું હાથે બનેછે, પણ કાગજ બનાવાના સાંચામાં કાંઈ નવું દાખલ કરયું નથી. કામ, કીરીઆ, સઘલી એકજ છે, પણ માતર હાથને બદલે સાંચો ચાલેછે. અજાએબ જેવું એ છે કે ઉપલાં સઘલાં જુદાં જુદાં કામોને માટે જુદા જુદા સાંચા નથી; એકજ સાંચામાં એ સઘલા તરેહવાર કામો થાયછે!

પણ એ સાંચાની અજાએબીઓ ઉપર આવવા આગમચ હાથે કાગજ બનાવાના કામની હજી બીજી તરેહવાર અજાએબીઓ જણાવવાની રહેલીછે, તે ટુંકમા જણાવીશું.

કાગજની લાહી ઉંચકી લઈને તાવ બનાવાના મોલડમાં તારની ગાજ ઘણી બારીક હોયછે. એ મોલડનાં તારને "લેડ" (laid) એટલે મુકેલા અથવા "વોવ" (wove) એટલે વણેલા કેહેછે. "લેડ" ગાજમાં એક ઈંચમાં ૧૫ થી ૨૦ તાર મુકેલા હેયછે, તથા સઘલા એકજ તરફછે. "વોવ" મા એક ઈંચ જગા ઉપર ૬૦ થી ૬૫ તાર આડા અવલા મુકીને તેની બારીક ગાજ બનાવેલી હોયછે.

કાગજને "કરીમલેડ" વગેરે નામો આપેલાંછે, તે એ તારની ગાજ પરમાણે હોયછે. કાગજની ઉપર પરગરી લીટીઓ પડેલી દેખાયછે, તે પણ એ તારને લીધે દેખાયછે.

જાંહાં જાંહાં તાર નડે, તાંહાં કાગજ વધારે પાતલુ રેહેછે અને તેથી તે લીટીઓ દેખાઇ આવેછે.

ટાંકીની અંદરથી મોલડમા લાહી ઉંચકી લેવા તથા દરએક તાવને મોલડમાથી કાહાડીને નમદાના પડ વચે ચોરો કરવાનુ કામ બે માણુસ બજાવેછે. ટાંકીની અંદરથી મોલડમા લાહી લેવાનું કામ સેહલ લાગેછે, પણુ સેહેલ નથી. દરએક તાવને માટે શરખા વજણની લાહી ઉંચકવી અને એક આચકામા સઘલી બાજુએ સરખી પાંથરવી એ કાંઇ બધાથી બનતું નથી.

માહાવેરા વગર વધતી ઓછી લાહી લેવાયછે, તાવ જુદી જુદી બાજુએ જાડો ઇઆ પાતલો થઇ જાયછે, કોઇ તાવ ભારી તો કોઇ હલકો થઇ જાયછે, પણુ જેઓ એ કામના કરનારા છે, તેઓ દર મોલડમ ૧—૧॥ અથવા ૨ ઉંસન લાહી લેયછે અને હાથ લગાડવા વના સરખા તાવ બનાવેછે. કોઇવાર એકજ વખત બબે તાવ કરેછે!

નમદા ઉપર ચોરો કરનાર માણુસ ૧૪૪ તાવ (૬ કુવેર) ની એકેક ચોર કરેછે. હાથે કાગજ બનાવતાં એક દાહાડામાં એવી ૨૦ ચોરો અથવા ૨૮૮૦ તાવ બનેછે. તાવને સુકવયા પછે સુમારા કરવા માટે દાબેછે તારે તેના ઉપર ૧૦૦ ટનના બોજાનુ દબાણુ કરવું પડેછે! તારેજ તે કાગજ લીસુ થાયછે.

ઉપલા હીસાબ મુજબ રોજના બે તરણુ હજાર તાવ એક કારખાનામા બનેતો દુનીઆના બોહોલા ખપને કેમ પુરૂં પડાય? એટલા માટે કાગજ બનાવવાના સાંચાની શોધ કરવી પડેછે. હાથે બનાવેલી કાગજની જાત વધારે સરસ છે, પણુ સોચાથી લગાર હલકુ પણુ સસતું અને જથાબંધ કાગજ બનાવાનો લાભ સમ્બવાયોછે.

એ સાંચામાં ઉપલાં સઘળાં કામો એકજ વખતે થાયછે, એટલે તે મોટો હોવો જોઇએ. એ સાંચો ૧૪ ફીટ લાંબો છે અને દર મીનીટે ૪૦ ફીટની ઝડપથી ચાલેછે. માણુસના મગજની ચાલાકી અને કળાનો એક નાદર નમુનો કાગજ બનાવાનો સાંચો છે. તેનો દેખાવજ ઘણો વીચીતર અને રલીઆમણો છે.

એ સાંચાને એક છેડે લાહીની ટાંકી છે, તેમાંથી લાહી સાંચામા ઉતરી તથા સાફ કાગજ બની, સુકાઇ, દબાઇ, તથા તાવમા કપાઇને બીજે છેડેથી બાહેર નીકલેછે! કાગજ બનાવાનું કામ ટુક ટુક, કકડે કકડે, નાહુની ગાજમા બનાવાને બદલે એ સાંચામાં એક મોટી, લાંબીને લાંબી ગાજ મુકી છે, અને તે વરે કામ ચાલયા કરેછે.

એ ગાજ બે તરણુ ફરતાં રોલરો ઉપર ફરયા કરેછે, જેથી એકગમથી લાહી લેયછે, અને તરત ચાલવા માંડેછે, જે મંજલમાજ લાહીનું પાણી નીપરાઇ જાયછે, અને લાહી કઠણુ થાયછે, તાંહાંથી તે એક નમદા અથવા બાબરી ઉપર જઇને પંથરાયછે, તે પણુ વળી રોલરો ઉપર તેટલીજ ઝડપથી ફરેછે અને ફરતાં ફરતાં રોલરો વચે તે લાહી દબાતી જાયછે.

એ રીતે અડધા સાંચામાં આવી પોહોંચતાંજ કાગજ બનેછે. હીઆંથી તે ગરમ રોલરો ઉપર ફરતાં સુકાયછે. તે રોલરો બાફથી ગરમ થાયછે. તે ઉપર કાગજ સકાઇ અને લીસું થઇ છેડેના રોલર ઉપર આવેછે, જાંહાં તેને કાપવાનો સાંચો સરખા કકડા કાપેછે.

ગાજની ઉપર કાગજ લાહી રૂપે હોયછે તે વેળા તેની તલીએથી હવા ખાલી કરવાનો બુમબો લગાડી હવાને ખાલી કરવાથી ઉપલી હવા શખત દબાણુ કરેછે અને તાંહાંથીજ કાગજ એટલું સુકાયછે કે પતલી લાહીનુ કાગજ બનતું તાંહીને તાંહાંજ આપણુ જોઇએ છઇએ.

સાંચામા બનતાં કાગજની ઉપલી તફસીલ ઉપરથી જણાશે કે સાંચાનુ કાગજ જેટલું લાંબુ બનાવા માગીએ એટલું બનેછે. તેને છેડેનો કાપવાનો સાંચો કાઢી નાખીએ એટલે ૧ વાર ઇઆ ૧ માઇલ કાગજ જોઇએ તે મળી આવવાનું! તે કાગજ એટલું લાંબું બનશે કે તેની હદજ નહી. જોઇએતો તે પડીકાં ઉપર વીટાલો ઇઆ જોઇએતો તેમા આખું ઘર વીટાલો!

યુરોપના સંગરહસથાનોમાં એક ઇઆ બે માઇલ લાંબા કાગજના તાવ નવાઇ તરીકે મુકેલા કોઇ કોઇવાર જોવામા આવેછે!! ૧૮૫૧ માં ઈંગલંડના પરદરશણુમા ભુરા રંગનો એક તાવ ૪૦૦ વાર લાંબો અને ૮ વાર પોહલો હતો! બીજી એક જાતના કાગજનો એક કકડો ૨॥ માઇલ લાંબો હતો!! જુના દોરડાંમાથી બનાવેલું કાગળ એટલું શખત હતું કે એક મોટો બોજો તે કાગજથીજ લટકાવયો હતો, પણુ તે કાગજ તુટયું નહી હતું!! બેંક નોટનું એકેક કાગજ પોતે વજનમા માતર ०॥ અંઉસ ( તોલો) હતું, પણુ તે ૨૩૦ રતલનો બોજો ખમવાને શકતીવાન હતું!!!

આ સઘલી ખુબી સાંચાથી કાગજ બનાવાની છે. આવું મોટું, આટલું શખત કાગજ હાથે બની શકેજ નહી. છાપવાના હોનરમા બાફ લાગુ પાડવા પછે સસતાં કાગજનો જે અથાગ ખપ જાગયોછે, તે સાંચા વગર કદીબી પુરો પડી શકે નહી.

પણુ વળી આ સઘલું કાગજ બે મીનીટમાં બનેછે!! પેહેલાં તે લાહી હતું અને બીજે છેડે કાગજ થઇ નીકલયું. તે સઘલી માતર બે મીનીટની રમતછે. લાહી વેહેછે, નીચવાયછે, દબાયછે, સુકાયછે, હંઇથી તંહી ઉંચકાયછે, હંઇથી તંહી નખાયછે, એ સંધું બે મીનીટમાં! હજીતો તેને એક છેડે લાહી છે, તેટલાં બીજે છેડે છેડા વગરનું, હદ વગરનું કાગજ થઇબી ગયું અને ઘડીબી વળી ગઇ!!

આ અજાએબ જેવા કાગજ બનાવાના સાંચાની પેહેલ વેહેલી શોધ કરવાનું માન ફરેંચોને ઘટેછે: એસોન ખાતે સને ૧૭૯૯ માં લુઇ રાબરટ નામના શખસે પેહેલ વેહેલો એ સાંચો ઉભો કીધો. લુઇ રાબરટ એક હલકો હાથના કાગજ બનાવનાર હતો. આ શોધનો પેહેલો લાભ લેનાર ઈંગરેજો હતા અને ફરેંચો તેને જનમ આપવા છતાં ઘણું સુધી પછાત રહયા હતા.

૧૮૦૯ માં ઈંગલંડ મધે આ સાંચો ચાલુ થયો અને ઘણો સુધારવામા આવયો, તારે ૧૮૧૫ માં ફરાંસ દેશ મધે પેહેલ વેહેલો સાંચો ચાલુ થયો, તાંહાં ૧૮૨૭ માં માતર ૪ સાંચા હતા, ૧૮૩૪ મા માતર ૧૨ સાંચા હતા, પણુ હાલ ૨૫૦ સાંચા કાગજ બનાવાનુ કામ ફરાંસ દેશમા ચલાવેછે. એટલાજ સાંચાથી દરરોજ ૭॥ લાખ રતલ ચીઠડાંનુ કાગજ બનેછે!

બીજા બેલોમા તે એટલું કાગજ દરરોજ બનેછે કે
જો પાંચ ફીટ પોહોલો તેનો પટો બનાવયો હોયતો તે પટો
૧૩૦૦ માઇલ લાંબો થાય !! ઈંગલંડમા એથીબો વધારે કા
ગજ બનેછે. તાંહાં સવાચારસો સાંચા કાગજ બનાવેછે,
અને વરશ દાહાડે ૨) કરોર રૂપીઆનુ કાગજ બનાવામા
આવેછે.

કાગજ બનાવાના સાંચાનો આ કેટલો અજાએબ જે
વો વધારો ! પણ એ વધારા ઉપર બોલવાનુ હાલ મોકુફ કરી
એ સાંચામા થયલા સુધારા વાંશેજ તરતવેલા બોલીશું. કા
ગજનો મોટો ઉદયોગ કેટલો વધી ગયોછે તેની જુદીજ કાંહાં
ની બનીછે, કે જે કાંહાંની આવતી વેળા ચીતારીશું.

કાગજ બનાવાના સાંચામા મુખ્ય સુધારો ફોરડરીની
અર નામના જરમન અને ડીકીનસન નામના ઈંગરેજે ક
રેલોછે. ઈંગલંડમા સટાફરડ શાયર પરગણામા ફોરડરેનરનુ
મોટું કાગજ બનાવાનું કારખાનુંછે, જાંહાં કુમાર અને કો
રીકામને છાપવાના છીણા પણ શખત કાગજો બનાવામા
આવેછે.

કાગજ બનાવાના ઉપલા મઆકુલ સાંચામા સુધા
રો જારી રહયોછે. જેમકે બરંડરના રોલરો અને
મોલડો, પીતલના તારની ગાજો તથા તારના રોલરો, લાહી
ને માપવાના પેટંટ મીટરો, "વાટર મારક" છાપવાના રોલ
રો, લાહી ગાલવાની ચાલણીઓ, ઈતીઆદી. એ ઉપરાંત
કાગજને ઘડી વાલવાના સાંચા, કાપવાના સાંચા, લીટી દો
રવાના સાંચા, છીદરો પાડવાના સાંચા, એવા ઘણા યંતરો
ની શોધો થઇછે, જે યંતરોનો બોહલો ખપ ચાલેછે અને
કાગજને લગતા ઉદયોગોમા ઘણું સવલ થઇ પડયુંછે.

૧૮૫૧ ના સંગરહસથાનમાં આસટરીયા દેશથી એ
કજ કારખાના વાલાએ ૯૦ વરશ સુધી બનાવેલા જુદાં જુદાં
કાગજોના નમુના મોકલયા હતા, જે ઉપરથી એ કળામા
એક સદી થઇ કેટલો સુધારો થતો આવયોછે તે માલમ પ
ડતું હતું. એ સુધારો મોટો અને અજાએબ જેવો થવો
જોઇએ અને તેમ થયોછે.

## રૂશીઆની રાંણી કેથેરાઈનનું ધાટકીપણું.

(ગોઆં આંકથી બાકીનું સાંધણ.)

જાહારે લેંગહોરન આયાં તારે ઈંગરેજી એલચીનાં મે
હેલમાં તેઓએ ઉતારો કીધો. તાંહાં શાહાજાદી સાથ બીજા
અમીર ઉમરાવોને ઓલખાણ થઇ. તેના સારા સવભાવ,
બોલવા ચાલવામાં ભોલાપણું અને હરીફાઈ વગરની ખુબસુ
રતીયે સરવેને અજાએબીમાં નાંખીયાં. જેવોએ આ શા
હાંજાદીની ઓલખાન પાડી ન હતી તેઓએ આવા-તેના
સવભાવ તથા રીતભાંતપર મોહીત પડી કોઇબી પરકારે તે
ણીની દોસતી કરવાને કેડાવ કીધો; અને જાંહાં જાય તાં
હાં તેણીના હસતા મુખડાના દરસન કરવા હજારો લોકો
ભેગું થતું હતું.

આવો રીતે તે ફરતી હતી, લોકો તેને માન આપતા
હતા તથા પોતાના ખાવીંદનો ખરો પીયાર તેણીનીપરછે એ
વું ધારીને તે ઘણીજ ખુશી રેહતી હતી. પણ તે બાપડી
ને થોડું માલમ હતું કે તેની પછવાડે કેવાં ઉંડાં કાવતરાં
થાયછે, કે જેના એકજ સપાટાથી તેની સઘલી આશા તથા
સુખનો ભંગ થશે.

આતો બને તેવું હતું કે, ઈંગરેજી એલચી તથા બી
જા અમીર ઉમરાવો, જે આ દેશનીકાલ થયેલી શાહાજાદી
સાથ ફરતા હતા, તેઓને આ નીરદોશ અબલાના સરપર
કેવું વાદલ ઘેરાયેલુંછે તેનો જરા પણ શક આયો નહી હોય.

ઉપર કહું તે પરમાંણે મોજ મજા તથા એશઆરામ
માં થોડાએક દાવશ કાહાડવા પછે શાહાજાદીએ પોતાની મ
રજી વાહાણનો કાફલો જોવા જવાની બતાવી. આ માગ
ણી ઓર લોકે ઘણી ખુશીથી કબુલ કીધી, અને તરતજ એ
ક પેગાંમ વાહાણના સરદાર ઉપર મોકલીયો કે શાહાજાદીના
માન પરમાંણે તેણીને એસતકબાલ લેવા આવે.

ઈશવી સન ૧૭૭૨ ની ૮ મી ફેબરવારીએ આ સઘ
લી તયારી થઇ અને હજારો માણસો આ મોજમાં સાંમેલ
થયાં. એક ઘણીજ ભપકાદાર અને સારી ચાલની બોટ શા
હાજાદી તથા તેનાં અતલગનાં માણસોને સારૂં સનગારવા
માં આવી; જેની બેઠકો કીમતી મખમલની હતી અને તે
ની કોરે સુનેરી તથા રૂપેરી ઝાલરો લગાડેલી હતી. તેની
ઉપરની છતરી કસબી ખીનખાબની હતી. આવી ભપકા
દાર રીતે તેઓ વાહાણપર ગયાં. શાહાજાદી સાથ ઈંગરેજી
એલચી તથા બીજી ઘણીએક ઉમરાવજાદીઓ હતી અને
ઓરલોફ સાથ તાંહાંની મનવારોનો ઉપરી તથા બીજા ઘણા
એક અમલદારો હતા. આવી રીતે તેઓની બોટો મનવા
રપર ચાલી તારે હજારો લોકોએ તેઓને કંઠાપરથી મુબારક
બાદી આપી.

આ સરવેને મનવારપર માન આકરામથી તથા વજંત
રના મધુર અવાજે લીધા. જાયારે શાહાજાદીની બોટ વા
હાણની પાસે આવી તારે એક સુનેરી ખુરસી ઉતારી અને
તેપર બેસાડી ને મનવારપર લીધી.

આ સરવે લોકોએ એક બે કલાક તાંહાં ઘણીજ મોજ
મજામાં કાહાડીયાં, પછે તેઓને કાઉનટ ઓરલોફે જણાવીયું
કે શાહાજાદીની મરજી આજ રાતે ઇહાં રેહેવાનીછે તેથી ત
ઓએ તેણીના વગર જવું. તેણીએ સરવેને છેલી સલામ
કીધા પછી તેના સારૂ એક ઓરડો હલાએદો રાખવામાં આ
વીઓ હતો તાંહાં ગઈ.

તાંહાં બેઠી બેઠી તે દાહાડો જે ખુશાલીમાં ગયો તે ઉ
પર વીચાર કરતી હતી તેવામાં ઓરલોફ અચણુય તેણીની
આગલ બેહામની સીકલના ચાર ખલાસીઓ સાથ આયો.
તેના હુકમથી તેઓએ શાહાજાદીને પકડી તેણીના હાથમાં
બેડી પેહેરાવી. આ કાંમ એટલી જહંડફથી કીધું કે શા
હાજાદીને એ વીસે વીચાર કરવા અથવા પોતાનો ધુનો શું
છે તે વીસે પુછવાને વખત વટીક મલીયો નહી. હવે તે
ણીના મગજમાં, કાંઇ દગો છે એવા વીચારનો છાંઓ પડી
યો. પોતાને આવી ધાટકી રીતે દગો કરનાર પાસ તેણીએ
ઘણી આજીજીથી માફી માગી, કે જેને તે હજુર પોતાના
ધણી તરીકે બોલાવતી હતી. તેના પગપર પોતાનું માથું
નાખીયું અને તને આંસુંથી ભીંજવી નાખીયા અને કાંઇ
પણ દયા લાવવા વીશે અરજ ગુજારી. આવાં તેનાં કાકલુ

દીપણાનો કાંઈ પણ જવાબ આપવા તેણે અનઘટતું વીચારીઉં, પણ તરત તેણીને પોતાની આગલથી દુર લઈ જાઈ સાંકળથી સીકડવાનો હોકમ કીધો.

બીજે દાહાડે, શેંટ પીટરસંબરગ જવા સારૂં તે વાહાણ હંકારીયું. આખી મુસાફરીમાં તેણીની પાસ, એક તોછડો સીપાઈ તેણીનું ભોજન લાવતો હતો તે સીવા બીજું કોઈ આવયું નહીં. તેની મારફતે શાહાજાદીએ વારેવાર કાંઉનટપર પેગાંમ મોકલીયો પણ તેના જવાબમાં પેલા સીપાઈને એટલુંજ કહું કે અગરજો ફરીથી આવો પેગામ મને કહોછ તો તને બાંધી મારવાનો હુકમ કરશ.

સેંટ પીટરસબરગ પોહોતા પછી તેણીને કીનારે ઉતારી, તાંહાંથી પાધરી બંદીખાંને લઈ જવામાં આવી. આ નીરદય કાંઉનટે તેણીને બંદીખાંને લઈ જવાને પોતાના અસતકમાં લીધી અને બીજી ઘણીએક રીતે તેણીના ઉપર દેખરેખ રાખી કારણકે તે એમ સમજતો હતો કે બીજાના અસતકમાં જવાથી તે છટકી જશે. જારે તેણીને કીનારે લઈ જવા સારૂં વાહાણના તુતકપર લાયા તારે તે તાંહાં ઉભેલો હતો. આ વખતે તેણીંએ તેને જોયો અને અરજ ગુજારી, પછી પોતાના બેડીવાલા હાથ તેની સામે કરી ધણીના નામે તેને બોલાવીયો પણ કાંઈ વલીયું નહી તેથી તાંહાં ફસડાઈ પડી. આખરે તે માણસો તેણીને ઘસડી લઈ ગયા.

આ રોજથી આ કમનશીબ શાહાજાદીના કોઠડીનાં બારણાં બંધ થયાં અને તારપછી તેણીનું શું થયું તે કોઈ પકેપણે જાણતું નથી. કદાચ તેના બંદીખાંનાંમાં તેણીને મારી નાખવામાં આવી અથવા ઘણાંએક વરસ બંદીવાન રેહેવાથી રીબી રીબી તે મરણ પાંમી તે કદાચ કોઈ જાણશે નહી. આ રાણીના મરણ વીશે ઘણીએક અફવા ફેલાએલીછે. સને ૧૮૦૨ નાં વરસમાં, એક પરૂસીઅન અમલદારે એક કાગજ છપાવી પરગટ કીધો હતો કે એક દાહાડો ખાનાંની ટેબલપર ઓરકોફે પીધેલાની જુમમાં એવું જાહેર કીધું કે બે માસ સુધી બંદીખાંનાંમાં સબરીઆ પછી તાપથી તેણીનો અંત આયો. તારબાદ એક બીજો કાગજ લંડંનમાં છપાયો તેને ઉપલી સઘલી વાત ખોટી પાડી એવું જણાવીયું કે માહારાણી કેથેરાઈનનાં ખાશ હુકમથી તેણીને તરતજ ગુગલાવી મારી નાખવામાં આવી હતી. આ ઉપરાંત એક તરીજી વાત જાહેરમાં આવી હતી જે ઉપર ઘણાએક જણ વીસવાસ રાખતા હતા, તે એકે, છ વરસ બંદીખાંનાંમાં રહા પછી નીવા નદીમાં પુર આવવાથી તેણીની કોકડીમા પાણી ભરાયાં તે એટલાં હતાં કે તેમાં તે બુડી મરણ પાંમી.

આ તરણમાની કેઈ વાત ખરીછે અથવા તરણે ખોટીછે તે વીસે આપણને લાગતું વલગતું નથી. પણ આ જે કાંમ કરવામાં આયું તે કાંઈ નાનુસનું નહી હતું. દુનીઆંની હસતી સુધી આ કાંમમાં પડેલાં સરવે જણાના નામપર કાંઈ શેહો બટો રેહેશે નહી. ગમે એવો, આ શાહાજાદીના પ્રાણનો અંત આયો તોપણ આ નીરદોશ અને અબલા પરાંણીપર જે જુલમ તથા ઘાટકીપણું વાપડવામાં આવીઉં તે માણસજાતના આકારમાં ખુનીઓ અને શેતાની કાંમ કરનારાઓને પોડં હીનં લગાડનારૂં નથી. ૬૦

## દુખમાં સુખ છે—દુખમા દાહાપણ છે.

જેમ જમીન ઉપરનું સુખ આપણને બેહસતનાં સુખનો વીચાર આપેછે તેમજ જમીન ઉપરનાં દુખ તથા દલગીરી આપણને ચેતવણી આપેછે કે આ ધરતી બધી રીતે ખુબસુરત છતાં તેમાં કોઈ માંણસને વાસતે જાહુક જગો કીધી નથી. ને જે નેઆમત બખશેલો તે પોતાની આસપાસ જોએછે તેમને કોઈ કોઈ વખત માતર ભોગવવા શીવાએ તેમ નેજ વાસતે તે જનમીઓ નથી. એ પ્રમાંણે દુખ ઉપર વીચાર કીધાથી તેને હવે પછીની વધારે શારી જીંદગી ગુજરવાની આશા આવેછે.

દલગીરી તરેહવાર આકારમાં અને પોસાગોમાં શઘલી જગાઓ ઉપરથી અને સઘલી વખતે આવેછે. એ ઘણું કરીને ખુશાલીને પુઠે જાંણે તેનો છાંયો હોય તેમ આવેછે અને તે વારેઘડીએ જયાં સુખ હોતુંજ નથી ત્યાં પણ પોતાની ગજબુત જડ પકડેછે. કોઈ વખતે ખુશાલીનાં આકારમાં આવેછે ને પોતાનો ખરો ઓતાર દીલમાં પેવશ થયા પછી દેખાડેછે. કોઈ વખતે ફરજનાં પોશાક અંદર લપેતાયલી હોયછે. અને એ પરમાંણે ઘણાં વરશો સુધી કોઈ અતી વેહમી પણ આંકશવાલું માંણસ જે પોતાની ફરજ છેલા અંત શુધી બજાવેલી જોતો નથી, તેવા માંણસોમો દલગીરી ફરજનું રૂપધારણ કરી વશેછે.

જુવાંનીમાં, જેમ એક તોફાંન સુંદર તથા ફલવંત દેશોને એક ઘડીમાં પાયામાલ કરી નાંખેછે ને આગલી આબાદનીનું નાંમ કે નીસાંન રાખતું નથી, તેમ તે દલગીરી આવેછે. પુખત ઉમરેબી તે એમજ આવેછે, અને તયારે તેનો નાશ જનમ સુધીનો હોયછે. વારેઘડીએ મરકીની માફક ધીરે દીવશે તથા ખરી બપોરે તે આતમાંની ઉપર ગાલેબ થાયછે. દલગીરી આપણી ઉપર બહારથી આવેછે જે બાબદો તથા જે લોકો શાથે આપણને સંબંધ નહી તેવો અચાંનક આપણી ઉપર દુખ આંણેછે.

પણ જે દુખ ભીતરમાંથી આવેછે, જેનું મુલ કારણ આપણે પોતે હોયે છીએ, જે દુખ આપણી પોતાની ચાલમાંથી નીકલેછે તેની શાથે સરખાવતાં ઉપલી બહારની દલગીરી કુચ બીશાદમાં નથી. જો આપણે આપણું દીલ તપાસશું તો સચાઈથી કેહવું પડશે કે એ વાત ખરીછે. આપણે લાલચમાં ફશીએ છીયે, અને પાપમાં પડીએ છીયે. ખચીત જેમ ગગડાટ વીજલી પુઠે આવેછે, તેમ આ દુનીઆંમાંબી દલગીરી પાપની પુઠે આવેછે.

"કર ને જો" તે કેહવતની શચાઈ બચગીથી ખુદરતે શીખવેલીછે. "ખુનનો બદલો ફાંસી" તેમ "પાપનો બદલો દલગીરી" નીશયએછે. પાપ જો કીધુંતો તેનો બદલો તરત નહીંતો મોડેથી અહીં થયા વીના રેહતો નથી. પેલી દુનીઆંતો રહી પણ અંહીંજ ખોદાનો ઇનસાફ મળેછે. અંહીંજ હરેક ગુનાહ પોતાનું વેર આજ ધરતી ઉપર વાલેછે. આજ દુનીઆં આપણી એક નીશાલછે, આપણી લડાઈનું મેદાંનછે તથા આપણી ફનેહ તથા હારનો દેખાવછે.

પે૦ ન૦ દા૦

# લો કો.



## સુવીડ લોકો.

યુરોપની ઉતરે રેહેનારા નવાઇ જેવા લાપલાંડર લોકોની સેજ મુલાકાત લીધા પછે હવે તેમનાજ પડોશી સુવીડ લોકો ઉપર આપણુ આવીએ છઇએ. એમની તપાસ કરવા માટે આપણે છેક ઉતર યુરોપના તે જોડાપલા દવીપકલપમા ઉતરીએ છઇએ કે જે સકાનડીનેવીઆના પુરાતન મુલકને નામે ઓળખાયછે, જેમાં નારવે અને સુવીડન બે દેશો સમાયલાંછે, પણ જેઓના રેહેવાશીઓ એક ઘણા પાહાડી તથા બીજા નીચાણમાં રેહેનારા હોવાથી થોડાક ખુદરતી તફાવતો સીવાએ એકજ જાત અને ઓળાદના છે. સકાનડીનેવીઆનો મુલક અસલ વખતથી જણાયલો છે. સકાનડીનેવીઅન લોકો અસલી જરમનો અથવા ટોઉટોન લોકોના જોડપાછે. તેઓ ૧૦૦૦ વરશની પુરાતન દંતકથા અને કવીતાનો એલમ ધરાવેછે અને ઘણોક વેહેમી રસમો જે યુરોપમા જાએજ છે તેમનો જનમ યુરોપના એ દુરના અને એકાંત દવીપકલપની અસલી કથાઓમાથી નીકલપોછે અને એ રીતે આ એકમારગી લોકોનો હેવાલ તથા હકીકત આપણુને જાણવાજોગ છે.

નારવેના લોકોને નારવીજીઅન તથા સુવીડનના લોકોને સુવીડ કેહેછે. પેહેલાઓની વસતી માતર ૧૫ લાખની પણ બીજાઓની વસતી ૫૪ લાખની છે અને વધારે ધેઆન ખેંચનારા એ સુવીડ લોકોજ છે, માટે હાલ આપણુ એ લોકો વીશેજ બોલીશું જે પેહેલાઓ ઉપર થોડું ઘણું લગુ નહી પડે એવું નથી. સુવીડ અને નારવેના લોકો એકજ ઓળાદંના છે, અને તે ઓળાદ અડધી જરમન છે, પણુ એ ભાઈ ભાઈઓ એકેકથી જુદા વસેછે અને અરસપરસ ઘણા લડેછે તેથી તેઓમા મુખીઅ જે તફાવત પડી ગયો છે તે ભાશાનો તફાવત છે. નારવેની ચોપડીઓ સુવીડનમા વાંચવા કાજે તાંહાંની ભાશામાં તેમનો તરજુમો કરવો પડેછે. આટલું છતાં પણ ખેડુત લોકો જેઓથી દેશનો મોટો ભાગ વસેલો છે, તેઓની એ બેહુ દેશોની ભાશામા જાજો તફાવત નથી. શબદોના મુળ, રૂઢી વગેરે સઘળું તેઓમા એકસરખું છે.

સુવીડ દેલાવર, ખરતલ, સખી અને ઉમંગવાળા લોકો છે. તેઓમા હીમત અને મજબુતી ફાયદા ભરેલી રીતે મળેલીછે, તેઓની ખુદરતી બુધી ચહડતી કીસમની છે, અને તેઓ ખુશ મીજાજના તથા રંગીલા છે. સકોનેન, ગોડલેંડ અને બીજાં એ લતાના પરગણાઓમાં ઓરતો ભુરા બાલની, બલુ આંખની છે અને ખુબસુરત ચેહેરો તેઓમા જાજો જોવામા આવેછે. મરદોના ચેહેરા લગાર ફીકા, કપાલ ઉંચાં, ઠુંહડી લાંબી, કદ મધીઅમ, બાંધો જોરાવર અને દેખાવ નરમ છે. પાહાડી ખીણોમાં રેહેતા સુવીડ લોકો, જેઓ ઘણું કરીને સટાકહોમ શેહેરની ઉતર પશચીમે મળી આવેછે, તેઓ ખડતલ, હીમતવાન ઉદયોગી છે. તેઓ પોતાના રાજ તરફ એટલાતો વફાદાર છે અને ઘણીવાર તેઓએ પોતાની બાહાદુરી તથા દેશહીતકારીપણાના એટલાતો દાખલા આપયાછે કે સઘલી સુવીડ રઇએતને જે હક નથી તે ખાશ હક આ પાહાડીઓને મળેલોછે અને તે એ છે કે જારેબી તેમને સુવીડનનો રાજા મળે તારે તેઓ એ તેનો હાથ પકડીને હીલાવવો !

એ પાહાડી લોકોનો હેવાલ અજાએબ જેવો છે. તેમની રેહેવાની રીતભાંત ભય ભરેલી છે અને તે ઉપરથી તેમની બાહાદુરી અને હીમત અછી રીતે સાબેત થાયછે. નારવે અને સુવીડનમાં મોટા પાહાડોની કટણો ઉપર આ લોકો રેહેછે. એકેક કુટંબ માઇલના માઇલને તફાવતે દરામના ડુંગરોની વચે વસેછે. તે ડુંગરો બરફથી ઢંકાયલાછે એટલુંજ નહી પણ છેક નીચાણમાં આખે રસતે બરફ પડી રેહેછે. જાંહાં જોઇએ તાંહાં દરામણા પાહાડો અને તેમની વચે એકજ જુપડાંમાં એક કુટુંબ વસેલું.

તેઓની શેહેરો તરફ જાજી આવજાવ પણ નથી. તે જુપડાંમા જનમી ઘણાકો દુનીઆં જોવા વગર તે જુપડાંમાંજ મરણ પામેછે અને તેઓ એટલાં ઉંચાં તથા દુર વસે છે કે તેમના આસપાસના પડોશીઓને પણ મોત જીવતની ખબર પડતી નથી. તેમના જુપડાં એવી કટંગી જગોએ હોયછે કે તાંહાં જવા માટે રસતોજ નહી મળે. તેઓની ખીણમાં ઘોડા ઉપર બેસીને જવાયજ નહી. પગે ચાલીને જવું પડેછે, અને તેમાં પણ કોઇવાર એવો મારગ આવેછે કે *પગ તલે આંખે ચીતરી આવે* એવી ભયંકાર ખીણની ઉપર માતર એકજ પગતી જેટલો રસતો હોય, કોઇવાર તો બે ગંજાવર પાહાડોની વચે એક ઝાડ અથવા એક લાકડું મુકીને રસતો કરેલો, અને તે ઉપર ચાલતાં દર પલે ફેર આવવાથી અથવા પગ તલેનુ મટોડું ખીસી જવાથી, અથવા ઉપરથી બરફનો મોટો ડુંગર તુટી પડવાથી અથવા મોટો ધોત નીકલી આવેવાથી પગ છટકી જાઇ નીચેની અંધારી ખીણમા ગગડી જવાની ધાસતી રેહેછે.

સુવીડનના કોઇ જોરેમંદ આદમીને પણ આ પાહાડી પડોશીના રેહેઠાણમા જવા કહયું હોયતો તે ધુજવા પડેછે. પણં પાદરીઓ, સીપાઇઓ વગેરેને વારેવાર જવું પડેછે તો આવા મારગ ઉપર તેઓ ફુસડાતા ઇઆ પેટે ચાલતા જાયછે! તાંહાંની ખીણો જોઇ તેમની આંખો વીંચાઇ જાયછે અને તેઓ સલામત રેહેવાની થોડીજ આશા રાખે છે. અને તોપણ કેવું અજાએબ જેવુંછે કે તે જુપડાંના રેહેવાસીઓને આ પાહાડી મારગોની આવજાવ જરા મુશકેલ લાગતી નથી, તેઓ તે ઉપરથી દોડી જાયછે અને તેબી વળી બઇરીઓ બચાંને ખાંધ ઉપર ઝોલામાં બાંધીને

ાઈ જાયછે. તેઓ એજ રસતે ફુરદ્દાજ ગાંમો ખાતે દેશોમા જાયછે, જો કે શીયાલામાં બરફને લીધે ઘણા મહીના સુધી તેઓ બાહેર નીકલી શકતાં નથી, એટલુંજ નહી પણ જારે તેઓના જુપડાંમાં મરણ થાયછે તારે એજ ાીકટ મારગ ઉપરથી તેઓ મુડદાંને ખાંધે ઉંચકી લઈ જાયછે, અને તે મારગો વટાવી ખોલાં મેદાનમાં ઉતરવા પછે તે મુડદાંને પેટીમા નાખેછે.

સુવીડ લોકો છેક ઉતરની જગાને લીધે યુરોપીઅન વસતીથી ઘણા છેટે પડી ગયલાછે. તેઓ ઘણાખરા ખેતીની અથવા ભરવાડી જીંદગી ગુજારેછે. તેઓ પાસ કાંઈ ખુસકી ઈઆ દરીઆવનું મોટું લશકર નથી. તેઓનો વેપાર કાંઈ જાજો ચીકતો નથી. તેઓના દેશમાં અનજાનાઓનો જાજો પગદંડો નથી. તેઓના સટાકહોમ શેહેર સીવાએ બીજું એક પણ મોટું શેહેર નથી. તેઓમાં નીશાળો અને યુનીવરસીટીઓની શંખયા સારી છે. તેઓમાં ધરમ સંબંધી કામો ઘણાં મજબુત છે, પાદરીઓ અને દેવલોનું તેઓમાં ઘણું માન છે અને વળી બીજી પરજાઓની મીશાલે તેઓમા ધરમના કાંઈ તડાં ઈઆ ટોલા નથી. આટલી ખુબીઓ છતાં અજાએબ જેવું છે કે આ સુવીડ લોકો ઘણા અનીતીવાન છે. તેઓના સરખા અનીતીવાન આખા યુરોપમાં કોઈ દેશના લોકો નથી. કેહેછે કે ઈંગલંડ અને ફ્રાંસ દેશની મોટી બદીઓ પણ સુવીડ લોકોની અનીતી આગળ થોડી છે.

'છાકટપણું' આ લોકોની મુખીઅ એબ છે. તેઓનો સાધારણ દારૂ બરાંડી છે. તે બરાંડી અનાજમાથી બનાવેલો હોયછે અને સઘલી અવસરોમા, સાદીમાં કે ગમીમાં એ દારૂ ધુમ ઢીચાયછે. આ બદીથી તેઓની ઘણી ખરાબી થાયછે. તેઓનો જાતી બાંધો ઢીલો થતો જાયછે અને તેઓની નીતી આ દારૂના લખથી બીગડતી જાયછે. તેઓમાં અપરાધ, તંગી અને ગરીબાઈ ઘણી માલમ પડેછે તેનુ કારણ પણ એજ છે. દર ૧૧૪ માણશે ૧ જણ ઉપર કાંઈને કાંઈ વાંક આવેછે, અને તોહોમતવાળા દર ૧૪૦ માણસે ૧ જણ ગુનેહગાર ઠરેછે. શેહેરોમા દર ૪૯ માણસે ૧, તથા ગામડાંઓમા દર ૧૭૫ માણસે ૧ જણને વરસોવરસ સજા થતી આવેછે. એ ગુનાહોમાં રાજ સાંમેના અપરાધ કાંઈ થતા નથી. તાંહાં બલવો કે બખેડો કોઈ જાણતું નથી. આટલાબધા જે અપરાધ થાયછે તે સઘલા નીતી સંબંધી, મંડળી સંબંધીજ અપરાધો જાણવા.

સુવીડ લોકોમા કેળવણીનો ફેલાવો સારો થયલોછે. વાંચી લખી નહી જાંણે એવો માણસ એક હજારમા એક જણુબી મળી આવવો મુશકેલ છે. સઉથી ગરીબમાં ગરીબ વરગ સુગ કેળવણી ધરાવેછે અને તેના ફેલાવાનુ માન એ લોકોના પાદશાહા ગંસટેવસવાસાને છે કે જેણે સન ૧૫૨૩ થી ૧૫૬૦ સુધી રાજ ચલાવયું હતું. ૧૫૭૪ માં તરીજા જાન રાજાએ એવો હુકમ કાહાડયો કે જે અમીર ચોપડીઓ વાંચી નહી જાંણે તેની અમીરી જપત કરવી. ૧૬૮૪ માં પાદશાહ ચારલસે પાદરીઓને માથે ફરજ નાખી કે દરએક સુવીડે વાંચતાં શીખવું અને ચોકસ કેળવણીની પરીખશા આપવા વના તેઓએ કોઈ પણ સુવીડને પરણાવવો નહી. સુવીડન દેશમા બે મોટી યુનીવરસીટીઓ છે, જે રોમ તથા ગરીસ દેશના એલમોની તરબીઅત આપવા ઉપરાંત એશીયાખંડની ભાશાઓની પણ કેળવણી આપેછે, તથા બદનની કેળવણીને ભુલી જવામા આવતી નથી. ધારા, વઈદક શાસ્ત્ર અને બીજી મોતબર વીદીઆઓની પુરતી કેળવણી આ લોકોને મળેછે અને એવો ધારો છે કે યુનીવરસીટીમાં પદવી લેવા વના ધરમગુરૂનો ધંધો કરી શકાય નહી, તેમજ દેશની મોટી પરખેઆત ખાંનો, જંગલો, ઈતીઆદીમા હોદ્ધા ધરાવનારાઓને ખુદરતી વીદીઆઓમા પદવીઓ લેવાની ફરજ પાડવામા આવેછે.

આ યુનીવરસીટીની પદવીઓ આપતી વેળા જણાવામા આવેછે કે ફલાણાના પદવીવાળાને શાબાસીની તાલીઓ સાથ પદવી મળીછે, અથવા ફલાણાને તારીફ સાથ મળીછે અથવા ફલાણાનાને અજસથી પદવી આપીછે ! આખાં દેશમા પરોફેસરો અને શીખશકોની શંખયા ૭૬૩ નીછે. આખાં દેશમા પાદરીઓ ૩૧૯૩ છે. એ રીતે શીખશાગુરૂ કરતાં ધરમગુરૂઓ વધારે છે, પણ તે ધરમગુરૂઓના હાથમા કેળવણીને લગતું ઘણું કામ છે. લગન કરતી વેળા પરણતાં જોડાંની કેળવણી તેઓ તપાસેછે. લશકર ઉભાં કરતી વેળા પણ દરએક ઉમેદવારની કેળવણી વીશે પાદરીની સરટીફીકેટ રજુ કરવી પડેછે. સુવીડ લોકોમા ૧૨૯ મોટાં અને ૧૨૧૪ નાહના દેવલો છે. તેમના ખરચ તથા પાદરીઓના પગારોને માટે પુશકલ જમીનોની પેદાસ સરકારે ઠરાવી આપેલીછે. એ પાદરીઓ ઘણુકરીને ભકતીમાન તથા નીતીમાન માલમ પડેછે, અને તોપણ તેમના જજમાનોમા આટલી અનીતી ચાલી રહીછે ! તેઓ ખરીસટી ધરમ પાલેછે, પણ સઘળા લયુડરના પંથવાળા છે, અને તે ધરમ સઘળો કીરીઆમારગોથી ભરેલો છે. સુવીડનની ઉતરે ધરમનો નવો મારગ ઉભો થયોછે. તેઓનું નામ "રીડર" અથવા ધરમ પુસતકના વાંચનાર કરીને છે. રાજ તથા મંદીર આ પંથની સામો છે, તોપણ એ પંથ ઘણો વધતો ચાલયોછે.

સુવીડ લોકોની રાજકારોબારની ગોઠવણ લગાર નવાઈ જેવી છે. કારોબારને લગતો સઘળો અમલ અને સતા રાજાના હાથમા છે, પણ ધારા સંબંધી અખતેઆર એક ડાએટ નામની પરજાની ચુંટી કાહાડેલી રાજ સભાના હાથમા છે. એ રાજ સભા ચાર ભાગની બનેલીછે અથવા એમા ચાર જુદી જુદી સભાઓ સમાવેલીછે. એ દરએક સભાને ચેમબર કેહેછે. એ ચાર ચેમબરને પરજાના ચાર જુદા જુદા વરગો ચુંટી કાહાડેછે. પેહેલો ચેમબર ઉમરાવોનો છે અને દરએક અમીરી કુટંબના વડાને આ સભામા બેસવાનો હક હોવાથી તથા સઘળાં મળીને ૨૪૦૦ અમીરી કુટુંબો હોવાથી, એકલી એ અમીરી સભાનાજ ૨૪૦૦ અધીકારીઓ છે, પણ તે સઘળા ચેમબરમા આવતા નથી. જારે એ ચેમબર બેસેછે તારે ૪૦૦ અથવા ૫૦૦ થી વધારે અમીરો તેમા આવતા નથી. બીજી સભા પાદરીઓનીછે, જેઓ ૬૦ અધીકારીઓને ચુંટી કાહાડેછે. તરીજી સભા શેહેરીઓની છે, જેમા ૧૦૦ મેમબરો હોયછે, અને ચોથી સભા ખેડુતોની છે જેઓ પોતાના ૧૫૦ વકીલોને ચુંટી કાહાડી મોકલેછે. એ પરમાણે આખી ડાએટની રાજ સભા ૨૭૦૦ અધીકારીઓની બનેલીછે. એ રાખશી સભા પાંચ પાંચ

વરશે મળેછે, અને દર વેળા તરણ મહીના સુધી લાગત બેસેછે અને તે વેળા પાદરીઓ, શેહેરીઓ તથા ખેડુતોની સભાના દર એક અધીકારીને તેમને ચુંટી કાહાડનારા લોકો સાંમો ખરચ આપેછે. રાજનો આ સઘલો બાંધો ઘણો સંપુરણ લાગેછે, પણ ખરેખર જોતાં તેમાં ખાંમીઓ ઘણી માલમ પડેછે. અમીરો અને ખેડુતો વચે કસો મેલાપ નથી અને અમીરો ઘણોખરો વહીવટ પોતાને લાભ થાય એવી રીતે ચલાવેછે. નારવેની "ડાએટ" દર તરણ વરશે મળેછે. જારે આખો "ડાએટ" મળેછે તારે રાજા વચમાં, તેની જમની બાજુએ ઉમરાવો, દાવી બાજુએ પાદરીઓ તથા સાંમે શેહેરીઓ અને ખેડુતો. આ "ડાએટ" માં મેમબરો તરેહવાર પોશાકમાં આવેછે, તેથી દેખાવ ઘણો રમુજી થઈ પડેછે, પણ મુસાફરો કેહેછે કે કાંમ સઘલું સારી ગંભીરાઈથી ચાલેછે.

સુવીડ લોકો ફુલા અને મોજીલા છે. તેઓ દારૂડી પાછે તે ઉપરથીજ આ બીનાની શાહાદત મળેછે. દરએક ખેડુત પોતાના પાકમાથી પોતાના કુટંબને માટે બરાંડી ગાલેછે અને બધાં સુધાં બેસીને પીએછે. સુવીડ લોકોનો વીચાર એવો છે કે આ દારૂ લાંબી જીંદગી તથા શરીરનું કુવત બખ્શેછે. તેઓ છુટા સવભાવના, બોલકના, અને પોતાના દેશ ઉપર એટલા મગરૂર છે કે "પુરાતન નારવે" એટલું નામ પોકારતાંજ સઘલાઓ બીજું કાંમકાજ છોડી દઈને સલામતીમાં દારૂનાં ગલાસ ઉઠાવા મંડી જાયછે. લગનની કીરીયાને તેઓ ઘણો વજન આપેછે. તેઓના સઘલાં લગન રવીવારને દીનેજ થાયછે. કનેઆના માથાં ઉપર કાગજનું એક તાજ પેહેરાવેછે કે જે તાજ ઉપર સોનેરી કસબ હોયછે. હુનાલામાં માખણના પીપો અથવા શીયાલામાં બંધાયલું અને આથેલું ગોસત કનેઆને ઘેર ભેટ જાયછે. લગનને દાહાડે નાચ રંગ ઘણો ચાલેછે. પરગામ અને સારંગીવાલા એકમેકે બેસી વગાડેછે અને મરદ ઓરતો સાથે મળી ડાનસ કરેછે. નાચની આવી મોટી મીજલશો ઘણી થાયછે. અગત કરીને હુનાલામાં લોકો ઘણી મોજ કરેછે. સુવીડન દેશનો શીયાલો અતીઅંત શખત છે, તેથી હુનાલો આવયો એટલે લોકો ઘરની બાહેર નીકલી પડી મોજ કરેછે. એક જાતના નાચના મોટાં ટોલાં થાયછે, જેમાં નાચવા સારૂં પચીસ તીસ માઈલ ઉપરથી લોકો આવેછે. મેદાંનમાં લાકડી દાટી તથા તે ઉપર ફુલો ટાંગી, એક છેડે વગાડનાર બેસેછે અને લાકડીની આસપાસ સઘલાં નાચેછે..

---

## કેદી અને તેનું ફુલ.

**કેદી**—એક ફુલ ઘણું તાજુબ લાગે એવું ખુબસુરત છે તેને હું પીછાનુંછું, તેની ઉપર માહારો બેહદ પીયાર છે. હું તેની જોસતેજો કરવાને બાહાર જવા માંગુંછું પણ માડાં ભાયગે મને આ કીલ્લામાં બંધ કીધોછે. અફશોસ! કાંઈ થોડી દલગીરી માહારા જીગરને વીંધી નાંખતી નથી. જયાંસુધી તે ફુલ હમેશ માહારી આગલ રેહેતું તીયાં તલગ માહારૂં તન ખુશીથી હલકું હતું. આ ઉંચા ને સીધા કીલ્લાની ગંજાવર દેવાલ ઉપરથી હું ચોમેર નજર ફેંકુછું પણ કોઈબી જગાએ મને એની નીશાન માલમ પડતી નથી. તે માહારા જીવના સાથીને કોઈબી ઉમરાવ ઇચ્છા ફકીર શોધી કાહાડી અહીં લઇ આવેતો તેને હું માહારો ઘણોજ વાહાલો દોસત કેહેવશ.

**ગુલાબનું ફુલ**—હું તારી નજદીક મારી ખુશબોની લપટ બીછાંઉછું. મેં તારો અફશોસકારક હેવાલ સાંભલયો. ઉંચી તોખમના પણ કમનશીબ સરદાર હું ધારૂંછું કે બેશક તું મુજ ગોલાબને વાસતેજ એટલું બોલયો. તું મને ઘણા મોહોટાં મનનો માલમ પડેછે. અને સરવે ફુલોની ઉપર મારા પાદશાહી દરજજા પ્રમાણે હુંજ તારી છાતીમાં રમી રહેલી હોઉં તેમાં કઈ સંદેહ નહી.

**કેદી**—જેમ શુનાની અંદર ઝવાહીર શોભી રેહેછે તેમ લીલાં પાતરાંના લેબાશમાં ભરાયલી તારી ગુલાબી કલીની હું સારી રીતે કીંમત જાણુંછું, અને તેટલાજ માટે નાજુક અબલા તુંને ઘણી ચાહેછે. વલી તાહારા ફુલનો હાર ખુબસુરતમાં ખુબસુરત પરીને માણસનો સીંણગારછે. એટલું છતાં જે ફુલને હું જીગરથી માંગુંછું તે તું નથી.

**ચંબેલીનું ફુલ**—નાહલા ગુલાબી ફુલને મગરૂબ પવાનો સબબ છે ને તેથી તે સદા હમારા જેવાં બધાં ફુલોની ઉપર સરદારી ભોગવતું આવયુંછે તેમાં નવાઈ નથી. પણ એટલું તો ખરૂંછે કે ઘણીએક પરણતી સ્ત્રીઓ ગુલાબના ફુલોનો હાર કરતાં મુજ ચમેલ. તરફ વધારે પયારથી જોયછે. મારે વાસતેજ તાહારી છાતી અંતકરણથી ધુજતી હશે. સબબ, તું પણ મારી માફક વફાદાર ને નેક રેહેલોછે; તેથી બેશક બીજાં ફુલો કરતાં તું મને વધારે ચાહેછે નહી વારૂ!

**કેદી**—તું રાસત કેહેછે કે હું પાક દામાનવાલો ને નેક, તથા નીચ હવશોથી દુર રેહુંછું—તે છતાં મારૂં તન આ દોજખી ગારમાં બંધ પડવાથી દુખમાં ગીરફતારછે. જો કે એક ખુબસુરત પતીવરતા નારની મીશાલે તું રૂપેરી સાહેયામાં બીરાજી રહેલુછે; તોપણ તાહારા કરતાં માહારા મનમાં કોઈ જુદુંજ ફુલછે.

**ચાંપાનું ફુલ**—અરે વધારે પીયારૂં ફુલ તો હું ચાંપાં હોવશ, અને ખરેખર તું મનેજ પસંદ કરતો હોશે. જો એમ નહી હોયતો આએ બાગનો માલી ઘણી સંભાલ રાખી માહારી આટલીબધી બરદાસત નહી કરે. જો માહારી જોબનમાં આવેલી કલીની આસપાસ લીલાં પાતરાં કેવાં હરોલમાં ઉભાંછે? મારો સદાનો મીઠો સુખ કે દુખમાં સઘલો વખત હવાને તર રાખનારો વફાદાર વાસ શુંઘીતો જો પછી તું મારી ખરી ખુબી પીછાનશે. આહ! કેવો મારો વીચીતર દીલપસંદ રંગછે!

**કેદી**—હા, બાગબાનનું તું વાહાલું ચાંપાં ફુલછે: તે સુરજના તેજ આગલથી તુંને ગરદનમાંથી વાલી ડાલની મીશાલે તાહારો બંચાવ કરેછે, તેને કોઈ હાથે કરીને પીકારે નહી—અને તાહારા ભપકાદાર પોશાકથી બીજાં ફુલો કરતાં તારો દરજજો મોહોટોછે તે હું કબુલ કરૂંછું, પણ હું જેને માંગુંછું તે તું નથી.

**નરગેશ**—જો આટલીવાર સુધી વાંકું વળીને છુપાઈ રહી મેં હમેંશાંની ચુપકીદી એખતીયાર કીધી હતી પણ હવે હું મુંગું રેહેવા માહાતું નથી, જંગી મરદ જે ફુલને વીશે તું એટલી ઈંતેજારી બતલાવેછે તે હુંજ છું, તેમાં કંઈ શક છે ! જો માહારી નાદર ખુશબો તારા મગજને કેવું તર કરેછે !

**કેદી**—ખરેખર આવાં સાલેસાઈ ભરેલાં ને રેહેમ નજરવાલાં નરગેશપર મારો જીવ ખુરબાનછે પણ તારી મધુર લપટ સીવાય આ માહારાં દુખીને કંટાલેલાં મનને તાજગી બખશવાને કોઈ બીજાંજ ફુળની મને ગરજછે.

સાંભળ, તાહારાં જેવાં કદરદાનની આગળ માહારો ભરમ ખોલુંછું કે તે ફુળ મારી ખુબસુરત ઓરતછે. અરે ! પણ તે આવાં જબરજસત, ભયંકાર, કીલ્લામાં કેમ આવી શકશે ! મારી તે ફુલ સરખી કુમલી ને વફાદાર મોહોરદાર નહીને પેલેપાર મારી શોધમાં આખો દાહાડો ભટકીને કેટલું રૂદન કરતી હશે ! અને જયાંસુધી હું અહીઆં કેદ પડેલો છું તયાંસુધી તે કેહેવી આતુરતાથી આ કીલ્લા તરફ નજર ફેંકશે ! અફશોસ !! જો હું તેનાંથી આટલો દુર છું તોપણ જાંણે તે એકાદ ગુલાબી ફુળ તોડો માહારા હાથમાં આપી ને કેહેતી હોય કે 'મને વીસરતા ના' તેમ મને લાગેછે ! હા ! ખચીત હું જુદો પડવા છતાં જાંણે હું તેનાંના મીઠા બોલ સાંભળતો હોઉં તેમ મને ઘણી ખુશી ઉપજેછે. કારણ કે હમારા બેહદ ખરા પીયારથી હમારૂં દીલ એકજ છે, અને તેટલાજ માટે આ અંધારા ગારમાં ફકત તેની ઈયાદથી હું ખુશીમાં દાહાડા કાહાડુંછું, અને જારે મારી કંગાળ હાલત તરફ નેગાહ કરતાં નીરાશ થઈ હું પેકાર મારૂંછું કે 'અરે માહારી વાહાલી નાર કદી પણ મને વીસરતો ના' એટલે ગોયા મારૂં દુખ સેતાબ દફે થઈ મારાંમાં શકતી ને હરખ ઉતપન થાયછે. બે૦ અ૦

---

## હવાઈ ફાંણસના લડાઈમા ઉપયોગ.



બલુન અથવા હવાઈ ફાંણસની બનાવટ, ઉતપંતી વગેરેની તવારીખ અમારા આગલા આંકોમાં ઘણીવાર પરગટ કરીછે. તે સઘલા હેવાલને ફરી ઉતારી લઈ વાચનારો બાનુઓને હમે કંટાલો આપવા માગતા નથી, પણ આ હવાઈ ફાંણસનો એક નવો અને નવાઈ જેવો ઉપયોગ જે પાછલાં વખતથી ઘણો વધી પડયોછે તે ઉપર અંતરે થોડુક બોલવા માગીએ છઈએ. તેનો એ ઉપયોગ લડાઈમા થવા લાગોછે અને ફરેંચો તથા જરમનો વચેની છેલી લડાઈમા બલુનના એ ઉપયોગને સારીપટે અજમાવામા આવયોછે. એ ઉપયોગ બલુન જેવાં ચમતકારીક ફાંણસને છાજતો છે. પાંણીમા લાકડુ તરેછે, પણ લોઢુ પોતાના ભારથી ડુબેછે; હવે તે લોઢું પાણી ઉપર જેટલું ભારે છે, તે કરતાં ૧૦૦ ઘંણો વધારે ભાર માંણુશને હવા ઉપર તરવા લાગેછે; અને તે છતાં બલુનની મદદથી માણુસ પાંખ વગર હવામા તરી શ

કેછે અને પોતે પખશીથી ઉતરતો ગણાતો હતો તે બદનામીને છોડવી શકયોછે.

એ ઉપયોગ લડાઈમાં સઉથી મોહટી અગતનો થઈ પડયોછે. બલુનની મારફતે હવામા ઉંચે ચઢીને દુશમનના લશકર તથા છાવણીની સઘલી તપાસ આશાંનીથી થઈ શકેછે. એ તપાસ વળી છુપી નહીં પણ જાહેર રીતે દુશમનોની નજર આગળ, તેમના દેખતાં થઈ શકેછે. દુશમનો જોયછે કે સાંમી બાજુવાળો ઉપર ચઢયોછે અને આપણો રાહાઘાટ જોયછે, તોપણ તેઓ કસુ કરી શકતા નથી. તે બલુનને ફોડી નાખવા, તેમા ચઢનારને પકડવા તેઓ ઘણાં ફાંફાં મારેછે. તેઓ બંદુકની ગોલીઓને તાંહાં મોકલેછે, ટોપોના મોહડાં તે તરફ ફેરવેછે, પણ ગોલી કોઈનજવાર તાંહાં પોંહોંચેછે, અને ગોળાતો એટલા ઉંચે જઈ શકતા નથી. એ રીતે દુશમનની છાવણીની તપાસ કરવામા બલુન *અગતના થઈ પડે એવું છેલી મોટી લડાઈમા કરેલા* તેના ઉપયોગ ઉપરથી શોધ થાયછે.

બીજો ઉપયોગ એ થઈ શકેછે કે લડાઈમાં શેહેર બાહર દુશમન ઘેરો ઘાલીને પડયો હોય, તોપણ અંદર ઘેરાયલી આલમ બલુનની મારફતે દુરદરાજ ગામો તથા દેશીઓ સાથ સંબંધો ચલાવી શકેછે. શેહેર માહેલી બાબતો અને બનાવોની ખબર હવામાથી ને હવામાથી આસપાસ પોંહોંચાડી શકાયછે. ઘેરાઈ ગયલા શેહેરીઓની હાલત કેવીછે, હાજત શુંશું છે, તેઓને મદદ કાંહાં જોઈએછે, તે સઘલું બલુનની મારફતે દુરના દોસતો ઈઆ મદદગારોને તેઓ કેહેવાડી શકેછે. એ બલુનોમા લખેલાં ઈઆ છાપેલાં કાગજ પતરો, પેગામો, પેગામ લઈ જનારાં કબુતરો, વગેરેને મોકલી શકાયછે. શેહેરના કરતા કાવરતા અમલદારો દુશમનના ઘેરાને વટાવીને જાણે ઘેરો પડયોજ નહી હોય તેમ શેહેરની બાહેર આવજાવ કરી શકેછે અને પોતાના દુરદરાજ દોસતોને મળી આવેછે.

છેલી લડાઈમાં એકથી વધારેવાર તેમ બનયું હતું. ગામબેટા અને ફાવર જેવા પરજાસતાક રાજના કારભારીઓ, જરમનોના ઘેરાની ઉપરથી પારીસની બાહાર આવયા તથા ગયા હતા. આ બાબતને મથાલે અમે એક ચીતર મેળવયુંછે જેમા બલુનમા બેસી ગામબેટા પારીસથી ઉડી ગયો તે વેળાનો દેખાવ ચીતારયોછે. ગામબેટાએ હાથમા ફ્રાંસનો વાવટો ધરયો હતો અને શેહેરની મદદને માટે દુશમનોને આથેથી ચાલી જવાના ચમતકારીક બનાવથી પારીસના લોકો પોતાના સઘલાં શંકટ છતાં હરખમા આવી ખુશાલી બતાવા ભેગાં મળયાં હતાં. ગામબેટાના બલુનમાં ખબર અંતરના કાગળો ઉપરાંત પેગામ લાવ લઈજાવ કરનારાં કબુતરો હતાં, જેઓને દુશમનની છાવણીથી દુર લઈ જવા પછે છોડી મેળતાં હતાં, અને તેઓ પોતાના ગલાંમા બાંધેલાં કાગળો સાથ આબાદ ધારેલી જગાએ ઉપર જતાં હતાં.

એ રીતે હવાઈ ફાંણસનો લડાઈમાં ઉપયોગ કરનારા ફરેંચો પેહેલ વેહેલા છે, પણ તેઓએ આ છેલીજ લડાઈમાં તેનો પેહેલ વેહેલો ઉપયોગ કીધો નથી. ફરેંચ પરજાસતાક રાજની આગલી લડાઈઓમા પણ આવી કોશેશો ફરેંચો *થીજ પેહેલ વેહેલી થઈ હતી.* સને ૧૭૯૫ માં ફ્લીઉરસની લડાઈને દીને આસટરીઅન લશકરની હીલચાલ જોવાને ફરેંચ અમલદારો ડુંગરોના જેટલી ઉંચાઈએ ચઢડયા હતા. તે બલુનને ઘણી અડચણો નડી હતી. તે વખતે પવણનું જોર એટલું હતું કે તેને એક જગામા રાખવા સારૂં તેની અંદરથી લાંબાં દોરડાં નાખયાં હતાં અને તે દોરડાં જમીન ઉપર ખેંચી રાખવા સારૂં તેમને ૪૦ ઘોડા જોતરયા હતા! તે બલુનનો ઘેરાવો ૫૭ ફીટનો હતો. તેમા ચઢેલા જાસુસો પોતાની તપાસની યાદી ટીકીટો ઉપર લખતા હતા, અને પછે તે ટીકીટો ઉડી નહી જાય માટે તેમને શીસાંનાં વજન બાંધી દોરડાંએ કરીને નીચેની જમીન ઉપર ઉતારતા હતા! તે મોટી લડાઈઓના અરસામાં આવી રીતે ૩૪ બલુનો કામે લાગાં હતાં!

આટલું છતાં પણ બલુનોનો ઉપયોગ લડાઈઓમા જાજો વધયો નહી, તેના કારણો છે. એકતો બલુન સામે મોટી અડચણ એ છે કે તે માણસની મરજી પરમાણે હાંકી શકાતું નથી. હજીસુધી તે માતર પવણના આધાર ઉપર રેહછે અને કોઈ એવી શોધ નથી થઈ કે જેથી તેને જાંહાં લઈ જવા માગીએ તાંહાં લઈ જઈ શકાય. બીજી અડચણ એ છે કે બલુનમા હાઈડરોજન હવા ભરતાં લાંબો વખત લાગેછે, પણ તેટલા વખતમાતો લડાઈનો મામલો ફેરવાઈને શુંનો શું થઈ જાયછે. લડાઈમા સઘલું કામ તાકીદે અને તરત થવું જોઈએ. હમણા ધારેલો ઉપાય દસ કલાક પછે રદબાતલ થઈ પડેછે. પણ બલુનમા હવા ભરતાં હજી ઘણા કલાક લાગેછે. એ બાબે સુધારો ઘણો થયોછે. આગળતો બલુન ભરતાં દાહાડાના દાહાડા લાગતા હતા. પણ લોટાંની કરચો તથા પાણીમા નરમ કરેલા ગંધકના તેજાબમાથી હાઈડરોજન બનાવાની શોધ થવા પછે બલુનો થોડા કલાકમા ભરાયછે, મગર લડાઈના કામ આગળ તે થોડા કલાકબી ચાલતા નથી.

આટલું છતાં જે લડાઈમાં લાંબી મુદતનો ઘેરો નાખવો પડે, તાંહાં બલુનો ઘણા કામનાં થઈ પડે. પારીસના છેલા ઘેરાની વખતે બલુનો કામ લાગાં તેનો શબબ એજ ઈઆને તે ઘેરાની લાંબી મુદત હતી. તેથી કરીને પારીસમા મોટાં બલુનો બનાવાનો મોટો ધંધો જાગયો હતો અને તે વેળાના તાંહાંના એક કારખાનાનો દેખાવ પાસેના સફા ઉપર ચીતારયોછે. બલુનને પેહેલ વેહેલું શોધી કાહાડવાનુ માન ફરેંચોને ઘટેછે. તેમા ઘણો સુધારો કરનારા પણ તેઓજ છે, અને બલુનનુ કામ પાસેના ચીતરમા દેખાડવા જેટલું ધીકેછે, તેના ઉપયોગ અને ઉદયોગને મોટી ગતી મળીછે તેપણ એજ મોટી પરજાથી બનયું છે.

---

## “આંજીઓ ઠરતોજ નથી.”

“ચુપ, મુગો રેહ, ચુપ, મોહોડું ધર, ચુપની, ચુપ, બસ એકદમ ચુપ.”

આ પરમાણે બાવરીઆની બચીબાઈ પોતાના નાહના બાલક ડોસુને રડતો મુગો રાખવા માગેછે. તેના હાથમા નેતર છે અને ઉપલા બોલેબોલ તે ડોસુપર ફટોફટ ફટકા લેયછે, પણ તે નથી મુગો રેહતો. તે નાહના તરણ વરશના બાલકને જેમ વધારે મારેછે, તેમ તે વધારે રડેછે.

"તું નહી મુગો રેહેતો કે? (ફટકો) હું ! (ફટકો) ચુપ, મોહડું સીવ (ફટકો) અરે ? (ફટકો) અરે ચુપની ? (ફટકો) રડશે કે ? (ફટકો) બોલ ફરીથી રડશે કે ? (ફટકો) હું, હજી રડેછે ? (ફટકો) તું નહી કેમ મુગો રેહ ? (ફટકો) ચુપ નહીતો મારી નાખશ (ફટકો) ચુપ—ચુપ" (ફટકા સપોસપ.)

પણ ડોસુની બુંમ, ડોસુની કલાપોટ બંધ પડી નથી. તે ઘણો રડેછે અને બચીઆઇ વધારે ખીજવાઇ જાયછે.

"મરેરે ! (બુમ પાડીને) પણ શું થયું શું ! મરેરે, તુને શું ઓછું પડયું ! કાંએ કંટાલો આપેછ ? (તેને હાથમા ઉંચકીને) ચાલ મુગો રેહ. (પટાવેછે) ચાલ ચુપની, મુગો રેહ. હજી બુક મોહમાં છે, તેટલાંતો મુગો રેહ ? ચાલ હવે ચપ. લે બીજું પાંઉ લે. પાપા આપું ! લે, પાપા લે. હવેતો મુગો રેહ ?"

પણ ડોસુ હજી રડયાજ કરેછે. પેહેલાં મારથી વધારે રડતો હતો, હવે પટાવયાથી વધારે રડેછે. હાથમાનું સઘલું પટકી નાખેછે. બચીઆઇને પીખી પીખીને મારેછે. હાથમા મરડાઇ મોરાઇ જાયછે. બચીઆઇને ગુસોતો ઘણો ચઢેછે, પણ હજી જેમ તેમ ખમીને પટાવેછે.

"ઓ ચુપરે મરૂં. મરૂંરે મારો ડોસુતો કેવો દાહાયોછે. આ પાંઉ કોણનું ! અરે વાહ વાહ. એતો મારા ડોસુનું છે. ચાલ સોલુ ખીસ, ડોસુને ખાવા દે. ચાલ હવે મુગો રેહ. મુગો રેહની ! (પાછી ખીજવાઇને) મરેરે ! હજી નહી ઠરતો ? જો વળી મારશનો. જો મારશ. (ઘણી ખીજવાઇને હાથમાથી ભોંએપર પટકી બેસાડેછે) મરેરે ? મુગો રેહ. લાવ નેતર ? (મારેછે) ચુપ—(ફટકો) ચુપ—ચુપ."

પાછા ફટકા શરૂ થયાછે. બચીઆઇ વાઘણની મીશાલે છેડાઇછે. તેની અપંગ સાસુ પાછલા ઓરડામાથી બુમ મારેછે. "પણ એ શું થયું ! તેને કેટલોક મારેછ ? ઓવાએ ? પોરેઓ દુશમેન મરી જશેતો. હવે બસ કરની."

"પણ મને શું કેહેવોછ સાસુ ? આટલો દુખતો મને તોબા પડાવેછ તે ? જોયા જાયા વગર સાંનાં અમસથાં દહવારા કરોછ ?"

"હા માએ, જોયા જાયા વગર તો ખરૂં. સાસુ અપંગ થઇ તેના તાણા ટપલા તારા કાંહાં ઓછા છે કે આ વખત પણ તું નહી બોલે ? વારૂં મારી આંખ ગઇ, પણ મુવા કાન તો નથી બેહેરા થયા ? તું માછનની પખે બચાંને મારીને તેનો કુમલો જીવ લેવા બેઠીછ તે કેમ સાંખી શકાય ?"

પોતાની અને બપાઇ વચેની આ સેન વઢાવઢથી નાહાનો ડોસુ મુગો રહી ગયો ! જે મારથી નહી, ગાલથી નહી, બુમ કલાથી નહી, પટાવયાથી નહી, ખાવાનું આપવાથી નહી મુગો રહયો, તે હવે અચબુચ ચુપ થઇ, રડવાનું ભુલી જઇ આ સાસુ વહુની વાત સાંભળવા લાગો.

પણ મોટાંમાએ બચીઆઇને ધમકાવીઆ પછે વળી દાહયાં થઇ ડોસુને પટાવા આવયાં. "ચુપરે બા, રડીએ નહી હં. માએતો એવીજછે. એતો મારો દાહયો દીકરો છે."

પણ મોટાંમાએ તેને વટારતાં વાર ડોસુને પાછું રડવાનું યાદ આવયું ને હવે વધારે મોટેથી રડવા લાગો.

"નહી—રે બા નહી રડીએ. બયાઇ એવી છે ? મારાં બચાંને નકામી મારયા કરેછ. જો ફરીથી મારાં બચાંને મારશે તો હાથ ધરીને ભાંજી નાખશ. જો તારી માએને કેવી ધમકાવીછ ? ચાલ હવે મુગો રહી જા. બસ હવે દાહાયો થાનીતો."

પણ આસમાન કાંએ નહી ઉતરી આવે, જો ડોસુ મુગો રેહતો. હવે બચીઆઇની વારણ આવી.

"સાસુ, તમે એને પટાવી પટાવીને ઘણો બગાડોછ."

"ને બાકીજ તું નથી પટાવતી કે ? તારા મારે એ મુગો રેહેછ કે ?"

"પણ પટાવયાથી તે લાડકવાયો થઇ જાયછ. તમે લોકોએ પટાવીને એને કાંગલો કરી મેળયોછ. કાવસશાહ (ડોસુનો બાપ) રોજ કેહેછ કે તમો લોકોના લાડથી અમારાં સુના જેવાં બચાં બગડી જાયછ."

"પણ તું સમારની. તુંતો બચાંનો જીવ પટકી નાખવાની વાત જાણેછ. તારીથી બચાં સમરી ગયાં કે ?"

એવામાં સારાં ભાયગે કાવસશાહા પોતેજ આવી લાગા. ડોસુપર પડેલા શખત મારથી હેઠલનાં ભાડુત પણ કંટાલી રહેલાં હતાં, તેઓથી આવતાંને વાર કાવસશાહાને એ બનાવની ખબર પડી અને કાવસશાહ બીચારો દુખી તથા ખશેઆનો થતો ઉપર આવયો.

તે આવયો તારે આ સાસુ વહુ વચે ટપાટપી ચાલુજ હતી. તેણે અણજાણો થઇ પુછયું કે શું છે. અને બેહુ જણ એકેકની રાવ કરવા લાગાં.

સાસુએ કહયું કે "બયાઇ બચાંને મારી મારીને કોઇ દાહાડે જીવ લેશે." વહુએ કહયું કે "સાસુ વચે પડી બચાંને ઘણું છગાવી મેલેછે."

"હોરાવ, કાવસશાહા હોરાવ, તેં તારી બઇરીને હુકમ આપયોછ કે બચાંને દુશમનને મારબે માર કરયાજ કરે ?"

"નહી."

"વારૂં તારે, ધણી, તમારી એવી ખુશી છે કે સાસુ બચાંને પટાવી પટાવીને કાંગલું ને ચીલબુલીઉં કરી મેલે ?"

"નહી."

"પણ તારે તારી બઇએરને ધમકાવની કે બચાંને એ તરેહથી મારેછ તે કેવો વાંકછે."

"હા. અલબતાં."

"ને તમે જરા તમારાં માએને કહોની કે બચાંને લાડકવાયું કરી મેળેછ તેમાં તેવણનોબી વાંક છે."

"હા. અલબતાં."

"ઓ વાએ, કાવસશાહા એમ શું કરોછ ? હા ને ના શું કરયા કરોછ ? પસી બસીને બોલતા કાંએ નથી ? મારો વાંક હોયતો મને ખાસડું મારો, ને માએનો વાંક હોયતો માએને કેહો."

"બેહુનો વાંક છે."

"લેઓ—રાજાજી બોલયા ને દાહાડી હાલી. બેહુનો શું વાંક છે ? તમે મારી આગળ તો તમારા માએનો બધો વાંક કાહાડોછ, ને હવે કેમ નથી બોલતા ?"

"બધો માએનો વાંક નહી. તું બચાંને મારેછ તેથી મેં તુંને શું ઠપકો નથી આપેલો ?"

"પણ હું તે શું કરૂં ? એકગમથી ચુહુલાપરનું શાખ તપાસું કે તમારાં બચાં તપાસું ? બચાંએ તો કુતરીનો અવ

તાર આપપોછ, પણ તમારાં આ ડોસુથી તો બોદા ! તોબા છે. આટલો દુખતો મને બેજાર કરેછ ! બસ આખા દાહાડાની રર લાગેલીછે. ધરેલો ધરાતોજ નથી. હોંજીઓ ઠરતોજ નથી."

"જોરે ભરી, બચાંઈ." મોટાંમાએ બોલયાં "મારૂં કહયું માને તો માદરીઉં લોબાનપર ધુપાવીને એની બાજુએ બાંધ. કોઈ ભુડાંની નજર લાગેલી છે, તેથી એને રડ લાગેલીછે. જો માંદરીઉં બાંધ ને કાલા દાંણાની હારડી પેહેરાવ, એની રડ કેવી ભાગી જશે."

પણ કાવસશાહ છછની પડયા. "છટ, છટ, તમે લોકો સાંનો એટલો ધભરાટ બતાવોછો ? બચું કાંહાં રડેછે ? ઠરતો નથી તે કેમ ? હું આવયોછ તારનો તો તે રડતો નથી. મેંતો તેને રડતાં નથી સાંભળયો. જોવો તે કેવો હસેછે."

બાપ આવયા પછેની આ ગડબડથી ડોસુ રમતમા પડી ગયો હતો અને રડવાનું ભુલી જઈ હવે હસતો હતો. તેને હસતો જોઈ બચાંઈ પણ જરા હસી, તોબી તે ખરેખર દુખીતો હતીજ. તેને કાંઈ ઉપાય નહી સુજતો હતો. તે બોલી કે "જો મારૂંછ તો તમો મારવા નહી દેતા, જો પટાઉંછ તો કેહેજો કાંગલો કરી મેળોછ, પણ તારે હવે કરૂં શું ? ઉપાય બતાવશો કે આમ સીપલા થઈને વાત માથેથાં કાહાડી નાખશો ?"

"હજી ઉપાય બતાવાનો રહયોછ ? ઉપાય તો તેં હમણાં નજરે નજર જોયોછ. હું આવયો, આપણે વાત મલાવી કે બચું મુગું રહી ગયું. એથી બીજો ઉપાય તને શું જોઈએ ?"

"એટલે ? રાત દીસ જારે ડોસુ રડે, તારે તમોને આફીસમા ઈઆ વાડીએ તેડાવા મોકલું કે તમે આવયાથી એ રડતો બંધ પડે ?"

"એમ હું નથી કેહેતો. હું આવયો, આપણી વાત ચાલી કે ડોસુ મુગો રહયો તેનો અરથ એટલોજ કે તે રડે તારે એની વાત વીસરાવવી. કાંઈ ગડબડ, ધરપચ, તાલમેલ કરીને એનું ધેઆન બીજી બાબતપર ખેંચવું કે પોતાની મેળે રડવાનું ભુલી જશે ને રમતમા પડશે."

"અરે ધણોબી પટાવયો. મારીને પછે વળી સમજાવયો, પણ ઠરાવેલો ઠરયોજ નહી."

"ચાલબતાં નહીજ ઠરે. તુંને હું ચાબકા લગાવીને પછે પટાવા આઉં તો તું સું સમજી જશે ? હજીતો તેનો બરફેં ચમચમે, તેની આગથી થોડોબી વખત તેણે રડવુંજ જોઈએ, તેવામાં ગમે તેમ પટાવો, પણ ચચરવાનુ દુખ ખમાય શી રીતે કે જેથી તે નહી રડે ?"

"બચાઈ ખીજવાઈ ગઈ" મરેરે ! આએ કાંઈ જમાનો આવયોછે ? કેહેજો બચાંને મારોબીના ને પટાવોબી ના. હવે એકુ બે સોટી મારી તેમા થયું શું ?"

"એકુ બે સોટીની હું વાત કરતોજ નથી, પણ ખુનપર આવીને કસાઈની મીથાલે માર મારવાની વાત છે."

"તારે શું હું બચાંની ખુની છઉં ? હું દુશમન છઉં."

"નહી બચાઈ," તું દુશમન નથી. પણ તારો સવભાવ પાજી છે, તું ગુસે થઈ જાયછે, તું ખીજવાઈ જાયછે, ને ખીજવાટ તથા ખભરાટમાં બચાંને જોરથી મારેછે. તે વખત તું તારો દરજો ભુલી જાયછે, માતા તરીકે બચાંને પેઆર કરેછે એ વાત તારાં મનમાથી ખીસી જાયછે. તું ગુસામા આવી, બચાંને વાગશે કે નહી તેની પણ દરકાર કરતી નથી. અલબતાં તું અણજાનપણે મારેછે, પણ કાટકીપણે મારેછે, અને તેવા મારથી બચાં દુખી થાયછે, શેખ થાયછે, બગડી જાયછે. અગરજો ધાકને વાસતે એકુ સોટી મારી નહી મારી હોયતો હું બોલું નહી. તેવી ધાકથી બચાં ખચીત સુધરેછે. પણ તેવી એકુ બે સોટીની વેલા આપણો મીજાજ ઠંડો રાખવો જોઈએ અને ખીજવાઈએ નહી તેની સંભાલ રાખવી જોઈએ."

"પણ તેનાં કરતાંબી," મોટાં માએ દાહયાં થયાં કે "પટાવાની નીસબતજ નહી."

"નહી માએ" કાવસશાહા વચે પડી બોલયા. "નહી માએ. પટાવાનુબી હદમાન જોઈએ. જારે જાંણીએ કે પટાવાંથી છાપરે ચહડશે તારે નહી પટાવવું જોઈએ. બેહેતર કે બચાંની તેવી હાલતમાં તેને રમતમા નાખી દઈએ."

"પણ એંજીઓતો રમતોબી નથી."

"હશે. એવાં બચાંને આપણે રમાડવા માગીએ તારે નહી રમે. પણ રમાડવાની શીકૃત છે. તેને પોતાને વટારવાની જરૂર નથી. તેને પોતાને બોલાવવો નહી, તેને રમકડું આપવું નહી, કોઈબી રીતે તેને કોહું આપવું નહી. પણ આપણે પોતે રમતમાં અથવા વાતમા પડી જવું જોઈએ. આપણે પોતે તેને તેડવા બોલાવા વગર રમવાં બેસી જવું જોઈએ. એમ કીધું કે તરત તે પોતાની મેલે મુગો રહીં જશે. પણ યાદ રાખવું બચાઈ કે તું ખીજવાતી, કુહુરતી, બરાડતી રેહેતો આ હીકમત તારાંથી કદી નહી થાય. બચાં સાથ બચું થવું જોઈએ, પણ તે ખુશ મીજાજ અને હસતા ચેહેરાથીજ બની શકે. તું મોહોડાપર ધુમટો લઈને ફરયા કરેતો રડતાં બચાંને મુગો રાખવા રમતમાં પડવાનુ તુને આવડશેજ નહી. ખીજવાયલે ચેહેરે તું ગમે એવી રમવા બેસે પણ તારાથી રમાશે નહી ઈઆ તારા ચેહેરાપરનુ તોફાન જોઈ બચું પોતાનુ દુખ વીસરશે નહી."

બચાઈ હવે પોતાની ખાતરી થવાંથી મુગી રહી તારે કાવસશાહાએ એક બીજી સલાહા આપી. તે બોલયો કે "છેલે એક વાત અકસર કરીને યાદ રાખજે બચાઈ કે ડોસુ લાંબી મુદત સુધી આજારી ચાલવાથી તે હુજતી ને ચીરડાઉ થયોછે. તેવી હાલતમાં તેને મારીએ તો વધારે ચીરડાય, પટાવીએતો વધારે છાપરે ચઢે ને એ રીતે તેની હુજતમા વધારોજ થાય. તે હુજત બચાંમાં ઘણી ખરાબ ચીજ છે, વાસતે તેનો હુજત વધે એવું તો કરતીજના.

તાર પછે બચાઈએ યાદ રાખી રાખીને ઉપલોજ ઉપાય કરી જોયો અને થોડા વખતમા ડોસુની રડ ભાગી ગઈ.

---

## પરચુટણ બાબતો.

**રાખશી જીઆફત**—ઈંગલંડના રાજા એડવારડ ૪ થાતા વખતમાં યારકના વડા પાદરીએ પોતાની ગાદી લેતી વેલા એક જીઆફત આપી હતી, તે વેલા ખપેલી ખોરાકી તથા દારૂનો જથો નીચે મુજબ હતો—ઘઉં 300 મણ, એલદારૂ ૨૪000 મણ, વાઈન ૮000 મણ, મેંદાં ૧000 બ

લદ ૧૦૪, વાછરડા ૩૦૪, ડુકરી ૩૦૪, હાંસ ૨૦૦૦, "કેપન" ૧૦૦૦, ડુકરો ૨૦૦૦, રાંણી હાંસ ૪૦૦, મોર ૧૦૪, કસીરડના ડીશ ૫૦૦૦.

---

**"હમબગ" બોલની ઉતપંતી**—આ યુરોપીઅન બોલ આપણાંમા ચાલુ થયોછે. તે જરમનીના હામબરગ નામના નામીચાં શેહેર ઉપરથી નીકલયોછે. આગલ એક વાર યુરોપમા મોટી લડાઈ ચાલતી હતી તે વેલા ઘણા ખોટા ગપાટાઓ હામબરગમાં ઉભા થતા હતા. તે ઉપરથી જારે કાંઈ ખોટી વાત નીકલી કે તેનો જનમ હામબરગ ખાતે ધારવામા આવતો અને "એતો હામબરગની વાત," "હામબરગથી સાંભલી આવયા કે?" એવા એવા વાકયો તે વાત નહી માનવા સારૂં બોલાવા લાગા. તાર પછે "એ તો હામબરગ છે" આમ વાતો ચાલી અને છેલે હામબરગ ઉપરથી હમબગ થઈ ગયું.

---

**બોટાનીબેમાં** ચોરો તથા ખીશાંકાતરૂઓને દેશનીકાલ કાહાડયા હતા. તેઓએ એક દાહાડે નાટક કીધો, જેમાં એક જણ "પ્રોલોગ" બોલવાનો હતો. તે એક મોટો ખીશાંકાતરૂ હતો. તે તખ્તાપર એમ બોલયો કે "આપણે દેશના ખરંચાવમા ખરા લડનારા છઈએ કારણ કે આપણે આપણું દેશ આપણા દેશમાં રહેનારાઓના સારાંને મારે છોડીયુંછે." H. E. B.

---

**એક દાહાડે** એક નીયાંયધીશે તેનાં ચાકરને કહયું કે "ચાલ હું મોજ કરવા જાઉંછું તે સઘલો ખરચ તું કરજે અને પછી હું તને ૧૦૦૦) રૂપીઆં આપી બદલો વાલશ." ચાકરે શઘલો ખરચ કીધો અને જયારે નયાયધીશ પાશે પઈશા માંગયા તીયારે કહયું કે "તારૂ કાંઈ લખેલુંછે કે મારે રૂપીઆ આપવા." એ ઉપરથી ચાકર જોયું કે ઠીક, અને તક સાંધીને નીયાયધીશનો ઉપર પેહેરવાનો દગલો પોતાને ઘેર મોકલાવી દીધો. રસતામાં થંડી પરવાના સબબથી નયાયધીશે તેના દગલાની પેટી માંગી કે તે પેહેરે. તીયારે ચાકરે જવાબ આપયો કે "તમારી પાશે કાંઈ લખેલુંછે."
H. E. B.

---

**હીંદુઓના દાંત**—કહેછે કે મેહમુદ ગજનવીએ જારે હીંદોસતાન ઉપરની પોતાની બાર સવારીઓમાંની સોમનાથ ઉપરની સવારી કીધી, તે વખતે દેવલ જીતી લેઈ તેની તમામ દોલતનો પોતે માલેક થઈ સોમનાથ દેવની મુરતીના પથરને તેણે ભુંદી નખાવયો અને તોહેના હીંદુઓને ફરેબ આપી તેણે તે ભુકી કોઈ કલાથી તેમને ખવાડી! આ વાતની ખબર પાછલથી તેમને પડવા ઉપરથી તેઓ અને તાર પછે આજ શુધી સઘલા હીંદુઓ પોતાના દાંતને મજબુત ઘસેછે, કારણ કે જે દાંતો સોમનાથ જેવા દેવની મુરતીના ભખશ કરીને પાપી થયા હતા તે પાપ વંશપરંપરા ઉતરતું આવેછે તે તેમને મજબુત ઘસવાથી દુર થાય! પા૦

---

**તાપ કાઢી નાંખવાની જાદુઈ**—જરમન લોકોમાં એવો વેહેમછે કે જેને કોઈને તાપ આવતી હોય તેણે જઈને એક મોટાં આડની દાંખલી બાંધવી અને આમ બોલવું, "દાંખલી, હું તને બાંધુંછું; તાપ, અવે મને છોડી જા!" અને જો તમારૂં દુખ કાઢી નાંખવું હોયતો સવારે સકારે ઉઠીને 'વીલો' નાંમનાં આડની ડહાલને તરણ ગાંઠ વાલવા, અને આમ બોલવું, "સાહેબજી, જુના દોસત, હું તને મારી સરદી સોંપી જાઉંછું, સાહેબજી!" અને પછે આઘુ પાછુ જોયા વગર તમારે દોડાય તેમ દોડીને ઘર આવવું. પા૦

---

**મુલતાન એટલુ ગરમ કાંય?**—ગજલનાં ખાંઓ શમશે તબરીજના નામથી જાણીતાછે. તેને વીશે કેહેછે કે એક દીને મુલતાન શેહરના એક ભડીયારાની દુકાન ઉપર તેણે કાંઈક ભુંજવા માંગયું પણ તેને ના પાડવામાં આવયું. બીજા ભડીયારાએ પણ તેને પોતાની ભડીને હાથ લગાડતાં જ હાંકી કાઢયો. આ ઉપરથી આ શાએર ગુસે થયો અને આકાશ ઉપરથી આફતાબને બોલાવીને પોતાનો ખોરાક તેની ગરમીથી ભુંજયો! આ બનાવથી કવીરાજને તો કંઈ થયું નહી પણ મુલતાનના લોકોતો તદન ભુંજાઈને બલી જવા લાગા. તેઓએ કાલાવાલાથી શાએરને સમજાવયાથી આફતાબ પોતાને ઠામે ગયો! કેહછે કે આ વખતથી મુલતાનમાં અતીશય ગરમી પડેછે! પા૦

---

**દુનીઆનું મધય બીંદુ શું?**—એક દીને મેહમુદ ગજનવીએ એક ફકીર જે કાબેલ ગણાતો હતો તેને પુછયું કે દુનીયાનું મધીય બીંદુ શું અને કાંહાંછે તે આવતી કાલે તેને જણાવવું, અગર નહીતો તેનો જાન બરબાદ થશે. ફકીર દુખી દેલ સાથે પોતાને ઘેર ગયો, પણ તેની બેટીએ તેની ગમગીની વીશે સવાલ પુછવાથી ખોલાસો કીધો કે તેણે આ જવાબ પાદશાહને દેવો. પેલો ફકીર ધ્રુજતે દેલે બીજી સહવારે પાદશાહની દરબારમાં ગયો, અને પાદશાહના પુછવા ઉપરથી બોલયો કે—"અએ નામવર પાદશાહ, દુનીયાનું મધય બીંદુછે, અને તે આ દરબારમાંછે, અને તે તું નામદારનાં તખ્તના પાઉં નીચેછે!" પાદશાહ પોતાને એનત મલેલી સમજીને ખુશહાલ થયો અને ફકીરને નયામત અને ખેલઅતથી નવાજયો.

---

**એ કાંદો હતો કે ૧૨૦૦ ડાલર?**—જારે સતરમી સદીમાં હાલંડ દેશમાં ટયુલીપ નામના ફુલોનો સટો (ટયુલીપોમેનીયા) ધુમધોકાર ચાલતો હતો તેવા વખતમાં એક ડચ ખલાસી ભુમધય સમુદરના પશ્ચીમ કોસટા તરફથી ઘણા કીમતી માલના સહીસલામત આવી પોંહાંચવા વીશેની ખુંશ ખબર એક માતબર ડચ વેપારી આગલ લાવયો. પેલા બુઢા વેપારીએ ખલાસીની વધામણીના બદલામાં એક લાલ ટોટી જેવી "હેરીંગ" (માછલી) નાસતાને સારૂં ઈનામ આપી. હવે આ સેલર બાવા માછલીનાં ઈનામથી ખુશ થઈ ગયા, પણ પોતે કાંદાના જબરા શોખી હતા માટે તેને વીશે હંઈથી તંહી કેડે પડેલો, ખડેલો શોધતાં દુકાનની મોટી ટેબલ ઉપરથી સારાં ભાપગે એક મળી આવયો તે પોતાના ખીસામાં ઘુસાડી દેતાંજ કે વખાર છોડીને મઘમઘતી હેરીંગ માછલી અને કાંદાનો સવાદીસટ નાસતો કરવાને પાછા જાંહાં માલ ઉતરયો હતો તાંહાં જઈ કરારને જીવે બેઠા. હેરીંગ માછલી સાથે આ અજાયબ જેવો કાંદો ખાતાં, કહામ કાંદા

નો અસલી સવાદ બદલાઇ જાયછે કે કેમ તે વીશે હજીતો આ "કાઉજી" કીધેલો કાંદો ખાતાં પેલો સેલર વીચાર ક રેછે, તેવામાં પેલો બુઢો વેપારી એક ગાંડા માણસની મુઆ ફેક શોહર અને બકોર કરતો, પોતાની સાથે મેહતા, મુન શીઓનાં એક લાંબાં પુછડાં સાથે તાંહાં આવી લાગો કે તે (ખલાસી) હેરીંગ સીવાય વખારમાંથી બીજું શું લાવયો હ તો ! પેલો અરાન ખારવો બોલયો કે—"બીજુંતો કાંઇજ નહી પણ ટેબલ ઉપર એ કાંદો પડેલો હતો તેતો હું લાવયો છું સાહેબ, માટે માફ કરજો". "તે કાંહાંછે, અરે તે કાં હાંછે." પેલો વેપારી ભુખા વાઘ માફક પોકારયો. "લાવ, અતરઘડી તે મને આપ." પેલા સેલરે જવાબ દીધો કે તેતો તે અતરઘડી હેરીંગ સાથે હજમ કરી રહયો હતો. આ ઉપરથી પેલા વેપારીનો ઘબરાટ અને ગુસો જોઇ લેવો. તે બુમ પાડી ઉઠયો—"ચોર, ચોર ! અરે પકડો આ ચોર ને !" અને તુરતજ તે બીચારાને પકડવામાં આવયો, તે ની તપાસ થઇ, ગુનાહ લાગુ થયો અને કેટલાએક માસ કેદ રાખતાંબી ૧૨૦૦) ડાલરની કીમતનું ટયુલીપ ફુલ જે તે એક નવી જાતનો કાંદો જાણીને ઓઇયાં કરી ગયો હતો તે જીતહાર તેના ગલામાંથી પાછું બાહાર આવયું નહી !

---

## રમુજે ફુરસત.

૧—અગરજો એક દોસતને હું ૧૨ મહીનાની મુદતે રૂ૨૦૦ ધીરૂં તો તે મેહેરબાનગીના બદલામા તેણે મને ૧૫૦ રૂપીઆ કેટ લી મુદત શુધી ધીરવા જોઇએ ?

૨—તમે મને ધીકારોછો તોપણ સણગારો છો. તમે મને પ ગ તલે દાબોછો તોપણ હાથમા ધરી તપાસોછો. તમારા પગને હું જેબ આપું છઊં તોપણ હાથના કોઇ ભાગને જેબ આપનારી મા રા જેવી વસતુ નથી. તમો મને હલકી ચીજ ગણોછો તોપણ મા રા ઉપર ઘણો ખરચ કરોછો. હું હલકી ચીજ છઊં પણ હજારો ની રોજી મારાથી છે. હું ધીકાર પામું છઊં, પણ મારા વગર મા ણસ સુધરેલો ગણાતો નથી.

૩—૧ બકરાં અને ગાડમા એવુ શું છે કે જેથી લખાઇ શ કાયછે.
  ૨ ઘડીઆલ અને વરાલ યંતરમાં એવુ શુ છે કે જેથી ગાડી ચાલેછે ?
  ૩ રેહેવાના ઘરમા એવું શું છે કે જેમા પખશીઓ વસેછે.
  ૪ રૂના સાંચામા એવું શું છે કે જેમાથી પોલીસ મારા ટર નીકલેછે.

---

### ખોલાસો ગઇ વેલાનો.

૧—બે રીટ પોહલો.
૨—૧ કાંઇક તે સદા નજરની અંદરછે.
  ૨ કાંઇક તે સદા મેહેનતની અંદરછે.
  ૩ કાંઇક તે સદા તાપની અંદરછે.
  ૪ કાંઇક તે સદા ગમગીનીમા રેહેછે.
૩—પવનચકી.
૪—પારસી અનજુમનના ફંડના ટરસટીઓ.
  ૧ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ.
  ૨ ખરશેદજી ફરદુનજી પારખ.
  ૩ દીનશાહ માણેકજી પીટી.
  ૪ મેહેરવાનજી ફરામજી પાંડે.
  ૫ હીરજીભાઇ હોરમજજી રેડના.

---

### પ્રભાતમાં પ્રભુ સ્મરણ કરવા વિશે.

દોહરા.

પ્રભાતના આ કાળમાં, ધરં કરમાં જપમાલ;
* ઉભય અર્થ એથી થશે, અલીદાદ તતકાળ.

રાગ પ્રભાતી.

"મલી માતને તાત પ્રભાતમાં પુત્રીને સુણુ કહે વાત
ગઇ રાત વીતી"—(એ ઢાલમાં.)

યાદ કર ઇશને ઉઠ અલીદાદ તું, બામદાદ સમયે સરસ જાણી;
ભુલથી જે થયું હોય ગૈ કાલમાં, માંગ માફ અપરાધ યાદ આણી. (ટેક)
રવિ પધાર્યાતણી આંભજ વધામણી, જોરમાં કુકડા સ્વર ઉચારે;
તોય ઉઠતો નથી કાલ આ ઉમદા, કેમરે ગાફલે થઇ ગુજારે.
કાગ ચકલી અને અન્ય પક્ષિ જાણિયા, ઉગતજી સોર સુણુ ધ્યાન આપી;
સમજ, પ્રાણી સરવ, ધી વગરના ઉઠયા, કેમ ગૈ તને મુરખાઇ વ્યાપી.
મનન કર મન વિશે, સરવ પ્રાણી મધે, સરસ તું, એમ કેણે બનાવ્યું;
મેરબાન એવા ઇશમાં લેશ તેં, યાદ કરી ધ્યાન નહી લગાવ્યું.
રાગ પ્રભાતીમાં ચરીત્ર પ્રભૂ તણા, સમરણ કરી ગા ગોઠવીને;
લિલા પરમેસ્વરી, હમણાંધિ સ્વરછથી, પેખવું, આણજુક ઓલવીને.
તિમિર તમામને કેવલ ક્હાડવા, રવિ મહારાજ નજદીક આવ્યા;
ઉમદા આપવા સનમાન તેમને, દેખાવ સુપ્પ દદશે રચાવ્યા.
પૂરવ દિશા જાણી દેખ દ્રષ્ટી ધરી, રમણીક દરશાય લાલ કેવી;
પૃથવી નારીએ † પ્રાચિ દિશિ નાકમાં, નથ ધરી ઉપમા અપાય એવી.
અદર્શ આકાશમાં સરવ તારા થયા, પામ્યો વળી શશી જ્યોત ઝાંખી;
નીંદને તો ઘણું છાંડતો પળ નથી, શું કહું સમજુને અધિક દાખી.
હેમકાંતી ટલી, જે રૂપામાં મળી, દીપક સ્થીતી દરશાય એવી;
ભાનતો પણ નથી, પિંડભાનું ‡ પધાર્યાં, બારે અંઘા હજુ કહું કેવી.
આદમી શ્રેષ્ઠછે, સરવ પ્રાણી મધે, કાલ આ તેમ ઉતકૃષ્ટ જાણો;
ઉભય સાધન થકી મુકતી ફળ કાડવા, મુકતી હમેશાં આ પ્રમાણે.
ક્રોધથી શું કહું બિછાનું છાડતું, હવે શુધ સ્વ અરથ સાધવાને;
કોઈ પ્રકારની હોય ખામિ બુધમાં, તો ઉપાય કહું સુધારવાને.
ઠંડ ને લાગવા, સાફ તંન કરતાં પ્રભાતમાં, પ્રભુ ભજયા અગાડી;
જળ ગરમ કરીકે, તન વળી, મન વિમળ કરવા ઉપાય તું સુણુ અનાડી.
કાલાચ મુખથી વિનામ પામીને, પરગટિયો પેખ આભાસ એવો;
જનીત દુરગુણ થકી, પાપ પ્રાપત થયો, ટાળવાને ઉપાય સુણુ એવો.
યાદ કર ઇશને ઉઠ અલીદાદ તું, બામદાદ સમયે સરસ જાણી;
ભુલથી જે થયું હોય ગૈ કાલમાં, માંગ માફ અપરાધ યાદ આણી.
કવી અલીદાદ.

---

* ઉભય એટલે બંને દુનીઆ તથા પીનતો.
† પ્રાચી એટલે પૂરવ દિશા.
‡ ભાનું એટલે સુર્ય.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ.—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, ના૦ ૯ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૭ મું. માર્ચ ૧૮૭૩ આંક ૩ જો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

—oooo—

### એક વારતા.

### પરકરણ ૭૫ મું.

હવે બેહેરામશાહ શેઠનો બારીક વખત આવયો ખરો. મનજીભાઈના વછફામા બીચારી પીરોજ સાથ કારજ કરવાને બાર કલાક ગયા નહી તેટલાંમાં એક પારકી સ્ત્રી ઉપર હાથ ઉંચકવાની અચકચારી કરવા માટે હજી સુધી તેને પુરતો પસતાવો થયો નથી, પણ હવે પસતાવાનો વખત આવયોછે.

પોતા સાથ કારજ થયલુ એવી અબલા તરફ બેવફા અને બેહા થવાની શીખસા તેને હજી સુધી મળી નથી, પણ હવે તેને ઘટતી શીખસાએ પોંહચાડવાનો તથા બીચારી પીરોજનુ વેર વલવાનો વખત આવયોછે.

પોતાની આવી બેહાઈ છતાં, પીરોજની ના મરજી છતાં, તેણીના બાપના ફાંટાનો લાભ લઈ, તે બીચારી કુમલીનાર સાથ પરણવાનો દાવો હજી સુધી તેણે છોડયો નથી, પણ હવે તે દાવો છોડી દેવાનો વખત આવયોછે.

તેણે ખરેખર જોતાં કોઈ સ્ત્રી ઉપર હાથ ઉંચકયા નથી; તેતો મરદ સીના પોશાકમા હતો; પણ તેથી શું થયુ? તે બદફેલતો ઠરયો ખરો, તેનાં દીલનુ પાપતો માલમ પડયુ ખરૂં, તે સારી દોલાના દીલમાં હોવાથી બેહેરામશાહનો ગુનાહ કાંઈ ઓછો થતો નથી.

માટે હવે એવા એક પાપીથી બીચારી પીરોજનો છુટકારો કરાવા, જાંહાંગીર જંગી જેવા જવાન જોરેમંદ, અકલમંદ, સમજુ અને શાહાસીક પુરૂશ સાથ તેણીના લગનનું ચોકઠું બેસાડી આપવાનુ કામ કોઈ પણ રીતે વાંધા ભરેલું નથી.

એ કામનુ બીડું પીરોજની તરફથી, તેના બનેવી જીવણજીની ઉસકેરણીથી, જાંહાંગીર જંગીની પરવાનગીથી, ઠોલીયા રૂસતમ આગાએ તથા મશખેરા પુણેમચંદ વકીલે ઝડપીઉંછે, તેમા તેઓ કાંઈજ નહી પણ ગોયા એક ધરમનુ કામ સમજેછે, કસાઈને બારણેથી એક ગાએ છોડવવા જેટલું પુન સમજેછે.

એ ધરમ કરવાની તેમની રીત એવી છે કે તે જાણે કદાચ આપણ સરવે એકમત થઈશું નહી. એ રીત એવી છે કે આપણ પોતે કદાચ તેમ કરીશું નહી. તોપણ એ રીત નઠારી અથવા નીચજ છે એમ પણ છાતી ઠોકીને કહી શકશું નહી.

કોઈ પણ કામ કરવાની જુદાં જુદાં માણસોની રીત જુદી જુદી હોયછે. એક સવભાવીક અથવા સમજુ માણુશ જે રીતે તે કામ કરેછે, તેથી જુદીજ રીતે એક મગરૂર અથવા મીજાજી માણુશ કામ કરેછે અને ઠોલીયા તથા મશખેરાઓની રીત તેથી જુદીજ હોયછે.

પણ વળી એવુંબી બનેછે કે ગંભીર અથવા સવભાવીક માણશની રીતથી જે કામ નથી પાર પડતું તે ઠોલીઆ અથવા લફંગાઓની લફંગાઈથી પાર પહોંચે અને જો તેની મતલબ સારી હોયતો તે કામ ખરાબ લેખે કદાચજ ગણાયછે.

એવીજ કીસમનુ કામ રૂસતમ આગાએ તથા પુણમચંદ વકીલે નીરદોશ પીરોજને ખાતર માથે ઉઠાવયુંછે તેઓના સંપથી પીરોજ વાકેફબી નથી. તેઓની હીકમતી યુકતીમાં તે બીચારી સામેલ પણ નથી. તેના મદદગારો પોતેજ તેની તરફથી મદદ કરેછે. અલબતાં એમા ભોલા દોલાથી પેરલે જે મદદ બની ગઈ, જેથી આ સાંધન સંધાઈ ગયાં તે આપણ ભુલી જઈશું નહી.

દોલાએ ભોલાં દીલથી રૂસતમ આગા આગળ વાત કીધી, રૂસતમે પુણમચંદ વકીલ આગળ વાત કીધી અને પરીનામ એ નીપજયું કે હીરાં ભરૂચીને તથા તેના ભાઈને લાલચ આપી પોતાની સંફમાં લીધાં પછે, રૂસતમે પોતે હીરાંનાં બાપનો તથા પુણમચંદે તેની માનો વેશ લીધોછે.

અને હવે તે કેટલું પાર પડયું તે આપણ થોડા વખતમાં જોઈશું.

બેહેરામશાહ પેલા મોદીના મનજીભાઈને ઘરથી ગુસાનું દોલ ઘાલો તથા તે પેલાને દમ ભરાવી નીકલયો તથા પોતાને ઘર ગયો તારથી તે અતાર સુધી તેના જીવને ચેન પડયું નથી. તેમજ વળી તેના જવા પછે મનજીનાં ઘરમાં ભોલા દોલાથી જે ખોલાસો થયો તે ખોલાસાની પણ તેને ખબર નથી.

તે હજી સુધી એમજ ધારેછે કે તે ખરેખર હીરાં ભ

રૂચી તરફ બદફેલી ચલાવા ગયો હતો, પણ જારે એ વાત સાબેતી અને પુરાવા ઉપર આવી, તારે હીરાં ભરૂચી ઘરમાંથી મળી કેમ નહી આવી, બલકે તે મુદ્દલ સાંજની ઘરમાં આવેલી નથી એવું તેને કેમ કેહેવામાં આવ્યું તેની તેને સમજ પડી નહી હતી.

તોપણ તે ખુશી થતો હતો કે છતે વાંકે મનજીભાઇના વજીફામાં તે પોતાને નીરદોશ ઠરાવી શકયો હતો, પીરોજની ફરીઆદને તે ખોટી ખતાવી શકયો હતો અને ખંરાંનું ખોટું કરી એવી બાઆબરૂ સાથ તે પાછો ફરયો હતો કે તેને તાંહાંથી ફરી નોતરૂં વટીક આવયું હતું.

પણ આ શંતોશ અને ધીરજ વચે તેને ઘણી ઉદાસી અને બેચેની હતી. રખે તે રાતની વાત બાહાર જાય, રખે તેના ઘરમાં તે વાત જણાય, રખે તેની મોટી મોટી છોકરીઓ અને છોકરાઓના કાંન ઉપર એ વાત આવે, રખે તેની ફજીઅતી થાય તે વીશે તેને મોટો દર હતો.

પીરોજ સાથનું પોતાનું કારજ વટીક હાલ તરત તે પોતાના ફરજંદોથી છુપું રાખવા માંગતો હતો. તેના બેટા બેટીઓ પોતાના કરતાં નાહની વએની મતરાઇને ઘર ઉપર રાજ ચલાવતી રાંણી તરીકે આવતી જોવાને કદી ખુશી થાય નહી. જો તેઓ એ વાત આગમચથી જાંણેતો કદાચ સામાં થાય, કદાચ ઘરમાં ગોધીઆરૂં કરી મેળે, સઘલી ધારણામાં ધુલ ભરે, માટે તરત વેળા તેને અખાડાજ કરવા હતા.

પણ હઇડાંના દંખ કેવા જબુન હોયછે!

બેહેરામશાહને આખો દાહાડો કાંઇ ભાવયું નહી હતું. તેણે આખો દાહાડો ફીકર અને ધાસતીમાં ગુજારયો હતો. તેણે આખો દાહાડો મોહડાંપર અન મેળયું નહી હતું. તેની ભુખજ મરી ગઇ હતી.

મનજીના ઘરમાં પાછલી રાતે જારે તે ધાસતીનો મારયો હીરાં ભરૂચીને શોધવા ગયો તારેજ જો તે તેને મળી હતેતો અતારે આટલી ધાસતી અને ઇનતેજારી નહી રેહેતે. તેજ વખતે હીરાંને લાંચ આપી તેનું મોહડું દાબતે, તેને ફરીઆદ કરતી બંધ પાડતે, તેને સાંમું પોતાનું નીરદોશપણું સાબેત કરવાનું હથીઆર બનાવતે.

પણ હીરાં તેને મળી નહી એ તેની ધાસતીનું મુળ કારણ હતું. તે નહી મળી એટલે તેની આડી અવળકયારી જાણનારો એક શાખસી દુનીઆંમાં રહયો એવું તેને લાગું. તેના મનમા તેથી તરેહવાર વીચારો ઉભા થયા કીધા. જાંણે તેને ઇનસાફને માટે ઉભો કીધોછે, જાંણે શુંદર પીરોજે તેના ઉપર બદફેલીનો વાંક મેળયોછે, જાંણે લુચી હીરાં ભરૂચી તેની શાખસી આપેછે, એવા આકારે તેના ચડેલાં મગજમા આવયા કીધા.

તેના ઘરમાના માણુયો તેની ગમગીની ચેતી ગયાં, તેઓએ તેની ઉદાસીનું કારણ પુછયું અને બેહેરામશાહે એવું બાહાનું બતાવયું કે તેનો માનીતો મીતર મનજીભાઇ જાંહાંગીર જંગીના મારથી માદગી ભોગવેછે, માટે તેને ઘણી ઇનતેજારી લાગેછે. આ બાહાનું એવું હતું કે રાતના મનજીને વજીફે પાછો જવાનું બાહાનું પણ તેમાંજ સમાઇ ગયું હતું.

અને એમ કરતાં રાતબી પડી તથા તાંહાં જવાનો વખત પણ આવયો. જે ઘરમા પોતે બદી વીચારેલી, જે ઘરમા થોડી ઘણી ફજીએતી થઇ ચુકેલી, તે ઘરમા પાછો જવાને તે શરમાયો નહી એ જેમ એક હાથ ઉપર તેની મોટી મુરખાઇનો તેમ બીજા હાથ ઉપર તેની બેહદ બેહાઇનો દાખલો છે.

તેને શંતોશ એટલોજ હતો કે તેના દેવાના મીતર મનજીભાઇએ જે ચીઠીથી તેને બોલાવયો હતો, તેમા તેને સાફ લખયું હતું કે "રાતની બાબતનો વધુ ખોલાસો મળયો છે, તમારા દુશમન ઉંધા પડયાછે કેમકે તમો ઉપરનું તોહોમત ખોટું પડયુંછે." આ પરમાણેના લખવાથી તેના દીલમા ખુશીની ગીલી આવતી હતી, અને જોકે ઘેલા મોદીની ભોલાઇ ઉપર તે હસતો હતો, તોપણ પોતાના સારાં નસીબ ઉપર તે હરખાતો હતો.

માટે હવે બેહેરામશાહાએ પોતાનો માફો જોડાવયો અને સાંજના બતી થવા પછે તે ઉમરેહદવેના પોતાના મકાનમાથી ખણખણતા ઝાંઝરવાળા બલદોની પીઠ ઉપરના રંગબેરંગી અને રેસમી ઝાલરો તથા પદડા સાથના માફામા બેસી નીકલયો.

---

## પ્રકરણ ૭૯ મું.

બેહેરામશાહનો વાટમા ઘાટ ઘડનારી પેલી ચંડાલ ચોકરી તેને માટે તઇઆર ઉભેલી હતી.

ઘેલા મોદીને ઘર જતાં રસતામાજ એક એકાંત જગોએ જાંહાં સુરતની મોટી આગમા બલી ગયલાં એક આખા મોહલાની ભાગી પડેલી ઇમારતો, તેમા વસતાં વનવાઘલાં અને પગ દુબે એટલી ધુલ સીવાએ બીજું કાંઇ નહી હતું, તેવાં છઠાં ખુણામા રૂસતમ આગો, પુણમચંદ, હીરાં ભરૂચી અને તેનો ભાઇ ભેગાં મળયાં હતાં. એ કાફલાનો તમાશો જોવાવના જીવણજીનો જીવ રહયો નહી હતો, માટે તે પણ અમસથો આવયો હતો.

હીરાં ભરૂચી અને તેનો ભાઇ "ભાપ ભેરામ" તો ખરે ખરાબ હતા. હીરાંનો બાપ "ઓમલો" અને મા "કુમલી" ખોટાં હતાં. તેતો રૂસતમ અને પુણમચંદ હતા, પણ હવે નીચલી વારતામા આપણ તેમને હોમલા અને કુમલીને નામેજ ઓળખીશું.

ભરૂચી ભાશામા કેમ બોલવું તેની થોડો વખત અજમાશ લેવામા રૂસતમ અને પુણમચંદે વખત ગુજારયો નહી એટલામા બલદીઆઓના ગલાં માહેલી ઘાંટરડાના ખાશ આવાજથી બેહેરામશાહનો માફો આવી પોહોંચવાની ચેતવણી મળી અને તુરતજ સઘલા ઉભા થયા. હોમલો અને કુમલી એક બાજુએ થયાં, બેહેરામ અને હીરાં બીજી બાજુએ ઉભાં, તથા જીવણજી એક ભાગેલી દેવાલ પછવાડે ભરાઇ ગયો.

જેવો માફો આવયો કે સઘલાઓએ બુમો પાડી માફાને ઉભો રખાવયો, અને બેહેરામશાહ જોઇને તદન હેબતી ગયો કે જે હીરાં ભરૂચીથી તે બીહીતો હતો તેજ હીરાં તરણ ચપરખંદાઓ સાથ તાંહાં હાજર હતાં. તેમાના બે મરદ હતા, પણ એકતો ભરૂચી બઇરી હતી.

હીરાંએ જારબેજાર રડવાનું ડોળ ઘાલયું હતું, હોમ

લો અને કુમલી જાને તેને ગાળો દેવા તથા મારવા પડયાં હતાં અને તેટલાં બેહેરામ જાને માફો અટકાવાપર રોકાયલો હતો.

હીરાં બુમો પાડતી કે "હો ! બાપ ! હો બાપ ! હવે બસ કર. મને માફ કર. હો બાપ, મારો વાંક કાંઇ નથી."

"ચપ રાંડ કાલા, રાંડ કજાત, ચપ, જા, બેરામશાહની સાથે પરણી જા, તું મારી દીકરી નહી તું જા." આમ કહી વળી હોમલાએ હીરાંને બે તરણ ધમકા લગાવયા.

અને હીરાંની બેટી માં પણ કાંઈ હટી નહી. કુમલીએતો હાથમાં સપાટ ઉંચકી હીરાંના બરડા ઉપર સપોસપ લગાવા માંડી હતી અને બોલતી ગઇ કે "તું મરે મારે પેટે પેદાની પડતી. તું મરે બસતે ગઈ, તારા ચારમતું ઓટું ખાઉં. તું જનમી તારજ તારૂં મોત નહી આએવું !"

પણ વળી હીરાં બચાવ કરવા લાગી કે "હો ! માહેજી, મારો વાંક નથી. બેરામશાહે ગેલાઇ ચલાએવી તેમાં મને શું કેવોછ ?"

પણ હોમલો ને કુમલીતો જાણે ખુનપર ચઢયાંછે. તેઓ બોલયાં કે "કાંઇ નહી, બેરામશાહજી આએવાછ, ને અવે આપણ પુછીશું."

બેહેરામશાહ તરત પામી ગયો કે ધાર મારા ઉપર છે, માટે તેણે જરા ધરપચ કરી ગાડી ચલાવા માગી. "હેં, હે, ગાડીવન તું એ ગાડી કાંએ ઉભી રાખેછે ? ચલાવ, નહી તો લાત મારી ઉરાડી નાખશ."

પણ હીરાંનો ભાઈ બલદીઆની જુસરી ઝાલીને ઉભેલો હતો. તે દબરાવીને બોલયો કે "શું ચલાવ ? ગાડી નહી ચલાશે. બચાજી ચલાએવી કેની તો જીવ ગીઓ એમજ જાણ હો."

બેહેરામશાહે હજી જરા ભપકો રાખયો. "ચાલ બાપુ ખીસ; રસતામા ગાડી સાંની રોકેછે ? તું જાંણેછે હું કોણ છઉં તે ?"

"હરે જાએણો જાએણો" બાપ બેરામ બોલયો. "જાએણો કે તું મોટો માતબર છે. પણ મોટો હશે તો તારે ગેરનો, સમએજો ? સાંનો દમ ભરાવેછે ? તું કોણ કે મારી બેણપર નજર લગાડે ? બચા તારી મોટાઈ અમણાં અવડી નીકલશે."

બેહેરામશાહની છાતીતો ધરક ધરક થતી હતી, પણ તોબી તે હીમત રાખી સાંમો થવા ગયો. "એ ચોટા તું શું બકેછે ? તારી બેહેન કોણ ને હું કોણ ! ચાલ ગાડી જવાદે."

"નહી જવાશે, નહી જવાશે. આંખ ફોડીને સાંમે જો. બીચારાં મારાં મા બાપને ગરડે ગડપણ તું ચંડાલે કેવાં ગાએલ કએરાં. જો બીચારી મારી બેણ કેવી રડેછે ! બેરામશાહ શેઠ હવે જવાબ દેવો પડશે. તારૂ સતીઆનાશ થાય. તું શેઠીયાનો થતો મરે. તારા જેવાન શેઠીયા હોય કે ?"

બેહેરામશાહ શેઠનું દીલ હવે ખુબ લપાં લેતું હતું, પણ હજી તેણે જરા દીલ ધારૂં રાખી ગાડીવન ઉપર પોતાનો કરોધ કાહાડયો. "કેમ રતના ગાડી ચલાવેછે કે નહી ?"

"પણ છાબ અછરા ધરીને ઉભોસતે ? ખીછની બાઇ ખીછની."

"શું ખીછની શું ? અરે અમના તારી ખીચરી થઇ જશે. સમએજો ?"

"બચા રતના, રસતામા લુટારા એવા ઘણા મળેછે, તું ચાબુક લગાવ ને ગાડી હાંક."

"શું બોએલો ? એ શું બોએલો ? હું લુટારો ? ચાબુક લગાવેછે ? લગાવ જોઉં." આમ કહી હીરાંના ભાઇએ તરણ ચાર થેંસા બીચારા રતનાને વગર વાંકે લગાવયા અને પછે તેના હાથમાથી કોરડો લઈ બેહેરામશાહના દીલપર ઘસયો તથા તે શેઠનેબી બે ચાર ફટકા ઝુહુરી કાહાડયા !

આ સઘળું આગમચથી કરેલા એકસંપ પરમાણેજ હતું. હવે જાંને ચાબકાના આવાજથી બેહેરાંમશાહના માફા આગળ હીરાં તથા તેના મા બાપ દોડી ગયાં અને હોમલો "શું છે ? શું છે ?" કરી પુછવા લાગો.

કુમલી વળી જાણે પોતાના દીકરાને ધમકાંવા લાગી. "ધીકરા બેરામ, ધીકરા બેરામ, એમ મીજાજ કાંએ ખોઇ નાએખો ? આખર કરે પણ એ શેઠલોક પએરા."

"શું શેઠ લોક ? અરે મુવા એ શેઠ લોક. મારી સુના જેવી બેનની આબરૂ લુઇટીને મને કેવા લાએગો જે તું રસતાનો લુટારો છે."

હવે જાને હોમલાએ મીજાજ ખોહયો. "શું આપણને લુટારા કહયા ?"

આમ કહી હવે તે (હોમલો) માફા ઉપર ચઢી ગયો અને બેહેરામશાહ તે જોઈ એકદમ ઘભરાઇ ગયો. તે અતાર સુધી દમામ કરતો હતો, પણ હવે પોતેજ ઠંડો પડી ગયો. તે બોલયો કે "અરે ભાઈ, ભાઈ, મારોથી ગુસામાં બોલાયું હોય તે માફ કરો."

હોમલો પણ હવે જાંને ઠંડો પડી ગયો હોય તેમ બોલયો. "હં ! અવે કેવા સારા લાગોછો. શેઠ અમે લુટારા નથી, પણ તે બોલવા માટે શેઠ તમો માફ માગોછો તો અમે માફ કીધું."

"મેહેરબાંની થઇ." બેહેરામશાહ ખુશીથી બોલયા. "ચાલ રતના ગાડી ચલાવ."

"નહી" કરીને તરત હોમલાએ બુમ પાડી.

"ગાડી સાંની ચલાવે ?" એમ કુમલી પણ વચે પડી.

"અરે પણ બાપુ, તમો લોક મને કાંએ રોકોછો ? મારી જોડે શું માગોછો ?"

"માંગે ? અરે તારૂં ખુન કરશું ? ગુનેહગાર તારૂં ખુન કરશું ? અમે ગરીબ છઈએ તેથી તું શું અમારી લાજ લેશે કે ? જો બીચારી મારી બેન કેવી રડેછે !"

વળી હોમલો જરા દાહયો થયો. "ધીકરા બેરામ, વળી તું તાતો થયો ? શેઠ લોક સાથ એમ વાત નહી કરીએ. જો ફરી એમ અપમાન આએપું તો હીઆં તુંને ઉભો નહી રાખશ. હાય ! એતો જે બએનું તે આપણા નસીબ. ખોદાએ આપણને ગરીબ બનાએવા, તેથી મોટા લોકોથી ખમવાનું તો ખરૂં."

વલી કુમલીએ ટેકો આપયો. "આપણી ધુકતીજ પાધરી નહી, પેહેલો વાંક તેનો તારે કે ?"

"પણ તમે લોકો કહો શું ? સમજાવીને કહો નહી તો મને જવા દો."

"આમ કર્યો તારે મને બહુ ગુસો લાગ્યેગો. તમે જાણુતા નથી ? હું કઉંછ કે મારી બેણુ તમારે નામે રડેછે ?"

બેહેરામશાહ જાણુવા ચાહાતો હતો કે હીરાં ભરૂચી પોતે તોહોમત મેળવામા સામેલ છે કે નહી.. માટે તે કાનપર હાથ મેળી બોલયો કે "ભાઇ તારી બેહેન કે બાઇને હુ નથી ઓળખતો ને હું કાંઇ નથી જાણુતો."

હવે હીરાં ભરૂચી વંટોલીઆની મીશાલે તફડતી નીકલી આવી. "શું ભોગ્એલો ? શું ભોગ્એલો ? તું મુવારે ભેરામશાહ, તું બસતે જાય રે ભેરામશાહા, મુઆ તું ફરી જાયછ, મુઆ મારો વાંક નહી, વાંક તારો ને તું મને નથી ઓલખતો ! મુવા——"

હીરાં ભરૂચીએ આ પતેત એટલી ચલાવી અને વળી એવાં મોટા સાદે કે બેહેરામશાહને ભડકાવી મેળવા સારૂં તે બસ હતી. તેણીને બંધ કરવા સારૂં તે તરત વચે બોલી ઉઠયો કે "હીરાં, હીરાં, તું છે કે ? મુગી રેહ. હીરાં મોટે ના બોલ. તારે પગે લાગું છઉં, તું મારી ફજેતી ના કર. હું વાંક કબુલ કરૂં છઉં. નાપાક હેરેમનની તે રાત હતી, અને સેતાન ચોઘડીયાંમાં મારેથી હાથ લાગી ગયો. વાસતે મને માફ કર, તમે કહો તે બદલો આપું, પણુ તમો લોકો મને માફ કરો અને મને જવાદો."

જીવણુજી દેવાલ પછવાડે ખુશખુશ થવા લાગો કે આ નીચ નજરના શેઠીયાને સપડાવાનો સંપ ઘણો ફતેહમંદ ઉતરેછે. આવે વખતે તેને શુંદર પીરોજ યાદ આવી, આ હીચકારો પીરોજનો ખાવંદ થવાને કેવો નાલાએક છે, તે યાદ આવયું.

પણુ આગમચથી કરેલા સંપ મુજબ હીરાંના ભાઇએ હવે વધારે દમામ ચલાવયો. "શેઠ, બદલો શું ! બદલો એજ કે તમે આબરૂદાર ઓરતોની આબરૂ લુટોછો, તેમ અમે તમારી લુટશું; તમારો જીવ લેશું, તમારૂં ખુન કરશું, એજ અમારો બદલો."

આટલું કહી ભાપ ભેરાંમે ગજવામાથી એક મોટી છુરી કાઢી અને તેની ધારને એક ફતર ઉપર ઘસવા લાગો અને બેહેરામશાહ તે જોઇનેજ ટાટ થઇ ગયા.

હોમલો વળી જાને કે પોતાના પોરેઆ ઉપર કંટાલી ગયો. તે દાંતીઆં પીસીને બોલયો કે "અરે અરે અવે આ ધુકતાને શું કરૂં ! હું કઉંછું કે મુગો મર તો વધારેને વધારે બોગ્એલો જાયછે. મુક, અતરઘડી મુક. જો આપણુને ઇનસાફ નહી મલેતો શેવટે એતો છેજ."

તરત હીરાંનાં ભાઇએ હાથમાથી છુરી છોડી દીધી અને હોમલાએ બેહેરામશાહને અરજ કીધી કે ગાડીમાથી ઉતરવું કે જેથી ધીરજથી વાત કરવાને બની આવે.

---

## પરકરણ ૭૭ મું.

લથરતા, થથરતા પગે બેહેરામશાહ માફામાથી ઉતરીને હોમલા તથા તેના આ ઉભાં કરેલાં કુટંબ સાથ રસતાની એક બાજુએ ચાલયો અને તાંહાં ધુલ તથા મટોડાંના ઢગ વચે ફતરા ઉપર બેશીને તેઓ વચે વાતો ચાલવા લાગી.

હોમલાએ ઠંડેપેટે બેહેરામશાહ શેઠને ફરમાશ કીધી કે અગરજો તેવણુ હીરાં ભરૂચી સાથ પોતાના લગન કરેતો આ વાંક સઘળો ઢંકાઇ જાય અને હીરાંના મા બાપ ખુશહાલ થાય !

આ દરખાસત બેહેરામશાહ કેમ કબુલ કરે ? તેની ઉમેદતો કદખુદાઇમાં પીરોજનો હાથ મેળવવાની હતી. તે પીરોજના બાપને કોલ આપી ચુકયો હતો. વળી હીરાં ભરૂચી જેવી હલકી પદવીની અને નીચ વરગની ચાકરડી સાથ બેહેરામશાહ જેવા શેઠીયાના બીજી વખતના લગન થાય એ વીચારજ તેને કમકમાટ ઉપજાવનારો થઇ પડયો.

પણુ તારે બીજી કોઇ રીતે રાજી થવાને હીરાં ભરૂચીનાં ખોટાં માંબાપે ના પાડયું. તેઓએ સાફ કહયું કે તેઓની દીકરીની આબરૂ તેઓએ કાંઇ બજારમાં વેચવા મુકી નથી કે ખોલાં અને જાહેર લગન સીવાએ બીજી કસી લાલચથી તેઓ આગલી રાતનો માઠો બનાવ માંડી વાલે.

આ બાબતમાં પેહેલાંતો સમજાવત ચાલી, પતાવટ ઉપરથી હોજાતોજી થઇ અને એકવાર ફરી તેઓ વચે મોટે સાદની વઢાવઢ તથા કલેશ જાગયો. આ સરવ તેઓએ હાથે કરીને આણુયું હતું કેમકે તેમની મતલબ જીવણુજીને હવે વચે બોલાવાની હતી અને તેને વચે પાડવાનો હવે વખત થયો હતો.

આગમચથી કરેલા સંપ મુજબ હવે જીવણુજી જાને કાંઇ જાણુતો નહી હોય તેમ ફરતો ફરતો આવી લાગો. તેણે બેહેરામશાહને જોઇ ઘણી અચરતી બતાવી. તેણે તેના ઉપર હીરાં ભરૂચી સાથ છુપો સંબંધ રાખવાના તોહોમતો મેળયાં તથા તે સંબંધને લીધે હીઆં હાજર થઇ બીચારી પીરોજને બેવફાઇથી રોરવવાનું બોહોતાંન મેળયું: એટલુંજ નહી પણુ હીરાંના માબાપ તથા ભાઇ પણુ હવે જીવણુજી આગળ ફરીઆદ કરવા લાગાં.

શેઠની ફજેતી અધુરી હતી તે હવે પુરી થઇ. પણુ આ વખતે નમનતાઇ પકડવા સીવાએ બીજો રસતો નહી હતો. માટે હવે બેહેરામશાહ જીવણુજીને એક બાજુએ લઇ ગયો, તેણે એ આવતી વખતના પોતાના સાહાકુના પગ ઉપર પોતાની પાઘડી ઉતારી અને કહયું કે "આ વખત મારી આબરૂ જાયછે, તે બચાવવાનુ તારા હાથમાં છે. કાંઇબી કરીને આ હલકાં ને હીનાં ચાકરડાંઓને સમજાવી તું તેઓને મારીથી દુર કર; તેઓને ગમે તે લાલચ, ગમે તે બદલો અપાવશે તે હું આપશ, પણુ આ ફજેતીને અટકાવ."

આ કામ જીવણુજીએ ઘણી વડાઇ અને મોટાઇ સાથ માથે લીધું. તેણે એવું દેખાડયું કે જાને હોમલો તથા કુમલી પણુ પોતાની દીકરીની હોરમતને લગતી આવી એક બાબતમાં બેહેરામશાહ સાથ મોહડે મોહડું સમજુતી કરવા ચાંહાશે નહી. એ રીતે બેહુ બાજુની જાંને જરૂરી આત સમજતો હોય તેમ ડોલ ઘાલીને હવે જીવણુજી એક લવાદ તરીકે વચે પડયો અને બેહેરામશાહને એક ગમ તથા સાંમાને બીજી ગમ બેસાડી તેઓના વાંધાનો ફડચો લાવવાના કામમાં રોકાયો.

હીરાં ભરૂચીની પખશવાળાંઓ સાથ તે કાંઇ નવો નહી હતો, આ સઘલું આગળ કરેલી છુપી ગોઠવણુનો એક ભાગ હતો, માટે હવે તે સંપનુ શેવટ લાવવાનુ જીવણુ

જીના હાથમાં રહ્યું અને તે શેવટ તેમને મનૂમાનતું તેણે લાવી આપયું.

પેહેલાં તો તેણે બેહેરામશાહને ખુબ બીહીવાડયો કે "એ લોકોતો કબુલ નથી કરતાં. બસ એ લોકો તો હીરાંને તમારી સાથ પરણાવા માગેછે, નહીતો કે તમારી રૂસવાઈ કરવાં માગેછે." વળી બીજીવાર આવી તેને બીહીવાડવા લાગો કે "હીરાં ભરૂચીતો એમ કેહેછે કે તમે જો એની સાથ નહી પરણોતો બીજી કોઈ સાથ નહી પરણુવાના સપત આપો તારે એ તમારી ઉપરનો પરણુવાનો દાવો જતો મેળે" આવી રીતે બીહીવાડી બીહીવાડીને પછે આ લવાદે તેને કોલકરાર કરવાની ફરજ પાડી, તે કરાર નીચે મુજબ હતા—

"પેહલું—બેહેરામશાહએ ઘેલા મોદીના મનજીભાઈને તાંહાં જવું નહી, પણ પાછો પોતાને ઘર જવું; બીજું—તેણે શુંદર પીરોજ સાથ પરણુવાનો દાવો કરવો નહી, પણ તે નાજનીનની નારાજી ઉપરથી તેણીની સાથની સગાઈ તોડી નાખવી. અને તરીજું—તેણે પોતાની ચાલના પસતાવા તથા દંડ તરીકે હીરાં ભરૂચીને રૂ૨૦૦૦) ની રકમ આપવી."

આ કોલકરાર નકી થયા ખરા, પણ તે મુજબ ચાલવાનો સવાલ રહયો. કોઈ પણ રીતની જામીનગીરી વગર હીરાં ભરૂચી વાલાઓએ તાંહાંથી ખીસવા માગયું નહી.

બેહેરામશાહે બાહાનું કાહાડયું કે "જો ખડીઓ કલમ ને કાગજ હાજર હતેતો હું આ ઘડીએ તમોને કરાર લખી આપતે, પણ એ ચીજો કાંઈ આપણુ સાથે લઈ ફરીએ છઈએ ?"

પણ આ બાહાનું કાહાડી બીચારો બેહેરામશાહ પોતેજ ફસયો. કેમકે પકા પુણેમચંદે અને રૂસતમ આગાએ તે જગોએ આગમચથી ચેતીને લખવાની વસતુઓ પણ હાજર રાખી હતી અને જેવા બેહેરામશાહ શેઠના મોહમાથી ઉપલા સુખનો નીકલયા કે તે જીણસો તરત પેદા કરવામા આવી.

અંધારી રાતની પણ કાંઈ અડચણ નહી હતી. ગાડીનાં ફાંણુસ તઈઆર હતાં અને "ભાપ ભેરામ" જઈને તે બતી લઈ આવયો.

હવે કોલકરાર મોહડેનાજ નહી પણ લખેલા કરવાની, આ ફજીએતીખોર શેઠીયાને ફરજ થઈ પડી. ઘણી હુજત અને માથાકુટે અંતે તેની જોડેથી બે દસતાવેજો લખાવી લેવામા આવયા. અગર તેઓની મરજી મુજબનું લખાવી લેવામા બેહેરામશાહ એકબી વાંધો કાહાડતો તો દરએક સમજુતી ઉંધી વાલવાની દરએક જણની ધમકીતો છેજ અને એવી ધમકી તથા ધાંધલથી તેઓએ લીધેલા દસતાવેજ સઘલી પરકારે તેઓની મરજી મુઆફેકના હતા. તે દસતાવેજો નીચે મુજબ હતા—

"પારસી બેહેરામજી હોરમજ્જી ભરૂચા, જત તમારી બેહેન હીરાંબાઈ તરફ અમોએ જે ચાલ ચલાવીછે, તેના બદલામા જુકસાની તરીકે અમોએ તેવણુને રૂ૨૦૦૦) અંકે બે હજાર આવતી કાલને કાલ ભરી આપવા સહી અને અગરજો અમે તેમ નહી કરીએ તો આવતી કાલ પછે આ ચીઠીનો ગમે તેમ ઉપયોગ કરવાની તમોને છુટછે."

લા૦ બેહેરામશાહ માણકશાહ,
ઉમરે હટવાવાલા.

"નેકનામ, દોસત મનજીભાઈ—

"જત સેવક દલગીર છઉં કે કબુલાત મુજબ આજ રાતે અમારેથી તમારા મકાનમાં તમારી મુલાકાતે આવવાને બનશે નહી, તેમજ જાંહાંસુધી હમારી બેટી પીરોજબાઈની સાંજવારી થાય નહી તાંહાં સુધી હમારી તમારાં મકાન ઇઆ વછેરામાં તમોએ વકી રાખવી નહી. પીરોજબાઈ સાથ લગનનો ગાંઠ અને સાદીનો કોલ બાંધવાના તમારા સઘલા વીચાર છતાં, એ વીચાર ફેરવવાની શેવકને ફરજ પડેછે. કદરદાન દોસત, એનુ કારણ મને પુછશોના અને અગર પુછશો તો હું કેહેનાર નથી. એટલુંજ કહું છઉં કે આ ચીઠી રાજીખુશીથી લખી પીરોજને મોહરદાર બનાવાનો વીચાર હું રાજીખુશીથી તરક કરૂં છઉં, શબબ કે મારી એમાં ઘણી કસુર થઈછે અને બાઈ પીરોજને મારાથી જે ખમવું પડ્યુછે તેને માટે દુખી થઈ હું માફી ચાહું છઉં.

લા૦ તમારો તાબેદાર,
બેહેરામશાહ માણકશાહ."

આ છેલો દસતાવેજ ઘેલા મોદીને પોંહોંચાડવા અને પીરોજને વંચાવા સારૂં જીવણજીએ પોતાના સવાધીનમા લીધો. બીજા દસતાવેજને હીરાં ભરૂચીએ પોતાના કબજામા રાખયો અને એ રીતે હવે પોતાનું કામ સરનજામ ઉતારવા પછે તેઓએ બેહેરામશાહ શેઠને જવાની રજા આપી.

કેવું સાંટક ! જે દજણુ દજણુ નોકર નફરોને હુકમમા રાખતો હતો, તે આજે તેના વીચારવા પરમાણે પોતે હલકા ચાકર તથા ચાકરડીના હુકમ તલે આવયોછે ! જે ધણી કે શખાવતના કામમા દમડી નહી ખરચે એટલો બખીલ હતો, તેને પોતાની ચાલથી આજે બે હજાર રૂપીઆ કાહાડી આપવા પડયાછે !

પણ આ લોકો, અગતકરીને હીરાંના મા અને બાપ બેહેરામશાહ ધારેછે તેવા હલકા મજુરડા નથી, પણ તેતો તેની બરોબરીઆ હરીફ ધનજીશાહના વીસવાસુ મીતરો રૂસતમ આગો અને પુણુમચંદ વકીલ હતા એવું દેખાડવાવના તથા દેખાડીને બેહેરામશાહને વધારે ખીજવવા વના તેઓએ તેને જવા દીધો નહી.

જેવા ઉપલા દસતાવેજ બરાબર કબજામા લીધા કે તરતજ રૂસતમ આગો અને પુણુમચંદ બંને જણુ ખરખર હસવા પડી ગયા અને તેઓની આ અજાએબ ચાલથી બેહેરામશાહની તાજુબી હજીતો શરૂ થાયછે તેટલામાં પુણુમચંદે પોતાની સારી કાહાડી નાખી તથા રૂસતમ આગાએ પોતાનો મજુરનો સદરો અને સઘળો દેખાવ બદલી નાખયો.

અને હવે બેહેરામશાહે તેમને તેમના ખરા આકારમા પીછાણયા, પણ હવે તેનું શું ચાલે ! તેઓ હોમલા અને કુમલી તરીકે તેને અણુજાના હોવાથી તેને જેટલું ખશેઆનું લાગુ, તે કરતાં હવે તેઓ તેના આ જાણીતા શતરૂઓ માલમ પડવાથી તેને દસઘણું વધારે ખશેઆણું લાગું.

પણ હવે ખરેજ દુખી થઈને, રડમસ જેવા ચેહેરાથી મુગો મુગો ચાલી જવા સીવાએ તેનાથી બીજું કાંઈજ નહી બનયું.

દુશમનોએ તેને માર મારયો હુતે ને તે જેટલો ચમચમેઆ કરતે તેના કરતાં આવી રીતે દુશમનોએ લીધેલો દાવ તેને વધારે ચમચમયા કીધો. તેને બરડે પાણી ઉતરયું. તેને તાંહાંથી જવું ભારી પડયું.

"આમ કઓ તારે મને બહુ ગુસો લાગ્યેગો. તમે જાણતા નથી ! હું કઉંછ કે મારી લેણુ તમારે નામે રહેછે !"

બેહેરામશાહ જાણુવા ચાહાતો હતો કે હીરાં ભરૂચી પોતે તોહોમત મેળવામા સામેલ છે કે નહી. માટે તે કાનપર હાથ મેળી બોલયો કે "બાઇ તારી બેહેન કે બાઇને હુ નથી ઓળખતો ને હું કાંઇ નથી જાણુતો."

હવે હીરાં ભરૂચી વંટોલીઆની મીશાલે તફડતી નીકલી આવી. "શું ભોએલો ! શું ભોએલો ! તું મુવારે ભેરામશાહ, તું ભસતે જાય રે ભેરામશાહા, મુઆ તું ફરી જાયછ, મુઆ મારો વાંક નહી, વાંક તારો ને તું મને નથી ઓલખતો ? મુવા—— "

હીરાં ભરૂચીએ આ પતેત એટલી ચલાવી અને વળી એવા મોટા સાદે કે બેહેરામશાહને ભડકાવી મેળવા સારૂં તે બસ હતી. તેણીને બંધ કરવા સારૂં તે તરત વચે બોલી ઉઠયો કે "હીરાં, હીરાં, તું છે કે ! મુગી રેહ. હીરાં મોટે ના બોલ. તારે પગે લાગું છઉં, તું મારી ફજેતી ના કર. હું વાંક કબુલ કરૂં છઉં. નાપાક હેરેમનની તે રાત હતી, અને સેતાન ચોઘડીયાંમાં મારેથી હાથ લાગી ગયો. વાસતે મને માફ કર, તમે કહો તે બદલો આપું, પણુ તમો લોકો મને માફ કરો અને મને જવાદો."

જીવણુજી દેવાલ પછવાડે ખુશખુશ થવા લાગો કે આ નીચ નજરના શેઠીયાને સપડાવાનો સંપ ઘણો ફતેહમંદ ઉતરેછે. આવે વખતે તેને શુંદર પીરોજ યાદ આવી, આ હીચકારો પીરોજનો ખાવંદ થવાને કેવો નાલાએક છે, તે યાદ આવયું.

પણુ આગમચથી કરેલા સંપ મુજબ હીરાંના બાઇએ હવે વધારે દમામ ચલાવયો. "શેઠ, બદલો શું ! બદલો એજ કે તમે આબરૂદાર ઓરતોની આબરૂ લુટોછો, તેમ અમે તમારાં લુટશું; તમારો જીવ લેશું, તમારૂં ખુન કરશું, એજ અમારો બદલો."

આટલું કહી બાપ ભેરાંમે ગજવામાથી એક મોટી છુરી કાઢી અને તેની ધારને એક ફતર ઉપર ઘસવા લાગો અને બેહેરામશાહ તે જોઇનેજ ટાટ થઇ ગયા.

હોમલો વળી જાને કે પોતાના પોરેઆ ઉપર કંટાલી ગયો. તે દાંતીઆં પીસીને બોલયો કે "અરે અરે અવે આ ધુકતાને શું કરૂં ! હું કઉંછું કે મુગો મર તો વધારેને વધારે બોએલો જાયછે. મુક, અતરઘડી મુક. જો આપણુને ઇનસાફ નહી ચલેતો શેવટે એતો છેજ."

તરત હીરાંના બાઇએ હાથમાથી છુરી છોડી દીધી અને હોમલાએ બેહેરામશાહને અરજ કીધી કે ગાડીમાથી ઉતરવું કે જેથી ધીરજથી વાત કરવાને બની આવે.

---

## પરકરણ ૭૭ મું.

લથરતા, થથરતા પગે બેહેરામશાહ માફામાથી ઉતરીને હોમલા તથા તેના આ ઉભાં કરેલાં કુટંબ સાથ રસતાની એક બાજુએ ચાલયો અને તાંહાં ધુલ તથા મરોડાંના ઢગ વચે ફતરા ઉપર બેશીને તેઓ વચે વાતો ચાલવા લાગી.

હોમલાએ ઠંડેપેટે બેહેરામશાહ શેઠને ફરમાશ કીધી કે અગરજો તેવણુ હીરાં ભરૂચી સાથ પોતાના લગન કરેતો આ વાંક સઘળો ઢંકાઇ જાય અને હીરાંના મા બાપ ખુશહાલ થાય !

આ દરખાસત બેહેરામશાહ કેમ કબુલ કરે ! તેની ઉમેદતો કદખુદાઇમાં પીરોજનો હાથ મેળવવાની હતી. તે પીરોજના બાપને કોલ આપી ચુકયો હતો. વળી હીરાં ભરૂચી જેવી હલકી પદવીની અને નીચ વરગની ચાકરડી સાથ બેહેરામશાહ જેવા શેઠીયાના બીજી વખતના લગન થાય એ વીચારજ તેને કમકમાટ ઉપજાવનારો થઇ પડયો.

પણું તારે બીજી કોઇ રીતે રાજી થવાને હીરાં ભરૂચીનાં ખોટાં માંબાપે ના પાડયું. તેઓએ સાફ કહયું કે તેઓની દીકરીની આબરૂ તેઓએ કાંઇ બજારમાં વેચવા મુકી નથી કે ખોલાં અને જાહેર લગન સીવાએ બીજી કસી લાલચથી તેઓ આગલી રાતનો માઠો બનાવ માંડી વાલે.

આ બાબતમાં પેહેલાંતો સમજાવત ચાલી, પતાવટ ઉપરથી હોજાતોજી થઇ અને એકવાર ફરી તેઓ વચે મોટે સાદની વઢાવઢ તથા કલેશ જાગયો. આ સરવ તેઓએ હાથે કરીને આણુયું હતું કેમકે તેમની મતલબ જીવણુજીને હવે વચે બોલાવાની હતી અને તેને વચે પાડવાનો હવે વખત થયો હતો.

આગમચથી કરેલા સંપ મુજબ હવે જીવણુજી જાને કાંઇ જાણુતો નહી હોય તેમ ફરતો ફરતો આવી લાગો. તેણે બેહેરામશાહને જોઇ ઘણી અચરતી બતાવી. તેણે તેના ઉપર હીરાં ભરૂચી સાથ છુપો સંબંધ રાખવાના તોહોમતો મેળયાં તથા તે સંબંધને લીધે હોઆં હાજર થઇ બીચારી પીરોજને બેવફાઇથી રોરવવાનું બોહોતાંન મેળયું. એટલુંજ નહી પણુ હીરાંના માબાપ તથા બાઇ પણુ હવે જીવણુજી આગળ ફરીઆદ કરવા લાગાં.

શેઠની ફજેતી અધુરી હતી તે હવે પુરી થઇ. પણુ આ વખતે નમનતાઇ પકડવા સીવાએ બીજો રસતો નહી હતો. માટે હવે બેહેરામશાહ જીવણુજીને એક બાજુએ લઇ ગયો, તેણે એ આવતી વખતના પોતાના સાહાકુના પગ ઉપર પોતાની પાઘડી ઉતારી અને કહયું કે "આ વખત મારી આબરૂ જાયછે, તે બચાવવાનુ તારા હાથમાં છે. કાંઇબી કરીને આ હલકાં ને હીનાં ચાકરડાંઓને સમજાવી તું તેઓને મારીથી દુર કર; તેઓને ગમે તે લાલચ, ગમે તે બદલો અપાવશે તે હું આપશ, પણુ આ ફજેતીને અટકાવ."

આ કામ જીવણુજીએ ઘણી વડાઇ અને મોટાઇ સાથ માથે લીધું. તેણે એવું દેખાડયું કે જાને હોમલો તથા કુમલી પણુ પોતાની દીકરીની હોરમતને લગતી આવી એક બાબતમાં બેહેરામશાહ સાથ મોહડે મોહડું સમજુતી કરવા ચાંહાશે નહી. એ રીતે બેહુ બાજુની જાંને જરૂરીઆત સમજતો હોય તેમ ડોલ ઘાલીને હવે જીવણુજી એક લવાદ તરીકે વચે પડયો અને બેહેરામશાહને એક ગમ તથા સાંમાને બીજી ગમ બેસાડી તેઓના વાંધાનો ફડચો લાવવાના કામમાં રોકાયો.

હીરાં ભરૂચીની પખશવાળાંઓ સાથ તે કાંઇ નવો નહી હતો, આ સઘલું આગળ કરેલી છુપી ગોઠવણુનો એક ભાગ હતો, માટે હવે તે સંપનુ શેવટ લાવવાનુ જીવણુ

જીના હાથમાં રહયું અને તે શેવટ તેમને મનમાનતું તેણે લાવી આપયું.

પેહેલાં તો તેણે બેહેરામશાહને ખુબ બીહીવાડયો કે "એ લોકોતો કબુલ નથી કરતાં. બસ એ લોકો તો હીરાં ને તમારી સાથ પરણાવા માગેછે, નહીતો કે તમારી રૂસવાઈ કરવા માગેછે." વળી બીજીવાર આવી તેને બીહીવાડવા લાગો કે "હીરાં ભરૂચીતો એમ કેહેછે કે તમે જો એની સાથ નહી પરણોતો બીજી કોઈ સાથ નહી પરણવાના સપત આપો તારે એ તમારી ઉપરનો પરણવાનો દાવો જતો મેલે" આવી રીતે બીહીવાડી બીહીવાડીને પછે આ લવાદે તેને કોલકરાર કરવાની ફરજ પાડી, તે કરાર નીચે મુજબ હતા—

"પેહલું—બેહેરામશાહએ ઘેલા મોદીના મનજીભાઈને તાંહાં જવું નહી, પણ પાછો પોતાને ઘર જવું; બીજું—તેણે શુંદર પીરોજ સાથ પરણવાનો દાવો કરવો નહી, પણ તે નાજનીનની નારાજી ઉપરથી તેણીની સાથની સગાઈ તોડી નાખવી. અને તરીજું—તેણે પોતાની ચાલના પસતાવા તથા દંડ તરીકે હીરાં ભરૂચીને રૂ૨૦૦૦) ની રકમ આપવી."

આ કોલકરાર નકી થયા ખરા, પણ તે મુજબ ચાલવાનો સવાલ રહયો. કોઈ પણ રીતની જામીનગીરી વગર હીરાં ભરૂચી વાલાઓએ તાંહાંથી ખીસવા માગયું નહી.

બેહેરામશાહે બાહાનું કાહાડયું કે "જો ખડીઓ કલમ ને કાગજ હાજર હતેતો હું આ ઘડીએ તમોને કરાર લખી આપતે, પણ એ ચીજો કાંઈ આપણ સાથે લઈ ફરીએ છઈએ?"

પણ આ બાહાનું કાહાડી બીચારો બેહેરામશાહ પોતેજ ફસયો. કેમકે પકા પુણેમચંદે અને રૂસતમ આગાએ તે જગોએ આગમચથી ચેતીને લખવાની વસતુઓ પણ હાજર રાખી હતી અને જેવા બેહેરામશાહ શેઠના મોહડાથી ઉપલા સુખનો નીકલયા કે તે જીણસો તરત પેદા કરવામા આવી.

અંધારી રાતની પણ કાંઈ અડમણ નહી હતી. ગાડીનાં ફાંણસ તઈઆર હતાં અને "બાપ બેરામ" જઈને તે બતી લઈ આવયો.

હવે કોલકરાર મોહડેનાજ નહી પણ લખેલા કરવાની, આ ફજીએતીખોર શેઠીઆને ફરજ થઈ પડી. ઘણી હુજત અને માથાકુટે અંતે તેની જોડેથી બે દસતાવેજો લખાવી લેવામા આવયા. અગર તેઓની મરજી મુજબનું લખાવી લેવામા બેહેરામશાહ એકબી વાંધો કાહાડતો તો દરએક સમજુતી ઉંધી વાલવાની દરએક જાતની ધમકીતો છેજ અને એવી ધમકી તથા ધાંધલથી તેઓએ લીધેલા દસતાવેજ સઘલી પરકારે તેઓની મરજી મુઆફેકના હતા. તે દસતાવેજો નીચે મુજબ હતા—

"પારસી બેહેરામજી હોરમજજી ભરૂચા, જત તમારી બેહેન હીરાંબાઈ તરફ અમોએ જે ચાલ ચલાવીછે, તેના બદલામા શુકરાંની તરીકે અમોએ તેવણને રૂ૨૦૦૦) અંકે બે હજાર આવતી કાલને કાલ ભરી આપવા સહી અને અગરજો અમે તેમ નહી કરીએ તો આવતી કાલ પછે આ ચીઠીનો ગમે તેમ ઉપયોગ કરવાની તમોને છુટછે."

લા૦ બેહેરામશાહ માણકશાહ,
ઊમરે હરવાવાલા.

"નેકનામ, દોસત મનજીભાઈ—

"જત સેવક દલગીર છઊં કે કબુલાત મુજબ આજ રાતે અમારેથી તમારા મકાનમાં તમારી મુલાકાતે આવવાને બનશે નહી, તેમજ જાંહાંસુધી હમારી બેટી પીરોજબાઈની સાજવારી થાય નહી તાંહાં સુધી હમારી તમારાં મકાન ઈઆ વછશામાં તમોએ વકી રાખવી નહી. પીરોજબાઈ સાથ લગનનો ગાંઠ અને શાદીનો કોલ બાંધવાના તમારા સઘલા વીચાર છતાં, એ વીચાર ફેરવવાની શેવકને ફરજ પડેછે. કદરદાન દોસત, એનું કારણ મને પુછશોના અને અગર પુછશો તો હું કેહેનાર નથી. એટલુંજ કહું છઊં કે આ ચીઠી રાજીખુશીથી લખી પીરોજને મોહરદાર બનાવાનો વીચાર હું રાજીખુશીથી તરક કરૂં છઊં, શાબબ કે મારી એમાં ઘણી કસુર થઈછે અને બાઈ પીરોજને મારાથી જે ખમવું પડયુંછે તેને માટે દુખી થઈ હું માફી ચાહું છઊં.

લા૦ તમારો તાબેદાર,
બેહેરામશાહ માણકશાહ."

આ છેલો દસતાવેજ ઘેલા મોદીને પોંહોંચાડવા અને પીરોજને વંચાવા સારૂં જીવણજીએ પોતાના સવાધીનમા લીધો. બીજા દસતાવેજને હીરાં ભરૂચીએ પોતાના કબજામા રાખયો અને એ રીતે હવે પોતાનું કામ સરનજામ ઉતારવા પછે તેઓએ બેહેરામશાહ શેઠને જવાની રજા આપી.

કેવું સાંટક! જે દજણ દજણ નોકર નફરોને હુકમમા રાખતો હતો, તે આજે તેના વીચારવા પરમાણે પોતે હલકા ચાકર તથા ચાકરડીના હુકમ તલે આવયોછે! જે ઘણી કે શખાવતના કામમા દમડી નહી ખરચે એટલો બખીલ હતો, તેને પોતાની ચાલથી આજે બે હજાર રૂપીઆ કાહાડી આપવા પડયાછે!

પણ આ લોકો, અગતકરીને હીરાંના મા અને બાપ બેહેરામશાહ ધારેછે તેવા હલકા મજુરડા નથી, પણ તેતો તેની બરોબરીઆ હરીફ ધનજીશાહના વીસવાસુ મીતરો રૂસતમ આગો અને પુણમચંદ વકીલ હતા એવું દેખાડવા વના તથા દેખાડીને બેહેરામશાહને વધારે ખીજવવા વના તેઓએ તેને જવા દીધો નહી.

જેવા ઉપલા દસતાવેજ બરાબર કબજામા લીધા કે તરતજ રૂસતમ આગો અને પુણમચંદ બંને જણ ખરખર હસવા પડી ગયા અને તેઓની આ અજાએબ ચાલથી બેહેરામશાહની તાજુબી હજીતો શરૂ થાયછે તેટલામાં પુણમચંદે પોતાની સારી કાહાડી નાખી તથા રૂસતમ આગાએ પોતાનો મજુરનો સદરો અને સઘળો દેખાવ બદલી નાખયો.

અને હવે બેહેરામશાહે તેમને તેમના ખરા આકારમા પીછાણયા, પણ હવે તેનું શું ચાલે? તેઓ હોમલા અને કુમલી તરીકે તેને અણજાના હોવાથી તેને જેટલું ખરોઆનું લાગુ, તે કરતાં હવે તેઓ તેના આ જાણીતા શતરૂઓ માલમ પડવાથી તેને દસઘણું વધારે ખરોઆણું લાગું.

પણ હવે ખરેજ દુખી થઈને, રડમસ જેવા ચેહેરાથી મુગો મુગો ચાલી જવા સીવાએ તેનાથી બીજું કાંઈજ નહી બનયું.

દુશમનોએ તેને માર મારયો હતે ને તે જેટલો ચમચમેઆ કરતે તેના કરતાં આવી રીતે દુશમનોએ લીધેલો દાવ તેને વધારે ચમચમયા કીધો. તેને બરડે પાણી ઉતરયું. તેને તાંહાંથી જવું ભારી પડયું.

કાંઈક છુપી વાત કેહેવાની દોલાની ઉમેદ, જેને માટે એ ભોલો આજે આખો દાહાડો રખડયો હતો, તે દસતુરજીને તરત યાદ આવી, માટે તેવણે તતક્ષાલ દોલાને ઇસારત કીધી અને એક એકાંત ખુણામા બેસીને તેવણ દોલા સાથે વાત કરવા લાગા.

તે વખત ઉતાવલનો અને ગડબડનો હતો, માટે દોલાએ પણ કસા દીબાચા વગર એકેદમ સઘલી વાત કહી દીધી અને જારે ભુલા દસતુરે જાણ્યું કે આ ભોલો પણ ભલો ગામડીઓ જે વખતે સોગનપોરવાળા શેઠીયા ધનજીશાહને તાંહાં ચાકરીએ હતો, તે વખતે ઘેલા મોદીના મનજીભાઇનો એક કાગજ ચોરવાનો વાંક માકાદારૂ મીઠાઈવાલાએ તે બીચારા જોડે કબુલ કરાવયો અને પછે તે નજીવા ભોપાલાંની ધનજીશાહ શેઠને ધમકી આપેછે તથા દબરાવેછે તારે ભુલા દસતુરે એ નજીવી વાતને હસી કાહાડી.

તેણે દોલાને સમજ પાડી કે "તું બીહીનાં, ને એ વાતનો વીચાર ના કર. તું તે કાગળ ભુળથી ઉંચકી લાવયો હતો એવું માલમ પડેછે. એમા નથી તારો વાંક કે નથી શેઠ ધનજીશાહનો, પણ વાંકતો સાંમો માકાદારૂનો છે કે તે શેઠને નકામો સતાવા જાયછે. દોલા તું એ વાતને માડી વાલ ને મારા ઉપર વીસવાસ રાખ. કોઈથી કાંઈ થનાર નથી."

આ શુખનોથી દોલાને ઘણો દીલાસો મળયો. ગોયા ખુદ ખોદાવંદતાલાને મળયો હોય એવો તેને શંતોશ ઉપજયો. આજ સુધીની સઘલી જંજાલનો ગોયા તેને બદલો મળયો એવું તે સમજયો. તેણે જારે ફરી પુછીઉં કે "હું ફાંસીતો નહી જાઉં કે ?" અને જારે દસતુરે ફરી ધીરજ આપી તારે તેની ખાતરી થઇ અને તે ખુશીમા ડુબી ગયો.

પણ તેની ભલી સોચના, પોતાના જુના શેઠ તરફની તેની નીમખ્હલાલી અને ઇનતેજારી વીશે ભુલા દસતુરે વાજબીપણે એવું ઉચું મત બાંધયું કે એકદમ દોલાને તેણે કોટી કીધી અને તેને હાથમા ઝાલી મીજલશમા લાવયો તથા તેને પોતાની સોડે બેસાડી દોલા સાથ બીજા મીજલશીઓની ઓળખાણ કરાવી. દોલાના ભલા ગુણોની દસતુરજીએ તારીફ કીધી તથા હીજા પટેલને અરજ કીધી કે "મારા આ દોસતને તમારા દોસત જેવો ગણજો."

હીજા પટેલે પણ દોલાને કોટી કીધી તથા આજ રાતની મીજલશમા રેહેવાનુ ઇજન દીધું, જે ઇજન દોલાએ કબુલ રાખ્યું અને એ રીતે હીજા પટેલને તાંહાં મેહેમાન તરીકે તે આજની રાત રહયો.

નેકી, ભલાઈ, સાદાઇનો આ કેવો બદલો !

સાદાં માણસની ખુબી સાદાં માણશોજ પીછાણે છે. ગરીબનો દોસત ગરીબજ થાયછે.

દોલો ગરીબ હતો, બલકે મોસકીન અને કંગાલ હતો; તેના દીલપર પાધરાં વસતરો પણ નહી હતાં, મગર આ સપાસના ગરીબોને તેનો કાંઇ વીચારબી નહી હતો. તેઓ સઘલા ગરીબ હતા, સઘલા બદીઆન અને સદરા ઉપર બેહેલા હતા. ઉંચા પોશાકની તેઓને કાંહાં આરજુ હતી ? તેઓના તનની સોભાતો શરીરની અંદર હતી; તેઓની સાદાઈ, સચાઈ, ભોલાપણું એ તેમનો સણગાર હતો. "જમશેદ" ના ભરવાડો પેરે તેઓ કેહેતા હતા કે—

"હાથે કડાં, પગે બેડી, નાકે કાને કાંણાંજી,
એ થકે શેહેરીયાં જંગલી જાણે, ભુખ્યાં લુગડાં આપણા.
મગજમા અકલનું અમુથણ આપણા હીરા મોતીજી,
સોમે સોવામણ સાદા સણગારમાં સંસારના સુખ જોતી."

પણ ભોલા દોલાના પોતાના દીલની વાત કોણ કેહેશે.

તેને આજે જે માન મળયું તેથી તે હરખાઇ જવે જોઇએ. તેની લાએકીના આ બદલાથી તે શંતોશી થવે જોઇએ. મોટાઓની સંગતમા તેનું આજસુધી કાંઇ નહં વળયું, પણ ગરીબોએ તેની કેવી કદર બુજી તે બાબે તેન ખાતરી થવી જોઇએ.

પણ આ સઘલી ખુશાલી વચ્ચે દોલાના દીલમા એ ધાસતી હતી. પોતાની ખોડ અને ખાશીએત તે હવે સારીપઠે સમજતો હતો અને તેની ધાસતી એ હતી કે રખે તેનાથી કાંઇ અચકચારી થાય, રખે કાંઇ ભુલ થાય, રખે કાંઈ કાચું કપાય, અને તેથી રખે આ લોકોના મેળવેલાં ઉંચાં મતમા ઘટાડો થાય.

પણ ચોંકેલો માણસ હંમેસાં સાહુચેત રેહેછે.

વળી એક જણ ઉપર એક જોખમ નાખવા પછે તે વધારે સાવધ અને હોશીઆર થાયછે. પોતાની ઉપર પડે તારે તે શીખેછે.

તેજ પરમાણે દોલો આ વખતે વધારે હોશીયાર રહયો. તેણે ઠરાવ કીધો કે આજે બનતાં સુધી કાંઇ બોલવુંજ નહી, કાંઇ મત આપીને ભમરડો ગુમાવવોજ નહી, કાંઇ પણ કામ માથે લેવુંજ નહી, કેથે એકલો જવુંજ નહી પણ બીજાઓ જાય તાંહાં જવું અને બીજાઓ કરે તે કરવું.

આ ઠરાવ ઉપર આજે દોલાએ અમલ કીધો. તે સવતંતર થયો તારે સુધરયો. સવતંતરપણાના આશીરવાદ નેહારાજ છે.

અને હવે ધુમધામ તથા ખાના પીણામા વખત ઘણો વહી ગયો. મીઠાઇની નાત જમી રહી, સઘળી પાંત ખવાઈ રહી; વાસણ કુસણ ઉજલાઈ રહયાં, ખેઆલ અને લાવણીઓ ગવાઇ રહી, બઇરાંઓ ગરબા ખુંદી રહયાં, દસતુરજી ઉંઘ કાઢી રહયા, અને તોપણ દોલો આજે દાહયો દાહરો ને સમાધાન ઉતરયોછે.

કદાચ એમ હોય કે શેહેરની જીંદગીમાં દોલાને જેટલું નવું લાગતું હતું, તેવી કસી નવાઇ આ ગામડીયાઓમા નહી હોવાથી દોલો આટલો ફાવયોછે. એ ખરૂં છે અને તે ઉપરથી આ નીઅમ પણ ખરો ઠરેછે કે દરએક જણ પોતાની જગા અને પદવી ઉપરજ ફતેહ પાંમેછે.

હવે નાતરાંની ફીરીઆનો વખત થયોછે. જમાઇ બેહેલો બોગો પોતાના ગામથી આવીને બીજા મોહોલામા ઉતરયો હતો ને પરણવા સારૂં પોતાના દોસતોની સાથે આવનાર છે.

વખત થયોછે, એટલુંજ નહી પણ મોડું થયુંછે. જે વખત જાયછે તેમા જમાઇને આવી પોંહોંચવાની વકીછે.

અને હજી ભોલો દોલો ભપકામાં ને ભારમાજ બેઠોછે.

તે એવોને એવો રેહશે કે !

—ooooo—




## કાગજ પાછળનો ખોહોલો ઊદયોગ.

કાગજ બનાવાની કળા કેમ શોધી કાહાડવામા આવી તેની એક અંકમાં અજાએબ જેવી તવારીખ આપવા બાદ, તથા એ કળાના જુદા જુદા ભાગોના કામકાજનું બીજા અંકમાં અજાએબ જેવું વરણન આપવા બાદ, હવે કાગજની બનાવટથી કેટલો ઉદયોગ જાગયોછે, કાગજ કેટલી તરાહાનું અને કેટલી પરકારનું બનેછે, તેના સીણગારમાં ઈનસાનના હોનરે કેટલી મોટી મદદ આપીછે, તેને લગતી અજાએબીઓને આ અંકમાં સમાવીશું.

જેને "ઉંચા હોનરો" કેહેછે, તે અને સાચો બેહુએ સાથે મળીને કાગજને લગતા હોનરમા જે ભાગ લીધોછે, તેવું બીજા કોઈ હોનરમાં બનયું નથી એક પાવલાના એનવેલોપ (કાગજના પરબીડાં) લેઓ, અથવા પડીકા બાધવાના થોડાક રંગીન કાગજ લેઓતો તેમાબી ઉમદા હોનર અને સાચો બંને સાથે કામ લાગેલા તમોને દેખાશે

કાગજની જુદી જુદી જાત પરમાંણે તેના એટલાબધા નામો આપેલા છે, કે પેહેલાંતો તે નામોને અંમસયાં યાદ રાખવા એજ મુશકેલ કામ છે. લખવાના કાગજોના "બાઠ" (હમામ) અને પોસટ (ટપાલ), લેડ, ફુલસકાપ, સાટીન, કરીમ, આઈવરી, ઈતીઆદી નામો સહરાવેલા છે, કેમકે "આઈવરી" કાઈ ખરેખર હાથીદાંત જેવું કાગજ નથી, અને "કરીમ" કાંઈ મલાહી જેવું નથી, તોપણ એ સઘળાં નામો તે કાગજની ચોકશ ખાશીએતો પરમાણે આપેલાછે

તે ખાશીએતો કેવી ? કાગજની બનાવટમા સમજાવયું છે કે મીઠડાની લાહીમાથી એક તાવ બનતાંવારજ તારની ગાળને લીધે તે ઉપર લીટીઓ પડેછે, જેને "લેડ" કેહેછે. તે લીટીઓ પરમાણે, તેમજ કાગજને કાંજી તથા મોહોરો આપવાની ચોકસ રીતીઓ (જે પણ ગયા અંકમા સમજાવીછે) તે પરમાણે જુદા જુદા પરકારના લખવાના કાગજના આ જુદા જુદાં નામો આપયાછે.

વળી ચોકસ કાગજ પેહેલું બનાવતા તે ઉપરની ચોકસ નીશાની મુજબ પણ નામો આપેલા છે જેમકે "ફુલસકાપ" નું કાગજ જારે પેહેલા બનાવામા આવયું તારે "ફુલ" (દેહેકાની અથવા લહુવા) ની હસવા સરખી "કાપ" (ટોપી) નીં નીશાન તે ઉપર મુકી હતી, તેથી "ફુલસ કાપ" (લહુવાની ટોપી) ના કાગજનું નામ ચાલયુંછે.

એતો સઘલા લખવાના કાગજના પરકારો થયા. પણ વળી છાપવાના કાગજની જાતબી તરેહવાર છે. જડાઈ, સફાઈ, અથવા કાંજી પરમાણે તેમના નામ આપેલાં છે લપેટવા, પડીકા બાંધવાના કાગજોનો વળી એક આખો મોટો વરગ છે. એ કાગજમા શફેદ અને નાજુકને બદલે કઠણ અને મજબુત શાખા લેવા પડેછે, અને તેના પરમાણ મુજબ તેના નામો આપેલાંછે.

રંગીન કાગજ વળી તરેહવાર જાતનુ હોયછે કોઈ મવે લાહીમાથી રંગ મારેલો હોયછે, અને કોઈ કાગજને બનાવયા પછે રંગેછે, તે મુજબ તેના નામો જુદાં જુદા છે. કાગજ રંગનારા, છાપનારા, વગેરે ધંધાદારીઓને માટે જે કાગજ બનેછે, તે વળી જુદી જાતના છે. તે કાગજ ખુદ હલકું પણ મોટું જોઈએછે, કે જે દેવાલો ઉપર વલગાવાને કામે લાગેછે.

મોશીઉ ઓડેનટન દરીઆમાં બંદુકના કાતરૂસ જાલવી રાખવા માટે એક જાતના કાગજ બનાવેછે, કે જેને "આનીમલ પેપર" (જાનવરી કાગજ) નામ આપયુંછે અને જે બળે નહી એવુંછે પણ વળી તેથી ઉલટું ઈઆને જલદી બળે એવું "નાનકીન પેપર" બીડીઓને માટે જુદું બનાવામા આવેછે. લોટાંની સોય કાટ નહી ખાય

તે અટકાવા માટે સોએ વીટાલવાના "વાપોલેટ પેપર" જુદાં બનેછે.

એ સીવાએ બીજી સેંકડો તરાંહાંના કાગજ બનેછે. પણ તે અતરે વીસતારીને કેહેવાતી જગા નથી. એટલું જ કેહેવું બસછે કે આ જાત જાતના કાગજમા બનાવનારાઓ એટલી કાબેલીઅત અને કળા વાપરેછે કે તેમને મોટા ખેતાબો અને ચાંનો વટીક મળયાછે. ઉપલા મોંશીઉ એડેને છેક ૧૮૩૨ માં "લીજન આફ આનર" નો ખેતાબ લીધેલો છે. બીજા કાગજનાં કારખાનાં વાળાઓ મોટા ઈનામો ધરાવેછે.

કાગજની આ કેટલીબધી જાત! પણ વળી એ સેંકડો જાતનાં કાગજનો કેટલો મોરો જથો બનેછે, તે બાબેની આગળ આપેલી હકીકત યાદ કરો અને પછે કાગજના ઉદયોગનું બેહુલાપણું પોતાની મેળે માલમ પડશે. ફરાંનસમાં ૨૫૦ સાંચા, ઈંગલંડમા ૪૫૦ સાંચા આ તરેહવાર કાગજ બનાવેછે, તે કેટલુંબધું થયું!

ફકત ઈંગલંડમાં બનતું કાગજ વરશ દાહાડે ૨ કરોર રૂપીઆનું છે! ફકત ફરાનસમાં દરરોજ ૧૫૦૦ માઈલ લાંબું કાગજ બનેછે! તે દરરોજ ૪॥ લાખ રતલ ચીંઠડાંનું બનેછે! પણ હજીતો ઈંગલંડ અને ફરાંનસ ઉપરાંત બીજા મોટાં દેશો પડેલાંછે. આસટરીયામાં, પરુશીયામાં, ચીનમાં તેમજ અમેરીકામા બનતાં કાગજનો જથો કેટલો હશે!

એ વીચાર આપણી અકલને છક કરેછે. એવી કોઈ ગણતરી મળવીજ મુશકેલ છે. પણ એવી ગણતરીના કરતાં એકાદ બે મુખીઅ અને નામીચાં કારખાંનાંમાં એક ફેરો મારી આવીએ. તાંહાં બનતાં કાગજના અનેક પરકાર અને અજાએબીઓની ટુંક નોધ લઈએ.

કાગજ બનાવાની એક રાખશી કંપની ફરાનસમા એસોન ખાતે સથાપેલીછે. અમે તેને રાખશી કહીએ છઈએ, અને નીચલી ગણતરીઓ કહી આપશે કે આ કંપની ખરેખર રાખશી કાંમ ચલાવેછે. યાદ રાખવું કે એસોન ગાંમ જાંહાં આ કારખાંનુંછે, તાંહાંજ કાગજ બનાવાના હાલનાં સાંચાની પેહેલી શોધ સને ૧૭૯૯ મા થઈ હતી. એ શોધની અજાએબી આપણ ગઈ વેળા જોઈ ચુકયા છઈએ.

લુઈ રાબરટે શોધી કાહાડેલો આ સાંચો પોતાના જનમ ગામમા ઉપલાં કારખાંના જથે મોટા દોરથી ધીકેછે. એ કારખાંનું એટલું મોટું છે, કે તેમા નેહેર અને લોઢાંની સડક બાંધવી પડીછે. એ કારખાંનામા એટલો ઉદયોગ છે કે તેમાના બેગારીઓને માટે જુદી રેહેવાની ચાલીઓ બાંધવી પડીછે!

એ કારખાંનામા કાગજ બનાવાના તરણ ગંજાવર સાંચા છે, અને ચીંઠડાંની લાહી બનાવાના ૨૬ મોટા સાંચા છે. તેની ચીંઠડાંની વખાર ૮૭૦૦૦૦ (૮॥ લાખ) રતલ ચીંઠડાં ભરી રાખેછે! ચીંઠડાં વખાતાં મેળવા તથા છુટાં પાડવા સારૂં એક દંદાર મકાન જુદું બાંધેલુંછે, જેમા સેંકડો છોકરીઓ કામ કરેછે!

બાકીનું કામ વળી બીજી ઈમારતમા ચાલેછે. ચીંઠડાં ધોવાની ટાંકીઓ એટલી મોટી છે, કે એકેક ટાંકીમા ૮૦૦૦ રતલ ચીંઠડાં સમાયછે! આ કારખાંનાનો સાંચો ચલાવા સારૂં પાણીની છ ચકીઓ ઉપરાંત એક વરાલયંતર જુદું છે.

આ કારખાંનાએ ૫૦ એકર જગા રોકીછે! પણ બેગારીઓને માટે ચાલી પણ સરવે એજ જગામાંછે. આ ખુદ ચાલીઓ પણ જોવા લાએક છે. કાંમ કરનારી સ્ત્રીઓ જે પરણેલી ઈઆ ઘરબારવાલી હોય, તેમને માટે ફકત જમવાનાજ દીવાનખાંનાં બાંધેલાંછે. તેવી આસરે ૧૦૦ સ્ત્રી મજુરડીઓ છે કે જે કારખાંનાંમાં રેહેતી નથી, પણ પોતપોતાને ઘર જાયછે.

પણ બીજી ૨૦૦ સ્ત્રીઓ જે તાંહાંજ રેહેછે, તેમને માટે શુંદર ચાલી બાંધેલીછે. તે ચાલીને લગતો મોરો બાગ બનાવયોછે. તેમાં ગરમ ઈઆ ઠંડાં પાંણીનાં હમામખાંનાંઓ બાંધેલાંછે. તેમાં ડાનસ કરવાના તથા રમત ગમતનાં દીવાનખાંનાં જુદાં છે. આ ચાલીમાં કારખાંનાંને હીસાબે દર રોજ એક ડાકટર આવેછે. કાંમ કરનારી સ્ત્રીઓ ધંધે લાગે તે વેળા તેમના બચાંને રાખવા તથા રમાડવાની જગા જુદી કરેલીછે! એટલુંજ નહી પણ વળી તેમને માટે એક નાહની નીશાળ તથા એક પુસતકખાંનું વટીક રાખેલું છે!!

આ કેટલીબધી માવજત! હીંઆંનાં ગરીબ મજુરોની કોઈ દરકાર પણ નથી કરતું. એસોનના ઉપલાં કારખાંનાંમાં આટલીબધી સગવડ છે અને વળી તે સઘલી મુફત છે. તે ગરીબ મજુરડીઓને એ સુખોને માટે કોઈ નવો ખરચ બેસતો નથી.

હવે એક બીજા કારખાનાંની તપાસ કરીશું. તે ડી લા રૂનુ કારખાનું છે. તે ઘણુંજ પરખેઆત છે. ડી લા રૂનુ નામ વાંચનારી બાનુઓએ ઘણીવાર સાંભળયું હશે. એક કાગજ ઉપર તરેહવાર રંગો અને તરેહવાર નકસીઓ, તરેહવાર બાંધણીના પુઠાંઓ, ભાંતભાંતની તરાંહના રમવાના "કારડ," તસવીરો મેળવાના "આલબમો" વગેરે સઉથી સરસ ડી લા રૂને તાંહાં બનેછે.

તાંહાંની એકજ બનાવટ લેઓ. જેમકે રમવાના પાના ("કારડ")—ફકત એ પાંનામાં કેટલી અજાએબીઓ છે. પેહેલાં તો તેમના ચીતરો જુવો. ચીતારાનો હોનર ઘણો સુધરયોછે, પણ આ કારડ ઉપરના ચીતરો જેવાં બેડોલ અસલ હતાં તેવાં આજેબી છે. રેમનારાં લોકોને તેમાં સુધારો કરેલો પસંદ નથી!

બટકાં શરીર, ટુકા હાથ પગ, નાટકના ખેલાડીઓ જેવો પોશાક વગેરે બેડોલ આકાર આ પાનાઓમા સદાનો છે. પણ વળી નીચે અને ઉપર બેહુગમ માથાંવાલી તથા પગ વગરની તસવીરો, જે બે તસવીરોના પગ કાપી નાખીને ગોયા વલગાવી હોય તે આ પાનાઓનો સઉથી રમુજી લાગછે. આ ચીતરોમા ડી લા રૂએ ઘણો ફેરફાર અજમાવી જોયો, પણ લોકોને તે ગમયો નહી હતો.

આ પાના બનાવવાનો ઉદયોગ ડી લા રૂને તાંહાં એટલો વધી ગયોછે કે એ પાના છાપવાના સટાંપ તથા દીબાંઓ પણ એજ કારખાંનામાં બનેછે, એટલુંજ નહી પણ તે છાપા કોતરવા તથા દીબાં ઓટવાના સાંચાઓ વટીક ડી લા રૂને તાંહાં જુદા બનેછે! ફકત આ પાનાઓને રંગવાનો મોરો ઉદયોગ છે. તેના કારખાંના, રંગોની તરેહવાર મેળવણી કરવાના દવાખાંના અને તેના રસાએણ શાસ્ત્રીઓ જુદા રાખેલાંછે!

આ કારડનું કાગજ કાંઈ પેહેલેથીજ જાડું બનતું નથી. એતો ઘણાક કાગજોને મજબુત વલગાવીને એક જાડો

ાારડ બનેછે. માટે ડી લા રૂના કારખાંનાંમાં એ કારડ બનાવા સારૂં, પાતલાં કાગજોને વલગાવાનું કામ મોટા પાયા ઉપર ચાલેછે. વલગાવાની લાહી બનાવનારાઓ જુદા છે, જેઓને સેંકડો ગેઆલન લાહી બનાવવી પડેછે ! વલગાવનારાઓ જુદા છે, જેઓ માઇલને માઇલ કારડ બનાવેછે ! વલગાવયા પછે તેને દાબનાર જુદા છે, જે દાબવા માટે હાઇડરાલીક-પરેસ કામે લાગેછે !

આ પરમાણે એકેક નાહાનો કારડ બનાવતા નથી. પણ ૪૦ પાના થાય એવડો મોટો કારડનો કકડો બનાવે છે: કારડ બનાવયા પછે છાપનાર તથા રંગનારનુ કામ પડેછે. તે કામ પણ છુટુંજ થાયછે. એકેક પાનું છુટું છાપતા નથી. તેમજ વળી આખા જાડા કારડને છાપતા નથી. ૪૦ પાના કપાય એવડું એક કાગજ પાતલું છાપેછે તથા રંગેછે. પાના ઉપર જેટલા જુદા જુદા રંગોની તરાંહાં લેવાની તેટલી બધી વખત તે એકેક કાગજને છાપવું પડેછે. પણ એકેક રંગના છાપનારાઓ જુદા છે. ફલાંનો રંગ ફલાનાએજ છાપવો એ કામ વેહેંચી આપેલું હોયછે !

તે તરાંહનુ કાગજ છપાઈ રેહવા પછે ઉપલા બનાવેલા કારડ ઉપર તેને વલગાવેછે. એ પરમાણે જેમ કારડની પીઠ ઉપરની તેમજ મીતરની તરાંહાં જુદાં જુદાં કાગજો ઉપર કાપીને ચોંહોંટાડેલી હોયછે. કેવી સફાઈથી આ કામ થતું હશે કે જુદાં જુદાં કાગજોનો આ કારડ બનયો હોય એમ કદી લાગતુ નથી. તે આખો કારડ એકજ જાડાં કાગજનો હોય તેમ દેખાયછે !

કારડ બનાવયા પછે શું ? હજી ઘણું કામ રહયુંછે. દર ૪૦ પાના જેવડા એકેક કારડને બાફથી ગરમ કરેલા ગુંબજોમા સુકવેછે, તારપછે એક ફરતાં બરશ વડે તેને એકસરખી સપાટીનો કરેછે, તારપછે તેને રોલરોમા ચલાવેછે, અને છેલે તેને ભારી વજનના પરેસમા પાછો દાબેછે ! પણ હજી રમવાના પાના બનયાં નથી. હવે એકેક કારડને કાપીને તેના ૪૦ પાના બનાવાનું કામ જુદું ચાલેછે. તે કામ સાંચાથી થાયછે, અને તે સાંચાંની શકતી કેટલી ? એટલી કે દરરોજ એક માંણસ ૪૦ હજાર કારડ કાપી આપે !!

આ કારડ બનાવાના હોનરની બારીકીનો એખાલ આપવા માટે એક બીજી અજાએબ જેવી બીના જણાવીએ છઇએ. રમવાના માંના ચીપીએ છઇએ, એટલા માટે જલદી સરી જાય એવી સુમારી સપાટી તેમને આપવી પડેછે. તે સપાટી પાનાની આગલીજ બાજુને ખાશ આપવી પડેછે. પાનાની બેહુ બાજુ સુમારી હોવાથી તે બે વચેનો તફાવત આપણને તરત દેખાતો નથી; પણ ખરેખર તેની પીઠ અને આગલી બાજુ વચેની સફાઈમાં તફાવત રેહેછે !

આગલી બાજુની વધારે સફાઈ આપવાનો સાંચો અજાએબ જેવો છે. તે કાગજનો બનાવેલોછે. કાગજના નાહની ગોલ ૧૦ થી ૧૨ હજાર કાતરીઓ કરીને તેમને વચમાં એક યાતરી વડે સાથે ટાંકી લીએછે. તેમને દાબીને સરખા કરી એક "સીલીંડર" બનાવેછે અને તે સીલીંડર ઉપર ફેરવયાથીજ દરએક કારડની આગલી બાજુ ઉપલી ખાશ શુવાલી થાયછે.

રમવાના કારડ મુકીને બીજા કારડો તપાસીએ. રેલવેની ટીકીટો, "દુનીઆના મોટા ધોરી મારગો ઉપરની પાસ" જે કરોડોબંધ વપરાતી હશે, તે પણ અલબતાં ખબરા ચલા કારડજ છે. એ ટીકીટો ઘણીખરી ડી લા રૂના કારખાંનાંમાં બનેછે. આ ટીકીટોનો કારડ હલકી કીસમનો છે. પણ સઉથી સરસ કળાતો મુલાકાત લેવાના કારડ પાછળ ખપેછે, જે તરેહવાર જાતના, તરેહવાર સફાઈના અને તરેહવાર કદના બનવા લાગાછે.

પણ ડી લા રૂ ના કારખાંનાંમાં ફકત કારડોજ નથી બનતા. તેને તાંહાં બનતા લખોબંધ કારડો પડતા મેળી, હવે તે કારખાંનાંના બીજા ભાગોની ટુક તપાસ ઉપર આવીએ. બીજાં ફાંનશીના કામોને માટે બનતું રંગીન કાગજ વળી નેહારીજ અજાએબીઓ ધરાવેછે અને કાગજને લગતો ઉદયોગ કેટલો વધી ગયોછે તે આપણને દેખાડી આપેછે.

ડી લા રૂના કારખાંનાંમાં નમુણાને માટે કાગજનો એક મોટો ગોટો અથવા સેતારો બનાવયોછે, જેની ૧૩૨ ડાંખલી, છે તે સઘલી ડાંખલી કાગળની કાપલીઓની બનાવેલીછે, અને તે દરએક કાપલી ઉપર જુદો જુદો રંગ છે. ૧૩૨ ડાંખલીમાંની એક એવી નથી કે જેના ઉપર રંગ બેવડાયો હોય. આ બીના કહી આપેછે કે કાગળ ઉપર ૧૩૨ તરાંહનો રંગ મારી શકાયછે !

આ રંગ આપવાની કળા અજાએબ જેવીછે. કાગજની એકજ બાજુએ રંગ આપવામાં આવેછે અને બીજી બાજુ કોરી રહી શકેછે. એ રંગ આપવાનું કાંમ પણ સાંચાથી બનેછે. સેંકડો વાર લાંબું કાગજ સાંચા તલે ચાલયું જાયછે, બરશ વટે રંગાતું જાયછે. તેની સાથે ગરમ પલેટો ઉપર સુકાતું જાયછે. આ સાંચાને નફો ભરેલો કરવા માટે આવા કાગજનો ખપ ઘણો થવો જોઇએ અને તે ખપ કાંહાં થોડો છે ? કાગજ લખવા કે છાપવાનેજ જોઇતાં નથી, પણ બીજાં કેટલાંબધાં કામોને માટે કાગજની જરૂર પડેછે ?

રંગેલાં પછે મોહોરો કરેલાં અને રોગાન મારેલાં કાગજો આપણું ધેઆન ખેંચેછે. તેમનું રોગાન પણ ઉપર મુજબ પીછી અને રોલર તલે ચલાવાની રીતથીજ મારેછે. પણ સઉથી શુંદરતો "ઇનામલ" કરેલાં ઇઆને મીનો લગાડેલાં કાગજ છે, કે જેમા કોરોના સરખું શુંદર ઇનામલ કાગજને લગાડેછે.

"મારબલ પેપર" જેને આપણા લોકો માદરપાટ પણ કેહેછે અને જેના ઉપર સંગેમરમરની ભીંશાજો તરાંહ પાડેલી આવેલીછે, તે બનાવાની રીત ઘણીજ શેહેલ પણ હીકમત ભરેલીછે. વલગી જાય એવાં પરવાહી રંગની સપાટી ઉપર જુદા જુદા રંગોને આણીમેર પેલીમેર ટપકાવેછે, જે પછે કાગજને આસતેથી તે રંગની સપાટી ઉપર બોરીને ઉંચકી લેયછે જેની સાથે તે તરાંહાં પણ ઉંચકાઈને કાગજ ઉપર પડેછે !

પણ બીજી એક જાતના સરસ કાગળ ડી લા રૂના કારખાનામાં બનેછે, તે ઉપર સીપની નકલ કરવામા આવેછે, અને ઉપલાં સંગેમરમર જેવાં કાગળો કરતાં એ વધારે તારો બનેછે. તેમને એક બાજુએથી જોઇએ તો તેમા તરેહવાર રંગો દેખાયછે, પણ વળી બીજી બાજુએથી નજર કીધી તો તેજ જગા ઉપર તદન જુદાજ રંગો માલમ પડે

છે. મોતીની સીપમાં કોઈવાર બલુ, કોઈવાર પીલો એવા રંગો એકજ જગામા દેખાયછે, તેની આબેહુબ નકળ આ કાગજની સીપ મધે કરવામાં આવેછે !

એ કેમ બનેછે ? હીઆં રોશનીની વીદીઆ આપણને અજાએબ જેવો ખોલાસો કરેછે. પાણીમાં કાંઈ રંગ દીસતો નથી અને તોપણ પાંણીના પરપોટો તરેહવાર રંગમા દીપેછે કેમ ? સીપ રંગ વગરનીછે, તોપણ તેમાં રંગો કેમ દીપેછે ? તેજ પરમાણે ડી લા રૂ કાગજ ઉપર એક રંગ વગરની વસતુ લગાડી તેમાથી ખુશનોમા રંગોને દીપી નીકલતા કરેછે !

રોશની વીદીઆનો એવો કાયદોછે કે પારદરશક ઈઆને આરપર દીસે એવી કોઈ પણ વસતુની જારે એક અતીઅંત બારીક પોપડી બનેછે, તારે તેમાથી રોશનીને પસાર થતાં હરકત થાયછે અને તેના જુદાં જુદાં કીરણો વીખરાઈ જાયછે, જેથી રોશનીમા રંગો દેખાઈ આવેછે, અને ચોકસ ખુણેથી જોતાં તેમાં ચોકસ રંગો માલમ પડેછે. જેમકે વરસાદના ટીપાંમાથી પસાર થતી રોશનીના કીરણ મરડાઈને વરસાદની કમાંન આકારમાં એક જગોએથી દેખાયછે અને બીજી જગોએથી નથી દેખાતાં.

આ પરમાંણે જે પારદરસક પોપડીનું પડ બંધાય, તેની જડાઈ ઉપર તેમાંથી રંગોને દેખાવાનો આધાર છે. કાંઈ પણ રંગ માલમ પડવા માટે તે પોપડીની પતલાઈ એક ઈંચના વીસ હજારથી પચાસ હજારમાં ભાગ જેટલી જોઈએ. હવે આ કાયદાની મદદથી ડી લા રૂ કાગજ ઉપર એક જાતના પરદરશક રોગાણનું એટલુંજ પાતલું પડ કરેછે ! અલબતાં એ રોગાણનો પોપડો કરવો તે ચોકસ ગણતરીનું કાંમ છે, કેમકે તેવી ગણતરીની પતલાઈ વગર રોગાણની પોપડીમાંથી રંગ દેખાતા નથી.

છેલે કાગજને લગતો એક મોટો ઉદયોગ કાગજને "એમબાસ" કરવાનો ઈઆને તેમાં ચોકસ નકસી એક બાજુ દાબી, બીજી બાજુએ ઉપસાવાનો હોનર છે. તરેહવાર કાગજ ઉપર જાણે કોતરયું હોય તેમ કીનારી અથવા બીજી જગાએ તરેહવાર નકસી આવેછે, જે સઘલી કાગજનીજ છે. જારે સેજ નકસી ઉઠાડવી હોય તારે દીબું હાથે મારેછે, પણ જારે આખાં કાગજને "એમબાસ" કરવું હોય તારે તેને રોલરોમાં દાબેછે, કે જેમાના એક રોલર ઉપર નકસીનું દીબું કોરેલું હોયછે.

હવે કાગજને લગતા એક મોટા અને અથાગ ઉદયોગ ઉપર આવીએ છઈએ તે એનવેલોપ અથવા પરબીડાં બનાવાને લગતો છે. દુનીઆંમા એવાં કેટલાં પરબીડાં બનતાં હશે ? એ કોણ કહી શકે ! તેમની શંખયા અબજો અને માહાપદમથી ગણાશે. દુનીઆંમા કેવો ફેરફાર ! લોકોને કાગળો લખવાનું ઘેલું લાગું હશે ? નહીતો વરશ દાહાડે આટલાં બધાં એનવેલોપ કાંહાં જાય !

૪૦૦ ઈઆ ૫૦૦ કાગજના કકડાઓનો ટગ કરીને તેને "ડાએમંડ" ના આકારમા અથવા બીજા મરોરદાર ઘાટમા કાપી કાહાડેછે, તેમના છેડા વાલીને એનવેલોપ બનાવા ઉપર ઘણીક બઈરીઓ કામે લાગેછે, અને તેઓના હાથ એવાતો વળી રહેલા હોયછે કે એકેક ઓરત એકેક દાહાડામા ૨ કાગજનો ચોરોને ચોરો હાથમા રાખીને વાલેછે, ઉપરના બે છેડા એકેકમા છુટા વાલવા પડેછે, જે પછે ગુંદર લગાડેછે, અને એ સઘળું આંખ વીચતામા થઈ જાયછે !

પણ વળી એનવેલોપ બનાવાનો સાંચો એથી પણ વધારે અજાએબી ભરેલો છે. ડી લા રૂ ના કારખાંનામા એવા ૧૩ સાંચા ગોઠવેલા છે. એનવેલોપ સરસ અને વળી સસતાં બનવા લાગાંછે તેનું માન આ સાંચાને ઘટેછે. એક સ્ત્રી પોતાને હાથે એક દાહાડામા ૩૦૦૦ એનવેલોપ બનાવેછે, તો એકેક સાંચાથી કેટલાં વધારે બનવાં જોઈએ ? સાંચામા દર સેંકડે એક, એક મીનીટના ૬૦ અને બાર કલાકના એક દાહાડાના ૪૫૨૦૦ એનવેલોપ બનેછે !!

આ સાંચો ઘણોજ જોવા લાએક છે. તેની પેહેલી શોધમાં મી૦ એડવીન હીલની સાથે ડી લા રૂ વાલાઓનો ભાગ હતો. એ સાંચાના મુખીઅ ખુબી એ છે કે દરએક એનવેલોપ પોતાની જાતનાં બીજાં લખોની સાથ એટલું તો એકસરખું બનેછે કે એક બાલ બરાબરનો તફાવત રેહતો નથી. સઘલું કામ તેમા કસી પણ ચુકવતા સરખું માલયુ જાયછે.

ડાએમંડ રોકું કાપેલું કાગજ મુકતાંનેવાર સાંચાની ઉપરથી એક દચો ઉતરી આવી કાગજના વચલા ભાગને એક ખાડામા દાબેછે, જેથી તેના ચાર છેડા બાકી રેહેછે, પણ તરતજ વળી સાંચાંમાના ચાર અંગોઠા ચારે છેડાને વાલી દેયછે, કે તેવાંજ એ સાંચાનાં બે આંગલાં જેને ગુંદર લાગેલોછે, તેઓ એનવેલોપને બીજી ગમ ખેંચી ગુંદર લગાડી દીએછે.

આ આંગલાં લોઢાંના બનાવેલાંછે, પણ તેમને છેડે રબર જડેલું હોયછે. એક મોટી થાળરી ઉપર ગુંદરનો જથો રેહછે, જાંહાંથી તે ગુંદર સાંચાના આંગલાંને લાગેછે અને એવુંતો આબાદ તાકીને કામ થાયછે, કે જે તરણ છેડા વલગાવાનાં હોય તેમનેજ ગુંદર લાગેછે અને તેબી વળી ચોથો લુખો છેડો જે તરતજ વળી જવાનો તે વલવાની આગમચ સાંચો ગુંદર લગાડી ચુકેછે! અને પછેજ ચોથો છેડો વળેછે !!

મોંશીઉ રેમંડે આ કોઠલીઓ બનાવાનો એક સાંચો બનાવયોછે, તેના હાથતો કાગજને વાલવા ઉપરાંત ઉંચકેછે, તથા બીજી ઠરાવેલી બાજુએ બરાબર હાથ ફરીને મુકેછે, અને પછે વળી પાછો ફરી બીજાં કાગજની ઘરી વાલેછે. આ સાંચાઓ આગળ ઉભા રેહેતાં આપણને એવું લાગેછે કે જાંણે તેઓમાં કાંઈ છુપી સમજ શકતી હોય અને તેનાં આગલાં વીચારીને ચાલતાં હોય !

ડી લા રૂનો એકેક સાંચો નવ ઓરતો જેટલું કાંમ કરેછે. તેનાં કારખાંનાંમાં દરરોજ ૨૫૦૦૦ એનવેલોપ બનેછે ! તાંહાંજ વરશ દાહાડે ૧૦૦૦૦૦૦૦૦ (દસ કરોર) પરબીડાં બનેછે.

ટપાલનાં કાંમ સારૂં સરકાર પોતે એનવેલોપ બનાવેછે, જે ઉપર પોસટનો સટાંપ મારેલો હોયછે. એ કારણસર સરકાર એક ખાશ મોટું કારખાંનું ચલાવેછે. સટાંપ મારવાના સાંચા જુજી છે. તેઓ પોતે પોતાને સહી લગાડેછે અને પોતેજ છાપેછે. એ સાંચો પણ એક મીનીટમાં

પોસટના અને ખત પતરોના સટાંપ બનાવા પાછળ નવો મોટો ઉદ્યોગ જાગપોછે. લંડંનના એકજ કારખાંનાંમાં વરશ દાહાડે ૧૦ કરોર રૂપીઆની કીમતનાં સટાંપ બનેછે. આ સટાંપને માટે ઈંગલંડની સરકાર કનટરાટ આપેછે અને ફકત તે કનટરાકટનીજ વીગતો અજાએબી પેદા કરેછે. સસતો ઈજારો અને બેહદ ખપ એ આ કનટરાકટની ગોપા છુપી બોલીઓ છે.

દર તરણ માસે ૩૦ થી ૩૨ લાખ સટાંપનો ખપ પડે, તે મુજબ દર ૧૦૦૦ સટાંપે ૬ થી ૬॥ પેનસને ભાવે આ કનટરાકટ આપેછે. પણ એટલા ભાવે કનટરાકટરને શું શું કરવું પડેછે ? સરકાર તરફથી તેને સરકારી છાપના કાગજ મળેછે, તે એકેક કાગજ ઉપર રાંણીના માથાંવાળા ૨૪૦ છાપ છાપવા પડેછે, તે છાપની પલેટ તેને બનાવવી પડેછે, તે છાપવાની રંગીન સાહી તથા પછવાડે લગાડવાનો ગુંદર પણ તેનોજ, જેની બનાવટ સરકારના ફરમાવા મુજબ રાખવી પડેછે અને તેનું કારખાંનું સરકારી અમલદારની દેખરેખ હેઠલ છે, ઈતીઆંદી.

આટલી બધી શરતો છતાં ૧૦૦૦ સટાંપ ઉપર ૬ થી ૬॥ પેનસનો ભાવ કનટરાકટરને પાલવેછે, કેમકે સટાંપનો ખપ બોલી કરતાં ઘણો વધી પડયોછે. દર તરણ માસે ૩૦ લાખને બદલે કાંઈ એકુ કરોર સટાંપ ખપતા હશે. લખનારાઓ વધયા, કાગજ વધી ગયું, સટાંપ પણ વધી ગયા !

એક કાગજ ઉપર ૨૪૦ સટાંપ સાથે છાપેલા હોય, તારે એકેક સટાંપને કાપી લેતાં ઘણો વખત લાગે અને અગવડ પડે. એ ઉપરથી કાપવાનું સેવલ કરવા સારૂં દરએક ટીકીટની વચે છીદર અથવા નાંકાં પાડવાના સાંચાની શોધ થઈછે. હાલ સટાંપના કાગળો એ રીતે કંગાઈદાર કાંણાંથી કોરી કાઢેલાં આવેછે, અને તેમા આપણને નવાઇ લાગતી નથી, પણ એકવાર એની પણ મોટી નવાઈ હતી. એની પણ એક કાંહાંની બનીછે !

સને ૧૮૪૭ મા ઈંગલંડના પોસટ માસટર જેનરલને મી૦ આરચર નામના ઈંગરેજે ટીકીટોની આસપાસ જીણા આંધરાં પાડવાની ભલામણ કીધી. તે ઉપર ઘણીક તકરાર ચાલી પણ એ વરશમા કાંઈ બનયું નહી. ૧૮૪૮ મા આવાં છીદરો પાડનારા સાંચાને અજમાવી જોવાનો હુકમ થયો પણ તે વરશ વહી ગયું અને ૧૮૪૯ નું શાલ પણ ખલાસ થયું મગર તે સાંચો જાંહાંનો તાંહાં રહી ગયો.

શેવટે મી૦ આરચરનો સાંચો બાહાલ રહયો, પણ તેની કીમત ઉપર તકરાર ચાલી. મી૦ આરચરે ટીજોરી ખાતાંને કહેયું, ટીજોરી ખાતાંએ સટાંપ ખાતાંનો હવાલો આપયો, સટાંપ આફીસે પોસટ આફીસને કાંઈક ભલાંમણ કીધી, પોસટ આફીસે વળી સટાંપ આફીસને સુધારેલી ભલામણ કીધી, પણ કાંઈ શેવટ આવયું નહી.

મી૦ આરચરે વળી પાછી પોસટ આફીસને અરજ કીધી, પોસટ આફીસે તેને ટીજોરી ખાતાંનો હવાલો આપયો. મી૦ આરચરે હવે ટીજોરીને અરજી કીધી અને ટીજોરીએ વળી સટાંપ અને ટપાલ ખાતાં ઉપર તે અરજીને પાછી વાળી. એ બે ખાતાંઓએ મસલત કીધા પછે, ટપાલ ખાતાંએ સટાંપ ખાતાંને લખયું; સટાંપ ખાતાંએ કબુલ થઈ, ટીજોરી ખાતાંને લખીઉં; ટીજોરી ખાતાંએ પંસંદ કરી ટપાલ ખાતાંને લખયું, અને ટપાલ ખાતાંએ પાછું મી૦ આરચરને લખયું.

પણ હજી કાંઈ શેવટ આવયું નહી ! મી૦ આરચરને તેના સાંચાને માટે સરકારે ૬૦૦૦ રૂપીઆ આપવા માગયા, જે તેણે અંતે ના પાડયા. ખુદ સાંચાની ઉપર પચાસ મહીના અને ઈનામની ઉપર તીસ મહીનાની તકરાર ચાલવા પછે, આરચર નાઉમેદ થયો નહી. તેણે ફરી ફરીથી અરજીઓ કીધી અને અંતે તેનો સાંચો અમલમા આવયો !!

—oooo—

# ચીનાઈ મનાઈઓ.

ચીના લોકની થોડીક કેહેવતો હેઠલ આપીએ છઈએ, જેમા સઘલી શીખામણ "હા" થી નહી પણ "ના" થી આપીછે. ઈઆને ફલાણું કામ કરવું, ફલાણું બોલવું. એવી રીતે નશીએત આપા નથી, પણ ફલાંણું નહી કરવું એવી મનાઈના આકારમા એ સઘલી દાનાઈ શીખાડીછે—

**બચાં**—તેમને સોના રૂપાંથી સણગારતો ના. તેમને ખરાબ સંગતમા ફેરવતો ના. તેમને ઘણું બોલાવતો ના. તેમને હલકી ચીજ શીખવતો ના. તેમને મગરૂર બનાવતો ના. તેમને મશખરી ઠઠા શીખાડતો ના. તેમને આલસુ બેસાડતો ના. તેમને ગોલામોને મારતાં શીખાડતો ના.

**પઈસા**—ગરીબાઈથી શરમાતો ના. હલકા ખોરાક ઈઆ હલકા પોશાકથી લજવાતો ના. નકામી ચીજ ખરીદતો ના. મોટાઓની સંગત શોધતો ના. ખાણા પીણાનો ઘણો શોખ રાખતો ના. મોટાઓ અને માતબરોની નકલ કરતો ના.

**શખુનો**—લોકોના કુથલા કરતો ના. છુપી વાતો બોલતો ના. લુલોને છુપાવતો ના. ગાલોને ઓચરતો ના. માણશોને ચીડવતો ના. કોઈના મા બાપને વગોવતો ના. કોઈના દેખાવને હસતો ના. એકની ખામી સારૂં બીજાને બદનામ કરતો ના. કોઈની મશખરી કરતો ના. કોઈના સોગંદ લેતો ના. તદન સતો થતો ના. જુઠું બોલતો ના. દોલતપર મગરૂર થતો ના. ગરીબોને ધીકારતો ના. વાતચીતમાં વચે બોલતો ના. પોતાને હોશીઆર મા ખપાવતો ના. ભુંડાં ગીત ગાતો ના. જૅર પુછડાં વગરનુ બોલતો ના.

**લખાણ**—લોકોને નુકસાનકારક એક શબદ લખતો ના. લોકોને તોહોમત લગાડવાનો એક શબદ લખતો ના. નાતીનો ભંગ કરનારો એક શબદ લખતો ના. ખરાંને ખોટું કરનારો એક શબદ લખતો ના.

**ચોપડીઓ**—ચોપડીમા સોએ મેળતો ના. ચોપડીને તકીઆ તરીકે મેળતો ના. ચોપડી સોએ દોરા મુકવા સારૂં ઓરતના હાથમા મેળતો ના. ચોપડીને મરડતો ના. ચોપડીના પાનાને ફાડતો ના. પાંના ઉતાવલમા ઉઠલાવતો ના. ચોપડીને હીઆંથી તાંહાં પછાડતો ના, ચોપડીને ઢગલામાં નાખતો ના.

કાગજ—લખેલાં કાગળથી કાંઇ ચીજ લુછતો ના. લખેલાં કાગજ બારીએ ચોંહોટાડતો ના. લખેલાં કાગજ થી ઢાંકણાં કરતો ના. લખેલાં કાગજમાં પઈસા બાંધતો ના. લખેલાં કાગજને મોહડાંમા લેતો ના. લખેલાં કાગ જથી નમુણા કાપતો ના ઈઆ વેતરતો ના.

~~~oooo~~~

## એક અમેરીકન ગોરદાફરીદ.

ઈરાંની દાસતાંનવાલી બાનુ ગેસસપતી બાહદુરી ત થા જાહેર લડાઈઓ તેમજ અફ્રાસીઆબનાં દગાથી ઠગાઈને લડવા જતા જુવાન પેહેલવાન શોહોરાબના હુમલાઓ સામે ગોરદઆફરીદે પોતાના બાપનો કીલો કેવી હીમતથી થોડો વાર તકાવી રાખેઓ હતો તે વાંચનારી બાનુઓએ વાંચયું હશે. તેમજ સને ૧૮૫૭ ના સાલમાં ઉઠેલા ખુનખાર બલવામાં જાંનસીની સુરી રાંણીએ પોતે તલવાર બાંધીને અંગરેજી લસક રને કેટલા હફાવીઆ હતા તે તાજો દાખલો વાંચનાર ભુ લી ગયા નહી હશે. તેવી ફીસમનો એક સ્ત્રીની બાહદુરી નો દાખલો લોરડ કેમસની બનાવેલી "સકેચીસ ઓફ ધી હીસટરી ઓફ મેન" નામની ચોપડીમાંથી નીચે આપીએછે.

૧૬૯૦ નાં વરસમાં કેટલાક "આઈરોકયોઈસો" એ કે નેડામાં ફરેંચોનાં "ફોરટ ડી વરચેરીસ" ના કીલા ઉપર હુમલો કીધો અને ગુપચુપ કરો નીસરણીથી ચહડી જવા ની આશા રાખતા હતા પણ તેઓ ઉપર બંદુકનો માર પ ડવાથી પાછા ફરીઆ. તેઓ ફરી આગલ વધીઆ પણ ફરીથીબી અચરતીમાં અને તાજુબીમાંજ પાછા હઠીઆ, કા રણ કે કીલાપર દરએક જગોએ એક સ્ત્રી શીવાએ બીજું કોઈબી નજરે પડતુંતું નહી. આ સ્ત્રી મેડમ ડી વર ચેરીસ હતી કે જે પકા ઠરાવ અને હીમતથી એક મોહટાં લશકરની મદદથી લડતી હોય એવી રીતે લડી. પણ લશ કર ન હતું. જગાનો બચાવ કરનાર સ્ત્રીઓ શીવાએ બીજું કોઈ નથી એવું જોઈ આઈરોકયુઈસો વારેઘડીએ કીલાપર હુમલો કરતા, પણ બે દાહડા સુધી ઘેરો નાખીઆબાદ તેઓ એ જોયું કે આપણે પાછા ફરશુંતો ભલેભલું અને નહીતો પાછા ફરતાં રસતામાંથી સપડાઈ જશું.

બે વરસ પછી, આજ લોકોની એક ટોલી એવી અચાણચી તે કીલા આગલ માલમ પડી કે તે કીલા ના રખેવાલની ચઉદ વરસની છોકરીને ફકત બાર ણું બંધ કરવાના વખત શીવાએ વધારે વખત પણ નહી મલીઓ. આ વખતે એ જુવાન સ્ત્રી અને એક શીપાઈ શીવાએ બીજું કોઈબા નહી હોવા છતાં તે સ્ત્રીએ ખુબ હીમત રાખી. તે પોતે એખલી હોવા છતાં જરાબી બીહધી નહી અને ઘડીકમાં આએ તો ઘડીકમાં બીજી બાજુ નજરે પડતી હતી અને તક જોઈ બંદુક ફોડ તી હતી અને ઘડી ઘડી પોતાનો પોશાક બદલતી હતી કે જેથી પેલા હેડલ વાલાઓને એવું માલમ પડે કે ઉપરબી લ શકર છે. ટુંકમાં કહીએતો આ જુવાન છોકરીએ પોશાકો બદલવાની ઝડપ તથા સમયસુચકતા અને તે સાથે હીમત અને કલા વાપરીઆથી કીલો બંચાંવીઓ અને હીચકારા આઈરોકયુઈસોને નાઉમેદ થઈ પાછું ફરવું પડીઉં.

## જાડી ચામડીના જાનવરો.



### ૨—ઘધેડો.

ઘધેડો ઘોડા કરતાંબી આગળ એટલે બે હજાર વ રશ અગાઉ માણશ જાતની જાનમાં આવેલો કેહવા છે. આપણા લોકો જેમ ઈરાનમાં ઘણી ગાય અને ઘ ણા ઘોડાઓ રાખવાનું શવાબ (અવસતા પરમાણે) ગણત હતા, તેમજ ક્રાઈસટના વખતમાં ઘધેડાં રાખવાનું સ વાબ ગણાતું હતું, કેહેછે કે જોબ નાંમના શખસ પાસે ૫૦૦ ઘધેડી હતી. અસળથી એસીયાના મધ્ય ભાગમાં ઘ ધેડાંના ટોલાં જંગલી હાલતમાં ફરેછે, જેઓમાં એક ઘધેડો શરદારી ભોગવેછે. ઘધેડું તેના લાંબા કાંન, બાળથી ભરેલ પુછડું અને ખભાંપર એક કાલો પટો હોય તેથી ઓળખાય છે, ઘધેડાંનું બરાડવું એવુંતો અજાએબ જેવું છે કે તેથી અણજાનુ માણશ ચોંકયા વગર રેહતું નથી. કેટલેક ઠેકાણે હજી ઘધેડાપર સવારી કરવામા આવેછે. એ પરાંણી ઘણું જોરાવર છે, અને થાક તથા ભુખ ધીરજથી ખમેછે. થોડ કાંટાનો પાળો અને શુકો વનશપતીપર તે આખો દીવશ કાહાડેછે, પણ પાંણી પીવામાં ઘણું શુઘડછે, પાણી માત ચોખુ હોય તોજ પીયેછે. ઘધેડુ ચાર વરશ શુધી વધેછે અને એની જીંદગી ૨૫ થી ૩૦ વરશ શુધીનીછે. ઘધેડ નું દુધ મજબુત છે, અને તે દવાઈના કાંમમાં વપરાયછે, જ વીશે વાંચનારી અબલાવોને વધારે રોશન છે કે જયારે બચ ની માયને દુધ નથી હોતુ અથવા નબળું દુધ હોયતો ઘધેડી નાં દુધપર માણશ જાતનું બચું ઉપરેછે! ઘધેડાંની ખરી પણ ઘોડાની માફક એક પગને ફાટીને જેમ બીજાં ઢોરને બે હોયછે તેમ નહીં પણ એકકીજ હોયછે. આ પરાંણીની લાત ઘણી મજબુતછે. ઘણુકરીને એ કુંભારલોકને વધારે ઉપયોગનુંછે. તેઓ તેને ભારબરદારી તરીકે વાપરેછે. અસલનાં લોકો ઘધેડાંપર સવારી કરતાં, તોપણ હાલમાં આ પણા લોકો તેને હલકું ગણેછે, જેમકે પેલી વખણાયલી કેહે વતછે કે "ઘધેડે બેઠા તો ગામ બાહાર."

### ૩—ખચર.

ખચરનો આકાર, તેના પગ, કાન, પુંછડું અને સઘ લું આંગ ઘોડાને મળતુંછે. પણ જરા ઠીંગણુંછે. એ જાન વર ઘણું હઠીલું તથા ઠરેલ પગનુંછે, અને જો છોડી દીધું હોય તો ગમે તેવો ખડક સેહેલથી પસાર કરી જાયછે. તે કારણથી જયાં ઘોડાનો ભરોશો નથી તાંહાં, એટલે યુરોપ અને અમેરીકા
~~~

માં આલપસ, આનડીશ, અને બીજા પાહાડોપર મુશાફરો અને બોજો ઉંચકી લઈ જવાને એ પરાંણી ઘણું કામ આવેછે. ખચર વીશે એવું કેહછે કે તે પેહલવેલું ક્રાઈસટની અગાઉ ૧૭૦૦ વરશપર જંગળી હાલતમાં જણાયું હતું.

### ૪—ઘોરખર.

ઘોરખરને કેટલાંકો ઘોડામા અને કેટલાંકો ઘધેડાંમા ગણેછે. એ પરાંણી નાજુક અને શોભીતુંછે, તોપણ જબરૂ છે. એને વાસતે એવું કેહવામાં આવેલુંછે કે એ વીજલીની માફક માથુ સીધુ રાખી ફુંફારા મારતું દોડેછે. હાવી દોડવાની ઝડપથી શીકારીઓના હાથમાથી શેહેલાઈથી બચી જાયછે. એ પલાતુ નથી, અને એનો અવાજ કઠોરછે. તાતાર દેશમાં આ પરાંણી ઘણાછે જયાં. એક ઉસતાદની તાબેદારી નીચે ટોળેટોળાં ફરેછે. એનો રંગ મલાઈના જેવો, કાલી યાલ, અને પુછડાંને છેડે બાળનો જુમખો હોયછે.



આપણા ઈરાનના અશલી પુરાતન બાદશાહો અને પેહેલવાંનો જે શીકાર કરતા હતા તે આજ પરાંણી છે. એના ગોશનો શોખ તેઓને એટલોતો હતો કે તેઓ એના શીકારને માંટે કેટલીકવાર પોતાની પયારી જીંદગી જોખમમાં નાખતા હતા. "નરગેશ."

---

## એક ડાકટરે કહેલી વાત.

મેં ડાકટરનો ધંધો પેહેલવેહેલો કરવા માડીયો તારે હું કોલાબે રેહેતો હતો. મારા ઘરની પછવાડે એક નાનું તથા અસલી બાંધણીનું ઘર હતું, તેમા કોણ રેહેતું હતું તે ઘણાખરાં જાણતાંબી ન હતાં. તેઓ એટલાંતો એકમારગી હતાં કે બજારહાતને સારૂં પણ કદાચજ બાહેર જતાં આવતાં. તે ઘરમા એક ડોસી નજદીક સાઠ વરસની રેહેતી હતી. પરપુછ ઉપરથી એવું માલમ પડીયું કે તે ઘરધણીઆંની થાય. તેની પાસ થોડાએક પઈસા હતા તેથી પોતાનું તથા પોતાની એકપુરી અઢાર વરસની ખુબસુરત જવાન દોકરીનું ગુજરાન ચલાવતી હતી. તેઓના ઘરમા કોઈ પણ મરદ આવતો જતો ન હતો.

એક દાંહાડો રાતના નવ વાગેલા હતા અને હું મારા ઓરડામાં બેઠો બેઠો વાંચતો હતો. કાંઈ કામ ન હોય તારે વાંચવું મને બહુ પસંદ હતું. રાત ઘણી ઠંડી હતી, વરસાદ ઝરમર ઝરમર આવતો હતો, અને પવનની ઠંડી લેહેકી મારા આંગ ઉપર લાગી એક જાતની મારામા ખુશી ઉતપન કરતી હતી. આ વખતે મને જરા હુંગ આવી તેથી અલોટવાની ખુરસી ઉપરજ સુઈ ગયો. ઘડીઆલની ટકોરી અગીઆર થઈ તારે હું ચોંકી ઉઠીયો. આ વખતે મારે એક ઘરાકને તાંહાં જવું હતું. પણ મન ઘચુપચુ થયું કે હમણા જાઉં કે સવાર સુધી ખોટી રહું. હું ઉઠીને બારી આગળ ગયો. બારી આખી ઉઘાડી અને બાહેર ડોકીઉં કીધું. આસમાન સીહાઈ રંગનું હતું. વાદલાં જોરમા જાણે પોતાને કાંઈ કામે જતાં હોય અને મોડું થયાથી ઉતાવલ કરતાં હોય તેમ દોડતાં હતાં. મોહોલાની અંદરની બતીઓ ઝાખી દેખાતી હતી, અને મારો ઓરડો જે પાછલી તરફ હતો અને તાંહાં માતર થોડાંજ ઘર હતાં તેથી બરાબર બતીઓબી ઓટલા ઉપર મેલેલી ન હતી, અને પેલાં અસલી ઘરના ઓટલા ઉપરતો મુદલ હતીજ નહી. આ વખતે કાંઈ પણ ચોકસ ચીજ ઉપર વીચાર કરીયાને બદલે ખાલી ખીયાલમા થોડોએક વાર ગુતાયો. પછી જાને મેં કાંઈ સાંભળીયું હોય—પણ નહી·મેં કાંઈ સાંભળીયું હતું નહી, તેતો માતર મારા મનનો ખીયાલ હતો અથવા પાછલથી મારા મગજમાં આવો વીચાર આયો હોય—પણ એ વાતની મને ચોકસ યાદ નથી. હું એમ ધારૂંછું કે મેં ડમકાં ખાતો અવાજ સાંભલીયો પણ તે વખતે પવન ફુકતો હતો તેથી મેં તે ઉપર કાંઈ ધીઆન આપીયું નહી અને મુગો મુગો બારી આગલ ઉભો રહો. આ વખતે મારા આંગમાં એક જાતની ધાસતી ઉતપન થઈ અને દીલપર ઝરાં પડવા લાગાં.

હું જે બારીએ ઉભો હતો તેની સામે પેલું ઘર હતું તેની ઉપર મારી નજર ગઈ. હું જોતો હતો એટલામાં ભોંયતલીએનું બારણું ઉઘડીયું અને એક મરદ બાહેર જતો હોય તેમ દેખાયો. તે જવાન મધીયમ ઉનચાઈનો તથા મજબુત બાંધાનો હતો. તેણે કાલો ડગલો પેહેરેલો હતો. જેવું તેનુ બારણું ઉઘાડી બાહેર આવવું થયું તેવુંજ મારા ઘરની દીવાની રોશની તેના ચેહેરા ઉપર બરોબર પડી. આજ વખતે તેણે ઉનચે જોયું અને મારી તથા તેની નજર સામાસામી થઈ. આ વખતે મેં તેનો ચેહેરો બરાબર જોયો, જેનો છાપ મારા હઈયાં ઉપર એવોતો મજબુતાઈથી બેઠોછે કે મરતાં સુધી ભુસાનાર નથી. તેની નજર મારા સાથ મલતાંજ તેણે મોહો ફેરવી નાખીયું અને ઉતાવલમાં હોય તેમ બારણું બંધ કરી ચાલી ગયો.

આ સખસ ચાલી ગયો પછી એક બલદની ગાડીમાં કોઈ તેજ ઘેર આગલ ઉતરીયું. મેં બરાબર ટીકીને જોયું તો પેલાં બુઢાં ડોસાં હતાં, જેવન કોઈ સગાના મરણથી આટલી મોડી રાત સુધી બાહેર રહાં હતાં.

આ વખતે હું મારી ખુરશી ઉપર જઈને પાછો બેઠો અને પેલાં ઘરાકને ઘેર જવું માંડી વાલયું. ચોપડી હાથમાં લીધી અને વાંચવા બેઠો. વાંચતાં વાંચતાં બાર વાગા. આ વખતે મારી નજર એક આરસીના મોટા તખતા ઉપર પડી.

ઓ ખોદા ! આ વખતની મારી હાલતનું શું બયાન કરૂં. મારી રગોમાં લોહી ઘણા જોશથી દોડવા માંડીયું, ચોપડી હાથમાંથી નીચે પડી અને જમીન ઉપર એક થાંભલાની કાંની ઉભો રહો.

આ વખતે આરસીમાં મેં શું જોયું ! નહી કે મારો પડછાંયો, પણ કોઈ બીજાનોજ. એક ખુબસુરત ઓરત, જવાનીના બાહારમાં ખીલતી પણ મોહોતની બેહામની સોકલનો છાંયો તેના ઉપર પડેલો. તેના બાલ લટકતા પણ વીખરાઈ ગયેલા હતા, તેની આંખોમાંથી જાણે લોહીનો પવન ફુકતો હોય તેમ દેખાતી હતી અને ટીકી ટીકીને જાણે મારી સામે જોતી હોય તેમ લાગતી હતી. તેણીના હોઠ ઉં

નાશ વાળી નાખેછે. સને ૧૪૨૧ ની રેલમા ૭૨ ગામડાં ઘસડાઇ ગયાં, હજારો રેહેવાસીઓ મરણ પામયાં, તથા જમીન ઉપર એક મોટો દરીઆવ થયો કે જે હજી રહયોછે.

હારલેમ નામનો મોટો સરોવર જે હાલ મોજુદ છે, તાંહાં પેહલાં વસતીવાળાં ગામડાં, મેદાંનો અને ખેતરો હતાં, પણ ૧૫ મી તથા ૧૬ મી સદીમા દરીઆવે વખતેવખત ચઢી આવી આ સરોવર બનાવયોછે. પાછલા વખતમાં મેહેનતુ વલંદાઓએ મોટા બાફના સાંચા લગાડી આ સરોવર કેટલોક ખાલી કરયો, તારે તેને તલીએથી ડુબેલાં ગામડાંની ઇધાંનીઓ તથા રેહેવાસીઓના હાડકાં મળી આવયાં. આવી ખરાબીઓ ઘણી અટકીછે, તોપણ કોઇ કોઇ વાર હાલંડમા મોટી આફત આવી પડેછે. ફકત દરીઆથીજ ખરાબી થતી નથી, પણ નદીઓનું તથા દેશમા ચોમેર પડેલું બરફ જારે પીગલવા માંડેછે તારે છેક જરમનીવેરથી પાણી આ નીચાણ મુલકમા દોડી આવેછે. ૧૮૬૧ મા તેમ બનયું હતું, જારે ૧૬ ગામડાંનો નાશ થયો, ૧૮૦૦૦ રેહેવાસીઓ ઘરબાર વગરના થઇ પડયાં તથા ઘણાકોનો જીવ ગયો. તાર પછે વળી એકુ અઠવાડયાંમા બરફનું અચળુય તોફાન થયું, જેથી આખાં પરાંતમા બરફનો ઉંડો દરીઆવ થઇ લાગો, અને ઘરોના માલા સુધી બરફનો એવો ડરો બંધાયો, કે "સ્કેટર" (લોઢાંના સડકણા જોડા પેહેરનારા) લોકો દેવલોની એક બારીની અંદરથી બીજી બારી સુધી આરપાર જઇ આવતા હતા !

એ પરમાણે હાલંડ દેશ એટલોતો નીચાનમા આવેલોછે કે કોઇકવાર જારે દુશમનો ચઢી આવયા હોય તારે વલંદા લોકોએ પોતાના શેહેરની આસપાસ પોતાની ખુશીથી રેલ આંણી દુશમનને હાંકી કાહાડેલાછે. સને ૧૫૭૪ મા વલંદા લોકોના લીડન શેહેરમા એવો બનાવ બનયો હતો, તેની કાંહાંની ઘણી જાણવા જોગ છે. એ શેહેર હાલંડમા સઉથી જુનું છે, અને ઉપલાં વરશમા તાંહાં હાલના કરતાં તરણઘણી વધારે વસતી હતી. તાંહાં સપાનીઅરડ લોકોએ ચઢી આવીને કેટલાક મહીના સુધી ઘેરો ઘાલયો, જેથી લોકો એટલાં બતંગ આવી ગયાં કે કેટલાંક અઠવાડયાં સુધી કોઇએ રોટીનો એક કકડો જોયો નહી અને ઘોડા, કુતરા, બીલાડા, મુલીઆં તથા ઘાસ પણ લોકો ખાવા લાગાં, એટલુંજ નહી પણ દુકાળ સાથ મરકી ચાલુ થઇ. અંતે રાજાના હુકમથી દરીઆવને અટકાવા માટે બાંધેલા બંદોબાંજી નાખી દરીઆવને શેહેરમા દાખલ કીધો જેથી ઘેરો ઘાલી પડેલા દુશમનની છાવણીમા રેલ આવી અને તેને નાહાસી જવું પડયું તથા રેલની સાથે દુશમનની સઘળી ખોરાકી શેહેરમા ઘસડાઇ આવી. આ રેલથી શેહેરને થોડી ખરાબી થઇ ખરી, પણ વલંદાઓએ દુશમનની ખરાબી કરતાં રેલની ખરાબી પસંદ કીધી, જે બાહાદુરી ભરેલાં કામની યાદગારીમા હજીબી દર વરશની તા૦ ૩ જી અકટોબરે તેઓ જશન કરેછે.

એ પરમાણે આ દચ લોકોનો મુલક સઘળો અગવડ અને હેરાનગતી ભરેલો છે. તાંહાંની જમીન ઘણી ખારી છે અને મટોડી ઘણી હલકી છે; તાંહાંની હવા ઘણી સરદ તથા નાપસંદ છે, અને આઠ મહીના સુધી જબરદસત શીયાલો ચાલેછે તથા હુનાલાના ચાર મહીનામા ખારી જમીનોમાથી પુશકલ બાફ નીકલીને ઘણો તાપ પેદા કરેછે. આવો કઠણુ અને શખત દેશ વલંદા લોકો છોડી કાંએ નથી જતા ? નહી—એ લોકોની એવી ખાશીએતજ નથી. તેઓ દેશ ઉપર ઘણો ચાહા રાખેછે; તેઓ મેહેનતુ તથા ખંતી ને કામ કરનારા છે, માટે તેઓએ પોતાના દેશમા રહીને તેને સુધારવા, તેને રેહેવાજોગ કરવા, તેમાની રેલોને બંધ કરવા પાછળ આજ હજાર વરશ તેઓએ ગુજારયાંછે અને તેમા ખોદાએ તેઓને મોટી યારી આપીછે. તેઓ પોતાના દેશમા દીપી નીકળયાછે, એટલુંજ નહી પણ દુનીઆંમા તેઓ મોટી પરજા તરીકે દીપી નીકળીઆછે. તેઓએ ઘણા રાજયો લીધાંછે. તેઓએ ઘણા ફીલસુફોને જનમ આપયોછે. તેઓએ ઘણા મહાત કરમો કરયાંછે.

ખુદરતી અડચણો સાંમે તેઓએ શું શું કીધુંછે તે જુવો. તેઓએ પોતાના દેશના ફરતા કીનારા ઉપર ઘણી ગજ દરીઆવ પુરીને ઉંચા કીનારા બાંધયાછે, તથા તે ઉપર મજબુત બંદ કરી લીધાછે. તે કીનારાઓ ઉપર જોરાવર પવણને લીધે રેતી ઘસડાઇ આવીને તેના ડુંગરો બનયાછે. એ રેતાલ ડુંગરો રેલમા ઘસડાઇને દેશમા ફરીવળે એવા છે, પણ વલંદાઓએ એ સઘળી રેતીમા હજારો ઝાડો ઉગાડયાંછે, જેથી તે જગાને મજબુતી મળીછે, અંદરની જગા સલામત રહીછે અને કીનારાની સોભા વધીછે; ટુકમાં જે રેતીથી નુંકસાન થાત તેજ રેતીને પોતાના બચાવમા લીધીછે. એજ પરમાણે નદીના તલીઆં ઉંચાં હોવાથી એવીજ રીતે નદીઓને ફરતા પણ બંદ બાંધી લીધાછે, જેમાં પુશકલ ફતરા અને લાકડાંના "બરેકવાટર" કરવા ઉપરાંત સારી રીતે ચીનેલી ગંજાવર દેવાલો વટીક બાંધવામા આવીછે. એ સઘલાં બાંધકામને અછી મરામતથી જાલવી રાખયાંછે, એટલુંજ નહી, પણ વળી દરએક ધાસતી ભરેલી જગા ઉપર સરકારની ચોકી રાખીછે; કાંઇ ભાગ તુટ સમારવા સારૂં મજુરો હંમેશ તઇઆર રેહછે; અને જેવી એક દેવાલ ભાગી કે ટોપ ફોડીને સરવેને ચેતવણી આપતાં વારજ મરામત પાછી ચાલુ થાયછે. આવી જાથુકની મેહેનત ઉપરથી એક શેહેરના લોકોએ વાજબીપણે પોતાનો માટો આવો રાખયોછે—એક તરતો સીંહ પાડયોછે જે બોલેછે કે "હું મેહેનત કરૂં છઉં અને મારૂં માથું દરીઆની સપાટીથી ઉંચે લઇ ફરૂં છઉં."

હજી વધારે અસરકારક દાખલો તો નીચેના ચીતરવાલાં આમસટરડામ શેહેરનો છે, કે જેને બાંધવામા વલંદાઓએ તારીફલાએક જેહેમત ખેંચીછે. નામાકીત ઇરાસમસ એ શેહેરના રેહેવાસીઓને "કાગડા" કેહેછે, કેમકે "તેઓ કાગડાની મીશાલે જાહાડ ઉપર રેહછે." તેઓ ખરેખર ઝાડપર નથી રેહતા અને તોપણ આ કેહેવત લાગુ પડતી છે. એ આખાં શેહેરની જમીન તલે લાકડાંના મોટા મોટા "પાઇલ" ડાટેલા છે, કેમકે એ શેહેરની સઘલી જમીન પોચી અને રેતાલ હોવાથી ઘરોના પાયા ધસી જાયછે, તેથી નીચે જબરદસત ઝાડોના દરખતો દાટીને પછે તેના ઉપર આખાં શેહેરના ઘરો બાંધવામા આવયાંછે. આવાં એક શેહેરમાં ગાડી ઘોડાનો ઘણો મારો હોયતો નુકસાન થાય, એટલા માટે પેહેલાં ગાડીઓ ઉપર શખત છાપો નાખેલો હતો. પણ



નાહના નેપોલીયનનું "આતશનું બાપ્ટીઝમ."

લાકડાંની જમીન નબલીજ માટે ઘણાક જુના ઘરો પાછાં લચી પડયાંછે, અને ભારી વખારો જમીનમા બેસતી જાય છે, જે સરવેને મરામતમા રાખતાં બીચારા વલંદાઓને અથાગ મેહેનત લેવી પડેછે. રસતા ઉપરનો મારો ઘટાડવા તથા દરીઆવની ધાસતી મટાડવા આખાં દેશમા નેહેરો બાંધેલી છે. આમસટરડામથી હેલડર સુધી જે નેહેર બાંધીછે, તેમાં મોટાં વાંહાંણો ચાલેછે અને તે ૫૦ માઈલ લાંબી છે.

નેહેરો રસતાઓની વચોવચમાં છે. બે બાજુએ ખુસકીની આવજાવ તથા વચમાં પાંણીની આવજાવ, અને બંને વચે વળી ઝાડોની ઘટા કરેલીછે. એકલાં આમસટરડામમાં એટલી નેહેરો છે કે તે દરીઆમાં બાંધયું હોય તેમ લાગેછે અને તે ઉપરથી તેને "બીજું વેનીસ" કેહેછે. એ એકજ શેહેર તેમાની નેહેરોથી ૯૫ જુદા જુદા ભાગોમા વેંહેંચાઈ ગયુંછે. તેમા ૨૯૦ પુલ છે. એજ શેહેરમા પાદશાહનો મોટા મેહેલની તલે ૧૩૬૫૯ લાકડાંના પાઈલ ગારવા પડયાછે! એવીજ રીતે મેહેનત લઈ વલંદાઓએ પોતાના ઘણાખરાં શેહેરો, નેહેરો તથા રસતા બાંધયાછે, એટલુંજ નહી પણ આવાં ઉજાડ મુલકમા તેઓએ રેલવે પણ દાખલ કરીછે તથા મુખીઅ શેહેરો વચે તેને ચલાવેછે. ઘણા મહીના સુધી સઘળું બરફ થવાથી વેહેવાર ઈઆ ગમત સરવે બરફ ઉપર લોઢાંના જોડાની મારફતે થાયછે. કાસદો તથા બીજા ઉદયોગી લોકો બરફ ઉપર સડી જઈને ઝપાટામા મોટી મંજલો કરેછે. તેઓની બે કલાકમા ૩૦ માઈલની મંજલના દાખલા નોધાયલાછે.

આ સરવે હુંનરગારી અને જેહુમતથી વલંદા લોકો દુખી નથી. તેઓ સુખી અને આબાદ છે. ઉપલાં શંકટોથી મેહેનત, કરકસર, સાવધપણું વગેરે સારા ગુણોની તેઓને આદત પડીછે. તેઓને પોતાની હાજતોને માટે તરેહવાર શોધો કરવી પડી, પોતાના વેપારને માટે દેશેદેશ જવું પડયું, તે ઉપરથી તેઓએ ઘણાક રાજયો લીધાં, જેમા તેઓ હીંદુસતાન મધે પણ દોર ચલાવી ગયાછે. તેઓ દરીઆઈ લડાઈમા ઘણા માહેર થઈ ગયાછે અને તેઓની ફોજ તથા કાફલા ૧૭ મી સદીમા ઘણા જબરદસત હતા. તેઓના રાજ ઉપર દુશમનોએ ઘણા વીટાંમણા પાડયા, પણ શેવટે પોતાનું રાજ તેઓએ નેપોલીઅન પાસેથી પોતાના હાથમા લીધું, જેને માટે તેઓ ઈંગલંડને આભારી છે. વલંદા લોકોની વસતી ૩૭ લાખ માણસનીછે. તેઓ જરમન ઓળાદના છે અને જરમન બાશા બોલેછે. તેઓમા અડધો ભાગ પરોટેશટંટ પંથનો છે, બીજા રોમન કાઠલીકો છે. તેઓ સવતંતર, સખી, અને ઘણાજ સુઘડ છે. ટુકમા તેઓની સઘળી ખાશીએત નકલ કરવાજોગ છે. હમણા તેઓ પડી ભાગાછે તોપણ તેઓમા કેળવણી અને સુધારો ઘણો ચાલેછે. તેઓ કેળવણીને કેટલી પસંદ કરેછે, તેનો તારીફ લાએક દાખલો આ છે. લીંડન શેહેરના ઉપલા મોટા ઘેરાની વેળા લોકોએ જે હીમતથી શંકટો સહન કીધાં, તેના બદલામાં રાજાએ તેમને બેમાંથી એક છુટ આપવા માંગી. એક એકે ચોકસ મુદત સુધી લોકોને કરમાંથી બાતલ રાખવા અથવા, નહીતો બીજું એકે શેહેરમાં એક યુનીવરસીટી સથાપવી. આ ઉપરથી દાહયા ડચ લોકોએ કરમાંથી બાતલ થવાને ના પાડી યુનીવરસીટીની બખશેશ પસંદ કીધી! કે જે દીનથી લીંડનની યુનીવરસીટી હાલંદ દેશની તરણેમાં સઉથી સરસ ગણાયછે.



—xooo—

## આતસનું "બાપટીઝમ."

શાનશાહા ૩ જો નેપોલીઅન મરણ પાંમયોછે અને તેના કુટંબની સઘલી ઉમેદ તેના એકપુરા બેટા લુઇ તે ૪ થા નેપોલીઅનમાં ભરીછે. એ ઉમેદના અરસામાં પાસેના સફા ઉપર એક ચીતર આપીએ છઈએ કે જે, ઉપલી ઉમેદ કેટલી ફલશે તે બાબે કાંઈક વીચારો આપણા મગજમાં ઉભા કરેછે. મરનાર ૩ જો નેપોલીઅન પોતે જારે આઠ દસ વરશનો બાલક હતો તારે તેણે પોતાના કાકા મોટા નેપોલીઅન બોનાપારટ સાથ લડાઈમાં જવા માંગયું હતું અને તેને નહી લઈ જવા ઉપરથી તે રડયો હતો. એજ ૩ જો નેપોલીઅન જારે જરમની સાથની છેલી લડાઈમાં પોતે સરદારી લઈ ગયો, તારે હવે તેના જવાન બેટા લુઈની વારણ આવી કે પોતાંના મુરખી સાથ લડાઈનું તડકું અને સીરૂં જોય. લુઈને તેનો મરનાર બાપ પોતાની સાથે લઇ ગયો હતો અને તેણે આ શાહજાદાને જે પેહેલ વેહેલી લડાઇ દેખાડી હતી તેનું ચીતર આ સફા ઉપર મેળયુંછે.

એ લડાઈ ફરાનસ અને પરૂશીયાની સરહદ વચે સારબરક નામના લગાર પાહાડી શેહેરમાં થઈ હતી. એ શેહેર પરૂશીઅનોનું હતું, પણ ફરેંચો તેના ઉપર ધસી જઈ ફતેહ પાંમયા હતા; એજ તેમને ભુલવનારી પેલી તેમની પેહેલી અને કદાચ છેલી મોટી ફતેહ હતી, કે જેના બરૂસા ઉપર તેઓ ઘણી ખુશીમાં કુદતા હતા અને દુશમનોને પોતાને તાંહાં જોવા કરતાં પોતે દુશમનોના દેશ મધે જવાની ઉલટમાં છુટા હતા. તેજ પછેની બીજી વીસેમબરગની લડાઈમાં તેમને માલમ પડયું કે આ ઉમેદોમા તેઓ કેટલા ઠગાતા હતા. પણ એ બાબત સાથ આપણને કાંમ નથી. હાલતો પાસેના ચીતરની સમજ આપવાની છે.

ઉપલી સારબરકની લડાઇ ચાલેછે તેવામાં એક ટેકડી ઉપર શાંનશાહ નેપોલીઅન પોતાના રસાલા સાથ ઘોડેસવાર ચઢીને લડાઈ જોયછે. ચીતર મધે શાનશાહ અને તેનો બેટો તેમનાં દેખાવ ઉપરથી તરત ઓળખાઈ આવેછે. જવાન લુઈની ટોપી ઉપર સફેદ કપડાંનો પાટો વીટાલયોછે. તે ઘણી

ઈનતેજારીથી લડાઈ જુએછે અને શાંનશાહા આંગલી કરી તેને કાંઈ દેખાડેછે. પડોશમાજ તોપના ગોળા પડયાછે અને આગ, વરાર, તથા તાપ જે ફુટેલી ટોપમાંથી નીકલે છે, તેની આ શાહાજાદાને પેહેલીજ અજમાશ મળેછે. જારે આ લડાઈની ખબર શાનશાહે પોતાની રાંણી ઉપર લખી મોકલી, તારે તેમાં જણાવવું કે "આપણા લુઈએ એ લડાઈમાં આતશનું 'બાપટીજમ' લીધુંછે." એક બાલકને પેહેલવેહેલાં ખરીસટી ધરમમાં લેવાની કીરીયાને "બાપટીજમ" કેહેછે અને ઉપલા અલંકારની મતલબ એવી કે જાંણે રાજા રાંણીઓના ધરમ કે લડાઈ અને આગ વચ્ચે જવું, તેમાં લુઈ પેહેલ વેહેલો આજે દાખલ થયો.

આ દેખાવથી શાહાજાદા ઉપર અલબતાં મજબુત અસર થવી જોઈએ. માતર તરણસો વારને તફાવતે, આવતી ગોલીઓના વરસાદ વચ્ચે ઉભો રેહતાં તેને બીહીક ઉપજવી જોઈએ. પણ તેના ઉપર વધારે જે અસર થઈ તે બે ફરેંચ સીપાહીઓને ગોલીથી મરણ પાંમતા જોવાથી થઈ હતી. તેજ વખતે તેણે મોહડું કુમલાવી તે સીપાહીઓના માનને માટે પોતાની ટોપી ઉતારી, અને તેની અસર તેના મન ઉપર એવી મજબુત રહી કે તેજ દીને રાતના તેણે તે લડાઈનો એક નકસો ઉતારી પોતાના એક દોસત ઉપર મોકલાવયો. યુરોપના રાજવંસીઓ અને મોટા માણસો પોતાના બાલકોને ઢાલી લાડ લડાવી નબલા કરવાને બદલે તેમને હીમતવાંન તથા મરદાંનગી ભરેલા કરવાને કેટલા ખંતી છે તે આ શાહાજાદા લુઈના "આતશના બાપટીજમ" ઉપરથી જણાયછે.



## દાઢી કાઢી નાખવી કે નહી?

દુનીયાંની સરૂવાતથી આ સવાલ ઉભો રહેલો છે કે મરદોએ પોતાની દાઢી બોડાવવી કે નહી? વાન હેલમોનટ અને બીજા ઘણાએક વલંદા ફીલસુફોનો એવો વીચારછે કે આદમને ખુદાએ દાઢી વગરનો પેદા કીધો હતો, અને જે કાંઈ પાછલથી ઉગી હતી તેતો તેણે પાપ કીધા પછી વધી હતી. એજ ધણી જણાવેછે કે ફીરેશતાઓને પણ દાઢી નથી. આ ઉપરથી તે એવું કેહેછે કે દાઢી નહી બોરવી એ ગુનાનું કાંમછે. પણ આવા તેના કેહેવા ઉપર ભરોસો રાખી શકાતો નથી, કારણકે એઓ પોતે દાઢીને ધીકારતા હતા પણ લાંબી લાંબી મોટી મુછ રાખતા હતા!

આઠમો હેનરી રાજા પોતાની દાઢી ઘણીજ ટુમકી રાખતો હતો; પણ તેની બેટી રાણી ઈલાઈઝાબેથને બાલવાલા ચેહેરા ઘણા પસંદ હતા. નામાકીત નાટક રચનાર મહાશુર શેકસપીયરની છબીમાં તેના ચેહેરાપર જે રીતના બાલ જોવામાં આવેછે, તે સારૂં એવું કેહેવામાં આવેછે કે તે તેમાં રાણીનું એક "ચોકસ અશકતપણું" હતું. એસેકસ, લીસટર, અને રાલે ઉમરાવો જારે એ રાણીની મુલાકાતે જતા હતા તારે બોકરાંના જેવી લાંબી દાઢી બાંધતા હતા.

હાલના લડવાઈઆઓ પોતાના ચેહેરા ઉપર ઘણા બાલ રાખેછે; જેથી તેઓ એમ સમજેછે કે તેઓના ચેહેરાને ભપકો મલેછે. પણ સીકંદરના નહી જીતી શકાય એવા સીપાઇઓ બોડકા હતા. ચોકસ કારણોને લીધે આમ કરવાને તેઓને તે ફરજ પાડતો હતો. તે એ હતું કે એસીઆના જંગલીઓ કદાચ તેઓને દાઢીમાંથી પકડેતો તેઓ લાઇલાજ થઈ જાય અને દુસમનને તાબે થવું પડે. અગરજે મીનનો પાદશાહ એના જેવોજ ડાહો હતેતો પોતાનાં સીપાઈઓને ઈંગલીશ અને ફરેનચની સામે લડવા મોકલવા આગમજ તેઓની લાંબી ચોટલીઓ કપાવી નાખતે. કારણ કે લડાઈમાંથી નાશી જતા આ આસમાનના હજારો રેહેવાસીઓને ચોટલીમાંથી પકડી બંદીવાન કરવામાં આવીયા હતા.

આવી રીતે બોરવાની તરફેનમાં ઘણુંએક કેહવાયલું છે તેમ તેની વીરૂધમાં પણ છે. કેટલીએક સ્ત્રીઓ છોલેલા ઉંદર જેવા ચેહેરા પસંદ કરેછે અને કેટલીએકને ઘણા બાલવાલા ચેહેરા પસંદછે. હવે આ બેનો નીવેડો કોણ લાવે? ડાઓજીનીસ એવું કેહેછે કે જે ધણી પોતાની દાઢી બોરે તે ખુદરતને ધીકારેછે, કારણકે તે એવું સમજેછે કે તેને ઓરત બનાવતાં મરદ ઘડી દીધો. પણ આ ફીલસુફ પોતે ઘણોજ ગલીચ હતો. બીજા હાથ ઉપર રૂશીયાના શાનશાહા પીટર ધી ગરેટે દાઢી ઉપર મોરો કર મુકયો હતો. પણ જારે તે પોતાની નેમમાં નીશફલ થયો તારે સરવે દાઢીવાલાઓની દાઢી કાલુ કાઢવાની છરી વતે બોરાવવાનો હોકુમ કીધો!

આ ઉપરથી કેટલાએક વીદવાંનોનો એવો વીચારછે કે લોકોની ખુશી પરમાંણે બાલ રાખવા દેવા. એક મશખેરા ઈંગરેજી પતરમાં જણાવીયા પરમાંણે જે ઓરતના હોટને ગીલી નહી આવતી હોય તેના ધણીને બેલાશક વગર હરકતે પોતાની ખુશીમાં આવે એટલી લાંબી દાઢી રાખવાનો હક છે. પણ બીજા હાથ ઉપર જે સ્ત્રીને બોરકો ચેહેરો પસંદ હોય તેના ધણીએતો તેણીના કહા પરમાંણેજ ચાલવું જોઈએ. ઠ.



## પરચુટણ બાબતો.

કીડીની બુધી—કીડી જેવું જીણું પરાંણી ઘણું બુધીવાન અને ઉદયોગી છે, તે સઉ જાણીએ છઈએ. પણ તેની બુધી આપણ નહી જાણીએ એટલી નાદર છે, જેનો એક અજાએબ જેવો દાખલો સરવને જાણીતો મરનાર કરનલ સાઈકસ આપેછે. ઘણીવાર કીડીને દુર કરવા સારૂં એક ચીજને પાણીમાં મુકી હોય તોપણ જાંણે પાંણીમાં થઈને આવતી હોય તેમ તે ચીજ ઉપર કીડી લાગુ પડેછે. કરનલ સાઈકસ દેખાડેછે કે તે પાંણીમાથી આવી શકતી નથી, પણ સીલીંગ ઉપર આવીને પછે તે મીઠી ચીજ ઉપર પોતે નખાવી દીએછે! એક દાહાડે એ ભલા કરનલે એક મીઠાસને ટેબલ ઉપર મેલયો અને કીડી નહી આવી શકે માટે તે ટેબલના પઈઆ પાણીમા મેલયા. પછે જોયું તો કીડીઓ દેવાલ ચડીને સીલીંગ ઉપર ગઈ અને ટેબલને માથે આવીને અટકી રહી તથા તે મીઠાસ તથા સીલીંગ વચ્ચે આસરે બે ફીટનો તફાવત હતો, તાંહાંથી એક કીડી પેહેલાં નખાવી દઈને ટેબલ ઉપર આવી તથા તેને જોઈને બીજી કીડીઓએ પણ તેમ કીધું!

"દાતેનામ તમે, પાતેનામ તમે!" મુંબઈ ખાતે એક દીને એક મોબેદ રાતે "લોંપ" આગલ યસતેનો કરદો કરવા ગયો. હોરમજદ યસત ભણતાં "દાતેનામ હમે, પાતેનામ હમે" ઈતયાદી એવા "હમે" ના છેડાવાલાં પત આવેછે તે તેને ભણતાં સાંભલીને તે ઘેર મધે એક બુઢી ઓરત જે લગાર ફેશનની પોતાને ખરમીમાં ખપાવતી હતી તેને ગુસો લાગો. બીજે દીને તે બલાપો પોતાના પંથકી આગલ તેણે કાહયો કે લોંપ આગલ ભણવા આવનાર "હમે-હમે" બોલીને સંધો સવાબ પોતેજ લઈ ગયોછે માટે તેને તે દ્રોવસે તેડવો નહી. પંથકી સમજયો નહી કે એ બીના શું હતી, તોપણ તે દીવસે ગઈ રાતવાલાને બદલે બીજાજ મોબેદને કરદો કરવા મોકલયો. આ મોબેદને ગઈ રાતની ખબર હતી તેથી જારે હોરમજદ યસત ભણતાં ઉપલાં "હમે-હમે" નાં પતો આવયાં તાંહાં તે પેલી બુઢી ઓરત સાંભલે તેમ મોટે સાદે ભણવા લાગો કે—"દાતે નામ તમે—પાતેનામ તમે—જનાતેનામ તમે," અને એ સીવાય 'હમે' નાં જેટ લાંબી પતો હતાં તે સીવાય પોતાની તરફનાં બીજાં હુમેરીને તે "ફલાણુ તમે, ચીનુ તમે, ઓલું તમે, પેલું તમે, ઈતયાદી તમે અને સંધુ તમે" બાણીને સંધુ સવાબ પેલી ચુસત ડોસીને આપયું જેથી અલબત તેણી ખુશી થઈ અને પથણ કરતાં રૂણા જાસતી આપયો !! પા૦

**ખોટી આંખો**—એવું કેહવાયછે કે પેરીસમાં દર અઠવાડીએ બારસો ખોટી આંખો, માણસના માથામાં મુકવાને સારૂં વેચાય છે. આ અજાએબ ચીજનો વેપાર માતર પેરીસમાંજ ચાલેછે. એ એકજ શેહેરમાં માતર આ આંખો બનાવવાના બાર કારખાનાછે જે દરએકમાં વીસ માણુસો કામે લાગે છે. ક.

**ઓરતોની ખુબસુરતીનો વીમો**—સેન ફ્રાનસીસકોમાં એક વીમાની પેઢી ઉંઘાડવામાં આવીછે જેની મકસદ એછે કે:—કોઈબી ઓરતે પોતાની ખુબસુરતીની ગમે તેટલી કીમત ઠેરવવી અને ચોકસ વરસવેર અમુક ભાવે તે ઉપરનું પરીમીઅમ આપીયા જવું. એ પેઢી, પંદર વરસથી તે તરીસ વરસની ઉઘરતી અબલાવોની ખુબસુરતીનો વીમો ઉતારેછે અને તેટલા વખતમાં જો પેલી સ્ત્રીની કાંઈ રોગ, અકસમાત અથવા કાંઈ બીજા બનાવોથી ખુબસુરતી જતી રેહેતો ઠેરવેલી રકમ પુરેપુરી ભરી આપેછે. ક.

**બાલ ઉપરથી માણસનો સવભાવ પારખવાની રીત**—એક લખનાર નીચલી મુરખાઈ જાહેર કરેછે કે, ચીવટ અથવા ઘટ બાલ હઠીલાઈની નીશાણીછે; લીસા અને સુમાલા સબુરી દેખાડેછે; અને વલવાલા બાલવાલાને મોજ મજાહ તથા મજાખ મશકેરી ઘણી ગમેછે. જેનાં માંથાપર તાલ હોય તે ચંચલ મનનો પણ જો તે ઢાકવા પાછલા બાલો વધારીને આગલ હોરે અથવા બાલની ટોપી પેહેરેતો તેને છાલકાં મગજનો અને ઈતર જાણવો. જેનાં બાલ જુવાનીમાં પાકી જાય તે સરવે માણુસોને ધીકારેછે; ઘણો વખત માંદગી ભોગવવાથી અથવા મગજમાં કાંઈ ખલલ થયાથી જેના બાલ જુવાનીમાં પાકે તેને " " અથવા ઘણી મેહેનત કરનાર જાણવો. જેઓના બાલો ઘણા અથવા લાંબા હોય છે તેઓનો સવભાવ હમેશાં એકસરખો, અને અકલ મધીયમ હોયછે. ક.

કદી કમજોર, નાહીમત અથવા નાસીપાએસ થતા ના, કારણ કે એજ કીધાથી તમારી ધારેલી મકસદ પાર પડનાર નથી. જેટલું સારૂ તમારાથી થતું હોય તેટલું કરો પછી કોઈબી તમને ઠપકો આપનાર નથી. કેટલીએકવાર નહી બોલંગી શકાય એવી અડચણો તમારી વચમા આવશે પણ તે માતર થોડોવાર કેટલા માણસોએ પોતાની શકતી ઉપરાંત વધારે સારૂં અને ફાયદાકારક કામ કરવાની તક સોધવા સારૂ વખત ગુમાવી પોતાની અકલનો નાશ કીધોછે ? તેઓ નાનું કામ કરવાને ધીકારેછે, કે જે તેમને ખમીત ઉંચાઈએ લઈ જવાનો રસતો છે. આ દુનીયામાં આપણી ખરી ફરજ એજછે કે આપણાથી જે, પછી નાનુ કે મોટું, કામ બની શકે તે પેહેલાં કરવું નહી કે આપણને મોટુ મલતું નથી તેથી નાનું પણ નહી કરવુ. નાના નાના કામ કરવાથી મોટુ પોતાની મેલે આપણને હાથ આવેછે. ક.

**ખરો પીઆર**—લીમરીક નામનાં શેહેરમાં એક જુવાન અબલાને તેના એક સગાંના મરણથી નજદીક બે લાખ રૂપીઆ મલીયા. આ વાત જાહેર થતાંજ કેટલાએક જુવાનો તેણીની સાથ પરણવા તથા આ મોટી દોલતના બાગીયા થવા નીકલી પડીયા. પણ આવી રીતે પેલી સ્ત્રીના નસીબનું ચક્કર ફરવા આગમજ, એક ગરીબ ખેડુત તેણીના ઉપર ઘણોજ પીયાર કરતો હતો, તેને ઘણી નાસીપાસી ઉતપન થઈ. તેણે જોયું કે હવે તે કદી પરણનાર નથી તેથી તેણીને ઘેર જવું આવવું મુકી દીધું. પણ છુપી રીતે તેના વીસે પુછપરછ કરીયા કરતો હતો. હવે આ અબલાએ વીચાર કીધો કે લગણ કોણ સાથ કરવાં. છેલે એવો ઠેડાવ કીધો કે જેનો ખરો પીયાર માલમ પડે તેની સાથ પરણવું. આ વાતની તપાસ કરવા તેણે લોકોમાં એવી વાત પાથરી કે જે મોટી દોલત તેણીને મલનાર હતી તેતો ખોટીછે કારણકે એક નામના બે સગાં હોવાથી એવી ભુલ થઈ છે અને ખરેખરી હકદાર વારેસતો બીજી સ્ત્રીછે. આ વાત પંથરાતાંજ પેલા જુવાનોનું આવવું આસતેઆસતે કમી થતું ગયું અને છેલે તેનું નામ વટીક લેવામાં આવતું બંધ થયું. પણ પેલા ખેડુતને જીવ આવો અને તરત પેલી અબલા પાસ આવયો અને આ તેનાં ગયલા વારસા વીસે દીલાસો આપવા લાગો. થોડાએક માસ ગયા પછી તેણીએ પોતાના આ ગરીબ પણ ખરા પીયારને પોતાનો ધણી બનાવી લોકોમાં જાહેર કીધું કે તેણીએ જે ખબર ફેલાવી હતી કે પેલા વારસાની વાત ખોટીછે તે માતર તેણીના સાથ પરણવા આવનારાઓને તપાસવા વીસે હતી, બાકી ખરી વાતતો એજછે કે આજ દીને આ ગરીબ ખેડુતને મારો તથા મારી દોલતનો ધણી કરૂછુ. ક.

**અચ્છો જવાબ**—એક બારીસટર શાખસીઓને ઘણા ધમકાવતો તથા કજેત કરતો હતો. તેણે એક શાખસીને

પુછ્યું કે તારૂં કદ કેટલુંછે ? શાખસી—બરાબર ચાર ફુટ અને સાડા પાંચ ઈંચ. બારીસ્ટર—એટલી ચોકસ ગણત રીતે કેમ જાણી ? શાખસી—મને આગમચથી ખબર હતી કે કોઈ એવાબી મુરખ હશે કે જે મારૂં બરાબર કદ પુછે શે; એટલા વાસતે મેં મારૂં માપ લઈ રાખ્યું હતું !

લંડન, પારીશ વગેરે શેહેરોના મોટા બાગોમાં લોકો ને માટે ખુરશીઓ મેળવામાં આવેછે અને દર બેઠકનું ભા ડું લેવામાં આવેછે. આ બેઠકવાલાઓ પોતાની કમાઇને માટે તરેહવાર ઉપાયો કરેછે. જો તમારીથી ભુલમાં જરા બેસી જવાયું કે તમારી ઉપર ભાડું લાગુ પડેછે. કોઈવા ર એવુંબી આલમ પડયુંછે કે એ બેઠકવાલાઓ સરકારી મા કોની ઉપર મોકર, ચાકર વગેરેને મેળેછે કે જેથી લોકો પો તાની મેળે તેમની ખુરશી ઉપર બેસે !

જાસપરદ બારલીસ જે એક કવી અને વઈદ હ તો તેણે હદથી જીઆદે અભીઆસ કરવાથી પોતાના ભેજા ને એટલું બગાડી નાખ્યું હતું કે તેના મગજમાં એવો વેહે મ બેસી ગયો કે તેના દીલનુ માખણ બનીઉંછે. એટલા મા ટે તે આતસની આગલ જતાં ઘણો બીહીતો હતો કે રખે તે પીગલી જાય. એ પરમાણે પીગલવાની ધાસતીથી તે ખ રેખર ઘણો પીગલી જવા પછે તેણે કુવામાં નુખાવીને પોતા ના સરવે ભયનો અંત આણ્યો.

## રમુજે ફુરસત.

૧. ચાર નવરા (૯) એવી રીતે મેલો કે જેથી એકસો થાય.

૨. એવી કઇ ચીજ છે કે જે સઉથી લાંબીછે ને સઉથી ટુંકી છે, જે સઉથી ઊતાવલી ને સઉથી ધીમી છે, સઉથી આખી છે ને સઉથી વેંડુ આપલી છે, સઉથી ઓછી કીમતનીછે પણ સઉ થી જોર ઊપજાવનારી છે, જે નાહનામાં નાહાનાને ગલી જાયછે અ ને તોપણ મોટામાં મોટાને જીવ આપેછે ?

૩. હું આરામ આપુંછું, હું કરાર આપુંછું, હું જીવને તાજાક આપુંછું—પણ મારૂં માથું કાપી નાખો, પછે હું ગરમી આ પુંછું, આગ લગાડુંછું, આતશ સલગાવી મેકુંછું.

૪. મારો પહેલો મગજમાં નરમ સુદેહ પેદા કરેછે, બીજો પગમાં કઠણ જોર પેદા કરેછે, આખો શરીરમાં ગરમ ઊરૂ પેદા કરે છે.

૫. નીચલાં ફુલ ફીઆં !
  ૧ માથાં ઊપર પડતા મપારા.
  ૨ દરીઆઈ બારકસ અને તેનાજ જેવી હલકી ખુરાક.
  ૩ બારીક ધાર અને તેનું પરીનામ.
  ૪ ભરથારનું ઘર.
  ૫ રાજની સ્ત્રી અને મેહેનતનુ શેવટ.
  ૬ કમ્મરીનુ સાધારણ નામ.
  ૭ આફ્રીકાનુ એક ટાપુ.
  ૮ પાંજરો અને વેલાતી રોટી.

૬. નીચલા સવાલોના જવાબ દેઓ.
  ૧ ચીન દેશ ઊપર આપણ દીલ કેમ રાખછ ?
  ૨ મેવઈઆંઓ ઊજળગરો કેમ કરી શકેછે ?
  ૩ ગાંધીને રાતનાં દીવો કરવાની જરૂર કેમ નથી ?
  ૪ ભલો છાકટો કાંએ છે ?
  ૫ વેરા ખુશામતીઓ કાંએ છે ?

## ખોલાસો ગઈ ફેલાનો.

૧—૧૬ મહીનાં.

૨—ખુટ, જોડો.

૩—૧. ખડીયા અને કલમ.
  ૨. કમાન અને પઈડાં.
  ૩. માલી.
  ૪. "સુતર."

## સ્ત્રીયોને શિખામણ.

### ગરબો.

સેવું પ્રભુને સદાય, થાય જેથી શુભ બેટલુરે, એ રાગ.

સુણો વનિતા એક વાત, ધાત જેથી ટળે ઘણીરે;
તમે ભણજયો ભલીભાત, વાત કર્જ્યો વિધાતણીરે. ૧
નિત્ય જાજયો નિશાળ, વિશાળ જ્ઞાન જેથી મળેરે;
રમે યાતાં રિશાળ, કાળ જ્ઞાળ તેથી ટળેરે. ૨
નિતી વચનોનાં પધ, ગધ જો જયોને ગ્રંથથીરે;
મુકરમાં ઝમને મધ, અધત જર્જો શરીરથીરે. ૩
દારા દ્રવ્ય ગુણ જ્ઞાન, માન પામે શિયળપણેરે;
તેનુ રાખી અભીમાન, ધ્યાન ધર્જ્યો વિધાતણેરે. ૪
જારદ્રુષ્ટછે કર્મ, ધર્મ નથી જાણો તમેરે;
તેની રાખજયો શર્મ, મર્મમાનીને આ સમેરે. ૫
સુધકુડ એ કામ, હામઠીક નહી ધારશોરે;
બહુ આપે બદલામ, આમ જાણી મદ મારશોરે. ૬
વદજો વાણી સો સ્પષ્ટ, નેષ્ટ કર્મ કર્જ્યો પરારે;
જો જો થાતાં પદભ્રષ્ટ, દુષ્ટ પ્રભુને પ્યારેપ્યારે. ૭
કંધક કર્જ્યો સુબોધ, ક્રોધ વધુ વર્ટાળ જયોરે;
સુંદર ધર્જ્યો સ્ત્રિ બોધ, નોધ નિતીની ન્યાળજોરે. ૮
સત્ય રાખી સમક્ષ, લક્ષ દ્વેષો ન રાખશોરે;
પિડા ટળશે પ્રત્યક્ષ, ભક્ષ ભુંડાં ન ચાખશોરે. ૯
નિતી શાસ્ત્રોછે ન્યાય, રાયરંક સ્ત્રિયો તણારે;
તેને સમજી સદાય, પ્રાય ભરજ્યો તમે ઘણારે. ૧૦
દાહ્યાં થૈને નહી ડંક, રંક વિશે રાખો તમેરે;
કુત્સીત જાણો કલંક, અંક વાંચ્યા ઘણા અમેરે. ૧૧
સતી સિતાસુદ જાત, વાત સુણજ્યો તેની સહુરે;
જેના સ્વામી સાક્ષાત, ભ્રાત જાર્નતણા કહુરે. ૧૨
તેણે પાળ્યું પતીવ્રત, ત્રુતકુડ કીધું નહી રે;
લેશ ખોટી નહી લત, સત્ય રાખ્યુ શિયળ સહીરે. ૧૩
તેનુ જાણી વૃતાંત, ભ્રાંત ભાગો તમે અહીરે;
એવું દેખી દ્રષ્ટાંત, શાંત ધરજ્યો શિયળ સહીરે. ૧૪
જેથી સુધરે સંસાર, વ્હાર કરશે વિશ્વ ઘણીરે;
એવી વિનતી આધાર, જારકર્મ ટળવા તણીરે. ૧૫

ર. મણીશંકર માહાનંદ.

† રાજી

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ગ્રા૦ કોટ—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. એપરેલ ૧૮૭૩ આંક ૪ થો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઇ.

એક વારતા.

### પરકરણ ૮૦ મું.

હીજા પટેલને તાંહાંની મીજલશમાં દારૂ તાડીનો દોર ખુબ ચાલયો હતો.

ચાંદણના આસીરવાદ સારવાનો વખત થયો તોપણ તાડીના ઘરીઆંને ઘરીઆં ખાલી થતાં અટકયાં નહી હતાં. સરવે જણ સારીપઠે, દસતુર લુલા પણ થોડા ઘણા, ટૈ અને તઇઆર થઇ રહયા હતા.

સઘલા જણ અતીઅંત હરખમા પણ પુરતા હોશમાં હતા. સઘલા જણ રંગીન શરાબથી રંગીલા થયા હતા, પણ કોઇ રોશન બનયા નહી હતા.

સલામતીઓ એટલી બધી લેવાઇ હતી અને એકે એંક સલામતી એટલી અગતની હતી કે સરવેને ઝુલીઆંપર ઝુલીઆં ઉઠાવાની ફરજ પડી હતી અને તોપણ હજી આ દારૂની મસતી પુરી થઇ નહી હતી. એક ગજથી આસીરવાદ સારવાની તઇઆરીઓ સઘલી થઇ રહી, તોપણ વચમાં સીસા અને ઘડીપાં મેલીને લીપેલી જમીન ઉપર જે ગામડીઆઓનુ કુંડાલું વલેલું તે હજી વીખરાઇ ગયું નહી હતું.

માતર એકજ કારણથી તે મંડલીની સધીર સપાટી જરા ખોરવાઇ હતી. તે કારણ કીરીઆને ઘણું મોડું થવાનું હતું. રાતના બાર વાગતે આસરવાદ સારવાના હતા, પણ બારનો એક થયો, એકના બે થયા, તોપણ કીરીઆ થઇ નહી. આસતે આસતે મેહેમાનોની આંખમાં ઉંઘના ઝોકા આવવા લાગા અને જોકે તેથી તરત કાંઇ જાજું લાગયું નહી, પણ ગામના થાણાના લોહોરી ઉપર બેનો ટકોરો થયો એટલામા તો સઘલા જણ ચરચા કરવા લાગા કે હજી કીરીયા કેમ નહી થતી ?

જમાઇ આવવાનો હતો. બેટી તેનીજ હતી. હીજો પટેલ પોતે તેનીજ ગડબડમાં હતો. ઠરાવેલા વખત પર અડધો કલાક થયો કે તેને ચટપટ થવા લાગી હતી. એક કલાક ઉપર થયો કે વેહેવાઇને તાંહાં તેડું મોકલયું. દોહોડ બે કલાક ઉપર થઇ ગયા કે ગડબડ થઇ રહી અને ઉપલા દારૂડીયાઓનુ મંડલ ભાગું, તે એ ગડબડથી કરીને વધારે ભાગી ગયું.

બઇરાંઓની કથકથાટ ભારી હતી. તેઓ સઘલાં ગાલા ગાલી ઉપર આવી ગયાં હતાં. પણ હીજો પટેલ રડમસ થઇ ગયો હતો અને તદન ઘભરાયલો તથા ફગલાયલો દોડતો હતો.

આ રંગમાં ભંગનુ કારણ ઉપલા દારૂડીયા પહરેણાઓને તરત માલમ પડયું. દસતુર લુલાએ સઘલાઓને ખોલાસો કીધો કે "આપણા હીજાના જમાઇ બેહેલા બોગાએ અંતની ઘડીએ દગો દીધોછે."

"પણ તે છે કાંહાં ?" એક પહરાણાએ પુછયું.

"કેથે માલમજ નથી પડતો."

"પણ વેહેવાઇને ઘર જોવાડયું કે નહી ?"

"ગામમાં તેહેમુળ ટાહીના ઘરની રજા મંગાવેલી હતી ને તેમા લગણને સારૂં આવી રેહેવાનો હતો, પણ તાંહાં માણુશો જઇ આવયાં તેઓ કેહેછે કે તાંહાંતો સઘલું અંધારૂં છે, અને કાલું કુતરૂંબી દેખાતું નથી."

"હાએ હાએ ! આતો પોએરાએ જબરો દગો દીધો. પણ ભાઇ હીજા તું ઘભરાય કાંએ ? અરે એના જવાતો કાંઇ પડેલાછે."

હીજો ગુસાથી એટલો ખીજવાઇ ગયલો હતો કે ક્રોધનો મારેલો તેનું આખું શરીર ધુજતું હતું.

"પણ વળી" એક પહરેણાએ પુછયું "એ ફજીએતીખોર હજામને એટલો દગો કરવાનું કારણ શું ?"

જુદા જુદા ધણીઓ તરેહવાર કારણો અટકલવા લાગા પણ તે કારણ બીચારો હીજો પટેલ ચેતી ગયલો હતો માટે આ તરેહવાર અટકલોને અટકાવા માટે હવે તે બોલી ઉઠયો કે "અરે યારો તમે નહી હમજો તારે હું ગડબડ કરયા કરો ? આવી ધુમધામ હાથ નાતરૂં કરવાને એ પેહેલેથી નારાજી હતો. મારી ખુહીને બદલે પોતાની ખુહી પરમાણે ગુપચુપ દાણા નાખીને મારી ચાંદણને ગુપચુપ ઘરે લઇ જવા માગેલી, પણ એટલું બધું હું ? ઉં હું બાપ નથી ? મેં હું એને આટલા વરહ પાલી પોહીને મોટી કીધી

તે ચોરીના લગન હોય તેમ છુપાછુપ પરણાવીને એને આપી દેવા હારૂં પાલી ? મેં હાફ ના પાડેલું કે એમ બેમ કાંઇ બને નહી ? મારી પોરી કાંઇ મને ભારી નથી પડતી ? તે તેને ઘેર ને તું મારે ઘેર. મારૂં એકપુરૂં બચું તેની ભલાઇ ઉં હું નહી જોઉં ?"

"અલબત અલબત—ઠીક જવાબ દીધેલો."

"જારે મેં એટલી ગડબડને તરછોડ કીધી, તારે મને કેહેજે 'વારૂ ચાલો હહરા જેમ તમારી મરજી' એમ કહીને રાજી થયો ને આજે જોઇએછેતો મળે નહી."

"ઘણોજ કોઇ લફંગો પોઅરો. ભાઈ હીજા તું હું કાંમ એટલો દલગીર થાયછે ? ચાંદણ હરકી તારી પોરી કાંઈ પડી રેહેવાની છે ?"

"અરે પારો હું દલગીર નહી થાઉં ? મારી આ ચંદાલે થોડી ફજીએતી કીધી ? આ મારો ખરચ, મેહેનત, મહાગત, હંધું ધુલમાં ભએરૂં. એ મારા હાથમાં આવવો જોઇએરે ! હું એને જોતાંવાર ચીડી નહી લાખુંતો મારૂં નામ હીજો નહી."

આ સઘલી વાત અલબતાં જુપડાંના આંગણામા ચાલતી હતી અને સરવે મેહેમાંનો હીઆં એકઠા મળેલા હતા. દસતુરજી હીઆંજ વીચારમાં બેઠેલા હતા અને ભોલો દોલો પણ હીઆંજ બેઠેલો હતો. એટલુંજ નહી પણ ઘરના બઈરાંઓબી સઘલાં હીઆંજ કુંડાલું વલીને આ નાઉમેદી ઉપજાવનારી વાતમાં ભાગ લેતાં હતાં. કીરીઆની કનેઆ ચાંદણ હીઆં હતી, અને ચાંદનની મા મરી ગયલી હતી, પણ માસી, મામી વગેરે સરવે જણ હીઆં એકઠાં મળપાં હતાં.

અલબતાં આ ગડબડમા ઘણા જણની નજર ચાંદણ ઉપર પડતી હતી, જેને આજની નાઉમેદીમા સરવેથી દુખીઆરી વીચારી દયાના આંજુ સાથની ઘણી આંખો તેના તરફ જોતી હતી, પણ ચાંદણે આ વખતે હીમત રાખી હતી. તે જાજી દલગીર દીસતી નહી હતી. જાને તેના દીલને કાંઇ લાગપુંજ નહી હોય એવું તેના ચેહેરા પરથી લાગતું હતું. તેણીએ પોતાનું દીલ કઠણ રાખયું હતું.

ખરેખરો કરોધ, નાંસીપાસી તથા શરમતો હીજા પટેલના મોહોપર પરગટ થઈ હતી. તે બોલયો કે "જુવો દહતુર હાંએબ, એ પોરા હાથ મેં કેવી ખુબી કીધેલી તેનો એ રાંડનાએ મને આ બદલો આએપો. અરે બેહેલા ! બેહેલા ! મેંરો હું વાંક કે તુએ ભર મીજલહની વચ્ચે મારૂં નાક કાએપુ ને મારી આબરૂ લીધી ? પણ કાંઈ ફકર નહી બચા, તું એમના હમજતો કે આ દગો દઇ તું ફાવી જાય. હુંબી ખરો કે મારી ચાંદણ હાથનું તારૂં કારજ એ કદમ તોડી લાખું."

ચાંદણનું મોહ આ વાત સાંફળતાં ઓર લગાર ઉજલું થઇ ગયું અને એ વાત જાને નહી ગમી હોય તેમ છછણી પડી કે "તો, વાએ તો ! જોજે હું વળી ? દુખપર દાહામ ?"

"હું ? દુખપર દાહામ ? અરે અભાકણી દુકતી તું હું બોલી ? એ દગલબાજ ફજીએતીખોરા હાત તું પરણુવાનીકે ?"

ચાંદણ જવાબ દેવા જતી હતી, પણ તેવામા હીજાએ દોળા કકડાવીને બુમ મારી "ચપ ! મુગી મર ! તું વડી કે હું ? તુંએ હું તેની હાત હંપ કીધેલોછે ? તેવું હોયતો કહીદે, ને તારી જીભ ખેંચી કાઢી હીઆને હીઆં તુંને ગરદન મારૂં."

હીજો પટેલ કેવો આકલો, ઉતાવલો ને ગુસાવાલો હતો તે આપણે આગળ કહેલુંછે. તેની આ એકજ બુમ ચાંદણને ચુપ ને તાબે કરવા માટે બસ હતી.

તેણીને ચુપ જોઇને હીજાએ પોતાનું ભાશણ ચાલુ રાખયું. "દહતુરજી હાબ, હું કેવો ભલો કે એ આંધલીનાને જમાઈ કરવાની ઉમેદમા આ મારાં ખેતર તથા ઘરનું ખત પણ એના નામ ઉપર કરાવી રાખેલું. જુવો આ રહયું."

આમ બોલી હીજા પટેલે ગજવામાંથી એક નવાં કાગળની બીંડરી કાહાડીને દસતુરજી આગળ મેળી.

"જુવો હાબ, આ એનું નામ—બેહેલો બોગો, તે બજા બોગાનો બેટો—કરીને છે ? પણ હવે એ નામ રહેલું હું કામનું ? ભાભી જરા ખડીઓ કલમ લાવતો, આ આખી મીજલહના દેખતાં એનું નામ છેકી લાખું."

ભાભી ખડીઓ કલમ લેવા ગઈ. ચાંદણના મોહોપરનો રંગ વળી બદલાયો, પણ હીજો જે આ સઘલો વખત ચાંદણ તરફ જોતો હતો તેણે વળી દોળા કકડાવયા અને ચાંદણે મોહ ફેરવી દીધું.

હીજા પટેલે પાછું બોલવા માડયું. "હું એ બેણુનીઆદનુ નામ અતરઘડી છેકી લાખાહ, એટલુંજ નહી પણ હું હીઆં હોગંદ લઉંછ કે આજથી એને મારો જમાઈ કરવો નહી. એટલુંજ નહી પણ હું કહમ ખાઇ કહુંછ કે આજને આજ એને હજા કરવા હારૂ બીજો જે પણી મારો જમાઈ થવા માંગે તેની હાથે આજને આજ મારી ચાંદણના આહીરવાદ નખાવી આપું અને આ ખત ઉપર તેનું નામ લખી આપું. હું ? આજની મારી મીજલહ પાછી જાય ? આવી રચના કારે પાછી થાહે ? જો આજે ચાંદણ પરણે નહી તો બેહેલો જીતેલો એમ કેહેવાય. પણ એટલું બધું હા વાહતે ? હુંબી તો ખરો કે આજને આજ મારી પોરીને પરણાઉં કે મારી ફતેહ થાય, પોરી ઠેકાંણે પડે, મારો આજનો ખરચ ગવાય અને પેલા લુચા ચોરે જેવો મને દગો દીધો તેવો તે રખડી મરે. હું એને રખડાઉં ને ફર રખડાઉં. કેમ કોઇ છે ? આ મીજલહમાં મારો વેહેવાઈ કે જમાઇ થવાની કોઇની ખુહી છે ?"

આ મામલાથી ચાદણ દેખીતી નાખુશ હતી, તોપણ તે બાપની ધાકથી કાંઈ બોલી શકી નહી.

મીજલશમાથીબી કોઇએ બોલવાની હીમત કીધી નહી.

હીજાની ભાભી ખડીઓ કલમ લઈ આવી, અને ખત મધે બેહેલાના નામ ઉપર હીજાએ તરણ ચાર ગાળ ચોપડતાં છેકો મારયો, તથા હવે તેની માગણીનો કોણ ઉતર વાલેછે તે જોવા લાગો.

અંતે દસતુરજીએ આ ચુપકીદી તોડી આપી. "હીજાભાઈ, એટલી બધી ઉતાવલ શા સારૂં કરોછો ?"

પણ હીજો મજબુત હતો. દસતુરના ઉપલા સવાલનો મતલબ હીજા સાથ તકરાર કરી તેના આકલાપણા બાબે તેની ખાતરી કરવાની હતી, પણ હીજાનો નીચલો જવાબ એવો હતો કે ગોયા તે તકરાર કરવાને રાજી નહી

હતો. "અરે હાંની ઉતાવલ ? ના—દહતુરજી. આજે લગનની આ મંડલી ભેગીછે ને તેમાં લગનજ થવાં જોઇએ. બીજાના વાંકને માટે મારાં કાચાં કુમારાં બચાંને હું કામ દુખી કરૂં ! કહોની દહતુરજી એ ભીખારડાનો વાંક નથી ?

"અલબતાં તે ગુનેહગારે વાંકતો કીધોછે." જારે દસતુરે જોયું કે હીજાની સામે થવું ફોકટ છે, તારે તેને આવો જવાબ આપયો.

અને હવે હીજાએ પાછી માગણી કીધી. "ઇએ ? બધા જણ ચુપ કેમ બેઠેલા ? આવી તક કાંઇ રોજ મલે કે ? ખેતરનુ ખત ને ઘરની પોરી કાંઇ બધાના હાતમા આવે કે ? કહો કોણ ઉમેદ રાખેછે ?"

---

### પરકરણ ૮૧ મું.

"હું છઉં, હું છઉં, હું ઉમેદ રાખું છઉં."

મીંજલશના એક ખુણામાથી અચબુચ આ આવાજ નીકળી આવયો અને ભોલો દોલો એકદમ આગળ આવી ઉભો !!

ચાંદણે તેને જોતાંવાર મોહડું ફેરવયું, પણ દોલો સમજયો કે તે મને જોઇને શરમાયછે. આખી મીંજલશ તેને જોતાંવાર હસવા પડી અને દોલો સમજયો કે મારી ઉલટ જોઈ સઘળા ખુશી છે.

અતાર સુધી દોલો આ મીંજલશમા કાંઈ પણ અચકચારી ઇઆ ચેડાંથી માલમ પડયો નહી હતો, અતાર સુધી તે ઘણા ભાર બોજમા ભપકાથી બેસી રહયો હતો અને ચાંન સરખી ચાંદણને હાથ મેળવવાની ઉમેદવારી પણ ઘણા ભપકાથી તેણે રજુ કીધી હતી.

દોલાએ જોયું કે આવડી મોટી મંડળીમા પોતાની દીકરી અને મીલકતને આપી દેવાને હીજો કાળાવાળા કરે છે, તોપણ કોઇ લેતું નથી એ તેને અપમાન આપવા બરાબર છે. પોતે ઉભો થવાનો જારે તેને પેહલો વીચાર આવયો તારે "મારા જેવા ગરીબનું એ કામ નહી" એમ પોતાના મન સાથ બોલી એ વીચાર માડી વાલયો. પણ જેમ હીજો પટેલ આસપાસ ઇનતેજારી બતાવતો ગયો તેમ તેમ દોલાની ઉમેદ વધતી ગઇ અને અંતે એકવાર નસીબ અજમાવી જોવાનો તેણે ઠરાવ કીધો.

તેણે મનને દીલાસો આપયો કે "હું ગરીબ છઉં, પણ પરણવા પછે ગરીબ રેહવશ નહી કેમકે સસરાની દોલત મળશે. માંટે ગરીબાઇનીતો હરકતજ નથી અને ચાંદણ જેવી બીજી ખુબસુરત બઇરી સાથ પરણવાનું ફરીથી બનશેબી નહી."

દોલાની આ ઉમેદવારીથી હીજો પટેલ પોતે પણ કાંઈ થોડો અચરત થયો નહી. દોલો જેવો એક ચાકર તેની દીકરીનો અને તેની મીલકતનો ધણી થવા માગે એવી તેને વકીબી નહી હતી.

પણ હવે ઉપાય શું ! ફક્ત તેના બાહેરના કંગાલ દેખાવ ઉપરથી હવે હીજો પટેલ પોતાના કોલથી પતરી કેમ જાય ! લગનની મીંજલશને લગન વના પાછી નહી વાલવી વગેરે ઠરાવ ખોટા કેમ પાડે ! અને વળી બેહેલા ઘોગાને શીખસા વગર કેમ જતો મેલાય ! આ શબબોનો મનમાં તોલ કરીને હીજાએ દોલાને કબુલ રાખવા ચાહાયું પણ જો કોઇ બીજો વધારે સારો જમાઈ નહી મળેતો નાચારીએજ દોલાને જમાઈ કરવા ચાહાયું.

તે બોલયો કે "ભાઈ દોલા, જરા હબુર કર, વખતે બીજા કોઈ હાએબો બોલવાના હોહે."

પણ ચાંદણનો હાથ લેવાપર દોલા સાથ ચહડા ચહડી કરવાને બીજોતો કોઈ ધણી તઇઆર થયો નહી અને હવે આ બંધણમાંથી નીકલી જવાને હીજા પટેલે એક બીજી બારી શોધી કાહાડી. તે બોલયો કે "દોલા ભાઇ, મારી તરફથી હવે તું મને કબુલ છે, પણ અલબતાં જે પરણતી પોરી તેની મરજી પુછવી જોઇએ."

દસતુરે પણ વીચારયું કે આ બાહાનુ ઠીક શોધી કાહાડયુંછે માટે તેવણે પણ હીજા પટેલને ટેકો આપયો.

પણ સરવેની ઘણી અચરતી વચે ચાંદણે તો દોલાને બાહાલ રાખયો !! પોતાના બાપની ગાંડાઇથી તે દેખીતી રીતે કમકમતી હતી અને દોલાના દેખાવથી સુગાતી હતી, તે છતાં તેના બાપે જારે તેની મરજી પુછી તારે તે બોલી કે "બાપાજી, જે તું મને દેહે તે હું ખુહીથી લેવાહ."

ચાંદણના આ જવાબથી આખી મીંજલશમા હો હો કાર થઈ રહયો. પણ આ સઘલી ગડબડ વચે આવી રીતે અચબુચ દોલાનુ ભાએગ હુઘડવાથી સરવે જણમાં ખુશાલી જીઆદે હતી. એ ખુશાલી સાથ વલી આ લોકોની ગાંડી ઉતાવલથી વધારે રમુજ પેદા થઇ. જેવો ગાંડો જમાઇ તેવોજ ગાંડો સસરો હતો અને તેવીજ ગાંડી તેની આ દીકરી બાયડી પણ માલમ પડી !

અને હવે ગીતની ગાનારીઓએ પાછા ભેંસાસુર આવાજે કાહાડી વરણીના ગીતો ગાવા માડયાં, સેસના ખુમચા પાછા ભરાયા, દોલાના દીલ ઉપર થોડા વખતમાં કોરો કકડતો વાગો આવી પડયો અને રસમ પરમાણેની સઘળી કીરીઆઓથી સેહેજ વખતમા દોલાને ચાંદણ સાથ બેસાડી આસીરવાદ સારવામા આવયા.

આ સાટું નકી થતાંવારજ દસતુરજીએ એ ભોલાના કાનમા ફુક મારી હતી કે "જો ભાઇ કાંઇ ચેડાં ચાડી કરતો ના. બસ જે થાય તે મુગો મુગો જોયા કરજે, અને વચમા બોલવા ચાલવાનું સઘળું માડીજ વાલજે."

અને દોલાએ આ તમામ કીરીયામા તેમજ કીધું. સઘળી બાબતોમા તે એવો કહયાસરનો થયો કે તને કેહેશો કે આગલો દોલો તે એ નહી. તેને ઘણા વીચારો આવયા, ઘણા સવાલો તેના મનમા ઉભા થયા, ઘણી બાબતો તેને નહી સમજ પાડે એવી લાગી, ઘણી ચીજો તેને નકલ કરવા જેવી લાગી, પણ તોબી તે સઘળું દાબી રાખી આજે પેહલીજવાર દોલાએ ચુપકીદીથી સમાધાની જાલવી રાખી.

સઘળા ગામડીઆ મેહેમાનો પોતાની બોલી ભાશામા તેને મુબારકબાદી આપવા લાગા. એકે કહયું કે "ભાઈ તારૂંતો દલદરજ ટલયું," બીજો બોલયો "તુંનેતો લખશમી ચાંલો કરી ગઇછે" અને આ સરવે મુબારકબાદીઓ વચે દસતુરજીએ પણ દોલાની શીફત જારી રાખી. તેવણે જોયું કે ખાંના પીણા છતાં લગનની આશો દાદ વગર ઘર જવું પડતે, પણ આતો ઠીક ચોકઠું બેશી ગ

યું કે જે મુરાદથી દસતુર હીઆંવેર આવયા હતા તે મુરાદ પણ ફળી.

દોલો આ વખતે ફુલણજી બની રહયો હતો. સોજાં કપડાંમાં તે ઘણો સોભી નીકલયો હતો. કીનખાબની ઉભી ટોપીની તલે તેના ચેહેરાનો સોહામનો ઘાટ ખુલતો હતો, અને તેનું પોહોલું કપાલ તથા મોટું માથું કહી આપતું હતું કે એ જોકે કંગાલ અવસથામા જનમેલો તોપણ અંદરખાંનેથી તે ખરેખર કંગાલ નહી હતો. તેનાં મોહોડાં ઉપરથીજ તે સમજુ, ધીરજવાલો, ઉદાર દીલનો અને શીઆનો માલમ પડતો હતો.

બંગાલી નેટનો સદરો, સુરતી અલેચાની ઇજાર અને છીટનાં તતરબંધ બદીઆન તલે દોલાના દીલનો મજબુત તથા ખીલેલો બાંધો બંધબેસતો હતો. પણ દગલી પાઘડી ઉપરાંત લાંબા જાંમા તથા બાંધેલી પાઘડીથી તેની શીકલજ ગોયા ફરી ગઇ હતી.

અને હવે આસરવાદ સારવાની કીરીઆ એકવાર પુરી થઇ, તથા બીજીવાર પણ ફરીથી પુરી થઇ, કેમકે પેહેલાં જે નાતરૂં ધારેલું તેના આ લગન થઇ ગયાં, માટે રેવાજ પરમાંણે બે વખતના આસરવાદ સારવા જોઇએ એવું સઘલાઓ માંગવા લાગા. જોકે સાંજનાં અને પાછલી રાતના એવા બે જુદા જુદા વખતો આ બે આસીરવાદને માટે મળયા નહીં હતા, તોપણ ભુલા દસતુરના આ ભરૂસા ઉપર સરવને ધીરજ હતી કે "તેની કાંઇ ચીંતા નહી, વખત ગમે તેવો હોય, પણ બે વાર આસીરવાદ નાખયા એટલે પાક મહજબ પરમાંણે લગન સહીછે."

લગન સહી થયાં કે સગાં વાહાલાંમાં સ્ત્રીઓએ ઓવરણા લીધા પછે તથા નામને ખાતર "ટીલાં" મા બે ચાર નામ લખાયા પછે, હીરજી પટેલ પોતાની મીલકતના ખત સાથ દોલા પાસ આવયો અને ચાંદણના દેખતાં તે ખત દોલાના હાથમા મેળયું, જે વેલા બોલયો કે "બેટા આ દીકરી મારી દોલત છે, આ ખેતર મારી દોલત છે અને આજથી તું દોલો પણ મારી દોલત થઇ, પણ તું વડી દોલત છે અને આ બંને નાહની દોલતો હું તારા કબજામા આપું છઉં સેજે, અને તારી બઇરી હાથ હુખ ચેનમા જુગ જુગ વરહો જીવીને ભોગવજે."

"આમીન! આમીન!" બોલતાં તથા ખુશીના આવાજ કાહાડતા સઘલા મેહેમાનો હવે ઘરે બારે જઇ વીખરાઇ ગયા.

ચાંદણને માટે તથા તેના માટીને માટે હીરજી પટેલે એક જુદું જુંપડું તઇઆર અને આરાસતા કરાવયું હતું. તે હીરજી પટેલના ઘરથી એક મોહોલાને તફાવતે હતું, તે એક ખોલાં મેદાંનમાં એક નાહાના બાગની વચે હતું, અને તે નાહાનુ પણ સુઘડ અને સોજું હતું. ટુકમાં હીરજી પટેલે પોતાના જમાઇને નવું ઘર મંડાવી આપયું હતું.

એ જુપડું તેણે પોતાની દીકરીને લગનને દીને આગમચથી દેખાડયું હતું. બલકે ચાંદણે પોતે આગળ રહીને પોતાના હવે પછેના ઘરની મેનીજ કરી હતી. તેના બાપે કરેલી રીત સઘલી આ જુપડાંમાં કામ લાગી હતી, જેમાનો સામાણ તેણીએ પોતાને હાથે સઘલો ગોઠવયો હતો.

તેમાં બે પાટલા હતા, અને બે આરણીઆ હતા, એક ઉંચી દીવી હતી, જે ઉપરના કોડીયાંમાં આજના પેહેલા દાહાડાને માટે ઘી પુરેલું હતું. વળી એક પાટીનો ખાટલો તે ઉપરની ઘીઘમની તોલાઇ સાથ હતો, અને તે ગામડામાં દોરડાંના ખાટલા અને ખાદીની તોલાઇ ઉપર સુનારાંઓને મનસે આ પાટીનો ખાટલો મોટાઇની નીશાણી હતી.

વાસણોમાં તરાંબાના માતર તરણ ચાર હતાં, અને બાકીના સઘલાં કાદવ તથા માટીના હતાં, પણ તેમની શંખયા મોટી હતી. માટલાં અને ઘાઘર, પાટીયા અને દોરીઆ હીરજી પટેલે હદ વગરના હોરીઆ હતા. રીતમાં પેલો હંમેશનો બાંબુનો કંદીઓ તો હતોજ અને ટેબલ ખુરશી, કોચ વગેરે આપણો હાલનો સાધારણ સામાન હીંજે તો શું, પણ કોઇ ગામના પટેલના ઘરમા વઠીક તે વખત ઉપર વપરાસમા નહી હતો.

અને આ તેમના નવાં ઘરમાં હીરજી પટેલ પોતાની દીકરી તથા જમાઇને મોટી ધુમધામ સાથ મેળવા આવયાં. "જીતેઆરે મારા દોરાબજીના બાવા" તથા "જીતેઆરે મારી ચાંદણબાઇના બાવા," તેમજ "ધને ધને દાહાડો" ને "વેહેવાઇ તારી સડીરે સાંકડી" વગેરે ધનેતર ગાએણો તેમને મેળવા જતી વેળા ભર મોહલા મધે બઇરાંઓએ ગાયાં હતાં તથા પુરૂશો ખુશ ઉંઘ અને ખુશ કેફની લેહેરમાં તરેહવાર ભુંડી વાતો ભાંડતા હતા.

આમ કરતાં નવાં ઘરે પોંહતા પછે હીરજીપટેલે પોતાની દીકરી તથા જમાઇને કોટી કીધી અને બીજાં સગાંઓએ ભેટી લીધા પછે આ માટી બઇએરનું જોડું પોતાના ઘરમા દાખલ થયું અને બાકીનાઓ સઘલાં પોતપોતાને ઠામે ગયાં.

---

### પરકરણ ૮૨ મું.

ઘરની ધનીઆણી ચાંદણે બારણું ઉંઘાડયું તથા દીવો કીધો અને જામો પીછોડી, દગલી પાઘડી તથા શેઆલ ઉતારવા પછે, ખાટલા તલેથી એક આરણીયો ખેંચી કાઢી તે ઉપર દોલો આસાએસ લેવા બેઠો.

પોતાની સાંમે બીજો આરણીઓ મુકી દોલાએ પોતાની મોહોરદારને અરજ કીધી કે "બાઇ ચાંદણબાઇ, તમેબી બેસોની." દોલાએ ધારયું કે હજી ઘેરવટ જેવો વેહેવાર પડયો નથી, માટે "ચાંદણ" અથવા "પેઆરી ચાંદણ" કરી તેને હાંક મારવાને તે શરમાયો. તેવા વેહેવારનો પણ જલદી વખત આવશે એવી તે ઉમેદમા હતો.

તેણે ફરી અરજ કીધી કે "ચાંદણબાઇ, ચાંદણબાંઇ બેસોનીજી."

ચાંદણ થાકી ગયલી હતી માટે તે બેઠી અને થોડોક વાર ચુપકીદી જાલવવા પછે દોલાએ વાત છેડી. "કેમ બાઇ આજનો તમાસો કેવો? શું ધારયું?"

ચાંદણે ટણકાથીજ પુછયું "હું? હું બોએલો."

"તમાસો, જી આજનો આપણો તમાસો." દોલાએ હસીને જવાબ દીધો.

"તમાહો હાંનો? તમાચો કેહ, ઘેલા તમાચો કેહે."

દોલાએ ધારયું કે ચાંદણ હવે છુટથી પેઆર કરેછે, મારે પોતાનો આરણીઓ આગળ ખેંચી તે પોતાની મોહોરદારની નજદીક ગયો.

"ખહતો જા, ખહતો જા, ગધા કેટલો પાહે આવેછે ?"

ચાંદણના આ તરકરા જવાબથી દોલો જરા ચોંકયો, પણ તે શરમાયછે એવું ધારીને પોતાનો આરણીઓ પાછલ સેરવીને ખસવા ગયો, પણ તેજ વખતે આરણીયાનો એક પઇઓ તેના લેંઘાના પાએન્જામા ભરાઇ જવાથી આરણીઓ પડી ગયો અને તેની ઉપર ભોલો દોલો પણ ઉંધો વલી ગયો.

દોલો તરતજ ઉઠયો, પણ તેની બાયડી તેના ઉપર અતીશય હસવા લાગી અને તેથી દોલાને ઘણું ખશીઆણું લાગ્યું, પણ વળી જાને દોલાને વાગે તે કરતાં તેના કપડાંની વધારે પરવા હોય તેમ ચાંદણે પુછ્યું કે "મારા બાપને તાં હાંનો અલેચાનો લેંઘો ફારયો કે ?"

"નહી, બાઈ ચાંદણ" દોલો ધીરજ આપીને બોલયો "પણ ચાંદણબાઈજી તમે મારા વાગવાની દરકાર કરતાં લેંઘાની દરકાર વધારે કીધેલી. તમે પરણ્યાંછ મારી સાથ, કાંઈ પોશાક સાથ પરણયાં નથી."

"વારૂ-ઓહો-ઓહો. કોણ હાથ પરણીઆં તે હમણા માલમ પડહે."

"હેં ! હેં ! પેઆરી ચાંદણ. અરે નહી—ચાંદણ બાઈ, મારી છુટ માફ કરજો. તમો મારા ઉપર ગુસે ભરાઓ છો ? નહી પણ મારા જાન, એમ ગુસો નો કરો. હું તમારે લાએકતો નથી, પણ જારે મેં જોયું કે કોઇ તમોને કબુલ નથી રાખતું, તારેજ તમોને મારી બાયડી કરવાની મેં હીમત ચલાવી."

"હું ? કોઈએ મને કબુલ નહી રાખી ?" આ સવાલ આંખમા આતશ લાવીને ચાંદણે પુછયો.

"હું માફ માગું છઉં, ચાંદણબાઈ માફ માગું છઉં," દોલો ઘભરાઈને બોલયો. "મારી મતલબ એટલીજ હતી કે——"

ચાંદણે તેને બોલતો અટકાવયો. "હવે તેની વાત ના કર દોલા, પણ હું એમ પુછું કે મારા બાપે તને ઘરનું અને ખેતરનુ ખત આપેલું'ની ? તે કાંહાં છે ?"

"આ મારા ગજવામાં છે, મારી શેઠાણી."

"તે તું મને આપ, હું તેને હંભાળી રાખહ."

દોલાએ બાખુશી સાથે ગજવામાંથી ખત કાહાડી આપયું અને ચાંદણે વેહેલી જઈ એક પેટીમાં તેને બંધ કરી લીધું.

દોલો તેની પછવાડે ગયો. તે કાંઈ તેણીને ખત બંધ કરતી અટકાવા નહી, પણ તેણી ઉપર આટલો વીસવાસ મેળવાથી હવે જરા તેણીપર પેઆર કરવા તથા પેઆરથી છુટ લેવા ગયો.

તેણે પોતાની મોહોરદારને એક બોસો લેવાની તજવીજ કીધી પણ આ "નાજુક પંથનીએ" આ પેઆરના બદલામાં દોલાને એક સજડ સલાપ ખેંચી કાઢી.

"હેં ? હેં ? ચાંદણ, ચાંદણબાઈ, શેઠાણીબાઈ, એમ હાથ ના ચલાવો." આમ જારે તે બોલતો તારે દોલાના ગાલ ઉપર મીઠા બોસાને બદલે પડેલા ચમચમતા તમાચાથી ઘણી આગ બળતી હતી.

"જો એઈ પોએરા, હાંભળ, હમણાતો અમથા હાથ ચાલેલા, પણ હાતે જારે મારા પગ ચાલહે કેની તારે તુને ભારી પડહે."

હવે દોલો જરા ગમભીર થયો તો જો કે તે હજી સલુકાઇથી બોલતો હતો. "હેં ? શું તમે મારાં બઈઅર નથી ?"

ચાંદણે છુટો આરણીઓ ઉંચકીને એક ગોળાની ઓશાળે દોલાના દીલ ઉપર ફેંકતાં બોલી "હું ? ઉં હું તારી બાયડી કે ?"

"અલબતાં, મારી, પરણીઆત બાયડી."

"મર, મુવા ધમરાચેના તું હું ખરેખર એવું હમજે લોકે તારા જેવાને હું માંટી કરાહ, ને તારી હાથ હું ઘર માંડીને રેહેવાહ ?"

"તારે, તું મારી હાત પરણી કાંએ ?" દોલો પણ હવે તું તાં ઉપર આવી ગયો.

"પરણી કાંએ ?" દોલાને એક સપાટ લગાવીને ચાંદણ બોલી પરણી કાંએ ? મુવા મારા જીવનો તું ધણી ? તું કોણ મને પુછનાર ? પરણી કાંએ ? મારી ખુહી."

"હં ! ખુશીથી પરણી તારે હવે મને કબુલ કરે કે નહી ?"

"અરે જારે મુવા હજામ, એ કોણને હમજાવે ? પરણી, મારી ખુહી. તુંને વર નહી કહું તેબી મારી ખુહી."

"શું ખુશી ? ખુશી ખુસી કાંઈ ચાલશે નહી."

"હું ?" એક બીજી સપાટ લગાવી ચાંદણ બોલી "હું ? નહી ચાલહે ? હાંમો રહતો લે. હમજીઓ. મુવો કોણને દમ ભરાવે ?"

શું દોલો ચાંદણને સાંમો માર મારવાને કુવતમંદ નહી હતો ? તે ઘણો જોરાવર હતો, પણ એક ઓરત ઉપર ઉંચકવાને તેના હાથ ચાલતા નહી હતા. મરદના મગજ ઉપર ઓરતનો કાબુ કેવો મોટો છે !

હજીબી દોલાએ ચાંદણને સમજુતીના સુખનો કહયા, પણ ચાંદણ સમજી તો એટલુંજ સમજી કે દોલાને ધીકારવાનુ ખરેખરૂં કારણ મજબુતી સાથ કહી સંભલાવવું.

"જો હાંભલ, એ હેમક હાંભલ, હું તારી હાથે પરણી તારે મારા બાપના દીલમાં રેવહથાણ ભરાયલું હતું. તેણે મને ધમકાવી તારે તેની આખના ડોલામા ખુન ચડેલું તે નહી જોયું ? તારે તેની હાંમે લડીને લગન ના કેમ પાડું ? હું તારી હાથ પરણી તેમાં મારી ખુહી નથી, પણ મારા બાપની ખુહી હતી. મારે પુછવું હોયતો આ દરવાજો ખોલલો છે, જાઈને મારા બાપને પુછ. બાકી હું કાંઈ તારી બાયડી નથી."

"અરે પણ, આ મામલાતું શેવટ કેમ આવશે ?" દોલાએ દયાઇને પુછયું.

એજ વખતે બાહેરથી જુપડાંનું બારણું ઠોકાયું અને "હમણા હેવટ આવી જાહે" એવું કહીને ચાંદણ બારણું ઉંઘાડવા ગઈ.

બારણું ઉંઘાડતાંજ સાત આઠ લફંગા પારસીઓ અને બે છાકટા મોબેદ દાખલ થયા. સઘલાઓ ઘણા જોસમાં આવેલા હતા, સઘલાઓ અફાડ ચીખ કરતા આવયા હતા અને મસતી તોફાંનથી જુપડાંને હમણા તોડી પાડશે એવું લાગતું હતું.

આ લોકોમાના બે જણ દોલાને ઓળખીતા હતા. એકતો પેલો લુચો માકાદારૂ મીઠાઈવાલો હતો, બીજો પેલો કંગાલ બેહેરામ ભરૂચો (તે હીરાં ભરૂચીનો ભાઈ) હતો. તે બેહુ જણને દોલાએ ભીમપોરની ધરમશાળામાંથી આવતાં હીરાં ભરૂચી સાથ ડુંગરાઓમાં બેસીને સંપ કરતાં સાંભળીયા હતા. તે બેહુ જણ દોલાએ ચોરેલાં ઘેલા મોદીનાં પેલાં કાગળ બાબે ધનજીશાહ શેઠને ધમકી આપીને તેને સતાવા તથા તેની પાસેથી નાણા ઓકાવાનો સંપ કરતા હતા. તે સંપને થકી તો બીચારો દોલો આજ સુધી દલરાતો હતો અને હજીતો આજેજ દસતુર લુલા પાસે પોતાનો સઘલો ખોલાસો કરી દીલની ખલાસી પામયો હતો, જેમ કરતાં વળી સાંટક એવું આવી ગયું કે આ ચડીએલ અને ચીબાવલી ગામડીઅણ સાથ તે પરણી ગયો.

એ પરમાંણે જે નીચ અને નાલાએક લુચાઓના સંપથી આજ સુધી બીચારા દોલાના દીલમાં દુખ થયલું તેજ શખસો, આજે, જારે દોલો સંસારી માણસ થયોછે અને સંસાર સુખોનો ઉમેદવારછે, તેવામાં લગનની પેહેલીજ રાતે તેના ઘરમાં ઘુસી આવયા તે જોઇ દોલો ઘણો હેરત રહયો. આ કંગાલો તે બીચારાને સુખથી રેહેવા દેતાજ નથી. તેઓ તેના એકાંત ઘરમાં પણ તેને નડેછે.

પણ તેઓની જંજાલતો ઘણી વધારે હતી. તેઓ જે દુખ આપવા આવયા હતા તે નાહનું સુહનું અથવા નજીવું નહી હતું.

દોલાએ જોયું કે આ લોકોમાંનો એક જણતો આવતાંનેવારજ ચાંદણને ગલે વલગયો અને ચાંદણે તેનાં કપાલ ઉપર એક બોસો લીધો !

તે તેની સાથ આગમચથી અદરાયલો, આજ રોજે પરણતો બેહેલો બોગો હતો, અને દોલાએ તેને એકદમ પીછાણયો.

ચાંદણના લગન બેહેલાને બદલે દોલા સાથ થયાં, એ વાતની તેને તતકાલ ખબર થઇ, જેથી તે આ રાતોરાત ચાંદણના નવાં ઘરમાં આવયો હતો.

બે મોબેદોને લઇને તે આવી લાગો, જેમા એક મજકુર માકાદારૂ હતો, તેની મતલબ એકે રાતોરાત દોલાની ગેરહાજરી... 

આવી રીતે દોલાની બાયડી અને મીલકત ઉપર અચબુમ ધાર પાડવાની ખબર બેહેલા બોગાએ ચાંદણને આગમચથી પોંહોંચાડેલી હતી. ચાંદણ દોલા સાથ પરણીને ઘર આવતી હતી, તેવામાં રસતા મધેજ એક દદા ઓરતની મારફતે ચાંદણને ઉપલો પેગાંમ મળયો હતો.

એ ઓરત દર પલે બેહેલાની રાહા જોતી હતી. તેણીએ દોલા પાસેથી પેલું ખત પડાવી લીધું તેનો સબબ પણ એજ હતો.

અને હવે આ હીચકારાઓના જુલમાત તથા જાસતીની સાંમે થવા વના દોલો રહયો નહી. જારે ચાંદણ બેહેલાને ભેટી તારે તે બુમ મારી વચે દોડયો અને બેહેલાના કોઠાંમાં તેણે એક એવો ઠોંસો લગાવયો કે, તેને જનમ સુધી યાદ રહી જાય. અલબતાં આ બનાવ બીજાઓએ અમસથો જોયા નહી કીધો. તેઓ વચે પડયા અને દોલાને એક બાજુએ ઘસડી લઇ ગયા. તાંહાં તે એકલો સાંમેમા ભાડુતી તાલીમબાજોને ઘણોવાર સુધી પુરો પડયો. તેને અંતે તાબે થવું પડયું, પણ કેટલાકોના કોઠાં રંગવા સીવાએ તથા કોઈનો દાંત તોડી પાડવા ઇઆ કોઇની આંખ ફોડી નાખવા સીવાએ આપણો દોલો તાબે થયો નહી. આ ફેસાદ એકવાર એટલો વધી પડયો કે ચાંદણ ફીકરથી અધમુઇ થઈ કે બેહેલા સાથ તેણીને પરણાવાની કીરીયા તદન રહી જાય.

અંતે બેહેલાએ આણેલા ભાડુતી તાલીમબાજોએ બીચારા દોલાના મુસકા બાંધયા. તેના હાથ પીઠ સાથે બાંધયા અને બેહુ પગ પણ એવી રીતે બાંધી લીધા કે જેથી તે બીચારાથી એક ડગલું આગળ ચાલી શકાય નહી. એ રીતે જારે હાથ પગ નહી ચાલયા તારે દોલાએ મોહું ચલાવયું અને છુટી ગાળો, કડુવા તથા શરાપ તે નવાં લગન તરફ વરસાવયા કીધાં.

પણ આ સઘલાં તોફાંન વચે કીરીયા સમાધાન પાર ઉતરી. દોલાને રીતમાં આવેલાં વાસણો મધેના ચોખા, નાલીએર વગેરે સરવે આ નવાં લગનના આસીરવાદમાં કાંમ લાગાં. દોલાના ઘર માહેલી દીવીઓ તેમાના ઘીના દીવા સાથ પરણતાં જોડાંની આસપાસ મેળવા કામે લાગી. બે આરણીયા પણ તઈઆરજ હતા, તેબી કામ લાગા અને છેલે દોલાના જામાની પીછોડી પણ આડા અંતરને માટે કામ લાગી.

અને એ રીતે જે સ્ત્રી અડધા કલાક ઉપર દોલાની બાયડી હતી તે તેના દેખતાં બીજાની બાયડી થઈ. તેના દરએક "પસંદે કરદમ" ની વેળા તેણીના આગલા "પસંદે કરદમ" દોલાને યાદ આવતા અને એ નીચ ખશલતની નારના ખોટા સપત ઉપર દોલો ધીકાર અને હેરફ નાખતો હતો.

કીરીઆ પુરી થવા પછે પણ દોલાએ બુમ મારી કે "આ ઓરતને મારી આગલથી હું ખીસવા નહી દેવશ."

પણ બેહેલાએ જવાબ દીધો કે "બરાબર, પણ એની આગલથી તુને અમે ખીસવા દઈશું." આમ બોલતાંવારજ પેલા લુચા જુગારીઓ દોલાને બાંધેલા મુસકા સાથ ઘરની બાહેર ઘસડી લઈ ગયા અને બેહેલા બોગાએ તેની પછવાડે બારણું બંધ કરી આપણા દોલાની બાયડીનો તેમજ દોલાની દોલતનો પોતે ધણી થયો !

રસતામા દોલાએ એકાદ બે બુમો મારી પણ તે એકાંત મેદાનમા તેને સાંભલનાર કોઈ નહી હતું, પણ વળી તેના ઘાટકી પેહેરાગીરોએ વેહેતી અને નાગી છુરી તેના ગળાં આગલ ધરી તથા જો ફરીથી એક બોલ બોલેતો એકદમ તે છુરી તેના ગલામા ચલાવી દેવાની ધમકી આપી. તેથી ચુપ રહી મુગો મુગો જાંહાં લઈ જાય તાંહાં જવાની દોલાને ફરજ પડી.

રાતનું શીહા અંધારૂં હજી સરવેગમ ફરી વલેલું હતું. માતર ઉગમણ દસા તરફ ઉગતા સુરજની સેજ નીશાન તરીકે એક ઝાંખો ઝલકાટ ફાટતો હતો. કુકડાઓ બોલતા હતા, સેતારાઓ વધારે શુંદર રંગોની રોશની મોકલતા હતા અને હવા વધારે ઠંડી હતી, જે સઘળાંથી બામદાદ નજદીક હોય અને હવે જાજી રાત ગુજારવાની નહી હોય એમ ભાસતું હતું.

આવી રાત વચે, એકાંત મેદાન વચે, સમસાન બીઆબાન વચેથી, દોલાના ચોકીબાનો પોતાના બંદીવાનને ચુપ ચુપ ચલાવી લઈ ગયા. કેટલુંક સુધી તેને ચલાવવા બાદ તેઓએ તેને એક મોટાં વડના ઝાડ આગલ ઉભો રાખયો અને પછે તેનાજ દીલપરના દોરડાં વટે તેને તે ઝાડ સાથ મજબુત બાંધીને તેના લગનની બાકીની રાત ઝાડ સાથની આસામેસમા ગુજારતો મુકી તે કોરગાઓ ચાલી ગયા.

---

### પરકરણ ૮૪ મું.

દોલાના લગનની વાત આખાં ગામમા અને ગામ બાહાર ફેલાઇ રહી.

દોલાને મલેલી દોલત, તેનો ફેરવાયલો સેતારો, તેની બાયડીની ખુબસુરતી, તેના સસરાનું ફેરાવન મગજ એ સરવે ઘરેઘર અને ચકલે ચકલે સાધારણ ગપાટો થઈ પડયો.

પણ વળી જેમ આ ગપાટો ફેલાતો ગયો તેમ વધતો ગયો, વધારે સહરાવેલી વાતો સંભળાતી ગઈ અને તેવા સહરાવેલા આકારમા એ ગપાટો દોલાના ગામમાં તેની મા વીલરનાં કાંન ઉપર ગયો.

વીલર બીચારી પોતાના ખેતરમાં ઘાસ કાપતી હતી અને તેની બેહેનની દીકરી રતન સરેસતા મુજબ બજારમાં ઈંડાં વેચવા ગઈ હતી, તે વેળા વીલરનો પડોશી ભીમો આવી લાગો, કે જે આગળ વીલરને ભગલા હજામના ભુત વીશે ભય આપી ગયો હતો, તે વાંચનારી બાનુઓને યાદ હશે.

"કેમ બેહેન વીલર, કેવી ખબર, કાંઈ હમાચાર હાંભલેલા ?"

"નહી બાપા, આપણેતો આ ઘાસ કાપી, છાના થાપીને, ઘરે જઈ બેસીએ, તે ગરીબ માણુશ સમાચાર શું સાંભલીએ, કાંઈ ખબર જાંણુતો હોયતો કેહે ભાઈ."

"બાઈ વીલર તારા દીકરા દોલાની હું ખબર ?"

"શું ખબર ! તેની શું ખબર હોય ! તેનું નામ બાલ બાપા. તે ચાકરીએ રહયો, ધંધે લાગેલો, એટલે હવે પોતાની માને ઝાંખીને જોતોબી નથી. મા મરેલી કે જીવેલી તેનું તેને કાંઈ સંનાન સુતક નહી મળે. ખરૂં કહું બાપા, કે મારો દોલો બહુ બગડી ગયો. મુવા સુરતીઓએ એને બગાડયો. કોણ જાણે હમણાં કાંહાં રખડતો હશે !"

"અરે નહી, વીલર તને ખબરજ નથી કે ? તારો દોલો પરણયો તે શું !"

"પરણયો ? કાંહાં ? કોણુને તાંહાં ? કોણ સાથ ? કાંઇ વાત ? હોય નહી."

"હું નહી ! હું પોતે તેના લગન ખાઇ આવેલો ને તું ના હું કેહે !"

"હેં ! હેં ! જોજે હં વળી આ નવો ગપાટનો ગોલો લાવેલો તે. દોલો પરણયોબી, તુંએ લગનબી ખાધાં અને હું તેની મા અણજાણપણામાં રહીબી ગઈ. એવા ઢોંગ હીઆં રખે લાવતો હં !"

પણ ભીમે કસમ ખાધા. "નહીરે બેહેન વીલર, મારા જીવના હમજો હું જુઠું બોલુંતો. કહુંછ, કે હું પોતે રાતના બારે ગયલો હતો, તાંહાં તારા દોલાના લગન થયાં તે મેં પોતે જોયાં !"

"તે લગન ખાવા હીજો પટેલજ તને બોલાવે કે ?"

"બોલાવેતો હું ? પણ ઉં કામનેહર જઈ લાગો તારે મને કેહેજે બેહ બેહ કરીને બેહાડયો. મારાતો હપ નામાખી નહી કે તારો દોલો પરણુહે. પણ તું માનહે ? ભાઈતો ધોતા ધાતા થઈ, 'હાળ દોહાલા, હોઠીને પરણુવા બેહેલા ?"

"હેં ? દોલો પરણેઓ ને વળી આવા પઈસાવાલાને તાંહાં ?"

"હા, ખચીત, રાતના કલાક બેનો વખત હતો. તારે કીરીઆ થઈ. એ તમારા લોકો છેક મોડી રાતરે કેમ લગન કરે ?"

"પણ સાંજનાબી કીરીયા થયલી કેની ?"

"ના, હાંજેતો કીરીઆ બીરીઆ કાંઈએ નહી થયલી."

એમ કેમ હોય ? વીલરના મનમાં આ હેવાલથી વધારે શક પડી ગયો. તે વીચારમાં પડી કે આ ભીમો કાંઈ જુઠું બોલે તેમાંનો આસાંમી નથી, અને તોપણ દોલો એકાએક પોતાના ઘરમાં ખબર કરવા વગર, માને પુછવા વગર પરણે કેમ ? અને તેબી હીજા પટેલ જેવે પઈસાદાર હેકાંણે તેનું કેમ ઠેકાંણું લાગે ? પણ વળી ભીમોતો કેહેછે કે તાંહાં સાંજનાં આસીરવાદજ નથી, એ કેમ બને ? કાંઇ ભુલતો નહી હોય ?

પણ કેવાં અણધારેલાં સાંટકને લીધે દોલાના લગન થઇ ગયાં તે જારે વીલરના આ પડોશીએ વીસતારીને કહી સંભળાવયું તારે વીલરની ખાતરી થઈ અને છેલે જારે ભીમાએ આ લગનથી દોલાને થયલો લાભ સઘલા સહરાવેલા આકારમા જણાવયો તારે તો વીલરની ખુશીનો પાર નહી રહયો.

ભીમા પડોશીએ કહયું કે "તારા દીકરાને પાંચ હજાર રૂપઈઆ રોકડા મએલાછે, ને પચી હજાર લખી આપેલા કે હીજાના મુવા પછે મળે, ને ગામની પટેલાઈ ને એતરની માલેકી મળેલી તેતો જુદી."

હવે વીલરે વાત ખરી માની. પઈસાની વાત આવી કે પેહેલાં જાંહાં વીલર કશું માનતી નહી હતી તાંહાં હવે સઘલું માનવા લાગી.

તે હીઆં સુધી કે પોતાના પડોશીની નહી કહેલી વાતો પણ તે પોતાના મગજમા સહરાવી દેવા લાગી. તે બોલી કે "બાપા—એટલુંજ નહી હોય. હીજા પટેલના ભાઈની દોલત હીજાને મળવાની હતી, તે પણ હવે મારા દીકરાને મળશે."

"હોવે-હોવે."

"અને વળી હીજાની બાયડીનુ ઘરેણું બે હજારનું દેખું, તે મારી વેહેવાણ તો મરી ગઈ અને વેહેવાઈ મરી જાશે તારે તેબી મારા દોલાને મળશે."

"હા-ખરેખાતર. પણ તારો વેહેવાઇ મરહે તારે કેની ?

"મરશે-હવે એનો મરવાનો વખત છે; બચાંની આગળ થાયતો સારૂં. ભાઇ ભીમા હીજો પટેલ બહુ સારૂં માણસ, દાદાર હોરમજ એને જલદી તેડી લીએ ને સારૂ મનેનુ બેહેસત આપે."

પોતાના દીકરાના સુભાગય હવે વીલરને એટલાં તો

ખીલતાં દીસવાલાગાં કે તેના હજીતો પેહેલેજ દીનથી તે વેહેવાઇને મરણ પામવાનો વીચાર વટીક કરવા લાગી !

આ અચબુચ ખબરથી વીલરની રીત ભાંત સઘલી ફેરવાઇ ગઇ. પઇસાદાર વેહેવાઇ, પઇસાદાર વહુ, પઇસાદાર દીકરો સરવેના ખેઆલથીજ વીલર ગોયા પઇસાદાર થઇ ગઇ. પઇસાદાર થવાની તેની ઉમેદતો પકી થઇ અને એ ઉમેદ થઇ એટલે તે પાર પડવા અંગામચ પઇસાદારનીપઠે તે ડોલડાલ કરવા લાગી !

તે ચાલવા હાલવામા વધારે લેહેકો કરવા લાગી તથા વાતચીતમા મોટાંમાએની પઠે મરોરથી ડોકું હીલવવા લાગી. પોતામાં આ ફેરફાર આ ડોલધાલુએ એટલો જલદી કરી મેળવો કે પડોસી ભીમાના દેખતાં, તેના બેહાં બેઠાંજ તેને તે માલમ પડી આવયો અને તે મનમાં સમજી ગયો. પણ વળી જરાવારમાં તો વીલરની વાત વધારે બેહેકી. તેણીએ કાંઇ વાત ઉપરથી પોતાના પડોશી ભીમાને ધમકાવી કાહાડવોને "આપણે ગરીબ માણુશ થઇને એવી લાંબી પટપટ નહી કરીએ " એમ તાણા મારવા લાગી.

અંતે બીચારો પડોશી વીલર આગળથી તેણીના ખોટાં ડોલ વીશે ઘણો ખરાબ વીચાર લઇને તથા તેણીની નીચ ચાલ ઉપર ધીકાર બતાવીને ઉઠી ગયો.

પઇસાદાર વેહેવાઇના ખેઆલમાં ગરીબ પડોશીના કોફની પણ વીલરે દરકાર કીધી નહી. આ ગરીબ પડોશીના જવાથી તે ઓર વધારે ખુશી થઇ અને પોતાના માતબર વેહેવાઇ પાસે જવાને હવે જલદીથી તઇઆર થઇ.

તેણીએ પોતાનો ઉંચાંમા ઉંચો પોશાક પેહેરયો—જે પીલી ધોધમની સારી કરતાં વધારે નહી હતો; અને પોતાની ભતરીજી રતનને સઘલી ખુશ ખબરથી વાકેફ કરી તથા ઘર સંભાલવાનુ તેને સોંપીને વીલર એકદમ બાઠે જવા સારૂં નીકલી પડી.

હીજા પટેલના ઘર તરફ આવતાં વીલરને આસરે બેતરણ કલાક લાગયા અને દોલાની ખબર કાહાડતાં ગામમાં જેનેબી પુછતી તે દોલાના સારાં નસીબની વાત કેહેતાં હતાં.

દોલાને તેની ચંડાલ બાયડીએ રાતના કાંહાં ઠેકાણે પાડયોછે તેની બીચારા આ ગામડીયાઓને કસી ખબર નહી હતી. તેઓ સઘલા જણ એ ભાગ્યેગસાલી જવાનને પોતાના નવા મકાનમા પોતાની શુંદર ઓરત સાથ મોજ કરતો ધારતા હતા અને જારે વીલરે જાણયું કે હીજા પટેલે દોલાને નવું ઘર મંડાવી આપયું છે, તારે પેહેલ વેહેલી તે સે જુહુપડી તરફ ગઇ.

જુહુપડાંનુ બારણું બંધ હતું. તેના ધણી દોલાને બાહેર કાહાડી જે બીજો ધણી બેહેલો બોગો અંદર ભરાયલો હતો, તે રાતનુ ટરકટ માલમ નહી પડે એટલા માટે સહવારૂં પડતાંજ બાહેર નીકલી ગયલો હતો અને સહવારના જારે હીજાના માણુસો ચાહે પાણી વગેરે કરવા આવયાં, તારે ઓરતી ચાંદણે એવું જણાવયું કે તેનો ધણી દોલો કાંઇ કામે ગયોછે એટલે રાતની જાસતીનો કોઇને કાંઇ ખેઆલ પણ નહી હતો.

એ પરમાણે ચાંદણ બારણું ઢાંકીને ઝુપડાંની અંદર રહેલી હતી, તેવામા વીલરે જઇને બારણું ઠોકયું અને ચાંદણે તે ઉંઘાડયું.

અંદર દાખલ થતાંજ વીલર પોતાની ઘરેણા ગાઠાંમા ઠઠેરો કરી બેઠેલી વહુ ચાંદણને વલગી પડી તથા પોતાના હાથમા મજબુત કોટી તલે ચાંપવા બાદ તેણીને ઓવરણા લેવા લાગી તથા સેંકડો દુવા દેવા લાગી. "ઓ ! હું મરૂંરે મારી લછમી ! જીવતી રેહેજેરે મરૂં ! ઓ ! તારાં નેણ પરથી ઓવરાઇ જાઉંરે ! મારી પેર સોભત પુતરીરે મરૂં ! મારા દીકરાની આંખની જોતરે મરૂં ! " ઇતીઆદી, ઇતીઆદી.

ચાંદણ પેહેલાંતો કાંઇ સમજી શકી નહી કે આ કોણ છે, અને શું મતલબ ધરાવેછે. વીલરે તેને એકદમ કોટી કરીને એટલી દાબી હતી કે ગોયા ચાંદણની છાતી બેસી ગઇ હોય તેમ દમ બંધાઇ ગયો હતો અને તેમા વલી વીલરના તપકીરથી ભરેલાં નાકે, તથા તે નાક પોતાના કપડાં વટે નુછવાથી વીલરના સઘળા પોશાકને લાગેલી તપકીરે, સઘળો તપકીર તપકીર વાસ કરી મેળી ચાંદણને ખુબ ગુંગલાવી હતી.

મારે વીલરના હાથમાથી છુટતાં ચાંદણનું પેહેલું કામતો જરા દમ ખાવાનું, પછે ખોરાઇ ગયલા બાલ સમારવાનું અને પછે પોતાના નવાં કપડાંને લાગેલી સઘળી તપકીર ખંખેરી કાઢવાનું હતું. એટલું કરવાને પુરતો વખત મળે તેટલાં તેણીએ વીલરને મીજાજથી પુછયું કે "દોહી, તુંને હીઆં કોણે બોલાવેલી ? "

"ઓ તારા સાદ પરથી મરૂંરે ! તારો આવાજ કે જાણે બુલબુલ ! જોની દીકરી હું તારી સાસુ થાઉંજો" આમ કહી વીલર પાછી ચાંદનને ચાંપીને વલગવા જતી હતી, પણ આ વખતે ચાંદણે સામે થઇને એક આંચકો એવો લગાવયો કે વીલર એક ગબડો ખાઇને જમીન દોસત થઇ અને તેના નાકની નસકોરી ફુટી ગઇ જેમાથી કીરમજી અને તપકીરીઆ બે ભેલા રંગનું લોહી નીકલવા લાગું.

આ સરોપાવથી વીલર તદન હેરત રહી. તેણીને ગુસો ઉપજયો અને તે બોલી કે "ફુકતી, મારા દીકરાના ઘરમા મને આવું માન આપેકે ? "

"દીકરો ?" ચાંદણે અથરતીથી પુછયું "તારો દીકરો ? રાંડ તું દાકણ દેખું તારે તારો દીકરો તો ભુત હોવો જોઇએ. "

"હા ! મારો દીકરો, દીકરો, મારો કરોર રૂપીઆનો દીકરો, દોરાબજી."

દોરાબજી નામથી દોલો ઓલખાયો નહી, પણ જારે વીલરે દોલો નામ કહયું કે ચાંદણને ચેતી લેતાં શું વાર ?

"મારો દીકરો દોલો કાંહાં છે ? આ તેનુ ઘર છે, મારૂં ઘરછે, પણ મારો દીકરો કાંહાં છે ? "

"એ બુઢીયા તારો દીકરો બીકરો કોઇ હીઆં નથી, આ કાંઇ તેનું ઘર નથી, ને તુંબી હીઆંથી બાહાર નીકલ."

"કાંએ વારૂં ! તું કોણ થાય ?"

"હું આખા હાથ પગની ઘર ધનીઆણી થાઉં" આમ કહી ખુની ચાંદણે વીલરને એક હોંસો મારયો.

વીલરે "દીકરા દોલા, દીકરા દોલા" કરી બુમો મારી, પણ "હોધી લાવ દેખાડું" એટલું બોલી ચાંદણે પોતાની સાસુને બોચીમાંથી પકડી બાહાર કાહાડી અને પોતાના જુપડાંનું બારણું પાછું બંધ કરી લીધું.




## છાપો.

કાગજની અજાએબીઓ ઉપરથી આપણ છાપાની અજાએબીઓ ઉપર આવીએ છઇએ. કાગજને છાપા સાથ એટલો સંબંધ છે કે જાને કાગજ બનાવવાના હોનરને છાપવાના હોનરથી જુદો પાડી શકાય નહી. છાપાખાનાથી કાગજના કારખાનાને મોટી ગતી મલીછે.

છાપવાની શોધ થઇ તો કાગજનો ખપ જાગયો. પણું ખરૂં કાગજ જે બનેછે તે છાપવાના કામમા ખપેછે. છાપવાના કાગજ જુદાં બનેછે, તે બનાવવાના મોટાં કારખાંનાંઓજ જુદાં છે. લખવાના કરતાં છાપવામા કાગજ વધારે જાયછે.

માટે ચાલો, વાંચનારી બેહેનો, હવે આપણ છાપાની અગતજોગ અજાએબીઓને એકઠી કરીએ તથા તપાસીએ. છાપાની અજાએબી ગોયા અમારી પોતાની અજાએબી તમને સમજાવીશું ! પણ છાપાની અજાએબીઓ મોટી છે, અને તેના ઉપર પણ બે તરણ અંકો રોકવા પડવાના છે.

છાપાની અજાએબીઓ તરાંહ તરાંહની છે. છાપાની શોધ, તેની તવારીખ, તેની બનાવટ, તેની ગોઠવણી, તેની છપામણી, તેની સહી લગાડામણી, છાપા યંતરોની કળા, રંગોની મેળવણી, ઈસટીરીઓ ટાઇપ, સીલા છાપા, તેનો દીબાં છાપા સાથ સંબંધ, ઈતીઆદી સઘલી કીરીયા અજાએબીઓથી ભરપુર છે.

પેહેલાં છાપાની થોડીક તવારીખમા અજાએબીઓની શોધ કરીએ. છાપાનો હોનર પુરાતન વખતનો છે. હાલનો છાપાનો હોનર વટીક ઘણાં વરશ થપાં આવેછે. આજ પાંચ સદીનો જુનો એ હોનર છે. પણ પાંચ સદીએ તેમા તરેહવાર સુધારો અને ફેરફારો જોયાછે. હીઆં સુધી કે આજના વખતનો જે છાપો, તે આગળા વખતનો છાપ નથી, આગલા છાપા જુદીજ તરાંહોંના હતા.

પેહેલાં તો આ વાત અજાએબ જેવી છે કે તે વખત પછે આજસુધીમાં છાપવાના હોનરની આટલી ચઢતી કળા થવા છતાં, તેમાં કારીગર અને ઉદીઓગી વરગોએ સઘલી મેહેનત લીધીછે અને સઘલો સુધારો કરયોછે. નામાંકીત વીદવાંનો, પંડીતો, ફીલસુફો, જેઓને છાપાએ સઉથી મોટો લાભ કીધોછે, તેઓ એ હોનરમાં કસો ભાગ લઇ ગયા નથી !

હાલ એકેક અખશરનો એકેક છાપ છુટો છુટો છે. પણ ૧૫ મી સદીમાં તેમ નહી હતું. લાકડાંના એકજ મોટા લાઘાની ઉપર સઘલા અખશરો, લીટીની લીટીઓ, કોતરીને તે ઉપર સહી લગાડી છાપતા હતા. તે વખતનું છાપવાનું હાલ આપણા બઇરાંઓ કોર છપાવેછે, તેના જેવું હતું. એક આખું દીસું દરએક લખાણને માટે હતું.

એજ પરમાણે આખા ડીબા ઉપર ચીતરો કોરીને છાપતા હતા. તે ચીતરો માતર એજ જાતના હતાં. એક ધરમ સંબંધી પીકચરો હતાં, બીજાં રમવાના પાના ઉપર એ હોનર લાગો હતો. ચીતરો કોતરતાં વળી, તેમનાજ દીબાં ઉપર અખશરોની લીટીઓ કોરાવા લાગી, અને ચીતરો તથા તેમના બેઆનો એકજ દીબાંથી છપાવા લાગયાં.

આ પરમાણે દીબા કોતરવાનો આધાર શું ? શાના નમુના ઉપરથી કોતરતા હતા ? એક જણ એક આખો સફો ચીતરતો આથવા લખતો, પછે તે સફાને કોતરવાના લાકડાં ઉપર વલગાવતા, તેથી તે ચીતર અથવા લખાંણ તે લાકડા ઉપર બેસી જતું, અને પછે તે ઉપરના ચીતર ઇઆ અખશરો પરમાણે આખો સફો કોરીને તેનું એક દીબું બનાવતા હતા.

એ ઉપરથી ચીતરની ખુબી ઇઆ કોતરેલા અખશરની

ખીલતાં દીસવાલાગાં કે તેના હજુતો પેહેલેજ દીનથી તે વેહેવાઈને મરણ પામવાનો વીચાર વટીક કરવા લાગી!

આ અચ્મબુચ ખબરથી વીલરની રીત ભાંત સઘલી ફે રવાઈ ગઈ. પઈસાદાર વેહેવાઈ, પઈસાદાર વહુ, પઈસાદા ર દીકરો સરવેના ખેઆલથીજ વીલર ગોયા પઈસાદાર થઈ ગઈ. પઈસાદાર થવાની તેની ઉમેદતો પકી થઈ અને એ ઉમેદ થઈ એટલે તે પાર પડવા આગમચ પઈસાદારનીપં ડે તે ડોલડાલ કરવા લાગી!

તે ચાલવા હાલવામા વધારે લેહેકો કરવા લાગી તથા વાતચીતમા મોટાંઆએની પઠે મરોરથી ડોકું હીલવવા લાગી. પોતામાં આ ફેરફાર આ ડોલધાલુએ એટલો જલ દી કરી મેળવ્યો કે પડોસી ભીમાના દેખતાં, તેના બેઠાં બે ઠાંજ તેને તે માલમ પડી આવયો અને તે મનમાં સમ જી ગયો. પણ વળી નરાવારમાં તો વીલરની વાત વધારે બેહેકી. તેણીએ કાંઈ વાત ઉપરથી પોતાના પડોશી ભીમા ને ધમકાવી કાહાડયોને "આપણે ગરીબ માણુશ થઈને એવી લાંબી પટપટ નહી કરીએ" એમ તાણા મારવા લાગી.

અને બીચારો પડોશી વીલર આગળથી તેણીના બે ટાં ડોલ વીશે ઘણો ખરાબ વીચાર લઈને તથા તેણીની ની ચ ચાલ ઉપર ધીકાર બતાવીને ઉઠી ગયો.

પઈસાદાર વેહેવાઈના ખેઆલમાં ગરીબ પડોશીના કો ની પણ વીલરે દરકાર કીધી નહી. આ ગરીબ પડોશીના જવાથી તે ઓર વધારે ખુશી થઈ અને પોતાના માતબર વે હેવાઈ પાસે જવાને હવે જલદીથી તઈઆર થઈ.

તેણીએ પોતાનો ઉંચામાં ઉંચો પોશાક પેહેરયો—જે પી રૂઝી ઘીઘમની સારી કરતાં વધારે નહી હતો; અને પોતાની મતરીજી રતનને સઘલી ખુશ ખબરથી વાકેફ કરી તથા ઘર સંભાલવાનુ તેને સોંપીને વીલર એકદમ ભાડે જવા સારૂં નીકલી પડી.

હીજા પટેલના ઘર તરફ આવતાં વીલરને આસરે બે તરણ કલાક લાગયા અને દોલાની ખબર કાહાડતાં ગામમાં જેનેબી પુછતી તે દોલાના સારાં નસીબની વાત કેહેતાં હતાં.

દોલાને તેની ચંડાલ બાયડીએ રાતના કાંહાં ઠેકાંણે પાડયોછે તેની બીચારા આ ગામડીયાઓને કસી ખબર ન હી હતી. તેઓ સઘલા જણ એ ભાગ્યેગસાલી જવાનને પો તાના નવા મકાનમા પોતાની શુંદર ઓરત સાથ મોજ કર તો ધારતા હતા અને જારે વીલરે જાણયું કે હીજા પટેલે દોલાને નવું ઘર મંડાવી આપયું છે, તારે પેહેલ વેહેલી ત સે જીહુપડાં તરફ ગઈ.

જીહુપડાંનુ બારણું બંધ હતું. તેના ધણી દોલાને બા હેર કાહાડી જે બોજે ધણી બેહેલો બોગો અંદર ભરાયલો હ તો, તે રાતનુ ટરકટ માલમ નહી પડે એટલા માટે સહવા રૂં પડતાંજ બાહેર નીકલી ગયલો હતો અને સહવારના જારે હીજાના માણુસો ચાહે પાણી વગેરે કરવા આવયાં, તા રે ચોરતી ચાંદણે એવું જણાવયું કે તેના ધણી દોલો કાંઈ કામે ગયોછે એટલે રાતની જાસતીનો કોઈને કાંઈ ખેઆલ પણ નહી હતો.

એ પરમાણે ચાંદણ બારણું ઢાંકીને ઝુપડાંની અંદર રહેલી હતી, તેવામા વીલરે જઈને બારણું ઠોકયું અને ચાં દણે તે ઉંઘાડયું.

અંદર દાખલ થતાંજ વીલર પોતાની ઘરેણા ગાંઠાંમા ઠઠેરો કરી બેઠેલી વહુ ચાંદણને વલગી પડી તથા પોતાના હાથમા મજબુત કોટી તલે ચાંપવા બાદ તેણીને ઓવારણાં લેવા લાગી તથા સેંકડો દુવા દેવા લાગી. "ઓ! હું મ રૂંરે મારી લછમી! જીવતી રેહેજેરે મરૂં! ઓ! તારાં નેણ પરથી ઓવરાઈ જાઉંરે! મારી ઘેર સોળત પુતરીરે મરૂં! મારા દીકરાની આંખની મોતરે મરૂં!" ઈતીઆદી, ઈતી આદી.

ચાંદણ પેહેલાંતો કાંઈ સમજી શકી નહી કે આ કોણ છે, અને શું મતલબ ધરાવેછે. વીલરે તેને એકદમ કોટી કરીને એટલી દાબી હતી કે ગોયા ચાંદણની છાતી બેસી ગ ઈ હોય તેમ દમ બંધાઈ ગયો હતો અને તેમા વલી વીલ રના તપકીરથી ભરેલાં નાકે, તથા તે નાક પોતાના કપડાં વ ડે નુછવાથી વીલરના સઘળા પોશાકને લાગેલી તપકીરે, સઘ ળો તપકીર તપકીર વાસ કરી મેળી ચાંદણને ખુબ ગુંગલા વી હતી.

મારે વીલરના હાથમાથી છુટતાં ચાંદણનું પેહેલું કા મતો જરા દમ ખાવાનું, પછે ખોરાઈ ગયલા બાલ સમાર વાનું અને પછે પોતાના નવાં કપડાંને લાગેલી સઘળી તપ કીર ખંખેરી કાહડવાનું હતું. એટલું કરવાને પુરતો વખત મળે તેટલાં તેણીએ વીલરને ગ્રીજાનથી પુછયું કે "દાહી, તુંને હીઆં કોણે બોલાવેલી?"

"ઓ તારા સાદ પરથી મરૂંરે! તારો આવાજ કે જા ણે બુલબુલ! જેની દીકરી હું તારી સાસુ થાઉંજો" આમ ક હી વીલર પાછી ચાંદનને ચાંપીને વલગવા જતી હતી, પણ આ વખતે ચાંદણે સામે થઈને એક આંચકો એવો લગા વયો કે વીલર એક ગબડો ખાઈને જમીન દોસત થઈ અને તેના નાકની નસકોરી ફુટી ગઈ જેમાથી કીરમજી અને ત પકીરીઆ એ ભેલા રંગનું લોહી નીકલવા લાગ્યું.

આ સરોપાવથી વીલર તદન હેરત રહી. તેણીને ગુ સો ઉપનયો અને તે બોલી કે "દુકતી, મારા દીકરાના ઘર મા મને આવું માન આપેકે?"

"દીકરો?" ચાંદણે અચરતીથી પુછયું "તારો દીક રો? રાંડ તું દાકણ દેખું તારે તારો દીકરો તો ભુત હોવો જોઈએ."

"હા! મારો દીકરો, દીકરો, મારો કરોર રૂપીઆનો દીકરો, દોરાબજી."

દોરાબજી નામથી દોલો ઓલખાયો નહી, પણ જારે વીલરે દોલો નામ કહયું કે ચાંદણને ચેતી લેતાં શું વાર?

"મારો દીકરો દોલો કાંહાં છે? આ તેનુ ઘરછે, મા રૂં ઘરછે, પણ મારો દીકરો કાંહાં છે?"

"એ બુઢીયા તારો દીકરો બીકરો કોઈ હીઆં નથી, આ કાંઈ તેનું ઘર નથી, ને તુંબી હીઆંથી બાહાર નીકલ."

"કાંએ વારૂં? તું કોણ થાય?"

"હું આખા હાથ પગની ઘર ધનીઆણી થાઉં" આમ કહી ખુની ચાંદણે વીલરને એક હોંસો મારયો.

વીલરે "દીકરા દોલા, દીકરા દોલા" કરી બુમો મા રી, પણ "હોથી લાવ દેખાડું" એટલું બોલી ચાંદણે પો તાની સાસુને બોચીઆંથી પકડી બાહાર કાહાડી અને પો તાના જીપડાંનું બારણું પાછું બંધ કરી લીધું.




## છાપો.

કાગજની અજાએબીઓ ઉપરથી આપણ છાપાની અજાએબીઓ ઉપર આવીએ છઇએ. કાગજને છાપા સાથ એટલો સંબંધ છે કે જાને કાગજ બનાવાના હોનરને છાપવાના હોનરથી જુદો પાડી શકાય નહી. છાપાખાનાથી કાગજના કારખાંનાને મોટી ગતી મલીછે.

છાપવાની શોધ થઇ તો કાગજનો ખપ જાગપો. ઘણું ખરૂં કાગજ જે બનેછે તે છાપવાના કામમા ખપેછે. છાપવાના કાગજ જુદાં બનેછે; તે બનાવાના મોટાં કારખાંનાંઓજ જુદાં છે. લખવાના કરતાં છાપવામાં કાગજ વધારે જાયછે.

માટે આલો, વાંચનારી બેહેનો, હવે આપણ છાપાની અગતજોગ અજાએબીઓને એકઠી કરીએ તથા તપાસીએ. છાપાની અજાએબી ગોયા અમારી પોતાની અજાએબી તમને સમજાવીશું! પણ છાપાની અજાએબીઓ મોટી છે, અને તેના ઉપર પણ બે તરણ અંકો રોકવા પડવાના છે.

છાપાની અજાએબીઓ તરાંહ તરાંહની છે. છાપાની શોધ, તેની તવારીખ, તેની બનાવટ, તેની ગોઠવણી, તેની છપામણી, તેની સહી લગાડામણી, છાપા યંતરોની કળા, રંગોની મેળવણી, ઈસટીરીઓ ટાઇપ, સીલા છાપા, તેનો દીબાં છાપા સાથ સંબંધ, ઈતીઆદી સઘલી કીરીયા અજાએબીઓથી ભરપુર છે.

પેહેલાં છાપાની થોડીક તવારીખમા અજાએબીઓની શોધ કરીએ. છાપાનો હોનર પુરાતન વખતનો છે. હાલનો છાપાનો હોનર વટીક ઘણાં વરશ થયાં ચાલેછે. આજ પાંચ સદીનો જુનો એ હોનર છે. પણ પાંચ સદીએ તેમાં તરેહવાર સુધારો અને ફેરફારો જોયાછે. હીઆં સુધી કે આજના વખતનો જે છાપો, તે આગળા વખતનો છાપ નથી, આગલા છાપા જુદીજ તરાંહોના હતા.

પેહેલાં તો આ વાત અજાએબ જેવી છે કે તે વખત પછે આજસુધીમાં છાપવાના હોનરની આટલી ચઢતી કળા થવા છતાં, તેમાં કારીગર અને ઉદીઓગી વરગોએ સઘલી મેહેનત લીધીછે અને સઘલો સુધારો કરયોછે, નામાંકીત વીદવાંનો, પંડીતો, ફીલસુફો, જેઓને છાપાએ સઉથી મોટો લાભ કીધોછે, તેઓ એ હોનરમાં કસો ભાગ લઇ ગયા નથી!

હાલ એકેક અખશરનો એકેક છાપ છુટો છુટો છે. પણ ૧૫ મી સદીમાં તેમ નહી હતું. લાકડાંના એકજ મોટા લાથાની ઉપર સઘલા અખશરો, લીટીની લીટીઓ, કોતરીને તે ઉપર સહી લગાડી છાપતા હતા. તે વખતનું છાપવાનું હાલ આપણા બઇરાંઓ કોર છપાવેછે, તેના જેવું હતું. એક આખું દીબું દરએક લખાણને માટે હતું.

એજ પરમાણે આખાં ડીબાં ઉપર ચીતરો કોરીને છાપતા હતા. તે ચીતરો માતર બેજ જાતના હતાં. એક ધરમ સંબંધી પીકચરો હતાં, બીજાં રમવાના પાના ઉપર એ હોનર લાગો હતો. ચીતરો કોતરતાં વળી, તેમનાજ દીબાં ઉપર અખશરોની લીટીઓ કોરાવા લાગી, અને ચીતરો તથા તેમના બેઆનો એકજ દીબાંથી છપાવા લાગયાં.

આ પરમાણે દીબાં કોતરવાનો આધાર શું! શાના નમુના ઉપરથી કોતરતા હતા? એક જણ એક આખો સફો ચીતરતો અથવા લખતો, પછે તે સફાને કોતરવાના લાકડાં ઉપર વલગાવતા, તેથી તે ચીતર અથવા લખાંણ તે લાકડાં ઉપર બેસી જતું, અને પછે તે ઉપરના ચીતર ઇઆ અખશરો પરમાણે આખો સફો કોરીને તેનું એક દીબું બનાવતા હતા.

એ ઉપરથી ચીતરની ખુબી ઇઆં કોતરેલા અખશરની

શોભા, લખનાર અથવા ચીતરનારના હાથ પરમાણે હતી. લખનાર જે મરોરથી અખશરો લખતો તેવાજ મરોરના અખશરો ડીબાં ઉપર કોરાતા. ટુકમાં તે ડીબુ લખનાર અથવા ચીતારનારની આબેહુબ નકલ હતી.

લાકડાં ઉપર કોતરીને છાપવા ("ઉડ એનગરેવીંગ") ના હોનરની ઉતપંતી ઉપલાંમા હતી. એનો ચોકસ વખત નોધાયલો નથી, પણ ઘણાખરા એવું માનેછે કે લાકડાં ઉપર કોરેલાં દીબાંથી છાપેલાં સસતાં ચીતરો ૧૫ મી સદીમાં જરમની તથા ઇટલી દેશ મધે વેચાતાં હતાં.



પણ કેટલાકો વળી એ હોનરને છેક પુરાતન જમાના ઉપર લઈ જાયછે. જુબાન શનાશો એ હોનરની નીશાન છેક પુરાતન બાબીલોન અને આસીરીયાના શાનશાહાતોમાં જોઈ શકેછે. તેઓ સાબેત કરેછે કે તે નાશ પામેલાં શેહેરોની ઇંટો ઉપર જે કાંઇ ચીતરો, લેખો વગેરે છે, તે સગળું એજ પરમાણે એકેક ડીબું કોરીને છાપેલું છે! અસલી જમાનાનો એવો એક છાપો પાસેના ચીતરમા આપયોછે.

રોમન લોકોના ધાતુના છાપ, જે ઉપર ઘણાક અખશરો કોરેલા અને જે વટે તેઓ જુદી જુદી ચીજોપર છાપ મારતા હતા, તે હજી સંગરહસથાનોમાં મળી આવેછે. અલબતાં એકેક કામને માટે છાપ મારવાનુ એકેક ડીબું તેમને જુદુ જુદુ બનાવવું પડતું હતું. વરજીલ નામનો નામાકીત ઇટાલીઅન કવી ઢોરો ઉપર નીશાન કરવા માટે તે વખતે વપરાતા છાપ વીશે લખી જાયછે.

પણ આવી રીતે એકેક મોટા ડીબાંથી કાગજના કાગજો અને ચોપડીની ચોપડીઓ છાપી શકાય. એકેક સફાનુ એકેક ડીબું બનાવી, ઘણા સફાની ચોપડી સામટી સીવાંઇ શકાય. પણ પુરાતન બાબીલોન, યુનાન અને રોમમા તેમ નહી બનયું તેનું કારણ એટલુંજ માનવામા આવે છે કે તે વખત ઉપર કાગજની ઘણી તંગી હતી.

આ પરમાણે મોહટાં ડીબાંઓ ઉપરથી ચોપડીઓ છાપવાની કલા યુરોપમા પેહેલ વેહેલી વેનીસ ખાતે દાખલ થઇ, પણ કેહેછે કે વીનીશીઅનોની પોતાની એ કળા નહી હતી. તે વખતે વેનીસનો વેપાર આખી દુનીઆં સાથ ચીકતો હતો અને વેનીશીઅનો પરદેશથી એ કળા લાવયા હતા.

તે દેશ—ઘણી કળાકઉશળ, ઘણા હોનરો, ઘણા ઉદયોગનું પાલણું—ચીન દેશ હતું. ડયુ હેડ અને બીજા નામીઆ મીશનરીઓ કેહેછે કે ખરીસટી સનેની પચાસ વરશ આગમચ કોરેલાં મોટાં દીબાંએ કરી છાપવાનો હોનર અંચલ ચીના લોકો જાણતા હતા.

ચીનાઓમાં આજ સુધી આખાંને આખાં ડીબાંથી છાપવાનો એ હોનર ચાલેછે. એક બારીક અને પતલાં કાગજ ઉપર લખીને તે કઠણ જાતના એક લાકડાં ઉપર વલગાવી દીએછે, અને પછે કાગજ ઉપર તે હરફ અથવા ચીતર વલગવા પછે તેટલી જગા રાખી, આસપાસની જગા કોરી કાઢેછે. લાકડાંની જગોએ આગળ તેઓ ફતરના ડીબાં વાપરતા હતા.




કે હરફ અથવા ચીતરના જેટલી જગાને રાખી આસપાસની જગાને જારે ખોધી કાહાડેછે તારે શાહીથી છાપતાં સફેદ ભોંય ઉપર કાળા ચીતર અથવા હરફ છપાયછે. પણ વળી ચીનાઓ અખશર અથવા ચીતર જેટલું ખોધી કાહાડી બાકીની જગા રેહેવા દેયછે, તારે કાલી ભોંય ઉપર સફેદ છપાયછે, એ બંનેના નમુણા આ ચીતરોમાં આપયાંછે.



આ ડીબાં ચીતરકળામા લાગુ કરતાં, પેહેલાં રમવાના પાનામા એ કળા જે લાગુ પડી તે પાના ફરાનસના રાજા ૬ ઠા ચારલશની ગમતને માટે બનાવયાં હતાં. તાર પછે માણુશના ચીતરો તે ડીબાં ઉપર કોરીને છાપવા માંડીયાં, જેનો એક નમુણો આગસબરગ આગળ મળી આવયોછે, અને તે ઉપર ૧૪૨૩ નો સને છે. એ નમુણો અરલ સ્પેનસરને હસતક છે.

આખાં ચીતરો અને તેમની થોડી થોડી સમજ એકેક ડીબાંપર કોરીને છાપવાથી પણ થોડો ઘણો ફાયદો થતો હતો. જે લોકો વાંચી લખી નહી જાણતા હતા, તેઓના મનમાં ચોકસ ચીજોના આબેહુબ ચીતરોથી ખેઆલ ઉતરતો હતો. ચીતરોનો આવો ઉપયોગ આપણી નીશાળોમા અને ચોપડીયોમાં આજસુધી જારી છે.

આવી રીતે એકેક સફાના આખાં ડીબાંથી છાપેલી ચોપડીયોમાં ચોકસ "બાઇબલીયા પાપરઅ" ઇઆને ગરીબ માણુસોનુ ધરમ પુસતક નામની ચોપડી ઘણી ફેલાયલી હતી. તે અસલી ચોપડીઓની આજે એટલી નવાઇ ગણાયછે કે તેમાની એક રૂ૨૫૦૦ ની તથા બીજી રૂ૫૦૦ ની કીમતે વેચાઇછે!

દર એકેક સફાનુ ડીબું એકેક હાથના લખેલા સફાથી કોતરતા, તેથી આગળા વખતની તે એકેક ચોપડીના જુદા જુદા સફામાં જુદી જુદી ટપના અખશરો આવી જતા હતા! વળી એકજ ચોપડામાના હરફો તરેહવાર વલાંણો અને મરોરના હતા! કેમકે જુદા જુદા સફા જુદા જુદા હાથે લખીને તે ઉપરથી જુદાં જુદાં ડીબાં કોરેલાં હતાં.

આગળા વખતની એવી ચોપડીઓ જાને હાથની લખેલી હોય તેવી લાગેછે. તેઓ દરએક સફાની એકેક બાજુ ઉપર છાપતા અને પછવાડેની બાજુ ઉપર જે ડીબાં ફુટી નીકળેલાં તેને ઓપીને બેસાડી દેતા, અને પછે બે સફાની ખાલી પીઠોને વલગાવી દેતા.

તેથી એકજ સફા ઉપર બેહુ બાજુએ હાથે લખયું હોય એવા તે સફા લાગેછે, અને તેથી આજના સરસ પરીનટરો તથા રસાએણીઓ પણ તે ચોપડી લખેલી છે ઇ

આ છાપેલી તે શોધી કાહાડવા માટે ઘણો ગુંચવાયછે, અને તે શોધી કાહાડવા સારૂ દવા તથા બીજી કળાઓની મદદ લેવી પડેછે.

એ પરમાણે છાપવાનો હોનર અસલથી જણાયલો છે. હીંદુસતાનમાં છીટ, કાલીકો, સુંદરી, વગેરે છાપેલું કપડું છેક અસલી જમાનાથી જણાયલું છે, અને જો કે એ હોનર મરી જવા લાગો છે, તોપણ હીંદુઓ ઘણાખરા ગામડી છાપેલાં કપડાં પેહેરેછે, તે ઉપરથી આપણ જોઇએ છઈએ કે હીંદુઓ પણ છાપવાના હોનરથી નાવાકેફ નહી હતા.

તેઓ પણ એકેક ડીબું બનાવીને છાપેછે. કાગજ ઉપર છાપે, ઇઆ કપડાં ઉપર, ચાંમડાં ઉપર, અથવા લાકડાં, સોટાં ઉપર છાપ મારે તોપણ તે હોનરતો છાપાનોજ છે. હજી હીંદુસતાનમા કપડાં છાપવાના હોનરથી મોટો રોજગાર ચાલેછે.

અને જો કે હાલના સાધારણ છાપાથી ઉપલો એકેક આખાં ડીબાંથી આખો સફો છાપવાનો હોનર નીકલી ગયેછે, તોપણ હજી એ મુળ હોનર બીજા આકારોમાં જારી રહયો છે. આપણે આપણા નામના સીલ (છાપ) કોરાવીએ છઇએ, તેમા આખુ નામ, આખો મોરો, વગેરે કોતરેલો છે, અને તે સાહી લાખ વગેરેથી છાપીએ છઇએ.

આજના વખતનાં સઘલાં ચીતરો ગમે એવાં મોટાં હોય તોપણ તે દરએકનુ એકજ ડીબું હોયછે. કાલીકો વગેરે કાપડ છાપવાના સાંચાઓમાં રોલરો ઉપર એકેક તરાહનું એકેક ડીબું આખું કોરેલું હોયછે, જે ઉપર રંગ લગાડીને કપડાંને છાપવામાં આવેછે. છાપવાના હોનરમાં ગમે એટલો સુધારો થાય, પણ જે આ મુળ હોનર તેની અગત તદન નાબુદ થવાની નથી.

હવે એ સુધારો શું થયો ? એટલોજ કે સઘલા હરફોનુ એક સામટું ડીબું બનાવાને બદલે એકેક હરફનુ એકેક છુટું ડીબું બનાવાની શોધ થઈ. આખા સફાનુ એક આખું ડીબુ કોતરવાથી ઘણી અગવડો નડવા લાગી. દરએક નવા પુસતકને માટે નવા સફા કોતરવા પડતા. એક ડીબું બીજા પુસતકમાંતો શું પણ બીજા સફામાંથી કામ નહી લાગતું. એ રીતે હજારો અને લખોબંધ મોટાં ડીબાં કોતરવામાં ઘણી મેહેનત, એકજ વાર કામે લાગી, પછે હંમેશની રદ જતી.

એકેક અખશર એકેકજ ડીબામા અગણીતવાર કોરવો પડતો, પણ તે બીજા અખશરો સાથ ભેગો કોરેલો એટલે બીજા કામમા તે નકામો હતો. એક નાહની ચોપડીમા એક હજાર ક ઇઆ ખ આવેતો તે એક હજાર વખત જાંહાં જોઇએ તાંહાં કોતરવા છતાં, બીજી ચોપડીમાં તે નહી ચાલે એવું હતું. બીજા બોલોમાં ઉપલી રીતનો છાપવાનો હોનર લખવાના હોનરને વધારે મળતો હતો.

પણ એકેક સફાના કરતાં એકેક અખશરનું છુટું ડીબું બનાવાથી ઉપલી સઘલી અગવડ ટલી ગઇછે. એવાં નાહના છુટાં ડીબાંથી એકજ ડીબું વખતે વખત કામ લાગી શકેછે. એક સફામાં જેટલા અખશરનો ખપ હોય, તેટલા ગોઠવીને છાપી કાઢવા પછે, બીજા સફામા વળી પાછા તેજ ગોઠવી સકાયછે.

છાપવાના હોનરમા આ છુટા અખશરોના ડીબાંની શોધ ઘણી મોટી ગણાયછે. બલકે એ શોધથીજ ખુદ આજનો છાપવાનો હોનર થયલો ગણવામા આવેછે. એ શોધે આ હોનરમા નવો સને ચાલુ કરયોછે. અને એક અવાજે માનવામા આવેછે કે છાપવાના હોનરે દુનીઆમાં જે કલેઆણ કીધું છે, રેલવે અને વીજલીના તાર કરતાંબી એ હોનરના આસીરવાદ મોટા છે, તે સઘલાની શરૂઆત એકેક છુટા હરફના ડીબાંની શોધથી છે.

એ શોધના માન ઉપર યુરોપના ઘણા શેહેરો દાવો કરે છે. એકતો જરમનીનું હારલેમ શેહેરછે, બીજું ફરાનસનું મેંટજ શેહેર છે. હારલેમમાં લારનસ કાસટરના નામે એ શોધ ચાલેછે, મેંટજમાં જાન ફાઉસટ અને તેના જમાઈ પીટર સાફર એ શોધનો દાવો કરી ગયાછે. આવાં છુટાં ડીબાંઓને ગોઠવીને પેહેલાએ ૧૪૪૦ મા તથા બીજાએ ૧૪૫૦ મા પુસતકો છાપયાં હતાં. એવો દાવો કરવામાં આવેછે. તે બેહુ પુસતકો ધરમ સંબંધી હતાં, જેમાનું છેલું " મેંટજ બાઇબલ " ઘણું પરખેઆત છે.

પણ દર હરફનો એકેક છાપો બનાવાની શોધનું ખરૂં માનતો વધતાં મતથી ગટમબરગ નામના એક જરમનને આપવામા આવેછે, જેણે ૧૪૩૮ મા છાપાખાંનાઓમા એ મોટો સુધારો કરવામા ફતેહ મેળવી. ગટમબરગ છાપાખાંનાઓનો બાપ કેહેવાયછે. આપણે દરએક ઉદયોગ હોનરમા નામીયાં માણસો થઈ ગયલા જોયાછે. ગટમબરગ છાપવાના હોનરમા મોટી નામદારી મેળવી ગયોછે.

તેણે પોતાની જીંદગી, પોતાનો સઘલો વખત અને સઘલી મેહેનત એ હોનરના સુધારામા ગુજારી હતી. તે મેંટજમા જનમયો હતો, પણ સને ૧૪૨૪ માં સટરાસબરગ ખાતે જઈ વસયો હતો. ૧૪૩૫ માં તેણે તરણ જરમણો સાથ ભાગ કીધો, તે એવી બોલીથી કે છાપવાના હોનરની એક છુપી કલા જાહેર કરી તેઓને તદન માતબર બનાવી દેવા! એ છુપો ભેદ છુટાં ડીબાંઓનો હતો!

આ ભાગ લાગનું લખત કરતાંજ, એક ભાગીયાના ઘરમા ગટમબરગે કારખાનુ સથાપયું, પણ થોડા દીવસમા તે ભાગીયો મરી જવાથી ગટમબરગ ઘભરાયો અને પોતાના ભાગીયાના ભાઈ ઉપર દાવો કીધો કે મરનારના ઘરમા કોઈ એ આવવું નહી, કેમકે જો કોઈ અણજાણે આવેતો તેનો છુપો ભેદ જાહેર થાય, અને તેણે બનાવેલા ડીબાં અથવા "ફારમ" (ફરમા) કોઈ ચોરી જાય.

ગરીબ બીચારો ગટમબરગ ! તેણે ઉપલી મનાઈ કીધા આગમચતો તેના ભાગીયાના ઘરમા ચોરાંણું ચાલી ચુકયું હતું અને તેની છુપી કળા બીજાઓ ચેતી ગયા હતા. તેણે ઘણી મેહેનતે બનાવેલાં એકેક હરફના છુટાં ડીબાં ચોરાઈ ગયાં એટલુંજ નહી, પણ મરનાર ભાગીયાના ભાઈએ આ કારખાના ઉપર પોતાના ભાઈના ભાગનો દાવો ઉઠાવયો, જેથી ૧૪૩૯ માં ગટમબરગને ઇનસાફની અદાલતમા જવું પડયું !

કોરટમા શાખશીઓ ઉપરથી શાબેત થયું કે હીલતા અને છુટા છાપાઓથી પેહેલ વેહેલો છાપનાર ગટમબરગ હતો, અને પોતાના ઉપલા ભાગીયાના મરણ વેળા તેણે સાફ ફરમાવયું હતું કે ગોઠવેલાં ડીબાંઓને છોડી નાખવા

તથા ફરમાં ભાંજી નાખવા, કે એ કલા બીજાના જાંણવામા નહી આવે. ફરીઆદીનું શેવટ એ આવયુ કે ઉપલુ ભાગ લાગનું લખત રદ થયું.

પોતાની સઘલી પુંજી આ કજીયાંમાં ખોહીને ગટમબરગ પોતાના વતન મેટજ ખાતે ગયો અને તાંહાં ડીબાં બનાવાંનો હોનર નવેસરથી છુપો ચલાવા લાગો. હીઆં તેણે ઉપલા ફાઉસટ આગળ પોતાનો ભેદ જાહેર કીધો. ફાઉસટ એક પઈસાદાર ઝવેરી હતો, જેની પાસેથી પોતાનો હોનર આગળ વધારવા માટે ગટેમબરગે નાણું લીધુ અને અતીશય ઉદયોગ કરીને ૧૪૫૫ માં તેણે છુટાં ડીબાંઓને ગોઠવીને ઉપલુ "મેટજ બાઈબલ" છપાવયુ.

દુનીઆમાં હાલનાં સરખુ પેહેલ વેહેલુ છાપેલુ પુસતક તે હતું. તે બાહાર પાડતાં ગટમબરગને દસ વરશ લાગાં હતાં, જે દસ વરશમા તેને ઘણી નાસીપાસી નડી, ઘણી હરકતો પેદા થઈ, ઘણા દુખો ખમવા પડયાં. તેનું એ પેહેલ વેહેલુ પુસતક ૬૩૭ પાનાનું થયું, જેમાની કેટલીક નકલો ચામડાં ઉપર છાપેલી હતી; જેની નકલો બરલીન તથા પારીસના મોટા પુસતકખાનાઓમા હજી મળી આવેછે.

ઉપલાં બાઈબલ ઉપરાંત ગટમબરગના કેટલાંએક બીજાં પુસતકો માલમ પડયાંછે, કે જે માહેલું એક પંચાંગ મેંટજના પુરાતન દફતરોમાથી થોડાંજ વરશો થયાં મળી આવયુંછે. તે પંચાંગ ૧૪૫૭ ના શાલનું છે. હાલ જેમ છાપેલાં પુસતકોમાં જોઈએ છઈએ, અને આગળના હાથના લખેલાં પુસતકોમાં જોઈએ છઈએ, તેમ એ પંચાંગના સફાઓ ઉપર શરૂ થતા પેહેલા હરફ મોટા અને ઘણા મરોરદાર તથા સણગારેલા બનાવયાછે.

પણ ગરીબનું નસીબજ ગરીબ ! ઉપલી ભારી મેહેનતે પુસતકો કાહાડતાં, ખરચ ધારવા કરતાં વધારે થઇ ગયો, જેથી તેના ભાગીયા ઉપલા ફાઉસટે તેના ઉપર ફરીઆદી માંડવાથી બીચારા ગટનબરગને મોટી રકમ કાઢી આપવી પડી અને એ નામીચો છાપગર ખાખાવરખો થઇ ગયો. પણ તેટલાંથીજ વલયું નહી. ફાઉસટે દેવાંના પેટામાં આખું કારખાનું જપત કીધુ અને પોતે છાપગરનો ધંધો ચલાવા લાગો.

થોડા વખતમા કાગજના તાવને તાવ છપાઈને બાહાર પડતા જોઈને લોકો એટલાંતો અચરત થયાં કે ઘણા વરસ સુધી ફાઉસટ, ડાકટર ફાસટસને નામે, એક જાદુગર તરીકે ઓળખાવા લાગો. ગટમબરગ બીચારો નાસીપાસ થઈ લરાઈ બેઠો ! તેને ૧૪૬૫ માં સરકાર તરફથી એક પેનશન મળયું, પણ તે એટલો નીરાસ થઈ ગયો, કે જાજાં વરશ તે પેનશન વટીક ભોગવવા પામયો નહી અને તારપછે તરણ વરશમા મરણ પામયો ! અફસોસ !!

તોપણ ગટમબરગનું નામ અમર થઈ ગયુંછે. દુનીઆંનો ખરો દુનીઆઈ મુરબી ગોયા તે થઈ ગયોછે. ખરૂં સવાબ તેણે કીધુંછે, કેમકે તેની આ શોધથી તમામ સુધારો, તમામ કેળવણી, તમામ આબાદી, તમામ સુખછે.

આ શોધ પેહેલાં છુપી રહી હતી. પણ એ રીતે છુટા હરફોના ડીબાં ગોઠવીને છાપવાના મોટા ફાયદા જલદી જાહેર થયા અને ૧૫૦૦ નું શાલ શરૂ થવા આગમચતો આખાં યુરોપમા છાપાખાનાઓ ફેલાઈ ગયાં. છાપવાનો હોનર એટલો જલદી ફેલાવો પાંમેછે, કે તેની બરોબરનો ફેલાવો બીજા કોઈ હોનરનો નથી.

હારલેમ અને સ્ટરાસબરગ શેહેરોમા છાપાખાનાં પેહેલ વેહેલાં નીકલયાં અને તે ઉપલી શોધ થવા પછે એટલાં જલદી, કે છાપવાના હોનરને જનેમ આપનારનો દાવો પણ એ શેહેરો રજુ કરેછે. તાંહાંથી એ હોનર ૧૪૬૬ માં રોમ ગયો, અને ઈંગરેજી રોમન અખશરોના ડીબાં પેહેલ વેહેલાં તે વખતથી બનવા લાગાં.

તારપછે ગાઠીક અખશરોના ડીબાં પાડવામા આવયાં, કે જે ઉપરથી ઈંગરેજી "બલાક લેટર" (કાલા અખશરો) નીકળયાછે. પેહેલ વેહેલાં યુનાની અખશરોના ડીબાં સને ૧૪૭૬ મા બનયાં પણ તે બનાવાંના માન ઉપર વેનીસ, મીલાન, તથા ફલારનસ એ તરંડે ઈટાલીઅન શેહેરો દાવો કરેછે, અને કોણનો દાવો ખરો છે, તે માલમ પડતું નથી.

હીબરૂ અખશરનાં પેહેલ વેહેલાં ડીબાં સને ૧૪૮૨ માં બનાવયાં, જેથી ખરીસટી ધરમ પુસતકો હીબરૂ ભાશામા છપાવા લાગાં. તે પેહેલ વેહેલાં મીલાનમા નીકલયાં. ૧૪૬૯ મા છાપવાનો હોનર પારીસ મધે આવયો, જેની બે વરશ આગમચ તે ટુરસ ખાતે દાખલ થયો હતો.

રૂશીયા દેશમાં નજદીક એક સદી પછે ઇઆને સને ૧૫૬૦ માં છાપવાનો હોનર દાખલ થયો. ઈંગરેજીમાં જે ઇટાલીક અખશરો કેહેવાયછે તેના ડીબાં પેહેલ વેહેલાં ૧૪૯૬ ના શાલમાં વેનીશ શેહેર મધે એક રોમને બનાવયાં.

ઈંગલંડમા સાધારણ દંત કથા પરમાણે આ છાપો સને ૧૪૭૧ મા દાખલ થયો. કાકસટન નામનો લંડનનો એક કાપડીયો યુરોપમા મુસાફરી કરી આવવા પછે, તેણે પોતાનું છાપાખાનુ સથાપયું. તેને ઘણા તવંગર લોકોનો ટેકો હતો અને તેનું છાપખાનું વેસટમીનસટર આબીના દેવલમાજ કાહાડયું હતું. ઉપલાં કરતાં ચાર પાંચ વરશ આગમચની ઈંગલંડમાં છાપેલી ચોપડીઓ પછવાડેથી મળી આવીછે, તેથી ઉપલો પેહેલો સને ખોટો ઠરેછે.

હીંદુસતાંનમાં આ છાપો ગોયા આજ કાલનો છે. તેને દાખલ થવાને માટે એક સદી થઈછે. ગુજરાતીમા પેહેલ વેહેલો છાપો બનયાને આસરે ૬૦ વરશ થયાંછે.

---

## એક દુખદાએક હેવાલ.

થોડાએક વરસની વાત ઉપર મીસ બલાનડી નામની એક સ્ત્રીની તપાસ થઈ હતી તેનો હેવાલ નીચે પરમાણે આપવામાં આવીયોછે. આ સ્ત્રી ઘણી ખુબસુરત તથા સતર વરસની કુમારી કનીયા હતી. તેણીએ એક જવાન સાથ પરણવાની મરજી દેખાડી, પણ તે મરદે તેના બાપની અરધી દોલત જો તેને મલે તોજ તેની સાથ લગન કરવાં એવો તેનો ઠેડાવ જાહેર કીધો. આ ઉપરથી આ કનીયાએ પોતાને તથા પોતાના હવે પછી થનાર ધણીનો વીચાર પોતાના બાપને જણાવીયો. બાપે સાફ ના કહી અને જણાવીયું કે જાંહાંસુધી મારી ઘાંટીમાં પરાણછે તાંહાંસુધી હું તને તે શખસ સાથ પરણવા દેનાર નથી અને એક દમડી

મી આપનાર નથી. આ વેળા આ છોકરી ચુપ રહી અને એક તાબેદાર બચાં જેવું ડોલ ઘાલીયું. એક માસ પછી તેનો બાપ એક દાહાડો ખેતરમાં ગયો તેની પાછલ આ છોકરી હાથમાં એક કોહાડી લઈને ગઈ અને તે વડે તેને મારી નાખયો અને તેની પાસ પોતાના ભાઈના બુટ મુકીયાં અને મુગી મુગી ઘરમાં આવી. થોડોવાર રહીને કામદારો ખેતરમાં આયા તેઓએ પોતાના સેઠની મુવેલી લાસ દીઠી. ગામમાં પોકારો થઈ રહો. સીપાઇ તથા ડાકટરો આવીયા અને તપાસ કરતાં માલમ પડયું કે ખુનીના બુટ તેની પડોસમાં પડેલાં મલીયાંછે. આ ઉપરથી તે બુટ કોણ નાછે તેની તલાસ થઇ અને છેલે મરનારના કજનસીબ પણ નીરદોશ પંદર વરસના ગબરૂ દીકરા ઉપર તેનું ખુન કરવાનો વાંક લાગુ પાડીયો. આ બચારાની તપાસ થઈ અને નીયાયાધીસે તેને ફાંસી દેવાનો હુકમ કીધો. આ સઘલું થયું તાંહાંસુધી પેલી કરૂર છોકરી ચુપકીદી પકડી બેસી રહી. છેલે સઘલી દોલત તેણીને મલી. પછી પોતાના પેલા દીલદાર આગલ પોતાની મરજી ફરીને તેણે જાહેર કીધી પણ આ વખતે પેલા શખસે જણાવયું કે જેનો ભાઇ ખુનને સારૂ ફાંસી ગયો તેની સાથ હું મારા લગન કધી કરનાર નથી. આ સાંભલતાંજ તેની શી અવસથા થઈ હશે તેનો તમોજ વીચાર કરો. જેનો હાથ મેલવંવા તેને આવું મહા પાપી કામ કીધું, અને પોતાના વાહાલા ભાઈને વગર ગુનાએ ફાંસી જવા દીધો, તેજ ધણીએ છેલે તેને ધીકારથી દુર કીધો તારે તેના મનમાં કેવા વીચારો આવીયા હશે. આ દીનથી તે ખાટલે પડી અને રીબી રીબી દસ માસ કાઢીયા. છેલે મરતી વખતે પાદરી આગલ આ બનાવનું યથાસથીત બયાન કીધું.

બેહેનો, આ ઉપર લખેલા હેવાલ ઉપર તમો જોશો કે વગર વાંકે કેટલાએક બેગુના જીવો ગયાછે. આ ઉપરથી બોધ મળેછે કે જેવોને ફાંસી દેવામાં આવેછે તેવો સઘલાજ ગુનેગાર નહી હશે. જાંહાં લગી એક ખુની પોતાની મેલે પોતાનો ગુનાહ જાહેર ન કરે તાંહાં લગી એમ ન ધારવું કે તે ખરેખરો અપરાધીછે. આવા કમોત થતાં અટકાવવાનો ઉપાય જો તમારાથી બનતો હોયતો તમારા વાહાલા ધણીઓને જણાવો કે તેઓ પોતાથી બની શકતું હોયતો કાંઈ કરે. આવા બનાવોને અટકાવવાનો એકજ ઉપાય કેટલાએકોને સુજીયોછે તે એજ છે કે ખુનને બદલે ફાંસી દેવી નહી. હમના સાબેત થયેલુંછે કે જે દેશમાંથી ફાંસીની સજા કાઢી નાખીછે તાંહાં બીજા દેશો કરતાં ઓછા ખુન થાયછે.

ક.

---

# આજનું કાંમ કાલ ઉપર રાખતાનાં.

## એક રમુજી વાત.

જારે ચેરસટાનો વખત હતો અને લોકો બાહેર ગામથી મુંબઈમાં લુટાતી દોલત લેવા તથા મોજ મજા મારવા આવતાં હતાં, તારે એક પારસી ગરહસથ પોતાની મા, બેહેન તથા બાયડી સાથ પુણેથી મુંબઈમાં આવયો હતો. આ પારસીનું નામ પેસતનજી હતું. આ કુટુંબે મુંબઈ કોઈ વાર જોયું ન હતું તથા હીયાં થતી તરેહવાર ગમત મેલવી ન હતી, તેથી આ ટાંકણે તે સરવે મેળવવાની ઈછા રાખતું હતું.

આ વખતે કેટલાએક પારસી જવાનો ગરાંટરોડ ઠીએટરમાં એક વખણાયલો નાટક કરતા હતા તે જોવા જવાની પેશતનજીની મરજી થઇ. આ સારૂ તેણે ચાર બાકસની ટીકીટો આગમજથી ખરીદી અને ઘર જઈ સરવેને જણાવયું કે આજ રાતે નાટક જોવા જવુંછે માટે સાત વાગે તઈયાર થવું. પણ હજુર તો વખત હતો, એટલે તે વખતે ચાર વાગીયા હતા, તેથી પવનચકી તરફ ફરવા જવા સારૂં પોતે એખલા નીકલયા. ચાલતાં ચાલતાં વીચાર આયો કે આઈસકરીમ ખાવું, તેથી એક આઇસકરીમ વાળાની દુકાંને ગયા. તાંહાં એક ગલાસ ખાધું તે ઘણું સવાદ લાગુ તેથી બીજું ખાધું. પછી પઇસા આપવા સારૂ પોતાના ડગલાના ગજવામાં હાત નાખીયો, કારણ કે સઘલી ચીજ ગજવામાં મુકવાની તેમને ટેવ હતી. ગજવામાં તો કાંઇ મલે નહી તેથી તેવન ઘબરાયા; અને દુકાંનદારને કહયું કે મારી પોકેટ બુક ગજવામાંથી ચોરાઈછે. આ વખત સરવેને ઘણી કમાની થતી હતી તેથી ચાર કે આઠ આનાં સારૂ કોઈ બડબડે નહી, તેમ આ આઇસવાલાએ કહયું કે "જાઓ, પછી આપી જજો." પેશતનજી પશેમાન પડી ગયા કારણ કે તેમને લાગું કે આ આઇસવાલો મને કોઈ ઠગારો ગણતો હશે, પણ ઘરાકની ગરદી હોવાથી મારા સાથ કાંઈ ગડબડ કરતો નથી. મુગા મુગા તાંહાંથી બાહેર નીકલયા અને રસતામાં એક પારસી મલયો તેને પુછીયું કે નજદીકમાં કોઈ કોનસટેબલ રહેછે ? તે ભલા આદમીએ પુછીયું કે "ભાઈ કોનસટેબલને સા સારૂં પુછોછો ? તમો તો કોઈ નવતરા જેવા દેખાવોછો. શું તમારૂં કાંઈ જતું રહયુંછે ? કે શું તમને કોઈએ મારીયાછે ?" પેશતનજીએ જવાબ આપીયો કે મારી પોકેટ બુક ગજવામાંથી ખોવાઈછે તે સારૂ તેને ખબર કરવા માગુંછું. આ ઉપરથી તે પારસી પોતાની સાથ કોનસટેબલને તાંહાં પેસતનજીને લઈ ગયો. પેસતનજીએ જણાવયું કે મારી પોકેટ બુકમાં સાસોની પાંચ નોટો તથા બીજું કાંઈ પરચુરણ તથા આજ રાતના થનાર નાટકની ચાર ટીકીટોછે જેના નંબર ૭ થી ૧૦ છે. તે સાથ મારા નામના કારડોછે. સઘલી ખબર કોનસટેબલે નોંધી લીધી, પછી પેસતનજી પેલા પારસીનો ઉપકાર માની ઘર ગયા.

કોનસટેબલે પોતાના એક વીસવાસુ સીપાઈને હુકમ કીધો કે છુપા લેબાસે નાટકશાળાના દરવાજા આગલ ઉભુ રેહેવું અને એક ચીઠી નાટક કરનાર ટોલીના મેનેજર જોગની આપી જેમાં એવું લખીયું કે આ મારા સીપાઈને પુરતી મદદ કરવી અને ૭ થી ૧૦ સુધીની નંબરની બોકસની ટીકીટો જે ધણી લઈ આવે તેને પકડી આ સીપાઈને સવાધીન કરવો.

રાતના આઠનો અમલ થયો કે એક બુરૂમ નાટકશાળાના પાછલા બાગપરથી બોક્સમાં જવાયછે તાંહાં આવી ઉભી. લોકોની તે વખતે ભીડ હતી તેથી આ બુરૂમપર કોઈનું ધીયાન ખેંચાયું નહી. એ ગાડીમાં પેશતનજી ત

થા તેમનું કુટુંબ હતું. પેશતનજીએ પોતાની મા, બેહેન તથા ધણીઆંનીને અંદર દાખલ કીધાં, પછી ટીકીટો કાટીને બારણાપર જે શખસ ઉભો હતો તેને આપી. પેલા માણસે ઈસારત કીધી કે પેલો સીપાઈ જે છુપા લેબાસમાં તાંહાં ઉભો હતો તેણે પેસતનજીનો હાત પકડયો અને કયું કે "નીચે આવો" પેસતનજી મુગા મુગા નીચે ગયા, તાંહાં એક બીજો કાનશટેબલ હતો તેની આગળ સરવે જાહેર કીધું તથા પેલી ચીઠી જે મેનેજર જોગની આપી હતી તેપણ પેલા નાટક કરનારના મેનેજરે કાનસટેબલને દેખાડી. આ ઉપરથી પેલા કાનશટેબલે પેસતનજીના ઝાડા લેવા કયું, તરત તેમના ગજવામાં હાથ નાખવામાં આવીયો અને એક પોકેટબુક પેલા સીપાઈએ બાહેર કાઠી. તે તપાસતાં સોસોની પાંચ નોટો તથા બીજું કાંઈ પરચુટન અને તેમના નામના કારડો નીકળીયા. આ વખતે લોકોની તાંહાં ભીડ થઈ હતી તેઓ સરવે પેસતનજી તરફ જોઈ બોલવા લાગા કે કાકાતો બહુ પંખી માલમ પડેછે. પેસતનજીએ પેલા કાનસટેબલને જણાવયું કે આ પોકેટ બુક, પઈસા તથા કારડો મારા પોતાના છે, પણ તે કોઈએ માનયું નહી અને પેશતનજીને ચોકીમાં લઈ જવાનો હુકમ કીધો. મેનેજરે પેશતનજીના કુટુંબને કયું કે તમારી ટીકીટો નથી, વાસતે તમોએ બાહેર જવું અથવા તેઓ પાસ કાંઈ પઈસા હોયતો તે આપવા જેથી તેઓને બેસવા દીધામાં આવશે.

**બેહેન**—મારા પેસતનજીએં તમુને ટીકીટો આપી કે નહી? તેવણ પાસ ચાર ટીકીટો છે.

**મેનેજર**—તે ચાર ટીકીટો ચોરવા સારૂં તેવણ ઉપર અપરાધ મુકવામાં આવીઓછે અને ચોકીમાં લઈ ગયાછે.

**મા**—ઓ માએ! શું મારા દીકરાને ચોકીમા લઈ ગયા? વાએ, વાએ! તું મરેરે મુવો કાનસટેબલનો થતો. ઓ માએરે! ઓ પેસતનજી રે! મારો જીવ કાટી નાખું.

એમ કહી તેણીએ ગોધીઆરૂં કરી મુકીયું અને જેવો ન જાણતા હતા તેમને પણ જણાવયું, સરવેની નજર આ તરણ ઓરતોપર ટીકવા લાગી.

આ પરમાણે બેકસમાં ગોધીઆરૂં થાયછે એટલાં બાહેર શું થયું તે જોઈએ. પેસતનજીને ચોકીમાં લઈ જવાનો હુકમ થયો તેવાંજ તેમના ઝાઝા ગગડી ગયાં, કારણ કે તેમને કોઈ ઓળખતું ન હતું કે તે એમના સારૂં મેનીજ કરે. મુગે મોહોડે પેશતનજી સીપાઈ સાથ ચાલીઆ અને તે દાદગર ઉપર ભરોસો રાખીયો, પણ આ તેમની ચુપકીદીથી સરવે લોકોએ એવું વીચારયું કે તેવણ ખરેખર ચોર છે.

જોગજોગે એવું બનયું કે પેલો પેહલો કાનશટેબલ, જેની આગળ પેસતનજીએ ફરીઆદ કીધી હતી, તે તાંહાં આવી પુગો, તેની આગલ પેસતનજીએ પોતાપર ગુજરેલી સઘલી હકીકત કહી સંભલાવી અને કહયું કે તમને ખબર કહી મારે ઘેર ગયો, તાંહાં માહરી પાકિટબુક મને મલી, પણ વખત થોડો રેહેવાના સબબથી મેં એવું ધારયું કે સહવારના તમને ખબર કરીશ એમ કરી હું તથા મારૂં કુટુંબ આ નાટક જોવા આવેઆં અને આજનું કાંમ કાલ ઉપર રાખવાથી આવી રીતે મારી ફજેતી થઈ. આ સાંભલી કોનસટેબલ તથા બીજા લોકો જેવોએ આ હકીકત સાંભલી તેઓ પેટ ધરી હસવા લાગાં: છેલે તેવણને પેલા મેનેજરે તેમની મા, બેહન તથા ધણીઆંની આગલ લાવી બેસાડયા.

નાટક જોઈ ખુશ થયા અને છેલીવારે જારે ઘેર જવાનો વખત થયો તારે સરવે લોકો આ બચારાં પાસ આવી તેમની ઓળખાણ પુછવા લાગા અને કેટલાંએક સહીપણા થયાં. આ વાત પેસતનજીએ પોતાના શેહેરમાંબી સરવે આગળ કીધી જેથી તેઓ પણ આ આંધરે બેહેરૂં કુટાવાની વાતપર હસવા લાગાં. ક.

---

## અજબ જેવી ઉંઘ.

લોરેંનના શાહજાદા ચારલસનો વેદ મોશીઉ બરેડી એક અજબ રીતની ઉંઘ કાહાડનાર ઓરતની નીચે પરમાણે બીના આપેછે.

સેંત ગાઈલેંનનાં પાદરીને તાંહાં એલીઝાબેથ ઓલટનરમાનની એક મજબુત અને તંદરોસત બાંધાની ઓરત ચાકરી હતી. ૧૭૩૮ માં તેણીની છતરીસ વરસની ઉંમરે દાહડે દાહડે તે ઘણી બેચેન અને ઉદાસી થતી ગેઈ. એજ વરસમાં આગસટ મહીનામાં તે એક વખત ઉંઘાઈ તે ગમે એટલી ઉઠાડીઆની તજવીજ કરીઆ છતાં ચાર દાહડે પોતાની મેળે ઉંઘમાંથી ઉઠી, તે ઉંઘમાંથી ફારેગ થયા બાદ જો કે પોતાનું સઘળું કામકાજ સરેસતા મુજબ કરતી હતી તોપણ તે વધુ બેચેન અને ઉદાસ થવા લાગી અને તીયાર પછી પાછી છ સાત દાહડાને આંતરે ફરીથી ઉંઘાઈ તે બરોબર અઠાર કલાકે ઉઠી. એમ કરતાં વળી પાછી તે સરેસતા માફક ઉંઘાવા લાગી પણ પંદર વરસ વચમાં ગીઆં કે પાછી તે સવારના (પાછલી રાતના) તરણ કલાકથી સુવા લાગી તે રાતના આઠ નવ વાગે ઉઠતી હતી. તીયાર પછી વળી એક બીજું વરસ વચમાં ગયા બાદ એટલે ૧૭૫૪ માં તે આખા ચાર ચાર મહીના સુધી ઉંઘ કાહાડતી હતી. જેમ તે ઘણું સુધી સુતી હતી તેમ એક વખત ૧૭૪૮ માં જયારે તેને દર તરણ તરણ દાહડે તાહડીયો તાવ આવતો હતો તીયારે તે લાગત તરણ અઠવાડીયાં સુધી સુતલગ સુતીતી નહી. ૧૭૫૫ માં એમ બરેડી એક વાહાડકાપ જાણનાર ડાકટરને પોતાની સાથે લેઈ તેણીને જોવા આવીઓ. તેઓએ તેણીની નાડી તપાસી તે તદન બરાબર હતી; પછી તેણીના હાથ, પગ, માંથું ગમે એટલું ઉંચકી જોયું પણ ઉંચકાયું નહી અને ભારે પથર જેવું લાગીઉં. તીયાર પછી તે વેદે તેણીના કાનમાં જેટલી મોહરેથી બુમ મરાઈ તેમ બુમ મારી; તીયાર પછી માંસમાંથી હાડકાંને લાગે તે મીસાલે સોય ભોકી, તીયાર પછી "સ્પીરીટ ઓફ વાઈન" માં બોલેલું એક બળતું ચીથરું તેણીના નાખ આગલ ધરીઉ તોપણ તેથી પેલીની ઉંઘમાં કસી ખલલ પડી નહી, અને આઠ કલાક પછી ઉંઘમાંથી ઉઠી શારી રીતે પેટ ભરી ખાઈને પોતાના કાંતવાના કાંમે વલગી. તારપછી ફરીથી એક વખતે તે ઉંગાઈ તીયારે તેણીને મારમારીને લોહીથી ઝબરતી કીધી. બીજી વખતે તેણીની પીઠે મધ ચોપરી ઉપર મધમાખના ચટકા મરાવીઆ અને એક વખત તેણીના નખના માંમાંથી ખીલા ભોકીઆ પણ તે કસાંથી આએ બીચારી ઉપ

૨ ફરસી અસર નહી થઈ હતી. આ ઉપાયો તે વૈદોએ આ બીચારીનું દરદ સારૂં કરવાને માટે નહી પણ પોતાની અચરતીમાં રમત કરવાને ખાતર લીધા હતા, પણ તે ઘણા સખત હોવા છતાં તે બાઈને સજાગરી કરવામાં તેવો ફાવેઆ નહી તેથી તેઓને વધારે અચરતી ઉપજતી હતી.

---

## જાડી ચામડીના જાનવરો.

### ૫—ઝેબરા-રોજ.

આ જનાવર દેખાવમા ખચરને મલતુ છે, પણ તેના આંગ પર કાળા પટા હોયછે. એનું રેહવાનું ઠેકાંણું દક્ષીણ આફરીકાનો પાહાડી મુલકછે. એ શુંદર પ્રાંણી મજબુત અને જડફીછે પણ પલાઈ શકાતું નથી. એનો અવાજ ડાક (પોસ્ટ)ના બયુગલ જેવોછે; અને ટોલામાં શાથે ફરીને ચરેછે.

### ૬—કવાગા.

ઝબરાના કરતાં ઘોડાને વધારે મળતું પ્રાંણી આ એક આપણા લોકોને અનજાંણુંછે. એની ગરદનપરના બાળ ભુરા રંગના અને અંદરથી શફેદ પટા હોયછે. પુછરૂં અને પગ શફેદ હોયછે. એનો અવાજ કુતરાના ભસવાને મલતો આવેછે. જયાં ઝેબરા વશેછે તેજ પ્રાંતનું એ વતની છે તોપણ ઝબરાના જેટલું એ જુલમી નથી.

### ૭—હાથી.



ઘોડાની જાતના પ્રાંણીઓ વીશે તમે આગલ વાંચયું પણ હવે આપણે સઉથી મોટા પ્રાંણીથી આગલ ચાલીએ. પરમેસવરે આ દુનીયામાં જે જે પ્રાંણીઓ પેદા કીધાં તેઓમાં હાથી સઉથી મોટું પરાણીછે. જેના બલ, હીમત, અને અકલ વીશે ઘણી વાતો કદાચ તમારા વાંચવામા આવી હશે. હાથીની બે જાતછે. એક હીંદુસતાંની અને બીજો આફરીકન. કેહેછે કે મોટામાં મોટો હાથી લંકાનોછે, જેની ઉંચાઈ કેટલીક વાર સોલ ફીટ હોયછે; હાથીનું મધ્યમ કદ આઠથી બાર ફીટ શુધી છે, દસથી તેર ફીટ લાંબો, અને વજનમાં ૫૦૦૦ થી તે ૯૦૦૦ રતલ થાયછે. તેનાં કદ પરમાણે જોતાં તેનું માથું ઘણું નાધલુંછે અને ખોપરીમાં ખાડા હોવાથી તે હલકુંછે, તેમજ તેની આંખ પણ નાધલી અને ખુશકારક બલકતી છે, પણ કાંન પોહલા ને આપણા નશારીનાં બાઈરાંઓ ગીત ગાયછે તેમ—

"એનાં શુપરાં જેવા કાંન, લાલા લોબનીઆં."

લાંબા અને મોટાછે. હાથીને બે મોટા બાહાર નીકલેલા દાંત હોયછે જેને આપણે હાથીદાંત કહીએ છીએ. સઉથી મોટો હાથીદાંત એમસટરડામ નામના શેહેરમાં વેચાયો હતો જેનું વજન તરણસો પચાસ રતલ હતું. આ રાખશી પ્રાંણીના આખા આંગ કરતાં વખાણવા લાયક એના શરીરનો ભાગ નાખને બદલે મુકાયલી શુંઢ છે. તેમા નેહેરની માફક બે નલીઓછે. કેહેછે કે તે નલીમા બારીક કાંનાઓ ચાલીશ હજારથી ઓછાં નથી. આ શુંઢ હાથીને એક હાથની માફક કાંમ આવેછે. તેથી તે શઉથી ભારી બોજો ઉઠાવેછે, તેમ જ એક સોય કે ટાંચણી પણ ઉપાડેછે, ગાંઠ છોડેછે, દરવાજો ઉઘાર ઢાંક કરેછે, તેથી તેનો ખોરાક મોહડાંમા લેછે, ઝાડો જડમુળથી ઉખેડી નાખેછે અને પાણી ભરીને જયારે ખુશીમા આવે તયારે ઉડાવેછે અથવા પીયેછે, નહીતો નાહાએછે અને તેમાંથી અજાએબ જેવો કરનાએની માફક અવાજ કાહાડેછે. તેની ગરદન ટુકી પણ મજબુત અને હોઠ જડ હોયછે. પગને પાંચ પાંચ આંગળાં હોયછે પણ તેની ઉપર ચાંમડી આવીને ગરક ગયલાં હોયછે માટે તેના નખ જે બાહાર નીકળેછે તેથી માલમ પડેછે. પુછરૂં ટુંકુ પણ છેડે જરા કાંટા જેવા બાળનો જુમખો હોયછે. ચાંમડી કઠણ, કરચલી વલેલી, વગર બાળની, અને પીઠપરથી આશરે એક ઈંચથીબી જાડી હોયછે. હાથી કદાચજ શફેદ મલી આવેછે અને બરમા તથા શાયામના કોઈબી ભાગમા જો આવો વગર ડાઘનો શફેદ હાથી વરશીઆના જેવો મલી આવે તો તેને એક મેહેલમા રાખેછે. તેની ચાકરીમાં તેને ખોરાક આપવા ઘણા માણશો રેહેછે. શુના રૂપાના વરખ ચડાવેલો અનાજ શુનેરી ખુમચામા તેને માટે આવેછે, અને તેને એક બાદશાહ તરીકે ખેતાબ આપતી વખતે માણશ જાતનો ભોગ આપવાને અને ખોદાનોબી દર રાખયા વગર માણશનું લોહી તેપર વરશાવાને ચુકતા નથી !

હાથી શવભાવે ઘણોજ રાંક, દાહાપણવાળો અને ગરીબછે. શુંઘવાની અને શાંભલવાની શકતી ઘણી તીક્ષણછે. ગાયણ જેવા ખુદાઈ રાગથી અને ફુલના ગમવાશથી તે ખુશી થાયછે. જંગળી હાલતમા પણ હાથી ભલમનશાઈ વાળોછે. હાથી ટોલાંમા વશેછે; શઉથી જોરાવર હોય તે શરદારી ભોગવેછે. ટોલાંની વચે બચાં અને માદાઓ રહેછે. જંગળના મોટાં દરખતોનો પાળો અને મુળીઆં હાથીનો ખોરાકછે. પરમેશવરનું મોટું દાહાપણ આછે. આવું મોટું પ્રાંણી જો માસ-હારી (વાઘ વરૂના જેવું) પેદા કીધું હોતતો તે કેટલું ભયંકર થઈ પડતે વારૂ ! તેને મીઠાઈ અને એક જાતનો ચોખાનો દારૂ ઘણો ગમેછે. હાથીની માદાને (માણશની માફક) આગળા પગ આગળ થાન હોયછે જેમા તેના બચાં ધાવેછે. બીજાં પ્રાંણીને પાછલા પગ આગળ હોયછે. હાથીને પકડવાની તરેવાર રીતોછે, જેમાં ઘણું કરીને તેને ભુખથી અને તેનાજ જાતભાઈ કેળવાયળ હાથીઓ મારીને વસ કરેછે.

થા રસતાઓ વરસાદના એક ઝાપટા પછીતો નાના તથા મોટા દેડકાઓથી ઉભાઈ જાયછે. આ દેડકાઓ એટલા બધા હોયછે કે જાંહાં વરસાદ આવીયાની આગમન એક પણ દેખાતો ન હતો તાંહાં રસતે ચાલતાં માણુસોના પગેપગ આવેછે એટલુંજ નંહી પણ કેટલાકતો એવું કહેછે કે દેડકાઓને વરસાદ સાથ ભોંય ઉપર પડતાં તેઓએ જોયાછે. અસલના ખુદરતી તવારીખ જાણુનારાઓમા પરખીયાત થયેલા થીયો ફ્રેસટસે પણ આ વાતને ટેકો આપીયોછે. આ ઉપરથી એવું માલમ પડેછે કે આવા બનાવોં ખુદરતમા કદાચ નહી હોય પણ માણસના ભેજાંમા ઘણા ઠસેલા હતા. થીયો ફરેસટસ તથા બીજાઓના મગજમા આ વાત ઉતરી હોય તેમા કાંઈ શક નહી કારણ કે તેના કેટલાંએક કારણો છે જે આ ઠેકાણે આપવાથી ઘણું લખાણ થાય તેથી માડી વાળીએ છીએ. સીનોર રેડીએ આ આસમાન માંથી પડેલા નવા દેડકાઓને કાપીને તપાસીયાછે; અને તે ઉપરથી એવું માલમ પડીયુંછે કે તેઓની હોજરીમા કેટલાએક અરધો જરેલો પાલો માલમ પડીયોછે. આ વાત તેણે પોતાનાં જાતભાઈઓને જણાવી અને પુછીયું કે આસમાન શું એવું માયાળુંછે કે આ દેડકાઓના સારૂ નવો પાલો પણ તાંહાં ઉગાડેછે કે જે આ પરાણીના પેટમાં દીઠામા આવેછે !

ફરાંસમાં માછલીના વરસાદ વીસે બોલવામાં આવેછે. આવો બનાવ એકવાર પેરીસથી થોડેએક દુરના ગામમાં બનીયો હતો. જાંહાં રાતના વાવઝોડું થયું હતું, જેથી મોટાં મોટા ઝાડો જડમુલથી ઉખડી ગવાં, તથા ઘરો પડી ગયાં હતાં. આવી આફત પછી આખા ગામમાં રસતે રસતે માછલી માછલીઓ થઈ રહી હતી, જેના વાસતે એવું તેઓએ ધારયું કે એતો આસમાન ઉપરથી પડીછે. પણ કેટલાએક શીઆના તથા સીખેલાઓએ આ બનાવનું કારણ બીજુજ આપીયું. કેહેછે કે એ શેહેરની પહોસમાં એક મોટું તલાવ શેહેરની સપાટીથી કેટલીએક ઉંચાઈએ આવેલું હતું જેમાં પુશકલ માછલીઓ હતી. આ તલાવમાનું પાણી પેલા વંટોલીઆથી ઘસડાઈ ગયું અને તેમાંની મોટી માછલીયો તાંહાંની ખાલી જગા ઉપર રહી ગઈ અને નાની પેલાં પાણી સાથ મોહોલાઓમાં ઘસડાઈ આવી. ક.

## વીકટર ઈમાનયુએલ.

ફરાનસના મરનાર કમનસીબ શાનશાહા નેપોલીઅનના રાજદુવારી જોડીયાઓ, તેના ભાઈબંધ રાજાઓ તથા શાનશાહો, તેના કુટંબીઓ અને તેના શરીકો જે સરવેના ચીતરો અને હેવાલો પેદરપે આપણે જોઈ ગયાં છઈએ, તેઓમા જો ઈટલીના રાજા વીકટર ઈમાનયુએલનું નામ નહી વધારીએતો એ હેવાલ સમપુરણ ગણાય નહી. વીકટર ઈમાનયુએલની જીંદગીએ નેપોલીઅનની જીંદગી ઉપર ઘણી અસરો ચલાવેલીછે, અને તેમજ નેપોલીઅનના દોરે વીકટર ઈમાનયુએલને પણ ઘણી તરેહથી અસરો કરેલી છે. તેઓ એકવાર દોસતીના હકથી મળયા તો બીજીવાર કલેશ અને કુસંપીના ખેઆલથી દબેલા છે. વીકટર ઈમાનયુએલની સરજત અને હાલતે નેપોલીઅનને લાંબી મુદત સુધી ચીંતાતુર રાખેલોછે અને નેપોલીઅનની ચાલચલણે વીકટર ઈમાનયુએલને કાંઈ ખુશી તો કાંઈ ગમી, કાંઈ ઉલટ તો કાંઈ નાઉમેદી પેદા કરેલીછે. નેપોલીઅનના એવા એક જોડીયાની તસવીર પાસેના સફા ઉપર આપીછે, અને તેની જીંદગીના જાણવાજોગ વરતાંતનું ટુંક તતવ વાંચનારી બાંનુઓની જાણને માટે હેઠલ ઉતારીએ છઇએ.

ઈટલીના મોટાં રાજનો આ રાજો વીકટર ઈમાનયુએલ પરથમ માતર સારડીનીયાના નાહનાં ટાપુનો રાજા હતો. કારસીકાનું જે ફરેંચ ટાપુ યુરોપની દખશીણે વખણાયલા નેપોલીઅન બોનાપારટની જનમભુમી તરીકે જણાયલુંછે, તેની પહોશમાંન આ રાજાનું અસલ રાજ હોવાથી લુઇ નેપોલીઅન અને વીકટર ઈમાનયુએલ ગોયા બાપ બપાવાના વખતથી પાર પહોશીનો સંબંધ ધરાવેછે. વીકટર ઈમાનયુએલ સને ૧૮૨૦ માં સારડીનીયા ખાતે જનમયો હતો. તેનો બાપ રાજો ચારલસ આલબરટ હતો અને તેની મા રાંણી ટેરેસા તે ટસકનીના ગરાંડ ડયુક ફરડીનાંડની દીકરી હતી. બચપણથીજ વીકટરને પુરતી વીદીઆ હોનરોની તથા લશકરી કેળવણી મળી હતી અને ૧૮૪૨ માં આસટરીયાની આરચ ડચેસ આડીલેડ સાથ તેનાં લગન થયાં હતાં. તેણે લગન પછે પણ ઘણાં વરશ સુધી પોતાના બાપની હઇઆતીના સુખ તથા લાભ લેવાથી તથા બાપના હાથ તલે લડાઈ અને રાજ વીદીઆનો અનુભવ મેળવવાથીજ તે આજે આવો ફતેહમંદ થયો હોય કે આખાં ઈટલીનું એક રાજ થવા પછે તેના પેહેલ વેહેલા રાજા દાખલ એ તખતનશીન થયોછે.

૧૮૪૮ ના શાલમાં વીકટર ઈમાનયુએલ સેવોઓના ડયુક તરીકે પોતાના બાપની સાથે લડાઈના મેદાનમા ઉતરયો હતો અને ગોઈટો તથા નોવારાની લડાઈઓમા તે આસટરીઅનો સામે ઘણી બાહાદુરીથી લડયો હતો. પણ તે લડાઈઓથી સારડીનીયાનું કાંઈ વલયું નહી અને તેને બીજે દીને વીકટરના બાપ ચારલસ આલબરટે પોતાનું તાજ ઉતારવાના રાજીનામા ઉપર સહી કરી આપી. આ સીકસતથી વીકટર ઈમાનયુએલે હારી ખાધી નહી. તેણે "વીકટર ઈમાનયુએલ ૨ જો" એવાં નામથી પોતાના બાપની ગાદીના વારસ તરીકે પોતાને જાહેર કીધો, અને આસટરીઅનો સામે પોતાની લડાઈ જારી રાખી. તેના બાપે રાજ છોડયું તારે આ જવાન શાહાજાદાની પકી ખબર કોઈને નહી હતી. ફકત એક આફલો મીજાજી, અછો શેકારી, અને રાજમા ઉતાવલથી નવા ફેરફાર કરનારી ટોલીના મોટા મુદઈ તરીકેજ લોકો તેને ઓલખતા હતા. બાપની સીકસત છતાં તેણે લડાઈ જારી રાખી અને જો કે પુરતો ફતેહમંદ નહી તોપણ બાપ કરતાં તે વધારે ફતેહમંદ નીવડયો. ૧૮૪૯ ના આગસટ મહીનામાં તેણે આસટરીયા સાથ સુલેહ કીધી અને સારડીનીયાના રાજા તરીકે રાજની ગાદી ઉપર તે સહીસલામત આવી બેઠો.

હવે રાજ લીધા પછે પોતા સંબંધી આગલા વસવસા તેણે સઘલા ખોટા પાડયા. સુધારા પાછલ તેણે ઘણી મેહેનત ચલાવી. તેણે રેલવેઓ દાખલ કીધા, ઈંગલંડ સાથ વેપારના કોલકરારો કીધા, છુટા વેપારના ધારા ચ



વીકટર ઇમાનયુએલ.

લાવયા. જીનોઆના રાજે બલવો કીધાથી જેનરલ ડે
લા મારમોરાને મોકલીને તેણે તે બલવો બેસાડી દીધો, અ
ને પછે પોતાની માયાલુ તથા દેશહીતકારી રાજનીતીથી તાં
હાંના લોકોનો પણ તેણે એટલો પેઆર મેળવયો કે તેના દુ
શમનો પણ તેના દોસત થયા. તેના એ ભલા ગુણોની હ
જી સુધી તારીફ થાયછે અને સમજવાનું સેહેલ છે કે ઈટ
લીના જુદાં જુદાં રાજયોએ પોતપોતાના રાજાઓને હાંકી
કાહાડી વીકટર ઈમાનયુએલને રાજા દાખલ પસંદ કરયોછે,
તારે તેના ભલા ગુણો, ઈનસાફ અને સારી રાજનીતી સી
વાએ આવું નવાઈ જેવું માન તેને મળી શકેજ નહી.

૧૮૫૪—૫૫ ની રૂશીયાન સાથની મોટી લડાઈમાં
રૂશીયાંનની સામે ઈંગરેજો તથા ફરેંચોને વીકટર ઈમાનયુ
એલની મદદ હતી. તેણે ૧૭૦૦૦ માણશોનું એક બાહા
દુર લશકર એકસંપીઓની મદદે મોકલયું હતું, કે જેની
સરદારી ઉપલાજ જેનરલ મારમોરાને આપી હતી અને જે
લશકરે કરીમીયાની લડાઈમાં ઘણી દલેરી બતાવી હતી. એ
લડાઈ ચાલતી હતી તેવામાંજ ૧૮૫૫ માં આ રાજાની મા,
બાયડી, અને ભાઈ મરણ પાંમયા તથા પોતે પણ તાવથી
મરતાં મરતાં બચી ગયો, જે પછે હવા ફેરફાર કરવા માટે
તે ફરાનસ અને ઈંગલંડ ફરવા ગયો અને તે દેશો ખાતે
ભારી ધામધુમો સાથ તેનો આદર સતકાર કરવામાં આવયો.
નામદાર રાંણીએ તેને ખેતાબો અને ઘાંનો ભેટ આપયા,
જે મુસાફરીમા થોડાક મહીના ગુજારી તે પાછો પોતાના રા
જમા આવયો.

આ સઘળા હીગામમા પોતાના જુના દુશમન આસ
ટરીયા સાથ વીકટર ઈમાનયુએલને પાધરૂં ચાલતું નહી હતું
અને ૧૮૫૯ માતો પાછો કજીઓ વધી પડયો. પારમાનું
પરગણું આસટરીયાએ તેને આપી દેવા માગયું, પણ તે એ
વી શરતે કે વીકટર ઈમાનયુએલે રાજ સભાને કાહાડી મે
ળવી, પણ આ રાજાએ તે માગણીને ધીકાર સાથ
ના પાડી. તે વખતથી આસટરીયા સાથ તેને કચરાયલું
ચાલયા કરતું હતું, પણ હવે ૧૮૫૯ મા તેણે પોતાની રાજ
સભામા જાહેર કીધું કે તોફાન માથે આવયુંછે. તાર પ
છે તેના પરધાન કાઉંટ કેવુરે આસટરીયા સાંમેની સઘળી
ફરીઆદો છાપી જાહેર કીધી. અમે આગળા એક અંકમા
આસટરીયાની તે વખતની મોટાઈ સમજાવીછે. તે વખત
ઉપર આસટરીયા સઉથી મોટી શાનશાહાત ગણાતી હતી.
પરૂશીયાતો તદન નજીવું હતું અને ફરાનસ પણ તે વેલા
જાજું દમવાલું ગણાતું નહી હતું, કેમકે મરનાર લુઈ નેપો
લીઅન માતર ૭ સાત વરશનો શાનશાહી ગાદી ઉપર આ
વેલો હતો.

આસટરીયા જેવાં એક મોટાં રાજની સામે સારડીની
આંના નાહના ટાપુનો રાજા ઉપર કહયું તેમ એકવાર માથું
ઉંચકવા બાદ વળી બીજીવાર માથું ઉંચકવા નીકલયો, મારે
આખું યુરોપ અચરત થવા લાગું. આ લડાઈ અટકાવાને
ઈંગલંડે ઘણીબી કોશેશ કીધી, પણ તે ફોકટ. આસટરીયાએ
આખાં સારડીનીયાને હથીઆર છોડવાનો હુકમ કીધો, પ
ણ પાછવાએ આ પેગામને ધીકારી કાહાડયો. આ ઉપ
રથી એકદમ આસટરીઅન લશકર ઈટલીમાં સારડીનીયા
ને તાબેનાં મુલક ઉપર કુચ કરી આવયું. એ વખતે ફ
રાંનસના મરનાર શાનશાહે વીકટર ઈમાનયુએલને મદદ
આપી. ફરાનસની ગાદી લીધા પછે તેની આ બીજીજ
મોટી લડાઈ હતી, કે, જેમા ફરાનસની કીરતી વધારવાનો
લોભ પુરો પાડવાની તેને તક મલી. એ લડાઈમા શાન
શાહ નેપોલીઅન અને રાજા વીકટર ઈમાનયુએલ પોતે
લશકરોની સરદારી લઈ ગયા, અને મોંટો બેલો, પાલેસટરો,
મેજેનટા તથા સોલફરનીઓની મોટી લડાઈઓ જેમાં ઉ
પલા બેહુ રાજાઓ હાજર હતા, તેમાં આસટરીયાને પુરતી
સીકસત આપી, તેને સુલેહ કરવાની ફરજ પાડી.

એ અને અગત કરીને સોલફરનીઓની લડાઈથી
આસટરીયાનો સેતારો પેહેલ વેહેલો અસત પામયો અને
નેપોલીઅન તથા વીકટર ઈમાનીયુએલનો સેતારો ચહતો
થયો. પણ તાર પછે ઈટલી ખાતે બનેલા બનાવોમાં વી
કટર ઈમાનયુએલની સઉથી મોટી કીરતી સોનેરી હરફે
નોંધાઈ રેહેશે. ઈટલીનું પુરાતન અને જાહોજલાલી ભ
રેલું રાજ કેવું પડી ભાગુંછે, તે એ દેશને લગતા આગલા
હેવાલોમાં અમે વીસતારીને જણાવેલુંછે. એ પડી ભાગ
વાનું કારણ એકે ઈટલી નાહના નાહના ભાગોમાં વેંહેંચા
ઈ ગયલું હતું, જુદા જુદા ભાગ ઉપર જુદા જુદા ધણીઓ
રાજા થઈ બેઠા હતા અને તેઓ ઘણી બેદાદી તથા અનીતી
ચલાવતા હતા. એ સઘલાં નાહનાં રાજયોને કાહાડી ના
ખી ઈટલીનું આખું એક રાજ કરવું એ ઈટાલીઅનોનો
મોટો લોભ હતો. તે લોભ વીકટર ઈમાનયુએલે પુરો પા
ડયોછે અને તેબી આખી જીંદગીની જેહેમતથી પુરો પાડ
યોછે. તેનું બેઆંન કરી આ વરૂતાંત આપણ સમાપત
કરીશું.

છેક ૧૮૫૨ થી વીકટર ઈમાનયુએલ રોમના પોપના
શતરૂ જેવો હતો. ધરમગુરૂના હાથમાં રાજદુવારી સતા
રાખવાને તે ઘણો વીરૂધ હતો. અલબતાં એનું ઘણું માન
નામાંકીત કાઉંટ કેવુરને ઘટેછે, કે જેનું નામ આખું ઈટ
લી મોટાં માંન સાથ યાદ કરેછે. તેની શલાહથી વીકટર
ઈમાનયુએલે પોતાના રાજ માહેલી ઘણી ધરમ સંબંધી મી
લકતોને જપત કીધી તથા વેચી નાખી, કેળવણીખાતાં ઉપર
થી પાદરીઓનો કાબુ કાઢી નાખયો, તથા પાદરીઓના ઘ
ણાક એકલપેટા હક છીણવી લીધા. આ ચાલથી રોમના
વડા પોપ સાહેબે ખફા થઈ એ રાજાને નાત બાહાર મેળ
યો !! પણ તેથીતો ઈટલીના સુધારા ઉપર તે વધારે મજબુત થ
યો. ૧૮૫૬ માં પારીસ ખાતે મોટાં રાજવાળાઓની સભા
થઈ, તાંહાં ઈટલીની માઠી હાલત વીષે કાઉંટ કેવુરે એક કીમતી
દસતાવેજ વીકટર ઈમાનયુએલ તરફથી રજુ કીધો. આ સઘળા
નું પરીનામ એ નીપજીયું કે સવતંતર થવાનો જુસો આ
ખાં ઈટલીમા ફેલાયો અને થોડા વખતમા પરાંતેપરાંત બલ
વો શરૂ થયો.

આ વખતે સુરો ગારીબાલડી બાહેર નીકલયો. 'રાજ
મંડળીમા કેવુર, તેમ લડાઈના મેદાનમા ગારીબાલડી ઉસકે
રણી કરવા લાગો. તે જાંહાં પગ મુકતો તાંહાં લોકો ઉભાં
થતાં અને પોતાના રાજાને હાંકી કાહાડતાં. તે પવન એટ
લો જલદી ફેલાયો કે ગારીબાલડી ફરેશતો ગણાવા લાગો અ
ને ઈટાલીઅન લોકો તેની પુંજા કરવા લાગા ! એ મરમા
ણે લામબરડી, નેપલસ, ટસકની, મોડેના, પારમાં વગેરે પ

રાંતો સવતંતર થયાં, જેમા મરનાર નેપોલીઅને અછી મદદ આપી હતી, તાર પછે વીકટર ઈમાનીયુએલને ઈટલી બોલાવીને ગારીબાલડીએ તથા લોકોએ મળીને તેને "ઈટલીના રાજા" તરીકે મીલાનમા તખતનશીન કીધો, જાંહાંથી તેણે ફલોરનસ ખાતે પાએતખત બનાવયું.

હવે બીજાં બે પરાંતો સવતંતર થવાના રહેલાં હતાં, એક વેનીસ અને બીજું રોમ. વેનીસને ઇટલી સાથ જોડી નાખતાં ઘણા વરશ લાગાં. તે આસટરીયાના સવાધીનમા હતું, જાંહાંથી તેઓ નીકલી જવાને ઘણા નાખુશ હતા. તાંહાંના બુમ મારતા ઇટાલીઅનોની તરફથી મરનાર શાનશાહ નેપોલીઅને ઘણી મેહનત કીધી. લડાઇ અને ખલવાની પણ તઇઆરીઓ તથા દોડધાંમ થઇ. પછે માતર ૧૮૬૪ માં તે શુંદર પરાંત વીકટર ઈમાનયુએલના તાબામાં આવયું.

હવે રોમ રહયું. પણ તાંહાંતો પોપ બાવાનું રાજ હતું ! તેવણને કેમ કાહાડી મેળવા ? લોક સઘલું તઇઆર હતું, પણ એક અડચણ હતી. પોપને દુખ દેવાને શાન શાહા નેપોલીઅન રાજી નહી હતો. તે જોકે ઇટલીના સઘલાં પરાંતોને સવતંતર કરવાને ખુશી હતો, પણ રોમમાંતો પોપના બચાવને સારૂં તેણે ફરેંચ લશકર રાખેલું હતું, પણ અંદરખાનેથી તે પોપની સતાની સાંમે હતો તે આ કાંમ લડાઈથી નહી પણ ધીરજથી કરવા માંગતો હતો, તે ધારતો હતો કે તક મળવે એ કાંમ થઈ જશે. એ વીચારમાં વીકટર ઈમાનયુએલ પણ નેપોલીઅનને મળતો હતો. પણ ગારીબાલડીને ધીરજ નહી હતી. તે કેહેતો હતો કે નેપોલીઅન ઇટાલીઅનોને અમસથો વાહયા કરેછે. માટે સબુરી પકડવા વગર તે એકદમ નાહના લશકર સાથ રોમ ઉપર ચઢી ગયો અને એવું બી બનયું કે આ સુરો પેહેલવાન જેણે વીકટર ઈમાનયુએલને ઇટલીનો રાજા બનાવયો, તેનીજ સાંમે એ રાજાનું તથા ફરેંચ લશકર લડવા ગયું, તેજ પેહેલવાંનને તેઓએ ગોલીથી જખમી કીધો અને તેજ પેહેલવાંનને બંદીવાન તરીકે કેદ પકડયો !

પણ ગારીબાલડી જરા આકરો થયો ખરો. વીકટર ઈમાનયુએલે તેની ઘણા માન સાથ માવજત કરી, તેને સમજાવી, તેને ઘર મોકલયો. પણ પછે રોમને સવતંતર કરવાનો વખત પોતાની મેળે આવયો. નેપોલીઅન ફરાનસમાં હારયો, કે રોમના બચાવને માટે રાખેલું ફરેંચ લશકર એ શેહેરમાંથી, નીકલી ગયું અને વીકટર ઈમાનયુએલનું લશકર પોપનો બચાવ કરવાને બાહાંને ચુપચુપ શેહેરમાં દાખલ થયું ! એ રીતે એક ટોપ ફોડવા વગર રોમ પણ વીકટર ઈમાનયુએલને મળયુંછે, જાંહાં પોપની સતા માતર નામનીજ છે અને જાંહાં વીકટર ઈમાનયુએલનું રાજ શરૂ થવા માટે પોપ બાવાને મરવાની માતર ખોટી છે ! એ રીતે ઈટલી આખું સવતંતર થયુંછે, અને વીકટર ઈમાનયુએલ એક નાહાના ટાપુ ઉપરથી મોટા દેશનો રાજા થયોછે, અને તેની કીરતી ઉપરથી કોણુ ના પાડશે કે તે કોઇ દાહાડે શાન શાહા થાય એટલો ફતેહમંદ અને બુલંદ સેતારાનો છે !

---

# શેકસપીરીઅન જવાહેરો.

**મરતી વખતની ધીરજ**—"તેની આખી જીંદગીમાં તે જીંદગી છોડવાના કામ જેવું છાજતું બીજું કાંઇ નહી હશે. તે મુઓ, તે એવી રીતે કે ગોયા મોહોતનો તેણે અભેઆસ કરેલો હોય, ગોયા પોતાની પેઆરામાં પેઆરી ચીજને ફેંકી દેવી તે બેદરકારપણે એક નજીવી વસતુ ફેંકી દેવા બરાબર હોય."

**મોહતની ધાસતી**—"મોહોતની ખરી સમજ તેની ધાસતીમા છે."

**કઠણ દીલનું મોહોત**—"મોહોત, તું તે છે કે જે રાજાઓની ખુશામત નથી કરતો, જે સતાની આગળ વાંકો નથી વળતો, ઈઆ જે જુલમાતને વાખવાખીનું નામ નહી દેતો; પણ આપણા કામોને તેમના ખરા ખોડખાપણ ભરેલા આકારમાં દેખાડી આપેછે."

**મોહોતમા ખુશાલી**—"મોહોત મારો હરખ છે. તે મોહોત, કે જેના નામથી હું ઘણીવાર બીહીતો હતો, કાંએકે આ જીહાંનમાં હું હંમેશગી ધારતો હતો."

**ઠગાઈ**—"અફસોસ ! કે ઠગાઇ પોતાને આવા નાજુક પણ ચોરેલા આકાર આપેછે, અને એક નેક બુરખાંતલે ઉંડી બદીને ઢાંકેછે."

**બેટાને શીખામણ**—"બરટરામ, તું પર આશીરવાદ. જેમ તારા બાપના રૂપનો તેમજ તેની ચાલચલણનો વારસો લેજે; તારૂ લોહી અને તારી નેકી બંનેને તારી અંદર રાજ ભોગવવા માટે ભેગી લડાવજે અને તારી ભલાઇને તારા જનમથી મલેલા હકમા હીસો આપજે. સરવેને ચાહાજે, થોડાનો વીસવાસ કરજે, કોઇનું બુરૂં ના કરતો. તારા દુશમન ઉપર શકતી વાપરવા કરતાં શકતી મેળવવાને શકતીવાન થજે અને તારા દોસતને તારી જીંદગીની ચાવી તલે રાખજે. ચુપકીદીને માટે અચકતો રેહેજે, પણ બોલવાને માટે ઠપકામા નાં આવતો."

**ઊપાયો કોણના હાથમા ?**—"આપણા ઉપાયો ઘણીવાર આપણમાજ વસછે, જેઓને આપણ સવરગમા વસતા સમજીએ છઇએ. ફરતાં આસમાને આપણને પુરતી છુટ આપેલીછે, પણ જો આપણે પોતે શુસત થઈએતો આપણા નેમેલાં કામોને તે માતર પાછળ ખેંચી લીએછે."

**કનેઆનું માન**—"એક કુમારી કનેઆનું ખરૂં માન તેના નામમા છે અને એકીનદારી જેવો દોલતમંદ બીજો વારસો નથી."

**એક હીચકારો**—"હું જાંણું છઉં કે તે એક પરબેઆત જુઠો છે, ઘણે દરજે મુરખ છે, ફકત હીચકારો છે. તોપણ એ મુકરર બદીઓ તેનામા એવી બંદબેસતી છે, કે જારે નેકીના લોખંડી હાડકાં ઠંડા પવનમા સરદ થઈ જાય છે તારે ઉપલી બદીઓ તેનામા ખુલેછે."

**માન જાતી ખુબીનેછે, બાપદાદાની ઈજતમાં નથી**—"જારે સઉથી નીચી જગામાંથી નેક ચીજો નીકલેછે, તારે તે જગાનો દરજો તે કામ કરનારના કામથીજ મહહેછે. જાંહાં ઘણા ખેતાબો ફુલે, પણ નેકીથી કાંઇ નહી

ફુલે, તાંહાં એમ સમજવું કે એ માતર બલંદરથી સુજી આવેલું માન છે. સારૂં, કાંઈ પણ નામ વગર સારૂંજ છે; અને માઠું પણ તેમજ છે. મીલકતની કીમત તે પોતે કેવો છે તેથી પરખાયછે, કાંઈ તેના ખતથી પરખાંતી નથી. એ બાઈ ખુબસુરત, દાહી, જવાંન છે; એમાં તે ખુદરતની પાધરી વારેસ છે; અને એ વારસો માનને ઉધારેછે. બાકી જે વારસો પોતાને માનમાંથી જનમેલો કેહે અને તોપણ પોતાના બાપ જેવો નહી હોય, તે માતર માનની મશખેરી કીધા દાખલ છે. ખરૂં માન તારેજ નીભેછે કે જારે આપણી આગળ જનારાઓના કરતાં આપણા પોતાના કામમાંથી તે નીકલયું હોય."

---

## પરચુટણ બાબતો.

**ખાધાની સરત**—કેટલાએકોની પાચનશકતી એવી મજબુત હોયછે કે તેવો ગમે એટલું ખાય તે જેરવી શકેછે. કેનતમાં આવેલાં બરૂમલી પરગણાંમાં તા૦ ૧૪ મી જુલાઈ ૧૭૨૬ ને દીને એક અજબ રીતના ખાનારા એધીએ ખોરાકનો નીચલો મોહટો જથો ખાવાને માટે પાંચ ગીનીની સરત લગાવી હતી. ખોરાકની વીગત:—ચાર રતલ ડુકરનું ગોશ, બે રતલ માખન સાથે એક બુશલ ફરેંચ બીન, સાડાતરણ રતલનું પાંઉ, અને એક ગપાલન તલખ બીર. એક શેહેરની વસતીમાં થોડા દાયકાબર એવાં માણસો હોય તો તેહાં દુકાળ પડવાની ચીંતા હોયજ નહી !!

---

**જુનાં કાગજ ખોલતાં પડેલો તડાકો**—ધુતારાઓ તથા કીમયાંગરોતો વારેવાર વેહેમીઓને ધનનાં લોભમાં નાખીને હથેલીમાં ચાંદ બતાવી જાયછે અને બદલામાં પોતે કેદખાંનાંની હવા ચોરવા જાયછે. પણ આજ કેટલુંકની વાત ઉપર હેમપશાયરમાં હારતીલ નામનાં પરગણાંમાં વસનાર સર સાઈમોન સટુઅરટને કંઈ જુનાં કાગજીઆં ખોલતાં એક કાગજ એવું મલી આવયું કે તેથી તેને ખરેખર તડાકોજ પડયો. આ કાગજની પછવાડે લખેલું હતું કે પડોશમાંના એક ખેતરમાં એક ચોકસ જગાએ ૧૫૦૦ સીકકા દાટેલાછે. એ ઉપરથી તેને પોતાના ચાકરને સાથે લેઇ તે જગોએ થોડુંક ખોદી જોતાં એક ખજાંનાંથી ભરેલી દેગ મલી આવી કે જે તેના બપાવા સર નીકોલસ સટુઅરટે ઈંગલંડની માંહોમાંહેની લડાઈની વખતે તયાં સંતાડી હતી.

---

**સખત સજાનો નવાઈ જેવો કાયદો**—ઈંગલંડના રાજા પેહેલા રીચરડના રાજયમાં જે લોકો દરીયાને મારગે ખરીસટીઓની પવીતર જગા "જેરૂસેલમ" માં જતા હતા તેવોપર અંકુશ તરીકે નીચે લખેલો અજાએબ જેવો કાયદો બાંધવામાં આવયો હતો, તે એકે:—"જે કોઈ માણસ કોઈ બીજા માણસને વાહાણપર મારી નાખે તે માણસને તે મારી નાખેલાં માણસના મુડદાં સાથે બાંધી, દરીયામાં નાખી દેવો; અગરજો કોઈબી માણસને કીનારા પર મારી નાખપામાં આવેતો તેવા મારી નાખનારને તે મારી નાખેલાં માણસના મુડદાં સાથે જીવતોજ દાટવો. જે કોઈ બીજાને મારવા શારૂં છરી કાહાડે અથવા જરાબી મારીને લોહી કાહાડે તેવા શખસનો એક હાથ કાપી નાખવો; જે કોઈ હથીયાર વગર ખાલી હાથે મારે તેને તરણ વખત પાણીમાં ડુબાડી કાહાડવો."

---

**સર આઈજાક નીઉટનનો તારીફ લાયક ઠંડો સવભાવ**—સર આઈજાક નીઉટન નામના જગત પરસીધ વીદવાનનો ડાએમંડ નામનો એક કુતરો હતો જેનેથી એક વખતે તેના ધણીની ગેરહાજરીએ તેના ધણીના અભયાસ કરવાના ઓરડામાં એક બલતી બતી ગેલમા રમતાં ઉંધી વલી અને તેથી કરીને સર આઈસકની કલમથી મોહોટી મેહેનત અને સોધોથી લખાએલું તેનું "નીઉ થીઅરી એફ લાઈટ એનડ કલરઝ" નામનું પુસતક બલીને ભસમ થઈ ગયું. આ બનાવથી એક સાધારણ માણસને કેટલી દલગીરી અને ગુસસો ઉપજે તેનો ખેઆલ વાંચનારને સેહેલાઈથી આવી શકશે, પણ તેહવી રીતનું આકલાપણું બતાવેઆ વગર આ ફીલસુફ ઠંડે પેટે મીંતર બોલેઓ જે "ડાએમંડ, ડાએમંડ તું શું નુકસાંન કરેછે તેની તુંને થોડીજ સમજછે."

---

**પીઆનો**—આપણા ઘરમાં ચોપડીઓ સીવા બીજી નીરજીવ ચીજ પીઆનોછે જે આપણને વારેવાર મજા આપેછે. પુસતકખાંનું અને પીઆનો સુધારાની નીશાણીછે. જારે આપણો જીવ ધરાએલો હોયછે તારે એ બે ચીજો આપણા સારૂ એક જાતનું નવું ભોજન તયાર કરેછે જે આપણને કધો એધી અથવા બેચન કરતું નથી પણ ઉલટી તાજગી આપેછે. જેમ ચોપડીઓ, આ ધરતી ઉપર થઈ ગએલા વીદવાંનોની સાથ દોસતી કરી આપેછે અને તેઓનાં પગલાંપર આપણાં બચાંઓને ચલાવવા સીખવેછે, તેમજ પીઆનોના એકજ સરોદથી તેના ભલા તથા ઉમદા બાઈ ગીતને તેની ઉઘમાંથી ઉઠાડેછે અને આપણી સાથ હલી મલી ચાલવાને જાણે તેને સમજાવેછે. ક.

---

**સોનાના મુલની કેહેવતો**—"સભયતાના કાયદાઓનો સરવેથી ઉપીઓગી કાયદો ચુપકીદીછે."

"કોઈ સારૂં કરે તેનું ખરાબ કરવું એ પલીદી ખસલતનુંછે. કોઈ સારૂં કરે તેનું સારૂં કરવું એ માનશાઈ ખસલતનુંછે. પણ કોઈ ખરાબ કરે તેનું સારૂં કરવું એ ઈશવરીછે."

"ગનાનથી જેમ તમે તમારાં મનને કેળવણી આપો છો તેમ તમે તમારાં અંતઃકરણને કેળવણી નહી આપશો તો તમારેથી વધારે પાપો થશે."

"કમનસીબ નાના મનોને તાબે કરેછે. પણ મોટાં મનો કમનસીબથી ઉંચે ચઢેછે."

"જયારે માણસ મોટું થાયછે તયારે તેને ચોકસ ગનાનની જરૂર હોયછે. તે જુવાનીમાં ગનાન મેળવવાને કોશેશ કરતો નથી અને પછી હોંશ અને મેહેનત વચે તે મેળવવાને વારંવાર યતન કરેછે તે ફોકટ જાયછે. જુવાની આળસાઈમાં કાટયાથી, તેણે કડણ મેહેનત કરવામાં, આસાએસ અને હુંગ ખોવામાં, તથા વારેઘડીએ તનદુરોસતી ખોવામાં તેના પાછલા દહાડા કાઢવા પડેછે."

"એક પાદશાહને તાબે કરવા કરતાં સવભાવને તાબે કરતાં વધારે વખત લાગેછે." J. K. T.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. મેએ ૧૮૭૩. આંક ૫ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઇ.

એક વારતા.

### પરકરણ ૮૪ મું.

ભોલા દોલાની માં વીલરની ખાતરી થઇ હતી કે જે ઘરમાં તે *બઇ આવી તે હવે તેના દીકરા* દોલાનું ઘર નહી હતું, જે સ્રીને તે મળી આવી હતી તે હવે તેની વહુ નહી હતી અને બાફાંમા મોટી શેઠાંણી, હુકમો ચલાવતી ઘરધનીઆંણી, વહુ ઉપરે જોરોબરો કરતી સાસુ થવાની જે તેતી ઉમેદો હતી તે પાર પડે એવી નહી હતી.

ચાંદણે પોતાની આ સાસુતા બાલ પીખી નાખેલા હતા અને વળી તેણીતા ચેહેરા ઉપર એજ ચાંદણે એવાં ચાંદાં પાડેલાં હતાં કે જે નુછવાથી નુછાય નહી ઇઆ ધોવાથી ધોવાય નહી. તેતો મારના લાલ ચાંદાં હતાં.

પણ તેમ વીલર ચાંદણુને પોતાના હાથની કાંઇ નીશાણુ આપવા વના તેણીના જુપડાંની બાહેર નીકલી નહી હતી. ચાંદણુનો ચેહેરો પણ મારથી ઘણો મઅમમપા કરતો હતો.

હવે બીચારી વીલર આશાભંગ થઇ જુપડાંની બાહેરના મેદાનમાં રખડતી થઇછે. તેના પડોશી બીમાએ દોલાના લગન વીશે તેને ઠગીતો નહી હોય, કેમકે આવતી વેળા તેણીએ જોયું હતું કે આખાં ગાંમમાં એ અજાએબ જેવાં લગન જણાયલાં હતાં બલકે તે ઉપર હોહા થઇ રહેલી હતી.

તેમજ વળી ચાંદણે જોયું કે તે કોઇ અણજાના ઘરમાં ગઇ નહી હતી. તે ઘરની તેણીને બરાબર નીશાણુ મળી હતી, તે નીશાણીબંધ અંદર ગઇ હતી, અંદર પણ પાછલી રાતના લગનની સઘલી શાહાદતો—ચોખાના ખાનમા, ગોરના માટલાં, અનાજના તપીલાં, રીતનો ઢંઢીઓ વગેરે હતાં; માટે તેમાંથી ચાંદણુની ભુલ નહી હતી.

પણ વીલરે સાફ જોઇ લીધું કે તેનો દીકરો તેની વહુને મન ભાવતો નહી હોય, કાંએકે ચાંદણુ દોલાને નામે ધીકાર બતાવતી અને ગાળો દેતી હતી, દોલો પોતે હાજર નહી હતો, કદાચ કાંઇ કામે ગયો હોયતો વીલર બીચારી ઘરની બાહેર બે તરણ કલાકવેર બેઠી પણ તેનો એ પેઆરો સપુત પાછો ફરયો નહી હતો.

કેવો ફેરફાર ! વીલર જારે આ જુપડાંમા આવી તારે આસીરવાદ દેતી, ઓવરણા લેતી, હરખાતી આવી હતી, પણ અડધો કલાક ગયો નથી તેટલાં તે જુહુરા ગાલો દેતી, શરાપ નાખતી, અફસોસ કરતી જુપડાંની બાહેર ભટકેછે.

પણ દોલાનું શું થયું ?

તે બીચારાને બાકાદારૂ મીઠાઇ વાળો અને બીજા બેહેલા બેગાના બાકુતી લફરાંઓ દુરના મેદાનમા જે ઝાડની *હેઠલ બાંધી ગયા હતા, તે ઝાડને પોતાનો સોબતી ગણી* દોલાએ આખી રાત તાંહાં તેજ હાલતમા ગુજારી.

સહવારૂં જલદી પડયું, પણ પુરવ તરફથી સુરજના સોનેરી કીરણોના પેહેલા નરમ અજવાલાં હેઠલ દરએક ચીજ દોલાને તે કીરણોની ખામીથી નહી પણ પોતાની ઉંઘરેટી આંખની ખાંમીથી બેડોલ આકારમા દીસતી હતી.

તેને માથે જુલાતાં જબરદસત ઝાડના પુરાતન ઠડ મા હેલા મોટા ખાડાનું ગોલાણ તેને એવું દીસતું કે ગોયા તે દરામનું દરખત પોતાનું મોટું મોહડું વકાસીને તેને ગલી જવા માગતું હોય. તે જંગલી ઝાડના ગુમડાં સરીખા ગાંઠો ડોળા ઘુરકતી એટલી બધી આંખો જેવા અને છતરીની ઓશાલે મોટો છાપડો આપતી ડાલીઓ દોલાને ચોડી નાખવાને તઇઆર થયલા પંજા જેવી દીસતી હતી.

એક બેસીકલ ઘુવડ બાંમદાદનો પોહોર કાટવા આગમચ પોતાના ઉંડા આવાજે તે ઝાડને મથાલેથી ઘુરતું હતું, તે દોલાના કાનમાં ગોયા તેને ઠપકો આપતું હોય એવા આવાજથી આવતું હતું, અને વળી તે ઠપકાના આવાજ તરફ ગોયા પોતાની પસંદગી બતાવતું હોય તેવી રીતે એક નાહનું ચલીઉં બામદાદમા એટલી ચીચીઆરી કાહાડતું, કે દોલો મનમાં અંદેશો કરતો કે "ઘોડાને જોઇને ગદેડો લાતો જાહાડે તેમ આ મુરખ ચલીઉં પણ નાહને મોહડે પટપટ કરયા કરેછે."

પણ વળી ઝાડની હેઠેથી તરણ ચાર મોટા ઘુસ આવયા અને દોલાને ઝાડ સાથ બાંધતી વખતની અફડા તફડીમા તેના પગમાંથી નીકલી ગયલા જોડા અને તેને માંથેથી ઉડી ગયલી ટોપી જે થોડેક દુર જમીન ઉપર પડેલાં હતાં, તે ઉપર તે ઉંદરોએ તરાપ મારી તે બંનેને ચાવવા મં

ડી ગયા હતા. દોલાએ પડયાં પડયાં ઘણીબી ધાંધલ કીધી, ઘણી ધમકી આપી પણ ઉંદર મામાએ તેને કસો વજન આપયો નહી અને દોલાને ફીકર પડવા લાગી કે રખેને તેઓ તેના જોડા અને ટોપી ઉપરથી તેના પોતાના અંગ ઉપર "ખરડાયલા પગ" લાવે.

આ ધાસતી સારાં ભાગ્યેગે થોડા વખતમાં ટલી ગઈ. પછવાડેથી કોઈ આદમીઓનો આવાજ દોલાને સંભળાયો અને થોડા વખતમા બે જણ તેની સાંમે આવી ઉભા, તે કોઈજ નહી પણ સીગનપોર વાળા શેઠ ધનજીશાહ અને લુલા દસતુર હતા !

લુલા દસતુર દોલાને ઝાડે બાંધેલો જોઈ ઘણાજ અચરત થયા. જેને તેવણે રાતના પરણાવી આપેલો અને જે આ સહવારના પોતાની મોહરદારની સોડમા મોજ કરતો સમજેલા, તે ધણીને આ ઝાડ સાથ લટકતો જીવતા કરતાં મુવેલા જેવો જોવાથી લુલા દસતુરે તોબા તોબા કીધું. ધનજીશાહ શેઠની અચરતી પણ તેવીજ પારવનાની હતી.

પણ વળી જારે દોલાને મોહડેથી લુલા દસતુરે જાણયું કે માકાદારૂ મીઠાઈવાળાએ રાતની જાસતીમા મુખીઅ ભાગ લીધો હતો; તે હીઆં સુધી કે દસતુરજીએ કરેલાં દોલાના લગનને માકાદારૂએ રદ કરી ચાંદણુને નવેસરથી પરણાવાની હીમત કીધી, તારેતો લુલા દસતુરની અચરતીએ ગુસાનો આકર પકડયો. દોલાના દુખથી દસતુરને જેટલું દુખ નહી લાગું, તેટલું દુખ, માકાદારૂએ દસતુરની સતા પોતાના હાથમા લેવા સરખું કરવાથી લાગયું !

દોલાનો સઘળો હેવાલ સાંભળવા પછે ધનજીશાહે અને દસતુરે મળીને દોલાને ઝાડથી છોડવયો અને દોલાને છોડવાનો તે સઘળો વખત માકાદારૂ મીઠાઈ વાળાની ચાલ દસતુરના મન ઉપર રમયા કીધી. દસતુરજી એકગમથી દોલાના દીલ ઉપર બાંધેલા ગાંઠ અને વાલેલા વળ છોડતા હતા, અને બીજીગમથી માકાદારૂ ઉપર લેઆનત નાખતા હતા અને તેમ કરતાં દોલાના દોરડાંના ગાંઠને દોલાના લગનના ગાંઠ સાથ ભેલી નાખીને બોલતાં કેવો ગુચવાડો કરી નાખયો તેનો એક નમુનો નીચે આપીએ છઈએ—

"માકાદારૂ મીઠાઈ વાળો ! ચંડાલ ! ગુનેહગાર ! અવાખશે પસેમાન !—શેઠ આણીગમ આવો, હીઆં તરણ ચાર ગાંઠ મારેલા છે.—માકાદારૂ, મીઠાઈવાળો. તોબા !—શેઠ હીઆંનો ગાંઠ કાપવા વગર નહી છુટશે.—મુબદના નામને એબ લગાડેછે. લેઆનત !—શેઠ છુરી હોયતો કાહાડો, છુરી—મીઠાઈવાલાના નામનેબી એબ લગાડેછે. મીઠાઈતો મીઠી હોય, પણ આ મુરખતો જેહેરી છે, ખુનીછે—અરે ધનજીશાહ શેઠ આ ગાંઠ જબરોછે—લગનનો ગાઠ, કેવો પવીતર, કેવો ખોદાઈ, કેવો ઉતમ !—શેઠ આ ગાંઠ છોડો, કેવો ઘાટકી ગાંઠ. છુટતોજ નથી—તે પવીતર ગાંઠ મેં બાંધેલો પણ આ મરગરજાન ગુનેહગારે તોડયો. શેઠ લાવો હું છોડું, અરે તોડી નાખોજી—માકાદારૂ મીઠાઈવાલોની ?"

"બીચારા દોલા ઉપર ઘણીજ ઘાટકી ચાલ ચલાવામો આવીછે." ધનજીશાહ તેને છોડીને બોલયા.

"પણ સાહેબ પેલો માકાદારૂ મીઠાઈવાલો—"

"બીચારાના ઘરમા ઘુસયા—"

"અરે પેલો માકાદારૂ—"

"તેની બાયડીને જપત કીધી—"

"બચા માકાદારૂ—"

"ને તેના લગન તોડયાં—"

"એ બંધું માકાદારૂનુ કામ સાહેબ. ખરૂં કહુંછું શેઠ કે જો માકાદારૂ મીઠાઈવાલો નહી હોયતો દુનીઆંનાં અડધાં પાપ કપાઈ જાય."

"બીચારા દોલા ઉપર જુલમાત ગુજરયો."

"અરે સાહેબ મારા હક ઉપર જાસતી થઈ."

"વારૂં, દોલા, તું એ ચંડાલોને ઓલખશે કે !"

"પણ ભાઈ દોલા, માકાદારૂનેતો તું ઓળખેછેની !"

"બેહેલા બોગાએ તારી ઉપર કાંઈ હાથ ચલાંવયતા કે ! એને ખચીત પકડવો જોઈએ."

"અરે શું સાહેબ ? અવાખશે પશમાન ! માકાદારૂને પેહેલાં પકડવો જોઈશે શાહેબ. મારા આસીરવાદ સારેલા, તેની ઉપર એ કાલે મોહડેનાએ પોતે ફરી આસીરવાદ સારયા, એ શું સાહેબ ? બસ થઈ ચુકું, દુનીઆં ઉંધી વળી ગઈ."

પણ હવે સહવાર ઘણી આગળ વધી હતી, માટે દસતુર તથા ધનજીશાહ શેઠ સઉથી નજદીકના પીઠાં તરફ પધારયા, તે કાંઈ ખરાબ કારણસર નહી. પીઠાંવાળો તેજ ગાડીવાળો પણ હતો, જેના તબેલામાં શેઠની ગાડી છોડેલી હતી. તેમા બેસી તેઓ રવાંને થયા, જાંહાંથી જતી વેળા ધનજીશાહ શેઠ દોલાને પોતાના સીગનપોરના મકાનમા બોલાવી ગયા.

દોલાને ઝાડ આગળ બાંધયો હતો, તાંહાંજ લુલા દસતુર તથા ધનજીશાહ શેઠનું આવવું કેમ થયું ?

એનું કારણ પણ માકાદારૂ મીઠાઈવાલાનાજ કારસતાંન હતાં. ધનજીશાહ શેઠની ચાકરીમાં ભોલા દોલાએ ચોરેલું પેલું કાગજ, જેને લગતી બીનાથી દોલાએ ગઈ રાતેજ દસતુર લુલાને વાકેફ કીધા હતા, તેજ કાગજની ચરચા સારૂં ધનજીશાહ શેઠ દસતુરજીને મળવા તાકીદ કરીને બામદદમાં ભાડે હીજાપટેલના ઘરમાં આવયો હતો.

તે કાગજ ચોરવાની છુપી વાત ભોલા દોલા સોડેથી ઓકાવીને માકાદારૂ ધનજીશાહ શેઠને અતીઘણો સતાવતો હતો, અને છેલીવારતો એ ચોરી છુપી રાખવા સારૂ તે એવો બુક ભરી ગયો કે હવે વધારેવાર માકાદારૂના કબજાનતલે રેહેવા કરતાં એ લુચા મોબેદને તેના કરતુકની સજા એ પોંહોંચાડવામાં દસતુરજીની સલાહ અને મદદ પુછવા સારૂં ધનજીશાહ શેઠને હીઆં આવવું થયું હતું.

ધનજીશાહની આ વાત દસતુરજી આગમચથી જાણતા હતા એટલે ખરેખરૂં કબુલ કરવાની શરમીંદગી અને પશેમાનીથી શેઠને ઘણો ઉગાલો થયો. વળી દસતુરજીએતો ઓર આ શીગનપોરી શેઠીયાને ધીરજ આપી કે "કાગળ ચોરનારતો દોલો હતો અને તેબી વગર સમજે ચોરી લાવયો હતો, એટલા માટે તમોને કાંઈ ધાસતી રાખવાનું કારણ નથી." વળી લુલા દસતુરે માગી લીધું હતું કે "માકાદારૂની મુડી મારા હાથમાં છે, માટે એની સુધ ઠેકાંણે લાવવાનું મારા હાથમાં રાખો અને તમો નચીંત રહો."

આ પરમાંણે લુલા દસતુર માકાદારૂ મીઠાઈવાલાનો ઘાટ ઘડવાના વીચારમાં હતા, તેવામાં વળી દોલા ઉપર તેણે

રાતે ચલાવેલી જાસતોની વાતથી દસતુરજીને એ લફંગા અપેઆરૂને સજાએ પોંહોંચાડવાને સારૂં વધારે કારણ મળયું. તેનો પેહલો વાંકતો ધનજીશાહ શેઠ તરફ હતો, પણ આ બીજો વાંક જોકે આપણે મનસે બોલા દોલા સામે થયલો હતો, તોપણ દસતુરજીને મનસેતો તે વાંક તેવણની પોતાની સામે હતો, કેમકે આખે રસતે દસતુરજી બડબડયા કીધા તેમ "રાતના મારા સારેલા આસીરવાદને એ ધુતારાએ રદ કરયા, એ કેવો જુલમ શાહેબ!"

---

પરકરણ ૮૫ મું.

વીલર-દોલાની મા-ચાંદણના જુપડાં બાહાર બેઠી થતાં થતાં થાકી ગઈ.

તેનાથી ઉભું નહી રેહેવાયું તારે બેઠી, બેસી નહી રેહેવાયું તારે પાછી ઉઠી, એમ કરતાં અને દોલાની વાટ જોતાં કલાકના કલાક નીકી ગયા. કેમકે જે ઘર તેના દીકરાનું કરીને ગામમા જણાયલું હતું, તે ધરમા દીકરાને જોવા વગર તે નવુંનં બાંધેલું, ટકોરાબંધ જુપડું તદન છોડી જવા બીચારી વીલરને ગમયું નહી.

કદાચ દીકરો બાહેર ગયલો પાછો આવશે એમ જોતાં આંખો દુખી આવી, અને તોપણ દોલો પાછો નહી ફરયો, તારે વીલરે દોલાના શેઠને વછેરે જઈ તાંહાં ખબર કાઢવા ઠરાવયું. તેના દીકરાને ઘેલા મોદીના મનજીભાઈએ ચાકરીએથી કાહાડી મેળયો હતો, તેથી વીલર તદન અણજાની હતી અને અગર હીઆં નહીતો તાંહાં દોલાને ખચીત પેટમા ચાંપવાની ઉમેદમા વીલરે હવે સુરતનો રસતો ધરયો.

છેક પાછલા પોહોરે વીલર ઘેલા મોદીના વજીફાના મોટા લોટાંના દરવાજા આગળ આવી પોંહતી.

તે ચાલતાં તદન થાકી ગઈ હતી. માતર નદી ઓલંગો જતાં તે તરમા બેઠી તેટલાજ વખતની તેને આસાએસ હતી. આ થાક વચે વળી ભુખે તેને અધમુઈ કરી મેળી હતી, કેમકે સહવારના વીલર પોતાના ગામથી નીકલી તારે પોતાની નવી વહુને મળવાની ઉમેદમાં મોહોપર આહેનો ગોટ પણ મેળવા વના તે નીકલી હતી. એ રીતે ભુખ, થાક અને નાસીપાસી વચે વીલર આટલીબી મંજલ કરી શકી તે એટલાજ મારે કે દોલાની મા વીલર હતી, બાકી કોઈ બીજી હતે, કોઈ મરદ હતેતો તે વટીક આવી મેહેનત કરી શકે નહી.

પણ હીઆં બીચારીને નવી નાસીપાસી નડી. ઘેલા મોદીના દરવાજાનું બારણું આગલા સરેસતા મુજબ બંધ હતું. વીલરે પેહેલાં તો થોડીક મીનીટ થાક ખાધી અને પછે બારણું ઠોકયું, જે ઠોકતાંજ ઘેલા મોદીના પેલા વરૂની ખશલતના કુતરાઓનો બીહામનો આવાજ નીકલયો અને તે ઘોંગાટ વચે દરવાજાનો સુરતી રખેવાલ અડધું બારણું ઉઘાડી વીલર સાંમે આડો ઉભો.

આ રખેવાલ વીલરને કોઈ ભીખારડી સમજી કાહાડી મેળવા લાગો, "કેમરે ? શું માંગે ? ચાલ નીકલ રછતો લે."

આવા આદરભાવથી વીલરને ઘણું માઠું લાગું. પણ આ અપમાંન ખમી જઈને તે બોલી કે "દીકરા, જરા મને અંદર જવા દે."

"અરે ચલરે, તારા જેવીતો હુંઈ ઘણી આવેલી. ચાલ નીકલ" આમ કહી રખેવાલ દરવાંજો ઠાંકવા જતો હતો.

પણ વીલરે કાલાવાલા કીધા. "જો બાઈ જરા મને અંદર આવવા દે. નહીતો તું જઈને મારૂં નામતો કહી આવ. મારૂં નામ વીલર છે."

"તો રાંડ, તારૂં નામ વીલર દેખું તેમાં હું થીઉં ? ગામમાં તુંજ વીલર છે. તારા હરખીતો બહુએ દીઠેલી."

"પણ મારો દીકરો દોલો હીઆં શેઠને તાંહાં ચાકરી છે."

"હં! તું દોલાની માં થતી દેખું! હારૂં—હારૂં! પણ હવે મને કેહેછે કે તું માંગે હું ? તારા દીકરાનેતો હેઠે કાઢી મુકેલો."

"શું ! શેઠે ચાકરીએથી રજા આપી. અરે બાપા-તારેતો મને અંદર જવા દે. હું જાઈને શેઠને સમજાવીશ તો દોલાને પાછો રાખશે."

"પણ કેમ રાખછે કેમ ? છેઠને હવે કોઈ ચાકર નથી જોઈતા."

"કેમ ? કેમ વારૂં ? તેવણ ગરીબ થઈ ગયા."

"નહી, મનજી છેઠ મરી ગીઆ, તેથી તેવણને ચાકર નથી જોઈતા."

"શું ! ભલાં માણસ શું બોલેલો ? હાથે કરીને અવરવાંણી માગે ?"

"નહી છાણું કહું વીલર, છેઠ મરી ગીઓ, બહુ હારૂં માણહ" આમ કેહેતાં લાલીઆની આંખોમાં પાણી આવી ગયાં.

હવે વીલરે એ વાત માની, પણ વધારે તજવીજ કરવાને તેને વખત નહી હતો. તેણીએ હવે માતર પોતાના દીકરા દોલા વીશે પાછું પુછયું.

"પણ તું કોણછે કોણ ? હું એક વખત કહેલું બછ નથી કે દોલો હીઆં નથી. તેનેતો કાલની રજા આપેલી."

"કાંએ રજા આપેલી ?"

"તે છેઠને જઈને પુછ."

"પણ શેઠતો મરી ગયલા."

"તારે પુછવા બછતે જા."

"ઓ તું મરેરે, દોજખીના જણયા, તું બસતે બરા મને ગાળનો દેતો."

આ વાવટી સરખી વીલર સાથ વખત ગુમાવા કરતાં લાલીઆને બીજું અંદર ઘણું કામ હતું, મારે વધારે પંચાત કીધા વના તેણે દરવાંજો પાછો ઠાંકી લીધો અને વીલર વીચાર અને ચીંતા કરતી હવે બીજો કાંઈ ઉપાય નહી રેહેવાથી પોતાના ગામ તરફ પાછી જવા નીકલી. નહી તેનો દીકરો મળયો કે નહી વહુ મળી. તેના દીકરાએ બાપડી ખોહી, મીલકત ખોહી અને ગરીબી વખતમા ચાકરી વટીક ખોહી. મારે પોતાના ચાર આંગલનાં નસીબ ઉપર અફસોસ કરતી તે પાછી ફરી અને હવે વધારે ઉતાવલ કરવા લાગી, કેમકે રાત પડવા આવી હતી અને તેના પોતીકાં જુપડાંમાં તેની જવાન બતરીજી રતનને એકલી મુકી આવેલી હતી.

મનજીભાઈ શેઠ ખરેખર મરણ પામયા હતા. તેને

છેલા દીવસો ઉપર આપણે ઘણો કાએલી જોયો હતો; જે માંદગીમાંથી મોત તેને ઉપલે દીને સહેવારનાજ છોડવયો હતો.

આ માંદગી અલબતાં ઘણે દરજે મરનારે પોતાની ચાલથી પોતાને માથે ખેંચી લીધી હતી. તે પોતાની ચાલથી આજારી પડયો અને પોતાના હાથે મરણ પામયો!

ઘણા આકલા સવભાવથી, બેઅંદાજ ખાના પીણાથી, પડતા વખતના ઠંટાલા અને હાએ અફસોસથી તેની શુખાકારીમા લાંબી મુદતનો બીગાડ થયો હતો. પણ તેવામાં વળી છેલી તવજોતને દીને જાંહાંગીર જંગી સાથ નકામી મારામારી કરી પોતાની માંદગીમા તેણે ઘણો વધારો કરી મેળયો હતો. જાંહાંગીર જેવા જોરેમંદ માણશ સાથ છેડતી શોધી તેણે માર ખાધો હતો અને જો કે જાંહાંગીરે પોતે વધારે માર ખાધો અને પોતાના બચાવમા તેણે જે બે તરણવાર હાથ ઉંચકયા તે નજીવો માર હતો, તોપણ મનજીભાઈ, જે પેહેલેનુંજ એક ભાગેલું હાંલકુ હતું, તેની ઉપર એ મારની ઘણી શખત અસર થઈ.

તે વખતથી ઘેલા મોદીની દેહ વધારે દુરબલ થતી ગઈ અને વચમાના અરસામાં તેણે થોડીબી હોશીયારી દેખાડી તે ફકત ઘરમા બનેલા મન ઉસકેરનારા બનાવોની ઉલટને લીધે તેની મંદ શકતીઓ જરા તેજ પકડવાથીજ તે એટલોબી જીવયો હતો.

પણ ગઈ રાતના બનાવે, જબરદસતી તલે તેના માનીતા દોસત બેહેરામશાહે લખેલી ચીઠીએ ઘેલા મોદીને વધારે નુકસાન કીધું. આટલી બધી ઉલટ, જેહેમત અને માહાકુટે પોતાની બેટી પીરોજને એ શેઠીયા સાથ પરણાવાનુ ચોકટું બનબેસાડવા પછે, એ માતબર પારસીએ પોતેજ પીરોજનો હાથ લેવાને અને મનજીનો જમાઈ થવાને ના પાડયું તેથી મનજી શેઠનુ દીલ વધારે જખમી થયું. બેહેરામશાહની ચીઠી જે ગયા અંકમા આપણે વાંચીછે, તેમા એવા મજબુત અને નીશચય શબદોથી પીરોજનુ કારજ તોડયું હતું કે બીજો કશો ઉપાય નહી રહયો એવું ઘેલા મોદીને લાગયું.

હજીબી તેણે ઉપાયો કીધા. તેણે પોતાના દીકરા સોહોલુને રાતોરાત બેહેરામશાહને ઘર મોકલયો કે તેને સમજાવી જુએ, પણ બેહેરામશાહે પોતાની ચીઠી ફેરવવાને મોટી દલગીરી સાથ ના પાડી. આ પેગામ સાંભલી મનજી શેઠે બીજીવાર પોતાના બેહુ દીકરાઓને મોકલીને મધરાતની વેળા બેહેરામશાહને કેહેવાડયું કે "અગર કારજ તોડવા ગમેછે તો તોડજો પણ અમસથા આવી જાઓ." બેહેરામશાહે અમસથો જવાને પણ ના પાડયું. તેજ રાતના તેની થયલી ફજેતી તેને સારીપઠે યાદ હતી, અને ઘરમાથી બાહેર નીકલવાનો વટીક તેને દર હતો.

આ નાસીપાસીથી ઘેલા મોદીનુ મગજ ફરી ગયું, તેની બુધી ગોશા જતી રહી અને તે અડધો ઘેલો હતો તેમા પુરો ઘેલો બનયો. જારે બેહેરામશાહાનુ નાઉમેદી ભરેલું કાગજ આવયું તારે મનજી શેઠ ઘણીવાર મોત માગી ચુકયો હતો, પણ બેહેરામશાહે જારે તેના પેગામો વટીક પાછા વાલયા અને મધરાતે ઘેલા મોદીના જવાન બેટાઓ સાથ જવાને પણ ના પાડયું તારે તો હવે ઘેલા મોદીને તેની દુખી જીંદગી વધારે અકારી થઈ પડી.

પણ આ સરવે નાઉમેદી સાથકી હતી? નહી કે ફકત પોતાની દીકરીના કારજનેજ થકી, નહી કે બેહેરામશાહને એક લાએક ઓરત બખશી તેને શુખી કરવા થકી. આ નાઉમેદી ઘેલા મોદીને પોતાને થકી ઉપજી. બેહેરામશાહની જુદાઈમાં તેણે પોતાના સઘલા લાભ ગુમાયેલા ધારયા. પઈસાદાર જમાઈ લેવામા તેનો મોટો લાભ એ હતો કે તેને થોડાક પઈસા મળવાની આશા હતી. પઈસા તેને એટલા માટે જોઈતા હતા કે તેને માથે કરજ ઘણું હતું. બેહેરામશાહ જેવાને જમાઈ કરવો એજ પોતાની કરજદાર હાલત સુધારવાનો રસતો તેને માટે રહેલો હતો. તેના માંગનારાઓના તગાદા છેલા દીવસો ઉપર ઘણા વધી ગયા હતા અને જે વખત જાય તેમાં તેની મીલકત જપત કરી તેને બંદીખાને નાખવાને તેઓ ધાસતી આપતા હતા. બેહેરામશાહને જમાઈ કરવાની તેની સઘલી ઉતાવલનો શબબ એજ હતો. અફસોસ! કે એ માઠાં ભાએગનો શખસ પોતાની દીકરીને ગોયા વેચાતી આપીને તેની કીમતમાથી પોતાનુ કરજ ફીટાડવાને ઘણો અધીરો થયો હતો.

પણ તેની એ સઘલી ધારણા ધુલ મળી, તેનો પલાન સઘલો ખોટો પડયો, તારે હવે કંટાલેલી જીંદગીથી છુટવા, માગનારાઓના તગાદામાથી બચવા, કુટંબની ફજીએતી અટકાવા, જે ઉપાય હીચકારાઓમા સાધારણ છે, તેજ તેણે પણ કીધો.

પાછલી રાતે, છુપી રીતે, ઉંઘમાથી ઉઠી તેણે કામ ફતેહ કયો અને થોડા વખતમાં તેનુ કલેજુ કાપી નાખનારાં દરદની બુમથી જાગી ઉઠેલાં તેના કુટંબીઓ આગલ એ કમનશીબ શખસે આ પાપ કબુલ કરી સહવાર પડતામાં પોતાનો પરાંણ મેળયો.

અફસોસ! અફસોસ!

---

પરકરણ ૯૬ મું.

વીલર એટલી થાકેલી હતી કે પોતાના ગામમા ચાલીને કેમ જવાશે તે બાબે તેને પોતાને ખાતરી નહી હતી. તે જેમ તેમ ફસડાતી અને ઘસડાતી નદી કીનારા વેરતો આવી, પણ સારાં ભાએગે તેવામા તેને પોતાને ગામ જતું ઘાસનુ એક ગાડું મળયું, જે ઉપર તે ચંદી બેઠી અને રાતના ખાવાના વખતમાં નાઉમેદ અને નીરાંધ થયલી તે ઘર જઈ પોંહતી.

પણ હીઆં ભોલો દોલો તેની આગમચનો આવેલો હતો. ગ્રાંડ હોટલથી તેનો છુટકારો કીધા પછે ધનજીશાહ શેઠ તેને પોતાને મકાંને બોલાવી ગયા હતા, પણ દોલા ઉપર એટલા ફેરફારો વીતયા હતા, એટલાં ગુંથના પડયાં હતાં અને એટલા ગજબો ઉતરયા હતા, કે તેની હાલની હાલતમાં તેને આરામ જોઈતો હતો અને વળી આ સઘલી બીના તેના ઘરમા કેહેવા જોગ હતી, માટે ધનજીશાહ શેઠને ઘર જવાને બદલે પોતાના ગામડીયાં ઘરમા જવાનુ તેણે પસંદ કીધું, જાંહાં તે પોતાની માતાની આગમચ આવેલો હતો અને પોતાની ખરેખરી વાહાલી તથા નીરદોસ સોબતન રતન આગલ પોતાપર બનેલા સઘલા બનાવ કહી ચુકેલો હતો.

તેવામાં વીલરને સુજી આવેલાં કપાલ તથા છોલાયલા ગાલ સાથે કંગાલ અને ચીંથરડી હાલતમા આવેલી જો વાથી આ બંને જવાનો અચરત થયાં. પેહેલા પેચ્ચારના ઉભરામા વીલરે પોતાના દીકરાને કોટી કીધી અને દોલો પણ ચાંપીને પોતાની માને ગલે વલગયો; પણ તેવામાં વળી તેણીની આજની હેરાનગારી યાદ આવી અને તે હેરાનગારી સઘલી આ કમબખત દોલાને ખાતર હતી એવું તેને યાદ આવયું, તારે વળી વીલર પોતાના દીકરાના પાસાંમાથી છછનીને છુટી પડી અને તેને ગાલેગાલ દેવા લાગી.

ચપલ ચાલની રતને આ વખતે પોતાની માસીને ઠંડી પાડી અને જારે વીલર નરમ પડી તારે પુછયું કે "મા હી, તારાં કપાલપર આ ઢીમાં કેમ ઉઠેલાં ને તારા ગાલ કોણે છોલી કાઢેલા?"

"વળી કોણે?" વીલર ચીરડાઇને બોલી "પેલી રાંડ ડાકણ ચાંદણેજતો. એ મરે રાંડ દુખની દેતી. દોલા, બધાંતો કેહેજ તું તેની સાથ પરણેલો?"

"હા મા હા" આમ કહી દોલાએ પોતાનો સઘલો હેવાલ બીજીવાર પોતાની મા આગલ કેહેવા માંડયો.

વીલર આ સઘલા હેવાલની વચે દોલાની મુરખાઇ ઉપર તેને વારેઘડીએ ગાલો દઇ ઉઠતી અને પોતાનો હેવાલ પુરો કરવા પછે દોલાને ફરીઆદ કરવાની ફરજ પડી કે "મારાં નવાં ઘરમાં મેં માર ખાધો, ને નવી બાયડીથી ગાલો ખાધી, પણ મારાં આ જુના ઘરમાં હું મકુંજે મારા ઉપર પેચ્ચાર થશે, પણ હંઇબી તેવુંજ છે, બલકે વધારે ગાળ ખાવા હું હંઇ આવેલો દેખું."

"પણ કેહેતી, મરી ગયા, તને ગાળ નહી દઉંતો કુલ ગુઠું" વીલર પોતાના દીકરાને કેહેછે "મુવા પુછની રતનને કે તારાં લગનની વધાઇ સાંભલી તારે હું હરખથી તું બાણી દોડેલી કે નહી? પણ તેનો બદલો શું મળયો તે આંખ ફોડીને જો, ને એ બધું તારે થકી, તું મરે, કેમકે તારો માલ તું નહી સાચવી શકયો."

"જો માં હું કહું—"

"મુગો મર ઉનબખ. વળી જારે હું મનજીશેઠને ઘર ગઇ તારે જોઉં છઉં તો તાંહાંની તારી નોકરી પણ ગયલી."

"તેમા શું થયું?"

"શું થયું? મુવા-મેંટ, ચાકરી ગઇતો ગઇ પણ શેઠબી ગયો. તેના મોતની વખતે તારી ચાકરી હતેતો કાંઇબી ફાયદો થાત. કાંઇ નહી તો શેઠ વશીએતમા તારૂં કાંઇ નામતો પાડી જાત. પણ મુંવો તું મારે માથે પડેલો તે મારા આંગલનુ નશીબ સાથેનુ સાથે."

"શું માં શું? મનજીભાઇ શેઠ મરી ગયો?"

"હા-ને તારો વારસોબી ગીઓ, કાંઇબી આપતે. પાંચ પઇસાનુબી નામ પાડતે."

"ગરીબ બાપલો શેઠ!"

"કેવો મજેનો વારસો! પણ તેની તું રાખત કે? મુવો તું જાલવીનો જાણતો. ગરીબ હાલતમા પઇસાદારની દીકરી મળી તે તારાથી નહી જળવાઇ."

"પણ હું શું કરૂં માં? મારો શું વાંક?"

"મુવા, જેમ બીજાં બધાં કાંમમા તેમ આમાં પણ તું એ ધુંગાલો કીધો."

"શું ધુટાલો કીધો? અને તે કેવી ગમેલી—"

"ધુલને ઢેફાં."

"મેં કેવાં માનથી વાત કરેલી."

"તુટી પડ તું ધણીનો થતો!"

"મેં તેની સાથ કાંઇ છુટ નહી લીધી."

"એવાન મોટી થતાના સકાર!"

"મેં તેને કહયું કે બેહેન હું તારે લાએકનોતો નથીજ. મેં કેવી લાએકી કીધી?"

"લાએકી! અરે તારી લાએકી જાય જહાંનમની ખારમાં. મુવા એ લાએકી નહી કીધી પણ તે ઢાકણને ખાએકીતો કરવા દીધી."

"તેણે મારી ઉપર તરણ પગનો મારનીઓ ઉંચકયો તારે હું કરૂં શું?"

"પણ મુવા, તારા પગ કાંહાં ગીઆતા?"

"ને તેવામા બેહેલો બોગો લુછાઓ સાથ આવી લાગેલો."

"બેહેલો બોગો ને તું બેહુ જણ કોટી કરીને સાથે મરો. તું મરે નામનો ડુબાડતો. પણ કાંઇ ફકર નહી. હું સરકારમા જઇને લડશ. રાંડ ચાંદણની કોણ દરકાર કરેછે? પણ તેના પઇસા, તેનું જુપડું, તેનુ ખેતર સંધુ મારૂં થયલું તે મને મળવું જોઇએ."

આ પરમાણે વીલર પોતાના હકને માટે એકવાર પાછી ઉમેદવાર થઇ હાથ અને પગ અફાડેછે, તેવામાં એક પડોશણ નામે જીવી સુથારડી ઘણા ઘબરાટમાં આવી અને વળી આવીને તેણીએ બારણાને અંદરથી સાંકલ દીધી, જેથી વીલર, રતન અને દોલો તરણડે જણ અચરત થયાં.

વીલરને આ નવી ઇનતેજારી થઇ. તેણીએ ઉતાવલથી પુછયું "કેમ બાઇ જીવી, અતારે કાંહાંથી આવી ને બારણું કાંએ હંકયું?"

"હું કહું વીલરબાઇ? આ તારી ભાંનજીનો જીવ બચાવા હુંતો આવેલી."

"શું? રતનનો જીવ બચાવા? એ શું બકેછે? તે કાંઇ આંગણે પડેલી શું?"

"પણ તમારા ઘરમા એ રેહેવાની કે?"

"કાંએ નહી? અલબત રેહેવાની."

"નહી વીલર તમે ભુલેલાં. તમારી રતનને કાહાડી લઇ જવા મોટું ટરકટ થયલું દેખું, તે હાંભલીને હું દોડી આવી છઉં. વેકો, વેહેલાં થાઓ, ને એને કેધે હંતાડો."

આ વાત સાંભલી બીચારી તે કાચી કલીના સરખો બાહાર આપતી ગામડીઅન કનયા અતીઅંત હેલતી ગઇ અને રડવા લાગી. પણ જીવી સુથારડીએ કહયું કે "રડવાથી ઓર તું પકડાઇ આવહે. તરણ ખપતા પોશાગીરો રતનને ચોરી લઇ જવા આવેછે, તેઓ માતર વેહેલા આવી લાગેલા તેથી રાત મોડી થવાની રાહા જોતા મોટા વડ તલે બેહેલા, તે હંપ કરતા હતા તે હાંભલીને હું દોડી આવેલી. હાએ હાએ! આ પોરી આપડામાં આવી પડીતો. રાંડ હું કાંમ એટલી ખુબહુરત ને દેખાવલી થઇ, કે મોટીડાઓ એને ચોરી લઇ જવા કરે?"

પણ હવે વાત કરવાનો વખત નહી હતો. જે વખત જાયછે તેમાં તેઓને આવી પોહોચવાની વકી હતી, તે

થી બાહાર જઈને કાંઈ ફરીઆદ કરવા અથવા બુમો પાડવા ને પણ બીહીક લાગતી હતી.

તારે ઉપાય શું ? કારણું એટલું નક્કી છે કે એક આંચ કામાં બાગી જશે, માટે તેના ઉપર ભરૂસો રાખેલો ફોકટ હતો.

આ પોરીને સંતાડવી જોઈએ. પણ તારે ચોરો આ વીને પુછશે કે રતન કાંહાંછે ? તો જવાબ શું દેવો ? તેઓ આવીને બધાંપર જુલમ પાડશે અને રતનને પાતાલમાંથી બી શોધી કાહાડવા વના રેહેશે નહી.

વધારે સરસતો એકે રતનને સંતાડવી, પણ તેને બ દલે રતન તરીકે કોઈ બીજું ઉભું કરવું, જેને ચોરો રતન તરીકે ચોરી જાય અને એ રીતે ખરી રતન બચી જાય.

પણ એવું બીજું કાંહાંથી લાવવું ? જીવીએ સલાહા આપી કે કોઈ નહી પણ દોલોતો છે. દોલાને રતનનો પો શાક પેહેરાવવો અને ચોરો આવે તારે રતન તરીકે તેને હાજર રાખી ખરી રતનને છાંનાના ઢગલા તલે સંતાડવી.

આ ઉપાય ખાશો હતો, પણ રતન અને દોલો બંને જણ ધબરાવા લાગાં.

રતન છાનાના ઢગલા તલે એકલી સંતાઈ રેહેવાને બીહીતી હતી, દોલો રતનના પોશાકમાં ચોરો સાથ જવાને બીહીતો હતો.

તે વખત ઉપર ગુજરાતમાં ચોરાંનું અને લુટારૂં ઘ ણું ચાલતું હતું. જે જાસતી ભરેલો અપરાધ વીલરના ઘરમાં આજ ગુજરવાનો હતો, તેવા અપરાધતો ગુજરાતના ગરગાંમડાંઓમાં સાધારણ હતા. પુરાતન સુરત થોડાજ વખતનું ઈંગરેજના અમલ તલે આવેલું હતું અને તે વ ખતના હાકમો તથા અમલદારો કામના કરતાં જેવાના વ ધારે હતા. ગાંમોમાં હથીઆરબંધ પીંઢારા ચટી આવતા અને એકુ બે કલાકમાં ગામના ગામ લુટી તથા નાના પરકા રની જાસતી ચલાવી નાહાસી જતા હતા. તે સઘલી જા સતી આગળ બીચારી રતનને ચોરી લઈ જવાની આ જા સતીતો ઓછી હતી.

દોલાએ કહયું કે "મને ચોરો તરત ઓલખી કા હાડશે."

પણ જીવીએ જરા ધમકાવીને કહયું કે "પોરા હીમ ત રાખની, તુંબી મારીડો થઈને હું હાંજા મુકી દીએ ? જરા ઓહીઆરી રાખહેતો હઉ પાધરૂં ઉતરહે."

દોલામા હીમતની કાંઈ તંગી નહી હતી. પણ તે બોલયો કે "દુરથીને દુરથી હું તે લોકોને ઠગીશ પણ અને હાથ લગાડતાંવાર તેઓ પાંમી જશે."

"અરે હાંનો બીહા કરતો ?" જીવીએ વધારે ધમ કાવયો "વખત અમયો કાઢી નાખેચ. તું જોતો ખરો, રૂ ને ચીંઢડાં દાબીને તુંને એવો પોચો બનાવીએ કે તું પો તે પોતાને બઈરીજ હમજહે. ચોરો કાંઈ તુંને ઓળખવા નાનથી. આ પોરીપર મુવા જેનો દોલો ઓહે કેની તે પોતે આવવાનો નહી, એટલે ચોરો હું જાણે કે ખરી રતન કેઇ ? ને વળી રાત અંધારી છે, બધા છાકટા છે એટલે ઠ ગાઈ પુરી થાહે."

દોલાના દીલમા રતન તરફની સઘળી દયા ઉસકેરવા, ધાસતી દુર કરવા અને દોલાની તોફાની ખાશીએતોને જ ગાડવાનો આ તંકરાર બસ હતી.

હવે તેની મા વીલરે જરા ધાસતી બતાવી. "ચોરો એને મરદ તરીકે શોધી કાહાડશે તારે એને મારી નાખશે."

"છટ–છટ. મુવા ચોર બીહીકના એટલા હોય કે ખુનતો નહી કરે."

પણ દોલાએ છાતી થોકીને જવાબ દીધો. "મારી કે મ નાખશે ? મારી નાખશે તેની અગાઉ હું તે લોકોને મા રી નાખશ. ને મને મારી નાખશેતો શું થવાનુંછે ? મરી જવશ એટલુંજ કે ? હું મુવોતો શું ને જીવયોતો શું ? મા હું તારે કામનોતો નથી, ને રતનની ફજીએતી કરતાં મારો જી વ ગયલો ભલો."

અંતે દોલાને બઈરીનો પોશાક પેહેરાવા માડયો, પણ તે ગંઢાયલા, પોહોલા, ઓહોલા મરદની નાજુક, નરમ, અ ને સરવેંગમથી ગોળ ઓરત બનાવવી એ શેહેલ કામ નહી હતું. તેના ખભાં ગોલ કરવા સારૂં, તેની છાતીને ઉપસા વા સારૂં અને એવાંજ બીજાં કારણોસર ચીંઢડાં એટલાં ખપપાં કે ઘરમા જેટલાં હતાં તેટલાં ખલાસ થયાં, અને તોપણ બીજાં જોઈતાં હતાં; માટે હવે તેઓએ દોલાના કપ ડાંમા ઘાસ ભરવા માડયું. તે ઘાસ માતર વીલરના ગાએ તથા બેલના છાપરાંમાથી આણયું હતું અને દોલો એટલું જ માહાતો કે એ ઘાસ જરા સોજું અને સુગંધી હોત, કે મકે તેની સાથ છાનનો વાસ ઘણો ભેલાયલો હતો.

---

## પરકરણ ૮૭ મું.

ઝપાટામા દોલો રતન બની ગયો અને હવે ખરી રે તનને છુપાવાનો વખત આવયો. તે નીરદોશ કુંવરીએ છાનાના ઢગલા તલે એકલી ભરાવાને બીહીકથી ના પાડયું, માટે જીવી તેની સાથે જઈ બેઠી અને તેઓએ અવાજ ઉપ રથી પારખયું કે થોડાવારમા બારણા આગળ એક ગાડું આવી ઉભું તથા તેમાના માણસો જુપડાંના બારણાને એક આંચકામા ઉંઘાડી નાખી અંદર આવયા.

તેઓએ વીધવા વીલરને પોતાની ભતરીજી સાથ બેઠે લી જોઈ અને તેઓમાના એક જણે આગળ જઈ "બેઠે ન શું કરોછો ?" કરી વીલરને સવાલ પુછયો અને કોઈ આગળી ઓળખાણ હોય તેમ વાતે બેઠો.

દોલો તરત ચેતી ગયો. આ આવાજ કોઈ નહી પ ણ માકાદારૂ- ઝીઠાઈ વાળાનો હતો, જે જોકે આ વખતે મોબેદનો પોશાક કાહાડી ગુજરાતી મુસલમાનના લેબાશમા હતો તોપણ દોલાની ચેતન શકતીથી તે છુપયો નહી હતો.

બીજા બે જણ પણ દોલાની પોછાણવાળા હતા અને તે કોઈજ નહી પણ ગઈ રાતે દોલાની ઉપર હાથ ચલાવનાર, તેની પરણેઆત બાયડીથી છુટો પાડનાર, તેને ગાડ સાથ બાંધનાર પેલા લુચા તાલીમબાજો હતા.

આ ઉપરથી દીસેછે કે તેઓનો ધંધોજ રાતના ચાલ તો હતો અને તે ધંધો આવાજ નીચ પાપોના મારગ ઉપર હતો. કોઈ બઈરીના મરદને ઉંચકી લઈ જવો ઇચ્છા કોઈ મરદને માટે કોઈ ઓરતને ચોરી લાવવી એ તેમનું ગોખા કામજ હતું.

દોલાનું ઘણું મન થયું કે આ લોકો ઉપર એકદમ ઉલટી પડી તેઓને જેર કરવા તથા રાતના તેને સતાવનાર

તરીકે તેઓને ઉંધાડા પાડી પકડાવવા. પણ વીચાર કરતાં તેને લાગ્યું કે તે ઠીક નહી થશે. આ લોકો એવાં કાંમ સારૂં આવયાછે કે જેમા પોતાના બચાવને માટે તેમજ સાંમાને બીહીવાડવા માટે એઓ હથીઆર લાવયાજ હશે. વળી દોલાએ વીચારયું કે એઓ કાંહાં લઈ જાયછે અને કોણ પાસ લઈ જાયછે તે જોવા જોગ છે. માટે તરત વેળા તે ખામોશી પકડી ગયો, પણ ઓરત તરીકે જાણે ઘણો બીહીતો હોય તેમ પોતાની માની પછવાડે ભરાઈને બેઠો.

ચપોચપ તરણેકે જણ આવીને સામાં ઉભા છતાં વીલર જાંને કે મુદલ બીહીતી નહી હોય તેમ પુછવા લાગી કે "તમો લોક કોણછો અને આ રાતને વખત શું માગોછો?"

"અમોને કાંમ છે બાઈ હીઆં કાંમ છે." માકાદારૂએ જવાબ દીધો.

"કામ? શું કામ? ગરીબના ઘરમાં રાતની વેળા કાંમ કેવું?"

"ઓ હો! જાંને લખાપતીની દીકરીજતો! વીલરબાઇ કાંઈ તાંણુમાન્જ છો! આવવાં જોઈતાંતાં પઈસાદારને ઘરે, પણ આવયાછ ગરીબને તાંહાં."

વીલર ઘબરાઈ ખરી, પણ તોબી હીમત મુકી નહી. "વારૂ હશે. પણ તમો કહોછો શું! હીઆંથી નીકલો. આ ઘર કાંઈ પઈસાવાલાનું નથી."

"વીલરબાઈ તાંણ કરોછોની પણ આ દીઠું કે?" આમ બોલતાંજ માકાદારૂએ એક નાહાનું કોઈતું કાઢી દેખાડયું અને વીલરે ખરી બીહીકથી ગુંગલાતાં ચીસ પાડી તારે દોલાએ વગર બીહીકે અમસથા ઢોંગ કીધા.

પણ માકાદારૂએ ધીરજ આપી. "બીહો ના. આ કોઈતાંની વેહેતી ધાર નાહક તમારાં દીલપર નહી ચલાવશું. તમે ફરજ પાડશો તોજ કરશું. તમે બુમ ચીસ નહી પાડશો તો કાંઈ થશે નહી."

"પણ બાપા હું ગરીબ વીધવા છઉં."

"બાઈ તું પઈસે ગરીબ છે, પણ બીજી વાતે પઈસાદાર છે. તારી પાસ એક ઝવેરાત છે, એક નંગ એવું છે કે પાદશાહના ખજાનાં કરતાં સરસ. તે નંગ થોડો વખત અમોને આપ અને અમે તને છેડશું નહી."

જાને હજી કાંઈ સમજી નહી હોય તેમ વીલર બોલી, "નંગ, નંગ શું! તમને કોઈએ વાહયાછે."

"નહી બેહેન, જો આ રહયું તારૂં નંગ" આમ કહી આ સરકસ ચોરે હસી રતનના પોશાકમાં બેઠેલા દોલા તરફ આંગલી કીધી.

દોલો જાને બીહીતો હોય તેમ ઓરતના જીના અવાજે "ઓ! ઓ!" કરી વધારે ઉંઆં કરવા લાગો અને પોતાની માને વધારે વલગવા લાગો.

વીલરે ઢોંગથી પુછયું "ઓ મુવા રાનખીઓ તમે શું માગોછો? ઓ તમારી આંખમાં ફુલાં પડે, મોતીઆ પાકે, છાતી બંધાય, મુવા નીમ નજરના આંધલાઓ."

"બેહેન, તારે ગમે એવી ગાલ દે. પણ આ છોકરીને અમે લઈ જવાના." ભરાતા ફરતા દોલા આગળ જઈ માકાદારૂ બોલવા લાગો, "ચાલ રતન, બેહેન ઉઠ. નાહાસેછે કાંહાં? જવાની કાંહાં છે? મુગી મુગી તાબે થા, નહીતો જુલમથી લઈ [illegible]"

દોલાએ ઉંઆં કરયા કીધું અને વીલર સાંમી નહી થાય તથા બુમ નહી પાડે માટે બે જણ તેને ધરી રહયા. માકાદારૂ એકલાએ દોલાનો હાથ ધરી તેને ધસડવા માડયો અને ધસડાવાનું દોલ કરી દોલો ખુશીથી ચાલવા લાગો. તે પોતાની માને માસી! માસી! કરી હાંક મારવા લાગો અને તેની મા "ઓ મારી રતન! મારી રતન!" કરી બોલવા લાગી, અને આવા ઢોંગ તથા ગડબડ વચે દોલાને ગાડાંમા બેસાડી તથા તરણેકે જણ તેમા ચટી બેસી ગાડું હંકાડી ગયા.

---

## પ્રકરણ ૮૮ મું.

ગાડાંમા આ લુચાઓ દોલાને રતન સમજી ઘણું માન આપવા લાગા. તેઓ માતર ફરમાવેલા બંદા હતા અને ચોકસ હુકમ બજાલાવતા હતા, જે હુકમ રતનને રસતામા જેમ બને તેમ રાજી રાખવાને હતો તથા કોઈબી રીતે તેણીને કુહુરવવા ઈઆ ખીજવવાનો નહી હતો, એ સઘળું માકાદારૂ તથા તેના સાથીઓની નમનતાઈ ઉપરથી દોલો સમજી ગયો હતો.

ઉપલા ધણીઓ તેનાથી મલાહાજા ભરેલા તફાવતે બેઠા અને દોલો જારે ઘણી હેબત બતાવા સારૂં એક બોલ બોલવા વના કાંસકરાંજ કરતો તથા હાય અફસોસની નીશેશ પાડતો તારે આ લોકો તેને ધીરજ આપતા કે "બાઈ, તું બીહીના. તુંને કશું દુખ થવાનું નથી. તુંને અમે સારે ઠેકાણે લઈ જઈએ. તારે માટે એક એવો મરદ પેઆરથી જલેછે, કે જે તારી સાથ લગન કરી તુંને ખુશી કરવા વના રેહેશે નહી." પણ દોલો જાંને એવું કશું સમજતો નહી હતો. તે રતનના જેવો જીણો સાદ કાઢી બોલતો કે "ઓ માંહી! ઓ મા, ઓ મારી માહી, મને ઘર લઈ જાઓરે, ઓ—આં" ઈતીઆદી.

માકાદારૂ અને તેના સોબતીઓ આટલા તફાવતે રહયા તેનું એક બીજું કારણ હતું. દોલાનું દીલ એટલું ગંધાતું હતું કે તેઓ સઘલાને નાક દાબીને બેસી રેહેવું પડતું હતું! આ શોધ કરતાં દોલાને વાર લાગો નહી. તેણે જોયું કે તેના કપડાંમાં ભરેલાં ઘાસમાંથી છાનનો વાસ નીકલેછે તેથી તેને ચોરી લઈ જનારા ચોકીબાંનો કંટાલી ગયાછે. આ વાતનો લાભ લઈ દોલો, હાએ અને અફસોસનું ઢોલ ઘાલી તેમને કંટાલો આપવા વારેવાર તેમની છેક નજદીક જતો અને માકાદારૂને બોલવાની ફરજ પડતી કે "અરે તોબા! તોબા! બાઈ જરા પેલીગમ બેસ. બાઈ, તું અમારી તરફ તારૂં મોહડું ના લાવ."

આ ચોરો પોતપોતામાં હરસે વાત કરતાં અચરત પણ થતા કે જેને માટે તેઓ આ બાપડી ચોરી જાયછે, તેણે દીવો લઈને કેવું ગંધાતું નંગ શોધી કાહાડયુંછે!

માકાદારૂ કેહેતો કે એતો એનાં કપડાં વાસ મારેછે. તારે વલી બીજો બોલતો કે "ના એ વાસ એના દમનો છે, તમે જેહેરી દમવાલાં માણસ સાંભળયાં નથી. આ પોરીનો દમ સઘલો જેહેરો છે." એ ઉપરથી વળી તરીજો ચોર દયા ખાતો કે "કેવી ખુબસુરત છોકરી છે, ને ખોદાએ તેના મા કેવી એબ મેળીછે! જાંહાં છે તાંહાં એની છાતીમાં ન[illegible]" !!

અને તોપણ પોતાના આ હવાલાને ફુલની ઝીણાશે સંભાલતા, તથા તીજોરીની ઝીણાશે બારીક નજરે ચોકી કરતા તરણ ચાર કલાક પછે તેઓ ધારેલે ઠેકાંણે લઇ આવયા અને છેક મધરાતના શીહા અંધારાં વચે એક મોટાં મેદાંનમાં ગાડું ઉભું રહયું.

દોલાએ હીઆંબી જરા તોફાન કીધું. તે ઉતરવાને ના પાડી ગાડામા ફસડાઈ બેઠો અને માકાદારૂએ પોતાનુ નાક દાબીને ઘસડવા સીવાએ તે ઉતરયો નહી.

હવે વળી દોલાએ વધારે ધબરાટ દેખાડવા એક નવો ઢોંગ લગાવયો. ઓ! ઓ! કરી દસકાં ખાવાની રીત વાપરી અને જાંણે હીસટીરીયાનો મરજ હોય તેમ અદગરી ઉપર અદગરી ખાવા લાગો.

તેણે આસપાસ નજર કરતાં જોયું કે તેનુ ગાડું પેલા ડુંગરાઓ તરફ આવયું હતું, કે જાંહાં પેહેલાં તો દોલાનાં ચોરેલાં કાગજ વીશે સંપ થતો હતો અને પછે કોઈ ઓરતને ચોરી લાવવાની વાત ચાલી હતી. તે ઓરતને મેળવવા સારૂં હીરાં ભરૂચીનો ભાઈ બેહેરામ ભરૂચો ઘણો મુંજાતો હતો અને માકાદારૂએ તેને તે ઓરત મેળવી આપવાની કબુલાત કરી હતી. તે ઓરતનુ નામ બીજી બોરદુના પવનને લીધે દોલાના કાન ઉપર આવતું નહી હતું, પણ હવે દોલાએ જોયું કે જે ઓરત વીશે તેઓ આટલી છુપી ગુંજ સુંજ કરતા, તેતો ક્યેથી તેની મશીઆઈ બેહેન રતન ઉપર તરાપ ધારેલી હતી અને રતન તરીકે દોલાને હવે હીરાંના ભાઈ આગળ લાવવામા આવયો હતો.

ગાડું ઉભું રેહેતાંનેવાર હીરાં ભરૂચી પોતાના ભાઈ સાથ રતનને સાંમી લેવા આવી એટલે દોલાની ઉપલી સઘલી અટકલ ખરી પડી.

તેઓની આગલી પીછાણ ઉપરથી દોલાએ એટલું તો ધારી રાખયું હતું કે રતનને બદલે તેને ઓળખવા પછે સઘલાઓને હાથે સજાડ કેસરી તો તેના કીસમતમાં છેજ.

હીરાં ભરૂચીએ ઘણાક મકર લગાવયાં. "ઓ આવરે રતનબાઈ. ભલે આવીરે મરૂં. અખઈ થઈને જીવ જોરે મરૂં."

દોલાના સારાં ભાએગે બેહેરામ ભરૂચા સીવાએ રતનને ઓલખનાર હીઆં કોઈ નહી હતું. બેહેરામે પણ તેણીને એકજ વખત જોઈ, તેનીસે જાસતીથી પરણવાનું મન કરયું હતું, પણ વળી તે બેહેરામ ભરૂચો રાતની ઉલટમા દારૂ પી એટલો છાકટો થયો હતો કે તેની પુરીપાધરી શુધ ઠેકાંણે નહી હતી. તે પોતાને સંભાળવાને અશકત હતો, પણ છાકટપણામા રતન વીશે ઉલટમા વધારે આવેલો હતો. રતનનું નામ સાંભળતાંજ તે ગાડાં આગળ તેને લેવા આવયો ખરો, પણ દોલાના એકજ આંમકામા તે ગબડી ખાતો બલદીઆના દીલ ઉપર પડયો જાંહાંથી તે બલદની લાત ખાતો સેજ બચી ગયો.

અને તોપણ દોલાએ બીહીક, ગુસો, લાજ, ધીકાર વગેરે દેખાડવાનો ઉપાયમા ઉપાય અદગરી અને હાય અફસોસ કરયા કીધો. હીરાં ભરૂચીએ તેને ઘણીબી ધીરજ આપી કે "રતન મામે તું બીહીના. ઈઆં તું સલામત છે. તુંને શું થઈ આએબું તે સમજાવ. તુંને આ ભેવકુફોએ રસતામા કાંઈ દુખ આએબું! કેમરે બચાજીઓ તમે એ બાઈને બરાબર નઈ લાએવા?".

બેહેરામ એકવાર પાછો લપેરા ખાતો રતન આગળ આવયો, પણ તેને પાધરો રાખવાનું બેવડું કામ હીરાંને માથે આવી પડયું. તે બોલી કે "બાપ બેરાંમ, અવે છેક ચાએલો કે! જરા સુધલો ઠેકાંણે રાખ. એટલોબધો સેનો ઉલટમા આએવો! રતનબાઈ તું બીતીના. એતો તારી સલામતી લેતાં લેતાં છાકટો બએનોછે. ખાતરજમા રાખ કે એના જેવો બીજો માટી આખી ધુનીઆંમા નઈ મળશે. એ તારી ઉપર બેનનો જીવ કારી આપશે. હમણાંતો જરા લીંગેલ છે."

આ સઘલા ધીરજના શુખનનો દોલાએ થોડીક બીજી અદગરીઓથી તથા હેબતનાક ચીસોથી જવાબ આપયો.

"વળી બેન! તુંને કહુંછ તું બીહીના."

દોલાએ ચીસ પાડી. "આઉ! આઉ!"

"અરે રે રે—આ પોરીતો બઉ બીકની છે. બાપરામ, હવેતો તું આવીને સમજાવ, હું નહી જાણું."

એ ઉપરથી દોલાએ જાંને કે હીરાંપર ઘણો વીસવા હોય તેમ બચાવને માટે તે હીરાંનાં પાસાંમાં ભરાયો ને સકા કરવા લાગો. "ઓ મુઈ, હું મુઈ."

"હવે કેવી ધાઈ થઈ, રતનમાએ, જોની તારાં લગ કીધા વગર મારો ભાઈ તુંને હાથ નહી લગાડશે."

દોલાએ વલી અદગરી ચલાવી. "હીઉક! હીઉક!

"અરે પણ બીહીનાની. આજે કાંઈ નથી થવાનુ જે થાશે તે કાલે હવેતો બસ!"

બેહેરામના લપેરા એટલા વધતા ગયા કે આગલી ઉદ સઘલી ભુલી જઈ તે ઉંઘતી ફરીઆદ કરવા લાગો.

માકાદારૂએ તેના આ છાકટપણાને માટે તેને ઘણે વગોવયો. "મુઓ તું બઈરીનો કરતો. કોણ તારે નાં આવીને રડશે? તારે ખાતર મેહેનત કરીને આ રમકડું ચકી લાવયા તારે તું એવો તઈઆર બનયોછે કે કોઈ દાણુખી તું પર થુંકે નહી."

આ સઘલી શીખામણ બેહેરામે ઢોરની હાલતમાં રબલી અને તેના ઉપર અસર પણ ઢોરના જેટલી થઈ માટે હવે માકાદારૂએ એકજ રસતો બતાવયો. તેણે હીરાંને કહયું કે "પેઆરી હીરાં, રતનબાઈ આજે થાકેલાં ઘણાં છે માટે હમણાંતો તું એને તારાં જુપડાંમાં લઈ જઈ તારી રશે સુવાડ અને આરામ આપ, પછે સહવારની વાત સવારે થઈ રેહેશે."

હીરાંએ પણ એજ ઉપાય દરૂસત ધારયો, માટે દોલને હાથમાથી જાલીને તે પોતાના જુપડાં તરફ ચાલી અને માકાદારૂ પોતાના સોબતીઓ સાથ છાકટા બેહેરામ ભચાને ઉંચકીને થોડેક દુરના બીજાં જુપડાંમા સુવા ગયા.

અતારસુધીતો દોલાનો બચાવ થયોછે, પણ હવે શુ રસતો? હવે તેનો બચાવ કેમ થશે? હવે તે ઓરત તરીકે પોતાને કેમ ચલાવી દેશે? જારે હીરાં તેને ઉપરના કપડ ઉતારવા કેહેશે, જારે પોતાના પાસાંમા તેને સુવા કેહેશે તારે કેમ થશે?

આપણ કાંઈ પણ અટકલ કરી શકતા નથી. વખત ઘણો બારીક આવયોછે.




## છાપાની બનાવટ.

છાપાની શોધની અજાએબીઓ ગયા અંકમા તપાસવા પછે હવે છાપાની બનાવટ ઉપર આવીએ છઈએ અને તેમા વીદીઆ હોનરની ઘણી અજાએબીઓ સમાવેલીછે.

નામાકીત ગટનબરગે એકેક હરફનો એકેક છુટો છાપો બનાવાની પેહેલ વેહેલાં શોધ કીધા પછે ૬૦ વરશમા યુરોપના ૨૫૦ શેહેરોમા છાપાખાના ફેલાઈ ગયા તે કેવા છાપા હતા. આસરે ૧૫૦૦ ના શાલમા સકાટલંડ ખાતે, ૧૫૫૧ માં આયરલાંડ ખાતે, ૧૬૩૮ મા અમેરીકા ખાતે, છાપો પેહેલ વેહેલો દાખલ થયો, પણ તે કેવો છાપો હતો?

ગટનબરગના વખત કરતાં તે ઘણો સંપુરણ છાપો હતો. ગટનબરગના વખત કરતા છાપાની બનાવટમા ઘણો સુધારો થવા પછેજ એ કળા સઘલા દેશોમા દાખલ થઈ. ૧૪૪૦ મા છુટા છુટા હરફના છાપા ગટનબરગે પેહેલ વેહેલા બનાવયા, અને વીસ વરશમા તેની એ નામીચી શોધ જાહેર થઈ, તેટલા વખતમા છાપાની બનાવટમા જેટલો સુધારો થવો જોઈએ તે થઈબી ચુકયો!

એ રીતે છાપાના માતર ફેલાવાનીજ નહી, પણ તે સાથે છાપાના સુધારાની ઝડપ પણ ઘણી અજાએબ જેવી છે. ઉપલા પંદર વીસ વરશમા છાપાની બનાવટ એટલી સુધરી ગઈ કે જાને તે ગટનબરગની શોધજ નહી હોય. ગટનબરગ પછે એ શોધના બીજા દાવાદારો નીકળયા તે સુખીઅ એ સુધારામાં ભાગ લેવાને લીધેજ નીકલયા.

એવો તે સુધારો શું થયો? ગટનબરગના અને પાછલા વખતોના છાપાઓનો તફાવત તપાસવાથી આ સુધારો માલમ પડી આવશે

ગટનબરગે પોતાના પેહેલ વેહેલા છાપા કેમ બનાવયા તે બાબે મોટી તકરારો ચાલીછે—જે ઉપરથી એવું શેવટ માલમ પડેછે કે ગટનબરગના વખતમા દરએક છાપાને હાથે કોતરતા હતા જો કે દરએક છાપો એકેક હરફનો જ હતો, તોપણ એ એકેક છાપા ઉપરનો હરફ કોતરીને તે છાપો બનાવતા હતા

ગટેનબરગે પેહેલ વેહેલી શોધ કરતાવારજ તેનુ કારખાનું ઘણું મોટું થઈ ગયું, તે પંદર વરશે એકજ ચોપડી છાપી રહયો, અને તે ધંધામા તદન ખુવાર થઈ ગયો તેની એ ઉપરથી આપણને સમજ પડેછે. એકેક ડીબું હાથે કોતરવાનું કામજ એવું છે કે તેમા દીવાલું કાહાડવા સીવાએ બીજો રસતોજ નહી હોય.

એકેક હરફનુ પાછલથી શોધી કાહાડેલું છુટું ડીબું ઘણા હરફોના આગલા એક સામટા ડીબા ઉપર મોટો સુધારો છે, પણ જો એકેક હરફના ડીબાંને છુટું છુટું કોતરવાનુ હોયતો લેવા ગયા પુત ને ખોહી આવયા ખસમ, તેમાની વાત થાય! એથી મેહેનત વધે, ખરચ વધે, વખત રદ થાય, અને એટલો કંટાળો વધી જાય કે ગટનબરગની આ શોધથી મોટો સુધારો કોઈ નહી કેહે

છુટા છુટા હરફોના છાપા સેકડો કામમા પાછા આવી શકેછે, પણ જો તે દરએકને હાથે કોતરવો પડેતો તેના કરતાં આગલા જમાનાનું પેલું ઘણા હરફોનું એક સામટું ડીબું કોતરવાની મેહેનત ઘણી ઓછી હતી, તો જોકે તેવું મોટું ડીબું એકવાર છાપયું કે પછે બીજાં કામ સારૂં રદ થતુ હતું. એવી રીતે એકક છાપો કોતરવાની મેહેનત એટલીબધી છે કે એક છાપાખાંનાવાળાનો આખો જનમારો તેમા અટવાઈ જાય

વીચાર કરો કે એકજ લખાણમા એકેક હરફ કેટલી વાર આવી જાયછે એ ઉપરથી એકેક હરફના ફકત સો

સો ડીબાં કોતરવાની મેહેનત ગણીએતો સઘળા હરફોના છાપાઓને કોતરતાં કેટલો વખત લાગે ? ગટનબરગે પોતાના છાપાખાંનામા ધાતુના એકેએક છાપા ઉપર એ રીતે હરફોને હાથે કોરાવી અંતે ચોપડી છાપી તારે એ નામીચો નર કોઈ રાખશી મેહેનતનો થઈ ગયલો લાગેછે.

મારે દેખીતુંછે કે એકેક છાપાને હાથે કોતરવાને બદલે કોઈ બીજી બનાવટ શોધી કાહાડવા સીવાએ આ મોટા હોનરનો આટલોબધો ફેલાવો થઈ શકે નહી. તે નવી બનાવટ ગટનબરગ પેછે તરતજ શોધી કાહાડવામા આવી, જે શોધનું માન બીજા બે જરમનો શોફર અને ફાઉસટને ઘટે છે. એ ફાઉસટને ગટનબરગના એકલપેટા ભાગોપા અને જાદુગર "ડાકટર ફાસટસ" લેખે વાંચનારી બાંનુઓ તરત પીછાંણી લેશે.

ગટનબરગ સાથ ભાગ છુટો પાડવા પછે ફાઉસટે શોફરને પોતાનો ભાગીઓ કરી છુટા છુટા હરફના છાપાનો ભેદ દેખાડયો. શોફર ઘણો ચંચલ જેહેનનો અને કળાબાજ હતો, તેણે આ દરએક છાપાને હાથે કોતરવાની મુશકેલી તરત મન ઉપર લીધી અને તેથી છાપાની નવી બનાવટ શોધી કાહાડી.

એ નવી શોધ છાપાને મોલડ (સાંચા) મા ઓટવાની હતી. મોલડની અંદર છાપાનો આકાર ઉતારવો અને પછે, તેની ઉપર તાવેલી ધાતુ રેડવી, જેથી તે ધાતુ બંધાય તારે તેની ઉપર છાપો પડી રેહ અને તે ધાતુના કકડામાથી ડીબુ બનાવવું, એ શોધ શોફરની હતી. એ શોધથી છાપો સંપુરણ અને સવલ થયો અને આજ સુધી છાપાની બનાવટ એજ રહીછે.

ફાઉસટ અને શોફરે મળીને ચાર વરશે એક ઘણી શુંદર ચોપડી છાપી. તે ખરીસટી ધરમના પવીતર ભજનો તથા બંદગીઓની હતી. આ ચોપડીમા ફાઉસટ અને શોફર બંને જણે છુટા છાપાની શોધ કરવાના માનનો દાવો કીધો, પણ તેમા તેઓ ઠગારા સાબેત થયાછે. તેઓને માન એટલુંજ છે કે છુટા છાપાને મોલડમા ઓટવાની કળા તેઓએ શોધી કાહાડી.

એવું માલમ પડયું કે આ ચોપડીની શરૂઆત પણ માઠાં ભાએગના ગટનબરગે કરેલી હતી. એ ચોપડીની એક નકલ વાએનાના શાનશાહી કેતાબખાંનાં મધે હાલ મોજુદ છે. એ નકલ સને ૧૬૬૫ માં ઈનસપરક ખાતેના એક કીલલામાં એક ઉમરાવના પુસતકખાંનાંમાંથી મળી આવી હતી.

એ ચોપડા વેલમ ઉપર છાપી હતી અને એટલી તરાંહાંની છાપી હતી કે પાછળથી તેની જે છ સાત નકલ જણાયલીછે, તે દરએક જુદી જુદી છે. એ ચોપડી આસરે ૪૦૦ સફાની છે. તેમાં પેહેલા હરફો મોટા અને સણગારેલા તથા લાકડાં ઉપર કોરેલાછે. સઉથી મોટાં મથાલાનાં હરફો કાલી, લાલ અને બલુ સહીથી છાપેલાછે, જેથી તેઓ તરણવાર પરેસ મધે જઈ આવયા હશે.

શોફરે જરમન બારાખડીના સઘલા હરફોની તખતીઓ બનાવી તેમના મોલડ કીધાથી તેનો ભાગીઓ અને મુરબી ફાઉસટ એટલો ખુશ થઇ ગયો કે તેણે શોફરને પોતાની દીકરી લગનમાં આપી.

ફાઉસટ અને શોફર પોતાના કારખાંનાંમાં સરવે કામદારોને સપત આપતા હતા કે આ હોનર તેઓએ છુપો રાખવો ! ૧૪૬૨ ના શાલ સુધી એ શોધ છુપી રહી, પણ તારપછે છાપાખાંનાના માણસો બાહાર વીખરાઇ જવાથી એ શોધ મેંટજથી બાહેર ફેલાઈ.

આ શોધ જરા વીગતથી સમજાવવી જોઇએ, કેમકે છાપાની બનાવટમાં બારીકીઓ અજાએબ જેવીછે.

નાહના મોટા હરફોના કદ પરમાંણે નાહના મોટા છાપાના સટ કરેલા હોયછે, જે એકેક સટને "ફાંઉંટ" કેહેછે. દરએક "ફાંઉંટ" મા હરફના કદ, મરોર, વલાણ વગેરેમાં તફાવત રેહેછે; અને તેવા દરએક "ફાંઉંટ" માં એકેક હરફના હજારો છાપા બનાવેછે, પણ તે એકજ "ફાંઉંટ" ના એટલે બરાબર એકસરખા હોયછે.

ઈંગરેજી છાપો લઈએતો દરએક "ફાંઉંટમાં" A થી Z સુધી બારાખડીના હરફોનાં, ૧ થી ૦ સુધીના આંકડાના, તથા બાકીના "પાંઈંટો" અથવા ટાંપોના છાપા બનાવાથી એક ફાંઉંટનો સટ આખો થાયછે. પાંઈંટો અથવા ટાંપમાં , ; : , . , —, -, !, ?, તથા ", ", ( , ), [ , ], *, †, ‡, વગેરે દરએકના છુટા છાપા એકેક "ફાંઉંટ" મધે હોયછે.

ઈંગરેજીમા વળી દરએક "ફાંઉંટ" માં ઉપલા છાપાઓ ઉપરાંત બીજો એક સટ "કાપીટલ" અથવા મોટા હરફોનો બનાવવો પડેછે. દરએક વાકીઅ શરૂ થતાં પેહેલો હરફ ઈંગરેજીમાં મોટો આવેછે, તેને "કાપીટલ" કેહેછે અને એ રીતે, જોતાં દરએક ફાંઉંટમાં "કાપીટલ" નો સટ જુદો બનાવવો પડેછે. એ ઉપરથી ઈંગરેજી "ફાંઉંટ" માં મોટા (A, B, C, વગેરે) અને નાહના (a, b, c, વગેરે) એવા બે છાપાના સટ બનાવવા પડેછે.

ગુજરાતી, મરાઠી, અને સઘલાઃ છાપાઓમાં પણ એજ પરમાંણે કદ તથા મરોર પરમાંણે જુદા જુદા "ફાંઉંટો" હોયછે. પણ આપણી દેશી ભાશાઓમાં એકેક "ફાંઉંટ" મધે બેથી વધારે સટ હોયછે. ક. ખ. ગ. એવા નાહના હરફો વળી તેજ ફાંઉંટમાં ક. ખ. ગ. એવા કાળા અખશરો, અને તે ઉપરાંત ચ્ચ, લ્લ, વગેરે નાહાના જોડાઅખશરો તથા ચ્ચ, લ્લ, વગેરે કાળા જોડાઅખશરો મળી છાપાના બે સટ એકજ "ફાંઉંટ" માં હોયછે.

એ બે સટ ઉપરાંત, ઈંગરેજીની મીશાલે ૧ થી ૦ સુધીના આંકડાના છાપા, તથા પાઈંટો અને ટાંપના છાપા ગુજરાતી "ફાંઉંટો" માં પણ બનાવવા પડેછે; એટલુંજ નહી પણ વળી કાંનો (ા) અજુ (િ ી) માંથે અનુસવાર (ં) કાંનો મીંડુ (ાં) એવા છાપા પણ દરએક ફાંઉંટ મધે જુદા બનેછે. અને એ રીતે એક ઈંગરેજી "ફાંઉંટ" કરતાં દેશી છાપાના "ફાંઉંટ" માં છાપાઓ ઘણા વધારે જોઇએછે.

એ "ફાંઉંટો" કેટલી અજાએબ તરેહનાછે, અને દરએક "ફાંઉંટ" માં એકેક હરફના કેટલા છાપા બનાવવા પડેછે તથા સઘલા "ફાંઉંટો" ના છાપા એકઠા કરીએતો કેટલા કરોડોબંધ થઈ જાય, તે સરવે ગણતરી ઘણી અજાએબ જેવી છે, પણ તે સરવે અજાએબીઓને હાલ તરત જરા ઢીલમાં રાખીશું.

હાલતો એ છાપાઓની બનાવટનેજ વલગી રહીએ:

હવે વાંચનારી બાનુઓને વધારે સમજ પડશે કે તરે હવાર "ફાંઉંટો" ના આ હજારો જુદા જુદા છાપાઓને બનાવા માટે દરએકને હાથે કોતરતાં કદી પાલવેજ નહી. એ ઉપરથી સમજ પડશે કે દરએક છાપાની તાવેલી ધાતુને સાંચામાં ઓટીને છાપો બનાવાની કળા કેટલી અગતનીછે.

તોપણ યાદ રાખવું કે દરએક જાતનો છાપો એક વખતતો કોતરવો જોઇએ. બારાખડીના છાપા કહો કે આંકડાના છાપા કહો, ટાંપના છાપા કહો કે કાનામાતરના છાપા કહો, દરએકને મોલડમાં ઓટીને સેંકડોબંધ બનાવા અગાઉ દરએક જાતના એ છાપાને એકવાર હાથે કોતરવો પડેછે. હાથે કોતરીને પછે તે મુજબના હજારોબંધ છાપા ઓટીને બનાવી શકાયછે.

એનું કારણ શું? છાપાની સુરત બનાવવી, તેનો આકાર આપવો, તેનું રૂપ શોધી કાહાડવું એ સાંચાનુ કામ નથી. એતો માણસના સમજદાર ભેજાંનું અને ચપલ હાથનુ કામ છે. એકવાર માણસ હાથે કોતરીને તે છાપાનો નમુણો બનાવેછે, પછે તે ઉપરથી તેને મલતા હજારો છાપા મોલડમા ઓટી કાઢીએ છઇએ. માંણસ પોતાની ઓલાદ પેદા કરેછે, પણ તેની અસલ સખી ખોદાએ બનાવેલીછે. તેમ દરએક છાપાની અસલ સુરત હાથે બનવા બાદ તે પરથી તેની સઘલી વસતી નીકલેછે!

એ હાથે કોતરેલા છાપાને ઇંગરેજીમાં "પંચ" કેહેછે, ગુજરાતી છાપાખાનાવાળા તેને "ખીલો" કેહેછે. તે સાધારણ ખીલાના જેવો લાંબો, એક છેહેડેથી જાડો, અને બીજે છેડે પાતલો હોયછે. તે તીખાં લોહાંનો હોયછે. તેના પતલા છેડા તરફ હરફને હાથે કોતરેછે. કોતરતી વેળા ધાતુને નરમ કરેછે, કોતરવા પછે તેને પાછી કઠણ કરવી પડેછે.

આ દરએક ખીલો તે ગોયા દરએક છાપાનો પેહેલો બાપ છે. તેના ઉપરથી સઘળા છાપા બનાવાની રીત આ છે—૧૧ ઇંચ લાંબા, $\frac{1}{8}$ ઇંચ જાડા અને છાપાના કદ પરમાણેની પોહોલાઇના એક તરાંબાંના કકડા ઉપર એક છેડે ખીલાને ઠોકેછે, જેથી ખીલા પરમાણેનું ડીબું તે તરાંબામા ખાડો પાડેછે અને તે ખાડાની અંદર ખીલા ઉપરનો છાપો કોતરાઇ રેહેછે. ખીલા ઉપર કોતરેલો હરફ અવલો હોયછે, તેથી તરાંબા ઉપર તે સવલો પડેછે.

એ તરાંબાના કકડાને ઇંગરેજીમા "માટરીકસ" કેહેછે; આપણા છાપાખાનાવાળાઓ તખ્તી કેહેછે. એ ઉપરથી માલંમ પડેછે કે જેમ દરએક છાપાનો પરથમ ખીલો હોયછે તેમ દરએક છાપાની તખ્તી પણ હોયછે. ખીલો ગોયા છાપાનો બાપ, તખ્તી ગોયા છાપાની માં છે! ખીલો પોતાની સુરતને તખ્તીમા ઉતારેછે. તખ્તી ઉપરથી સઘલા છાપા ઓટી કાઢેછે.

એ તખ્તીને છાપો ઓટવાના મોલડમા એવી રીતે ગોઠવેછે કે જારે તાવેલી ધાતુ તેની અંદર રેડવામા આવે તારે તેનો એક છેડો તે તખ્તીમાં કોતરેલા ખાડામા જાય અને તે મુજબનો છાપ તે છેડા ઉપર બંધાય. આ મોલડ બાહેરથી લાકડાંના અને અંદરથી લોટાના હોયછે. તે એક મુઠીમાં પકડાય એટલા નાહના કદના હોય છે.

એ મોલડ બે ફાડઆંનો હોયછે. ડીબું ઓટનાર એક ટેબલ અને એક નાહાની ભઠી આગળ હાથમા મોલડ લઇને ઉભો રેહેછે. તે ભઠી ઉપર એક કહડામા તાવેલી ધાતુ હોયછે. એ ધાતુ સીસું હોયછે, પણ તેમાં, છાપાને મજબુતાઇ અને કઠણાઇ આપવા માટે, સુરમાની ધાતુ ભેળેલી હોયછે. એવી રીતે છાપાના સીસાંના લાધાને લાથા બનેછે, જેને તાવીને તેમાથી છાપા ઓટેછે.

મોલડના બેહુ ફાડયાંને એક હાથે જોડી, ઓટનાર બીજે હાથે એક ચમચામાં તાવેલું સીસુ લેયછે અને એક ખાડામાથી ખપે એટલું સીસું મોલડમા રેડેછે. તે સીસું તરતજ મોલડ માહેલી તખ્તી સુધી પોહોંચેછે, અને તરત જ તે બંધાઇ જાયછે, અને રેડતાંને વારજ મોલડના બેહુ ફાડયાં છુટાં પાડી, તેમાંથી બંધાયલા છાપાને મોલડ સાથે જોડેલા એક આંકરા વરે બાહેર કાહાડેછે.

આ રીતે આંખ વીચતાંમા એકેક છાપ બનેછે. મોલડના બે ભાગ જોડતાં, તાવેલું સીસું ચમચામા લેતાં, મોલડમા નાખતાં, મોલડ ઉઘાડતાં અને છાપો બાહાર કાહાડતાં સઘળો મલીને એક મીનીટનો આઠમો ભાગ રોકાયછે! એક મીનીટમા આવા ૮ છાપા બનેછે! ચપોચપ શીશું રેડવા અને છાપા કાહાડવાની એ ઝડપ ઘણી જોવાલાએક હોયછે.

મોલડમાથી કાહાડયા પછે છાપાને વલગેલું નકામું સીસું ભાંજીને કાહાડી નાખેછે, તથા ખરબચડા છાપાને લીસા અને સરખા કરવા માટે મોટા ગોલ ફતરા ઉપર ઘસેછે, પછે લાકડાંની એક પટી ઉપર ગોઠવી તથા ઇસકોરૂ વરે ચપટ કરી તેમને ફરી ઘસીને સુંવાલા કરેછે, જે પછે મોટા કાચ વરે તેમને તપાસી ખાંડા છાપા રદ કરેછે અને પછે બાકીનાઓને કામમા લેયછે. મોલડ મધે ઓટી કાહાડયા પછે એ રીતે દર કલાકે તરણથી ચાર હજાર છાપા તઇઆર થાયછે!

એ રીતે બનેલું દરએક ડીબું એક ઇંચ ઉંચું હોય છે અને તેની જડાઇ પતલાઇ તે છાપાની લંબાઇ પોહોલાઇ ઉપર આધાર રાખેછે. દરએક ડીબું ઉભું રહી શકેછે એને ઉભુ રેહ એવું કરવા માટે તેને તલીએ ખાડો હોયછે. તેની આગળી બાજુ એક ઇચ્યા વધુ કાપા હોયછે. ફુલાંનો છાપો ફુલાના "ફાંઉંટ" નો છે તે ઓળખવા સારૂં એ કાપા કામ લાગેછે. તેમજ વળી ડીબાં ગોઠવનાર એ કાપાથી ઝડપ કરી શકેછે તે આગળ ચાલતાં સમજાવીશું. જારે સઘલાં ડીબાં ગોઠવેલાં હોય, તારે સઘળા કાપા એકસરખી લીટીમા દેખાયછે.

એક ફાંઉંટના છાપા સઘળા એવા એકસરખા જોઇએ કે તેમા એક બાલનોખી તફાવત નહી હોય. વળી તેની બાજુઓ પણ સરખી જોઇએ, કે જેથી પાસે ગોઠવેલું ડીબું સરખું આવે. એ સઘળું એકસરખાપણું હાલના છાપાઓમા એટલું સરસ છે કે તેમને ગોઠવયા પછે નજરે જોવાથી અથવા હાથ ફેરવવાથી તે સઘળું એકજ ડીબું હોય તેમ લાગેછે, અને તેમા છુટા છુટા છાપા ગોઠવેલા હોય એમ દીસતું નથી.

છાપાઓના આ એકસરખાપણાનો એક તારીફ લાએક નમુનો લંડનના ૧૮૫૧ ના પરદરશણમા મુકેલો હતો.

એકની ઉપર એક ગોઠવીને તેમને આસપાસ લાકડાંના ટેકા આપી તે આખી ચોરને હવામા લટકતી રાખી હતી ! પ ણ તેમાથી એક છાપો ખીસયો નહી હતો !! એ એ લાખ છાપાનો વજન માતર ૧૪૦ રતલ હતો !

છાપાની બનાવટમા કેટલી સંભાલ રાખવી પડે તેનો દાખલો ઈંગરેજી ગાએણ (મીઉઝીક) ની નીશાંનો (નોટ) ના છાપાં છે. એ દરએક નીશાણ તરેહવાર જાતની હોયછે અ ને દરએક પાંચ લીટીની ઉપર નીચે હોયછે, તોપણ દરએક નીશાણનો છાપ એવો એકસરખો બનવો જોઇએ કે જેથી દર એકમાં પેલી પાંચ લીટી એકસરખી રેહ. આ છાપા બના વામાં ઘણી ગણતરી અને ઘણી કળા જોઇએછે.

પણ છાપાખાંનાંવાળાએ એ સઘલી મેહેનત પાર ઉ તારીછે. ઈંગરેજી "મીઉઝીક" ડીબાંથી છાપેલું જો તમો જોશોતો પાંચે લીટીઓ એકસરખી દોરેલી દેખાશે. પણ એ દરએક લીટી છુટા છુટા છાપા ગોઠવીને છાપેલીછે, અ ને તોપણ તેમાં જરા ખાડો દેખાતો નથી ! સઘલી લીટી ઓને એકસરખી લેતાં વળી ત દરએકની વાંકી ટીકી નીશા ણો પણ જે લીટી ઉપર જોઇએ તે પરજ આવેછે ! આવા છાપાના પરથમ ખીલા બનાવનારને પોતાના મગજથી કેટ લી ગણતરી કરવી પડી હશે !

ઈંગરેજીમાં જોડાઅખશરના છાપા કાંએ નહી બને એ સવાલ ઉપર ઈંગરેજ છાપખાંનાંવાળાઓ ઘણા મથેલા છે. આજના સુધરેલા જમાનાની સઘલી નેમ એજ છે કે જેમ બને તેમ વખત બચાવવો. *and, or, the, of, on,* વગેરે બોલો જે વારેઘડીએ વપરાયછે, તે સઘલામાં છુટા છુ ટા હરફોને બદલે જો એ દરએક બોલનું એકજ ડીબું હોય તો વધારે જલદી કાંમ થાય.

જેને "ફોનેટીક" ઇઆને ટુકમાં લખવાની ભાશા કેહેછે તેમાં એજ કળા વાપરેલીછે. એ ભાશાની મતલબ જેમ બને તેમ જલદી લખવાની હોયછે. કોઈ બોલતો હો ય ઇઆ વાંચતો હોયતો સાંભળનાર ઘણી બોલનારના થોભ વા વગર બોલેબોલ લખી લીએછે, તે આ ભાશાથી બનેછે. એમાં મુખીઅ કળા એ છે કે ઘણા સાધારણ બોલો આખા લખવાને બદલે તેમની ચોકસ નીશાણીઓ કરેલી હોયછે. ઈંગરેજી છાપાખાંનાંવાળાઓ પણ એવીજ યુકતીથી ટુકમા અને જલદી કાંમ કરી શકે.

છાપા ઓટવાના સાંચાની સમજ ઉપર આપીછે. એ ક છાપો ઓટવો હોયતો તેની તખતી મોલડમાં મુકેછે અ ને તે ઉપરથી હજારો છાપા ઓટી શકાયછે. બીજો છાપો ઓટવો હોયતો તેમાની તખ્તી બદલીને પાછું તેજ કાંમ શ રૂ કરેછે એટલે બીજો છાપો હજારોબંધ ઓટાયછે.

પણ પારીસમા લી ગરાંડ નામના છાપગરે એવી કળા શોધી કાહાડીછે, કે જેથી એકજ મોલડમાં ઘણી તખતીઓ જડેછે, અને તેમાંથી જુદા જુદા છાપાઓ એકજ વખતે ઓટી કાઢેછે. કેહેછે કે તેના આ સાંચામાં એકજ વખતે ૧૦૦ થી ૧૫૦ છાપા ઓટાયછે અને માતર બે માણશની મદદથી એક કલાકમાં ૩૦૦૦૦ થી ૫૦૦૦૦ છાપા ઓટવા નો તે દાવો કરેછે !!

એક બીજી છાપો બનાવનારી કંપની ઉભી થઇ હતી, પણ તેનું શું થયું તે માલમ પડતું નથી. તે કંપની એક નવા સાંચાને કાંમમાં લેવા સારૂં સથાપી હતી; જે સાંચા નો દાવો એવો હતો કે મોલડમા ઓટવા વગર જાડા સ લીઆના છાપા બનાવવા અને તોપણ દરએક મીનીટે ૧૦૦ છાપા કાઢી આપવા !!

જેમ છાપવાનો હોનર દુનીઆંમા બોહલો ફેલાવો પામયોછે, તેમજ છાપા બનાવાનો હોનર પણ ઘણો વધી ગયોછે. તે એટલો કે છાપાખાના વાલાઓ પોતે છાપા બનાવતા નથી, પણ તે બનાવાના કારખાના જુદાં હોય છે, જાંહાંથી છાપવાવાલા તેમને વેચાતા લેયછે. આપણા ગુજરાતી છાપાખાનાઓનુ કામ એટલું વધયું નથી, તેથી તેઓને છાપવા ઉપરાંત છાપા બનાવાનો વખત મળેછે.

## એવાંબી ઘરવાળાં હોય કે ?

### (ઘેર ભાડે આપવાની નવી રીત.)

જારે મારૂં ઘર સમરાવાનું હતું તારે હું અને મારી ધરીઆણી, રતનબાઈ, એક ઘેર સોધવાને નીકલીયાં. રસ તામાં ચાલતાં હતાં એટલામાં એક ઘરના કરેશ ઉપર **ભાડે આપવાનુંછે** એવું મારા વાંચવામાં આવીયું. હું અને રતનબાઈ તે ઓટલા ઉપર ચઢીયાં, એવામાં એક ડોસાં, જે વણે માથે પાટો બાંધેલો હતો તથા પગમાં મોજાં પેહેરેલાં હતાં તેવન હમારી નજરે પડીયાં. હું પાછલ ઉભો રયો અને રતનબાઈએ પુછીયું:—

રતનબાઈ—ડોસાં, આએ ઘેર ભાડે આપવાનુંછે ?

ડોસાં—(હાંસતાં હાંસતાં) (બાજુએ) કાંહાંથી બે જણ લટક લટક કરતાં ઘરો લેવા આયાંછે. (મોટેથી) હાં, છે. આએ ઘેરની હું ધરીઆંણીછું, અને આ પાટીયુંબી મેંજ મરાવીયુંછે. આ ઘેરના બે માલ ભાડે આપવાનાછે. પા ણીના નલ, વારા તથા કુવોબી ઉપરજછે. આસપાસથી ખુ લુંછે તેથી પવનતો પુછવોજ નહી.

રતનબાઈ—એવુંજ ઘર અમારેબી જોઇએછે, પણ ડો સાં એનું ભાડું કેટલુંછે ?

ડોસાં—એક એક માલના વીસ રૂપીઆ. અને દર માંદરાતે આગમજથી ભાડું આપવું, કારણ કે મારો કોઈ ધણીધોરી નહી તેથી આ ઘરના ભાડાં ઉપરજ મારો ગુજારોછે.

રતનબાઈ—પણ ડોસાં, વીસ રૂપીઆતો આપીએ; પણ ભાડુતો દર પેહેલી તારીખે અને તેબી વળી મહીનો પુરો થાય તારે આપશું. માંદરાત શું ? આપણે કાંઈ હી દુ છીએ કે માંદરાતથી મહીનો ગણીએ ?

ડોસાં—વારૂં પેહેલી તારીખે પણ તમો ભાડું આપશો એવી જામીનગીરી જોઇએ. કોઈ સારાં માણસની. હઅ.

આ સાંભળી હું બોલીયો, ડોસાં, જામીનગીરીતો એ વી આપું કે તેમાં કાંઈ શક રહેજ નહી.

ડોસાં—તારેતો બા ઘણું સારૂં ચાલો ઉપર આવો હું તમને બધું દેખાડું. સુખલી (ચાકરડીને હાંક મારેછે.) પે લી કુચીનો જુમખો લાવ ?

એક બીજાં ડોસાં, જેવણના પગ વળી ગયેલા હતા. માંથાબાંનુબી બરાબર બાંધીયું ન હતું તેથી બાલ કપાલ ઉ

પર આવીયા હતા. હાથ સાટાથી ખરડાએલા હતા, કારણકે જારે ડોસાંએ હાંક મારીઓ તારે સુખલી રોટલી કરતી હતી. મોઢાં ઉપર મેસ લાગી હતી તેથી તેનું મોઢુ, તાળુતમાં સાંઇકવરા થાયછે તેના જેવું દેખાતું હતું. તે લંગડાતી લંગડાતી આવીને કુંચી આપી ગઈ. અગરજો આ વખતે રૂમાલ ધરી અમોંએ અમારૂં મોઢું દાબીયું ન હોતતો ખચીત ફેસતો થાત, કારણ કે સુખલીને જોતાંજ રતનબાઇનિ હસવું આયું અને ભલાં આદમીએ મને આંગલી કરી દેખાડીયું તેથી જરા મનેબી હસવું આયું. પણ મનમાં વીચાર કીધો કે એબી તે સાહેબનું માણસછે વાસતે એને હસવું તે તે સાહેબને હસવા સરખુંછે. હમો ઉપર ગયાં અને તરીજો માલ પસન કીધો. પછી મેં કહયું કે ડોસાં કાલે સવારના તમારી ખાતરી થાય એવી જામીનગીરી આપીશું. એમ બોલી અમો નીચે ઉતરવા જતાં હતાં તેટલાં ડોસાં બોલીયાં:—

ડોસાં—વારૂ માએ, તમુને કાંઇ છોકરાંછે ? કારણ કે આજ કેટલાં વરસ થયાં હોજીયું માથાનું દરદ થયુંછ તેથી તેઓ રડે ને ઘોંગાટ કરે તે મારાથી ખમાશે નહી.

રતનબાઇ—નહી માએ, મને છોકરાં નથી.

ડોસાં—વારૂં, તમારે તાંહાં કોઇ દુરવન ચાકર તો નહી હશે ? આજ કાલના લોકો તો કાંઇ ધરમ ધીયાન સમજતાં નથી ને મુઆ દુરવનોને ઘરમાં ને રાધણીમાં ફરવા દેતા પછી ચોખું પાખું કેમ થાય ?

રતનબાઇ—નહી માએ અમારે તાંહાં કોઇ ચાકર નથી. અમે ગરીબ માણુસ તેથી ચાકર કાંથી રાખીએ ?

ડોસાં—તારે ઘણુંજ સારૂં. મેં આ બમારી સુખલી ને એક રૂપીઆના મહીને આજ કેટલાં વરસ થયાં રાખેલીછે. મુવું દુખ એવું ફ્રોડુછે તેથી માએ એને રાખીછ, નહી તો કે હું કાંઇ એમ પૈસા વેરી નહી નાખું.

સુખલીનુ નામ સાંભલતાંજ રતનબાઇને વલી હસવું આયું. પણ મેં ડોલા કકરાવીયા જેથી તેવન દમ મારી ગયાં.

ડોસાં—વારૂં તમારા ધણી દરરોજ મોડી રાત સુધી બાહેરતો ફરતા નહી હશે ? તેવને દરરોજ નવ વાગાની આગમન ઘરમાં આવવું જોઇએ. કારણ કે હું નવ વાગે શુવુંછે ને મુઇ જરા ઉંઘ આવે ને તેમાં ખલલ થાયતો આખી રાત ચકર વકરે કાહવી પડે.

રતનબાઇ આ વખતે મુગાં રયાં, તેથી મેં જવાબ આપીઓ કે કોઇ રાતે નાટક અથવા વાડી જાઉતો જરા મોડું થાય, નહીતો હુંતો આઠ વાગામાં ઘરમાં આવુંછું.

ડોસાં—વારૂં મરૂં તારે તો સારૂં. પણ દીકરા, આજ કાલના પોરીઆઓની માફક તમો ધબર ધબર દાદર ઉપરથી ઉતરતા નહી હોશો ? કારણ કે આ દાદર કરકર બોલેછે તે મને ગમતું નથી ને મારાં માથાંમાં સાદ જાય છે તેથી માથું દુખેછે. ને વારૂ તમો દરરોજ પઢોછો કે નહી ? કારણ કે કુવામાં સઇએદછેજો માએ !

રતનબાઇ—ભણુવાનું તો માએ અમો કોઇ દાહાડો ભુલતાં નથી. પણ ભુત, બલા ને સૈયદ શુંછે તે અમો જાણતાં નથી. એતો માએ તમારાં જેવાં ડોસાંઓના ખોટા વેહેમછે.

ડોસાં—વારૂ હોશે. પણ તમે સુડીગર છેવો કે શેહેનસાઇ ? (શેહેનસાઇ ઉપર ભાર મુકીને).

રતનબાઇ—નહી માએ. અમેતો કદમી છીએ. (જોરેથી).

ડોસાં—કદમી શું ? (મનમાં) મરેરે સુડીગરના થતા. એવાઓનેતો ઘરમાં ઉભાંબા નહી રાખવા જોઇએ. પણ કરીએ શું ? બેહેસતી મારા ધણીતો સુડીગરનું નામ સાંભલતા કે છછરી પડતા હતા, ને મોઢે છુટી ગાલ દેતા હતા. પણ તેવનતો હમણા બેહેસતી થયાછે તેથી કાંઇ ફીકર નહી.

રતનબાઇ—માએ, એવું ઝનુનતો આગલ હતું હવે તો બધાં સરખાંછે ને એકમેક સાથ છોકરી આપ લે કરેછે પછી શું ?

ડોસાં—માલ ઉપર કાંઇ ઠોકવું નહી ને ભીતમાં ખીલા મારવા નહી એ તમારે યાદ રાખવું. ને ઓરડામાં કુદવું નહી. જોતી માએ, કુદેતો કોબો બગડી જાયે તેને સારૂં જરા કહુંછું. તમારે કાંઇ રીસ નહી કરવી. આગઉ એ ઓરડામાં મુઆ કોઇ ખાસડકુટાં રેહેતાં હતાં તેઓ ચોખું શું તેતો સમજેજ નહી, ને વલી મુઆના દસ બાર ટુકતાં તેબી વલી એવાં કે બારસોની ગરજ સારે. આખો દાહાડો ખાય ખાય ને ખાય; ને તેમની પછવાડે તરણતો દાયા. મરેરે ! એ રાંડોતો અડકાએલું ને ચોખુંતો કાંઇ સમજેજ નહી તેથી મારો જીવ કમકમીયા કરે તેથી હાલ હાલ મેં ખાલી કરાવીયું. પણ ભાડું આપનાર તો ચોખાં હો માએ. જારે તારે બે ચાર મહીના આંગ ઉપર આપે, પણ એ વગર ચાલે. આવો કચબાર ને મારૂં આવું અભાગીયું દુખ તે મારાથી કેમ ખમી શકાય.

રતનબાઇ—(મશકેરીમાં) વારૂ ડોસાં, અગરજો એમ છે તો અમારો માતર સામન તમારા ઘરમાં મુકીયેતો કેમ ? ને દર માસે ભાડું આપીયા કરીએ.

ડોસાં—(જરા વીચાર કરી) જારે તમારી મરજી એમ જછે તો કાંઇ ફીકર નહી. પણ તમારે તમારો વારો કરવો પડશે. (ગંભીરાઇથી) ગમેતો તમે આવીને દર અથવાડીએ સઘલું ઘર ઝાડી જજો અથવા મારી સુખલીને બે આના આપશોતો તે કરશે. અને બે બાટલી તેલ મને આપજો હું દીવાના તમલર કરશ.

રતનબાઇ—(મશકેરીમાં) ડોસાં અમે જઇએછ. સવારના સઘલો સામાન તથા બીજાબી એક ભાડુતને લઇનિ આવશું. તમો વાર જોયા કરજો.

એમ કરી અમો તાંહાંથી બાહેર નીકલીઆં અને બીજું ઘર એના કરતાં સારૂ તથા ઉપર કહેલો કલુલાતો વગરનું મલીયું તાંહાં જઇ રહયાં.

## જાડી ચામડીના જાનવરો.



### ૮—દરીઆઈ ઘોડો.

આ પણ એક મોટુ પ્રાંણી આફરીકાની મોટી નદીઓ પર વશેછે, જેવી કે નાઈલ. ચોપગાં જનાવરોમા ફક્ત હાથી કરતાંજ આ પ્રાંણી નાધલું છે. એની લંબાઈ નાખથી પુછડાં સાથે શતર ફીટછે, અને આંગનો ઘેરાવો સોલ ફીટનો છે. આ પ્રાંણીના પગ એટલાતો ટુકાછે કે એનુ પેટ કેટલીકવાર જમીનને લાગેછે, તોપણ જયારે ઉભું રેહે તયારે સાત ફીટથી ઓછી ઉંચાઈ થતી નથી. પુરતો રીતે મોટું થયા પછી એનું વજન આશરે ૪૫૦૦ રતલ થાયછે. એનું માથું ઘણું મોટું, મોનું સુજેલું હોય તેવું અને તેની ઉપર કાંટા જેવા બાલ હોયછે, આંખ અને કાંન નાધલા, કુતરાના જેવા ચાર દાંત ઘણા મોટા હોયછે અને તે બાહાર નીકસેલાછે, પુછરૂ ટુકું, દરેક પગને ઢોરની માફક ખરીથી બંધ થયલાં ચાર આંગળાં હોયછે. એની હોજરી ઘોડાને મલતીછે, એટલે તેમાં કેટલાક ભાગ કીધેલા હોયછે, અને એની ચાંમડી એવીછે કે તેમાં બંદુકની ગોલી પણ પેવસ થવી મુશકેલ પડેછે. આ ભયાનક પ્રાંણી સંગચર ઈઆને જમીન અને પાંણી બેહુમાં વસનારૂંછે. જમીનપર રાતે ખોરાક સોધવા ફરેછે અને દીવશના પાંણીવાલી ભીની જગા અથવા બરૂની ઝાડીમા ભરાઈ બેસેછે. એનો ખોરાક જે મુલીઆં, રશદાર ઘાંસ, ભાત અથવા કોઈબી જાતનું ઉગતું અનાજ છે, તેનો તે નાશ કરેછે. એ જે નાશ કરેછે તે બમનો ગણાયછે—એકતો એ ખાયછે તે અને બીજો એના ભારી આંગ તલે દબાયછે તે. પણ એટલું જરા ઠીકછે કે એ નદીથી ઘણે દુર જતો નથી. એ પ્રાંણી ઘણું ભેરાવરછે અને જયાંશુધી એને કોઈ છેરે નહી તાંહાંસુધી કંઈ હરકત કરતુઃ નથી, પણ જો છેરાયુતો એના જેવું ભયંકર બીજું કોઈ પ્રાંણી નથી. કેટલીકવાર આફરીકાના શીધી લોક એને જમીનમાં ખાડા ખણી ઉપરથી કંઈ ઢાંકણુ કરી તેની ઉપરથી એને દોડાવેછે જયો એ પ્રાંણી પેલા ખાડામાં પડી શપડાઈ જાયછે, અને એને શપડાવીને તેનું ગોશ તેવો ખાવાના કાંમમા વાપરેછે. માદા જમીનપર આવી વેઆએછે, અને એક વખતમાં એકજ બચું જણેછે. આ પ્રાંણી વીશે આપણ કરતાં રોમન લોકો વધારે જાંણીતા છે, કારણ કે રોમનાં બાદશાહ આગસટસે જયારે કલીપોપાટરા રાણીપર ફતેહ મેલવી તયારે મીશર દેશની નીશાંન તરીકે એક દરીયાઈ ઘોડો રાખયો હતો.

### ૯—ગેનડો.



ગેનડો હીંદુસતાંન, જાવા, સુમાંતરા, અને આફરીકાનાં ગરમ દેશોમાં વશનારછે. બલ અને કદ વગેરેમાં એ જનાવર હાથી અને દરીયાઈ ઘોડાને મલતુંછે, પણ દેખાવમાં એ ઘણું બેડોલ, ભારી અને મોટાં રાખશી ડુકર જેવું છે. હીંદુસતાનનાં ગેનડાને નાખપર એકજ શીંગડું હોયછે પણ આફરીકાનાં ગેનડાને બે હોયછે. અને તે બે શીગડાં પણ ઢોરની માફક માંથામાં નહી પણ નાખપરજ ઉપર નીચે એક હારમાં હોયછે, જેમાં એક મોટું અને એક નાંધલું. આ શીંગ હાડકાંનુ નહી પણ શીગડાં જેવા અથવા વલગાવેલા બાલ જેવી વસતુનું બનેલું હોયછે તોપણ સખત લોખંડ જેવુંછે. તેની આંખ નાંધલી, કાંન ઉભા અને અનીયાલા, હોઠ ટુકા અને જાડા, અને ચાંમડી બંદુખની ગોલી અને કટાર પણ પાછી ફરે એટલી જાડીછે. હીંદુસતાંની ગેનડાની ચાંમડી વલેલી પણ આફરીકનની સાફ છે. બેઉ જાતમાં શાંભલવા અને શુઘવાની શકતી તીખશણછે, અને ભુખ હેથી ખુલીઆની માફકછે. વનસપંતી અને રશદાર મુલીઆં તેનો ખોરાકછે; ભીની જગા અને મેદાંન તેનું વાહાલું રેહેઠાંણછે, જેમાં તે એખલું ભટકેછે, અને કદાચ જોરૂ પણ મલી આવેછે. આ પરાંણી પણ છેરાયતોજ ઘણું જુલમી અને જહનુની બની જાયછે, તીયાંશુધી કોઈને ઈજા કરતુ નથી; જયારે છેરાય તીયારે હાથી પણ હારી જાય એટલુ જહનુની થાયછે. દખશીણ આફરીકામાં એક ગેનડો જે બરચેલ નાંમનાં શાખશે શોધી કાડયો હતો તેનુ શીંગડાંનું કદ આશરે બાર ફીટ, અને ફક્ત તેનું માથું ઉંચકીને ગારાંમાં મુકવા આઠ માણશ લાગાં હતાં!

વડોદરાનાં ગાયકવાડની અંધેર દરબારમાં ગેનડો પાલેછે જેની આજશુધી દર વરશે કુસતી રમાડેછે જે વખતે તીયાંનાં લોકો તો શું પણ મુંબઈ અને દેશાવરોનાં લોકો પણ કેટલીકવાર તે તમાશો જોવા જાયછે. આને એજ વખતે મલો, મરઘા અને હાથીઓની પણ કુસતી રમાયછે જેમાં જે જીને તેને શુનાં રૂપાંનાં કડાં, શાલો, ઈતીયાદી મલેછે.

### ૧૦—ડામન.

ડામન નામનાં જનાવર વીશે તમોએ કદાચજ શાંભલયું હશે. એ પ્રાંણી આપણને અનજાંનુંછે તોપણ તે શીરીયા અને તેની આસપાસનાં મુલકમાં તથા એબીસીનીઆ અને આફરીકાનાં બીજા ભાગોમાં તે શાધારણછે. એનુ કદ તો માતરે શશલાંનાં જેટલુંજછે પણ શરીરે ઘણું જાડુંછે. માથું અને કાંન ટુકાં, પુછરી જરૂર જોગ, અને રૂવાં નરમછે. આ પ્રાંણી સંગચરછે. જયાં માણશથી કદી પોચાય નહી એવા ખડકપર તે રેહેછે, જયાં તેનો માથો

પાતરાં અને ઘાસનો બનાવેલો હોયછે. પાલીયા પછી આ પ્રાણી ઘણું રમતીયાલ, ચંચલ, અને જલદીથી હલી જાય એવુંછે.

"નરગેશ."

---

## એક ગાંડાની ચાલાકી.

સીવીલી શેહેરના કોઈએક ગરહસથની બુધી ખસી જવાથી તેને તેનાં સગાં વાહાલાંઓએ એજ શેહેરમાં ગાડાઓને રેહવાનું જે મકાન હતું તયાં મોકલાવયો હતો. આ માણસે ઓસુનસ શેહેરમાં ધરમ સંબંધી કાયદાઓમાં સારો અભયાસ કરી ઉંચી પદવી મેળવી હતી. આ ગાંડા માણસે કેટલાંએક વરશ બંદીખાંનાંમાં ગુજારયા પછી પોતે તદન સારોછે, એવો વીચાર પોતાના મનમાં આણી દેવાનાંશાળામાંથી છુટવા સારૂં તેણે અછી હીકમત કીધી. નમનતાઈથી તથા ખુબી ભરેલી ઈબારતથી, જે બંદીખાંનાંમાં તેને મુકયો હતો, તે બંદીખાંનાની દુખ: ભરેલા હાલતમાંથી છુટો થવાને સારૂ, વડા પાદરીને તેણે અરજ કરી. તેણે પોતાની અરજીમાં એવું જણાવયું કે, પરમકુરપાલુ પરમેશવરે માહારા ઉપર કરૂણા કરી મારી અકલ ઠેકાંણે આણીછે, પરંતુ મહારાં સગાં વહાલાં જેઓ મારી સઘળી મીલકત પચાવી પડવા ઈછેછે, તેઓ મારા સારા થવાની ખાતરીના પુરાવાને નહી ગણકારતાં, હું ગાંડો છઉં એમ ધારી મને જીવતાં સુધી આ બંધીખાંનાંમાંથી છુટો કરાવનાર નથી. આ પરમાંણે તે માણસ અને વડા પાદરી વચે કેટલાએક કાગલ પતરોનું લખાંણ થયું. આ સઘળાં લખાંણોથી તે પાદરીની ખાતરી થઈ કે આ માણસ તદન સારો થયોછે. જે ઉપરથી તેણે તે બંધીખાંનાંના ઉપરી તરફ એક પોતાના હાથ નીચેના પાદરીને તે ગાંડાનો તપાસ કરવાને મોકલયો. ને કહયું કે તે માણસ સાથે વાતચીત કરતી વખતે સારી રીતે તપાસ કરવી અને જો તે તદન સારોછે, એવું માલમ પડેતો તેને છુટો કરવાને મારી તરફથી કંઈ અડચણ નથી.

હવે જયારે તે પાદરીનો મોકલેલો માણસ બંધીખાંનાંના ઉપરી પાસે આવયો તયારે તે ઉપરીએ એવો જવાબ આપયો કે તે માણસ હજુ ગાંડોજછે અને જોકે તે કોઈ વખત અકલથી વાત કરેછે પણ ઘણીવાર સુધી નહી. આ વાત સાંભલી લઈને તે પાદરીએ પોતે પેલા ગાંડાને તપાસી જોવાને ઠરાવ કીધો અને પછી તેની પાસે જઈ એક કલાક સુધી વાતચીત કરી તથા આડા અવલા સવાલો પુછયા. આ વખતે ગાંડો પોતાની હીકમતને યાદ રાખી ઘણી હોશીયારીમાં રહયો તથા ઘણા સવાલો છતાં પણ તેનામાં કાંઈ ઘેલાપણુંછે એવું દેખાયું નહી. આ વખતે પેલા ગાંડાએ એવી ગંભીરતાથી તથા સમજથી વાત કરી અને આ વાત કરતી વખતે એવું જણાવયું કે હું હજુ ગાંડો છઉં તેવું મોટા પાદરીને લખાણ કરવાને સારૂ મારાં સગાં વહાલાંઓએ મારા ઉપરીને લાંચ આપીછે. આ વાત કરતી વખતે તેના પરતેક રૂવાં ઉભાં થયાં અને એકદમ બોલયો કે, બધી મારી મીલકત અને વલી મારી જીંદગી કે જેને લીધે મારે આ બંધીખાંનું ભોગવવું પડેછે. આ પરમાંણે એણે તે પાદરીની સાથે એવી રીતે વાત કરી કે, એ બંધીખાંનાંનો ઉપરી ખરેખર લાંચીઓછે, એવું તેના મનમાં ખરેખરી રીતે ઠસાવયું. તરતજ તે પાદરીએ તેનાં જે લુગડાં ઉપરી પાસે હતાં તે અપાવયાં, અને પોતે તેને છોડયોછે તે બતાવવાને સારૂં મોટા પાદરી પાસે લઈ જવાનો નીશચય કીધો. આ વખતે પણ તે ઉપરીએ એવુંજ જણાવયું કે સાહેબ હજુ તે ગાંડોજછે. પણ પાદરીનીતો ખરી ખાતરી થએલી તેથી પેલાના બોલવા ઉપર કંઈજ આધાર રાખયો નહી.

પણ આ ગાંડાની ઠગાઈ એક બીજા ગાંડાથીજ પકડાઈ આવી. ચોરને પકડવા સારૂં ચોરને કાંમે લગાડેછે, તેમ અજાએબ જેવુંછે કે ઉપલા પેલાને પકડી કાહાડનાર એક ઘેલો હતો. જારે પાદરીએ છુટો કરયો તારે પેલા ગાંડાએ મેલાં કપડા ઉતારી પોતાનો સારો પોશાક ધારણ કરયો. પછી તેણે પાદરીને કહું કે શાહેબ આ મકાંનમાં મારા જુના ભાઈબંધોછે અને મારે તેઓને આ છેલો વખત મલવાની ખાએસછે, માટે જો આપ રજા આપોતો સારૂં. આ વખતે પાદરીએ તેને રજા આપી અને પોતે પણ તેની પછાડી ગયો. આ સમયે એક ગાંડો જે ભોંય ઉપર લાંબો થઈને સુતો હતો તેની જોડે પેલા ગાંડાને વાત કરતો જોયો. તેણે કહયું "ભાઈ તમારે કંઈ કામકાજછે, અમેતો અમારે ઘેર જઈએ છીએ ! પરમેશવરે મેહેરબાંની કરી મારી અકલ ઠેકાંણે આણીછે માટે ભાઈઓ તમે પણ પરારથના કરો કે તમે પણ સારા થાઓ અને આ ઠેકાંણેથી તમારો છુટકો થાય. હું તમને કંઈ ખાવાનું મોકલતો રહીશ અને તે તમે જરૂર ખાજો કારણકે મને અનુભવથી એવું માલમ પડયુંછે કે, ભુખયા રેહવાથી મગજ વધારે ફરેછે માટે ધીરજ રાખજો. કેમકે, નીરઆશા તંનદુરસતીને બગાડેછે, અને માણસોનું મોત વેહેલું આણેછે". આવી રીતે પેલો માણસ વાત કરતો હતો એવામાં એક બીજો ગાંડો માણસ વસતર શહીત એકદમ ઉભો થયો અને બોલયો. "પેલું કોણ બોલયું કે અમે સારા થયા ને જઈએ છીએ ?" તયારે તે બોલયો કે "ભાઈ એતો હું જઉં છઉં માટે મારે પરમેશવરનો ઉપકાર માનવો જોઈએ કે હવે મારે આવી અવશથામાં રહેવાનું નથી." તયારે પેલાએ કહયું, "થયા તમે સારા ! રહોની અહીજ. વળી પાછું જવું ને આવવું અમથી મેહેનત શી ?" ગાંડાએ જવાબ દીધો કે "નહી હું તો સારો થયો છઉં અને હવે મારે ફરીથી આવવું નહી પડે." એટલામાં એક ગાંડો બોલી ઉઠયો કે "ઠીક; અમે જોઈશું, સલામ, પણ યાદ રાખજે કે ખરો જુપીટર તો હુજ છઉં ! અને આ પુરૂથવી ઉપર માણસનો અવતાર લઈને આવયો છઉં અને જયારે તું સારો થયો અને તને છુટો કરયો તયારે હવે અમારે આજ ગામનો નાશ કરવો અને નુકશાન કીને એટલી સીજાએ પોંચાડવું કે હમેશાં આ ગામના વધારે લોકો મને યાદ કરે. અરે બેવકુફ તું જાણતો નથી કે મારામાં એવી શકતીછે કે હું ગરજના કરી શકું છઉં, વીજલી અને દેવતાઓના ગોળા પકડી શકુ છઉં, અને આખી પુરૂથવીનો નાશ કરી શકુ એવો જુપીટર છઉં, અને વળી વાદળાં પકડી રાખીશ એટલે વરસાદ નહી વરશે અને કાલ પડશે એટલે તમે બધાએ મરી જશો. તું સા

રો થયો અને છુટયો અને શું અમે અહી રહયા રહયા બેડી ભોગવીશું ! હું વરસાદ વરસાવીશ તયારે તમે ખાવાના છો કેની ? જુઓતો ખરા !" આ વાત સઘળાઓ ધયાન આપી શાંભળતા હતા. એટલામાં પેલો સુધરેલ ગાંડો પાદરીની તરફ ફરીને તેના બે હાથ પકડીને બોલયો, "સાહેબ આજે પેલો વરસાદની ધમકી આપેછે તેથી તમે ફીકરમાં પડી ગભરાઓ નહી. કેમકે એ જો ભરેસપતી હશેતો હું સનીશચર છઉં અને તેથી કરી મારી મરજીમા આવે તેટલો વરસાદ વરશાવી શકીશ." આટલું સાંભળી પેલો પાદરી બોલયો "મારા પયારા સનીશચર ભરેસપતીને ખીજવવાની કંઈ જરૂર નથી અને આપ સાહેબ મેહેરબાની કરી જયાંછો તયાના તયાંજ રહો, અને વળી કોઇ વખત ફુરસદ મળશેતો તમારી મુલાકાતને આવીશ." આ વખતે ઉપરી અને પેલા શઘળા ગાંડાઓ હશી પડયા અને પેલો ચાલાક ગાંડો બંધીખાંનામાને બંધીખાંનામાજ રહયો.

ઈ. અ.

---

## શુક્ષમદરશક યંતરનો લડાઈમાં ઉપયોગ.

ફરાનશની છેલી મોટી લડાઈમા હવાઈ ફાંણુસનો કેવો કીમતી ઉપયોગ કરેલો હતો, તે સમજાવયા પછે હવે શુખસમદરશક યંતરનો ઉપયોગ એજ લડાઈમાં કેવો કરેલો હતો તેનું થોડુંક બેઆન વાંચનારી દાનેશમંદ બાનુઓ આગલ રજુ કરીએ છઇએ. એને લગતું ચીતર પાસેના સફા ઉપર આપયુંછે, જેમાં સાદી આંખે નહી વંચા એવા બારીક હરફો ઉપલાં યંતરોની મદદથી દેવાલ ઉપ મોટા કદના પાડી દેખાડયાછે અને તે હરફો વંચાય એ ટા મોટા દીસવાથી આસપાસનાઓ તેને લખી લેયછે. ારીસની આસપાસ જારે સખત ઘેરો નાખેલો હતો તારે હેરની અંદરની ખબર અંતરો એજ કલાથી બાહેર મોલાવતા હતા. એ કેમ બની શકે તેની સમજ નીચે આ એ છઇએ.

આગલા વખતમા જારે શુખશમદરશક જેવું અતી ઉપયોગી યંતર માણસને હાથ લાગું હતું નહી તારે ઘણીક જાણવા જોગ અજાએબી ઉતપન કરનારી બાબદો અંધારામાં રહી ગએલી હતીઓ. પણ જારથી આ યંતરની શોધ થઇછે તીયારથી તે આજ લગી આપણા જાણવા કીજે જાણે એક બીજી દુનીયા આપણી નજર આગલ આવી ઉભીછે. એક કબુતરના પીછના પડમાથી બારીકમાં બારીક પીસતું કાહાડી એ યંત્રની મારફતે તપાસીશુતો તે એક બીજા નવા આખા પીછ જેવું દેખાશે. રાતની વેલા મીઠી ઉંઘમાંથી ભડકાવી ઉઠાડનારા એક માકડની સુંડ જે સાદી નજરે જોતાં એક જીના કેશ જેવી દેખાયછે, તેનો ચટકો કેમ અને કયારે આપણા અંગમાં લાગેછે તે આ યંતરમાં પેલી સુંડ મેલી તપાસી જોવાથી બરાબર આપણી સમજમાં ઉતરેછે. જો આ યંતર આપણા હાથ લાગુ હુતે નહી તો આવી આવી ઘણીક બારીક ચીજોની અંદરની બનાવટની માહીતગારી મેલવવાથી આપણ બેનસીબ રહી જતે અને કુદરતના ખાવીંદનું ડહાપણ તથા સકતી જે એક રેતીની બારીક કગરસમાં વતીક દીઠામાં આવેછે તે આવત નહી.

દરએક જીની ચીજને મોટા આકારમાં જોવા કીજે આ યંતરમાં મેલવી પડેછે અને જોનાર એકલો પોતે જોઈ શકેછે, પણ તેનો આસપાસ જે સઘલા બીજા લોક હોયછે તેઓને તેજ વખતે તે જોવાને બનતું નથી. બે ચાર મીતરો હોયછે તો એકેક પછી એમ તેઓ જોઇ શકેછે, પણ જારે એવી બારીક ચીજોની અજાએબ પમાડનારી ખુબીઓ એકઠા મલેલાં લોકના એક મોટા ટોલાંને દેખાડવી પડેછે, તારે મોટી અડચણ થઈ પડેછે. માહા વીદવાન શોધકોએ તેનો પણ ઉપાય સોધી કાહાડયોછે, જેથી સાથે મલેલા સઘલા જનો એકજ વખતે સરખી રીતે તે ચીતાર જોઇ શકેછે. પરદા કે ભીતપર આ યંતરની મારફતે મોટા આંકારમાં જે દેખાવ નજરે પડેછે, તે વેલા તે ખુદ ચીજ દેખાતી નથી પણ તેનો ઓલો અથવા ચીતાર આબેહુબ દેવાલ અથવા પડદાપર પેલા યંતરની ચોકસ ગોઠવણથી પડેછે, અને પેલી વસતુ મોહોટા આકારમાં દેખાતી હોય તેમ લાગેછે.

સુરીઅનાં એકઠાં કરેલાં કીરણોની રોશની સુખશમદરશક યંતરમાં દાખલ કરી એક અંધારા ઓરડામાં સફેદ પરદાપર બારીક વસતુઓનો મોહોટો કરેલો ચીતાર લોકને દેખાડવાને સને ૧૭૩૯ માં લીબરકહુન નામના તબીબે પેહેલ વેહેલી કોશેશ કરી હતી. તેણે લંડન શેહેરમાં "રોયલ સોસાએટી" નામની સભાના સભાસદો અને બીજા લંડનના દરૂશટીશાસ્ત્ર જાણનારાઓને તેની બનાવટ દેખાડી હતી; પણ જેમ આપણે જાણીએછે તેમ ઈંગલાંનડમાં સુરીઅ હમેશાં આપણા દેશની માફક દીસતો નથી તેથી સુરીઅની રોશનીને આધારે પડેલું આ યંત્ર થોડો વખત નકાંમું થઈ પડયું. એ પછી મી૦ દરમનદ નામના એક બાહોસ ગરહસથે તે દેખાવો ચાકની રોશનીથી દેખાડવાને શોધ કરી.

હરએક સફઇદાર ચકચકીત ચીજ કે જેમાં છાયો પાછો ફેંકવાની શકતી હોયછે તેથી અથવાતો કામ અને તેના જેવી બીજી પારદરશક વસતુ એક ચીજનો આકાર નાહાનો અથવા મોહોટો કરી શકે એવી હોય તેથી હરએક તસવીર થાયછે. તમારી મોહોડું જોવાની આરસીમાં છાયો પાછો ફેંકવાનો ગુણછે તેથીજ તમો તમારા સુંદર ચેહેરાની સીકલ આબેહુબ જોઈ શકોછો. 'લેનસ' નામથી જણાયલા ગોલ, જોવાના, પારદરશક કાચોમાં એવી ખુબી છે કે જેથી એક ચીજનો છાયો નાહાનો અથવા મોહોટો દેખાઈ શકાયછે. સુખશમદરશક યંતરમાં એવા લેનસનાં કાચો વાપડવામાં આવેછે. લેનસની બાબદમાં એક સાધારણ કાયદો એછે જે તેમાંથી પડતા ચીતારનો દેખાવ અસલ ચીતારથી હંમેશાં ઉંધો હોયછે. ઉંધા ચીતારો લોકને દેખાડવામાં કોઈ સારૂં લાગે નહી માટે તેનો ઉપાય એવો કરવામાં આવેછે કે એક બીજો લેનસ પેલા ઉંધા ચીતાર સામે મેલેછે અને તેથી લોકને જેવી વસતુ ચતી હોયછે તેવોજ ચતો ચીતાર નજરે પડેછે. વલી એક બીજી સેહેલી રીત એવીછે કે જો દેખાડવા મેલેલી વસતુ વગર અડચણે આપણાથી ખસાડી શકાય એવી હોયતો ચતો ચીતાર

કરવા કીજે બે લેનસ વાપડવાની કાંઈ ગરજ નથી, પણ ફકત વધારે મેહેનતનું કામ એટલુંજછે જે વસતુ મેલતી વખતેજ તે ઉંધી મેલવી કે ચીતાર ચતો પડે.

હવે એક વખત આ લેનસની બીના મનમા પુરતી રીતે ઉતરી કે તે ઉપરથી એક અંધારા ઓરડામાં સફેદ પરદાપર એક જીની વસતુનો મોહોટો આકાર અથવા ચીતાર આકસીજન ગાસથી બલતી ચાકની ઝલકાટભરી રોશનીને સુકશમદરશક યંતરમાં દાખલ કરવાથી કેમ થાયછે તે ઝટ સમજમાં આવશે. એક અંધારા ઓરડામાં સુકશમદરશક યંતરનો બાકસ, કે જે ઘણોખરો "માજીક લાનટરન" યાને જાદુઈ ફાનસના દબાને મલતો હોયછે, તેને ઉંચા મામરા ઉપર પરદાથી એવે અંતરે ગોઠવેછે જે તેમાંથી દેખાડવા ધારેલી જીની વસતુના ચીતારના કીરણો ખોલા દેખાય તેમ આબાદ પરદાપર જઈ પડે. એ રીતની ગોઠવણી કરવા પછી ચાકની બતી યંતરમાંના લેનસોની પછવાડે મેલેછે તથા તેનો ઝલકાટ વધવા કીજે આગલથી બનાવી રાખેલી આકસીજન ગાસ એક રબરની નલીની મારફતે પોહોચતી કરેછે, એ પછી પેલી જીની વસતુને યંતરની આગલી બાજુ તરફ એક ગાલો કરેલો હોયછે તેમાં મુકેછે એટલે તેનો ખરો ચીતાર પરદાની બીજી બાજુએ બેઠેલા લોકને મોહોટા આકારમાં જણાયછે.

જેઓએ જાદુઈ ફાનસના દેખાવો જોયા હશે, તેઓને આ યંતરની રચના તથા તેમાંથી જણાતા ચીતારોની સમજ બીકટ લાગશે નહી; કારણ કે "માજીક લાનટરન" થી દેખાતા ચીતાર અને શુખશમદરશક યંતરમાંથી જણાતા ચીતારોમાં ઘણો તફાવત નથી. જે જુજવી ફરકછે તે એજ કે માજીક લાનટરનના કરતાં શુખશમદરશકના ચીતારો જીની વસતુના મોટા આકારછે અને તેમાં જે લાનસો વાપડવામાં આવેછે તે જીની વસતુનો મોહોટા આકાર કરવા લાયકના હોયછે. ગયા મારચ માસની અધવચમાં ગુજરાતી ગનાન પરસારક મંડલી તરફથી એક જાહેર સભાની વેલા જે ચીતારો જીની વસતુના દેખાડવામાં આવયા હતા તે એજ ધોરણપર હતા.

આવી રીતે બારીક ચીજોના મોહોટા ચીતાર કરવાની કલા એક વખત હાથ લાગી કે તેને ખાતર વીદયાની અજાએબી કે ગમત તરીકેનાજ ઉપયોગમાં લાવી માણસ બેસી રેહેયો નથી, પણ તેનો લાભ લઈ સારો ઉપયોગ કરયોછે તે આપણે હાલની તાજી બનેલી બીનાઓપરથી જાણુયેછે. જારે ફરાનસની છેલી લડાઈમાં દુશમનો પારીસ સરખા ગુલજાર શેહેરની આજુ બાજુ ઘેરો ઘાલી પડયા અને સઘલી તરફથી બીજા શેહેરો સાથનો સંબંધ તથા વેહેવાર બંધ કરી નાખયો તારે પારીસમાં ઘેરાઈ રેહેલા લોકની ખબર બાહાર લઈ જવા બાહારની ખબર પારીસમાં લઈ જવાને કાસદો ઉપરાંત બીજી ઘણી યુકતીઓ કામે લગાડવામાં આવી હતીઓ તેમાં એક આ હતી કે એક બારીક કાગલના કકડાપર જેટલી ખબર માઈ શકે તેટલી સમાવી તે પોહોચાડવી. એ ખબરો સાદી નજરે વંચાઈ શકે એવી લખેલી હતી નહી તેથી તેને ઉપર જણાવેલી શુખશમદરશક યંતરની મોહોટી કરવાની કલાથી વાંચવામાં આવતી હતી અને તેનો ફેલાવો કરવામાં આવતો હતો.

વાંચનારી બાનુઓને તાજુબી ઉપજશે કે એક જીના કાગલના કકડાપર તે સઘલી ખબર કેમ લખતા હતા, પણ જાંહાં એલમ આવી ઉભો રેહેછે તાંહાં સઘલું સેહેલ થાયછે, અને માણુસ જે કાંઈ કરવા ઈછેછે તે કરી શકેછે. સુખશમદરશક યંત્રની મદદથી બારીકમાં બારીક ફોટોગરાફો યાને તસવીરો લીધામાં આવેછે, અને તે એવીતો નાહાની જગા રોકેછે જે આપણી સાદી નજરે મુદલ માલમ પડતી નથી. એક કુટુંબના સાત માણુસની એવી જીની તસવીરો એક ટાંચણીના માંથા જેટલી જગામાં સમાઈ રેહેછે. એક ઈંચ લાંબી તથા એકજ ઈંચ પોહોલી યાને બીજા બોલોમાં બોલીયેતો એક ચોરસ ઈંચ જગામાં એવી દશ હજાર તસવીરો આપી શકેછે. આપણે વારેઘડીએ એક કુટુંબના માણુસોની એવી બારીક તસવીરો એક વીટીમાં જોયેછે તે એજ રીતથી પાડેલી હોયછે અને તે વીટીના હીરાને લેનસના જેવો કાપેલો હોયછે તેથીજ તે આપણુને દેખાયછે.

બીજા કોઈ જાણે નહી તે માટે અગતનાં કાગજીઆંઓ તથા સંધેસાઓની એવી બારીક તસવીરો લીધામાં આવેછે અને તપાલની મારફતે રવાના કરી શકાયછે. મો૦ સતીનાકરસ નામનો એક ફરેનચ જે લઢાઈની વેલા તુરસ શેહેરના તપાલ તથા તાર ખાતાંનો વડો હતો તેણે અગતના સંધેસાઓની એવી તસવીરો લેવાડી હતીઓ. એવું કેહેછે કે એ સંધેસાના એક રેશમી કાગલના જીના કકડાપર સીતેર હજાર બોલો સમાવામાં આવયાં હતા અને તે કાગલ એક બંધબસત કરેલા કુવીલમાં મેલી કબુતર સાથ બાંધી રવાના કરવામાં આવતા હતા અને જે જગાએ પોહોચાડવાના હતા તે જગાપર જારે કબુતરો આવી પુગતા કે તરત તૈયાર રાખેલા માણુસો તે કાગલપરની બીના એક પરદાપર આગલ સમજાવયુંછે તે મોસાલે મોહોટા ચીતારમાં દેખાડતા અને તેનીપરથી નકલો કરી તે છાપવામાં આવતા હતા.

વીદયાના બલથી જણુયલી બાબદો માણુસના સંકટની વેલા કેટલી કામની છે તે ઉપલી બીનાથી જાહેર થાયછે, માટે વાંચનારી દાનેશ બાનુઓ હમારી એ વીનંતીછે જે હમેશાં એવી બાબદોનું ગ્નાન મેલવવાને ઘણા આતુર રેહેવું જોયેછે.

# લોકો.



શાહનશાહ નેપોલીઅનના એક જાસુસને શક ઉપરથી પકડેછે.

## ફ્રેંચ લોકો.

ડચ અથવા વલંદા લોકોની મુલાકાત લીધા પછે હવે તરતજ પડોશમા ફ્રેંચ અથવા ફ્રાંસીસ લોકોના મુલકમા આપણ ઉતરીએ છઈએ. યુરોપના સરવે લોકો કરતાં ફ્રેં ચ લોકોને આપણ વધારે પીછાંનીએ છઈએ, બલકે ઈંગરે જો વીશે આપણું જેટલું ગ્યાન છે, તેટલું અથવા લગભગ તેટલું ગ્યાન આપણ ફ્રેંચો વીશે ધરાવીએ છઈએ. અગ તકરીને ૧૮૭૦ ની મોટી લડાઈ પછે તેઓના ગુણ, લખશ ણ આપણી જાણમા વધારે આવયાંછે, અને તેથી આ લોકો વીશે અમને કાંઈ જાજું લંબાણ ઈઆ નવું કેહેવું પડશે નહી.

ફ્રાનસ દેશનો કીનારો તરણ મોટા સમુદરોને લાગે લોછે. તેની એક બાજુએ બરીટીશ દરીઆવ, બીજી બાજુ એ આટલાંટીક માહાશાગર અને તરીજી બાજુએ લુમધી અ સમુદર તેને લાગેછે, એટલે તેવો મુલક વેપાર વનજ અને સુધારામા આગળ વધે તથા તાંહાંના લોકો ખુશકીના અને દરીઆઈ વેહેવારોમા ઘણા સુધરેલા અને બળવાન થ ઈ પડે તેની કાંઈજ નવાઈ નથી. યુરોપખંડની સઉથી બ લવંત પરજા આજસુધી ફ્રેંચ લોકોની ગણાતી હતી અને જોકે વધારે જોરેમંદ લોકોની વધારે મોટી શંખ્યાએ તેમનો દોર તોડી નાખયોછે, તોપણ આજેબી એ પરજા પોતાની મોટાઈ ઉપર મુસતાક છે. ફ્રેંચોને એવો જબરો ધોકો લા ગો છે, કે કોઈ બીજી નબલી પરજા તેમની જગાએ હતતો દુનીઆંની સપાટી ઉપરથી તે ગોયા નાબુદ થઈ જાત, પણ ફ્રેંચો એટલા બળવાન હતા તેથીજ જેવીને તેવી આબા દાંનીમા ટકી રહયાછે.

ફ્રેંચ મુખીઅ કરીને ખેડુત લોકો છે. તેઓનો મુ ખીઅ રોજગાર ખેતીવાડી છે, અને જોકે ઘણા નામીથા કા રખાંના, ઘણા મોટા ઉદપોગ હોનરો બીજા હોનરમંદ દેશો કરતાંબી એ લોકોમા વધારે ચાલેછે, તોપણ ફ્રાંનસની સા ધારણ હાલત ખેતીવાડીની છે. ફ્રાનસની જમીન ઘણી રસાલ છે અને તેથી ઘણા મોટા પાયા ઉપર તાંહાંના લોકો ખેતીવાડી ચલાવેછે અને તોપણ આ વાત અજાએબ જેવી છે કે ફ્રેંચોની સુધરાઈ પરમાણે તાંહાંના ખેડુતની તથા એ તીવાડીની હાલત જેટલી સુધરેલી આપણ ધારીએ તેટલી મુદલ નથી. ફ્રેંચ ખેડુતની હાલત આપણા દેશી ખેડુતને મળતી વધારે છે. ઈંગલંડમા ઘણીખરી જમીન તવંગરો ના હાથમાછે, જેઓ જમીનના મોટા મોટા માલેક થઈ પ ડયાછે અને ખેડુત માતર મજુરી કરેછે. ફ્રાંનસનો ખેડુત આપણા દેશની મીશાલે પોતાની જમીનનો પોતેજ માલેક છે. તે સુધરેલી રીતની ખેતીવાડીથી હીંદુસતાંનનાં ખેડુત

જેટલોજ અણજાનો છે, અને તેનીજ મીશાલે ફરેંચ ખેડુતના હથીઆરો સઘલાં અસલી જમાનાનાછે !

બરીટની નામનુ પરગણું, જે ફરેંચ કરતાં (બરીટન) ઈંગલંડના એક પરગણા જેવું વધારે દેખાયછે, જે ઈંગલંડના કોસટાની સઉથી નજદીકની ફરેંચ સરેહદ છે અને જાંહાંના નામનીશાણીજ નહી, પણ ભાશા અને દંતકથા વટીક ફરેંચથી લગાર વેગલીછે, તાંહાંના લોકોની હાલત ઉપલા હેવાલના દાખલા તરીકે ટાંકી શકાશે. એ પરાંતમાં કુસતી રમનારા મલો ઘણા મલેછે, તેમજ કેટલાકો વાંહાણોને ખોટી નીશાણીઓથી ભુલવીને ખરાબે લગાડવાનો ધંધો કરેછે.. તાંહાંના ખેડુતો ઘણી જંગલી અવસથામા છે. તેઓ હસવા સરખા પોશાક પેહેરેછે, અસલી રાહારસમો પાલેછે, કાઠલીક ધરમપર ઘણા સુસત છે અને અતીઘણાં વેંહેંમી તથા જાહેલ છે. તેઓમાં દેવલો પુશકલછે, જેમાનુ એક દેવલ " આપણી ધીકારવાલી માતા " એવાં નામથી અરપણ કરેલુ છે !

ગાસકનીના પરગણામાં ભરવાડ લોકો મેંઢાંનાં ચામડાં પેહેરેછે અથવા ઘણાજ જાડાં ઉનના કપડાં પેહેરેછે. તેઓ જમીન ઉપર ચાલતા નથી, પણ મોટી લાકડીઓ ઉપર ચહડીને દરએક જણ તેલાકડીઓ વડે ચાલેછે. તેઓના ગામનો રેવાજ એમજ ચાલવાનોછે. એ રીતે તેઓ ગીચ જાહાડીઓ અથવા નાહના નદી નાલાંઓ ઉપરથી ચાલી જાયછે અને પોતાના ગોવાલાં ઉપર ઘણા દુરથી ચોકી કરી શકેછે. તેઓ આ લાકડીઓથી એટલા દોડી શકેછે કે ઘોડો રવાલી ચાલે ("ટરાટ") જતો હોય તેની બરાબર રહી શકેછે. ખેતરોમા તેઓ પીથ પછવાડે એક તરીજી લાંબી લાકડી જમીનમા ખોશીને તે તરણ લાકડીઓ વચે માથું અને પગ ટેકવી ઉંચાઈએ સુવેછે અને ગોવાલાં ચરે તેટલોવાર કલાકના કલાક તે લાકડીઓ ઉપર સુતા સુતા તેઓ મોજાં ગુંઠવામા અથવા એવાંજ બીજાં કાંમોમા વખત ગુજારેછે ! હીંદુસતાનના ખેડુતની મીશાલે તેઓ પણ રાજદ્વારી ફેરફારોથી બેપરવા અને બેખબરા રેહછે. એક લખનારના કેહેવા મુજબ " ફરાનસની ધરતી ગમે એવી ઉથલપાથલથી ધ્રુજે, પણ લાંનડીસના આ ભરવાડોને તેનો કાંઈ આંચકો લાગતો નથી, તેઓ કાંઈ દરકાર કરતા નથી, તેઓ બાપદાદાના વખતની મીશાલે ગોવાલાં ચરાવેછે અને પોતાના ઝુપડાંમા સુખીછે " !

ફરેંચો ઘણુંકરીને અનાજ, લીંબુ તથા નારંગી વગેરે ચોકસ મેવા, અને દરાખ, સેહેતુર તથા ઓલીવ નામના ફળોની ખેતી ઉપર પુશકલ ધેઆંન આપેછે. તેઓની સઉથી સરસ પેદાસ દરાખની છે. અસલી જમાનાથી દરાખ તે ગોયા ફરેંચ લોકોની દોલત ગણાતી આવીછે. દેશનાં પાંચ મોટાં પરાંતોમાં તેની ખેતી ચાલેછે અને સપટેમબર તથા અકટોબર મહીનામાં જારે દરાખો પાકેછે તારે ખેડુતોમાં તે ઘણી મોજ અને ખુશાલીના તેહેવાર જેવા દીવસો ગણાયછે. ગોલાબ અને મધ જેવા રસથી ભરેલી અને મોટા જથામાં ઝુલાઈ પડતી દરાખોના વેલાનું વણનું વણ જાંહાં લાગેલુ હોય અને જાંહાં જોઈએ તાંહાં તેના ઝુંમખાના ઝુંમખા ઉપર આંખ નહી ઠરે, તેવી મોસમમાં તેવા દેખાવ આગળ આદમી મોટી મોજમાં ડુબી જવાને લલચાય એ કુદરતી છે.

આ દરાખનો મોટો પાક સઘલો દારૂ બનાવામાં જાયછે અને એ રીતે બરાંડી, વાઈન, તથા ચમપીન બનાવવાનો ફરેંચોનો ઘણોજ બોહોલો વેપાર અને ધંધો થઈ પડયોછે. ખરેખર ફરેંચ લોકો જેવા દારૂના વેપારી બીજા કોઈ નહી હશે. દરાખને પીલીને રસ કાહાડવાનું કામ ઘણું મોટું છે, પણ વાંચનારી બાનુંઓ જાણીને અચરત થશે કે એ કાંમ આદમીના પગે પગે થાયછે. જેમ અતરેના હલવાઈઓ હલવા ઉપર પગે કુદીને તેને ટીપેછે, તેમજ યુરોપના સઘલાં દેશોમાં જાંહાં દરાખનો દારૂ બનેછે તાંહાં દરાખમાંથી રસ કાહાડવા સારૂં તેને માણસોના પગે કચડવાનો ચાલ અસલથી ચાલેછે અને આજે આપણ જેબી લેહેજતદાર દારૂ પીજીએ છઈએ, તે ઘણું કરીને પગે કચડેલી દરાખનો છે ! એમ ભચડવાની મોસમને " વાઈન ડાનસ " અથવા " દારૂના નાચ " ની મોસમ કેહેછે. એ કાંમ ઉપર જોરાવર અને કદાવર મજુરોને લગાડેછે. શામપેન અને રોહોનના દારૂઓ ઘણું કરીને સાંચાથી ભચડેલી દરાખના બનેછે.

આ દારૂનો વેપાર ફરાનસમા કેટલો વધી પડયોછે, તેનો કાંઈક ખેઆલ આપવા માટે હેઠલ થોડીક જાણવાજોગ હકીકત ઉતારીએ છઈએ. શામપેન પરગણું આખું ચમપીન અને એવા બીજા ઉંચા દારૂ બનાવાપર ગુજારો ચલાવેછે. એ સઘલો દારૂ એક જાતની જીણી દરાખમાંથી બનેછે, જે અતીશય મીઠી હોયછે. તે દારૂ એટલો વખણાયલો છે કે જેટલો તેનો ખરો વેપાર ચાલેછે તેટલોજ તેનો ખોટો પણ વેપાર ચાલેછે, ઈઆને શમપેનના બનાવેલા દારૂ તરીકે ઘણો ખરાબ માલ ચલાવી દેવામાં આવેછે. કેટલાક મોટા વેપારીઓ પાસે એ દારૂનો એટલો મોટો જથો રેહછે કે તે રાખવા માટે વખારો બાંધવી એતો મુશકેલજ થઈ પડેછે, અને ખડકોમાં ગોફા કોરીને તે મધે આ દારૂને ભરી રાખેછે ! તે પાહાડી ભોંયરાંઓમાં ઓરડાઓ તથા રસતાઓ કરેલા હોયછે ! એકેક વેપારીના એવાં ભોંયરાંઓની ગણતરી માઈલના માઈલોની છે, જેમાં આવજાવને માટે લોઢાંની સડક રાખેલીછે અને રોશનીને માટે મોટા ભોક બાહેર કાઢેલા હોયછે ! આવાં એકેક ભોંયરાંમાં લખો ગેઆલન દારૂ અને કરોડો બાટલીઓ પડેલી હોયછે. જેમકે એકજ વેપારી મોંશીઉ જાકુઈસનના ભોંયરાંમાં ૫૦૦૦૦૦૦ (પચાસ લાખ) બાટલી તો હંમેશ પુરાંતમા રેહેછે, અને તેને દર વરશે ફકત બુચ પાછલ ૬૦૦૦૦ (સાઠ હજાર) રૂપીઆનો ખરચછે !!

અઉનીશ પરગણું જેમાં કાગનાક શેહેર આવેલુ છે, તેમા દરાખનો બરાંડી ઘણો બનેછે. ગયુએન નામના પરગણામાં પણ ફરેંચો દારૂનો મોટો વેપાર ચલાવેછે. મેંડોક નામનુ પરાંત જો કે બીજાં પરાંતો કરતાં ઉજડ ગણાયછે—કેમકે તેમા જમીન સઘલી રેતી અને કાંકડાની છે—અને જો કે તેમા બીજી ખેતી ચાલી શકતી નથી, તોપણ તેવી જગામાબી દરાખ ઉગી શકેછે અને ફરેંચ લોકો તેની સમજ એમ આપેછે કે એ દરાખના વેલા પોતાના મુલીયાંમા સુરજના તાપને જાલવી રાખેછે, તેથી રાતના તેનું ઉદરપોશન ચાલેછે ! એ પરાંતમાં ઉંચા વાઈનો ઉપરાંત સઉથી સરસ કલારેટ બનેછે, જેનો જથો એક મોસમમાં ૧૫૦૦૦૦

દોહોડ લાખ) હાગશેડનો ગણાયછે. ઉપલાંજ પરગણામાં બોરડો શેહેર આવેલુંછે, જે બરાંડીના વેપારને મારે વખણાયલું છે. એ શેહેરના દારૂના વેપારીઓની વખાર પણ ઘણી મોટી હોયછે અને તેમાં પીપની હરીના ડુંગર ચહડાવેલા જોવા લાએક હોયછે. હીઆંનો સઉથી સરસ માલ ઈંગલંડમા ઘણો ખપેછે. બીજાં દેશોમાં તેનો હલકો દારૂ વધારે ખપેછે.

પણ ફરેંચો માતર દારૂના ધંધાપર પડેલા નથી. તેઓના દેશમા બીજા ઉદપોગો ઘણી ચહડતી હાલતમા ધીકેછે. કોલસાની તંગીને લીધે ફરેંચો કારખાંનામા ઈંગરેજોની બરોબરી કરી શકતા નથી, તોપણ તેઓ માતર ઈંગરેજોથીજ ઉતરતા હશે. મોટા નામીઆ ઉદપોગોમા ફરેંચોની બરોબર બીજી કોઈજ પરજા હશે. રેસમનો પાક તેઓ એટલા મોટા પાયા ઉપર ચલાવેછે કે માતર તરણ ચાર પરાંત મળીને રેસમના કીડાઓનું ગુજરાન ચલાવા મારે ૧૫૦૦૦૦૦૦ (દોહોડ કરોર) સેહેતુરના જાહાડ ઉગાડેલાંછે! જે કાપડ વણવા, ભરવા, સીવવા, ઈઆ ગુંઠવામા ઘણી કળા, હોશીઆરી, ચાલાકી અને મનશકતીનો ખપ પડેછે તેવું સઘળું કામ ફરેંચો જેવું કરી શકેછે, તેવું બીજા કોઇ લોકોથી બનતું નથી. વીદીઆ હોનરોને લગતાં હથીઆરો, દેવાલોને સણગારવાના પદડા, નાહના મોટાં ઘડીયાલ, પુતલાં, કોરીકામ, નામીચું રેસમી કામ, રીબન, લેસ, ગલીચા, કાગજ અને ઉનના કાપડ બનાવામા ફરેંચો અતીઅંત પુરવીણ અને ખબરદાર છે. તેઓના રેસમના, ઉનના, વગેરે કારખાંના ઘણા ઓહોલાં છે અને તે સરવેમા ઈંગરેજો વટીક તેઓને સરસાઇ આપેછે.

જાંહાં આવો મોટો ઉદપોગ, તાંહાં મજુરોના હક ઘણા ધાસતીમા આવી પહોછે અને ધણીઓ તથા મજુરો વચે ઘણી અંડફાટ ચાલેછે. આ મારામારીઓનો ઉપાય ઈંગરેજોને સુજ પડયો નથી, પણ ફરેંચોએ ઘણા વરશ થયાં તે ઉપાય શોધી કાહાડયોછે. એ શોધનું માંન મોટા નેપોલીઅન બોનાપારટને ઘટેછે. તે ઉપાય એ છે કે "અજમાશવાલાં માંણસોની કાઉનસીલ" એવાં નાંમની કાઉનસીલો શેહેરે શેહેર સથાપીછે, જેમાં અડધા મેમબરો મજુરોના તથા અડધા માલેકોના ચુંટી કાહાડેલાછે અને તેઓ એ બંને વરગના હક વીશે બંદોબસત કરેછે. આવી કાઉનસીલ પેહેલ વેહેલી સને ૧૮૦૬ માં રેસમના કારખાંનાંના મુખીઅ મથક લીઓં શેહેરમાં સથાપી, જે પછે વધતાં વધતાં આખાં ફરાંશમાં એવી આસરે ૧૦૦ કાઉનસીલો થઈછે, એટલુંજ નહી પણ પડોશના બીજાં દેશોમાં પણ જારે પોતાનું રાજ હતું તારે ફરેંચોએ એ રેવાજ દાખલ કરપો હતો, જેથી ઘેંટ, કોલોંગ, વગેરે શેહેરોમા હજી તે કાઉનસીલો ચાલેછે.

ફરેંચ લોકોની કેળવણી, કળાકઉશલ વગેરેનું એટલુંતો સાધારણ રીતે જણાયલુંછે, કે તે વીશે વાંચનારી બાનુઓને કાંઇ સમજ આપવાની કોશેશ કરીએતો તે હસી કાહાડવાજોગ ગણાશે. જે દેશે દુનીઆના સુધારામા ઘણો ભાગ લીધેલો, જે દેશે ઘણીક નામીચી શોધો જાહેર કરેલી, જે દેશે ઘણાક ફીલસુફો, વીદવાનો અને સાસ્રીઓને પેદા કરેલા તે દેશની કેળવણી કેવી મોટી હશે તે વાંચનારી બાનુઓ સમજેછે. કેટલીક બાબતો જેમકે જંગલોની જતન; ખાંનો ખોધવાનો એલમ, વગેરેમાંતો તાલીમ લેવા સારૂં ઈંગલંડ દેશ વટીક પોતાના બેટાઓને ફરાંનસ દેશની એજ કારણોસર સથાપેલી મકતબોમા મોકલેછે. ફરાનસના શેહેરે શેહેરનાં મોટાં સંગરહસથાંનો, પુસતકખાંનાંઓ, બાગો, મેહેલો, નાટકશાળાઓ વગેરેના હેવાલ શેઠ ડોસાભાઇ કરાકા અને મરનાર શેઠ કરસનદાસ મુલજી જેવાઓના પુસતકમાંથી વાંચનારી બાનુઓને મોહોડે ચઢી ગયાછે. ફરેંચ લોકો રોમન કાઠલીક પંથનાં ખરીસટી ધરમ ઉપર ઘણા ચુસત છે, તે પણ જાણીતી બીનાંછે. છેલે તેઓના રાજપાટની ગોહવણોતો ગોયા સઘલી ચવાઇ ગઈછે. તેઓ ઉપર અતાર સુધી શાતશાહી રાજ હતું, જે રાજને લુટી લઈ પોતાનું પરજાસતાક રાજ કીધા પછે તેઓએ એટલી અધીરાઈ, નાફરમાની, આપખુદી, તથા આકલાપણું દેખાડયુંછે કે એક શાનશાહા વગર પોતાનું રાજ પોતે ચલાવવાને તેઓ અશકત માલમ પડયાછે અને સાબેત થયુંછે કે તેઓ પરજાસતાક રાજ ભોગવવાને લાએક નથી.

આ અધીરાઇ અને આકલાપણું ફરેંચોની જાતી ખાશીએત છે. તેઓ લડાએક જુંસા ધરાવનારા છે. લડાઇના તેઓ ઘણાજ શોકીન છે. જરમની સાથની છેલી લડાઇ મરનાર લુઈ નેપોલીઅને માંથે લીધી, તે મુખીઅ કરીને તેઓના આ જોસાને રાજી રાખવા મારે લીધી હતી. લડાઈપર તેને મોકલનાર એ ફરેંચો હતા, અને જારે તે સીકસત પામપો તારે તેને ખાસડાં મારવામા પણ એજ ફરેંચોએ ઉતાવલ કીધી. તેઓ ઘણાજ ઉતાવલા અને આકલા સવભાવના છે, પણ બીજી દરએક રીતે તેઓ સારા ખવાશના છે. મીઠાસ અને નરમનતાઈમાતો તેઓ ગોપા નમુના છે. પહેરોનાગતમા પાહાવરદા છે. શખાવત અને ધરમ કરવામા ઘણાજ દુલા જીવના છે. તેઓ અતીઅંત રંગીલા અને મોજીલા છે. તેઓ જલદી ઉસકેરાઈ આવેછે, પછે તે ઉસકેરણી ખુશીની હોય ઈઆ ગમીની હોય. ખુશાલીમા હોય તારે "મારસેલે" નું નામીચું ગીત મોહોલે મોહોલે તેઓ ગાતા ફરેછે, જે ગીત ગઈ સદીની આખરીની મોટી ઉથલપાથલની વેળા રોજેટ ડી લીલનું જોડેલું તથા મારસેલસ શેહેરમા પેહેલું ગવાયલું હતું. ફરેંચ લોકો એટલા મોજીલા છે કે ઘણાખરાઓ પોતાના કુટંબો સહીત રાતના ઘરની બાહેર જાયછે. તેઓ ઘરમા કદાચજ રાંધેછે. ઘણાખરા હોટેલોમા ખાવા જાયછે અને રાતના નાટકશાળામા જઈને પછે ઘરમા માતર સુવા જાયછે! તેઓમા નીતીનો ઘણો બગાડો ચાલેછે. રંડીબાજી એટલી વધી પડીછે કે માહોમાહે સમજુતી કરીને તેઓ ચોકસ મુદતને થકી પરણેછે!

ફરેંચ લોકોની વસતી ૩૭ા કરોર માણશની છે. જરમની દેશનો ફરાંક નામનો એક ટોલો ૫ મી સદીમા એ દેશ ઉપર ઉતરી આવપો તે ઉપરથી એ લોકોને ફરેંચ નાંમ મળયુંછે. આગળ રૂમીઓ તેમના દેશને "ગાલ" તથા એ લોકોને "ગાલીક" કેહેતા હતા. એ લોકો મુખીઅ કરીને કેલટીક ઓળાદના છે, જેની સાથે થોડું જરમન લોહી ભેલાયલુંછે. તેઓ જરમનો કરતાં ઠીંગણા કદનાં, પતલા, પણ મજબુત બાંધાના છે. તેઓ હુંઠડી ઉપર ટુકી દાહાડી રાખેછે અને ઘણો એશકી પોશાક પેહેરેછે. તેઓ ફરેંચ

બાશા બોલેછે, તે લાટીન ઉપરથી નીકળેલીછે, પણ તેમા ફ્રેંચ અને રૂમી બેની ભેલી રૂઢી લાગુ પડેલીછે. એ બાશા ઘણી મીઠાસવાળી છે અને આખાં યુરોપમા તે બોલાયછે. ફ્રેંચ આવડવા વના એક ગરહસથ અથવા લેડીની કેળવણી પુરતી ગણાતી નથી.

---

## પરચુટણ બાબતો.

**આગ હોલવવામાં એક કુતરાનુ જ્ઞાન**—નીઉ કેશટલમાં સેનડગેટ આગળ મીનબતોની દુકાન માંડનાર કોક્ષન નામનો એક ગરહસથ પોતાની નવ વરશની એક છોકરીને એક દને દુકાન સોંફી બાહેર ગયો. આએ વખતે તે છોકરી સાથે તે દુકાન પર દુકાનની ચોકી કરવા સારૂં પાલેલો એક મોહટો પાહડી કુતરો હતો. તેવામાં ચોપડીઉ એવું બનીઉં કે એકાએક બતીથી તે છોકરીની તોપી સલગી ગેઈ, જે તેણીએ કાહાડી નાખવાને ઘણીએક કોશેશ કીધા છતાં બાંધેલી હોવાથી નીકલી શકી નહી તેથી તે બીચારીએ ગભરાઈને ચીસ પારવા માંડી જે સાંભલી તરતજ પેલા કુતરાએ તે છોકરીની પછવાડે કુદી પડીને પોતાના મોંહના અને પંજાવરે તે તોપી ચોલી અને દાબીને બળતું બુજાવી નાખયું. આવી રીતની તે કુતરાની હુશીયારીથી તે છોકરીની ફકત તોપી અને થોડા બાલ બલીઆ અને નહીતો બેશક તે બીચારીનો જીવ પણ જતે.

---

**ધરમી કે અધરમી?**—એક ઉતરતી પદવીનો પાદરી જે ધાંધાનો ધંધો કરતો હતો તેને વીશે એવી વાત કરેછે કે તે પોતાના મેહતાને દરરોજ નાસતો કરયાની આગમજ બંદગી કરતી વખતે આ મુજબ પુછતો હતો:—"જહાન, રંમ દારૂમાં તેં પાણી ભેલયું?" "અને ખાંડમાં રેતી નાંખી?" "અને મરીમાં મટોડું?" "અને કાફીમાં ચીકોરીનાં મુલીયાં?" આ અને એવીજ બીજી ભેલમ ભેલનો જવાબ પેલો મેહતો "હા, સાહેબ" કરીને દેતો હતો, જે પછે પેલા ધરમી પાદરી સાહેબ તેને હોકમ કરતા હતા કે—"ચાલ આવ, અવે બંદગી કરીયે!"

---

**ઠેલસના વચનો**—"સઉથી બુઢો ખુદાછે, કારણ તેણે કોઈએ પેદા કાધો નથી; સઉથી સરસ ચીજ દુનીઆંછે, કારણકે તેને ખુદાએ પેદા કીધીછે; સઉથી મોટી ચીજ જગાછે, કારણ તેમાં સરવ સમાયછે; સઉથી ઝડપવાલી ચીજ વીચારછે, કારણ તે સઘલાંપર દોડેછે; સઉથી જબરી ચીજ [illegible] કારણ તે સરવ જીતી લેછે; સઉથી દાહી ચીજ વખતછે, કારણ તે સરવ શોધી કાઢેછે."

એક વખત ઠેલસે કહયું કે મોત અને જીંદગી વચે જરાકજ તફાવતછે. તેનાં સાંભલનારામાંથી એકે પુછયું કે તું તયારે મરતો કાંએ નહી; તે બોલયો કે, તેથી ઘણો તફાવત થશે નહી.

હેલસને પુછવામાં આવયું કે બેમાંથી મોટું શું છે. 'દાહાડો કે રાત?' જવાબ આપયો કે 'રાત' દાહાડા કરતએક દાહાડો મોટીછે.

ઠેલસને પુછયું કે સઉથી અઘરૂં શું છે? જવાબ આપયો કે, 'પોતાને પીછાણવાનું'.

હેલસને પુછવામાં આવયું કે સઉથી સેહેલું શું છે? જવાબ આપયો કે, 'બીજાને સલાહ આપવી તે.' J. M. P.

---

**એક આંધલો કશાઈ**—એવું કહેછે કે નીયુયોરકમાં એક કશાઈછે જે કરવત જોઈ શકતો નથી પણ લાકડું વેહેરેછે. ક.

---

**સલામતી લેવી**—એવું કેહેવામાં આવેછે કે સલામતી લેવાનાં પેહેલ નજદીક ૧૪૦૦ વરસપર નીકલી હતી. તે કેમ શરૂ થઈ તેનું બીયાન નીચે પરમાંણેછે. પીકટસ અને સકોટસની સામે બાહાદુરીથી લડાઈ કરવા સારૂ, રાજા વોરટીજરને પેનેટનો બેટ, હેનજીસટ નામના એક સેકસન ઉમરાવને ભેટ કીધો. હેનજીસટે તાંહાં એક મેહેલ બાંધીઓ અને જારે તે પુરો થવા આયો તારે તેનું વાસમુરત કીધું. આ વખતે ખુબ ધામધુમ કીધી હતી તથા રાજા વોરટીજરનને જમવા સારૂં તેડીયો હતો. જમી રયા પછી હેનજીસટે પોતાની દીકરી રોવેનાને તેડી. તે ઘણુંજ ભપકાદાર કપડાં પેહેરી અંદાજાથી પોતાના બાપ પાસ આવી ઉભી. આ વખતે તેણીના હાથમાં એક વાડકામાં દારૂ હતો તે પોતાના જમણા હાથમાં ધરીઓ અને રાજા વોરટીજરણને સલામ કરી બોલી "તારૂં રાજ કાયમ રેહેજો અને તારી તનદરોસતીમાં વધારો થજો." પછી તે દારૂ પી ગઈ. રાજા વોરટીજરનેબી તેણીને સલામ કીધી અને બોલીઓ. "તું તથા તારા માબાપ ઘણાં વરસ જીવજો અને શુખ ભોગવજો." એ દાહડેથી સલામતી લેવી શરૂ થઈ. વારટીજરન, રોવેનાની ખુબસુરતી ઉપર ઘણોજ મોહીત પડીયો, અને પાછલથી તેણીની સાથ તેણે નેકા કીધા હતા. ક.

---

**કવી વરજીલતો હજી જીવતોછે!**—દુનીઆંમાં કેવી ઠગાઈઓ મનાયછે, તેનો એક દાખલો નીચે મુજબછે. રોમના નામીચા કવી વરજીલને માટે કહેછે કે તે એક મોટો જાદુગર હતો. તેણે રોમના દરવાજા ઉપર એક જાતની ધાતુની મોટી માખી બનાવીને મુકી હતી કે જે જાંહાંશુધી તાંહાં રહી તાંહાંશુધી આ પુરાણા શેહેર મધેથી માંખ, મછર અને એવાંજ કંટાલો આપનારાં જીનાં જાનવરો નાબુદ થયાં હતાં! આ કવીને માટે કેહેછે કે જારે તે બુઢો થાયો તારે પાછો જવાંનીમા આવવાનો કસદ કીધો, તેથી કાંઈક જાદુઈના મંત્ર ભણયો અને પોતાને લાયકનો એક ગોકો તઈયાર કીધો, અને તાંહાં એક દીને પોતાના એક વીશવાસુ ચેલાને કહયું કે તેને ડુકરની મોઆફેક કાપીને તેના ચાર કકડા કરવા, અને અચારના પીપમા નાખવો, કે જેમાથી તે ચોકસ વખંત રહીને તમામ જવાંન ઉમરનો થઈ બાહેર નીકળશે. પેલા શાગેરદે આ મુજબ કરીને તેને બંધ રાખયો. એતેફાક એવો બનયો કે તે ઠેકાણે એક મુસાફર જઈ લાગો જેણે તાંહાં એક પીપ અને એક બળતો દીવો જોયો. પેલા મુસાફરે પેલાં પીપને બંધ કીધું (જે અતારસુધી ખુલું હતું) એટલે તુરતજ પેલો દીવો બુજાઈ ગયો. એટલામા પેલા મુસાફરની અજાયબી જુઓ

કે તેણે એક નાહાનું નાગું બાળક પેલાં પીપની આસપાસ ફરતું દીઠું કે જે પેલી જાદુઈ ભાંજી નાખનાર ઉપર શરાપના વરસાત વરસાવતું હતું ! આ બાળક તે કવી વરજીલ હતો જેને હજી પુખ્ત જવાંનીમા આવતાં વીલમ હતો. થોડાવારમા તે બાળક ગુમ થાઈ ગયું. પેલો મુસાફર પોતાથી નસાય તેમ તાંહાંથી નાઠો, અને જવાંનીનું રૂપ લેવાની ઉમેદમાંજ બાપડો વરજીલ આંધણું થઈરહયો !!!

—૦૦૦૦—

## રમુજે ફુરસત.

૧. ૧૦૦) જાનવરો ખરીદવાને સેંકડ ૧૦૦) પાઊંડ આપી માણસને બજારમાં મોકલીઆ તે હેવી સરતે કે ગાએ, દર ૫) પાઊંડ લેખે ખરીદવી, મેંટાં દર ૧) પાઊંડ અને બતકાં દર ૧ શીલીંગ લેખે ખરીદવાં, જાનવરની સંખીઆ સોથી એકથી વધુ ઇઆ ઓછી નહી ઊતરવી જોઇએ. તથા સો પાઊંડમાં કાંઇ પણ વધવું ઇઆ ઘટવું નહી જોઇએ. બામજી.

૨. એક ઘરસથ કેટલાંક ફલ લેઈ જાતો હતો. રસતામાં એક દોસતે પુછીઊં એ કેટલાંછે ? પેલાએ ગણીને જવાબ આપવા કહી ગણવા ઊભો. બબેની ઘગલી કરી ગણતાં એક ફાજલ પડીઊં, તેથી તરન તરનની ઘગલી કરી ગણીઆં, પાછું એક વધીઊં, ફરી ચાર ચારની ધગલી કરી ગણીઆં અને ફરી એક વધીઊં, વલી પાંચ પાંચની ધગલી કરી ગણીઆં ફરી એક વધીઊં, તીહારે છ છની ધગલી કરી ગણીઆં, તોપણ એક વધીઊં, અને સેવટે સાત સાતની ધગલી કરી ગણી જોતાં માલમ પડીઊં કે કાંઇજ વધીઊં નથી તારે ફલ કેટલાં હતાં ? બામજી.

૩. હું ચલકતી છઊં, ખુબસુરત છઊં, મરોરદાર છઊં. હું નાજુક છઊં, પતલી કમાન જેવી છઊ, સીધી સરોવર જેવી છઊં. હું સીકલે આફતાબ જેવી દીપક આપું છઊં, શરીરે માહતાબ જેવાં અલકારના કીરણો નાખું છઊં. પાદશાહોની સોડમા હું છઊં, પેહેલવાંનોની બાજુએ હું છઊં, લોકોને માથે હું છઊં. જાલમને જેર હું કરૂં છઊં, નબલાંનો બચાવ હું કરૂં છઊં, નીરદોશને આસરો હું આપું છઊં. શાહાજાદાઓ અને ઊમરાવજાદાઓ મને તરણ દેવાલોમાં બંધ કરી રાખેછે, તોપણ હું નાગી થઇ એટલે સંધાં ધ્રુજેછે અને મને હીરા મોટીમા સણગારીને મહેલોમાં મોટાં માંન સાથ રાખેછે.

૪. ૧ દારૂખાના અને દારૂખાના (પીદાં) વચે ફરક શું ?
   ૨ સુપ્રીં કોરટ અને કોલાબેના ગેડ હાઊસ વચે ફરક શું ?
   ૩ ફરાખાનાં અને ચંડુલખાના વચે ફરક શું ?
   ૪ ટાઊમસ આફીસ અને મીઊનીસીપાલ આફીસ વચે ફરક શું ?

૨. ૧ કાંએક તેથી ચોરાનું થાયછે.
   ૨ બારભાયાનો મોહોલો.
   ૩ પેહેલો પાઘડી (૦ા ઘડી) બાંધેછે, બીજો ચોઘડીઉ (ચો. ઘડી) બાંધેછે.
   ૪ પેહેલાને પુસતક ખાનામા, બીજાને કારખાનામાં.
   ૫ મ. ર. ણ.

—૦૦૦૦—

## ખેલાસો ગઈ વેલાનો.

૧. લાલ ખુજરએ ઊપાય એવો બતાવયો કે ૫) મણવાલું વેહેલીઊં પેહેલાં ભરો, તેમાંથી ૭ મણવાલું ભરો, અને ૫) મણવાલાંમાં ૨) મણ રેહેવા દેઓ, તોપછે ૭ મણવાલું આખું વેહેલીઊં ૮ મણવાલાંમાં ખાલી કરો, અને ૫) મણવાલાંમાં જે ૨) મણ ર

—૦૦૦૦—

## દરદીની સ્તુતી.

(પ્રભાતી.)

ઓ પ્રભુ ઓ પ્રભુ ઓ પ્રભુ, આપના દાસ દરદીતણું કષ્ટ કાપો,
મંન મારૂં મહા રોગથી વ્યગ્રછે, તે થકી છુટવા સાહ્ય આપો. ટેક.
સાથ તેં સરજીયાં સુખ ને દુઃખ સૌ, છોડતાં છેક તે કેમ છુટું !
પેટમાં ભુખ ને અન્ન ભાવે નહી, દુઃખના દરદથી શીર કુટું; ઓ પ્રભુ૦
આંખમાં ઉંઘ ને ઉંઘ આવે નહી, રોઇને રાત ને દીન કાઢું,
કૃશ થઈ ચિત્તની ચરચરીથી અને, દેહને મળ્યે અન્ન ભાડું;
ઓ પ્રભુ૦

ઓ પ્રભુ માહરૂં કરમ કેવું ઘડયું, જે નહી સ્વપ્નમાં સુખ ભાળ્યું ?
પુરવનાં કરત્ય કુડાં કર્યાં તેમણે, વૈરશું આવિ રીતેજ વાળ્યું !
ઓ પ્રભુ૦

સહન થાતું નથી તે થકી શું કરૂં, પ્રાણને પીડછે પુરણ ભારી,
જે થકી જ્ઞાનને ધયાન જતુ રહ્યું, ગુમ થઇ દેહની શુદ્ધિ મારી;
ઓ પ્રભુ૦

જન્મ ને મરણતો છેજ સંસારમાં, તેહની બીક હું નવ ધારૂં,
(કેમકે) આજથી કાલ બહુ એવિઆ, વેદના વેઠવી તેથી એ ન્હોજ સારૂં; ઓ પ્રભુ૦

કેમ કીનો પ્રભુ કોપ આ કારમો, દુઃખ નાખી અને દાટ વાળ્યો,
જગતમાં જન્મ આપેછે તે માહરાં, સુખનો સ્વાદ તેં સ્હેજ ટાળ્યો;
ઓ પ્રભુ૦

મંનતો વ્યગ્રછે વેદના તે થકી, કરમના જોગથી આવી લાગી,
પાપના મુળની શુળ પેદા થઈ, આ સમે અંગમાં આવી ભાગી;
ઓ પ્રભુ૦

ધીરધારી ઘણી તોય મેં તનનો, રોગ આ તંનથી નેજ વાર્યો,
દીન ને રાત વ્યાપી વધુ અંગમાં, આપવા આપદા ખુબ જામ્યો;
ઓ પ્રભુ૦

અરજ કે આપનો દાસ તે સાંભળી, ઓ પ્રભુ તાપ સૌ તુર્ત તોડો,
ત્રાસ પામ્યો હવે કેમ કેહુ ઘણો, (માટે) દરદના દુખથી છેક છોડો;
ઓ પ્રભુ ઓ પ્રભુ ઓ પ્રભુ, આપના દાસ દરદીતણું કષ્ટ કાપો,
મન મારૂં મહા રોગથી વ્યગ્રછે, તે થકી છુટવા સાહ્ય આપો;

ર. મણીશંકર માહાનંદ.

---

## લખનારાઓને ખબર.

ન. હ. હાએવાએ—એકવાર ફરી અરજ કરાએ છે કે અમારી મુલાકાત લેશોતો તમારો ઊપકાર થશે.

ફરામરોજ—નશીહતો ઘણી અગતની છે, પણ જે કવીતામાં ને જોડીછે તેથી તે છાપવા જોગ લાગતી નથી

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. | જુન ૧૮૭૩ | આંક ૬ ઠો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

એક વાંરતા.

### પરકરણ ૮૯ મું.

એક માઠો બનાવ અગર અટકી નહી શકેતો જેમ બને તેમ દુર લઈ જવો, એ સાધારણ કાદયા ઉપર ભોલા દોલાએ અમલ કરયો.

સારી પેહેરીને તે ખોટી રતન બનયો ખરો, પણ તેને રતન સમજીને ઉંચકી લાવનારાઓમાં જારે તે માલમ પડી આવશે તારે શખત કોદરીબી ઝીલશે ખરો. તે બનાવ અટકે એવું દોલાને લાગતું નહી હતું, તોપણ તે બનતાં સુધી મુલતવી રાખવું અને બનેતો તેટલા અરસામાં છુટી જવું એવી તે બીચારાની મતલબ હતી.

દોલાના સારાં ભાએગે તેની પીતરાઈ રતનને ઓલખનાર બેહેરામ ભરૂચા સીવાએ બીજું કોઈ નહી હતું. તેણેબી રતનને એકજવાર તેના ગામડાંયાં ઘરમાં જોઈ હતી. બાકી હીરાં ભરૂચી, માકાદારૂ વગેરે કોઈ રતનને પીછાણતા નહી હતા, તેથી દોલાએ લીધેલો સોઆંગ ફાવવાને એ તક હતી.

જેને માટે તેને ઓરત સમજી પકડી લાવેલા, તે મરદ બેહેરામ ભરૂચો તો છાકરો હોવાથી આપણી દોલીબાઈ દોલા તરીકે તેના સપાટામા પકડાઈ આવતો એક વાર અટકયો.

પણ હવે તે મરદની બેહેન હીરાં ભરૂચીના કોહરાંમાં દોલો વધારે બારીક હાલતમાં આવી પડયો. તેને સ્ત્રી સમજી હીરાં તેને પોતાના સંભાલ અને પાસાં તલે સુવાડવા લાવી, તે વધારે ધાસતી ભરેલો અને જોખમ ભરેલો મામલો હતો.

આ વખતે દોલાએ આગલાં સઘલાં ચરત જારી રાખયાં. સઘલો વખત ઓરત જાતના જીણા આવાજની નકલ કરતાં તેણે ફેલ અને ફરેબ છોડયાં નહી.

હજી તે દસકાં ખાતો અને ચીસો પાડતો અને માએરે, બાપરે કરતો રહયો તથા હીરાં ભરૂચી હજી ઘભરાતી રહી. તે બોલી કે "અરે ધીકરી તુંએ તો અદ કઓરી. અવે બસ કર, ને મુંગી મુંગી પોઢી જા. આવ ઈઆં મારાં પાસાંમાં સુઈ જા. તું થાકેલી ભઉ છે તે જરા આરામ કર."

દોલાએ થોડી વધારે અદગરી ખાધી.

"આએ, આએ! તુને અધગરીનો મરજ કેમ થઈ આએવો, જો રતન ઈઆં આવ, ઉં તુને સુવાડું. જો આ ધાબરી કેવી ગરમ છે, એથી તુંને ઉંફ આએવી તો જાંણુ કે ઉંગબી આએવી."

પણ દોલાથી કેમ સુવાય?

તેની મતલબ જાગવાની હતી, કે તેથી પછે હીરાં કંટાલીને ઉંઘાઈ જાય અને તારબાદ દોલાને નાહાસવાને બની આવે.

"આવ બેહેન," હીરાંએ સમજાવાનુ જારી રાખયું. "આવની બેહેન, સારી કાડ, ને અઈ મારાં પાસાંમાં સું જો બે કલાકબી ઉંગાશે તો તારો જીવ ઠરશે."

અંતે હીરાં ભરૂચી કંટાલી ગઈ. પણ તે હજી ઉંઘાઈ નહી. તારે વળી દોલાએ એવું ડોલ ઘાલયું કે જાને તેનુ મન સુવાનુ થયું ખરૂં, પણ સુવાની ગોઠવણ તેને પસંદ નહી હતી. દોલાએ તપાસવાનુ કરયું કે આ યુકતીથી હીરાં કાંઈ થાકીને ઉંઘાઈ જાયછે?

તે બઈરીનો જીણો આવાજ કાઢી બોલયો કે "મરેરે! મરેરે! મરેરે! જુલમનાં પાડતાં મરેરે! ચાલ ખીસ મને સુવા દે." આમ બોલીને દોલો બીછાનાં આગળ આવયો અને હીરાંએ ખીસતી જઈ તેને માટે જગા કીધી.

આ કેવો બારીક હીગામ! એક લગાર જવાન, લગાર દેખામણી સ્ત્રીની નજદીકમાં રાતને વખતે દોલાને કેવી લાલચ! નબલાં મન વાલાના આ ઠેકાણે કેવા બુરા હાલ થાય!

પણ નહી. દોલો ગમે એવો ભોલો હતો પણ પોચો નહી હતો. તે કઠણ છાતીનો, દ્દ મનનો, પકી હીમત વાલો હતો. તે આ વખતે લાલચ ઉપર ફાવયો, અને ફકત હીરાં ભરૂચીને કંટાલો આપી ઉંઘમાં નાખવા તથા તે તકે પોતે નાહાસી જવાની એકજ નેમને તે વલગી રહયો.

તેણે એકલોજ સુવાની હુજતના ઢોંગ કીધા. હીરાં ભરૂચીએ ઘણું સમજાવયું કે બીજી શુવાની જગા નથી તેથી એકલા તેને આખું બીછાંનું આપેતો પછે હીરાં પોતે કાં

હાં સુવા જાય !' પણ હજી દોલો સમજયો નહી, હવેતો તે રૂસાઇ બેઠો અને મરડાતથી બોલયો કે "મારે સુવુંજ નથી, હીરાંબાઇ તમે ઉંઘાઈ જાઓ." ઈતીઆદી.

પણ તેણીને થાકવવામાં દોલો હજી નીશંફળ થયો કેમકે હીરાંએ પોતે ઉંઘાવાને બદલે ઉઠીને રતનને માટે પોતાનું બીછાંનું આપયું, તો જોકે પોતાની આસાએસ આ રીતે ખોહોવા માટે તેણીને ચીડ લાગી ખરી અને દોલાને થોડીક ગાલો ભદભદવા સીવાએ તે બીછાંનાં ઉપરથી ઉઠી નહી.

હવે તારે વળી દોલાએ બીજી તાલ કીધી, તેણે ધાબરીને બદલે ચાદર માંગી ! હીરાંએ કહયું કે ચાદર નથી, ધાબરીજ વાપરવાનીછે. દોલાએ ચાદર વગર સુવાને ના પાડયું. તે ટણકો કરીને બઇરાંની ઝીશાલે બોલયો કે "મરેરે, ચાદર વગર શુવાય કેમ ? ઓવાએ હીરાંબાઇ ચાદર આપોની."

"પણ બેન ચાદર લાઉં કીઆ ચુલામાંથી ?"

"ઓવાએ ! તે મને સાનુ પુછેછ ? હુંતો બસ ચાદર લેવાની, પછે જાનમમાંથી લાવ." આમ કહી દોલાએ થોડી અદગરી ખાધી અને એવું દેખાડયું કે જાંને ચાદર વગર તે ઉજાગરાથી ઘણી દુખી ને હેરાન થશે.

આ ચરતથી વળી હીરાં ધબરાટમાં પડી. તે બોલી કે "હાએ હાએ ! આવીબી અટીલી ને ઉજતખોરી દુકતી છે ! પણ ભાઈ બેન હવે બસ કરની. લે ધાબરી લઈને યોંતી જાની. ઉજાગરે મરી જાશેતો ! એકતો અધગરીનું ધર ધ અભાએગુંછે, ને તેમાં વળી ઉજાગરો કરેછે."

દોલાએ અદગરીઓ ખાતાં ખાતાં પોતાની માં (રતનની માસી) ને યાદ કીધી. "ઓ ! માસી, ઓ ! વીલર માસી, ઓ મારી માસી આવરે. ઓ તું મને મોકલતી મરેરે !"

"પણ ઓ રતનભાઈ, હું એમ પુછું બેન કે ધાબરીથી તુંને શું થાઇ-આએવું."

"નહી—નહી—બસ નહી—મને ધાબરી નહી ગમતી."

"પણ કાંએ નહીગમતી ? તુંને સુગ લાગેછ બેન !"

"હા—સુગ લાગેલી, ઓક આવેલો, તાવ આવેલી, ધાબરી ઓઢું ને મને તાવ આવે. નહી હુંતો નહી ઓઢવાની, નહીં સુવાની."

"અરે પણ આ ધાબરીતો ધોતી ને સોજીછે."

"જારે રાંડ એ કોણને સમજાવેછ ? ધાબરી શું ? બલી ! સુવાં ફકીરડાં હોય, ભીખારી હોય તે ધાબરી ઓઢે ! હું સારૂં મનખ હું ધાબરી ઓઢું ? અરે તારૂં પેટ બલેરે તું મને ધાબરીની આપતીનું. ઓ ! વીલર માસી તું મને મોકલતી મરેરે. મને ચાદર વગર સુવા મોકલતી તારી આંખ આંધલી થાયરે !"

હીરાં ભરૂચીને એકુ બે વાર એવું પણ લાગું કે આ દુકતીને એકુ બે ઠોસા લગાવી તેની જબાંની આ "સરસતી" ને સવાદ દેખાડવો. પણ તેણીનો ભાઈ બેહેરામ, જેની મતલબસર આ છોડીને જેહેમતથી પકડી લાવેલા તેના ગુસાનો હીરાંને એટલો દર હતો કે આ સઘલો જુલમ તેણીએ શાંખયા કીધો.

અને હવે તે એટલી કંટાલી ગઇ કે અંતે ચાદર નહી હોવાથી તરણ ચાર મોટા સુતરાઉ કકડાઓને એકઠા જોડીને તેની ચાદર બનાવી આપી, તે ફફડાતથી બોલી "લે—ચાલ—જોંસ—હવે યોંટા."

પણ દોલાની હજી નાડ ઠેકાંણે હતી. તેણે હવે પેટમા દુખવાના ઢોંગ કીધા અને તેથી દારૂ પીવા માગયો. તેની મતલબ હીરાંને દારૂ પાઈ છાકટપણાની કેફમા નાખવાની હતી.

દોલાએ દુખનો એટલો ધબરાટ કરી મેળયો કે હીરાં ખરેખર દોડાદોડી કરવા લાગી. તે મોવરાંની એક બાટલી લઈ આવી અને ફુલીયાંમા નામી દોલાને આપયું. દોલાએ તેમ પીવાને ના પાડયું. તે બોલયો કે "એતો તું ઝેર દોહોવીને મને પાતી હશે. કાલથી હું તારી ભોંજાઈ થવાની, તે તું દેખી નહી શકશે, વાસતે મને દગો દેતી હશે. મારી કેમ ખાતરી થાય ?"

એ ઉપરથી હીરાં ભરૂચીને પણ એક ફુલીઉં ઓટવાની ફરજ પડી. દોલાને આ મોડી રાતે દારૂ ભાવતો નહી હતો, પણ નાચાર ! હીરાંને છાકટી કરવા સારૂં તેને પોતાને પીવાની ફરજ હતી. જેમ એક ફુલીઉં પીવાતું ગયું તેમ દોલો કોઈવાર દુખ નરમ પડવાની ખુશી તો વળી કોઈવાર દુખારો એકાએક થઈ આંવવાના ચાલા કરતો અને વધારે દારૂની માગણી તેણે જારી રાખી.

જેમ તે પીતો ગયો તેમ હીરાંને પાતો ગયો અને તેમ કરતાં અંતે બાટલી ખલાસ થવા આવી, એટલે પછે બેહુના દીલની ખલાસી પણ નજદીક આવી. દોલાના આંખના ડોળા દારૂની અંદર ગોમા તરવા લાગા અને તે અડધો લીગેલ થઈ ગયો. હીરાં ભરૂચી વળી તેની મશખરી કરતી હતી કે "રતન તું પરણુવા આગમચ લીગેલ થઈ તો પરણુવા પછે ખુશાલીમા કેટલી વધારે લીગેલ થશે."

પણ આમ શીખામણ દેતાં હીરાં ભરૂચી વધારે હોશીયાર નહી પણ વધારે છાકટી હતી. તેને સુરતો બેવરો વધારે લાગી ગયો કેમકે એકતો તે ઓરત પડી, એટલે દારૂનું ઝેર જેરવવાને વધારે નાતવાન હતી, અને બીજુંતો વળી પેહેલી રાતે પોતાના છાકટા ભાઈ સાથ તેણીએ કેટલોક દારૂ ઠોકેલો હતો, જેની ઘેણુમા આ નવી ઘેણુ વધી હતી અને થોડાજ વખતમા તે એટલી છાકટી થઈ કે લપેરા ઉપર લપેરા ખાવા લાગી.

હવે બેહુની આંખમા અતીશ ઝોંકા આવયા અને આ રસાકસી તથા કજબેસીનો એક ઈચ્યા બીજીતર જલદી નીકાલ આવી જાય એવો મામલો થઈ પડયો. આ વખતે દોલાને વળી એક અછી હીકમત સુજ પડી અને તેથી અંતે ઝીતયો.

જારે જોયું કે હીરાં જીફતી જીફતી જમીન ઉપર અલોટાઈ, તારે દોલો પણ જાંને ઉંઘાતો હોય તેમ ખાટલા ઉપર, અલબતાં સારી સુધાં પડયો. તેણે ઘસાવસ ઘોરવા માંડયું તથા સઘળી રીતે ભર ઉંઘમા પડયો એવાં ચીનીહો કીધાં.

તેને આશાન ઉંઘમા પડેલો સમજી હવે હીરાં પણ લપેરા ખાતી ઉઠી, જમીન ઉપર પોતાની સારી પાંથરી અને એક લેહેજાવારમાં તેતો ખરેખર ભર ઉંઘમા પડી.

ઉંઘતું ડોલ ઘાલીને સજાગર રેહેવાનું દોલાનું કામ બહુ મુશકેલ હતું, તે વખતનો જે અડધો કલાક આવી દુખ ભરી હાલતમા દોલાએ ગુજારયો તે ખરેખર તેનો જનમ

સુધી યાદ રહી જાય એવો હતો. ઉંઘ આવતીને અટકાવવી, તોપણ ઉંઘ આવતી દેખાડવી અને વળી ચોકી કરતાં છુટવાની રાહા જોયા કરવી એમાં જે કંટાલો અને જે બોજો દોલાને લાગો તેનું બેઆન થઈ શકશે નહી. પણ છેલે પડવાના મારની બીહીક તથા સલાંમત ઘર પોંહોચવાની આતુરતાએ તે ઉંધરેટાને જાગતો રાખયો.

અંતે અડધો કલાક નીકળી ગયો અને હવે હીરાંની ભર ઉંઘ વીશે પકી પતીજ કરીને દોલો ઝુપડાંની બાહેર નીકલયો.

તેનું ઝુપડું ડુંગરોની વચેના ખોહોમા હતું, તેમાથી બાહાર નીકળી ડુંગરની ઉપર જવાનો રસતો ગમે એટલો મુશકેલ હતો, તોપણ દોલો તે રસતાને સારીપઠે પીછાણતો હતો.

રાત અંધારી હતી, પણ સીતારાઓની ઝાંખી રોશની પાછલી રાતની સીતલ હવામા નરમ ઉજાલું આપતી હતી. સઘળું એકાંત અને થંબ હતું, સઘળી ખુદરત પણ ચુપ અને સમસાન બનો હતી, પણ મસાનના ભુતની દોલાને બીહીક નહી હતી કેમકે ભુતનો વખત માતર રાતના ૧૨) કલાકનોજ તે જાણતો હતો અને હવેતો પાછલી રાત પડી હતી.

આવી રીતે હીમત પકડીને દોલો, અલબતાં હજી બઈરીનાજ પોશાકમા ખોહના મુખ ઉપર આવયો. ખોહોની બીજી બાજુએ તેના શેકારીઓ બેહેરામ ભરૂચો વગેરેને ઉંઘમા ઘોરવાનો ઘોંગાટ તેને બરાબર સંભળાતો હતો.

ડુંગરના ટીકટ રસતા ઉપર ફસડીયાં મારતો ચહીને દોલો ડુંગરને મથાલે પોંહતો અને બામદાદની તાજી હવા જરા છુટી છાતીએ દમમા લેવા લાગો.

પણ મથાલાં ઉપર છેલો પગ મેળવા તે પામયો નહી. હેઠલથી તેના પગને કોઈનો ઠંડો હાથ લાગો, તે હાથ તેનો પગ ધરી તેને ખેંચવા લાગું અને જો તે હેઠલ નહી ઉતરે તો તે ગગડી જઈ દાયું છુંદી નાખવા વના નહી રેહત.

તે હાથ હીરાં ભરૂચીનો હતો. દારૂની સઘળી જુમ છતાં તે અચબુમ્ જાગી ઉઠી, (અને તે એવી અગવડ ભરેલી રીતે સુની હતી કે વારેઘડીએ ભડકવા વના રેહે નહી) અને જારે પોતાના ખુબસુરત કેદી વના બીછાનું ખાલી જોયું, તારે તેણીએ એકદમ દોડી આવીને દોલાને પકડયો.

આ ગડબડથી ઝોફા આગળ સુતેલા મરદોમાના એકની ઉંઘ જરા ગઈ. તેણે પુછયું કે "એ કોણ છે?" અને દોલો મનમા બોલયો કે "હવે હું મરી ગયો."

હીરાંએ હલુસેથી કહયું કે "ઉતરી પડ, અબી ઉતર, નહીતો બેરામ બાઈ જોશેતો તારો જીવ લેશે."

દોલો એક બોલ બોલયા વગર પાછો ઉતરયો અને હવેતો હીરાં ભરૂચી તેનો હાથ મજબુત ઝાલીને જોરથી તેને પોતાના ઝુપડાંમા ઘસડી ગઈ.

હીરાં ભરૂચી હવે ખીજવાઈ તે ખરી. હવે તેણીએ પોતાના ભાઈના પેઆર અથવા પોતાની આ કેદીના માનની કાંઈ પરવા નહી કીધી. તેણીએ પોતાના ઝુપડાંનું બારણું જોરથી બંધ કરી ટાલું મારયું.

આ સઘલો વખત હીરાં ભરૂચી બડબડતી ભદભદતી રહી. "હટ તું મરે રાંડ કાલા—તું વળી ગરો લેવા અધુરી અતી? તું મરે દુખની દેતી. જોઉં અવે તું કેમ નાસેછે? અજીતો ભોંયમાંથી ફુટેછ, તેટલાં આવા મકર કરેછ? રાંડ, બેજુનીઆદ, તારી સાથ ભલાઈ કીધી તે સાંપના મોમાં આથ આપવા બરાબર છે. તું મરે મ્રાલ હીઆં ઘોંટ, ઘોંટી જા, ઈંએ, ચોલ પડ."

આમ કહીને હીરાંએ દોલાને ઘસડી બસડીને જોર જુલમથી બીછાંનાં ઉપર પટકયો અને પછે તેને નાહાસતો અટકાવા માટે પોતે પણ તેજ બીછાંનાં ઉપર ચહી.

દોલો તદન દબાઈ ગયો, માકાદારૂ વગેરેના નામથી બીહીવા લાગો, પોતાની હોશીઆરી સઘલી ભુલી ગયો, અને જેમ હીરાં કેહે તેમ ચાલવા લાગો.

એકજ બીછાંના ઉપર આ ગડબડાટમાં દોલાની સારી નીકલી ગઈ. તેનું બદીઆન ફાટી ગયું, તેમાં ખોસેલા કપડાંના દુચા નીકલી ગયા અને હીરાં ભરૂચીએ અડધી અચરતો, અડધી ગમત, અડધી મોજ, અડધાં છાકટપણાંની જુમ વચે જોયું કે આતો રતન નહી પણ મરદ હતો! આતો ભોલો દોલો હતો!!

તેને શોધી કાહાડવાથી હીરાં ભરૂચીને ઘણી ગમત લાગી. તે છાકટી એટલે એકદમ લાહાટમા આવી ગઈ દોલા સાથ ઠોંગ મશખરી કરવા પડી.

અને પછે?——હવે વાત બગડી.

---

## પરકરણ ૯૦ મું.

આ બીનાને તેની શરમ ઉપજાવનારી હદ આગળથી પડતી મેલી, દલગીરી ઉપજાવનારી એક વધારે ગંભીર બીના ઉપર આવીએ.

તે બીના કમનસીબ મનજીભાઈ પેલા મોદીના મરણને લગતી છે.

તેના મરણથી તેના આખા કુટંબમાં ઉદાસી ફેલાઈ હતી. ગરીબ બીચારી સુનાબાઈ પોતાના વીધવાપણાના વીલાપમાં બેઠી હતી. શુંદર પીરોજ પોતાના બાપના સઘલા સીતમ છતાં તેનાથી જનમસુધીની જુદાઈના જખમથી ખરેખર દુખી હતી. દીનબાઈનો ગમ પોતાના બાપના મરણ ઉપર ઓછો નહી હતો, તે પોતાને માંથેથી પોતાના જુરબીનો છાંયડો ખોહોવા માટે દુખી હતી, પણ દીનીએ દલગીરીને દેખાડવા સારૂં ઘણી વધારી મેલી હતી. તે દુખી હતી તેના કરતાં વધારે દુખ રડી કુટીને તથા બુમો મારીને દેખાડતી હતી.

કુટંબના પુરૂષોમાં મનજીભાઈના મસતાન દીકરાઓ સોલુ અને ફલુ ખુણામાં રડી પેહેલા ગમના જુસાને રસતો આપતા હતા. જીવણજી તથા બીજા સમજુ બેહેદીઓને માઠાં બાએગતા મનજીભાઈ તરફ દુખ કરતાં દયા વધારે લાગતી હતી. જારે તે ઠંડો, દમસાસ વગરનો, ઠંડા ફતર ઉપર પડેલો હતો તારે તેનો આગલો મીજાજ અને તુમાખ, તેનો દોર અને જાહોજલાલી, તેના કુટંબની એશ અશરત અને તેના વડવાઓની મોટાઈ સરવને યાદ આવતી હતી અને છેવટે ફોકટ ફીશીઆરી તથા ગરમ સવભાવના એક ખાખાવરખા થયલા લોગ સીવાએ બીજો કસો બોધ તેનાં મુવેલાં તનનો સેજદો કરતાં મળતો નહી હતો.

તેના રવાનને તેના દરજા પરમાણે અવલમંજલ પોંહોંચાડવામાં આવયું. મરણને વખતે તેના ખરચ જોગ

હાં સુવા જાય !' પણ હજી દોલો સમજ્યો નહી, હવેતો તે રૂસાઈ બેઠો અને મરડાતથી બોલયો કે "મારે સુવુંજ નથી, હીરાંબાઈ તમે ઉંઘાઈ જાઓ." ઈતીઆદી.

પણ તેણીને થાકવવામાં દોલો હજી નીશંફળ થયો કેમકે હીરાંએ પોતે ઉંઘાવાને બદલે ઉઠીને રતનને માટે પોતાનું બીછાંનું આપયું, તો જોકે પોતાની આસાએસ આ રીતે ખોહોવા માટે તેણીને ચીડ લાગી ખરી અને દોલાને થોડીક ગાળો બદબદવા સીવાએ તે બીછાંનાં ઉપરથી ઉઠી નહી.

હવે તારે વળી દોલાએ બીજી તાલ કીધી. તેણે ધાબેરીને બદલે ચાદર માંગી ! હીરાંએ કહયું કે ચાદર નથી, ધાબરીજ વાપરવાનીછે. દોલાએ ચાદર વગર સુવાને ના પાડયું. તે ટણકો કરીને બઈરાંની બીશાલે બોલયો કે "મરેરે, ચાદર વગર શુવાય કેમ ? ઓવાએ હીરાંબાઈ ચાદર આપોની."

"પણ બેન ચાદર લાઉં કીઆ ચુલામાંથી ?"

"ઓવાએ ! તે મને સાનુ પુછેછ ! હુંતો બસ ચાદર લેવાની, પછે જાનમમાંથી લાવ." આમ કહી દોલાએ થોડી અદગરી ખાધી અને એવું દેખાડયું કે જાંને ચાદર વગર તે ઉજાગરાથી ઘણી દુખી ને હેરાન થશે.

આ ચરતથી વળી હીરાં ઘબરાટમાં પડી. તે બોલી કે "હાએ હાએ ! આવીબી અટોલી ને ઉજતખોરી દુકતી છે ! પણ ભાઈ બેન હવે બસ કરની. લે ધાબરી લઈને ઘોંતી જાની. ઉજાગરે મરી જાશેતો ! એકતો અધગરીનું ઘર ધ ઘલાએગુંછે, ને તેમાં વળી ઉજાગરો કરેછે."

દોલાએ અદગરીઓ ખાતાં ખાતાં પોતાની માં (રતનની માસી) ને યાદ કીધી. "ઓ ! માસી, ઓ ! વીલર માસી, ઓ મારી માસી આવરે. ઓ તું મને મોકલતી મરેરે !"

"પણ ઓ રતનબાઈ, હું એમ પુછું બેન કે ધાબરીથી તુંને શું થાઈ આએવું.'

"નહી—નહી—બસ નહી—મને ધાબરી નહી ગમતી."

"પણ કાંએ નહી ગમતી ? તુંને સુગ લાગેછ બેન ?"

"હા—સુગ લાગેલી, ઓક આવેલા, તાવ આવેલી, ધાબરી ઓઢું ને મને તાવ આવે. નહી હુંતો નહી ઓઢવાની, નહીં સુવાની."

"અરે પણ આ ધાબરીતો ધોતી ને સોજીછે."

"જારે રાંડ એ કોણને સમજાવેછ ! ધાબરી શું ? બલી ! મુવાં ફકીરડાં હોય, ભીખારી હોય તે ધાબરી ઓઢે ! હું સારૂં મનખ હું ધાબરી ઓઢું ! અરે તારૂં પેટ બલેરે તું મને ધાબરીની આપતીનું. ઓ ! વીલર માસી તું મને મોકલતી મરેરે. મને ચાદર વગર સુવા મોકલતી તારી આંખ આંધલી થાયરે !"

હીરાં ભરૂચીને એકુ બે વાર એવું પણ લાગું કે આ દુકતીને એકુ બે ઠોસા લગાવી તેની જબાંની આ "સરસતી" ને સવાદ દેખાડવો. પણ તેણીનો ભાઈ બેહેરામ, જેની મતલબસર આ છોડીને જેહેમતથી પકડી લાવેલા તેના ગુસાનો હીરાંને એટલો ડર હતો કે આ સઘલો જુલમ તેણીએ શાંખયા કીધો.

અને હવે તે એટલી કંટાલી ગઈ કે અંતે ચાદર નહી હોવાથી તરણ ચાર મોટા સુતરાઉ કકડાઓને એકઠા જોડીને તેની ચાદર બનાવી આપી, તે ફફડાતથી બોલી "લે—ચાલ—જોંસ—હવે ઘોંટ."

પણ દોલાની હજી નાડ ઠેકાંણે હતી. તેણે હવે પેટમા દુખવાના ઢોંગ કીધા અને તેથી દારૂ પીવા માગયો. તેની મતલબ હીરાંને દારૂ પાઈ છાકટપણાની કેફમા નાખવાની હતી.

દોલાએ દુખનો એટલો ઘલરાટ કરી મેળયો કે હીરાં ખરેખર દોડાદોડી કરવા લાગી. તે મોવરાંની એક બાટલી લઈ આવી અને ફુલીયાંમા નાખી દોલાને આપયું. દોલાએ તેમ પીવાને ના પાડયું. તે બોલયો કે "એતો તું ઝેર દોહોવીને મને પાતી હશે. કાલથી હું તારી ભોજાઈ થવાની, તે તું દેખી નહી શકશે, વાસેતે મને દગો દેતી હશે. મારી કેમ ખાતરી થાય !"

એ ઉપરથી હીરાં ભરૂચીને પણ એક ફુલીઉં ઓટવાની ફરજ પડી. દોલાને આ મોડી રાતે દારૂ ભાવતો નહી હતો, પણ નાચાર ! હીરાંને છાકટી કરવા સારૂં તેને પોતાને પીવાની ફરજ હતી. જેમ એક ફુલીઉં પીવાતું ગયું તેમ દોલો કોઈવાર દુખ નરમ પડવાની ખુશી તો વળી કોઈ વાર દુખારો એકાએક થઈ આંવવાના ચાલા કરતો અને વધારે દારૂની માગણી તેણે જારી રાખી.

જેમ તે પીતો ગયો તેમ હીરાંને પાતો ગયો અને તેમ કરતાં અંતે બાટલી ખલાસ થવા આવી, એટલે પછે બેહુના દીલની ખલાસી પણ નજદીક આવી. દોલાના આંખના ડોળા દારૂની અંદર ગોથા તરવા લાગા અને તે અડધો લીંગેલ થઈ ગયો. હીરાં ભરૂચી વળી તેની મશખરી કરતી હતી કે "રતન તું પરણવા આગમચ લીંગેલ થઈ તો પરણવા પછે ખુશાલીમા કેટલી વધારે લીંગેલ થશે."

પણ આમ શીખામણ દેતાં હીરાં ભરૂચી વધારે હોશીયાર નહી પણ વધારે છાકટી હતી. તેને સુરતો બેવરો વધારે લાગી ગયો કેમકે એકતો તે ઓરત પડી, એટલે દારૂનું ઝેર જીરવવાને વધારે નાતવાન હતી, અને બીજુંતો વળી પેહેલી રાતે પોતાના છાકટા ભાઈ સાથ તેણીએ કેટલોક દારૂ ઢોકેલો હતો, જેની ઘેણમા આ નવી ઘેણ વધી હતી અને થોડાજ વખતમા તે એટલી છાકટી થઈ કે લપેરા ઉપર લપેરા ખાવા લાગી.

હવે બેહુની આંખમા અતીશ ઝોકા આવયા અને આ રસાકસી તથા કજબેસીનો એક ઈચ્છા બીજીતર જલદી નીકાલ આવી જાય એવો મામલો થઈ પડંયો. આ વખતે દોલાને વળી એક અછી હીકમત સુજ પડી અને તેથી અંતે જીતયો.

જારે જોયું કે હીરાં જુકતી જુકતી જમીન ઉપર આ લોટાઈ, તારે દોલો પણ જાંને ઉંઘાતો હોય તેમ ખાટલા ઉપર, અલબતાં સારી સુધાં પડયો. તેણે ઘસાઘસ ઘોરવા માંડયું તથા સઘળી રીતે ભર ઉંઘમા પડયો એવાં ચીનીહો કીધાં.

તેને આશાન ઉંઘમા પડેલો સમજી હવે હીરાં પણ લપેરા ખાતી ઉઠી, જમીન ઉપર પોતાની સારી પાંથરી અને એક લેહેજાવારમાં તેતો ખરેખર ભર ઉંઘમા પડી.

ઉંઘનું ડોલ ઘાલીને સજાગરૂ રેહેવાનું દોલાનું કામ બહુ મુશકેલ હતું, તે વખતનો જે અડધો કલાક આવી દુખ ભરી હાલતમા દોલાએ ગુજારયો તે ખરેખર તેના જનમ

સુધી યાદ રહી જાય એવો હતો. ઉંઘ આવતીને અટકાવ વી, તોપણ ઉંઘ આવતી દેખાડવી અને વળી ચોકી કરતાં છુટવાની રાહા જોયા કરવી એમા જે કંટાલો અને જે બો જો દોલાને લાગો તેનું બેઆન થઈ શકશે નહી. પણ છે લે પડવાના મારની બીહીક તથા સલાંમત ઘર પોંહોંચવાની આતુરતાએ તે ઉંઘરેટાને જાગતો રાખયો.

અંતે અડધો કલાક નીકળી ગયો અને હવે હીરાંની ભર ઉંઘ વીશે પકી પતીજ કરીને દોલો ઝુપડાંની બાહેર નીકલયો.

તેનું ઝુપડું ડુંગરોની વચેના ખોહોમા હતું, તેમાથી બાહાર નીકળી ડુંગરની ઉપર જવાનો રસતો ગમે એટલો મુશ્ કેલ હતો, તોપણ દોલો તે રસતાને સારોપડે પીછાણતો હતો.

રાત અંધારી હતી, પણ સીતારાઓની ઝાંખી રોશની પાછલી રાતની સીતલ હવામા નરમ ઉજાલું આપતી હતી. સઘળું એકાંત અને થંભ હતું, સઘળી કુદરત પણ ચુપ અને સમસાન બની હતી, પણ મસાનના ભુતની દોલાને બીહીક નહી હતી કેમકે ભુતનો વખત આતર રાતના ૧૨) કલાકનોજ તે જાણતો હતો અને હવેતો પાછલી રાત પડી હતી.

આવી રીતે હીમત પકડીને દોલો, અલબતાં હજી બ ઈરીનાજ પોશાકમા ખોહના મુખ ઉપર આવયો. ખોહોની બીજી બાજુએ તેના ગેકારીઓ એહેરામ ભરૂચો વગેરેને ઉંઘ મા ઘોરવાનો ઘોંગાટ તેને બરાબર સંભળાતો હતો.

ડુંગરના દીકટ રસતા ઉપર ફસડીયાં મારતો ચઢીને દોલો ડુંગરને મથાલે પોંહતો અને બામદાદની તાજી હવા જરા છુટી છાતીએ દમમા લેવા લાગો.

પણ મથાલાં ઉપર છેલો પગ મેળવવા તે પામયો નહી. હેઠલથી તેના પગને કોઈનો ઠંડો હાથ લાગો, તે હાથ તેનો પગ ધરી તેને ખેંચવા લાગું અને જો તે હેઠલ નહી ઉતરે તો તે ગગડી જઈ દાંચું છુંદી નાખવા વના નહી રેહતે.

તે હાથ હીરાં ભરૂચીનો હતો. દારૂની સઘળી જુમ છતાં તે અચબુચ જાગી ઉઠી, (અને તે એવી અગવડ ભરે લી રીતે સુની હતી કે વારેઘડીએ ભડકવા વના રેહે નહી) અને જારે પોતાના ખુબસુરત કેદી વના બીછાનું ખાલી જો યું, તારે તેણીએ એકદમ દોડી આવીને દોલાને પકડયો.

આ ગડબડથી ગેફા આગળ સુતેલા મરદોમાના એક ની ઉંઘ જરા ગઈ. તેણે પુછયું કે "એ કોણ છે?" અને દોલો મનમા બોલયો કે "હવે હું મરી ગયો."

હીરાંએ હલુસેથી કહયું કે "ઉતરી પડ, અજીબી ઉ તર, નહીતો લેરામ ભાઈ જોશેતો તારો જીવ લેશે."

દોલો એક બોલ બોલયા વગર પાછો ઉતરયો અને હ વેતો હીરાં ભરૂચી તેનો હાથ મજબુત ઝાલીને જોરથી તેને પોતાના ઝુપડાંમા ઘસડી ગઈ.

હીરાં ભરૂચી હવે ખીજવાઈ તે ખરી. હવે તેણીએ પોતાના ભાઈના પેઆર અથવા પોતાની આ કેદીના માન ની કાંઈ પરવા નહી કીધી. તેણીએ પોતાના ઝુપડાંનું બા રણું જોરથી બંધ કરી ટાલું મારયું.

આ સઘલો વખત હીરાં ભરૂચી બડબડતી ભદભદતી રહી. "હટ તું મરે રાંડ કાળા—તું વળી ગરો લેવા અધુ રી અતી? તું મરે દુખની દેતી. જોઉં અવે તું કેમ ના સેછે? અજીતો ઓંખમાંથી ફુટેછ, તેટલાં આવા મકર કરે છે? રાંડ, બેમુનીઆદ, તારો સાથ ભલાઈ કીધી તે સાંપના મોમાં આથ આપવા બરાબર છે. તું મરે શાલ હીઆં પોંટ, પોંટી જા, ઈએ, ચોલ પડ."

આમ કહીને હીરાંએ દોલાને ઘસડી ભસડીને જોર જુલમથી બીછાંનાં ઉપર પટકયો અને પછે તેને નાહાસતો અટકાવા માટે પોતે પણ તેજ બીછાંનાં ઉપર ચટી.

દોલો તદન દબાઈ ગયો, માકાદારૂ વગેરેના નાખથી બોહોવા લાગો, પોતાની હોશીઆરી સઘલી ભુલી ગયો, અ ને જેમ હીરાં કેહે તેમ ચાલવા લાગો.

એકજ બીછાંના ઉપર આ ગડબડાટમાં દોલાની સા રી નીકલી ગઈ. તેનું બદીઆન ફાટી ગયું, તેમાં ખોસે લા કપડાંના ડુચા નીકલી ગયા અને હીરાં ભરૂચીએ અડ ધી અચરતી, અડધી ગમત, અડધી મોજ, અડધાં છાકટ પણાંની જુમ વચે જોયું કે આતો રતન નહી પણ મરદ હતો! આતો ભોલો દોલો હતો!!

તેને શોધી કાહાડવાથી હીરાં ભરૂચીને ઘણી ગમત લાગી. તે છાકટી એટલે એકદમ લાહાટમા આવી ગઈ દો લા સાથ ઢોંગ મશખરી કરવા પડી.

અને પછે?——હવે વાત બગડી.

---

## પરકરણ ૯૦ મું.

આ બીનાને તેની શરમ ઉપજાવનારી હદ આગળ થી પડતી મેળી, દલગીરી ઉપજાવનારી એક વધારે ગંભીર બીના ઉપર આવીએ.

તે બીના કમનસીબ મનજીભાઈ ઘેલા મોદીના મરણ ને લગતી છે.

તેના મરણથી તેના આખા કુટંબમાં ઉદાસી ફેલાઈ હતી. ગરીબ બીચારી સુનાબાઈ પોતાના વીધવાપણાના વીલાપમાં બેઠી હતી. શુંદર પીરોજ પોતાના બાપના સઘ લા સીતમ છતાં તેનાથી જનમસુધીની જુદાઈના જખમથી ખરેખર દુખી હતી. દીનબાઈનો ગમ પોતાના બાપના મ રણ ઉપર ઓછો નહી હતો, તે પોતાને આંચેથી પોતાના સુ રખીનો છાંયડો ખોહોવા માટે દુખી હતી, પણ દીનીએ દલ ગીરીને દેખાડવા સારૂં ઘણી વધારી મેળી હતી. તે દુખી હતી તેના કરતાં વધારે દુખ રડી કુટીને તથા ઝુમો મારી ને દેખાડતી હતી.

કુટંબના પુરૂષોમાં મનજીભાઈના મસતાન દીકરાઓ સોલુ અને ફલુ ખુણામાં રડી પેહેલા ગમના જુસાને રસતો આપતા હતા. જીવણજી તથા બીજા સમજુ બેશીઓને માઠાં બાબ્બેગના મનજીભાઈ તરફ દુખ કરતાં દયા વધારે લાગતી હતી. જારે તે ઠંડો, દમ સાસ વગરનો, ઠંડા ફ્લ ર ઉપર પડેલો હતો તારે તેનો આગલો મીજાજ અને ગુમા ન, તેનો દોર અને જાહોજલાલી, તેના કુટંબની એશ અ શરત અને તેના વડવાઓની મોટાઈ સરવને યાદ આવ તી હતી અને ચેવટે ફોકટ ફીશીઆરી તથા ગરમ સવળા વના એક ખાખાવરખા થયલા લોગ સીરાએ બીલે કસો બોધ તેનાં મુવેલાં તનનો સેજરો કરતાં મળતો નહી હતો.

તેના રવાનને તેના દરજા પરમાણે અવલમંજલ પોં હોંચાડવામાં આવયું. મરણને વખતે તેના ખરમ જોગ

પઇસાબી નહી નીકલતે, પણ બાર પાંચ દીવસ ઉપરની
ખાશ ખુશાલીને માટે મનજી શેઠે બાહેરથી નાણું કઢાવેલું
તે આ વખતે કામ લાગું.

કેવો ફેરફાર! જેના બાપદાદા દોલતમા આલોટતા
હતા, તેના શેવટને દાહાડે તેના હાડકાંને મુદડાંઓ વ
ચે છેલે આસાએસને માટે લઈ જવાની ફરજ પારકે પઈ
સે અદા થઈ!

માન અકરામ સઉ શેવટની ઘડીને વાસતે જાલવવાનુ
છે. ખુબીનો પસરાટ અને પમરાટ સઉ મુવા પાછલ મે
ળી જવાનો છે. બીચારા મનજીભાઈની ખુબી તેની પાસે
પઈસા હતા તાંહાંસુધી તેની હઈઆતીમાં ઘણી ગવાઈ, પ
ણ તેના આ મરણ કાળે તેની ખુબી ગાનાર થોડાઓજ હ
તા. તેનાં છેલા સેજદાની વેલા દોસત દુશમન સઘલા એ
કઠા થયા, પણ તેની પાએદસત ઘણી નાહની નીકલી. પ
ઈસાવાલા દોસતો માતર જોવાના હતા, તેઓ માતર નામ
ને ખાતર બારણે બાંક બાંનવા આવેલા હતા.

નાહાની પાએદસતનુ કામ પુરૂં થયું. પાપામુઈ
નું વેંહેંચાણુ થઈ રહયું અને સગાવાલાઓ તન પાક કર
વા સારૂં નાંહાની નાહાનીઓમાં નાહાવા ગયા હતા.
મરનાર મનજીભાઈનો વડો દીકરો સોહોલુ પાએદસતે આ
વયો હતો. નાહનો ફલુ ઘર આગળ ઓટલો સંભાલવા
રહેલો હતો.

દોખમાની નજદીકમાં મનજીભાઈનો ચાકર કાવલો
અને બીજા એકાદ બે જણ દલગીરીમાં બેસીને પોતાના મ
રનાર શેઠ ઉપર શોકની વાતો કરતા હતા.

પણ તેઓની પાછળ જરાવારમા ધુલારૂં થઈ આવ
યું અને જોયુંતો લગાર નજદીકમાંજ એક ઘોડો મસતી ક
રતો હતો.

તે ઘોડા ઉપર એક સવાર બેઠેલો હતો, કે જે ઘોડશવા
રીમાં ઘણો ખબરદાર હતો. તેણે ઘોડાને ઘણી અછી રીતે
દાબમા રાખયો અને પછે તેને ઠંડો પાડીને જાંહાં આ
દમીઓ બેઠેલાં હતાં તાંહાં તે ઘોડા સાથ આવયો.

કાવલાએ અને બીજા નોકરોએ જવાન અને જો
રેમંદ જાંહાંગીર જંગી તરીકે તરતજ તે ઘોડસવારને પી
છાણયો. તે ચાકરોની મંડળીમાં તે વખતે વાત પણ જાં
હાંગીર વીશેજ ચાલતી હતી.

મનજીભાઈનુ મરણ જાંહાંગીર જંગીએ તલાવ ઉપર
તેને માર મારવાથીજ નીપજયું કે નહી તે વીશે તેઓમા
તકરાર ચાલતી હતી. કાવલાનું એવું મત હતું કે જો
જાંહાંગીરે મરનાર શેઠને આચકો મારી તોડી પાડયો ન
હી હતેતો તે આટલો આજારી પડતે નહી અને તેનુ મો
ત આવતે નહી. કોઈ ચાકરનું એવું મત હતું કે મન
જી શેઠે વાજાંવાલાઓ સાથ કીધેલી મારામારી તેની માદગી
અને મોતનું કારણ હતું. વળી કોઈ ચાકર એવું કેહેતો
કે શેઠને હાડકાં આવવાનો ઘણો શોખ હોવાથી તે હાડકાંઓ
એ છાતીપર કુચો કરી તેનો જાન લીધોછે.

આ તરેહવાર વાદવીવાદ વચે જાંહાંગીર જંગીએ
આવીને કાવલાને ધીરજથી અને ગંભીરાઈથી સવાલ કર
યો કે "ભાઈ આ પાએદસત કોણની આવીછે?"

પણ કાવલાએ ગંભીરાઇ જાલવી નહી. તે ગુસા
બોલી ઉઠયો કે "પુછોછો શું? એ તમારી મોહોકાણ?"

"મારી મોહોકાંણ?" જાંહાંગીરે અચરતી સાથ પુછયુ

"હા! જાંહાંગીર શેઠ હા—એ તમારી મોહોકાણ
એ પાએદસત બીચારા ઘેલા મોદીના મનજીભાઇની આવીછે.

આ નામ સાંભળતાં જાંહાંગીરને વીજલીનો ઝટ
લાગયો હોય તેમ તે ચોંકયો. તેણે પુછયું કે "મનજી શેઠ
પાએદસત અરે! અરે! તેવણ ગુજરયા? સાથી ગુજરયા?

"તમારા મારથી" આમ કાવલો એકદમ બો
ઉઠયો.

બીચારા જાંહાંગીરને આ ખબરે અને વળી ચ
શુખનોએ ઘણો જખમી કીધો. ચાકર માણશ સાથ તકર
કરવાનો એ અકલમંદ જવાનનો દરજો નહી હતો, પણ
સરવેને એકસરખા ગણતો હતો અને અગર ઘોડાવાળો
સતામાં મળેતો તેને પણ ઉભો રાખી તેનાથી કાંઈ ન
શીખવાને તે ખુશી હતો. મનજીભાઈના મોતથી તે દ
ગીર થયો, પણ તેના મોતની બદનામી આ અણજાના લે
કો તેને માંથે લગાડેછે એવું જોઈ તે વધારે દુખી થયો
તેઓની ભુલ બાંનવા સારૂં તે એટલુંજ બોલયો કે "બા
ઓ, ખોદાને હાજરનાજર ગણી કહું છઉં કે મારી તકસી
કાંઈજ નથી. હું ખાલી શોકને ખાતર ઉભો હતો, તેવામ
મરનાર શેઠ મનજીભાઈએ મારી ઉપર ઘણો શખત હોમલે
કીધો, મેં તેઓને એ કામથી ઘણા વારયા અને તેઓથી
ઘણા અપમાનખમયાં. પણ જારે મારો જાન જોખમમ
આવી પડયો, તારે મારા બચાવને થકી કોશેશ કરતાં અગ
મરનાર શેઠને એકુ ઠેકાંણે અવર કવર લાગયું હોયતો એમ
મારો શું ગુનાહ?"

"હા સાહેબ હા—એમા તમોને કાંઈજ નથી" એ
મ કહી ચાકરોએ જાંહાંગીર તરફ પોતાની ખાતરી દેખાડી
તેના ખોલાસાથી તેમની ખાતરી થઈ એટલુંજ નહી પણ
તેના સરખો આબરૂદાર ગરહસથ એઓ સાથે આટલી ન
માસથી ખોલાસો કરેછે એવી તેની સાદાઈથી તેમના મ
ઉપર વધારે અસર થઈ.

તેમની ખાતરીથી પોતે પણ ખાતેરી અને ધીરજ પ
મી જાંહાંગીર તેઓ આગળથી પાછો ફરયો.

પણ તેના દીલની દલગીરી નીકળી શકી નહી.

મનજીભાઈને તે દીને માર મારવામા જોકે તેનો વાંક
નહી હતો; અણજાનપણામા તે મરનારને તેના હા
લાગી ગયા હતા; તોપણ તેના હાથ લાગા અને ત
મારે મનજીનું મરણ નીપજાવયું નહી તો તેને ઉ
તાવલી ગતી આપી હશે, એ ખેઆલથી જાંહાંગીર ઘણો
દુખી અને દલગીર થયો. ચાકરો આગળથી ખીસવા પ
છે તેને કાંઈજ ચેન નહી પડયું. તેને લાગું કે અગર ખુ
ન નહીતો અનજાણપણે ખુન કરવાનો વાંક તેને હાથે થયો.
તે એક જાનવરને દુખ થયલું દેખી શકતો નહી હતો,
તારે મનજી શેઠ જેવા એક ખાંનદાંની શેઠીયાના મોતમાં તે
ના હાથનો જરાબી ભાગ માલમ પડે તે વીચારે તેના મગ
જને તદન ઘેરી લઈને ગોયા ઘેલો કરી મેળયો.

ઘણોજ ગુમરાહ ચેહેરો લઈને જાંહાંગીર ગંભીરાઈથી
દોખમાં તરફથી સગડી વટાવીને લગાર આગળ ચાલયો.

તેને લાગયું કે જાને ઉપલા દુખ ભરેલા વીચારથી તેની ચાલવાની શકતી ઘટી ગઈ હોય અને તેના પગ સઘલા જાને કપાઈ જતા હોય. તેને એવું પણ લાગયું કે જાને તે એકાંત અને તરાસદાએક જગામાંથી તેને જવા પણ નહી ગમતું હોય.

થોડી મીનીટ ઉભો રહી વીચાર કીધા પછે જાંહાંગીરે તાંહાંજ લગાર આસાએસ લેવા માટે પોતાના ઘોડાને એક જાહાડ સાથ બાંધયો અને તે નીમખહલાલ અમીરી જાંનવરની નચીંત હાલતની પણ જાંહાંગીરને ગોયા અદેખાઈ પેદા થઈ, એટલે તે પોતાના હઈડાંથી દુખી થવા લાગો.

ઘોડાને બાંધીને એક નાહાની ઓટલી ઉપર આરામ કરવા જાંહાંગીર એવી રીતે બેઠો કે તે ધરમની જગા ઉપર અનજુમન તરફથી બંધાવેલી ધરમસાળા અને મોરીઓનો દરવાજો બરાબર તેની નજરની સાંમે આવયો હતો અને મનજીભાઈની પાએદસતે આવેલાઓની દરવાજા માહેલી આવજાવ સઘલી તે જોઈ શકતો હતો.

ઘણાખરા બેશ કુટંબીઓ પોતાના જામા પીછોડી સાથ વદાએ થવા બાદ, જાંહાંગીરે જોયું કે મરનાર મનજી શેઠનો વડો બેટો સોહોરાબ (સોલુ) દરવાજા ઉપર ઉભો રહી કોઈની વાટ જોતો હતો. તે એકલો હતો અને રડમસ ચેહેરે, લાલ બોટાં જેવી આંખોથી ઘણો દુખી દીસતો હતો.

સોલુએ પછવાડે દુરથી બેઠેલા જાંહાંગીરને જોયલો નહી હતો, પણ જાંહાંગીર તેને જોતાંવારજ એક ચીતાની પેરે ઉછાલો મારી ઉભો થયો અને સોલુની આગળ એક બચ્ચાંની મોશાળે ફસડાઈને રડી પડયો તથા હાથ જોડી બોલયો કે "મને માફ કર."

સોલુ અચરતીથી જરા પાછો હટયો, પણ જાંહાંગીરે ફરીથી માગી લીધું કે "મને માફ કર, અએ જવાન મને માફ કર. મારો કસો વાંક નથી, જે બનયું તે મારી નાચારીથી, ફરજ પડવાથી બનયુંછે અને—"

જાંહાંગીર આ વાકેય પુરો કરવાને અશકત હતો. તેનો દીલ ભરાઈ આવયો હતો અને એકેક બોલમા તેના ગલાં મધે કાંઈ દુચો અટકી બેઠો હોય એવું તેને લાગતું હતું.

જાંહાંગીર જેવા હીમતવાન અને અશરાફ આદમીમા આટલી લાચેકી અને સભીઅતા જોઈ આસપાસ તેવામા આવી પુગેલા એકાદ બે ખાંધીઆ તથા નસેસાલારોના દીલ વટીક પીગલયાં. તેઓમાનો એક જણ બોલયો કે—"અરે જાંહાંગીરજી શેઠ તમારો કાંઈ વાંક નથી. તમો સા વાસતે દુખી થાઓછે!"

"જોયું!" જાંહાંગીર સોલુને દેખાડીને બોલયો. "આ માણસો પણ ખાતરી બતાવેછે કે જે માઠો બનાવ બનયોછે તેમા મારી તકસીર નથી. પણ તોબી ઓ! જવાન સોહોરાબ મને માફ કર અને કોટી કરી મને ભેટ."

જવાંન સોલુએ એકદમ જાંહાંગીરને ચાંપીને કોટી કરી કેહયું કે "માંફ છે, જાંહાંગીર, આપણ બેહુ એકેકને માફ કરીએ છઈએ."

આ શુખનોથી જંગી જાંહાંગીરને ઘણી હીમત આવી અને તે બોલયો કે "સોહોરાબ તારા મરનાર પીતાના રવાનની નજદીક, આ જગોએ હું કસમ ખાઉં છઉં, કે મારી જીંદગીમાં અને મારાં મોત સુધી હું જાંહાંગીર જંગી તારો અને તારાં કુટંબનો વીસવાસુ અને નીમખહલાલ દોસત થઈ રેહેવશ."

આ ખાલેશ દીલની અને જોસભરી સાદાઈએ મસતીખોર સોલુની આંખમા વટીક પાંણી ખેંચયાં. જાંહાંગીરે તેને પોતાની પાસે બેસાડયો અને તેના મરનાર મુરબીની માંદગી વીશે ખબર અંતર પુછવા લાગો. તે આ વાત ચીતમાં અફસોસ કરવા લાગો કે દુરના રેહેવાસને લીધે આ માઠા બનાવની તેને કસી ખબર રહી નહી અને અકસમાતથી હીઆં આવવું થયું તારેજ જાણયું. પણ વળી પોતાની ભુલ સુધારીને તે બોલયો કે "અકસમાત સા વાસતે? એને અકસમાત કોણ કેહે? એતો વધારે મોટા હુકમથી, ખોદાની મરજીથી મારૂં હીઆં આવવું થયું હશે. એતો માણશની મગરૂરીનો એક કડવો બોધ લેવા સારૂં ખોદાવંદે મને હીઆં મોકલયો. પાક પરવરદેગાર આપણા ઉપર રેહેમવંત થાય."

હવે ઘર જવાનો વખત થયો, માટે તેઓ જુદા પડયા અને મોત તથા કાલબુદના આ બીહામણા રેઠાણમાં જે દુખ સાથ જાંહાંગીર દાખલ થયો હતો, તે દુખમાં ઘણો ઘટાડો કરી, ઘણો દેલાસો પાંમી, ખોલા ખોલાસાથી છાતીને ખોલાસ અને ખાલી કરી એ ભલાં દીલનો, માયાલુ અને માનવંતો જવાન પાછો રવાંને થયો.

---

## પરકરણ ૬૧ મું.

ભોલા દોલાનું શું થયું હશે!

તે ઓરતના લેબાશમાં હીરાં ભરૂચીના ઝુંપડાંમાં ગયો અને મરદ તરીકે માલમ પડીને તેણે તાંહાં રાત કાહાડી.

બેહુએ દારૂ પીધેલો, બેહુ થાકેલાં, બેહુ એકલાં એવી હાલતમાં અગર જે કાંઈ બનયું તે નહી બને એવું નહી હતું.

તે શું બનયું તે હીઆં કેહેવાનું કાંમ નથી. તે કાંએ બનયું તે બાબે કોઈનો બચાવ કરવો નથી.

દોલાએ આખેર દેઆનત બગાડી. કદાચ તેનું કાંઈ ચાલયું નહી હોય, કદાચ તેના ઉપર જબરીથી જુલમ થયો હોય.

પણ આપણ વાતને આગળ ચલાવીશું.

સહવાર પડી અને બેહેરામ ભરૂચો, માકાદારૂ મોઠાઈવાલો, વગેરે લુચા લફંગાઓની કંપની ઉંઘમાંથી અવાચી ખાતાં અને આલસ ખાતાં બીદાર થઈ.

મોડી સહવારેથી તેમને ઉઠવા ગમયું નહી, કેમકે બેહેરામને રાતના દારૂની હજી ખુમારી હતી; માકાદારૂના રાતની મુસાફરીથી હજી પગ દુખતા હતા; ઇતીઆદી.

રાતના ચાલેલા પીપીઆટાથી તેમને પાંણીની શોખાર એટલી લાગેલી હતી કે કળશીયા ભરીભરીને પાણી પીતાં તેમની જીભ સુકાઈ જતી અને કુતરાની મીશાલે તેઓ જીભ બાહાર કાઢતા હતા.

આવી હાલતમા તેમને ઉઠવાનો નહી ગમયું, પણ ઉઠવા વગર ચાલે કેમ! અગત કરીને જારે બેહેરામે પોતાને માટે ઘણી મેહેનતે એક લુટ મંગાવેલી તારે સહવારના જલદીથી ઉઠવાનું મન નહી શું થાય!

"અરે કરી લેજો કરીને કાંહાં નાહાસેછે ? અલબતાં અમારીથી થશે તેટલું કરશું; ને તેસી હમણાજ. ચાલ મામલતદારને તાંહાં. મારી હીરાંએ આજ સુધી તુને જે કાંઈ આયયુંછે તે પાછું લાવ."

"અને ફોજદારની કચેરીમાંબી લઈ જા ભાઈ. એ કોણ દેવનું માથું કે આપણુને મારે ! ચાલ હું શાખશી આપશ કે એ અમોને છરી મારવા આવપો. દોલો શાખશી આપવા આવશે. મુવા ઢેડ, મુવા દીનદુખાઉ તું શું ચાહે પીએછે."

"અરે ચાલની ચાલની, કોરટમા જવાની હોય તો કાલે જતી આજે જા. હુંબી તુંને પુછી શકશ, કસકુનમ ગુનેહગાર. મેં જે કાંઈ આપેલુંછે તે બધું પાછું માગશ."

"શું ? તું માગવાનો કે ? આ લે" આમ બોલીને હીરાં ભરૂચીએ માકાદારૂને એવીતો જોરથી છાપટ મારી કે તે જમીન ઉપર આરયાં થયો અને એક લાકડાંની ઈસ માથાંમા વાગાથી તેનું માથું ચીરાઈ જવાથી વળી પાછો તે ઝુપડાંમા લોહીનો રેલો ચાલુ થયો.

પણ આ જખમ છતાંબી માકાદારૂ પાછો ઉઠયો અને તેજ લાકડાંની ઈસ લઈ તે હીરાંના અંગ ઉપર ધસયો. હવે તેણે હીરાંને તોડી પાડી તેણીના માથાંમા એવાંતો જોરથી ઈસ લગાવી કે તેને મગજે ચકરી આવી ગઈ અને તે બેહોશ થઈ પડી.

અને હવે આખાં ઝુપડાંમા ધબરાટ થઈ ગયો. એકુબે જણ બુમ મારતા મારતા સીપાઈને બોલાવા ગયા, બેહેરામ વળી માકાદારૂને ધરી રહયો અને રકઝક કરવા લાગો, જે અરસામા દોલો હીરાંને પવન નાખી વળી હોશીઆર કરવા ઉપર કામે લાગો.

એકુ બે મીનીટમા હીરાં પાછી હોશીયાર અને ઘોડા જેવી ટટાર ઉભી થઈ. ઉઠતાંનેવાર તે વળી માકાદારૂને વળગી અને બુમો પાડવા લાગી.

આ ધબરાટ એટલો મોટો થયો કે ડુંગરને મથાલેથી જતા રાહાદારીઓને કાને પણ તે આવાજ ગયો અને તે કટંગી ઉંચાઈ ઉપરથી નીચેના ખોહોમા ઉતરવાને શકતીવાન એવા જે રાહાદારો હતા તે ઉતરી આવયા.

ફોજદારના ચોકીદારોની મદદ મેળવતાં ધણોવાર લાગો. પાપ અને બદીનો આ ગોફો ખામખા ઉપલા પાપીઓએ એકાંત અને ઉજડ ખુણે શોધી કાહાડયો હતો, કે જેથી તેમના ગુનાહો પકડાઈ આવે નહી અને ફોજદારના માણુસો કશું જાણે નહી. તેનું દુખ આજે તેમનેજ નડયું.

ચોકીદારો છેક અડધે કલાકે આવયા, જાંહાં સુધી માકાદારૂને પકડી રાખતાં બેહેરાંમને ધણી મુસીબત નડી. અંતે ચોકીદારો આગળ તેઓએ મોટો ધોંગાટ કરી મેલયો. હીરાં ભરૂચીએ બેહોશીના મકર કીધાં અને બેહેરામ રડવા લાગો. તેણે હીરાંને શખત મારવાનો માકાદારૂ ઉપર અપરાધ મેળયો. માકાદારૂ સામો થયો કે એ લોકોએ મારૂં માથું ફાડી નાખયું. ચોકીદારોના હાથમાં બીજો કસો ઉપાય નહી હતો, સીવાએ કે તે સઘળાઓને ફોજદાર આગળ પકડી લઈ જવા.

આટલી હદ સુધી મામલો બેહેકવા પછે દોલાએ નાહાસવાની યતન કીધી. પણ હીરાં ભરૂચી સઘલું પાંખી ગઈ. તેણીએ તરત બુમ મારી કે "દોલા નાહાસેછે કાંહાં ! તુંતો અમારો સાહેદ છે, તારે લીધે આ સઘલું બનયું, અને તારાથી જવાય નહી."

માટે હવે કાંઈ ઉપાય નહી રહયો. દોલાથી રાતના એવું કાંમ થઈ ગયું કે આ કંગાલ ભરૂચીના એક ગોલામ જેવો તેને થઈ રેહવું પડયું.

વળી તેને સાથે રેહવાનું મન એમ થયું કે માકાદારૂ સજર સપડાણમાં આવયો હતો, તેથી તેને ઘી કેલાં હતાં. એ ચંડાલ ગુનેહગારે આજ સુધી બીચારા દોલાને કેટલું દુખ આપયું હતું !

પેલા ટપાલની ચોરી, પેલી ચાંદણના ઘરમાંની ચાલ, પેલાં જાહાડ હેઠલ બાંધવાનો સીતમ અને છેલે રતનને કાહાડી લઈ જવાની કોશેશ એ સઘલાંમાં દોલાએ માકાદારૂથી થોડું ખમયું હતું ?

માટે જે બને તે ખરી, પણ હમણાતો આ લોકોની સાથે રેહવું; માકાદારૂને સપડાવામાં, તેનો ઘરો લાડવો કરવામાં સામેલ રેહેવું: તેની વીરૂધ શાખસી પુરવી એ દોલાને ઠીક પણ લાગયું.

અને હવે સઘલું લશકર ફોજદારને તાંહાં ગયું. તાંહાં માકાદારૂ ઉપર ફરીઆદ કીધી એટલે ફોજદારે તેને પરહેજ કરયો. માકાદારૂએ બેહેરામ ઉપર ફરીઆદ કીધી, એટલે તે પણ પરહેજ થયો. વાંક મોટા અને જોખમ ભરેલા હતા. ચોકીદારો તોહોમતદારોની સાથે તેમના લડવાના હથીઆરો છરી, ચુહુલીઓ અને ઈસ પણ લાવયા હતા અને તેથી ફોજદારે "ખુન કરવાની કોશેશ" નો અને આએ બેહુના ઉપર લાગુ પાડયો, એટલે તેવા વાંકસર જામીન ઉપર છોડવાની મનાં હતી.

એ રીતે આમન સામન બેહુ પરહેજ રેહેવાથી બેહુ નરમ પડયા, પણ હવે છુટવાનો રસતો નહી હતો. ફોજદારને તેઓ ઉપર ધણી મુદતનો શક હતો. તેઓનું એ ગોફાસથાનતો પોલીસને માલમબી નહી હતું. પણ હવે સઘલું માલમ પડવાથી ફોજદારને પોતાના વડા આગલ ફતેહ અને કીરતીની વડાઈ હાંકવાની એટલી ઉમેદ પેદા થઈ કે આ શેકારોને તેણે શખત જાપતીમા નાખયા.

કચેરી તે દીને બંધ હતી, માટે ફોજદારે બાકીના સરવેને આવતી કાલે બોલાવયાં, જેથી આ સરઘસ તરત વેળા છુટું પડયું અને હીરાં પોતાના દોલાને લઈને બેહેરામના બે તરણ લફંગા દોસતો સાથ પાછી ગોફા તરફ ગઈ.

બેહેરામ અને માકાદારૂ અડધો કલાક અગાઉ પોતા વચે "જીંદગી સુધીની દોસતી" ની વડાઈ મારતા હતા!

"પાપ બોલે નહી પણ બોડે" તેનો આથી સરસ દાખલો બીજો કીઓ મળશે !

આ બે નીચ કમીના પાપીઓએ સાથે મલીને આજ સુધી કેટલો ગુનાહ કરયોછે !

પણ ઈનસાફ હીઆંને હીઆંજ છે. બેહેસત દોજખ આ દુનીઆંમાં છે.

અને ઉપલા પાપીઓનાં પાપનો ધડો કેવો આપો આપ ફુટી ગયોછે !

---




છાપાના પરકાર.

ફોર લાઈન (જબરા.)

ટુ લાઈન ગરેટપ્રાઈમર બ.

ટુ લાઈન ઈંગલીશ બ્લાક.

ગરેટપ્રાઈમર બ્લાક.

ઈંગલીશ બ્લાક.

પાઈકા બ્લાક.

ગરેટપ્રાઈમર.

ઈંગલીશ.

પાઈકા.

સ્માલપાઈકા.

લાંગપ્રાઈમર.

એકેક જાતના છાપાના સટને "ફાંઉંટ" કેહેછે અને તે એકેક ફાંઉંટમાં સઘલા હરફો, પાંઈંટો, જોડાઅખ્ખરો, વગેરેના છાપાની ચોકશ શંખ્યા ઓટીને બનાવેછે તે સરવેની બનાવટને લગતી અજાએબીઓને ગયા અંકમાં એકઠી કરીછે.

હવે એ જુદા જુદા ફાંઉંટોના તરેહવાર પરકાર કરેલા છે. દેવાલે દેવાલ ચોંટાડેલાં ઈંગરેજી મોટાં "લેબલો" આના એકેક ફોટ જેવડા મોટા અખ્ખરોથી તે એક ઈંગરેજી કોશ માહેલા બારીકમા બારીક હરફો સુધી સેકડો જાતના ફાંઉંટો બનાવામા આવેછે.

આ "ફાઉંટો" એટલાબધા છે કે તેમની ગણતરી કરવી સેહેલ કામ નથી છાપા વેચનારાઓ પોતાના સઘલા "ફાઉંટો" ના નમુણાઓની ચોપડીઓ છપાવેછે, તે ચોપડી છાપાખાંનાંના ઉદયોગની એક ખરી અજાએબી છે. તેમા મોટા, નાહના, જાડા, પતલા, લાબા, ટુકા, ઉંચા, નીચા, ભરેલા, બેહા, તરેહવાર ટાઈપોનો સંગરહ ઘણો જોવા લાએક હોયછે.

કોઈ લંબાઈએ વધારે છે, અને કોઈ પોહોલાઈએ વધારે છે. કોઈના પલાંખા વલેલાં છે, ને કોઈના સોધાં છે. કોઈ ઉભા છે, ને કોઈ આડા છે. કોઈ બારીક દોરા જેવા છે, તો કોઈ એટલા જાડા અને ઘટ છે કે તેમને "બોલ્ડ" વટીક આપેલોછે. મથાલાઓ વગેરેને માટે મોટા તથા તરેહવાર નકસો અને સોભાના છાપાઓ જુદા બને છે, જેમાં તરેહવાર ફુલ, ફળ, વગેરેના ચીતરોનો અને બીજો સણગાર આપેલો હોયછે.

એવાં મથાલાંના છાપાઓથી કાંઈ સઘઉં કામ છપાઉં નથી તેમનો ખપ થોડો છે અને તેથી તેમનો જથો પણ થોડોજ બનાવામાં આવેછે. સાધારણ વપરાસના એકેક હરફના હજાગે છાપા બનેછે, તારે મથાલાં વગેરેના મોટા છાપા માતર એકેક હરફના દસ કે બાર હોયતો ઘણા વરસો સુધી ચાલયા કરેછે.

ઈંગરેજી છાપાના નમુણાંઓની એકેક ચોપડી હાથમેં ધરી ગણતરી કરતાં તેમાં સઘલા મળીને હજારો જાતનાં છાપાનાં "ફાંઉંટો" માલમ પડેછે. તે નમુણા એટલાતો બેહદછે કે તેમની ગણતરી કરતાં હારીને પાછળ હટવું પડેછે.

એક સાધારણ ઈંગરેજી છાપાખાંનામાં આલાસ કે પ

ખાસ "ફાંઉંટ" ના છાપાઓ હોયછે. ઉપલા જે હજારો ફાંઉંટો જણાવયાછે તેટલાબધા એકજ છાપાખાંનાંમાં હોતા નથી. એ હજારોની શંખ્યાતો છાપા બનાવનારને તાંહાંના "ફાંઉંટો" નીછે અને તોપણ હજી નવા નવા ફાંઉંટો નીકલતા જાયછે.

આ છાપા બનાવવામાં મનશકતી અને કલા કેટલી વાપરવામાં આવેછે તેનો ખેઆલ તો માતર સઘલા નમુણાઓ નજરે જોવાવના મનમા ઉતારવો મુશકેલછે. એક મોટું ડીબું ચોકસ રૂપનું બનાવેછે અને પછે તેજ રૂપ અને સુરત છેક જીણામાં જીણા છાપા સુધી લઈ જાયછે, અને તે સઘલા ફાંઉંટોને નામ આપેછે. એ રીતે એકજ જાતના ફાંઉંટમાં કાંઈ સેંકડો ફાંઉંટો આવેછે. નમુણા તરીકે એકજ સટમાંથી હેઠલ ઉતારીશું.



BOYS.

BOYS.

BOYS.

BOYS.

BOYS.

BOYS.

ઉપલો સટ આખો હીઆં ઉતારયો નથી. તેમા હજી એ કરતાં મોટા અને એ કરતાં જીણા ઘણાં ફાંઉંટોછે. વાંચનારી બાનુઓ જોશે કે છાપાનુ કદ ગમે એટલું, પણ સરવેમાં છાપાનું રૂપ અથવા સુરત એકજસરખું જાલવયુંછે. એ પરથમ ખીલા કોતરનારના મનની ચાલાકીની ખુબીછે. એવા તો કાંઈ સેંકડો સટ બનાવેછે અને દરએક સટમાં સેંકડો ફાંઉંટોછે, એટલે તેમની ગણતરી કરવાનું તો ફેકટજછે.

છાપાના બનાવનારા કાસલના, મીલર રીચારડ વગેરેના કારખાનામા છાપાનો કેટલો જથો હશે તે કેહેવાઈ શકાશે નહી. પણ ફકત તેમના નમુણાઓ ઉપરથી પડતલાવે ગણતરી કરતાં એવાં એકેક કારખાનાનો માલ લખોબંધ-રૂપીઆના આંકડા ઉપર જતો માલમ પડેછે! જે દેશમા ફકત કરોડોના તો છાપા બને તે દેશનો બીજો ઉદયોગ કેટલો હશે! અને તે દેશની મોટાઈ કેટલી ગણશો!

દેવાલે ચોંહોંટાડેલાં મોટાં લેખલો ઉપર એકેક ફુટ જેવડા જે છાપા જોઈએછે તે લાકડાંના હોયછે, પણ વળી એટલાબી જીણા છાપા બનેછે કે જે "ડાએમંડ" નામનો ફાંઉંટછે તેના એક રતલમા ૨૮૦૦ છાપ સમાયછે અને તે થીબી જીના છાપા "બરીલીઅંટ" એક રતલમા ૫૦૦૦ આવેછે! એ જીણા છાપા જે હાથમા પરીઆ હોયતો માતર હાંચણી જેટલા પતલા લાગેછે અને છાપાનું મથાલું કીડ અથવા તલીઉં કીડ તે પણ તરત દેખાતું નથી!! એવા છાપાનો ખીલો કોતરયો કેમ હશે! તેમને ગોઠવવાની કેટલી મેહેનત હશે!

સાધારણ વપરાસના છાપાઓના એકેક ફાંઉંટમા કેટલા છાપા જોઈએ તેનો કોઠો ઈંગરેજી છાપાખાંના વાળાઓ રાખેછે. તેઓની ગણતરી પરમાણે તેવા એક ચાલુ ફાંઉંટમા ફકત બારાખડીના ૨૬ અખશરોનાજ ૧ લાખ કરતાં વધારે છાપા જોઈએછે! તેનું કોશટક નીચે આપીએછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| a | ૫૮૦૦ | j | ૪૦૦ | s | ૮૦૦૦ |
| b | ૧૬૦૦ | k | ૮૦૦ | t | ૯૦૦૦ |
| c | ૩૦૦૦ | l | ૪૦૦૦ | u | ૩૪૦૦ |
| d | ૪૪૦૦ | m | ૩૦૦૦ | v | ૧૨૦૦ |
| e | ૧૨૦૦૦ | n | ૮૦૦૦ | w | ૨૦૦૦ |
| f | ૨૫૦૦ | o | ૮૦૦૦ | x | ૪૦૦ |
| g | ૧૭૦૦ | p | ૧૭૦૦ | y | ૨૦૦૦ |
| h | ૬૪૮૮ | q | ૫૬૦ | z | ૨૦૦ |
| i | ૮૦૦૦ | r | ૬૨૦૦ | | |

ઉપલા કોઠાથી જણાશેકે ઈંગરેજીમા સઉથી મોટો ખપ e અખશરનો છે. એના પોતાથી બનેલા બોલો ઉપરાંત ઘણાક બોલોને છેડે e લાગેછે તે ઉપરથી સરવેથી જીઆદા એના ખપની સમજ પડેછે. સઉથી ઓછો ખપ z નો છે, જે ઘણાજ થોડા શબદોમા આવેછે. j, q અને x નો ખપ સેહેજ વધારેછે.

પણ આ ૧૦૬૯૦૦ છાપાતો ફકત ચાલુ બારાખડીના ૨૬ અખશરોના થયા. પણ તે ઉપરાંત ગઈ વેળા સમજાવયું હતું તેમ એક ફાંઉંટમા બીજા ઘણા છાપા ઉમેરવાના છે. "કાપીટલ" હરફોના એકેકના ૫૦૦ છાપાનો આવરેજ ગણીએ તો તેના ૧૩૦૦૦ થાયછે. એ ઉપરાંત તેજ ફાંઉંટના ઈટાલીક હરફો—"કાપીટલ" અને નાહના મળી—બીજા ૧૩૦૦૦ ગણીએ તથા છેલે પાંઈંટો અથવા ટાંપો વગેરે આસરે ૩૦ જાતની છે, તે દરએકના આવરેજ ૧૦૦ છાપા ગણીએ તો આખા ફાંઉંટમાં નજદીક ૧૪૦ થી ૧૫૦ હજાર, (૧૫૦૦૦૦) દોહોડ લાખ છાપા થવા જાયછે!!

એ કરોડોબંધ છાપાની બનાવટ જેટલી અજાએબ જેવી નથી તેટલી આ વાત અજાએબી ઉપજાવનારી છે કે દરએક ફાંઉંટમાં દરએક અખશરનો છાપો બનાવવા સારૂં દરએક ડીબાંનો એકેક ખીલો પેહેલાં હાથે કોતરીને પછે તેના છાપા ઓટયાછે. હવે આ દરએક ફાંઉંટના પરંઘમ ૧૦૦ ખીલા હાથે કોતરેલા ગણતાં ઉપલા હજારો ફાંઉંટના લખોબંધ ખીલા થવા જાયછે!

એ ખીલા કોતરવા, તેટલીજ તરાંબાની તખતી બનાવા અને તેમાથી છાપા ઓટવા; ઓટવાના મોલડ બનાવા અને ઓટેલા છાપાને દરૂસત કરવા વગેરેના કામમાં કેટલો બોહોલો ઉદયોગ સમાવેલો છે! એમા કેટલો રોજગાર વધયોછે! તેનો હવે વાંચનારી બાનુઓને કાંઈ ખેઆલ આવશે.

ખરેખર છાપાખાંનામાં છાપવાના ઉદયોગનીજ અજાએબીઓ સમાવેલી નથી. છાપા બનાવાનો જુદો, ફુજતો, મોટો ઉદયોગ થઈ પડયોછે. એ છાપા રતલને હીસાબે વેચાયછે. "બરીલીઅંટ" (બીલીઆન) નામના બારીક

છાપાઓ આસરે ૮ રૂપીએ રતલ મળેછે. "ડાયમંડ" છાપા રતલ ૨૪) ના, "બરેવીઅર" ૧) રૂપીએ રતલ, "ઈંગલીશ" ૦॥ રૂપીએ રતલ એ પરમાણે વેચાયછે.

એ રીતે છાપાખાનુ કાહાડવું એ ખરચનું કામ છે, પણ છાપા બનાવા પાછલની કળા, જેહેમત, સંભાલ અને ગણતરીનો વીચાર કરતાં ઉપલા ભાવ હજી સસતા લાગેછે. એ ઉપલા ભાવતો ઈંગલંડના છે. આ દેશમાં છાપા મંગાવનારને વધારે ભાવ પડેછે અને તોપણ હીઆં કેટલો છાપો આવેછે તેનો સુમાર કોણથી કાહાડી શકાય !

ઈંગરેજી છાપો આખી દુનીયાંમાં ફરી વલ્યોછે. છેક આસટરેલીયા અને નીઉઝીલાંડથી છેક અમેરીકા સુધી ઈંગરેજી "ફાંઉંટો" નો કરોડોબંધ છાપો ફેલાયલોછે. પણ એજ પરમાણે વળી સઘલી ભાશાના "ફાંઉંટો" પુરો પમા બનેલા છે. ચાલુ વપરાતીજ નહી પણ સુવેલી ભાશાઓનાખી છાપા બનેછે. સંસકરીત, ફારસી, અરૂબીક, મરાઠી, ગુજરાતી, ચીનાઈ, વગેરેજ નહી પણ જંદ, પેહેલવી, ખીલારોકા, લાટીન, ગરીક વગેરે સઘલી ભાશાના ટાઈપો બનેછે અને એ રીતે છાપાનો હોનર હદ વગરનો માલમ પડેછે.

ચીનાઈ જેવી મુશકેલ ભાશાના છાપાના આખાને આખા સટ જરમની ખાતે બનાવામા આવેછે. અમેરીકન મીશન સોસાઈટીની ખરીસટી ધરમની ચોપડીઓ ચીનાઈ ભાશામા છાપવા માટે ઉપલાં ડીબાં બનાવયાંછે.

બીજી ભાશાઓની માફક ચીનાઈ જુબાનમા કાંઈ અખશરોને ગોઠવીને શબદો બનાવેલા નથી, પણ તેમા જુદી જુદી આખી વસતુના જુદા જુદાં આખા બોલો, ગોયા એકજ અખશરના પણ તે વસતુનો આકાર બતાવનારા બોલો કરેલાછે. ચીનાઓના ઘણાખરા હરફો વસતુના આકાર ઉપરથી બનેછે. તે એકેક બોલ જોયા એકેક ચીતરછે.

આવા અખશરોના છાપા બનાવાને ઘણી મેહેનત પડી હતી. બરલીનવાલા નામીમા છાપાવાલા બેરીહાસે એવા જુદા જુદા ચીનાઈ ૪૨૦૦ અખશરોના ખીલા તથા તખતી કોરાવીને તેમાથી છાપા બનાવયા હતા, તે એવી રીતે કે તે અખશરોને ગોઠવવાથી ચીનાઈ જુબાનના ૨૪૦૦૦ શબદો ગોઠવાઈ શકાય. આ ચીનાઈ છાપા, તેમના ખીલા, તખતી તથા તેમનાથી છાપેલાં બાઈબલો ૧૮૫૧ ના પરદરશણમાં લોકોએ જોયાં હતાં.

બીજા એક જરમન છાપગરે પોતાના હોનરનો નમુણો પરદરશણમાં મોકલયો હતો. તે મધે અસલી ઈજીપટને લગતું એક પુસતક તોસ જુદી જુદી ભાશાઓમા છાપેલું હતું, જેમાં મીસરની શબદોના ચીતરો વાળી ભાશા હતી. એ પુસતક બનાવા માટે ૩૦૦૦ ખીલા, ૩૦૦૦ તખતી અને ૩૦૦૦ વખત એચેકામ કરવું પડયું હતું.

ઈંગરેજીમાં "ડાએમંડ" ટાઈપ ગણા ઝીણા ગણાતા હતા. પણ મીશીઅરસ મીલર અને રીચરડે "બરીલીઅંટ" (બીલીઆંન) છાપા બનાવયાછે. તે એટલા જીણા છે કે નામાંકીત કવી ગરેની "એલીજી" નામની મોટી કવીતા એ છાપામાં ભરવાથી માતર ચાર ઈંચ લાંબી અને તરણ ઈંચ પોહોલી જગામાં એ આખી કવીતા સમાયછે !! એ કવીતામાં ૧૨૮ લીટીઓછે અને તોપણ ઉપલા જીણા ટાઈપથી તે ૪ ઈંચમાં સમાય એ કેવી અજાએબીછે !

એક છાપાખાનાંવાલાએ જુદા જુદા નાહના મોટા અખશરોને એવી રીતે ગોઠવયા હતા કે તેથી એક ઈમારતનુ ચીતર બની રહયું હતું. આ ચીતરમાં ૧૨ થી ૧૩ હજાર છાપાઓ ગોઠવેલા હતા ! છાપાખાનાના હોનરના નમુણા તરીકે તે લાંબો વખત શુધી વખણાઈ રહયું હતું.

છાપા બનાવામા ઈંગલંડ ખાતે વીલીઅમ કાસલનનુ નામ ઘણું નામીચું થઈ ગયુંછે. એ કારખાનાવાલાએ ૧૩૦ વરશ શુધીમાં બનાવેલા છાપાઓના નમુણાં ઈંગલંડના સંગરહસથાનમાં દેખાડયાછે. છેક ૧૭૨૦ ના શાલથી તે ૧૮૫૧ સુધી છાપા કેવા કેવા પરકારના બનતા ગયા છે તે આ સંગરહમા દેખાડયુંછે.

ઉપલા કારખાંનાવાલા કાસલનનુ કામ ઘણા મોટા પાયા ઉપર ચાલેછે. ઈંગરેજી ટાઈપ પોતાના આજના ઝરોર તથા ખુબસુરતીને માટે વીલીઅમ કાસલનને આભારી છે. મી૦ કાસલન પેહેલાં માતર એક બુકબાંઈડર હતો, પણ બંદુકોની નલીઓ ઉપર નકસી કોતરવાનું કામ બી જાણતો હતો. એ કામ તેને હાથે એટલું સરસ બનતું હતું કે તે થોડા વખતમાં વખણાઈ ગયો.

એ ઉપરથી આરબીક ભાશામાં એક બાઈબલ બનાવા સારૂં તે ભાશાના છાપાના ખીલાઓ કોતરવાનું કામ એક છાપગરે કાસલનને સોંપયું અને તાર પછે છાપાઓના "ફાંઉંટ" બનાવાનો ધંધો તેણે એખતીઆર કીધો, જેમાં તે ફતેહમંદ નીવડયો.

કાસલનના વખત સુધી ઈંગલંડમાં છાપા બનતા નહી હતા, પણ હાલંડ દેશથી આવતા હતા. કાસલનના બનાવેલા છાપા નીકલયા કે બાહાર ગામથી વેલાત આવતો છાપ બંધ પડયો અને ઓર કાસલનનો છાપ દેશાવરો ખાતે જયાબંધ જવા લાગો. ૧૭૨૦ થી ૬૦ વરશ સુધી કાસલનનાજ છાપાથી ઈંગલંડની સઘલી ચોપડીઓ છપાતી હતી. તાર પછે બીજા છાપા બનાવાના કારખાના નીકળયાં હતાં.

આ સઘલા છાપાઓના નામ રમુજી અને જાણવા જોગ છે. "બીલીઆન" અને "ડાએમંડ" નામો ઉપર આપયાંછે. એ ઉપરાંત "પરલ" (મોતી), "રૂબી" (માણક), "નાનપરેલ", "બરેવીઅર", "મીનીઅન", "બરજાઈસ", "લાંગ પરાઈમર", "સમાલ પાઈકા", "પાઈકા", "ઈંગલીશ" અને "ગરેટ પરાઈમર" એટલાં નામો નાહાના અખશરોના સાધારણ ફાંઉંટોને આપેલાં છે.

આ જુદાં જુદાં નામો છાપાના કદ પરમાણે આપેલાં છે. કદ મુકરર કરવા માટે છાપાની લીટીઓ ગોઠવી સરખાવી જોયછે. "ડબલ પાઈકા" ની એક ફુટ જગામાં ૪૨ લીટીઓ આવેછે, "ડાએમંડ" ની ૨૦૫ લીટીઓ તેટલીજ જગામા સમાયછે, તે ઉપરથી છેલો છાપ જીનો ઠરેછે.

છાપાનું કદ જેમ વધતું જાયછે તેમ બે લાઈન પાઈકા; ચાર, છ, આઠ અથવા દસ લાઈન પાઈકા; બે, ચાર અથવા છ લાઈન ઈંગલીશ વગેરે ચહડતાં નામો આપેલાંછે.

એ સઘલાં ઈંગરેજી છાપાના નામો છે. બીજી પરજાઓ પોતપોતાના ફાંઉંટોને બીજાંજ નામ આપેછે. અ

આપરે વાંચી લખીને શું કરવાનાં છઈએ? જે બઈરાં વાં
ચી લખી જાણે તેતો પોતાનાં ઘેરની એબ ઉઘારે. વાસતે
તારો વર જે આજે બે ચાર ચોપરા સીખીને સુધારાવારા
માં ખપવા જાયછ તે તુંને ઘણુંબી કેંહ પણ હરગીસ થાઈ
ને તું તેને ના કેહજે. સુવું અંગરેજી સીખીને ઢેરાં થઈ
એ તે કરતાં નહી શીખીને પારસીજ રેહીએની!' એમ મા
રાં માએ મને કહેલુંછે વાસતે પપારા ભીખાજી, એ વીશે
મને હેરાન ના કરો." તારે વલી તેવણ બોલયા કે "તારાં
માએતો બીચારાં ઓલીઆ પાદશાહ જેવાં હતાં. શું તું
નથી જાણતી કે, જારે ચાર વરસની વાત ઉપર અમે સંધાં
સુરત લગન ખાવા ગીયાં હતાં, ને તુંને તારાં માએ તથા બ
ચી વેલાતણુજ આપણાં ઘરમાં એખલાં રહેલાં હતાં, તે વખ
તે ચીનથી એકાએક તારા બાપનો રેજીસટર કાગજ આવયો
હંતો તારે તારાં માએ ઘોરાયા કીધાં કે તે કાગજ ઉખેડીને
કોણ વાંચે. પછી બીચારાં ફકર કરીને પોસવારાની દુકાને
થી કોઈને બચી પાસે બોલાવા કરતાં હતાં કે તે કાગજ વાં
ચે; તેવામાં તેં તે કાગજ ઉખેડીને તેવણ આગલ વાંચયો
અને તારી નાની બેહનના લગનને વાસતેનાં કપડાં વીગેરે
ચીનથી આવી પોંહચવાની તથા પંદર દાહડામાં તારા બાપ
નાખી આવી પુગવાની ખુશ ખબર તેવણને તેં કહી તારે
તેવણ કેવાં ખુશી થયાં હતાં, અને તારાં ઓવારણાં લેઈને
તુને ગલે લગાડી હતી! એ સંધું શું તું ભુલી ગઈ?"

મેં કહયું કે, "તમે કહયું તે ખરૂં, પણ ગુજરાતી
લખતાં તો હું તમારી પાસે શીખી નહી હતી." "ઓ
હો," તેવણ બોલયા, "તારે શું ઈંગરેજી પણ તું ગુજરા
તીની માફક તારા ભાઈ પેસતનજીથી શીખવા માંગેછે કે
શું? ગુજરાતી શીખવવાને મેં ઘણાબી ફાંફાં મારયાં હતાં
પણ તું તારી હઠ પકડી રહી હતી તેમ આજેબી કરવા માં
ગેછે કે શું?"

પેઆરી વાંચનારી બાનુઓ, તમે અમારી વર બઈરી
વચેની વાત વાંચીને મારા વરની તો નહી પણ મારી મશ
કેરી કરશો, કે હું મારા વરને હાથે નહી પણ મારા ભાઈને
હાથે લખતાં શીખી. પણ બેહેનો, મારી ખાતરીછે કે મા
રી તરફેણ વીચાર આપવાનેબી કેટલીએક બાઈઓ નીકલ
શે; કાંએકે મને મારાં માએ, માસીએ અગાઉ કહેલું કે જે
બી બઈરી પોતાના વરની આગલ કોઈબી હોનર શીખેતો
તે બંધે જણમાંથી એક જણ મદઈ હલાક થાએ. ને વ
લી એવું કહીને અમારે ગામનાં જીલુ મામીનો તેઓ દા
ખલો આપે કે તેવણનો વર પોતાના શેઠ સાથે વેલાત જ
ઈ આવયા પછી અમારા ગામમાં આવીને પોતાની ઓર
તને અંગરેજી બોલતાં શીખવી. જેમ કરવાથી બે મહી
નામાં તે બીચારો ફરીથી મુંબઈ જવા પાંમયોજ નહી!
હવે બાઈઓ જુઓ કે આ વાતથી મારાં દીલમાં મોટી ધા
સતી પેઠેલી તેથી હું ગુજરાતી લખતાં વાંચતાં મારા ભા
ઈની પાસે શીખી. પણ મેં તેમ કીધું તેથી મરૂં ભીખા
જી એવાતો નારાજી થયા કે તેવણનાં મનમાં એવોજ એ
ચાલ ગીયો કે હું તેવણને મુદલ ચાહતી નથી, કાંએકે તે
વણના ફરમાવવા મુજબ હું કરતી નથી. પણ અરેરે, મા
રાં મનની વાત કોણ જાણેછ? મારા જીભરૂં વાહાલાને હું
એટલી તો ચાહુંછ કે તેની વાત થાએ નહી. બેહનીઓ,
સાચેમાચ માનજો કે આપરા ધણીઓ તરફ આપરે અંદ
રખાનેથી જેટલી માયા બતાવશું તે તેઓ મુદલ સમજ
શે નહી પણ ઉલટાં આપુને ધીકારશે. તેઓ આપુને કેહેછ
કે તેઓ આપુને ઘણાજ ચાહેછ ને આપરા જેવાં બીજાં
કોઈને ગણતાં નથી, ને એવું એવું બીજું ઘણું પછી જુઠું,
કે સાચું આપણને કહીને આપણો પેયાર જીતી લેછ; પ
ણ જારે એવું આપરા પેઆરના ઉલરામાં આપરાથી બોલા
ઈ જાયછ કેની તારે તો આપરે મકરબાજ અને જુઠાંમાં ગ
ણાઈએછ: મુઆં એવાં આપરે ભોલાં; બીજું શું!

તોપણ બાનુઓ એટલુંતાં ખરૂં કે મને જે ઉપલી
છીટ હતી તે ઘણીજ નઠારી હતી. આપણા વર જેઓજ
આપણા સંસારમાં આપણા મદદગારછે તેઓથી આપણો
હોનર નહી લેજીએતો એવો બીજો કોણછે કે જેનેથી આ
પણ બુધી શીખીએ? જીલુમામીનો દાખલો ફકત વેહમ જે
વો આજે હું માનુછું કાંએકે જીભરૂં ભીખાજીએ મને ઈં
ગરેજી શીખવેઆને આજે બે વરસ થયાં તોપણ ખોદાના
હોકમથી અમે બંધે જણા તમારી દોઆથી સુખી અને ખુ
શી છઈએ. વાસતે બેહનો તમારામાંની જો કોઈ પણ
બાઈને મારા જેવો શક હોય તો બેલાશક દુર કરીને તમા
રા ધણી જે નેક ફરમાવે તે એકદમ કબુલ કરજો.

હવેતો ઘણું લાંબું થયું, તેથી હવે ફકત એકજ વાત
જણાવીને હાલ તુરત આપણે છુટાં પડશું. બેહેનો દુનયા
ની અદેખાઈની શું વાત કહું; કે મારી અને મરૂં ભીખા
જી વચે અતીશ પેઆર બાજેલો તે મારા જેઠ જેનું નામ
બહમનજીછે તેનેથી દેખી શકાયો નહી તેથી તેને એક દી
વસે પછી દુખનો મારયો કે મશકેરીમાં મારા વરને કહયું
કે તારી બઈરી તો એવી તેવીછે. ભીખાજી એ વીશે મા
રી આગલ તો કશું બોલયા નહી પણ તે દીવસથી મોહોડું
ચહડાવીને ફરવા લાગા. પણ મારા વરપર બહમનજી
આવું તરકટ કરવાનોછે એવી ખબર મને મારા ભાઈ મ
રૂં પેસતનજીએ અગાઉથી આપેલી તેથી હુંતો તેવણની
બેચેનીનો સબબ સમજી ગઈ. પછી એક વખતે મેં તેવ
ણની ગમીનું કારણ પુછયું તારે તેવણ મને આ રીતે કે
હવા લાગા:—"વાહલી ઓરત, મેં તુંને મારો જીવ આ
પેલોછે. મને મારવા કે જીવાડવાનું તારા હાથમાંછે, પ
ણ અફસોસ, તેં મારાં ભોલાં અને ખરાં દીલના પયાર
નો માઠો ઉપયોગ કીધો." એમ બોલીને તેવણે બહમન
જીએ કહેલી વાત વીશે મારેથી જાણવા માંગયું કે તે
ખરૂંછે કે નહી. બેહનો, મેં તમોને કહયુંછે કે હું
અસલથીજ જે કાંઈ વીચારૂં તેથી ઉલટુંજ બોલું. તે મુજ
બ બહમનજીની ઠગાઈ હું જાણતી હતી તેથી મેં મશકેરી
માં ભીખાજીને કહયું કે—"વાહલા ખાવંદ, મારેથી એમ
બનયુંછતો ખરૂં, એટલો ગુનાહ માફ કરો." એટલું સાંભ
લતાંતો તેવણ મારી પાસેથી ઉઠીને એક ખુરસી ઉપર બેઠા
અને બંધે હાથે આંખ ધાંકીને નાના બચાંની માફક મોટે
સાધે રડવા મંડી ગીઆ. હુંતો હજી મશકેરીજ માનતી
હતી. પણ હવે હું ધભરાઈ, મારી આંખમાં આંસુ ભરાઈ
આવયાં પણ હું રડી નહી. મેં તેવણના પગપર માથું મુ
કીને માફ માંગી. તેવણ બોલયા "નાપાક, તારા ગુનાહ
ની માફી તે પરવરદેગારથી ચાહ, મને નાં સતાવ." અને

પછી વલી પોતાની વફાદારી વીશે લાંબું ભાશણ આપવા બેઠા, અને છેલે મને નાસેપાસીમાં એક ફાંસો (ઓ ખોદા, મારા ધણીનો આજે પેહલોજ ફાંસો હતો!) મારવા જતા હતા તેવામાં હું રડી પડી અને વગર વીચારે તેવણુને વલગી પડી, પણ એથીતો સારી અસર થઇ. મારી તરફ તેવણુનો પેઆર દોડેઓ, અને મને વલગીને પુછયું—"અરે બોલ, બોલ, એટલુંજ બોલ કે બહમનજીએ કહેલી વાત ખોટીછે." હું બોલી "વાહલા ખાવંદ, તે પરવરદેગારને હાજર નાજર જાણીને કહુંછું કે ખોટી, ખોટી, આ વાત સરતાપા ખોટીછે, એવી ખોટી કે જેવું ખોટું એક જુઠું બોલવુંછે. એતો તમારી મશકેરી થઇછે, બહમનજીએ તમને બેવકુફ બંનાવયાછે. આપણી મોહબત નહી દેખી શકાવાથી તે આપણી સાથે તરકટ રમયોછે." પછી મેં મારા ભાઇએ કહેલી સંધી વાત મેં તેવણુને કહી સંભલાવી. આ ઉપરથી તેવણે મને પુછયું કે મેં એ સંધી વાત તેવણને અગાઉથી શા માટે નહી જાહેર કીધી? મેં જવાબ દીધો કે—"પયારા ખાવંદ, બહમનજીનાં તરકટ સાથે મને તમારી વફાદારી જોવાની તક મલી, અને તમે જે તમારો પયાર મને ઘડી ઘડી જાહેર કરતા હતા તે ખરોછે કે નહી તે તપાસવાનો મેં ઠરાવ કીધો. તે તપાસમાં તમે જેવા જોઇએ તેવા ઉતરયા નથી. વાહલા ભરથાર, તમે ફકત બહમનજીના કેહવાનેજ ખરૂં માનયું; તેના કેહવાની સચાઇ તમે તપાસી નહી, તમે તમારી નજરે તેની સાબેતી જોઈ નહી, તમારાં દીલમાં મારી તરફનો પયાર દોડયો નહી; પણ એકદમ વેહમ લઈ ગયા, એતે શું તમારી ખરી વફાદારી?" મારા જીવ જેવા વાહલા ધણીએ આ બોલ સાંભલતાંજ મને છાતી સાથે દાબી પોતાની ચુક માટે માફ માગી, જોકે માફતો મારે માગવી જોઇતી હતી. પણ એ બનાવ પછે તેવણુના પયારની મેં એવી મોધી તપાસ ફરીને કદી લીધી નહી!



## થીયોડોર અને ડાકટર સટરન.

બેહેનો, આબીસીનીયાની છેલી લડાઇથી તમો સારી પઠે વાકેફ હશો. એ લડાઈ માતંર તરણ વરશ ઉપર નામદાર ઇંગરેજ સરકારે આફ્રીકાના આબીસીનીયા દેશ ખાતે ચલાવી હતી, જેમા તાંહાંનો હબસી શાનશાહ ઠીયોડોર મારયો ગયો, તેનું રાજ તારાજ થયું, તેનું પાએતખત મગડલા બાલી નાખવામા આવયું અને ઇંગરેજી લશકર થોડાક મહીનામા એટલી ફતેહમંદી સાથ પાછું ફરયું કે, સર રાબરટ નેપીઅર જે આપણા ઇલાકાનો સેનાપતી હતો અને જે હાલ આખા હીંદુસતાનનો સેનાપતીછે, તેને મગડલાના લારડનો ખેતાબ મળયો. રાજા થીયોડોરનો જવાન બેટો હાલ ઇંગરેજના આસરા હેઠલ કેળવણી લેયછે. આ બયંકાર લડાઇનું કારણ એ હતું કે રાજા ઠીયોડોરે પોતાની સાથના કેટલાક ઇંગરેજોને કેદ કરવા ઉપરાંત તેમના ઉપર શખત જાસતી ચલાવી અને તેમને છુટા કરવાને નાપાડયું હતું. તેના તે ઘાટકીપણાનુ એક ચીતર પાસે આપયુંછે અને તેનો હેવાલ હેઠલ ઉતારીએ છઇએ—

આ પાસેના સફા ઉપર જે ચીતરછે તેમા જે સીફીના હાથમાં પીસટોલછે તે એબીસીનીઆનો થીઓડર રાજાછે, જેનાં નામથી તમો અનજાણીઆં નથી. તેનો ચેહેરો કેવો બયંકારછે. એક ખુનીની માફક તેના ડોલા બાહેર નીકળી આવીયાછે. તેના પગ આગળ બે મરદો તેના ગોસસાના ભોગ થઈ પડીયાછે. એની આસપાસ એક મોટું લશકર, હાથમા લાંબા અણીઆરા ભાલા લઈને ઉભાછે; જે ભાલાનો એકજ જરખ પાહાડ સરખા માણસને પેલી જીહાનમા મોકલવાને બસછે. તેના ડાબા હાથપર એક ઓરત નાહાના છોકરાને પાસે લઇ ઉભીછે. જે બીહીકથી થડ થડ કાંપેછે એવું તેની નજર ઉપરથી સીધ થાયછે અને જાણે પોતાના નાહાના છોકરાને, જે પોતાનું મોહો ફેરવી બારી નજરે થીઓડર તરફ જોયછે, તેને પોતાની નજદીક ખેંચેછે. જે શખસ ઉપર તે પીસટોલ ફોડેછે તે પાદરી મી० સટરન છે. આ પાદરીનું પણ તેજ વખતે મોહોત આવતે, પણ એના નસીબમા બીજાં ઘણાએક વીપતો ખમવાનું લખેલું હતું તેથી તે બનચી ગયો અને ખસીને આવી હાલને ઉભો રહયો.

મી० સટરન, એબીસીનીઆમા ખરીસટી ધરમનો ફેલાવો કરવા સારૂં સને ૧૮૬૦ મા બોનફહરસટ તથા જોસેફન નામના પાદરીઓ સાથ પેહેલો ગયો હતો. આ પાદરીએ પશચીમ તરફના દેશોમા ઘણીએક મુસાફરી કરી હતી. એ ઘણો ભણેલો તથા ધરમપર ચુસત હતો. એણે આરબસથાનમા સાના તથા યુનાનના જુઓ તરફથી ખબર મેલવવાને પોતાનો જાન ધાસતીમા ઘણીવાર નાખીયો હતો. જારે તે ક્રૂર આરબોના હાથથી છુટો તારે આ નવી બલામા પડવા સારૂં એબીસીનીઆમા ગયો.

તેની પેહેલી મુલાકાત થીઓડર સાથ થઈ તારે તેણે જણાવીયું કે મારી મકસદ ખીરીસટી ધરમનો ફેલાવો કરવાનીછે. તે ઉપરથી થીઓડરે જવાબ આપીયો કે "અગર જો તારી મતલબ આવીજ છે તો હું તે ઉપર રાજી છું, પણ તે ઉપરાંત તારે મારા વડા ધરમગુરૂની રજા લેવી. હું તારો ભાઈ અને દોસત છું, અને મારા દરએક શેહેરમાં ફરવાની તને રજાછે."

આ થવા પછી મી० સટરને વડા પાદરીનીબી રજા મેલવી અને જેનડા નામના શેહેરમાં પોતાનો મુકાંમ કીધો. થોડા માસ તાંહાં રહયા પછે પાછો ઇયુરોપ ગયો અને તાંહાં "એબીસીનીઆના ફેલાસીરની મુસાફરી" એવે નામની એક ચોપડી છપાવી. આ ચોપડીમાં થીઓડોર વીસે ઘણાક સારા વીચારો આપીયાછે, અને એક ખરા તવારીખ લખનાર તરીકે થીઓડરના કુટુંબનો કાંઈક હેવાલ આપીયોછે. આ હેવાલ આપવા સારૂ, પાછલથી તેના ઉપર, એ એક ગુનો મુકવામાં આવીયો હતો. વલી એજ વખતે મીસર દેશના વરતમાન પતરોમાં ગેફટ લોકો વીસે કેટલીએક બદગોઈ ભરેલી વાતો આવી હતી જેના વીશે તેઓ એવું કહેછે કે તે મી० સટરનેજ લખેલી છે.

સને ૧૮૬૩ માં મી० સટરન, રોજેનથેડ તથા તેની બાયડી સાથ પાછો આબીસીનીઆ આયો. તેના તાંહાં આવવા પછી થીયોડરની આપખુદ ચાલ તથા વગર વીકે કતલ ચલાવી હતી તેના ઘણાએક દાખલા તેની જાણમાં

આયા, તેથી તે ઘણોજ દલગીર થયો. આ વખતે વડા પાદરીને તથા થીઓડરને મારામારી ચાલતી હતી. તે વારેવાર થીઓડરની સામે છડેછોક બોલતો હતો. આ પાદરી તથા મી૦ સટરનને દોસતી થઈ. તે પાદરી મી૦ સટરનને ઘર જઈને કલાકના કલાક બેસતો હતો. આ સઘલા બનાવના સંજોગથી થીઓડરની મી૦ સટરન ઉપર ઈતરાજી થઈ.

આવો મામલો હતો તેવામાં મી૦ સટરને કોસટા તરફ જવાની રજા માંગી. પણ તે તરત મલી નહી. છેલે પોતાનો વીચાર અમલમાં લાવવા સારૂ તે નીકલીઓ અને ગોનડાર, કે જાંહાં થીઓડર તે વખતે રેહેતો હતો તાંહાં ગયો. તાંહાં તેના જવા પછી તેના હાથમા બેડી ઠોકી. આવી રીતની તેની સાથ ચાલ ચલાવવા વીસેનું કારણ પુછીયું. તેના જવાબમા તેને જેરખન માર મરાવીયો. આમારથી તે એવોતો મરતતોલ થઈ ગયો કે ચાલવાની શકતી રહી નહી. તાંહાંથી તેને બંધીખાંને નાખીયો અને તરેવાર સીતમ ગુજારીયો.

આવી સખીતીમા કેટલાએક માસ રહયા પછી એકવાર થીઓડરને જોવાને તેણે માંગી લીધું. તેની અરજ કબુલ રાખી મી૦ ફલેડ નામનો એક ઈંગરેજ તથા બે ચાકરો સાથ થીઓડર પાસ ગયો. મી૦ સટરનને થીઓડરની ભાશા આવડતી ન હતી તેથી પેલા બે ચાકરોએ દુભાસીઆનું કામ કીધું. મી૦ સટરને પોતા ઉપર ગુજરતા સીતમનું બેયાન કીધું, પણ પેલા દુભાસીઆઓ તેની મતલબ થીઓડરને બરાબર સમજાવી શકીયા નહી તેથી થીઓડરનો મીજાજ જતો રહયો અને તે બને ચાકરોને લાકડીથી મારવાનો હુકમ કીધો. આવો બનાવ મી૦ સટરનથી જોઈ શકાયો નહી તેથી તેણે પોતાના આંગલાં મોહોમા પકડીયાં. મોહોમા આંગલાં લેવા એ એબીસીનીઅનોને મનસે વેર લેવાના સપત છે. આ કામ કરતાં થીઓરડની નજર તેના ઉપર પડી તેથી પોતાના માણસોને હુકમ કીધો કે એનેબી મારે. આ મારનું શું બેયાન થાય. પેલા ચાકરોતો મારથી તેજ રાતના મરણ પામીયા. મી૦ સટરનતો એવો અધમુવો થયો કે ચાલવાનીબી શકતી રહી નહી. આવી હાલતમા તે હતો તોપણ તેને બેડી ઠોકી અને પાછો ગોનડરમા લઈ જઈ તાંહાં બંદીવાન તરીકે રાખીયો. આ વખતે તેનો સરવે સામન તપાસવામા આવીયો કે તેમાંથી કાંઇ પુરો મલે કે થીઓડર તરફ તે ખરાબ વીચાર રાખેછે પણ તેવું કાંઈ મલીયું નહી.

થોડાક માસ ગયા પછી મી૦ સટરને, મોહોમા આંગલાં લેવા વીસે પોતાનું અણજાનપણું બતાવીયું અને માફી માંગી પણ કાંઈ વળીયું નહી. આ અનીઆએને સારૂ તે બંદીખાંનું બોગવતો હતો તથા બેડી પેહેરેલી હતી તેટલાંમા જ તેના ઉપર બીજા વાંકો મુકવામા આયા તે સઘલા નીચે પરમાણે હતાઃ—

૧. થીઓડરની બદગોઈ કીધી.

૨. થીઓડરની પરવાનગી વગર જુદી જુદી જગાના ફોટોગરાફો લીધા. (એબીસીનીઆંમા ફોટોગરાફો લેવા એ એક જાતનો ગુનો હતો.)

૩. ગાફાટની સાથે દુસમનાઇ રાખી અને તે સારૂ ખરાબ ખરાબ લખીયું.

૪. આબોના, જે વડો પાદરી, તેની સાથ મીતરાચારી રાખી.

૫. જારે થીઓડર ગોનડરમાં હતો તારે તેને મળવા નહી ગયો, અને એ વતરોગે બીજા હતા.

આ સરવે વાંકથી મી૦ સટરનને મોકલો કરવા વડો પાદરી તથા બીજા અમલદારો વચમાં પડીયા પણ કાંઈ વલીયું નહી અને પાછો બંદીખાંને નાખીઓ.

આ સરવે સીતમનું એક કારણ નીચે આપવામાં આવેછે, કે જારે મી૦ સટરન ઈંગલંડથી પાછો આયો તારે તે આબીસીનીઆમાં આવી રહેલા કેટલાએક યુરોપીઅનં કામદારો વીસે કાંઈ આડા સખુનો બોલીયો હતો; અને તે તેના કાગળીઆં ઉપરથી સાબેત થયું હતું. તે ઉપરથી થીઓડરે એવો ઠેડાવ કીધો કે તે મારો તથા મારા લોકોનો દુસમનછે. આ કારીગરો સાથની મારામારીનું કારણ એ હતું કે તેઓ આદીતવારે પણ કાંમ કરતા હતા તથા તાંહાંની દેશી ઓરતો સાથ તેઓએ લગન કીધાં હતાં જે મી૦ સટરનને પસંદ હતાં નહી. જોકે આવી બાબદોમાં રાજાને વચમાં પડંવાનું કાંઈજ કારણ ન હતું. તે, સઘલા યુરોપીઅન કારીગરો ઉપર સારી નજર રાખતો હતો તથા તેમનાં વખાંણ ગાતો હતો તેથી, તેઓની તરફેન બેંચવાને સારૂં આવી રીતે આડો આયો હતો.

આવી રીતે કાન ફુલવની કરવાનો રોપલો મી૦ બારડેલ, જે એક ફરેનચમેન હતો, તેના ઉપર મુકવામાં આવેછે. તેના વીસે એવું કેહેવાતું હતું કે તે જેસુટસો, (એક જાતના પાદરીઓ) જેઓને થીઓડરે એબીસીનીઆમાંથી હાંકી કાઢીઆ હતા તેઓનો મલતીઓ હતો. તેઓનું વેર મી૦ સટરન ઉપર લેવા આવાં કાવતરાં કરતો હતો. પણ પાછલથી તેની આવી નીસટા માલમ પડવાથી તેવનનેબી બેડીમાં નાખીશા હતા.

જે દાહાડેથી તે પેહેલો બંદીખાંને પડીચો તારથી તે તા૦ ૧૩ મી નવેમબર ૧૮૬૩ સુધી તેના ઉપર ઘણા વાખા પડીયા. કોઈ કોઈ વારતો ખાવાનુંબી મલે નહી. આવી હાલતમાં તે હતો તારે મી૦ કેમરન તથા ફલેડ તેની આવી અવસથા ઉપર દયા કરી કેટલાએક સીપાઈઓને લાલચ આપી તેના ઉપર ખાવાનું મોકલતા હતા. આ પાદરી ઘણોજ સંતોશી હતો તેથી તેના ઉપર જે સીતમ પડતો તે મુગે મોહડે ખમતો હતો. તેના ઉપર જે જે દુખો તથા વીપતી પડીછે તેનો આબેહુબ હેવાલ એ બુઢા પાદરીએ પોતાને હાથે લખીયોછે તે જો વાંચવામાં આવેતો આપણા રૂવેરૂવાં ઉભાં થાય એવો અસરકારકછે.

તા૦ ૨૦ મી નવેમબર ૧૮૬૩ ને દીને થીઓડરે એક દરબાર ભરી, પોતાના અમીર ઉમરાવોને બોલાવીયા અને તે સરવેની હજુર મી૦ સટરનની ફરીથી તપાસ કરવા તેને બંદીખાંનેથી તાંહાં બોલાવીયો. તે તાંહાં ગયો. પણ મારથી તથા ભુખથી એવોતો અધમુવો થઈ ગયો હતો કે બરાબર ચાલવાનીબી શકતી ન હતી. તેના ઉપર, ઉપર જણાવેલા સરવે વાંકો ફરીથી મુકવામા આવીયા.

આ સરવે વાંકને સારૂં થીઓડરના મસલતીઆઓ

એ મી૦ સટરનને મારી નાખવાનો વીચાર જણાવીયો, પણ બીજાઓએ આવા કામથી હાથ ઉઠાવવાને ભલામણ કીધી. આ વખતે મી૦ સટરને પોતાના ગુનાહની માફી માગી; એ ઉપરથી થીઓડરે તેને બેડીમાથી મોકલો કીધો અને નજર કેદ રાખીયો.

આ પરમાણે થોડાએક દીવસ ગયા પછી એક દાહાડો તે ફરતો હતો તેવામા તેની નજરે એક ઘણોજ દીલપસંદ કુદરતી દેખાવ આપો તેથી તેનો ફોટોગરાફ લેવાનો વીચાર કીધો અને પોતાનો સામન તાંહાં લઈ જઈ તરેવાર ફોટોગરાફો લીધા. એની ખબર થીયોડરને પડતાંજ તેને પાછો પકડી મંગાવીયો. આ વખતે પેહેલાં, તેના ચાકરોને બાંધી મારવાનો હુકમ કીધો; કારણ કે તેઓએ પોતાના સેઠના આવાં કામની ખબર આગમજથી આપી નહી. આવો ગેરઇનસાફ તેનાથી સાંખી સકાયો નહી તેથી તે થીઓડરની સામે બોલીયો. આ ઉપરથી એ બુઢાને પણ બાંધી મરાવીયો.

સને ૧૮૬૪ માં મી૦ રાસામે તેઓ ઉપર પઇસા, અનાજ અને બીજો ઘણોએક સામન મોકલીયો તેથી ઘણું સારૂં થયું. અગરજો આવી મદદ તાંકણુસર મલતે નહી તો તેઓ કદાચ ભુખથી મરણ પાંમતે.

આવી અવસથામાં તા૦ ૧૨ મી મારચ ૧૮૬૫ સુધી તેઓ રહયા પછી મી૦ રાસામ તથા તેના સાથીઓને મી૦ સટરન, મી૦ કેમરન અને બીજા બંધવાઓ આવી મલીયા. આ વખતે તેઓના હાથ તથા પગથી બેડી ઉતારેલી હતી અને એકવાર ફરીથી તેઓ સઘળા પોતાના જાતભાઈઓને મલીયા હતા.

આવો મામલો કાંઈ વધારેવાર ચાલીયો નહી અને થોડા માસમા તેઓ સઘળા પાછા બંદીવાન થયા અને એક ગામથી બીજે ગામ હાથ પગે બેડી સહીત તેઓને રખડાવીયા. મી૦ સટરનને પોતાના છુટાપામા આવી શખતી ખમવી પડતી હતી પણ પોતાના નસીબને તાબે થઇને રેહેતો હતો અને તે ઇશવર ઉપર વીસવાસ રાખી મુગે મોહોડે ખમતો હતો.

સને ૧૮૬૫ ના જુલાઈમાં મી૦ સટરને એક કાગળ પોતાની બાયડી ઉપર લખીયો હતો તેની મતલબ નીચે પરમાંણે હતી. "અમોને બંદીવાન તરીકેજ રાખવામાં આવીયાછે તેથી કાંઇ કાંમકાજ થતું નથી અને આલસમાં વખત ગુજારૂછું. કોઇ કોઇવાર સાંજના અમો અમારા રખેવાલો સાથ મરાઇએ છીએ. જેઓ અમારાં જુપડાંમાં, જોકે અમોને પુરતી જગા નથી અને હવા ઘણી નથી તો પણ આવીને બેસેછે, જેથી તેઓનાં ખરડાએલાં તથા વાસ મારતાં આંગ અને માથાં ઉપર માખણ લગાડેલું તેની વાસ અમારાથી ખમી શકાતી નથી. રાજાના અમલદારો સાથ અમોને કોઈ દાહાડો પણ વાતચીત કરવાની તક મલતી નથી પણ કોઇવાર આપણા એલચી ઉપર નીગસ કાંઇ ભેટ મોકલેછે, જેવું કે એકુ ગાય અથવા થોડાએક બકરા."

આવી અવસથામા તેઓને, ઇંગરેજ લશકરે આવીને છોડવીયા તાંહાં સુધી રહયા.

મી૦ સટરનના છુટા થવા પછી પોતાને દેશ જઈ પોતા ઉપર ગુજરેલી ગેરઇનસાફીનું એક પુસતક રચયુંછે, જેમા એક જંગલી પાદશાહાએ કેવી કાસમનો સીતમ ગુજારીઓછે તથા તે કેવો વગર ધડાનો હતો તેનું અસરકારક બેઆન આપીયુંછે.

ક.

# ક્લોરાઈન.



રસાએણ શાસ્ત્રમા જણાયલાં મુળ તતવો જે દુનીઆંની ઘણીક વસતુઓની બનાવટમા મલેલાછે, તેઓમાના મુખીઅ આકસીજન, નાઇટરોજન, હાઇડરોજન અને કારબાન વીશે વાંચનારી બાનુઓને સમજ પડે એવી રીતે વીગતથી અને લંબાણથી અમે લખયુંછે. હવે એવાંજ હવાઈ તતવોમાનું એક સાદું પણ અગતનું અને બોહોલા ખપનું તતવ મથાલે મુકેલું ક્લોરાઈન નામનું છે.

એ હવા જરા પીલાસ ઉપરના લીલા રંગની છે અને તેથી તેને "લીલી હવા" ("ગરીન ગેઆસ") કરીને પણ કેહેછે. એ હવામા દમ ગુંગલાવી નાખે એવો વાસ છે, અને તેનો સવાદ જલદ તીખો છે. તે પોતે બલે એવી નથી અને બલતાંને તે થોડુંજ ઉતેજન આપેછે. તેમા જો સલગાવેલી બતીને મેળી હોયતો બતી માહેલું માતર હાઇડરોજનજ આ હવાથી બલી શકેછે અને બતી માહેલું કારબાન ધુમાડા અથવા મેસના આકારમા ઉડી જાયછે.

એ હવાની આવી ખાશીએત છતાં કેટલીક ધાતુઓ તેમા ઘણી જલદીથી બલી જાયછે, જેમા તરાંબુ, સુરમો વગેરે છે. તે ધાતુઓને ક્લોરાઇનમા બાલવા અગાઉ તેનો પતલો વરખ કરવામા આવેછે, અને પછે એ હવામા તેમના બલવાથી જે નવી મીસર પદારથો બનેછે તેમને "ક્લોરાઇડ" કેહેછે. "ક્લોરાઇડ" ઇઆને ક્લોરાઇનના મળવાથી બનેલા મીસર પદારથો નાના પરકારના અને અતીઅંત અગતના તથા ઉપયોગના હોયછે.

આપણા દમમા લેવાના વાતાવરણ સાથ ક્લોરાઈન હવા જારે ઘણા જથામા મળેલી હોયછે, તારે વાતાવરન જેહેરી થાયછે અને તે હવા દમમા લેવી ધાસતી ભરેલી છે, પણ જારે હવામા ક્લોરાઇન થોડું ભેલાયલું હોય, જે મીશાલે કે કાપડ નીખારવાના કારખાંનાઓ આગળ બનેછે, તારે તે હવા સુગંધી અને ખુશનુમા લાગેછે. ક્લોરાઈન હવાને ઠંડી લગાડવાથી તથા દાબવાથી પાણી સરખા પરવાહી આકારમા બનાવામા આવીછે.

ક્લોરાઇન પાણીમા જલદી પીગલી જાયછે. આ બાબતને મથાલે મુકેલું ચીતર એ તતવને પાણીમા પીગલાવાના અખતરાનું છે. ક્લોરાઇનનું પાણી એ હવાના જેવાજ રંગ, વાસ અને સવાદનું હોયછે. એ હવામા તેમજ તેના પાણીમા જાહાડ પાનના સઘળા રંગનો નાશ કરવાની ખાશીએત છે, અને જાહાડ પાનની સઘળી વસતુ એ હવા ઇઆ તેનું પણ પાણી લાગવાથી સફેદ થઈ જાયછે.

આ ખાશીએતને લીધે ધોવા તથા નીખારવાના કામમા ક્લોરાઇન [illegible] નીખારતાં તેને [illegible]ના સાથ ભેલી

ને વાપરેછે. ગમે એવું ભુરૂં કાપડ હોય, તોપણ તેને આ વસતુ લાગતાંવારજ તે કાપડ દુધ જેવું સફેદ થઈ જાયછે. જે વાંચનારી બાંનુઓ અમારા, અંકોમા "હોનર, ઉદ્દીયોગની અજાએબીઓ" વાંચતાં હશે તેમને તરત યાદ આવશે કે કાગજ બનાવાના. ચીંથડાંને ધોવામાં રસાએણ શાસ્ત્ર ક્લોરાઈનથી કીમતી મદદ આપીછે.

ક્લોરાઈનની આ ખાશીઓતા છતાં ધોવા નીખારવામાં એ તતવ એકલું વાપરી શકાતું નથી. તે જો પાંણી અને ચુના સાથ ભેલેલું નહી હોયતો કાપડના દોરા તથા સાખા તેમાં ખવાઈ જાયછે. જેને "બલીચીંગ પાઉડર" અથવા કપડાં નીખારવાની ભુકી કેહેછે તેમાં ક્લોરાઈનને ચુના સાથ મેળવેલું હોયછે. એ પાઉડર બનાવાનું કાંમ ઘણી મેહેનતનું છે.

નીમખ, ગંધકનો તેજાબ, અને માગનીશીઆ તથા આકસીજન મળીને બનતા આકસાઈડની મેળવણીમાથી હવા રૂપી ક્લોરાઈનને છુટું પાડીને ભાંજેલા ચુનાની અંદરથી પસાર કરેછે અને તે વખત ચુનાને હલાવવા કીધાથી તે સઘલું ક્લારાઈન ચુશી લેયછે. તે ભુકીને પાણી સાથ ભેલવાથી પાંણીમાનું હાઈડરોજન છુટું પડી ક્લોરાઈન સાથ મળી જાયછે જેથી હાઈડરો ક્લોરીક આસીડ નામની નવી વસતુ બનેછે અને પાંણીમાનું આકસીજન જે છુટું પડેછે તે કપડાંને નીખારીને સવછ કરેછે.

કોહોવાટ, રોગ, આજાર, વગેરેમાથી નીકલતા ઉડતા પવન તથા રોગને દફે કરવાની ક્લોરાઈનમાં શકતી છે, મારે ગલીચીને દુર કરવા માટે એ જીણસ ઘણી વપરાયછે. એક વાઈન ગલાસ ભરીને પાંણીમાં એક ચમચો ભરી ક્લોરાઈન ભેલીને ટેબલ ઉપર રકાબીમા નાખી રાખી મેલયું હોયછે તો તેથી આજારી માણશના ઓરડાની હવા સાફ થાયછે, રોગીસટ ઘરોની ગલીચી દફે થાયછે, ગટરોની બદબો નાબુદ થાયછે અને સંડાસોની સુઘડાઈમાં પણ વધારો થાયછે.

ક્લોરાઈન દુનીઆંમાં જથાબંધ મલી આવેછે. તેનો સઉથી મોટો જથો નીમખમાં છે. આપણું સાધારણ ખાવાનું નીમખ ક્લોરાઈન અને "સોડીઅમ" નામના બે તતવોનું બનેલું છે. એ હાલતમાં ક્લોરાઈનથી આખા દરીઆવ ભરેલાછે, તેમજ નીમખના પાહાડો અને સરોવરોમાં જેટલું જોઈએ એટલું ક્લોરાઈન મળી આવેછે.

નીમખમાં ક્લોરાઈનના ૩૬ અને સોડીઅમના ૨૪ ભાગ છે. જારે તેમાં ગંધકનો તેજાબ ઉમેરવામાં આવેછે, તારે પાંણી છુટું પડી તે માહેલું હાઈડરોજન ક્લોરાઈન સાથ મળી જાયછે અને "મીઉરીઆટીક આસીડ ગેઆસ" નામની નવી વસતુ બનેછે તથા સોડીઅમ ગંધક સાથ મળી જઈ "સલફેટ આફ સોદા" નામનો જુદો ખાર થઈ જાયછે.

"ક્લોરાઈડ આફ સોડીઅમ" પણ એક અતી ઉપયોગી પદારથ છે. તેના એક ભાગને દસથી પંદર ભાગ પાંણીમાં ભેલીને પાથાં, ચાંદાં, ધુમડાં, દાજેલા વગેરે દરદો ઉપર લગાડવાથી સારી અસર થાયછે.

ગઈ સદીની આખરીએ સુવીડન દેશના એક રશાએણું શાસ્રી નામે શીલે કેટલાક અખતરા કીધા હતા કે જે પેહેલાં નજીવા લાગતા હતા, પણ તેમાંથી ક્લોરાઈનની શોધ થઈ હતી. જે બાટલીઓમાં એ હવાને ભરી રાખેલી હતી, તે બાટલીના બુચનો રંગ એ હવાથી બદલાઈ ગયલો માલમ પડયો તે ઉપરથી બરથોલેટ નામના રસાએણ શાસ્ત્રીએ એ હવાને નીખારવાનાં કામમાં વાપરવાની સુચના કીધી અને થોડા વખતમા કાપડ નીખારવાના ધંધાનુ રૂપજ ગોયા બદલાઈ ગયું. પેહેલાં કાપડ નીખારતાં મહીનાના મહીના લાગતા હતા, તે હવે થોડાક કલાકનું કાંમ થઈ પડયું છે.

---

# જાડી ચામડીના જાનવરો.

## ટાપીર.

ટાપીર પણ એક અંજાણું પરાંણી છે. એનો ઉપરનો હોઠ અને નાખ મોહડાંથી થોડી ઈંચ બાહાર નીકળી આવવાથી હાથીની શુંઢની માફક દેખાય છે; અને શુંઢની માફકજ તરેહવાર રીતે તેને ફેરવી શકેછે. આગલા પગને ચાર ચાર અને પાછલાને ત્રણ ત્રણ આંગલાં હોય છે, જે સઘલાંની ઉપર ગોલ અને ટુકી ખરીનું પડ હોયછે. બેનેટ નામનો વીદવાંન કેહેછે કે દરીયાઈ ઘોડાને એ મલતુ છે. બાહારનાં બાંધામાં તે ડુકર જેવું દેખાય છે. અમેરીકામાં એ છ ફીટ ઉંચુ હોયછે, અને તેને ઘોડાની પેઠે પાતલા અને કાલા બાલની યાલ હોયછે. તેનાં કાનની ઉપરની કોર તથા ખરીનાં શાંધાની ઉપરનો ભાગ ઘણો શુંદર શફેદ રંગનોછે. એની ચામડી પણ ઘણી જાડીછે. પગ જાડા છે પણ પુછરૂ ઘણુ મોટુ નથી. એ પ્રાંણી દક્ષીણ અમેરીકાનાં અઘોર વનમાં અથવા નદીની આશપાશની ભીની જગાપર ભટકેછે જયાં તે ભેંશની માફક પાંણી અથવા કીચલમાં પડી રેહેછે, અને ઘણુ જોરાવર તરનારછે. રાતરે ખોરાક શોધવા નીકલેછે અને દીવશ ઉંઘમાં કાહાડે છે. જંગલી મેવો, મુલીયાં, ખરબુચાં, ચીબરાં, કુમલા પીલા, ફલી, એવી ચીજોની સાક ટાલેછે. અને એ એટલુ તો જોરાવર છે કે એનાં જેટલા બલદને થોબાવવાને જેટલું જાડું દોરડુ હોય તેટલું એ એક ભેહજામાં તોડી નાંખે છે. સેઈન (Cayenne) ના લોકો એને પાલેછે, કારણ કે એનું ગોશ ઘણું થંડુ ને શુકુ હોવા છતાં તેઓ તે ઘણું સવાદીશટ ગણેછે. મલાયાનું ટાપીર અમેરીકન કરતાં જરા મોટુ ને શફેદ ભુરા રંગનું હોયછે.

## ડુક્કર.



ડુકર દુનીઆનાં શઘલા ભાગોપરછે. તેની ખરી વાગોલનારાં જનાવરની માફક ફાટેલીછે. પણ હાડકાંની તપાશપરથી એ પ્રાંણી વગોલનારાં પ્રાંણીનાં વરગમાંથી જુદુ પડેછે. ડુકરની ઘણી જાતછે, અને તે એટલું જાંણીતું પ્રાંણીછે કે તેની એ જુદી જુદી જાતની ટીપ આપવા સીવાએ વધારે હેવાલની જરૂર નથી.

૧.—જંગલી ડુકર બરીટીશ અને જરમનીનાં જંગલમાં પાલેલા ડુકર કરતાં વધારે શરશ મલી આવેછે. એનુ મોહડુ લાંબુ અને ગોલ કાંન હોયછે, અને દાંત ઘણાં ભયંકર હથીયારછે, જે કોઈવાર આઠથી દશ ઈંચ લાંબા હોયછે. એને ઓકનુ ફલ (બલુત) ઘણું ગમેછે. જે દેશમા એ હોયછે ત્યાનાં લોકો તેનો શીકાર માસટીફ જાતનાં કુતરાથી કરેછે. હીંદુશતાંનમાં ઘોડો પણ આ પ્રાણીની નજદીક તેનાં શવારને લઈ જવાને બીહેછે; કારણ કે તેનાં દાંત ઘોડાનેતો શું પણ શીકારીનેબી મજબુત ઘાયલ કરેછે.

૨.—હીંદુશતાંનનું લુંડ દક્ષીણ એશીઆ, હીંદી ટાપુઓ, આફ્રીકા, મોલકકા, અને જાવાના ટાપુનાં લુંડનુ માથુ બીજા ડુકરો કરતાં જરા નાહાનુછે, એનું પુછડુ ઘણુંકરીને વલેલુંજ રેહેછે. મુખ્ય રંગ કાલો, ઝાડનાં પાતરાં અને પાલો એનો ખોરાકછે. એનાં દાંત ઘણા મોટા, ચાર અને અરધાગોલ વલી બાહાર નીકલેલા હોયછે. એ દાંત આંદીને માતરે એજ અને નર કરતાં નાહાના હોયછે.

૩.—પાલેલું ડુકર ઘણી જાતનાં હોયછે, જે તેના બાલની જાડાઈ અને પગની લંબાઈપરથી ઓલખાયછે; તેમાં કેટલાંકના કાંન ઉભા અને કેટલાંકનાં લટકતા હોયછે.

૪.—પીકારી અથવા મેકસીકોનુ ડુકર જે દક્ષીણ અમેરીકાનાં શઘલા ભાગોમાં પુશકલ હોયછે તેનો દેખાવ જંગલી ડુકરનાં જેવોજછે, પણ પગ જરા પાતલા અને પાછલા પગોને ચાર ચારને બદલે તરણ તરણ આંગલાં હોયછે, પુછડુ પોહોલુ અને લટકતું, અને બાલ ડુકરનાં કરતાં મજબુત હોયછે. આ ડુકરમાં બીજાં ડુકર કરતાં એક જુદોજ ખવાશ છે: તે એ કે એની ચાંમરીની તલીએ શરીરમાં ઘણી ગાંઠ બંધાયેલી હોયછે, જો આ ગાંઠો તેનાં મુવાપછી કાહડી નહી લેતો થોડાવારમાં તેનુ ગોશ બગડી જાયછે. એ ડુકર ઘણાં ઉંડાં જંગલમાં ઝાડનાં કોતરમાં છુપાઈ બેશેછે. તેવો ગાંમડાંની નજદીક રેહતા નથી તોપણ કોઈવાર તો શેરડી, મકાઈ, પટેટા, ઈત્યાદીનો ઘાંન વાલેછે. એની બીજી બે જાતછે તે નીચે મુજબ—

૫.—કોલારડનું વજન આશરે ૫૦ રતલ થાયછે, અને રંગ પીલાસપર લુરો હોયછે. કાનથી પુછડી શુધી કાલા જાડા બાલની હાર હોવાથી એને કોલારડ કહેછે. એ પાંણી માતરે વનસપતીજ ખાયછે તો પણ શાંપ જેવાં જેહરી જનાવરને જોય ત્યાંથી તેનો નાશ કરેછે. તેઓ જોડું અથવા નાહનુ કુટુંબ થઈને વસેછે અને શેહેલથી પલાયછે.

૬.—શફેદ હોઠનુ ડુકર આશરે ૧૦૦ રતલનું જે સાડા તરણ ફીટ ઉંચુછે, તેનુ બદન જાડુ, પગ ટુકા, અને મોનુ લાંબુછે. એનો રંગ કાલો પણ લુરા રંગનાં કુડાલાથી ભરેલોછે. નીચેનો આ ઓહોઠ, મોનાંની બાજુ, અને નાખનો ઉપરનો ભાગ શફેદ હોવાથી એને ઉપલુ નાંમ આપેલુંછે, એને વીશે કેહેછે કે એક ટોલાંમાં એક હજારથીબી વધારે વશેછે, અને જે આગલ ચાલે તે શરદારી ભોગવેછે.

૭.—કાબીયાઈ પણ દક્ષીણ અમેરીકામાં બરાઝીલ અને આમેઝોન નદીની આશપાશનાં મુલકમાં શાધારણ ડુકર છે. એનું કદ નાહાનુ પણ માથુ લાંબુ અને આંખ મોટી છે. મોનુ સસલાની માફક ચીરાયલુ અને તેપર થાલીયા હોયછે. પુછરી નાહાની, આગલા પગને ચાર ને પાછલાને તરણ ખરીઓ જેનીપર ચાંમરી આવી જોરાઈ ગેલી હોયછે.



એનુ રેહઠાંણ નદી અથવા શરોવરનો કીનારોછે જ્યાં તેના આગલા પગ અને દાંતથી માછલીઓ પકડી કીનારે લાવી ખાયછે, તેમજ મેવો, અનાજ, અને શેરડી પણ ખાયછે. શવબાવે માયાલુ અને જલદીથી પલાય તેવુ તથા ગોશ નરમ પણ વીચરૂ હોયછે.

"નરગેશ."

---

# લો કો.



## સ્પાંનીઅરડ લોકો.

ગઈ વેળા ફરેંચ લોકોની મુલાકાત લીધા પછે તેઓના પડોસી સ્પાનીઅરડ લોકોના દેશમાં હવે જરા ઉતારો કરીશું. હીઆં આપણે એકદમ નવાઈ જેવા, અજાએબ જેવા, અને નામીચા લોકો વચે આવી પડીએ છઈએ, આજ કેટલાક મહીના થયા એ લોકો માહોમાહે લડીને પોતાની અને પોતાના દેશની ખરાબી કરેછે, પણ તેઓની આગલી જાહોજલાલીને યાદ કરતાં તેઓની એ હાલની અવસથા ઉપર ધીકારના કરતાં દયા વધારે પેદા થાયછે. હાલ તેઓ જે લડાઈ ચલાવેછે તે પોતાના દેશના રાજદુવારી સુધારાને મારે ચલાવેછે. તેઓ ઉપર ઘણા પાદશાહોના દોર થઈ ગયાછે અને તેઓએ ઘણો સેતમ ખમયોછે, પણ હવે તેઓ પોતે પોતાની મેળે પોતાનું પરજાસતાક રાજ કરવા માગેછે, જેમાં દુશમનો તેમને આડે નડેછે અને તેથી આજ વરશો થયાં તેઓ લડીને ખુવાર થાયછે.

પણ પેઆરાં વાંચનારાંઓ, સપાનીઅરડ લોકોની આ માઠી દસા ઉપરથી તેઓની કાંઈ હલકી ઈઆ નજીવી પર જા ના સમજતાં. સપાંનીઅરડો જેકે પારકાં રાજપોના અમલ તલે ઘણા વસયાછે, તોપણ એજ દેશે આગલા જમાનામાં ઘણી ધુમ મચાવેલીછે, યુરોપના સુધારા અને મદતી કળાઓ એ દેશે મોટો ભાગ આપેલો છે, કુલ દુનીઆંની એ દેશે નામીથી શેવાઓ બજાવેલીછે. હાનીબાલ અને સીપીઓ જેવા, પરામીન તેમજ વેલીંગટન અને

નેપોલીઅન જેવાં અરવાચીન કાલના સરદારોની બાહાદુરીને એ લોકોએ હફાવેલોછે. રોમન શાનશાહાતની એ લોકોએ મોટી તાબેદારી કરેલીછે, અને ટરેજન જેવા શાનશાંહ રોમના તખત ઉપર એ લોકોનો મોકલેલોછે. કોલંબસ અને સેનેકા જેવા પંદીતોને એ લોકોએ પેદા કરેલાછે, અને "ડોન કુઈકસોટ" જેવાં જગપરસીધ દાસતાન એ લોકોમા જનમેલાંછે. બરથાંલોમયુ ડીઆજ આફરીકા ખંડનો છેક દખશીણ છેહો શોધવા ગયો, કોલંબસ આટલાંટીક માહાસાગરની પેલી પારે નવી દુનીયાં શોધી આવયો, અને વાસકો ડી ગામાં હીંદુસતાનનો દરીઆઈ મારગ મેળવવા મંડયો, તે સરવે સપાંનીઅરડોનું લોહી અને તેમનીજ દોલતથી બનયુંછે. મહમદીઆન લોકોના તાબામા આઠસો વરસ શુધી રહીને, પુરાતન વખતનો એલમ જે આરબોએ સાચવી રાખેલો તે યુરોપને પોંહોંચાડનારા દુબાશીયા તરીકે એ લોકો એકવાર કામે લાગેલા છે.

એવા નામીચા આ સપાનીઅરડ લોકોછે, અને તેઓનો હેવાલ એટલોજ જાણવા જોગછે. તેઓના પીરેનીસ પાહાડ ઉપરથી આગલા જમાનામાં હાનીબાલ અને સીજર લશકર લઈ ગયા હતા; વચલા જમાનામાં શારલેમન અને વેલાતવાલો એડવરડ બલાક પરીંસ ગયો હતો, હાલ જમાનામા નેપોલીઅન અને વેલીંગટનનો તે ઉપર ધુજારો ચાલયો હતો. સ્પાનીઅરડના દેશનાં પુરાતન ફીનીશીઅન અને કારઠેજીઅન લોકોએ આવીને સંઉંશથાનો વસાવયાં હતાં અને પછે રોમનોએ આવીને એ આખા મુલકને પોતાના તાબામા લીધો હતો. એ સઘલો ધુજારો આ મોટી પરજાની દોલત ઉપર હતો. સ્પેન દેશની સરજમીન ઘણી ભરપુરછે. તેની જમીનના પેટામાં સોના રૂપાની ખાંનો પડેલી હતી. અને એથી ઘણી પરજાઓ એ પરજા ઉપર લલથાઈ હતી. તેની સોનાની ખાંનો આ પારકી લુટથી ખપી ગઈ હતી, પણ રૂપાની ખાનો એટલીબધી હતી કે લોકોનો ઘણો સાધારણ સામાન પણ રૂપાનોજ બનતો હતો. ફીનીશીઅન લોકોને વીશે કેહેછે કે તેઓ પોતાના વાંહાણોને દેહમાર સોના રૂપાંથી લાધીને લઈ જતા હતા અને તેઓના ઘર સંસારનો સામાન પણ સઘલો રૂપાંનો હતો.

સ્પાનીઅરડ લોકોની વસતી ૧।। કરોર માણુશની છે. તેઓ અસલ ગાલ (ફરાનસ) ની કેટલીક ઓલાદથી ઉતરેલા હતા, પણ ઉપલા કારઠેજીઅન, ફીનીશીઅન, રોમન વગેરે પરજાઓ સાથ તેમનુ લોહી ભેલાઈ ગયું હતું. અંતે ઈસવી સને ૭૧૧ માં તેઓ ઉપર આફરીકાથી મુર (ઈસલાંમી) લોકો ચઢી આવયા જેઓ સપેનના મોટા ભાગ ઉપર ૭ સદી સુધી રાજ ચલાવી રહયા, જેઓએ અરાબીક એલમ હોનર સઘલો દાખલ કીધો અને તેમના સાથ પણ સ્પાનીઅરડ લોહી ઘણું મળી ગયું. તે ઈસલાંમી રાજની નીશાણો એ લોકો વચે આજ સુધી જલવાઈ રહીછે. તેવી કેટલીક નીશાણો સ્પાંનીશ ભાશામા છે. જેમકે નદીને માટે એ ભાશાનો બોલ "ગુઆડી" અરાબીક "વાડી" ઉપરથી નીકલેલો છે. એ બોલ સ્પાંનીઅરડોની મારફતે અમેરીકામા મેકસીકો સુધી ગયોછે. બીજી નીશાણીઓ તાંહાંની ઈમારતોમા જલવાયલી છે. શેહેરે શેહેર મુસલમાની ટપના ગુંબજો, મીનારાઓ અને મેહેરાબો નજરે પડેછે, મુસલમાન પાદશાહોના એશઆરામની રોણકદાર હવેલીઓ જોવામા આવેછે, મસજીદોને ફેરવીને તે ઉપર પાછલથી ખરીસટી દેવલો બાંધેલાં માલમ પડેછે. ગરાનેડા ખાતેનો અલાહામબરાનો મેહેલ આવી એક નીશાણી છે. કોરડોવાનું શેહેર જાંહાં બગદાદ અને કેરો સાથ હરીફાઈ કરનારા ખલીફો મોજ મારતા હતા, તે આવી મંહમદી નીશાણોથી ભરેલુંછે.

યુરોપખંડનો આ મુસલમાની દોર પોતાનીજ બદીઓથી તુટી ગયો અને ફરડીનાંડ અને ઈસાબેલા નામના એક મરદ અને એક ઓરત મળી બે નામીચાઓએ એકસંપ થઈ આ મુસલમાનોને હાંકી કાહાડયા. છેક ૧૪૯૨ માં તેઓને ગરાનેડાથી કાહાડયા, જેની યાદગારીના સતંભો તેજ શેહેરની મશજીદનું શુંદર દેવલ બનાવી તેમાં આલાબાસટરના ફતરથી ઉભા કરેલા છે. એ ફરંડીનાંડના વખતમાં સપાનીઅરડો પોતાના પુર જાહોજલાલીમા આવયા. તેના વખતમા પીરેનીસ પાહાડથી જીબરાલટરના ખડક સુધી આખાં સપેનનું એક રાજ થયું, તેના વખતમાં કોલંબસની શોધથી સપેનીઅરડો અમેરીકામા મોટાં રાજપાટ ચલાવતા થયા. તેનું રાજ મજબુત પણ આપખુદ હતું અને તોબી પાદરીઓ અને જોગીઓનો તેમાં દોર ચાલતો હતો, જેઓને રાજા તરફથી મોટું માન હતું. એટલાજ માટે ધરમ સંબંધી છુટાપણું તાંહાં કાંઈ નહી હતું. જે ધણીઓ રોમન કાઠલીક ધરમથી જરા આડા ચાલે તેઓને "ઈનકુવીજીશન" નામની તપાસની મારફતે જીવતા બાલી નાખવાનો ધારો ઉપલાંજ રાજથી નીકલયો હતો. સેવાઈલ શેહેરમાં આજેબી એક માચરો દેખાડવામા આવેછે કે જાંહાં ઉપલી ઘાટકી સજા ચાલતા હતી.

ઉપલી જાલમા રાજનીતી સપાનીઅરડો ઉપર બીજાં સેંકડો વરશ સુધી ચાલી અને "ઈનકુવીજીશન" ની શીખસા માતર ચાલતી સદીથીજ બંધ પડીછે. આવાં જાલમી રાજ સાંમે બીચારા લોકો ઘણા લડયાંછે, જે પછે અંતેં ૧૮૩૩ થી નવી રાજનીતી ચલાવામાં આવી અને તેમ રેહેતાં રેહતાં સુધારો થયો તે એમ કે રાજ ચલાવા માટે "કોરટીસ" નામની નવી પારલામેંટ સથાપવામા આવી, પાદરીઓના મઠો સઘલાં બંધ પડયાં, ધરમખાતાંની ઠમીલકતો જપત થઈ. પણ સ્પાનીઅરડોની રાજદુવારી ગોવણ પાછળથી તદન બદલાઈ ગઈછે. બે તરણ મહીના થયા તેઓનો પાદશાહ કંટાલીને જતો રહયો અને લોકોએ પરજાસતાક રાજ મંડળી સથાપીછે. હજીબી એ લોકો ઉપર ધરમ સંબંધી બંદી ઘણી ચાલેછે. રોમન કાઠલીક ધરમ છોડી દેનારને મોટી સજા થાયછે, અને પરોટેસટ પંથ વાલાઓને થોડીક કીરીઆ મારગનો હક ઘણી મુશકેલીથી મલયોછે. એક વખત એવો હતો કે જારે સ્પેનમાં શેહેરે શેહેર યુનીવરસીટીઓ ધીકતી હતી. સાલામાનકા શેહેરની યુનીવરસીટી ખાતે ૧૫ મી સદીમા ૮૦૦૦ વીદીઆરથીઓ હતા. પણ આ સઘલાં કેલવણી ખાતાં હોલ પડી ભાગાંછે. ઉપલી યુનીવરસીટી ખાતે ૧૮૫૦ માં માતર ૫૦૦ વીદીઆરથી હતા!

સ્પાનીઅરડ લોકો ગમે એટલા નામીચા છતાં

ધ સુધારામાં પછાત ગણાયછે. તોપણ તેઓમાં રેલ અને બીજી કલાકઉસલો પછવાહેથી દાખલ થય છે. તેઓનો પાએતખત માડરીડ શેહેર જાંહાંની આબોહવા મનપસંદ નહી હોવાથી તેને "નવ મા નો શીયાળો અને તરણ માસનું દોજખ" કેહેછે, તે હેર ખાતે એક યુનીવરસીટી, ૮ નાટકશાલા, ૨૫ રોજી વરતમાનપતરો, બે લાખ ગરંથોનુ એક પુસતકખાનુ, એક મોટી પીકચર ગાલરી અને દુનીયામાં એક સઉથી ના હથીઆર અને બખતરખાનુંછે. માડરીડથી ૩૦ મા લ દુર રાજા ફીલીપ બીજાએ બંધાવેલું "એસક યુરી યલ" નામનું ગંજાવર ધરમખાતું છે. એક લડાઈ ઝી વાની તેણે બાધા-માની હતી, તે લડાઈ સેંટ લારંસ નામના પીરના રોજે તે ઝીતયો, માટે એ પીરની યાદગારી માં તેણે ઉપલી મોટી દરઘા બાંધીછે. એ પીરને વીશે એવું કેહેવાયછે કે લોઢાંની એક મોટી ગલેલ ઉપર લુંજાઇને તેણે ધરમને ખાતર જીવ આપયો હતો. તે ઉપરથી આ મોટી દરઘા ગલેલના આકારમાં બાંધીછે, તેના પાદશાહી ઓરડા હાથા તરીકે, તેની જોગીઓની ચાલીઓ કરેરા તરીકે અને તેમની વચેની જગા ખાલી ખાંચા તરીકે ગણયાંછે. તેની સાથે એક નાંમીચું દેવલ અને ઘણુંજ શુંદર બાંધ ણીનું કબરસતાન છે, જે ફરેંચ લોકોએ લુટયું હતું. એ ખાખાં બાંધકામમાં શરાબ રાખવાના ૪૮ ગંજાવાર ભોંયરાં છે, ૮૦ દાદરો છે, ૮૦૦ હામલા છે, ૭૩ ફુવારા છે, ૧૮૬૦ ઓરડા છે, ૧૧૦૦૦ બારી છે, ૧૪૦૦૦ બારણા છે અને તેને બાંધતાં ૬૦૦૦૦૦૦ ડુકટસનો ખરચ લાગોછે !!!

( સાંધણછે.)

---

## પરચુટણ બાબતો.

**સોનાના મુલની શીખામણ**—"બદલો મેળવયા વ ગર કોઈનું કામ કરવું એ આપણી ફરજછે."

"ખરાબ સ્વભાવ કરતાં દુનીઆંમાં કજીઓ કરાવનાર બીજી થોડી ચીજોછે."

"જાહેરવાળું મન કજીઆ કરાવેછે. નાજુક મન બ ભકાદાર પોશાક પેહેરવામાં, ફાંકડા ફરવામાં તથા બહારથી ભપકો દેખડાવા તમારા માથાંમાં કુદકા મારેછે. પણ એક મોટું મન સખુરીથી બહાર નીકળી આવી ખરી તથા વાજબી કામના યોધી કાઢી દુનીઆને ખુશી કરી ફરજ અદા કરેછે."

"વાત કરવામાં ખરાબ શબદ વાપરવા એ કદાચજ તમારી તીક્ષણ બુદ્ધી બતાવેછે, પણ ખરું જોતાં તો એ તમા રામાં વીચાર અને રીતભાંત એ બેઉની તંગી બતાવેછે. જે પોતાની ઉપર વીશવાસ નહી રાખતો હોય તેને માટે ચુપકીદી સરવથી સારો રસતોછે." J. K. I.

---

એડેમ સમીઠ કેહેછે કે 'માણસ એક પ્રાણીછે જે સા ટાં કરેછે, કોઈપણ પ્રાણી સાટાં કરતું નથી અને કોઈપણ કુતરો બીજા સાથે હાડકાં અદલબદલ કરતો નથી.

ઉપલો એડેમ સમીઠ કોઈ વખત ઘણી ભુલ કરતો હતો. એક વખત સમીઠને કેહેવામાં આવયું કે એક સ્ત્રીપર જે કાગળ તેણે મોકલયું હતું તે ઉઘાડું હતું. બાહરવને એડેમ તે સ્ત્રીને તથાં ગયો, ને બોલયો કે 'બાઈ સાહેબ, જે વેલા હું કાલે મારાં કાગળને લગાડતાં વીસરી ગયો તે હું લેઈ આયોછું.' J. M. P.

---

**સ્ત્રી વીશે કેહેવતો**—જેમ હીરો સુરજના કીરણો સો સી લેછે, અને પછી દરશણી ખુબસુરતી અને ઝલકાટ સાથ પાછાં ફેંકેછે, તેમજ એક સ્ત્રીનું દીલ પોતા તરફ બી જાને ખેંચેછે.

ઈરાનીઓમાં કેહેવતછે કે દશ ભાગ 'વાતના' આકા શ ઉપરથી નીચે નાખયાં, જેમાંના નવ ભાગ બાઈરાંઓએ ઉચકી લીધાં, જેથી તેઓ તકતકીઆંછે.

એક ઈરાની કવી કેહેછે કે 'આંસુ' એક જાતનાં ટીપાંછે, જે ખુબસુરત ઓરતની ચાલચલન પરથી ખરાબ દાઘ ધોઈ નાખેછે. J. M. P.

---

એક વખત એક પારસી જે નાણાંની ધીરધાર કરતો હતો, તે એક બીજા શખસને સારૂં પોલીસ કોરટમાં જામી ન થવા આવીઓ. હવે હમેશાં ધારોછે કે પોલીસ માજી સતરેટ જામીન થવા આવનારની હાલત તપાશે. તે પર માણે મેજીસતરેટે પેલા પારસીને પુછીયું કે "તમો જામીન થવા આવાછો પણ તમારી પાસ રૂ૨૦૦૦૦ નો દમછે." જો કે આ પારસીને મેજીસતરેટ પીછાનતો હતો પણ ઉપર પરમાણે સવાલ મુકીઓ, તેથી પારસી જરા ચીરડાઓ અ ને પોતાની પાસની દોલતનો હીસાબ આપવા લાગો, "૧ ઘેર રૂ૫૦૦૦ નું હનમાન ગલીમાંછે, બીજું રૂ૪૦૦૦ નું મુરગી મોહલામાંછે. તરીજું મુંબાઈ બેંકના શેર ૮ તેના રૂ૪૦૦૦ અને બીજું ઘેર ઉપર આપેલા રૂપીઆ ૬૦૦૦ ની વીઆજુ ચીઠીઓછે." આ પરમાણેતો રૂપી આ ૧૯૦૦૦ થયા તેથી મેજીસતરેટે પુછીયું કે "આતો ૧૯૦૦૦ થયા ને તમો વીસ હજારના જામીન કેમ થશો ?" તારે પેલા પારસીએ જવાબ આપીઓ કે "સાહેબપર રૂ૫૦૦૦ માંગતાછે તે ગણાવતાં ભુલી ગયો." આ જવાબથી મેજી શતરેટ ખુશ રહયો અને પેલાની જામીની કબુલ કીધી. ક

---

**વણસપતી વીદયાના સોખને માટે ૧૯૦૦) દાલર નો દંડ !**—હાલંડ દેશમાં જારે 'ટીઉલીપ' ફુલનો મેનીઆ અથવા ઘેલાપણું ચાલતું હતું, તારે એક ઈંગરેજ મુસાફર જે વણસપતી વીદયાનો ઘણો શોખ રાખતો હતો તેણે એક દીને એક તાલેવંત વલંદાની વખારમાં અભરાઈ ઉપર કાંઈ ગોલ દડા સરખું જોયું, ને તે દડો ઉચકી લીધો અને પોતાની ઝીની છરી કા ઢીને સંભાલથી તેની બહારની પાંદડી છોલી કાઢતાં તથા તેની અંદરથી નીકલતો નવા ધાજ ઉપર તરેહવાર ફીલસુફી વીચાર દોડાવતાં તે તેને કાપવા લાગો. એવા વખતમાં પેલો ડચ વેપારી ધસારાભેર તાંહાં આવી લાગો, અને ખુ ન ભરેલી આંખે, મગર દમાવેલા જોસાથી તેણે તે ઈંગરે જ પરોણાને પુછયું કે—"તું જાણેછ કે તું શું કરેછે ?" પેલા ઈંગરેજે ધડે પેરે જવાબ દીધો કે, "એક અજબ જે

વા કાંદાને હું છોલું છું." પેલો વેપારી ગુસામાં આવી બોલ્યો—"અરે એતો એડમીરલ વેનડરએઈક છે!" "હું હું!" પેલા વીદયાભ્યાસી ઈંગરેજે ઉતર આપ્યો, "મોટી મેહેરબાની થઈ કે તમે મને ખબર કહી. શું તારે તમારા દેશમાં એવા બીજા ઘણા અમલદારો છે કે?" એમ કહીને તેણે પોતાની પાકીટમાંથી નાની નોટબુક કાઢી, અને તે ઉપર આ નવાઈ જેવી બીના નોધવા મંડી ગયો! પણ તેવામાં પેલો ડચ વેપારી તેને ગલચીમાંથી પકડીને નયાયાધીસ આગલ ઘસડી ગયો, જાંહાં તે બીચારા અભયાસી મુસાફરને માલુમ પડયું કે જે નવાઈ જેવો કાંદો તે છોલતો હતો તેતો ૧૯૦૦ ડાલરની કીંમતનું ટયુલીપ ફુલ હતું! અને કોરટે અભીપરાય આપયો કે જાંહાંસુધી તે એટલી કીંમતની જામીનગીરી આપે નહી તાંહાંવેર તેને જેલમાં રેહવું પડશે. પરોણા ગયલા ઈંગરેજને તેમ કરવાની ફરજ પડી, અને તારપછે જાંહાંસુધી તે જીવયો તાંહાંસુધી વલંદા લોકો અને વલંદા કાંદા બાબે તેને ધીકાર રહયો!

## રમુજે ફુરસત.

૧. મારો પેહેલોછે નેહેરમા પણ જહરામા નહી.
મારો બીજોછે પોકલમા પણ બદમા નહી.
મારો તરીજો છે લીલાસમા પણ પીલાસમા નહી.
મારો ચોથો છે અવલમા પણ આખરમા નહી.
મારો પાંચમો છે પકવાનમાં પણ ખાનામાં નહી.
કહો પેહુનો શું મારૂં નામ?
ના પડશે તમને તેનું દામ. Alice Lee.

૨. હું તરણ અખશરનો છઊં.
મારો પેહેલો અને બીજો મલવે રોશની થાયછે.
મારો પેહેલો અને તરીજો મલવે શરીર થાયછે.
મારો બીજો અને તરીજો મલવે કથીલ થાયછે.
મારો બીજો ને પેહેલો મલવે બગીચો થાયછે.
કે. ન. ચાઈ. ઈ.

૩. મારા પેહેલા અને બીજાથી વખતનો ભાગ થાયછે, આખાથી વખતનુ માપ થાયછે. Alice Lee.

## ખોલાસો ગઈ વેલાનો.

૧. ગાએ, ૧૯ પાંઊંડ ૯૫ ની—મેંહું ૧ પાંઊંડ ૧ નું—બતકાં ૮૦ પાંઊંડ ૪ નાં.
૨. નંબ ૩૦૧.
૩. વલવાર.
૪ ૧ પેહેલાનુ કામ ટપાલ સાથ છે અને બીજાનું કામ ટપાલ સાથ છે.
૨ પેહેલી દેવાંની અદાલત છે, બીજી દેવાંનાની ઇસપીતાલછે.
૩ પેહેલું આઇશ આપેછે, બીજું આઇસ (આવરડા) લીએછે.
૪ પેહેલું શેહેરની ખબર આપેછે, બીજું શેહેરની ખબર લેયછે.

## સ્ત્રીનો ભરથારપર પ્યાર.

દોહરો.

સાહેલી બીજી પ્રતી, વદે દુઃખના વેણ;
રજે તમોને સાંભળી, પાણી આવે નેણ.

ગરબી. (સૃંગાર છત્રીશી.)

"સુણજો સજનોજીરે" એ રાગમાં.

સાંભલ મારી વહાલી સાહેલી, રાખજે વાત મનમાંજીરે;
પરવાસ કરવા પતી પધારેઆ, સુખ નથીરે તનમાં. સાંભળ સાહેલી
મુસાફરી કરી ત્રણ વરસની, ગણાય સગલા લોકમાંજીરે;
મુદત અધીક ગુજરી જાતાં, કેમ રહું ને શોકમાં. સાં૦
પાંચ વર્ષ થવા આવેઆં, પ્રભુ ગયા પરદેશીજીરે;
પત્રો માત્રે પાંચ મળ્યા, અંતોપરે કેમ રેહેશે. સાંભળ૦
હશે આરોગ્યતા કેવી તેમની, નથી ખબર લગારેજીરે;
દર્શન પામું પિંડ પ્રભુના, પુરણ આનંદ ત્યારે. સાંભળ૦
માસ દશક થયા હશે, નથી પ્રભુનો પત્રજીરે;
ગમતું નથી કાંઈ જગતમાં, ઉદાશી રહું સરવત્ર. સાંભ૦
સ્વામી વિના ને ને કામના, સગા સંબંધી લોકજીરે;
આકડા રહીત સ્પા ઉપેગના, સુન્ય સરવે લોક. સાંભ૦
શબી પ્રભુની યાદ આવે, દિલ અંદર જયારેજીરે;
ધારા અસુની વહે નેનથી, શું કહુંરે વારેવારે. સાંભળ૦
મસતક દુખવા વિશે કરતા, વારેવારે ઉચારજીરે;
એ વિશે આ પત્રમાં નથી, લખ્યો અણસારો લગાર. સ૦
વર્ષ બે થયા તદંતર, જોઉ પતીની વાટજીરે;
સુખ મધે કે દુઃખમા હસે, વસે દિલમાં ઉચાટ. સાંભળ૦
સ્વભાવ પતીના અતીશે ઉમદા, યાદ આવે જ્યારેજીરે;
ઉઠી જાઉ પતી પાસે, ખ્યાલ ઉપજે ત્યારે. સાંભળ૦
કેકી જેમ યાદ કરીને, સાદ કરે વરસાદજીરે;
તેમ પ્રભુ પ્રભુ કરૂ પુકાર, સંભળાય રેહેમ સાદ. સાંભળ૦
ભરથારપર સખી લખીદે, અસરકારક એક પત્રજીરે;
વાંચતાંવાર અસર ઉપજે, પધારે પ્રભુજી અત્ર. સાંભ૦

## પ્રભુની સ્તુતી.

અભંગ.

ઓ અંતરજામી, તુંછુ બહુ નામી, તારો પ્યાર પામી,
પિઉ જેએવામી; ઓ અંતરજામી.
તુંછુ નારાયણ, સૃષ્ટીનુ કારણ, ધરતીનુ ધારણ,
કષ્ટ નિવારણ; તુંછુ નારાયણ.
રચી તેં રૂપાળી, રચના સંભાળી, નથી ઠામ ખાલી,
અનહદ વાળી; રચી તેં રૂપાળી.
ઓ ભયભંજન, તુંછુ નિરંજન, (મારે) થઇ હું રંજન,
કરછું વંદન; ઓ ભયભંજન.
જોઉ જ્યારે જ્યારે, તારાં કામ ભારે, ખુશી મન મારે,
થાએ ત્યારે ત્યારે; જોઉ જ્યારે જ્યારે.
ઘટ ઘટ વાસી, એવા અવીનાશી, આપો મતી ખાસી,
જનમે પાપ નાશી; ઘટ ઘટ વાસી.

ર. મણીશંકર સાહ

મુંબાઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુન કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠેં૦ કોટ—બેહેરામજી સ્ટ્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૭ મું. જુલાઇ ૧૮૭૩ આંક ૭ મો.


## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઇ.

એક વારતા.

### પરકરણ ૭૨ મું.

દોલો ચાંદણ સાથ પરણ્યો તારે જાહાડ સાથ બંધાયો, પણ જારે દોલો બાઈરી બનયો તારે વળી એક જુદીજ રીતે બંધાયો.

તે મરદ હતો અને એક સ્ત્રી ચાંદણ સાથ પરણ્યો. પણ જારે તે ઓરત બનયો તારે તેની ઉપર ગુજરતા ગાંડા બનાવોની ગાંડાઈ મુજબ કોઇ ધારશે તેમ તે કોઇ મરદ સાથ પરણ્યો નથી.

તેને ઓરત તરીકે અને મરદ સાથ લગનથી જોડવા માટેજ લાવયાછે, પણ તે વળી પાછો એક ઓરત સાથેજ બંધાયોછે.

અને તે ઓરત હીરાં ભરૂચી છે. વાંચનારી બાનુઓ, આપણો ભોલો દોલો જે ગઈ પરમની રાતે ચાંદણ સાથ પરણ્યો હતો તે આજે હીરાં ભરૂચી સાથ ખરેખાતે પરણ્યોછે!

આકાદારૂ મીઠાઈ વાલાને કોટવાલીમાં કેદ નખાવીને બેહેરામ ભરૂચાના ગોફા તરફ હીરાં ભરૂચી વગેરે સાથ પાછો ફરતાં દોલો ઠર પડયો નહી.

પરમની રાતે તે પરણ્યો અને જાહાડે બંધાયો. કાલ રાતે તે બાઈરી તરીકે કેદ પકડાયો અને નીતીમાં બગડયો. તેનું પરીનામ એકે આજની રાતે આકાદારૂ કેદ પકડાયો અને હીરાંને ઓરત તરીકે કબુલ રાખવાની દોલાને ફરજ પડી.

રાતના દારૂની કેફ, મસતી, તથા થાકથી જે નહી ધારેલું બની ગયું તે ઢાંકવા, તેની લાજ રાખવા હીરાં ભરૂચીને દોલા સાથ પરણાવી દેવી એજ ખરો ઉપાય તેણીના જહતુની ભાઈને દીસયો. આ નહી ધારેલી ઝુસરી તલે અચબુચ જતાં હીરાંને આનાકાંની થઇ પણ "બાપ બેરામ" નો તેને ભય અને ધાક હતો માટે હીરાંનું કાંઈ ચાલયું નહી.

અને દોલાએ તો અલબતાં કબુલજ કીધું. આપણો ભોલો જે ચોરાસીના ફેરામા પડયોછે તેથી તે ઘણો ઘડાયો અને સુધરયોછે, પણ હજી આવા અચબુચ વખતે તે પોતાની મરજીને ભુલી જઇ વધારે મજબુત માણસોની મરજીને આધીન થાયછે અને તેમ આજે એકવાર ફરી "બેરામ બાપ" ની મરજી તેણે કબુલ રાખીછે.

કેવો ફેરફાર! ચાંદણ સાથના લગન તોડી નાખી દોલાને જબરીથી વેગલો કરવામાં એ બેહેરામ ભરૂચો સાંમેલ હતો. તેણે દોલાના તે લગન તોડાવયાં તે જાણે કે પોતાની બેહેનની સાથ તેને ફરી પરનાવા ખાતર તોડાવયાં હતાં!

પણ એ વીશેની વધારે ખબર દોલાનેજ મોહોડેથી આપણ સાંભળીએ.

એ વેળા દોલો કોટવાલની કચેરીમાં આવયોછે. આકાદારૂને પરહેજ કરી સરવને કોટવાલે બીજે દાહાડે બોલાવયાં હતાં તેમ તે પણ બીજે દંને આવયોછે.

બેહેરામ ભરૂચો, હીરાં ભરૂચી અને સાથ વાલા લુચા લફંગાઓ પણ કચેરીમા આવયાછે.

પણ આકાદારૂ કેદ પકડાવાની ખબર શેહેરમા ફેલાવાથી બીજા ઘણા લોકો કચેરીમાં આવયાંછે. જેઓનેબી એ ચંડાલ ઉપર દાંત અને ડોલો હતો તેઓ સઘલાં તેના ઉપર વેર કાઢવા, તેનો ફેસતો જોવા અને બનેતો તેને વધારે ફસાવા આવયાંછે.

અને તેઓમા શોગનપોરવાલા શેઠ ધનજીશાહ કરતાં વધારે ડોલો આકાદારૂ ઉપર કોણનો હશે? ભોલા દોલાના ડોલા કરતાં પણ ધનજીશાહ શેઠનો એ મુજી મજુર ઉપર ડોલો વધારે હતો.

બીજો કરડો ડોલો તે મુબદના ઉપર દસતુરજી લુલાનો પોતાનો હતો. ધનજીશાહ શેઠતો ફકત પેલા ટપાલના કાગજની બાબતથી ખોટેલા હતા, પણ દસતુરજીની ફરીઆદ તો એ હતી કે દોલા અને ચાંદણ ઉપર તેવણના સારેલાં આસીરવાદ આકાદારૂએ રદ કરવા માટે પોતે ફરી આસીરવાદ સારયા.

અને તેથી હવે આકાદારૂની તપાસ ચાલવા અગાઉ કોટવાલીમા ઘણી ભીડ થઇછે. ધનજીશાહ શેઠ આવયાછે અને શેઠના રસાલામા પુણમચંદ વકીલ, રૂસતમ આગો વગેરે સંધા આવયાછે. દસતુરજી લુલા આવયાછે અને

બીજાં મોટા મારેઆરો માકાદારૂના આ વરઘોડામાં તેને આબરૂ આપવા આવયાછે.

હજી કોટવાલ સાહેબ આવવાના છે, હજી માકાદારૂની તપાસ થવાની છે, તેટલાં રૂસતમ આગાની નજર આ પણા દોલા ઉપર પડવાથી તેણે દોલાને પાસે બોલાવયો અને વાત ચલાવી.

"ઓ! હો! દોલા! તું બધેજ આવવાનો કે? હીઆં કાંહાંથી નીકલી આવયો?"

"જોને હું વળી! રૂસતમ શેઠ, એટલાબધા અણજાના થાઓછો કે? માકાદારૂ ઉપર મોટી ફરીઆદતો મારી છે."

"અરે! હા દોલા મને યાદ આવયું. ચાંદણ સાથ તું પરણયો, પણ તે તારાં લગન અવડાં નીકલયાં, તેનું વેર લેવા તું આવયો હશે. પણ દોલા તારી ચાંદણ કેમ છે? કેમ કેવી મજા પડી હેં?"

"શેઠ તમે તો રોજ મશખરી કરવાના. પણ તેની કાંહાં વાત છે? હીઆંતો બીજી એક જણીની વાત છે?"

"બીજીની વાત? તે શું?"

"હુંતો બીજી સાથ પરણયો છઉં."

"એટલે?"

"એટલે ને બેટલે શું! બીજી બઈરી સાથ હું પરણયો છઉં એટલું નહી સમજતા? પેહેલીએ તો રાંડે દગો દીધો, પણ આ બીજી ઠીક મળીછે."

"એ શું બોલેછે દોલા! બે દાહાડમાં બે બઈરી કીધી! તારી આગળતો ચીનાઓબી હટયા."

"પણ હું કરૂં શું શેઠ? મારો કાંઈ ચારો છે?"

"એટલે? તું મરદછે કે, કાંઈ બાયલોછે? તારૂં ચાલે નહી તે શું?"

"મને બઈરી દાખલજ લઈ આવયા."

"અને બઈરી દાખલજ પરણયોબી શું? તારે તો તું કોઈ મરદ સાથ પરણવો જોઈએ."

"પરણયો મરદ દાખલ, પણ જોર જુલમથી પરણાવયો તારે હું શું કરૂં?"

"પણ તારા હાથ કાંહાં ગયાતા?"

"પણ સાહાબ મારોબી જરા વાંક થયલો તે?"

"તો એમ કેહેની. હવે હું સમજીઓ. પણ દોલા તારી એ નવી મોહોરદાર કોણ છે?"

"હીરાં, આપણી હીરાં ભરૂચી."

"અર, ર, ર, ર, ર, ર,! દોલા કાંહાં ફસયો?" આમ બોલીને, હીરાંનું નામ સાંભળતાંજ રૂસતમ આગો હસી પડયો.

દોલાને જરા ગુસો લાગો. "શેઠ તમે મારી ખુદ પરણી મોહોરદારને માઠું બોલો ઈઆ તેની મશખરી કરો એ સારૂં નહી."

"અરે! ગુઓ મરી રેહ, તારૂં સતીઆનાસ થાય, તુંને કોઈ બીજી બઈરીજ નહી મળી? મુરખ, તું સાંનું તેનું એટલું હેત કરેછે? તારા જેવાંતો તેના ઘણાબી ઓઢાં હશે."

"શેઠ જરા મોહડું તપાસીને બોલો."

"વારૂં હોશે. પણ દોલા તું હીરાં પાસ કેમ જઈ લાગો?"

"રૂસતમ શેઠ તમે મારો સઘલો હેવાલ સાંભળશો તારે મારો વાંક નહી કાહાડશો." આમ કહી દોલાએ રાતના સઘલા બનાવની વીગત રૂસતમ આગા આગળ ક સંભળાવી. દોલાની માના ઝુપડાંમા માકાદારૂ અને જાગ્યો તેની મસીઆઈ રતનને પકડી લઈ જવા આવ અને રતન સમજીને દોલાને પકડી લઈ જવા પછે ગોફ તેણે હીરાં ભરૂચી સાથ દેઆનત બગાડી તાંહાં સુધીનો ઘલો હેવાલ રૂસતમ આગાએ ધેઆનથી સાંભળયો અ પછે તેને એટલુંજ કહયું કે "દોલા તું મોટો ગધેડો બ યોછે. અરે મુરખ તું કાંહાં ફસયોછે! કોણની સાથે? જીબી તેણીને છોડી દે, પછે તો જેમ તારી મરજી."

આટલું કહી રૂસતમ આગો દોલા આગલથી જતે રહયો.

દોલો આગાના છેલા ટોકાથી ઘણો અંદેશામા પ યો. તેને લાગયું કે આગાની કહેલી વાત ખરી હશે. રાં સામે તેને શું ખાર હોય કે ખોટું સમજાવે! દોલા લાગયું કે એકતો તેનાથી જીવતી ઉપર બીજી બાયડી કરવ ની તકસીર થઈછે અને બીજુંતો એક નાલાએક ઓરતન સાથ જીંદગી તલકની ગુસરીમા જોડાયોછે. આ વીચાર દોલાના દીલમા ઘણો ઘભરાટ ઉપનયો, પણ શું ઉપાય કરવ તે તેને કશું સુજ પડયું નહી.

---

## પરકરણ ૯૨ મું.

કોટવાલની કચેરીમા દોલો એક અગતનો શાખસી ઈ પડયો. માકાદારૂની તપાસમાં—તેને ગુનેહગાર ઠરાવવા દોલો ઘણો કામનો હતો.

ટપાલના પેલાં ચોરેલાં કાગજો સંબંધી ધનજીશા શેઠ ઉપર ટરકટ જોડી કાહાડવામાં આવયું તેનો શાખસ દોલો હતો. ચાંદણ સાથના લગન તોડી દોલા ઉપર જાસત ગુજરી, તેમાં દોલો પોતે કરતાં અગતનો શાખસી બીજ કોણ હતો?

અને તેજ દોલાને કચેરીમા દુરથી જોઈને ઉપલા બે સાહેબો ખુશી હતા.

પણ જારે વળી બીચારા દોલા ઉપર ગુજરેલી તરીક જાસતી, રતન તરીકે તેને પકડી લઈ જવાનો હેવાલ જા રૂસતમ આગાએ આવીને તેમને કંહયો તારે ધનજીશા અને દસતુર સાહેબ બંને ખુશી થયા કે માકાદારૂના તોહોમ વધતાં જાયછે અને તેમા પણ દોલો સાહેદ તરીકે કામ લાગશે

તેઓને ફીકર એટલીજ હતી કે શાખસી પુરતાં રખે તે કાંઈ ઘેલું ગાંડું બકીને કાચું કાપે.

પણ રૂસતમ આગાએ તેમને એક મુશકેલ બતાવી તેણે કહયું કે "રતનને પકડી મંગાવાના ટરકટમા હીરાં ભરૂચી સામેલ છે, પણ હીરાં ભરૂચીએ દોલા સાથ પરણીને બીચારાને વસ કરી લીધોછે, તારે એ છેલી જાસતીનો હેવાલ દોલો પોતાને મોહાડે જાહેર કરી પોતાનીજ ઓરતને જ ફસાવશે?"

આ મુશકેલી ખરેખરી લાગી, અને દસતુરજીએ વીચારયું કે હવે હીરાંને હસતક થવા પછે ભોલા દોલાને સેલથી સમજાવી શકાશે નહી.

પણ દોલાની સરજતજ એવી હતી કે સરવેની અટકલ ખોટી પાડવી અને દોલાએ આ વેળા તેમજ કીધું. હીરાં વીશે રૂસતમ આગાએ ભડકાવાથી તે એટલો બીધેલો હતો કે પોતાને હવે ખરેખર ફસેલો સમજવા લાગો અને એકવાર ફરી પોતાના પાપનો પસતાવો કરવા સારૂં આંજુભરી આંખોથી તે દસતુરજીની આગળ પોતાની મેજેજ આવયો અને તેના પગ ઉપર માથું મેળી બોલયો કે "દસતુરજી સાહેબ, નખોદ થયું, મેં ગુનાહ કીધો, મને માફ કરો."

દસતુરજીએ દોલાને ઘણો દીલાસો આપવાનું ડોલ ઘાલી તેને વધારે ઉસકેરવા માટે કહયું કે "દોલા અગર આ સઘલી જંજાલ અને ગુનાહની સજામાથી તારે છટકી જવું હોયતો જે કાંઇ બનયુંછે તે સઘલું ખરેખર જાહેર કરજે."

દોલાએ હા કહયું. પણ વળી પુછયું કે "મારી બઇરીને વાસતેબી સઘલી બીના કેહેવી જોઇએ કે ?"

"અલબતાં, સઘલું કેહેવું જોઈશે."

"પણ સાહેબ, મારી હીરાં ફાંસી જશે તારે ?"

"ગામની બલા લેતી ફાંસી જશે તો" રૂસતમ આગો બોલી ઉઠયો. "તે મુઈતો તુને શું ખોટ જવાની છે? હીરાં ફાંસી જશે તે પાલવશે, કે તું ફસી જશે તે સારૂં ?"

"પણ શેઠ મારી પરણી ઓરત, બીઆરીને જનમ શુધી સાન આપવા અને ચાહાવાના સપત લેવાને હજીતો ૨૪ કલાક થયા નથી, તેટલાં હું તેને દગો દઉં ?"

"ઠીક, ઠીક, દોલા, જેમ તારી મરજી. તું એક નઠારી ચાલની, બદખશલતની ઓરતને દગો નો દેતા, અને આ આબરૂદાર ભલી જગતને દગો દેજે. ઘણું સારૂં. પાપનો પસતાવો એવોજ હોય કે ?"

દસતુરજીના આ તીખશણ તાણાથી દોલા ઉપર થોડી ઘણી અસર થઇ ખરી. હવે દોલાનું દીલ દોલતું થયું, તેનું અંતકરણ આનાકાની કરવા લાગું, તેનુ મન ધચુપચુ રેહયું. પણ હજી તે પકા ઠરાવ ઉપર આવયો નહી.

પણ એ બાબે ઉપલા સરવે જણના અંદેસાનો સેજ વખતમા અંત આવયો. માકાદારૂ ભીઠાઈવાલો કેદ પકડાવાની ખબર દોલાના ગામમાં તેની માં વેર પોંહતી અને તે કોટવાલીમા ફરીઆદની બુમ મારતી આવી લાગી.

રતન તરીકે દોલાને પકડી લઇ જવા પછે તેનું શું થયું તેથી વીલર તદન અણજાની હતી. તે એટલુંજ જાણતી હતી કે રતનને પકડી લઇ જવા આવનારાઓમા એક ચંડાલ માકાદારૂ હતો, જેણે એકજ દીવસ આગમચ દોલાને જાહાડ સાથ બાંધેલો હતો, માટે પોતાના પણેતા પુતરને પાછો પોતાના સવાધીતમા મેળવવા અને પોતાના પુતરની તરફથી વેર લેવા માટે વીલર આવી હતી.

તેની રતનને રખે કોઇ ફરી પકડવા આવે અને રખે કોઇ લુટી લઇ જાય, તે બાબે વીલરને એટલી ધાસતી હતી કે તે ગામડીઆં ગોહેરને પોતાના કબર જેવાં ઝુંપડાંમાં બંધ કરી બાહેરથી ટાલું મારવાની સાહુચેતી વગર વીલર આવી નહી હતી.

અને હવે તે કચેરી ઉપર આવી તારે ઉતાવલી, દોડતી, હાંફતી આવી હતી. પોતાનો દીકરો મરી ગયો હોય તેમ "ઓ દીકરા રે,! ઓ દોલારે ! ઓ મારા દીકરા રે ! કોઈ મારા દીકરાને લાવોરે ! દોલા તું કાંહાંછે દોલા ?" વગેરે બુમો મારતી અને માકાદારૂના નામે ગાલો દેતી હતી.

અલબતાં આ તેની ગડબડથી સરવેનું ધેઆન તે વીલર ઉપર ગયું અને દોલો દોડતો આવીને પોતાની માંને ગલે વલગયો. તેને જીવતો જોવાથી વીલરનું હઇડું હરખાઇ હરખાઈ ગયું, પોતાના દીકરાની મુંદી પોતાની છાતીમાં અને તેના હાથ પોતાની આંખોમા ચાંપવા લાગી અને ખરી ગામડીયા સહી સાદાઈથી તે પુછવા લાગી કે "દીકરા, તું જીવતો રહયો કે ? તુંને પકડી લઇ જનારા મુવા દોજખીઓએ તુને મારી નહી નાખયો ?"

"અરે મારી શું નાખે ?" દોલો મગરૂરીથી પોતાના મુછ વગરના ચેહેરા ઉપર મુછના આંકડા ચહડાવતો હોય તેમ હાથ ફેરવીને બોલયો "મને મારી નાખે ? મોત કાંહાં ઘુમે ? મને મારતાતો તે પોતે મુવા. જો પેલો માકાદારૂ હાથમાં બેડી ને પગમાં બોરાં સાથે પહેલોછે જોયો ? મેં એને પકડાવયો મેં.—ને હવે એની સામે હું સાહેદી આપવાનો."

"ઓ હું મરૂરે, મારો હીરો દીકરો જો." વીલર દોલાને ઓવરણા લઇ બોલી "મારો વીરો સપુત, તારો સોકલપરથી ઓવરાઇ જાઉં રે."

"પણ સબુર મા, મારી બઇરી કાંહાંછે ?" આમ બોલી દોલો પોતાની બાયડી હીરાં ભરૂચીને માટે આસપાસ જોવા લાગો.

"શું દોલા શું ? તારી બાયડી ? અરે મુઈરે રાંડ તેતું નામ બાલ. તે રાંડ હીઆં કાંહાંથી આવતીતી ?" વીલર માંદણને દોલાની બાયડી સમજી આમ બોલી હતી.

"નહી રે માડી, મારી બાયડી હીઆં આવેલીછે ને એમ શું કરે તુંબી ? તેને ઓવરણાં લેશે કે ?" અને દોલો પાછો હીરાંને શોધવા પડયો.

"ખરે ? તે હીઆં આવેલી ?" વીલરે પોતાના મનસે પુછયું, "તારે સલાહા થઈ કે શું ? વારૂં ચાલ ધુલ નાખી, મેં માર ખાધો, મારો દીકરો જાહાડે બંધાયો, પણ તે પાછી ઠેકાણે આવી એટલે શુગરાના. એ દુકતીનું રૂપડું ને ખેતરતો મળશે, ને તેના બાપથતો મુવા પછે તેના પઈસાબી મળવાના."

આ વીચારમાં વીલર મલકાયછે, તેવામાં દોલો દોડતો આવયો ને હીરાં ભરૂચી તરફ આંગલી કરી દુરથી પોતાની માને દેખાડવા લાગો. "માડી, જો, પેલી રહી મારી બઈરી, રૂસતમજી આગા સાથ વાત કરેછે જોઈ ? કેવી મજાની છે હં ? બહુ મોટા મોટા માણસો સાથ એને ઓલખાણ દેખું હં મા !"

વીલરની આંખે દુરથી દીસતું નહી હતું, માટે હજીબી તેને માંદણ સમજી તે બોલી "તો દોલા, દોલા, તેને હીઆં બોલાવની, પારકા માટીડા મનખ સાથ બઈરીની જાતે વાત કેવી કરવી."

માની શીખામણ માની દોલો પોતાની બાયડીને હાંક મારવા લાગો. "હીરાં, ઓ હીરાંબાઇ ! હીરાં હોત !"

વીલરે અચરતીથી પુછયું. "દીકરા કોણને તેડેછ ? હીરાં કોણ ?"

"મારી બઈરી ?"

"એટલે ?"

"એટલે કે મારી ઓરત, મારી જોરૂ."

"પણ તેતો ચાંદણ."

"નહી માં હીરાં."

"પણ ચાંદણની હીરાં કેમ થઇ?"

"ચાંદણતો કાલે હતી આજે હીરાં છે."

"તારે નામ બદલેલું શું ? જા સારૂં થયું ? બળયું ચાંદણ નામ શું ?"

"નારે મારી માં, તું કેવી ભોલીછે. ચાંદણ મારી બઈરી કાંહાંછે વારૂં ?"

રૂસતમ આગો પછવાડે આવીને આ વાતચીતમા ર સુજ લેતા હતો તે હવે ઘણો ભાર મુકીને બોલી ઉઠયો. "અરે હીરાં ભરૂચી ! વીલરબાઇ તમારી વહુતો હીરાં ભરૂચી થઇછે !"

આ નામ સાંભળતાંજ વીલર ચોંકી. "હેં ? શું બોલેલો ?"

"ખરૂં કહુંછ હું. દોલો બોલતાં શરમાયછે, પણ તમારી નવી વહુ કેની તે દુનીઆ વરણની, ગામમા આ શકારા થયલી, ઘણી ચોખ્ખી, પાખ, ને પરીજાદી હીરાં ભરૂચી છે ! કેમ દોલા ?"

દોલાએ દોકું હલાવયું કે તરતજ વીલરે તેની છાતી ઉપર બેહુ હાથની એવી છાપટ મારી કે આખી કચેરીમાં સંભલાઈ અને પછે બોલી કે "અરે મુવારે તું દોલા. એ શું કીધું ? સાચું બોલ ?"

"શું કીધું ?" દોલાએ ગુમાનથી પુછ્યું "હીરાં ભરૂચીના ભાઈ સાથ પરણાવા સારૂં મને પકડી લઇ ગયા, તેને બદલે તેની બેહેન હીરાં ભરૂચી સાથેજ હું પરણયો, એ કીધું, લે બીજું કાંઇ ?"

"અરે તારૂં નખોદ થાયરે દોલા, બસતે જાયરે તું મારાં નાકનો કાપતો. મુવા કોણ સાથ પરણયો ?"

"બઈરી સાથ, ખાશી બઈરી સાથ."

"બઈરી તો કેવી ! મારી રાજીખુશી વગર મુવા તું પરણનાર કોણ ? ને વળી કસબણ સાથ તું પરણયો ? તું મરે."

"મોહડું સંભાલ, મા, મોહોડું સંભાલ. અબી ઘડી, મા, તું મને દુવા દેતી ને હવે ગાલો દીએ. અબી ઘડી તું મને જીવતો જોઈ ખુશી થયલી ને હવે મને મુવો કેહે."

"પણ મુવા તુંને ગાલ નહી દેઉં તો ફુલ શુહું ? મુવા કાલે તું એક જણી સાથ પરણયો તો તે ચોટલા બલી કોઈ રાખશ નીકલી. આજે વળી બીજી સાથ પરણયો તે કસબણ નીકલી. મર તું પરણતો ને અદરાતો ! મુવો નજીસ ! મુવો પાપી ! મુવા દોજખમાબી તારો થામ નહી લાગશે ! તુંને લુટારા લુટી લઇ ગયા તે લોકોએજ મારી કાંએ નહી નાખયો ? મુવા તારી ઓરતને વાસતે કોઇને પુછ. મુવા જેનું નામ અકલે અકલે બોલાય તેની સાથ તારૂં નામ હવે બોલાશે."

---

## પરકરણ ૯૮ મું.

કોટવાલ સાહેબના આવી પોંહોંચવાથી આ ગડબડ બંધ પડી ગઈ.

કોટવાલ પેસતનશાહા કરીને એક આબરૂદાર પારસી ગરહસથ હતા.

દસતુરજી તથા ધનજીશાહા વગેરે મોટા માણસોને પોતાની કચેરીમા જોઈ કોટવાલ બહુ ખુશ થયો. તેઓ સાથ ખેર આફીઅતની વાતો કરી કોટવાલ મારામારીની તપાસ ઉપર મંડયો.

એ તપાસના હેવાલમાં આપણ ઉતરીશું નહી. એટલુંજ કહીશું કે જેવા તે વખત હતા તેવી તે તપાસ હતી.

મારામારી ઉપરનું તોહોમત શુંછે તે જાણવા પછે મારામારીની ફરીઆદ કરનાર બેહેરામ ભરૂચાને તપાસયો અને તેના સાહેદી તરીકે હીરાં ભરૂચીએ પોતાના ભાઇના હેવાલને ટેકો આપયો.

પછે બીજા સાહેદ તરીકે આપણા ભોલા દોલાને ઉભો કરવામા આવયો.

મારામારીની શાખસી તેણે ખરેખરી જે હતી તે સઘલી પુરી.

પણ દસતુરજી, ધનજીશાહ શેઠ, અને પુણમચંદ વકીલ પેસતનશાહા કોટવાલની પાસે બેસીને ઠેસી મારયા કરતા હતા, તે મુજબ પુણમચંદે કોટવાલના કાનમાં ઠેસી મારી કે "એ મારામારી કાંએ થઇ તેનું કારણ પુછો."

એ ઉપરથી કોટવાલે સવાલ કીધો કે "દોલા તેં વાત કહી કે કેદ મારામારીએ ફરીઆદી બેહેરામ ભરૂચા ઉપર હાથ ઉંચકયા, તેના ઉપર છુરી ફેંકીને હીરાંને મારી નાખવા ગયો, પણ તે મરી નહી ગઈ. એતો બધું થયું પણ હવે કેહેશે કે આ મારામારીનું કારણ શું ?"

"કારણશું ?"

"હા—કારણ શું ?"

"તેતો સાહાબ તમે જાણો. કારણ હું જાણુંતો તમારી જોડે ઈનસાફ કરાવા શું કાંમ આઉં ?"

"નહી, ભલાં માણસ મારામારીનું કારણ તારે જાણવું જોઈએ."

"પણ હું નથી જાણતો તે ?"

"તું સમજતો નથી દોલા, હું પુછું છઉં કે એ મારામારી સા ઉપર થઈ ?"

"ભોંયપર, જમીન ઉપર, બીછાના ઉપરતો એકલો હું બેઠેલો હતો, બાકી એ લોકો બધા ભોંયપર મારામારી કરતા હતા.. જુહું શું કાંમ ?"

"અરે શા ઉપર એટલે કે કેઇ જગા ઉપર તે હું પુછતો નથી પણ શું બાબત વીશે એ મારામારી હતી તે હું પુછું છઉં."

"શું બાબત વીશે ! હવે તે હું શું જાણું વારૂં ? હું કાંઇ ખોદાનો દીકરો છઉં કે બાબતના ભેદમાં પેસી વલું."

"દોલા તું જો પાધરા જવાબ નહી દેશેતો તુને શીખ શા કરશ."

પુણમચંદ વકીલ વલી દાહાયા થઈ બોલયા, "ભલાં માણશ ખરૂં હોય તે કહી દેની, નહીતો હમણાં ફાંસી જશે."

"હેં ? ઓ માએરે !" વીલર હબતાઇને બોલી "ઓ મુઆ, જલદી જવાબ દેની, થામલા સરખો ઉભો શું."

"અરે રાખો, રાખો, એ જરા ધબરાયછે, હું એને પુછું." આમ કહી કોટવાલ સાહેબનું કાંમ હવે પુણમચં

દે સાથે લઈ પુછ્યું !" દોલા, કોટવાલ સાહાબ આમ પુછે છે કે આ કેદી ને બેહેરામ ભરૂચો મરાયા તે સા વાસતે મરાયા ? કાંઈ અમસથાજ વગર વાંકેતો મરાઈ નહી પડે ? કાંઈબી કારણ જોઈએ. વારૂ મારામારી આગમચ એ લોકોમાં વાંધો શું પડયો ! વાત શું થઈ ?"

"વાત એમ થઈ કે કેદી હીરાંને કેહે કે જે 'મેં તુંને જે કાંઈ આપેલુંછે તે તું પાછું આપ' એમ કેદી માંગવા લાગો."

"હીરાં કેઈ ?" કોટવાલે પુછ્યું.

"મારી બઈરી હીરાં ભરૂચી, તે હું દોરાબજીની ધણી આંની".

"અરે નહી કોટવાલ સાહાબ, તે સાંની એની બઇરી". વીલર વચમાં બોલી ઉઠી "મારો દીકરો કાંઈ પરણેલો નથી. મારી રજા વગર તે કેમ કરી પરણે ?"

"કાં મરેછ ?" કરી હીરાં સાંમી નીકલી "હો વીલર ! ધોલાપર તું કોણ ધાવો ચલાવતી".

"હટ તું મરે, કાબા, કસકુનમ નંદા" વીલરે હીરાંને ગાલો દેવા માંડી.

"એ ધાકણ ! ગેર બેઠાં ગરો લેવા આવતી તુંજ મરેની".

હવે આ બે જણીંએ વચે મોટી વઢાવઢ થઈ ગઈ અને કોટવાલના ચોકીદારોએ ઘણી મુશકેલીથી તે કજીઓ બંધ કીધો. તારપછેબી તેઓ વચે વચે લડી ઉઠયા કરતી હતીઓ, માટે તેઓને મુંગીઓ રાખવા બેહુ જણીઓની આગળ બે ખાશ માણસોને બેસાડી રાખ્યાં હતાં.

કોટવાલે ધીરજ આપી કે, "તમો લોકોનો કજીઓ પછે ચુકવશું. હમણાતો આ ઇનસાફ કરવા દેવો. તારે ભાઈ દોલા માકાદારૂએ હીરાંની પાસેથી ભેટ સોગાદ પાછી માગી. પછી ?"

પુણેમચંદે હીઆં ઠેસી મુકી "આમ પુછો કે બંધવાએ ભેટ સોગાદ પાછી કાંએ માગી !"

કોટવાલે એ બીજો સવાલ પુછ્યો અને દોલો ઘબરાયો.

"દોલા, તારે ઘબરાવું નહી પણ ખરેખરા જવાબ દેવા."

પણ દોલો આ સવાલ ઉડાવા માગતો હતો. તે બોલયો "સાહેબ, હું શું જાણું ? માકાદારૂએ હીરાં જોડે બધું પાછું કાંએ માગ્યું તે હું શું જાણું ?"

"અલબતાં તું જાણેતો નહીજ." અને હવે પુણમચંદ વચે પુરાયા, "તું જાણતેતો કેહેત એટલો તું ઇમાનદાર છે. પણ વારૂ તેમ નહી જાણેતો એટલું કેહે કે માકાદારૂએ સઘલું પાછું માંગતી વખતે શું કહયું ?"

"તેણે કહયું કે હીરાં તુંએ મને દગો દીધો વાસતે સઘલું મારૂં પાછું આપ."

"તે શું દગો દીધો વારૂ ?"

"કાંઈ નહીરે—સેતાન ચોબડીઉં બની ગયું ને મારી સાથ જરા——" આ બોલતાંતો બોલાઈ ગયું પણ આ વાકીઅ તેનાથી પુરો કરાયો નહી. તેણે શરમાઇને મોહોપર હાથ ધાંકી દીધા.

"ચાલ વારૂ, તુને નહી ગમતી વાતો, તુંને નહી પુછીશું. પણ હવે જરા મને કેહે પાપીઓના ગોફામાં કેમ આવી લાગો. હીરાં ભરૂચીની સોડે તારૂં આવવું કેમ થયું !"

અગરજે આ બીના સઘળી જાહેર કરેતો બેહેરામ ભરૂચો ફસે એટલુંજ નહી પણ દોલાની નવી પરણેલી બાયડી હીરાં પણ ફસી પડે એવું હતું, પણ ભોલો દોલો આ સવાલોથી સઘળું ભુલી ગયો. તેને માકાદારૂનો વાંક એવતો યાદ આવયો અને દોલાને ગોફા ખાતે પકડી લાવવામાં માકાદારૂનો વાંક પણ એટલો મોટો હતો કે એ ચંડાલને સજા કરાવા સારૂં એના જેવો બીજો અપરાધ નહી હશે એવું સમજીને ઘણા જોસથી તેણે માકાદારૂની ફરીઆદ કીધી.

"સાહેબ, આ લુચો માકાદારૂ મને જુલમાતથી પકડી લઈ ગયો. મને જબરી જાસતીથી લુટી લઈ ગયો."

"પકડી લઈ ગયો ! કાંહાં !"

"ગોફામાં સાહેબ, ગોફામાં."

"કાંહાંથી પકડયો ?"

"મારા ઘરમાથી, કોટવાલ સાહેબ. હું મારી મા વીલરના પાસાંમા બેઠેલો હતો તાંહાંથી મને પકડયો."

"અને તેનું કારણ શું ?"

"કારણતો સાહેબ ખોદાને ખબર, પણ મારે ઘર આવી મારી મસીઆઈ બેહેન રતનને પકડી લઈ જવા માગી. અમોને આગમચથી ખબર પડેલી, તે મારી માએ મને રતનના કપડાં પેહેરાવયાં અને મને બઈરી બનાવી બેસાડયો. અને પછે મને પકડી ગાલાંમા નાખી લઈ ગયો."

"દોલા તું જુઠો છે, એમ બનેજ નહી."

"કાંએ સાહેબ ? ખરેખરૂં કહું છેઉં."

"અરે હારે બાપા ખરૂં છે." વીલર હીઆં વચે બોલી ઉઠી. "મારા દીકરાએ સંધું ખરૂં કહેલું."

"પણ ડોશી એ વાત હું કેમ માનું ? માકાદારૂ લોખડી જેવો મરકટ ને એક આચકામાં સાત ગોલાંટીઆં ખાય તેવો, તે દોલા જેવા ખપતા ને જોરાવર જવાનને કેમ જબરીથી પકડી શકે ?"

"પણ સાહેબ તેની સાથે બીજા હતાની."

પોતે જુઠો ગણાવાના જહનુનમાં પોતાના બચાવને માટે આ પરમાણે દોલાથી બોલાઈ જવાયું તો જોકે પેલાં પાપી કરતુકમાં સામેલ રહેલાંઓને ઉંઘાડા પાડવાની દોલાની ધારણા પેહેલે નહી હતી.

કોટવાલે દોલાનો હેવાલ નહી માનવાનું ડોલ ઘાલયું તે પણ આ બીજા લફંગાઓને શોધી કાહાડવાની એક હીકમત હતી. પકા પુણમચંદ વકીલે તેના કાનમાં ફુક મારી હતી કે બોલવું પુછશોતો એ તેમા સામેલ રહેલાં નામ જાહેર નહી કરશે, પણ આરકતરી રીતે ઉલટ પાલટ પુછશોતો ભોલાપણામા તે સઘળું કહી દેશે.

"પણ દોલા" કોટવાલે હજી હીકમત જારી રાખી પુછ્યું "એની સાથવાલાં માણસો આબરૂદાર ઘણા હશે, કાંએકે માકાદારૂ ઘણી સારી મંડળીમા ફરેછે."

"અરે સાના આબરૂદાર શાહાબ." માકાદારૂને જેમ બને તેમ ગુનેહગાર ઠરાવાની દોલાની મતલબ હતી, એટલે પોતાના બોલને ટેકો આપવા તે હજી વધારે બોલતો "એવી લુચાઇમા આબરૂદાર માણસો સામેલ [illegible] સાહેબ ! [illegible]

"નહી. મેં સાંભળયુંછે કે સારાં માણસો હતાં. વારૂં ધનજીશાહ શેઠ સારા માણસ નથી? એવા એવા એ તુને પકડી લઈ જવામા હતા કે નહી?"

"તોબા! તોબા! કોટવાલ સાહેબ. ધનજીશાહ શેઠ જેવા માણસો એવા પાપીની સોડબી નહી સાંધે. એવાં કામમાં સારાં માણસો હોય? પેસતન પસતાકીઓ સારો માણુશ છે? ફકીર ફરામ સારો માણુશ છે? સાહેબ, દીનો ડોલાખાઉ સારો માણુશ છે? શામેલતો એ લોકો હતા."

તરતજ કોટવાલે એ લોકોને કેદ કરવાનો હુકમ કીધો અને તેઓ દોલાને ગાલો દેતા ગુસકાટાટ થઈ માકાદારૂની સોડે જઈ ઉભા.

પણ આ ઉપરથી દોલાને પાછી શુધ આવી. તેણે જોયું કે આતો તેની હીરાં ફસે એવું છે, માટે હવે વળી પાછો તેણે હોશીઆરી રાખવાનો મનમા ઠરાવ કીધો.

બાપડી ઉપર પેઆર કરવા અને તેણીને સંભાલવાની ફરજ તેના મન ઉપર ઓર ઠસી ગઈ હતી.

પણ દોલો તે દોલોજ!

અને દોલો ભોલો તે ભોલોજ!

કોટવાલે પુછ્યું કે "દોલા હવે રતનના લેબાશમા તુને પકડીને એ લોકો ગેફામાં લઈ ગયા. પછી?"

"પછે શું! કાંઈ નહી."

"કાંઈ નહી? તે કેમ બને? પછે તો ઘણું બનયું. તુને લઈ જવા પછે તો આ મારામારી થઈ ને કાંઈ નહી શું?"

"પછે શું બનયું તેતો સાહેબે જાણેલું."

"અલબતાં જાણેલુંછે, ને તું તે છુપાવશે તો દોલા સામો તું કેદ જશે તે સમજેછે? વાસતે જો હું પુછું તેનો ખરો જવાબ દેજે. રતનને માકાદારૂ પકડવા આવયો તેની મતલબ બેહેરામ ભરૂચાને સારૂં તેને ચોરી લઈ જવાની ખરી કે?"

દોલો ચુપ થઈ ઉભો.

"કેમ ચુપ કેમ? જવાબદે."

"બેહેરામને વાસતે કે કોણુને વાસતે તે હું શું જાણું સાહેબ?"

"અં હં?" હીઆં ધનજીશાહ શેઠ બોલયા. "દોલા તું આબરૂદાર માણુશ થઈને પાપ છુપાવેછે? તારી પોતાની ઉપર જાસતી થઈ ને તોબી તું છુપાવેછે? એવો નઠારો માણુશ તું નહી હતો? તું ગમે એવો ભોલો છે, પણ ભલો છે, અને તારાં મોહડાંમા જુઠું મેં કોઈ દાહાડે જોયું નથી."

"આજેબી હું જુઠું નહી બોલશ સાહેબ." શેઠના ઉપલા બોલથી દોલાના અંતકરણ ઉપર ખરેખર મનજુત અસર થઈ.

"જો તું જુઠું નહી બોલે તો કહી દે કે રતનને પકડવા સારૂં બેહેરામ ભરૂચાએ આ ઠુચાઓને મોકલયા હતા કે નહી?"

દોલો વીચારમાં પડયો.

કોટવાલે જરા ધાંધલ કીધી. "જમાદાર. આ દોલાની આગલ ચોકી રાખજે કે એ નાહાસી નહી જાય. એ ભોલાને આપણ ભલો જાણતા હતા, પણ એતો આજે બુરી ચાલ ચલાવેછે."

વીલર પોતાના દીકરાને એક ધમોલો લગાવી બોલી "મુવા ભસી દેની. કાંએ ટવલાવેછ? મુવા મને એબ લગાહેછે."

દોલાએ આ જવાબ ઉડાવાને હજીબી એક હીકમત લગાવી, પણ તેમા ઓર હીરાં ભરૂચી ફસી. તે બોલયો કે "સાહેબ બેહેરામ ભરૂચો કે કોણુને સારૂં રતનને પકડવા આવયા તે હું જાણું કેમ?"

"કેમ જાણે? તું બેહેરામને તાંહાં તેની સાથે રહયો કેની?"

"નહી સાહેબ, હું તેની સાથ નહી રહયોતો?"

"તારે હું નથી માનતો. બીજા કોણુ સાથ તું રહી શકે?"

"મેંતો સાહાબ હીરાં ભરૂચીના કોકડાંમાં રાત કાહાડી".

"ઓ—હો—તારે હીરાં ભરૂચીબી તે વખત સામેલ હતી કે? ચોકીદાર હીરાંને કેદ કર."

અને આ હુકમ એકેદમ અમલમાં આણુયો! દોલાએ પોતાની હીરાંને બેહેરામની આગમચ કેદી તરીકે જોઈ. દોલાની સઘલી ધાસતી પોતાની ઓરત વીશે હતી અને તે જ જારે કેદ પડી તારેબેહેરામની તેણે દરકારબી નહી કીધી.

તે બોલયો કે "સાહેબ, બેહેરામનો વાંક ખરો. બધું ટરકટ બેહેરામનું હતું. હવે મારી હીરાંને છોડો."

"ચાલો, બેહેરામનેબી પકડો. દોલા બેહેરામનો વાંક તો ખરોજ. અને હીરાંની સામેલગીરી તો તારાજ કેહેવાપરથી જણાયછે. તુજ કેહેછે કે રતન તરીકે તેણીએ તુંને પોતાની સાથે રાખયો."

દોલો ફસયો. તેનાથી કાંઈ વધુ બોલાયું નહી.

---

## પરકરણ ૯૫ મું.

અને હવે આ સઘલા બંધવાઓની તપાસ કરવાના કામમા ઘણો વખત નહી લાગો.

દોલો, ધનજીશાહ, દસતુર, વીલર, રૂસતમ આગો, વગેરે શખસોએ બંધવાઓની સામે શાખસી પુરી અને આવાં આબરૂદાર માણસોની જુબાની અલબતાં ભરોસેદાર હતી.

કેદીઓનો બચાવ કાંઈજ નહી હતો. તેઓ પોતાના બચાવમાં માહોમાહે એકેકને ગલે પડવા લાગા. હીરાંએ માકાદારૂનો, માકાદારૂએ બેહેરામનો અને બેહેરામે પાછો હીરાંનો વાંક કાહાડયો. આ કુસંપથી તેઓએ ઓર પોતાને વધારે અપરાધી ઠરાવયા, બલકે તેઓએ લગભગ પોતપોતાના વાંક કબુલ કરયા.

તેમને સજા કરવાનુ કોટવાલના હાથમા નહી હતું. કોટવાલ માતર કલેકટર સાહેબને સઘલો રીપોરટ કરવાનો હતો, માટે હવે આ બંધવાઓને સજાને સારૂં કલેકટર સાહેબ આગળ ઉભા કરવાનુ બાકી રહયું હતું, કે જાંહાં દોલાનુ ઇઆ આ બીજા શાખશીઓનુ કામ નહી હતું.

ભોલા દોલાથી ભોલાપણામા, અનજાણપણામા કેટલું સારૂં થતું આવયુંછે!

તેની સરનતજ ગોયા તેવી આજ સુધી હતી. હમણા પણ તે તેવીજ માલમ પડીછે.

આખાં શેહેરને નડતું પાપ ગોયા દોલાથી ધોવાઈ ગયુંછે. આબરૂદાર લોકોની એક અખબાર, એક મોટી પીડા દોલાએ દૂર કરાવીછે.

કુમળી કલી સરખી રતનને પકડવા જવા સારૂં માકાદારૂને સુજ પડયું, દોલાને રતનના લેબાસમા મોકલવાનું વીલરને સુજ પડયું, તાંહાં દોલા સાથ દેસ્માનત બગાડવાનું હીરાંને સુઝ્જ પડયું, અને તે ઉપરથી હીરાં સાથ કજીઓ કરવાને માકાદારૂને સુજ પડયુ, એ સરવેમા ગોયા ખુદરતનો હાથ હોય, એ સરવેમા ગોયા ખુદરતે એકજ નેમ રાખી હોય અને તે એજ કે આ નીચ પાપીઓના પાપનો ઘરો ફોડવો, એવુંજ ઉપલા બનાવો ઉપરથી માલમ પડેછે.

પણ તોબી દોલો આજ ખરાં દીલથી દલગીર છે.

તેનાથી જે ભલું થયુંછે તે તેને જણાતું નથી. તેના મનમા એમજ લાગેછે કે આજે મારાથી બુરૂં કામ થયું. મારી પરણી બાયડીને મારી મુરખાઇથી મેં ફસાવી.

અને હવે કચેરીના હેડલા ખણુમા ધનજીશાહ શેઠ, ભુલા દસતુર વગેરે સરવે જણ દોલાને દીલાસો દેવા, તેની ભુલ બતાવા, તેને સમજાવામા યોહોવારના રોકાયલાછે.

દોલાની આંખમાં પાંણી આવી ગયાંછે. તે ઘણો અફસોસ કરેછે કે "કાંહાંને કાંહાં મેં કચેરીમા જુબાની આપી!" પોતાની બાયડીની જુદાઇનો જખ્મ તેને જબર લાગો હોય એવું ડોલ દેખાડેછે.

આમાં ખરો લાગણીના કરતાં દેખાદેખીનું પરમાણ વધારે હતું. પોતાને પરણેલો ગણવાને દોલો ઘણો ખુશી હતો. પરણવામા તે મોટી આબરૂ સમજતો હતો. એક બઇરીનો ધણી થવો તે જાંણે એક રાજનો પાદશાહ થવા જેવું તે જાણતો હતો.

એમાં તે ખોટો નહી હતો.

પણ વળી પોતાની બાયડીને ઘણી ભલી ગણતો હતો, તેમાંતો તેની ભુલજ હતી.

ભલી કે ભુંડી પણ બીજા પરણેલાઓ પોતાની બાયડીઓને ચાહેછે, એટલે દોલો પણ હીરાંને ચાહાતો હતો. બીજા પરણેલાઓ, અગત કરીને શાહાનામાં અને બીજી વારતાઓ માહેલા પરણેલાઓના પેઆર અને "જુદાઇનાં જખ્મ" વગેરેની વાત દોલાને ઘણી યાદ હતી અને પોતાની ફરજમાં પણ તે એટલોજ જોસ ભરયો હતો.

જેમ બને તેમ વધારે પેઆર દેખાડવા સારૂં દોલો એકવાર ફરી ભારી બોલો તથા જોશ ભરી ભાશા બોલવાના દેવાનાપણામા આવી ગયો અને તેનો તે દેખાવ ખરેખર બહુ રમુજી થઇ પડયો.

તે બોલતો કે "ઓ મારી હીરાં! મારી બાનુ ગોશશ, (ગોસસપ) મારી બાનુ મેહેરાબ (મેહેરબાન) મારી તેહેમતન તેમીનાં, તું કાંહાં ગેઇ! અરે હવે હું સુઓ, કે, તારા કાન વટીક વીંધાવયા નથી, તારા જખ્મની જુદાઇ મારી છાતીને વીંધીને પોકલ કરી નાખશે, ને શું તેમાં હું મોતી પોવશ. અરે મારી હીરાં—"

દોલાની આ અપટાઇ ઉપર સઘલા હસતા હતા, તેમ તે વધારે ખીજવાતો હતો. તે સમજતો કે મને ગરીબ જોઇને આ સરવે લોકો મારી મશ્કરી કરેછે. આથી તે વધારે દુખી થતો હતો.

વીલરતો કાંઇજ નહી, પણ પોતાના દીકરાને ગારવા કાહાડતી હતી. તે બોલતી કે "મુવા મેંટ, મુઓ મર. ધેતાર બાયડીબી લાવેલો તે વળી તેનાં મોતપર મુવો માહેતમ લઇ બેહેલો, ચાલ મુવા તું ઘરે ચાલ, પછે તારી વલે કેવી થાયછે તે જોજે."

દસતુરજીએ એવી સલાહા આપી કે દોલાને ધનજી શાહ શેઠે પોતાને ઘર લઇ જઇને રાખવો અને તેને સમજાવીને તેની શુધ ઠેકાણે લાવવી.

દોલો મેહેલથી સમજે એવો હતો, દસતુરની શલાહ મુજબ દોલાને પોતાને ઘર લઇ જવા સારૂં તે શીગનપોરીઓ શેઠીયો રાજી થયો.

તેણે વીલરને પણ પોતાને ઘર લઇ જવાની માગણી કીધી, પણ તે બુઠી ગામડીઅને જવાને ના પાડયું. તે બોલી કે "મારો બધો જીવ મારી રતનમા ભરાઇ રહેલો. તે પોરકીને હું બારણું ઢાંકીને બંધ કરી આવેલી તે જાઇને છોડું કે નહી!"

આ વાત સાંભળી સઘલાઓ અચરત થયા. દસતુરજીએ ઠપકો આપયો કે "એ રીતે તે બીચારીને કેદખાંનામા મુકીને આવવાની શું જરૂર હતી!"

"તો આ દુકતાની મોહોકાનમા." વીલર દોલાને એક છાપટ મારીને બોલી "આ મુવાની શોધમા નીકલેલી. એ મરે મુવો નામનો દુખાડતો."

દસતુરજીએ વીલરને સમજાવી કે એ રીતે ગાલો દઇને દોલાને તે ઉલટી બગાડશે, કેમકે દોલો ખરેખર ભલો માણસ છે, તે ઘણો સુધરયોછે અને ભલી સંગતમા હજી તે ઘણો સુધરશે એમ છે.

પણ વીલરના દીલમા અતીશ દરદ હતું અને તેનું કારણ જુદુંજ હતું, તે તેના ગામડીયા ફાશીનની સાદાઇના આ શબદોથી માલમ પડશે—"દસતુરજી બાપા, તમે નહી સમજો ને શું અમસથી ટાહી ચલાવેલી! ઓ મરૂં રે મારી રતન. આ દુકતાએ મારી રતનને રોરવી મારીતો."

"કેમ વીલર તે કેમ?"

"તો બાપા, એ દુકતા સાથ મારી રતનનું મેં નકી કરી રાખેલું હતું. કેવી મજાની છોકરી! કેવા પેઆરથી મેં પાલેલી! અરે તે દુકતીએ એના ઉપર કેવો પેઆર રાખેલો! અરે મુવા દોલાને ખબર પણ હતી કે જારે હોશે તારે તેનું રતન સાથ કારજ થશે, હું મરૂં જે ખાટલે પડશ તેની અગાઉ ને આ આંખનાં ટોપાં ધંકાએ તેની અગાઉ બે માસી માસીનાઓને પરણાવીને પછે મરશ. પણ મરેરે મુવો દગલબાજ દુકતો. મારી રજા વગર મુવો પરમ દાહાડે એક કોકટ કુટણી સાથ પરણયો, તે આજે મુવો એક કજાત કસબણ સાથ પરણયો. અરે મારી રતન! હું મરૂરે તારૂં શું થશે!"

દોલા ઉપર આ શીરીન જુબાનના ભાશણથી અસર તો થઇ, પણ પોતાના ભોલાપણા મુજબ તેણે પુછયું કે "વારૂં માવતર, તારી એવીજ મરજી હતી તો હીઆપટેલની ચાંદણ સાથ હું પરણયો એવું સાંભળતાંવારજ તું ખુશી કેમ થયલી? ને વેહેલી વેહેલી ચાંદણ નજવા કેમ આવેલી?"

"તો દખમે ગીઆ, તેતો પઇસાવાલાની પોરી હતી. મનયા [illegible] હતી. તો તેનો બાપ પઇસાવાળો હતો. પણ [illegible]

મુવા હીઆંતો એટલુંબી નથી. રાંડ જોઇએતો કપાતર, ભાઇ જોઇએતો મજુર, બાપદાદા જોઇએતો ભરૂચા, તેવા સાથે તું પરણ્યો ને બીચારી રતન જડતર જેવી રતન તેને રખડાવી ! હત તું મરે મુવો મારે પેટે પેદાનો પડતો."

ધનજીશાહ શેઠ અને બીજાઓએ હજી પોતાની સમજાવત જારી રાખી. શેઠ બોલ્યા કે "બાઇ, તું ફકર ના કર, તારી ફરીઆદ ખરેખરી છે, દોલાએ ખરાબ ચાલ ચલાવી તો ખરી, પણ ભુલ કીધીછે, માટે જરા સબુરી પકડ. જેમ ચાંદણ સાથના તેના લગન ખોટાં છે, તેમજ હીરાં સાથના તેના લગન ખોટાં કરી શકાશે, અગત કરીને જારે, બાઇ તું આમ કેહેછે કે બીચારી રતન સાથ એનું કારજ ધારેલું હતું તારેતો પંચાતમાં કહીશું એટલે એના છુટા છેડા વધારે જલદી કરાવીશું. દોલા ! તારી ખરી બાયડી ને લાએક બાયડીતો રતનજ હોવી જોઇએ."

"અરેજી, એના જેવી ગરીબ, રાંક, ને ઘેર સોબત દીકરી તો દેખાડો." વીલરે ટાહુકો પુરયો.

આટલામાં દોલો પુરતો પીગલી રહયો. પોતાની છેલી મુરખાઇ તેના મનમા પુરતી રીતે ઠસી. આગલી કોઇ તકરારે તેને જોર નહી કીધો, તેટલો રતનના નામે અને રતન સાથના આગલાં સાટાંના નામે તેને જોર કરયો. રતનપર તેનો ખરો પેઆર હતો, પણ હીરાં ભરૂચીને હાથ ફસી જતાં તે રતનનાં પેઆરને ભુલી ગયો હતો.

હવે તે બોલયો "માંડી, મને માફ કર, દસતુરજી સાહેબ મને માફ કરો, ધનજીશાહ શેઠ કાંઇ ઉપાય બતાવો. હું કબુલ કરૂં છઉં કે હું ભુલયો. અરેરે મારી માનીતી મસીઆઇ રતન જાણશે કે હું તો બીજી સાથ પરણ્યો તારે તેનુ દીલ ફાટી જશે. ઓ મારી રતન, રતનરે રતન. હીરા નામ કરતાં રતન નામ કેવું વાહાલુંછે. હીરો તો ખોટો નીકલયો, પણ રતન ખરૂં છે. મા, તું આ વાત જે બનીછે તે તેને કેહેતી રખે."

વીલર નીસોસ મુકીને બોલી કે "હવે કહયું ને નહી કહયું એ બધું સરખું."

પણ ધનજીશાહ શેઠે કબુલાત આપી કે પંચાએતમા વગ લગાડીને દોલાના છેલાં કારજથી તેને છુટા છેડા કરાવવા અને પછે રતન સાથેજ તેને પરણાવવો.

આ કબુલાતથી વીલર ખુશી થઈ. તે પોતાને ઘર જેમ બને તેમ જલદી પોંહચે, અને બીચારી રતનનો જલદી છુટકો થાય, માટે શેઠે તેણીને પોતાની ગાડી આપી, અને દોલાને પોતાની સંગાથે રાખીને સઘલાઓ સીગનપોર ગયા.

---

# કુમારી કનયા.

(ઇંગરેજી ઉપરથી.)

આ હા ! કમલકંઠ, ગુલાબી ગાલ, આસમાની આંખયો, સોનેરી વાલ, તેની ઝીણી લટ કેવી લટકી રહીછે, તે કેવી મંદ ગતીથી નાચી રેહછે ! ચેહેરો કેવો ગોલ ! તે પર કુરપાલુ કુદરતનું કેવું તેજ ! કેવી ગરીબડી અને ખુબી વંતી આકરૂતી ! તેનો નીરદોશ પોશાક તેની સુંદરતાને વધારે શોભાયમાન કરેછે. તે ભુમીનાં કોઇ એકાંત સથલે જનમ પાંમેલી હોય છે. તેણીને શેહેરોના મેલ કે તયાંની વડાઈના ખોટા દમામનો ડાગ લાગયો નથી. તે પોતાનું ઘર તે દુનયા સમજે છે. બીજી કોઇ દુનયાની તેને પરવા નથી. જે કોઇની નજરે તે પડતી હશે, તેઓ ખરેખર ભાગયશાલી. મકે તેણીનાં મા બાપને એકાંત વાસ ગમેછે. તેણીનો મુ ય સહવાસ કુદરત છે. કુદરતનો ખુબસુરત ભાગ તે તે ની પરીતીનું પાતર. કારણ કે કાંતી કાંતીને ચાહેછે. તે લો ઉપર જીવ દેછે. શુંદર ગુલાબ તે તેની શખી અને રેક જાતની રંગબેરંગી ઇંગલંડની ગુલતાન જમીનની ર ઉગતી કલીઓ તે તેની રમતીયાલ બેહેનપણીઓ. એ એની ગુલજાન સહીઓમાંથી એકુ વધારે વહાલીને તે તાનાં નાદર અંગે લગાડેછે, તે જોઇને જાણે બીજીઓ કુ લાઇને મરણ પાંમે છે; તોપણ કનયાની છાતીએ વલગે ફુલ જાણે પોતાની સખીની પરીતીની ઉંફમાં રહયાથી લતું રેહછે. તેણીની મમતાલુ બેઠક એક શોભાયમાન ડની તલે હોયછે તેથી જાણે તેણીનાં શીરપર નવી ખુબ તીનો વરસાદ વરસે છે. શાંત સરૂસટી રચનાની અં બેઠી બેઠી ફુલોના જેવા સુંદર વીચારોમાં તે પડેછે, તે સ યે તેણીનાં હઇડાંપર જે પવનની લેહેકી વાય છે, તેના વું મદુ તેણીનું હઇડું થાયછે. પાપ તે શું તે તે જાણ નથી, અને એટલા માટે કરતીએ નથી. આ જગત અનુભવની અસર તલે આવેલી નહી, તેથી તે સુખી સુખ હોયછે, અને જેઓ સુખી તેઓ નેક સમજવાં.

વહાલ, મમતા, પયાર, એ એનામાં ખજાના જેવાં છે તે ખજાનાનો ઉપયોગ તે ભર છુટથી કરેછે. પણ હાલ તે ખજાનાનું વેચાણજ પુરતું પડેછે; પણ એક દાહાડો વો આવશે, અને તે ટાંકણાંસર આવશે; તે પરસંગે તે ઈ યોગય વરપર પોતાનાં દીલની દોલત તમાંમ બખશેશ કશે. તયાંલગીતો દીકરી પરમાંણે તથા બેહેન પરમાંણે તાનો જે ચાહ તે ખરચવાને આઘું પાછું જોતી નથી. રેક સવારે અને સાંજે તે પોતાનાં માત પીતાને પોતાન પવીતર અને નીરદોશ બચચી દેવાને આવેછે. તેમજ યારે પોતાનો ભાઇ નીશાલેથી કે કામેથી ઘેર આવેછે, તયા પોતાની મધુર માયા જેમની તેમ રહી છે, તેની ખાતરી કર આપવાને તેને બોકી દેછે. વલી વારંવાર તે પોતાની બે નો સાથે મહોબતમાં વીટલાયલી જોવામાં આવે છે. એ નો હાથ બીજીની કંમર ઉપર, અને એકેકનું ગલું અને એકેકની છાતી એકેક ઉપર એવી રીતે વલગેલીઓ જાણે ખુબસુરતીનો નહી છુટે એવો ગાંઠ દેખાયછે. નહી અ ખાઇ, નહી દગો, નહી વઢવાઢ. ગુલલાલાના ફુલોમાં એ વું હોયછે, કે તેઓનાંમાં હોય ! વલી, તે જાનવરોપર પણ હેત રાખેછે. તેણીનો સાદ સાંભલી ગમે એવું સરસ ખાવાનું હશે તે પડતું નાખી કુકડાંઓ તેણીની આગલ દો યાં જાયછે; નાના કુતરા ભસતા બંધ પડેછે; અને ગાય બા શાં હરખમાં આવેછે. એકુ બોકલીઉં તો તેણીની પાછલ હંમેશ ફરતુંજ રેહછે. એઓ અરસ પરસ જયારે વહાલ બતાવે છે, તયારેતો જાણે સતયુગ પાછો આવયો, અને દુનયાંમાંથી દુશટપણું દુર થયું, એવું લાગેછે,

(ચાલણછે.)




## છાપાની વેંહેંચણી, ગોઠવણી, ઈતીઆદી



વાચનારી બાનુઓ, ઉપલું ચીતર જુવો તેમા તમોને શુ દેખાયછે ? તે એક આખા કકડા જેવુ લાગેછે તે એક મોટા લાથા અથવા જથાને ઉભો કીધો હોય એવુ લાગેછે અલબતા એ છાપવાના ડીબાનો એક લાથો છે

પણ શુ એ આખું એકજ ડીબુ છે ? તેની ઉપર જીણા જીણા હરફો કોતરેલા લાગેછે, તે હરફોના જુદા જુદા બોલો થયલાછે, અને તે બોલોની શીધી અને સફાઈદાર લીટીઓ કીધેલીછે, તે શુ સઘલી એકજ ડીબા ઉપર છે ? નહી એ આખો જથો નાહના નાહના એકેક છાપાને ગોઠવીને બનાવેલોછે

અને એ કેવો વીચીતર દેખાવ લાગેછે ! કાગજ ઉપર આપણુ જે કાઇ લખીએ તથા વાચીએ છઈએ તે હીઆ સીસા ઉપર લખેલુ જોઈએ છઈએ અને વાચાએ છઈએ આ છાપાઓનો જથો તે ઉપરના શબદો અને વાકીઅઓ સાથે શું માણુશના ઉદયોગનો એક નાદર નમુણો નથી ?

એ ઉપરથી હવે આપણુ ડીબા ગોઠવવાના ઉદયોગની અજાએબીઓ ઉપર આવીએ છઈએ તે અજાએબીઓ ઘણી અને તરેહવાર છે ડીબા ગોઠવવાનું કામ મોટું અને મુશકેલ પણ ઘણા સંભાલનું અને શુંદર છે મુશકેલ તે માતર આપણુ નવાઓને મનસે છે ડીબા ગોઠવનારને પોતાને ,મનસેતો તે ઘણું સેહેલ છે

છાપો શોધી કાહાડયો અને બનાવયો તો ખરો પણ તે માતર એક ઇંચના આઠમા ભાગ જેટલો બારીક સીસાનો કકડોછે, જેને મથાલે ચોકસ હરફ કોતરેલો છે. એ બારીક છાપામાથી તાવના તાવ, વરતમાન પતરના વરતમાન પતગે, ચોપડીની ચોપડીઓ છપાનછે કેમ ?

હજાર પાનાની બે ફુટ જેવડી મોટી એક ચોપડી લેઓ તેમા પેહેલેથી છેરે સુધી કરોડોબંધ છાપાઓ તરેહ તરેહવાર રચનાથી ખીચોખીચ સીંચેલા છે પણ તેની સાથ છાપાનું અસલ કદ વીચારો તે એકેક જીણા છાપાને એકેકની પાસે પાસે ગોઠવીને આ મોટો પોહો બનયોછે

કડીઓ એકેક ઈતરડાને એકેક ઉપર ગોઠવીને મોટા મેહેલો, મોટા કોટ, મોટી દેવાનો બાધી આપેછે કાપડીઓ વખારમા કપડાની એકેક ગાસડીની થરી કરેછે તો તે છેક છાપરાને લાગેછે એવુજ માહાભારત કામ ડીબા ગોઠવનારનુ છે તે એકેક જીના છાપાને પાસે પાસે મુકીને મોટું પુસતક બનાવેછે

બલકે છાપા ગોઠવનારનુ કામ ઉપલાથાને વધારે માહાભારત છે છાપાએ દુનીઆને સુધારી નાખીને આબાદ કરી મેળીછે, તારે તે સુધારામા છાપા ગોઠવનારનો ભાગ તમે કેટલો ગણશો ? યુરોપના કોઈક નામીચા શાહાજાદાઓ વટીક એ હોનર ઉપર ભાવ રાખેછે એવુ આપણુ સાભળીએ છઈએ તેમા નવાઈ શું ?

ડીબા ગોઠવનારનો ધંધો આવી માનની નજરે જોતા માન ભરેલો છે, અને તોપણ પેઆરી બેહેનીઓ, એ ધંધાદારીઓના જેટલો ગરીબ અને લાચાર વરગ બીજો કોઈજ મળી આવશે ડીબા ગોઠવનારાઓનો પગાર અતી ઘણો નાહાનો છે ઈંગલંડમા, હીંદુસતાનમા, ઈઆં જાંહા જોઈએ તાહા તેઓ ગરીબી અવસથામા માલમ પડેછે.

આ વીચારો આપતાં અસલ બાબતથી લગાર વેગલું જવાયછે, માટે હવે આ ડીબાં ગોઠવવાના કામની પરચુટણ અજાએબીઓ ઉપર પાછા આવીએ. તેની પેહેલાં ડીબાં ગોઠવવાં એટલે શું તે વધારે સમજ પાડવા સારૂ ટુકમા કહી જઇશું.

જુના જુના છાપાઓને બનાવયા પછે તેમને રાખવાના માચરાને "ફરેમ" કેહેછે. તે એક લખવાની "ડેસક" જેવો ઢેડાવદાર, લાકડાંનો ઉંચો માચરો છે. તેમાં બે મોટાં ચોકટાં ગોઠવેલાં હોયછે, જે એકેક ચોકટાંને "કેસ" કેહેછે. જુદી જુદી જાતના છાપાઓ (ફાંઉંટો) ના જુદા જુદા કેસ હોયછે. ઘણા વપરાતા છાપાઓના ઘણા કેસ હોયછે, બીજા છાપાઓના થોડા હોયછે.

આ એકેક કેસમા નાહનાં મોટાં ખાંનાંઓ કરેલાં હોયછે, અને એકેક ખાનામાં એકેક અખશરના છાપા નાખેછે. જે અખશર ઘણા વપરાતા હોય તેમનાં ખાંનાં મોટાં હોયછે, કે તેમાં ઘણા છાપા સમાય. તેમજ જે અખશર ઘડી ઘડી લેવો પડનો હોય તેમના ખાનાં વધારે આગળ હોયછે, કે ડીબાં ગોઠવનારને ઘડી ઘડી હાથ લાંબો કરવો નહી પડે.

આ કેસની આગળ ડીબાં ગોઠવનાર બેસેછે અથવા ઉભો રેહછે. જે કાંઈ છાપવાનું હોય અથવા જે ડીબાંમાં ગોઠવવાનું હોય તેનું કાગળ તે પોતાની પાસે રાખેછે. પોતાના હાથમાં તે પીતલની નાહાની પણ લાંબી દાબડી જેવું કાંઇ રાખેછે, જેને "સ્ટીક" કેહેછે. આ સટીક એવી હોયછે કે તેના વચમાના પદડાને ઈસકોરૂ વટે ખીસાડી વચમાની જગા નાહાની મોટી કરી શકાયછે.

આ સ્ટીકમાં છાપા ગોઠવનાર છાપા ગોઠવેછે. તેની મતલબ એટલીજ કે કકડે કકડે કામ થાય. એક ચોપડીના આખા સફા જેટલા છાપા કાંઈ હાથમાં સમાય નહી, ઈઆ શીસું એટલું ભારી છે કે એટલાબધા છાપા હાથમાં ધરી પણ શકાય નહી. ચોકસ સફાઓનો જારે ફરમો બનેછે, તારે તે એટલો ભારી થાયછે કે વાંચનારી બાનુઓ, તમારા નાજુક હાથે ઉંચકાયબી નહી. તે ઉંચકવા માટે ઘાટી મજુરોનું છાપાખાંનાંઓમાં કાંમ પડેછે.

માટે સ્ટીકથી કરીને છાપા ગોઠવવાનું કાંમ કકડે કકડે બનેછે. ગોઠવનાર પોતાની આગળનાં લખેલાં કાગજમાં જોતા જાયછે અને એકેક છાપો ગોઠવતો જાયછે. પીતલની એક પટી જેને "રૂલ" કેહેછે, તે પટીને પેહેલાં મુકી તેની બાજુએ છાપા ગોઠવવાથી સઘલા સરખી લીટીમાં આવેછે. એક લીટી પુરી થઇ કે પછવાડેથી રૂલ કાહાડી વળી આગળ મુકેછે અને તેની પાસે છાપા ગોઠવેછે.

જાને કે લખેલી "કાપી" માં "સ્રીબોધ ચોપાંનીઉં" એટલા બોલ આવયા, તો ગોઠવનાર પેહેલાં સ્રના ખાનામાંથી તે છાપો લઇ સ્ટીકમાં ગોઠવેછે; પછે ી નો છાપો તેના ખાનામાંથી લઇ સ્ર ની પાસે મુકેછે, એટલે સ્રી થાયછે; પછે બેના ખાનામાંથી બે તથા ો ના ખાંનાંમાંથી ો મુકેછે એટલે બો વંચાયછે. સ્રીબો થયું, પછે તેની પાસે ધ નો છાપ મુકવાથી સ્રીબોધ થાયછે.

એજ રીતે ચોપાંનીઉં બોલ પણ એકેક છુટા છાપાએ ગોઠવેછે. પણ હજી એક ખાંમી રેહેછે. આ સઘલા છાપાઓને ગોઠવી જતાંતો "સ્રીબોધ ચોપાંનીઉં" એ રીતે બધા અખશરો મળી ગયા. સ્રી બોધ અને ચોપાંનીઉં એ તરાણુડે બોલો છુટા ગોઠવાય તારે બરાબર કેહેવાય. એટલા માટે બોલોની વચે નાહાની નાહાની સીસાંની ડગરીઓ મુકેછે, કે જેને "સ્પેસ" કેહેછે અને વચમા ગાલો મોટો રાખવો હોયતો મોટી ડગરી મુકેછે જેને "કુઆડરેંટ" કેહેછે.

આ પરમાણે બોલ ઉપર બોલ અને લીટી ઉપર લીટીઓ ગોઠવીને જારે આખી સટીક ભરાયછે, તારે તેને બીજે ઠેકાણે ખાલી કરેછે. એ ભરેલું ખાલી કરવા માટે પતરાંના અથવા લાકડાંના ચોકટાં હોયછે જેને "ગયાલી" કેહેછે. ગયાલી ઉપર સટીકની સટીકો ખાલી કીધા પછે, સઘણું ભરાયલું છાપીને તપાસી જોયછે, અને જે કાંઇ ભુલો માલમ પડે તે સુધારવા પછે, તે સઘળાંના છુટા છુટા સફા બનાવી તેને છાપા યંતર ઉપર છાપવા નાખેછે.

આટલું કામ ડીબાં ગોઠવનારનું છે. એ કામ પેહેલાજ દેખાવે વીચીતર અને અજાએબ જેવું લાગેછે. પેહેલાજ દેખાવે તેમા ઘણી મેહેનત, હીકમત અને સંભાલનો ખપ લાગેછે. પણ વાંચનારી બાનુઓ આ ઉદયોગમા ઘણી વધારે અજાએબીઓ છે, જે બારીકીથી તપાસ કરતાંજ માલમ પડેછે.

ડીબાં ગોઠવનાર કાગજ ઉપર વાંચીને ડીબાં ગોઠવેછે, એટલે તે ઘણી અખશરોને ઉકલાવામા ઘણો હોશીઆર હોવો જોઇએ. તેની આગળ તરેહવાર લખનારાઓના તરેહવાર અખશરો આવેછે, જે વાંચીને તે પરમાણે ડીબાં ગોઠવવાં પડેછે. કોઈવાર ગોઠવનાર આગળ મોતીના દાના જેવા સોજા અને શુંદર અખશર આવેછે, તારે છાપા ગોઠવતાં લખેલા અખશરોને ઉકલાવાની મેહેનત બચવાથી ડીબાં ગોઠવનાર ખુશ થાયછે અને સેહેલાઈથી કામ કરેછે.

પણ આવી સેહેલાઈ તેને સદા મળતી નથી. જાહેર લખનારાઓ, અધીપતીઓ, ગરંથ કરતાઓ, વગેરેને ઘણું લખવાનું અને વળી જલદી લખવાનુ એટલે તેઓ મેહેતાઓની મીસાલે ઠેરવી ઠેરવીને સંભાલથી લખતા નથી. તેઓ જેવું તેવું ચીતરી કાઢેછે અને વળી તેઓ ફરીથી નકલ કરવા બેસતા નથી, એટલે પુશકલ ચેહેરચુક, છેકછાક કરીને ડીબાં ગોઠવનારના હાથમા આપેછે.

એવું કેહેવાયછે કે જે સરસ લખનાર હોયછે તે સરસ મેહેતા નહી હોય. નામીચા લખનારાઓ વીશે આપણ સાંભળીએ છે કે ઘણું કરીને તેમના અખશર ખરાબ હોયછે. માહા કવી શેકસપીઅરના અખશર એવા હતા કે તે અખશર કરતાં કાંઇ ચેડાં અથવા ચીતરામણ વધારે લાગેછે. અતરે મરનાર ડાકટર બીઉસટના અખશર એવા હતા કે તેના એક કલારક સીવાએ બીજા કોઇથી વંચાય નહી.

આ પરમાણે ડીબાં ગોઠવનારાઓ આગળ મોટા મોટા લખનારાઓના અખશર આવી જાયછે. મોટા લખનારાઓના અખશર અને વલાંણ અને ટપાછપ તેઓ ઓળખેછે, એ તેઓને કેટલીકવાર જગરૂરીનું કારણ થઇ પડેછે. પણ તે સઘલું પીછાણવાની ખુશાલી કરતાં તેમને ઉકલાવાનો કંટાળો વધારે મોટો છે. કેઠ

લાક લખનારાઓનીતો આદતજ પડી ગયલી હોયછે કે કાગજની ઉપર કાંહાંથી કાંહાં પુછડાં તાંણીને લખેછે અને લીટીઓની અંદર લીટીઓ ઘુસાડી મેળેછે.

અખશરો ઉકલાવવા ઉપરાંત વળી, એક સારા ડીબાં ગોઠવનારને લખનારાઓની તરેહવાર ભુલચાલો સુધારવાનું કાંમ બજાવવું પડેછે. ઘણા લખનારાઓ લખતી વેળા સરસરાટ લખયા જાયછે, ટાંપો ઇઆ પાંઈરો મુકવાને ઘણા બેદરકાર હોયછે. તે સઘલી ખુટ પુરવાનું ડીબાં ગોઠવનારને માથે આવી પડેછે.

ગુજરાતી ડીબાં ગોઠવનારને વલી દંતી અને ટાલુ હરફોની ભુલ સુધારવાનું પણ કાંમ બજાવવું પડેછે. આ પણ ઘણાક પારસી લખનારાઓ શુધ અખશરો લખવામાં ઘણાજ કાચા છે. તેઓ ટ ને બદલે ત અને ડ ને બદલે દ એવી ભુલ એટલીતો કરેછે, કે કોઈવાર તેમનું લખાંણુ હસવા સરખું હોયછે. જેમકે "દાદાભાઇ દીનશાહ ગાંધી" ને બદલે "ડાડાભાઈ ડીનશા ઘાંટી." આવા લખનારાઓ છાપામાં અગર સારો દેખાવ કરતા હોયતો છાપાખાનાવાલા અને ડીબાં ગોઠવનારને તેઓ આભારી છે.

ડીબાં ગોઠવનારની બીજી કારીગીરી તેની ઝડપમા છે. તેની સાંમેના કેસમા ૫૦ ખાંના હોય, અને દરએકમા મળીને ૫૦ જુદા જુદા છાપા હોય, તોપણ ડીબાં ગોઠવતી વેળા તેને દરએક છાપો શોધવા જવો પડતો નથી. જો એકેક છાપાનું ખાંનું તેને શોધવું પડેતો ઝડપથી કાંમ થાય નહી, પણ તેનો હાથ આબાદ તેજ છાપાના ખાંના ઉપર જાયછે !

વધારે અજાએબ જેવું એ છે કે તે છાપાના ખાંના તરફ અથવા છાપા તરફ જોતોબી નથી ! જેમ "પીઆનાફોરટ" વગાડનાર માતર વાજાંની ચોપડી તરફ જોયા કરેછે, અને તેના હાથ જે ચાવી દાબવાની હોય તેનીજ ઉપર પડેછે, તેમ ડીબાં ગોઠવનાર માતર કાગજ તરફ જોયા કરેછે અને તેનો હાથ જાંહાં જોઈએ તાંહાં ચાલયા કરેછે !

છેલી અજાએબી એ છે કે ડીબાં ગોઠવનાર જે છાપો ગોઠવેછે તે છાપો વાંચીને ગોઠવતો નથી. તેનો હાથ બરાબર ખાંનામા ગયો, એટલે તે જોઈતોજ છાપો હોવો જોઈએ. પણ વળી તે નહી જોવા છતાં છાપો આડો કે અવલો ગોઠવતો નથી ! એમા ફક્ત તેના આંગળાં તેને મદદ કરેછે. આગળા અંકમા સમજાવ્યુંછે કે દરએક છાપાની સવલી બાજુએ એક નાહાનો કાપો હોયછે. ડીબાં ગોઠવનાર છાપો ઉંચકતાંજ આંગળાંએ કરીને તે કાપો તપાસેછે અને આગળી બાજુએ તે કાપ આવે એમ છાપ ગોઠવયો એટલે તે સવલોજ બેસેછે !

વળી ડીબાં ગોઠવનારને એક બીજી સંભાલ એ લેવી પડેછે કે દરએક બોલની વચે જે ખાલી જગા જોઈએ તે કોઈ ઠેકાંણે થોડી અને કોઈ ઠેકાણે વધતી એમ હેરફેર નહી પણ દરએક બોલ વચે સરખી આવે અને જારે લીટીની આખરીએ બોલ પુરી જતો હોય તારે બોલોની વચે ખાલી જગા એવીજ સરખી રીતે વધારી ઇઆ ઘટાડીને તે બોલનું ભાગવું અટકાવવું. ઉદયોગ એવો સંપુરણ છે કે છાપા ગોઠવનાર જેવા એક ઉદયોગી જોડે કેટલીબધી ચોકાસી માગેછે !.

પણ હજી તેની મેહેનત પુરી થઇ નથી ! પેલી ડબી (સ્ટીક) ભરાઈ એટલે તેને પેલાં ચોકટાં (ગેઆલી) ઉપર ખાળી કરવાનું કાંમ હવે આવયું. તે કેમ કરવું ! એકેક છાપો ઉંચકીને પાછો ગેઆલીપર ગોઠવવામા આવતો નથી. સ્ટીકમાનો સઘલો જથો એકહો ઉંચકવામા આવેછે. એ જથાને અંગોઠા તથા પેહેલાં આંગલાનાં ખાંચા વચે રેકવીને અધર ઉંચકેછે અને એ રીતે એકની ઉપર એક ચોર કરી ગોઠવેલા છાપાઓની નજદીક ૦ાા ફીટ જેટલી ઉંચી દેવાલને ડીબાં ગોઠવનારાઓ હાથમા ઉંચકેછે ! !

છાપા એવા એકસરખા હોયછે અને તેમની ચોર એવી એકસરખી થાયછે, કે જો તેમની એક હારને આડી ઉંચકી હોયતો, તેની ઉપર બીજી સઘલી હારની હાર એકસરખી અધર રેહેછે. આવો મોટો લહો ઉંચકેલો ખરેખર સીસાંની એક નાહાની દેવાલને ઉંચકી હોય તેમજ લાગેછે !

પણ વળી આમ છાપાઓની ચોરને ઉંચકતાં, જરા આંગલાં આડાં કીધાથી અથવા હાથ ટીલો રાખવાથી અથવા બીજી તરેહવાર ગફલતથી એ આંગલાં ઉપર ઉંચકેલી સીસાંની દેવાલ આયકો લાગાથી તુટી પડેછે તારે ડીબાં ગોઠવનારની નાઉમેદીનું તે એક જબરૂં કારણ થઈ પડેછે. કેટલી મેહેનતથી ગોઠવેલો જથો આંખના એક પલકારામાં ભાગીને ખુરદો થઇ જાયછે, તારે કેટલીબધી મેહેનત અકારત જાય !

આ ખુરદાનુ નામજ લાગુ પડતું છે. તેને ઈંગરેજીમાં "પઈ" (ખુરમો) કેહેછે. પઈમાં જેવું ઈસટ હોયછે, તેવુંજ ઈસટ આ ખુરદામાં થાયછે ! ડીબાં ગોઠવનારની મેહેનત હવે બમણી વધેછે—એકતો આ છુટા પડેલા છાપાના ઢગલામાથી દરએક છાપાને તેના ખાનામા પાછો નાખવાનું કાંમ તેને માથે આવી પડેછે, અને પછે તે સઘલું પાછું બીજીવાર ગોઠવવાનું કાંમ બજાવવું પડેછે !

હવે છાપા ગોઠવી રેહેવા બાદ ભુલચાલ જોવા માટે એક કાંગલ ઉપર તપાસવા કાજે સઘલું છાપી કાઢેછે, તેને "પરૂફ" કેહેછે. આ પરૂફમાં ડીબાં ગોઠવનારની મેહેનત વળી નવેસરથી વધેછે. થોડી કે ઘણી ભુલોતો છે ને છેજ. એકને બદલે બીજો અખશર ઘુસી ગયલો, કોઇ બોલજ ગેપ થયલો, કોઈ લીટીજ બેવરાયલી, લીટીના શબદો ઉપર તલે થઇ ગયલા, ઈતીઆદી, ઈતીઆદી !

આ સઘલી ભુલોને સુધારવા ઉપર ડીબાં ગોઠવનાર બેસેછે અને જારે અસલ લખનાર પોતાનું લખેલું ઘણું બદલી નાખેછે, (અને બીચારા "કમપાજીટરો" નાં માઠાં ભાગ્યેગે કેટલાક લખનારાઓનેતો એવી આદતજ હોયછે !) તારે ડીબાં ગોઠવનારની મેહેનત ગોયા સઘલું નવેસરથી ગોઠવી જવાનાં જેટલીજ વધેછે !

લખનારે લખવાનાં ફાંટામા આવી એક બોલ નવો વધારયો. તેને તે બોલ લખવાની મેહેનત કાંઈજ નથી. પણ છાપાની તેજ લીટીમાં તે બોલ સમાય કેમ ? આવે વખતે કોઇવાર એટલી મેહેનત પડેછે કે તે બોલ સમાવા સારૂં તે લીટીમાનો એક બોલ કાહાડી બીજી લીટીમા લઈ જવો, બીજીનો એક બોલ તરીજીમા, તરીજીનો ચોથીમા અને એ રીતે હેઠલ ૧૦૦ લીટીઓ હોયતો ફક્ત એકુ બે નવા બોલને ખાતર તે ૧૦૦ લીટીઓ સુધી ફેરફાર કરવો પડેછે !!

એ રીતે ડીબાં ગોઠવવાનું કામ થાયછે. તે પેહેલાં સેહેલ લાગેછે, પણ તેમા કેટલીબધી સંભાલ, હોશીઆરી, મેહેનત અને વળી જોખમછે ! અને તોપણ માહાવેરાથી ડીબાં ગોઠવનારાઓ કેટલીબધી ઝડપથી એ સઘળું કામ કરી આપેછે ! ઈંગલંડમા મોડી રાતના બે વાગા સુધી પારલામેંટમા ભાશણ થાયછે અને સહવારના ૪ વાગતે નીઉસ પેપર છપાય તેમા તે ભાશણ આવેલુંજ છે !!

હીઆં પણ ઘણીજ ઝડપથી કામ ચાલેછે. પારસીઓની ડુંગરવાડીને લગતો મોટો મુકદમો જે હમણાંજ ચાલયો હતો, તેના દરરોજના હેવાલો એટલા લાંબા છપાયાછે કે વાંચનાર થાકેછે. પણ તારે એ એકેક ડીબાંને ગોઠવીને આખો હેવાલ બનાવનારાઓને શું જેહેમત પડી હશે ! ખરેખર ડીબાં ગોઠવવાં એ પણ એક તારીફલાએક ઉદયોગ છે.

ઉપલી જે સઘળી મુશકેલો અને નાઉમેદીઓ વરણવીછે, તે સઘળી નવા અથવા કાચા "કમપાઝીટરો" ની છે. બીચારા શીખાઉઓને હાથે ઈસટુ અને પાઇ ઘણું થાયછે; ભુલો ઘણી થાયછે; કામ ધીમુ થાયછે; ઈતીઆદી. પણ હોશીયાર ડીબાં ગોઠવનારાઓ ઝપાટાની સાથે, જાજી ભુલ ચુક વગર, અથવા ભાંજફોડ કીધા વગર સઘલું ગોઠવેછે, અને તેવા ડીબાં ગોઠવનારા હોય તોજ ઉપલી કડા કડીમાં અને ધરાધરીમા કામ બની શકેછે !

છાપી કાઢવા પછે જારે તે ગોઠવેલાં ડીબાંનો જથો નકામો થયો એટલે તેમાના સઘલા છાપાઓને છોડી નાખવા અથવા વેંખરી નાખવા ઇઆને દર એકેક છુટા છાપાને તેના તેના ખાનામાં વેંહેંચી નાખવાનું કામ થાયછે. એ પણ ડીબાં ગોઠવનારનુંજ કામ છે. એ કામ ગલીચછે, પણ શુંદર અને વીચીતર છે.

છાપાઓ ઉપરની શાહી વગેરે કાઢી નાખવા સારૂં તેમને ધોયલા એટલે તેમને પાછા છોડીને વેંહેંચી નાખતી વેળા હાથ ઘણા ખરડાયછે. પણ ઉદયોગનું કામજ એવું છે. જે લોકો ઇસકી ને તરીમતરાક રેહેવા માગે, અથવા જેઓ અલગાને અતરંગ ફરવા માગે તેઓ કદી મેહેનતુ અને ઉદયોગી થઈ શકેજ નહી. પારસીઓમા એવી ખોટી સુગ અને ખાલી પતરાજી ઘણી વધીછે પણ અફસોસ ! કે તે તેમની ખરાબીની નીશાણીછે !

ડીબાં ગોઠવનાર પોતાનાં પેહેલાં આંગલાં તથા અંગોઠા વચે વળી પાછી સીસાંના છાપાઓની એક નાહાની જેવી દેવાલને ઉચકેછે અને પછે કેસ આગળ જઈ છાપાની લીટીની લીટી બીજા હાથમાં ઉંચકી તેને વાંચતો જાયછે તથા તે મુજબ દરએક છાપાનો તેના ખાનામા ઝડપથી નાખતો જાયછે, તારે તે છાપા ટપોટપ કેસ ઉપર ઉડતા ખાનામાં જઈ પડે, તે કાંઇ સીસાંના વરસાદ જેવું લાગેછે. કેહેછે કે એક સારો કમપાઝીટર એક દાહાડામાં ૫૦૦૦૦ (પચાસ હજાર) છાપા છોડેછે !!

છાપા ગોઠવવામાં સાંચો કાંમ લાગી શકે કે નહી ? આ સવાલ ઉપર ઘણું ધેઆંન આપવામાં આવયુંછે અને તેમાં ઘણા રમુજી તથા નવાઈ જેવા સાંચાઓ શોધી કાહાડવામાં આવયાછે. તોપણ હજી કોઇ સાંચો પુરતા વપરાસમાં આવયો નથી. સાદી નજરે આપણને લાગેછે કે કાગજ વાંચવું અને છાપો બરાબર ચુંટીને ગોઠવવો એ માણશની આંખ અને અકલનું કામ છે, તે સાંચાથી કેમ બને ?

પણ એવા સાંચાઓની થોડીક નોધ હીઆં લઈશું. ગોઠવેલાં ડીબાંના એક જથાને ઉંચકવા આગમચ તેની આસપાસ બાંધવાની સુતલીને બદલે ચપટ બેસતી લોઢાંની ફરેમો બેલજીઅમ દેશ મધે બનાવીછે, એવી નાહાની શોધોને આપણ હીઆં સઘળી પડતી મેળીશું.

આસરે વીસ વરસની વાત ઉપર સાંચાની મારફતે ડીબાં ગોઠવવાની કળા શોધી કાહાડવામા બે કારીગરોએ ઘણી હરીફાઇ ચલાવી હતી. તેઓએ એ સાંચા શોધી કાહાડયા હતા અને તે ઉપર છાપગરોનું ધેઆન ઘણું ખેંચાયું હતું. બેહુ સાંચા ઘણી હીકમત ભરેલા અને તાજુબ જેવા હતા.

આ બેહુ સાંચામા પીઆંનાફારટ જેવું ચાવી દાબવાનું એક પાટીઉં હતું, અને કેસમાના દરએક છાપાના એકેક ખાંનાના સંબંધમા એકેક ચાવી તે પાટીયાં સાથ જોડેલી હતી. એક સાંચામા ડીબાં ગોઠવતી વેળા "કમપાઝીટરે" જુદા જુદા છાપાના ખાંનામા હાથ લાંબો કરીને છાપો કાહાડવાની જરૂર નહી હતી, પણ તે છાપાની ચાવી દાબી એટલે તે ખાંનામાથી છાપો નીકલી આવતો અને કમપાઝીટર તેને માતર પોતાની સ્ટીકમા ગોઠવતો હતો !

બીજા સાંચામા એથી પણ વધારે કળા લગાડેલી હતી. તેમા છાપા સરી આવીને એક પટા ઉપર પોતાની મેળેજ ગોઠવાતા અને એક લીટી પુરી થઇ કે એક ઘંટ વાગતો, જેથી "કમપાઝીટર" તરત તે લીટીને ઉંચકી લેતો અને તાંહાં બીજી લીટી ગોઠવાતી. પેહેલો સાંચો માતર ડીબાં ગોઠવવાનેજ કામનો હતો, પણ છેલો તેમા તેમજ ડીબાં છોડી નાખવામા પણ કામનો હતો. જે રસતે છાપા પોતપોતાના ખાંનામાથી આવીને ગોઠવાતા હતા, તેજ રસતે વળી તે પાછા વેંહેંચાઇ જતા હતા !!

ઉપલા સાંચાઓથી પેહેલાં મોટી સગવડ અને સુધારો થવાની આશા રાખવામા આવતી હતી, પણ તે આશા પાર પડી નથી. જો સાંચો માણશની મેહેનત બચાવે તોજ તેનો ઉઠાવ થાય, પણ આ સાંચામા તેમ નહી હતું. તેથી કાંઈ છાપાખાંનાવાળાના મજુરોની શંખયા ઘટી નહી. એ સાંચાપરબી માણશ જોઈતાં હતાં અને ડીબાં પોતાની મેળે ગોઠવાય ઇઆ છુટે, તોપણ બીજી મેહેનત જેમનીતેમ રહી, એટલે ઉપલી અગવડ જાજી નહી થઈ.

બીજો એક ઘણો ગુચવણ ભરેલો પણ નાદર કારીગરીનો સાંચો ડેનમારક દેશ મધે શોધી કાહાડવામા આવયો હતો, તેમા ડીબાં ગોઠવનારની સ્ટીકની જરૂર નહી હતી એટલુંજ નહી, પણ ડીબાંઓ રાખવા માટે લાકડાંના કેસ તથા તેમાના કુડીબંધ ખાંનાઓની પણ જરૂર નહી હતી. આ સાંચાથી ગોઠવેલાં ડીબાં છોડવીને સાંચામાજ પોતપોતાની જગોએ એકડાં થતાં અને એ સાંચામાથીજ વળી તે ડીબાં પાછાં પોતાની મેળે બાહેર નીકલીને ગોઠવાતાં હતાં !!

એકની ઉપર એક એમ બે ગોલ પીંજરાં બનાવયાં અને તે દરએક ગોલનેગોલ જુદુ ફરી શકતું હતું. ઉપરના પીંજરાના પીતલના સલીઆઓની વચેથી મુઠો ભરી છાપા અંદર મોકલતાંજ, તેઓ બેહુ પીંજરાંની વચેના પલેટ ઉપર



થીઓડોરના યુરોપીઅન બંધવાઓ:

 હલી પડતા હતા. તે પલેટ ઉપર જેટલા ટાઇપ તેટલાં છીદરો પાડેલાં હતાં, અને દરએક છાપો પોતાનાજ છીદરમાથી પસાર થાય એવી રીતે ખાસ ખાંચાનો બનાવેલો હોવાથી, પીંજરાંને ફેરવતાં જુદા જુદા છાપાઓ પોતપોતાના છીદરોમાથી થઈને હેઠલાં પીંજરાંમા પોતપોતાના સલીઆઓની વચે જઈ ભેગા થતા હતા.

એતો ડીબાંને છોડવાનું થયું, પણ હવે તેમને પાછાં ગોઠવવાના હોય, એટલે કમપાઝીટર એક ચાવી દાબતો, તે ચાવીથી દોરી ખેંચાતી, તે દોરીથી કમાન ખેંચાતી, તે કમાનથી જોઈતો છાપો પીંજરાંની બાહેર એક ઢેલાવદાર પલેટ ઉપરથી ઢલી આવતો અને તાંહાંથી તે એક ખાંનામા ગોઠવાતો. એ પરમાણે જુદા જુદા છાપાની ચાવીઓ દાબવાથી તેઓ તરત નીકલી આવીને ગોઠવાતા હતા.

આ એકેક સાંચાની કીમત ૧૦૦૦ રૂપીઆની હતી. કેહેછે કે છાપાને છોડવાની હાલની રીત કરતાં આ સાંચામા તેથી દસઘણો ઓછો વખત લાગતો હતો. આટલી સગવડ છતાં આ સાંચો એક નાદર રમકડાં તરીકે રહયોછે. તે વપરાસમા આવી શકયો નથી અને ડીબાં ગોઠવનારને સાંચાથી મદદ આપવાનું કામ હજી જેવુંને તેવું અધુરૂં રહયુંછે.



# થીઓડોરના બંધવાઓની કાંહાંની.

ગયા અંકમાં આબીસીનીઆ ખાતે મી૦ સટરનની ઉપર ગુજરેલા સીતમનું બેઆન આપીયુંછે. હવે તે તથા બીજા યુરોપીઅન ઉપર ઠીઓડોરની ગેરમેહેરબાંની કેવી રીતે થઈ તથા તે સઘલાઓ ઉપર એ ફાટેલ મીજાજના હબસીએ કેવો કેવો જુલમ ગુજારીઓ, તેઓ સાથ ઘડીકમાં દોસતી બાંધી, ઘડીકમાં તેમને કેવા દુખી કરયા તેની એક સલગ કાંહાંની હેઠલ આપીએછે.

સને ૧૮૫૫ ની ૧૧ મી ફેબરવારીએ થીઓડરને શેહેનશાહા તરીકે કબુલ કરવામાં આયો. એ વખતે મી૦ પલાઉડન નામનો ઈંગરેજી એલચી તથા મી૦ બેલ કરીને બે શખસો થીઓડરના માનીતા હતા. સને ૧૮૬૦ મા મસોવાહ જવા સારૂ ઈંગરેજી એલચી, થીઓડરની પરવાનગી લઈને પોતાના થોડાએક માણુસ સાથ નીકળીઓ. રસતામાં ગેરેડ નામના એક સરદારે તેને લુટીઓ અને બંદીવાન કીધો, એ વખતે મી૦ પલાઉડનને એક કારી જખમ થયો હતો. આ બંદીખાનેથી તેને છોડવવાને સારૂ થીઓડરે કેટલાએક વેપારીઓ પાસથી નાણુા ઉછીકાં લીધાં અને ગેરેડને ભરીયાં પણુ તાંહાંથી છુટવા પછે થોડા દાહાડામાં તે મરણુ પાંમીયો. મી૦ પલાઉડનના ખુનનું વેર લેવા સારૂ મી૦ બેલ સાથ થીઓડર, ગેરેડ ઉપર ચઢાઈ લઈ ગયો. આ લડાઈમાં મી૦ બેલે પોતાને હાથે ગેરેડને કાપી નાખીયો, પણુ તરતજ ગેરેડના ભાઈને હાથે તે પોતે મારીયો ગયો. આવો બનાવ થીઓડરની આંખ આગલ બનીયો તેથી તેને ખુન ચઢી આયું અને ઘણી બાહાદુરીથી લડીયો. થોડાંવારમાં ગેરેડના તમામ લશકરે પોતાના હથીયાર મેલી દીધાં અને થીઓડરને તાબે થયાં. થીઓડરે પોતાના હાથે ગેરેડના ભાઈ, જેણે મી૦ બેલને મારી નાખીયો હતો, તેને કાપી નાખીયો અને તારપછે બચારા સરવે સીપાઈઓના પણ તેવાજ હાલ થયા.

એ પછી બે વરસ રહીને, એટલે ૧૮૬૨ માં, કેપટન કેમરન ઈંગરેજી એલચી તરીકે આયો. થીઓડર ઈંગરેજો તરફ કેવો સારો વીચાર રાખતો હતો તથા દોસતીનો ગાંઠ કાઅમ રાખવાને ખંતી હતો તેના દાખલા તરીકે એવું જણાવવામાં આવીયુંછે કે એકવાર મી૦ સટરન સાથ તેને વાત થઈ હતી તે વખતે જણાવીયું હતું કે "તમે લોકો (ઈંગરેજો) અમારા કરતાં સરવે વાતે સરસ છો. અગરજો તે સાહેબનું ચાહાવું હશેતો થોડા વખતમાં હું ઈંગલંડમાં મારા તરફનો એક એલચી મોકલીશ અને મારા થોડાએક લોકોની આંખ ઉઘાડીશ." થીઓડરે પોતાની આ મરજી અમલમાં લાવવાનો ઠેરાવ કીધો અને આપણી માહારાણી તથા ફરેનચના શેહેનશાહા ઉપર બે કાગજો લખાવીયાં. એમાં એવું જણાવીયું કે તે ખરીસટી ધરમ ઉપર ચુસતછે, અને મુસલમાનો તેનો દેશ જુલમથી લઈ બેઠાછે તેના સારૂં ફરીઆદ કીધી હતી. આ બંને કાગજની મતલબ તેઓ સાથ દોસતી રાખવા સીવાએ બીજી કાંઈ ન હતી. આ કાગજો સને ૧૮૬૩ ની ફેબરવારીમાં ઈંગલંડ પોહોતાં હતાં.

આ કાગજો ઈંગલંડ પોહોચે તેટલાંતો થીઓડરનો ખવાસ બદલાઈ ગયો. તેણે સરવે ઈયુરોપીઅનોને બનદીવાન કીધા અને તેઓ ઉપર સીતમ ગુજારવા લાગો. તા૦ ૧૩ મી નવેમબર ૧૮૬૩ ને દીને રાસહેલું ૪૦૦૦ માણુસ સાથ ગેનડામા આવીયો અને તાંહાંના સરવે યુરોપીઅનો તેમા મી૦ ફલેડની બાયડી પણુ હતી તેને બાંધીને થીઓડરની છાવણીમા લઈ ગયો. આ વખતે બનદીવાન તરીકે મી૦ ફલેડ, બરેનડરસ, સટેજર, કેરનસ, બારહેલ, મેકકીલવી, સટરન, રોઝનથલ, કોરજાલીઅસ, કેપટન કેમેરન અને બીજા કારીગર યુરોપીઅનો હતા. તે સઘળાને થીઓડરની આગળ ઉભા કીધા, તારે ચાર જણુ સીવાએ બીજા બધા બંધવાઓને છોડી મુકીયા હતા. પણુ માતર એક અઠવાડયું પછે એક ઈંગરેજ કેટલાંએક કાગજો લઈને આયો, તેમાં થીઓડરે લખેલાં કાગજનો કાંઈ જવાબ મલીયો નહી, તેથી થીઓડરે વધારે ચીરડાઈને ગયા અંકમા જણાવીયા પરમાણે મી૦ સટરનને બાંધી મરાવીયો અને બીજા સઘળા યુરોપીઅનોને પાછા બંદીમા નાખીયા. આ બંધવાઓમા ફરેનચ એલચી પણુ હતો જે માતર તરણું માસનોજ એબીસીનીઆમા આયો હતો. તેણે થીયોડરના ઘણા કાલાવાલા કીધાથી તરત છુટો મુકવામા આયો જે તેજ વખતે એબીસીનીઆ છોડી પોતાને દેશ તરત જતો રહયો.

આવો મામલો જોઈ કેપટન કેમેરને એક કાગજ કાંઈ તાલમેલથી લખી વેલાત પોહોચડાવીયો. તે ઉપરથી ઈંગરેજ સરકારે મી૦ હોરમજ રાસામ નામના અમલદાર સાથ એક કાગજ થીઓડર ઉપર મોકલીયો. એની સાથ ડાકટર બલાનક નામનો વઈદ હતો. તેઓના મસોવાહામા આવવા પછી થીઓડરપર પેગામ મોકલવામાં આવયો પણુ કાંઈ જવાબ મલીયો નહી અને ચાર પાંચ મંસ વહી ગયા. એ ઉપરથી ઈંગરેજ સરકારે ભપકામાં એક

બીજો અમલદાર, લેફટનંટ પરીડોને મસીવાહા મોકલીયો. પણ તેના તાંહાં જવાથીબી કાંઈ વલયું નહી અને છેક ૧૮૬૫ ની જુલાઈ સુધી પેલા કેદીઓ તથા આ તરણ જણા વચે કાંઈ કાગજ પતરનો વેહેવાર ચાલયો નહી, તેઓ બેડીમાંજ પડીયા હતાં અને થીઓડરે તેઓની કાંઈ દાદ ફરીઆદ લીધીજ નહી. અંતે મી૦ રાસામની ફરમાસથી તથા થીઓડરનો ફાંટો ઉતરવાથી ૧૮૬૬ માં સરવે બંધવાઓને છોડી મેલવાનો હુકમ થયો. તેઓ ધકાબુકી ખાતા મી૦ રાસામ તથા તેની સાથવાલાઓને આવી મલીઆ. આ વખતે સટરન તથા કેમરનતો એવા થયા હતા કે ઓલખાયાબી નહી. હવે થીઓડોર લાહાટયો તારે એટલો લાહાટયો કે મેટચાની લડાઈથી પાછો ફરીયો તારે આ સરવે બંધવાઓને નીચે પરમાણે ભેટ કીધી. ૫૦૦૦ ડાલર, તરેવાર પોશાક, ૩૦ દુધ આપતી ગાઓ, થોડાક હલવાનો, વાંદરા તથા બીજો સામાન. વલી એક વખત થીઓડરે બધા બંધવાઓને રાસામના તમબુમાં તેડીયા અને તાંહાં તેની હજુર બધાઓ ઉપર થીઓડોરની બદગોઈ કરવાનો અનીયાય મેલીયો. સરવે બંધવાઓએ પોતાનો વાંક કબુલ કીધો અને માફી માંગી. આથી ખુશી થઈ થીઓડરે તેઓને છુટા કીધા. એટલુંજ નહી પણ વલી એકવાર થીઓડરે રાસામ તથા તેની સાથ વાલા થોડાએક માણસોને પોતાના તમબુમાં બોલાવીયા. તાંહાં તેઓની ઘણીક આવજત થવા પછે થીઓડર તેઓની નજદીક આયો, તે વખતે તેના આંગ ઉપર એક કપડું હતું તથા તેનો જમણો હાથ ઉઘાડો હતો; આ એક હલકાઈની નીશાનછે અને આવું માન થીઓડરે આગલ કોઈને આપીયું ન હતું.

તા૦ ૧૩ મી એપરેલે બધા બંધવાઓ કોસટા તરફ જવા સારૂ તઈઆર થયા. થીઓડરે પોતાના દોસત મી૦ રાસામને મલવાને સારૂ મરજી દેખાડી તેથી બધાને બીજે રસતે મોકલીયા અને થોડાક જણ રાસામ સાથે થીઓડરના તંબુમાં ગયા. વડો પરધાન તથા બીજા અમલદારો તાંહાં બીરાજેલા હતા. એક ખાલી તખત સમારેલું હતું. ઘણાએક સીપાઈઓ હાથમા હથીઆર લઈ ઉભેલા હતા. રાસામ અંદર ગયો કે વડો પરધાન ઉઠયો અને તખતની સાંબે સાસતાન નમસકાર કીધી. તેઓ સમજીઆ કે એ માનની નીશાન હશે, પણ તેતો તેઓની સાથ દગલબાજી કરવાની નીશાણ હતી. જેવો તે પરધાન જમીનપર પડીઓ અને બોસો લીધો કે તરતજ નવ સીપાઈઓ આગલ ધસી આવીઆ અને બોલ બોલતામાં તેઓની તરવાર, પટા અને ટોપીઓ ભોય ઉપર ફેકી દીધી. તેઓનાં કપડાં ફાડી નાખીયાં અને ગરદનમાંથી પકડી અપમાન કરતા તથા ધકા મારતા તંબુની બાહેર લઈ ગયા. હજુર થીઓડર આવયો નહી પણ તેણે થોડાએક પેગામો મોકલયા જેની મતલબ એ હતી કે, પેલા બંધવાઓને પરવાનગી વગર મોકલી દેવા માટે શાનશાહ ખફા થયો હતો, તેથી રાસામની સાથ વાલાઓને કેદ કરાવયા, એટલુંજ નહી પણ પેલા બંધવાઓ થોડાએક આગલ ગયા હતા અને એક સારી જગા જોઈ વીસામો લેવાનો વીચાર કરતા હતા તેમને પણ પકડી મંગાવયા. એ પછે તેમને ભેગા કરી થીઓડોરે તેમને કહયું કે "તમો લોકોએ મી૦ રાસામને કહીને મારી પાસ આવી દોસતી કરવાને શાસારૂ ઉપાય લીધા નહી?" રાસામ તરફ ફરી તેણે કહયું કે "આ સઘલો તારો વાંકછે. રાસામ, આ સરવેના હાથે બેડી ઠોકાયે તે તારે લીધે. જાહારથી તેં મને જણાવીયું કે આ સઘલાઓને તું બીજે રસતે મોકલવા માંગેછે તારથી હું શકમંદ થયો, અને મેં વીચારીયું કે તું તારે દેશ જવા પછી તારા જાતભાઈઓને જણાવશે કે તારી મેહેનતથી અને કારકીરદીથી આ સઘલાઓને તેં છોડવી યાછે." પણ વલી એકવાર ફરી આ જંગલીને મેહેર આવી. બીજે દીવશે આગલા બંધવાઓને મી૦ રાસામના તમબુમાં આણીયા અને તેમના હાથથી બેડીઓ કાઢી સરવેને છુટા કીધા અને તેજ દાહાડે થીઓડરે સરવે બંધવાઓને પોતાના તમબુમાં બોલાવીયા. સરવે તાંહાં ગયા કે ભોય ઉપર પડી ખાક ચુમી તેની પાસ પોતાના ગુનાઓની માફ માગી અને કહયું કે "હમો સરવે તુને માફ કરીયે છીએ." થીઓડરે પણ તેમને માફી બખશી અને સરવે ઇયુરોપીઅનો એકજ ઠેકાણે સાથે રહયા. આ વખતે આપણી રાણી ઉપર થીઓડરે એક કાગજ લખાવીયો અને મી૦ ફલેડ સાથ મોકલયો. જે દાહાડે મી૦ ફલેડ ઈંગલંડ ખાતે જવા સારૂ નીકલયો તેજ દાહાડે આ સરવે બંધવાઓને થીઓડરના હુકમથી તેમના હથીઆરો, પઈસા તથા તેમનો સામાન પાછો આપવામાં આવીયો. આ ઉપરાંત રૂપાના પતરાં વાલા ઠામ, ભાલા અને ખપરો બખશીસ તરીકે આપીયાં. તા૦ ૨૪ મી મે, કે જે દાહાડે આપણી માહા રાણીની વરસગાંઠ ઉગેછે તે દાહાડે એ સરવેને તરેહવાર ભાતાં મલયાં અને તેની ખુશાલીમા ટોપો ફોડી!

આવી રીતે થીઓડર તેમને ચાહાતો હતો પણ તેના અનધન વીચારોને લીધે તેનાથી સરવે બીહીતા હતા. એક વખત કાંઈ નજીવાં કારણે કેટલીએક ઓરતોને બાંધી મરાવી અને કેટલાએક મરદો જેઓના હાથે પગે ભારી બેડીઓ હતી, તેમને ગુરગની માફક મારી નખાવયા. આવો મામલો જોઈ આ સરવે બંધવાઓને પોતાના જીવની ધાસતી લાગી હતી અને આ ધાસતી ખોટી નહી હતી. થોડા દાહાડા ગયા પછી થીઓડરે પાછી દરબાર ભરી અને વલી તેઓ ઉપર અનીઆયો મુકીયા. છેલે તેણે રોજેનથેલ તથા હકીમ બલાંકને પકડીને બંધાવયા, પાંચ પચાસ જણા તેઓના આંગ ઉપર ધસી ગયા અને પકડી પાડીયા. પછી બીજા કારીગરો તરફ જોઈ તેમને પણ ગાલગલોચી કરવા લાગો. થોડો વખત એમ ગયો. તેનો મીજાજ ઉતરીયો કે તેની નજર ડાકટર બલાંકપર પડી. તે બોલીયો, "એને છોડી દેવો અને મારી પાસે આવવા દેવો." તરત બધા ખસી ગયા અને એક જણ તેનો હાથ પકડી થીઓડર આગલ લઈ ગયો. તેના સામુ જોઈને કહયું. "તું, હકીમ, મારો દોસતછે. તેં કાંઈ મને ગાલ દીધી નથી પણ બીજાઓએ દીધીછે, વાસતે તેઓની તપાસ મારે કરવીછે તાંહાં આવ." થીઓડર પોતાના ખચર ઉપર બેઠો અને ડાકટર તથા મી૦ રોજનથલ પગે ચાલતા દરબારનો તંબુ જે ડબરારેબોરમાં હતો તાંહાં ગયા. તાંહાંથી તરતજ મી૦ રાસામ ઉપર પેગામ ગયો કે બધા ઇયુરોપીઅનો સાથ તેની દરબારમાં આવવું. તેઓ આવીયા પછી થીઓડરે મી૦ સટરનને પુછીયું કે "તેં મને ગાલો શાસારૂ દીધી, તેં જે ચોપડી છપા

વી તે કોણુના હુકમથી ?" ઇતીઆદી. તે સરવેને એક ઘરમાં નજરકેદ કીધા. એ ઘર તદન પથરનું બનાવેલું હતું. તેને એકજ બારણું હતું અને બારીઓનુંતો નામજ નહી. ઉજરડુંતો એવું પડે કે ખરી બપોરે પણ મીનબતીઓ બારે તોજ એક એકનુ મોહો જોઇ શકાય. એ ઘર, કલકતાના બલેકહોલ જેવુંજ હતું, તાંહાં તેઓનાં ખીછાંનાં આણીયાં અને અરધો દજન સીપાઈઓ હાથમાં મીણબતી લઈ બેઠા. વલી થોડા વખતમાં થોડોએક દારૂ તથા બીજું કાંઈ ખાવાનું લઈ તે બંદીખાનામાં આવીયો. આવા તેના આવવાથી બધા બીધા પણ તે બોલીયો "જોકે મારી બઇરીએ પણ અઇયાં આવવાને મને ના કહી તોપણ હું આયો તેનું કારણ એકે તમારી સાથ સલાહ કરીયા વગર મને રાતનાં નીરાંતે હુંગ આવનાર નથી તેથી આલો આપણે દારૂ પીજીએ અને સલાહ કરીએ." એમ કહી થોડોએક દારૂ પોતે પેહેલાં પીધો, પછી બીજાઓને પણ પાયો. નજદીક એક કલાક સુધી તે તેઓ સાથ રહયો પછી ઉઠી પોત્તાના તંબુમાં શુવા ગયો !

આવી હાલતમાં તેઓ બે દાહાડા રહયા. જાંહાં બધાને રૂની ગાંસડીઓ માફક સાંમવામાં આવયા હતા. અને આખો દાહાડો અને રાત મીનબતીઓ બલતી હતી. વલી પછે આ બંદીખાંનું છોડીને બીજે ગામ તેમને લઇ જવામાં આવીયા. તેઓ સઘલા જારે મગડલામાં આવી પુગા. તારે કીલલાના રખેવાલે જેમ એક એક બોકરૂં ગણે તેમ તેઓને ગણી કીલલામાં લીધા. મી૦ સેમીયુલની બલાંમણથી તથા તે કીલલાના રખેવાલની મેહેરબાંનીથી આ સઘલાઓને એક ઘરમાં રાખીયા. તે બચારા થાકેલા તથા ઉદાસીઓને કેટલાએક દાહાડા લગી સુવાનું પાથરૂં ન મલીયું હતું અને તે દાહાડે મલીયું તેથી ઘણાજ ખુશીમાં આવી ગયા અને આવી વીપતીમાં પણ પોતાના જીવને રીજવવા લાગા. રાત પડતાં સરવેએ દારૂ તથા સીગાર દમ બાંધીને ચલાવીયો અને આખી રાત નીરાંતે સુતા. આ ઠેકાંણે તેમનો હવે થાર થયો અને હેકાંણે પડીયા. એ ગાંમમાં કાંઇ દરએક જોઇતી ચીજ મલી આવતી ન હતી તેથી તેઓ સરવે પોતપોતામાંજ કરવા લાગા. તેઓ પોતાનું ખાવાનું પોતાને હાથે બનાવતા હતા જે તેમને કાંઇ પણ કાંમની ગેરહાજરીમાં બહુ પસંદ હતું. કેહેછે કે રોટલી બનાવવાને આટો કરવા ઘંટીબી મલતી ન હતી તેથી બે સપાટ પાટા (પથરા) એકએક સાથ ઘસડી ચોખા અથવા કાંઇ બીજા અનાજનો આટો કરતા હતા. ઇંડાં તથા મરઘાં, જારે તેઓ બીજે ઠેકાંણે હતા તારે કોઇ સારાં આપતું ન હતું તેથી તે ખાવાનું પણ તેઓ ભુલી ગયા હતા. વરસાદમાં મધ મલતું ઘણું કઠણ તેથી તેઓને બહુ વેહેલા પડતી. કદાચ આ બાપડાઓને હાથ કોઈ મરઘાં આવેતો ઘણાજ ખુશી થઇ તે લેતા હતા, પણ જારે તે ખાવા બેસતા હતા તારે તેની કઠણાઇને લીધે અફસોસ કરતા હતા અને વારેવાર હેડાવ કરતા કે હવે પછી કદી લેવી નહી. ચાહે, ખાંડ, દારૂ, માછલી અને ભાજી તરકારીતો કાલાવાલા અથવા પઈસાની લાલચેબી મલી શકતી ન હતી. આ સરવે હલાકી છતાં, તે શાહેબની તેઓ બંદગી કરતા હતા કે આવું પણ તેમને ખાવાનું મલતું હતું. તેઓ ઘડી ઘડી પઈસા ખુટી જવાથી ભુખે મરવાની ધાસતી રાખતા હતા. કેટલાએકનેતો કપડાંના ઘણા વાખા પડીયા. ડાકટર બલાંકને સારૂતો એમ કેહેછે કે તેણે પોતાના બુટની જોડની ઘણી સંભાલ રાખી હતી. પણ વરસાદ તથા સુરજના તાપથી એવાંતો કઠણ થઈ ગયાં હતાં કે તે બાપડાને છાગરો પડીયો અને તે રૂજવવાને એક આખો માસ મલમપટો કરવો પડીયો અને ઉંઘાડે પગે રહયો.

આવો માજલો તેવો સમજતા હતા કે ઘણા દાહાડા ચાલશે પણ તેઓના નસીબમાં આવા દુખ કરતાં કાંઇ વધારેજ લખેલું હતું. તા૦ ૧૬ મીએ કેટલાએક સીપાઈઓ, જેઓ પગથી માથાં સુધી હથીઆરબંધ હતા, તેઓ તેમની ઝુપડીમાં આયા. આ વખતે સરવેના હોસ લેવાઇ ગયા. આગલા બંધવાઓને પેહેલ વેહેલાં બેડી ઠોકી અને તેબી વલી ભારીમાં ભારી હતી. આ પરમાંણે સરવેના હાલ થયા. આ બેડીઓ નાખવાની રીત નીચે પરમાંણે હતી. એનું એક ચીતર પાસે આપેલુંછે જે માણસને બેડી ઠોકતા હતા તેને ભોંય ઉપર બેસાડતા અને તેના લેગાનો પાયચો ઉંચો કરાવી તેનો એક પગ એક મોટા પથર ઉપર મુકાવી ઘુટીથી જરા ઉપર શાંકલની એક કલી ભેરવતા અને તે કલીના છેડા બંધ કરવાને સારૂ એક મોટી હથોડીથી તે ઠોકતા. પેલી કલીનું લોઢું કઠણ તથા જાડાઈમાં તેથી તરત બેસે નહી ને પેલો લુહુવાર પોતાના પુર જોથે હથોડો મારે. આવા દરએક ફટકાથી પેલી કલી જરા વલે પણ પેલા માણસનો પરાણ જાય. કારણ કે જો ફટકો છટકેતો તેના નલાના કટકે કટકા થઇ જશે એવી દર પલે તેને ધાસતી રેહેતી હતી. અને જારે તે છેક ચાંમડીની નજદીક આવી અને માતર એકજ આંગલું જાય એટલી જગા રહી તારે તેઓ સમજે કે કલી બરાબર બેઠી. આવી એક કલી બેસાડતાં નજદીક દસથી બાર મીનીટ થતી હતી. તારબાદ બીજા પગની ઉપર પણ તેજ પરમાંણે કરતા હતા. જારે બંધે પગમાં બેડી ઠોકે પછી ચાલવા જાય તારે પેલા બંધવાને એવું માલમ પડતું હતું કે તેનાં પગનાં સાંધા અકડી ગયાછે અને બરાબર ચલાતું નથી એવું એક જાતનું અશાકતપણું તેને લાગતું હતું. પણ એમ કરતાં એક વખત ડાકટર બલાંકની બેડી પેહેરાવતાં છેક અંતની ઘડીએ ભાગી ગઇ તેથી તે બચારાને બીજીવાર નવેસરથી દુખ ખમવું પડીયું.

આવી રીતે સરવેને બેડીઓ પેહેરાવી પછી તેઓએ એવું દેખાડીયું કે આવી રીતના જુલમની તેઓ કાંઇ દરકાર કરતા નથી અને જાણે ખુશી તથા મગન હોય તેમ હરપલે "ખોદા ! તું રાણીનો બંચાવ કરજે". એવા શબદો પોકારતા હતા. આવી રીતની બેડી સહીત તેઓ એકવીસ માસ રહયા. પેહેલાંતો તેઓથી ચલાતું હતું નહી, તેઓના પગ સુઝી આયા અને લોઢું ચામડી સાથ હરપલે લાગવાથી ચાંદાં પડી આયાં, તેથી પાટા બાંધવાની ફરજ પડી. દીસનાતો તેઓ કાંઇબી કરતા હતા પણ રાતના તેઓની ખાતરી થતી હતી કારણ કે બેડી ભારી હતી તેથી દર વખતે કોર વારતાં તેઓના નલામાં સાંકલ વાગતી તેથી ભારેકળ લાગતી હતી. કેહેછે કે આ બેડીથી એવાંતો ચાંદાં પડીયાં હતાં કે તે કાઢરા પછી નજદીક કેટલાએક માસ સુધી તે રૂઝાયાં ન હતાં. (સાંધસુછે.) ક.

બીજો અમલદાર, લેફટનંટ પરીડોને મસીવાહા મોકલીયો. પણ તેના તાંહાં જવાથીબી કાંઈ વલયું નહી અને છેક ૧૮૬૫ ની જુલાઈ સુધી પેલા કેદીઓ તથા આ તરણ જણા વચે કાંઈ કાગળ પતરનો વેહેવાર ચાલયો નહી, તેઓ બેડીમાંજ પડીયા હતાં અને થીઓડરે તેઓની કાંઈ દાદ ફરીઆદ લીધીજ નહી. અંતે મી૦ રાસામની ફરમાસથી તથા થીઓડરનો ફાંટો ઉતરવાથી ૧૮૬૬ માં સરવે બંધવાઓને છોડી મેલવાનો હુકમ થયો. તેઓ ધકાધુકી ખાતા મી૦ રાસામ તથા તેની સાથવાલાઓને આવી મલીઆ. આ વખતે સટરન તથા કેમરનતો એવા થયા હતા કે ઓલખાયાબી નહી. હવે થીઓડોર લાહાટપો તારે એટલો લાહાટપો કે મેટમાની લડાઈથી પાછો ફરીયો તારે આ સરવે બંધવાઓને નીચે પરમાણે ભેટ કીધી. ૫૦૦૦ ડાલર, તરેવાર ખોરાક, ૩૦ દુધ આપતી ગાઓ, થોડાક હલવાનો, વાંદરા તથા બીજો સામાન. વલી એક વખત થીઓડરે બધા બંધવાઓને રાસામના તમબુમાં તેડીયા અને તાંહાં તેની હજુર બધાઓ ઉપર થીઓડોરની બદગોઈ કરવાનો અનીયાય મેલીયો. સરવે બંધવાઓએ પોતાનો વાંક કબુલ કીધો અને માફી માંગી. આથી ખુશી થઈ થીઓડરે તેઓને છુટા કીધા. એટલુંજ નહી પણ વલી એકવાર થીઓડરે રાસામ તથા તેની સાથ વાલા થોડાએક માણસોને પોતાના તમબુમાં બોલાવીયા. તાંહાં તેઓની ઘણીક માવજત થવા પછે થીઓડર તેઓની નજદીક આયો, તે વખતે તેના આંગ ઉપર એક કપડું હતું તથા તેનો જમણો હાથ ઉંઘાડો હતો; આ એક હલકાઈની નીશાનછે અને આવું માન થીઓડરે આગલ કોઈને આપીયું ન હતું.

તા૦ ૧૩ મી એપરેલે બધા બંધવાઓ કોસટા તરફ જવા સારૂ તઈઆર થયા. થીઓડરે પોતાના દોસત મી૦ રાસામને મલવાને સારૂ મરજી દેખાડી તેથી બધાને બીજે રસતે મોકલીયા અને થોડાક જણ રાસામ સાથે થીઓડરના તંબુમાં ગયા. વડો પરધાન તથા બીજા અમલદારો તાંહાં બીરાજેલા હતા. એક ખાલી તખત સમારેલું હતું. ઘણા એક સીપાઈઓ હાથમા હથીઆર લઈ ઉભેલા હતા. રાસામ અંદર ગયો કે વડો પરધાન ઉઠયો અને તખતની સાંબે સાસતાન નમસકાર કીધી. તેઓ સમજીઆ કે એ માનની નીશાન હશે, પણ તેતો તેઓની સાથ દગલબાજી કરવાની નીશાણ હતી. જેવો તે પરધાન જમીનપર પડીઓ અને બોસો લીધો કે તરતજ નવ સીપાઈઓ આગલ ધસી આવીઆ અને બોલ બોલતામાં તેઓની તરવાર, પટા અને ટોપીઓ ભોય ઉપર ફેકી દીધી. તેઓનાં કપડાં ફાડી નાખીયાં અને ગરદનમાંથી પકડી અપમાન કરતા તથા ધકા મારતા તંબુની બાહેર લઈ ગયા. હજુર થીઓડર આવયો નહી પણ તેણે થોડાએક પેગામો મોકલયા જેની મતલબ એ હતી કે, પેલા બંધવાઓને પરવાનગી વગર મોકલી દેવા માટે શાનશાહ ખફા થયો હતો, તેથી રાસામની સાથ વાલાઓને કેદ કરાવયા, એટલુંજ નહી પણ પેલા બંધવાઓ થોડાએક આગલ ગયા હતા અને એક સારી જગા જોઈ વીસામો લેવાનો વીચાર કરતા હતા તેમને પણ પકડી મંગાવયા. એ પછે તેમને ભેગા કરી થીઓડોરે તેમને કહયું કે "તમો લોકોએ મી૦ રાસામને કહીને મારી પાસ આવી દોસતી કરવાને શાસારૂં ઉપાય લીધા નહી?" રાસામ તરફ ફરી તેણે કહયું કે "આ સઘલો તારો વાંકછે. રાસામ, આ સરવેના હાથે બેડી ઠોકાયે તે તારે લીધે. જાહારથી તેં મને જણાવીયું કે આ સઘલાઓને તું બીજે રસતે મોકલવા માંગેછે તારથી હું શકમંદ થયો, અને મેં વીચારીયું કે તું તારે દેશ જવા પછી તારા જાતભાઈઓને જણાવશે કે તારી મેહેનતથી અને કારકીરદીથી આ સઘલાઓને તેં છોડવી યાછે." પણ વલી એકવાર ફરી આ જંગલીને મેહેર આવી. બીજે દીવશે આગલા બંધવાઓને મી૦ રાસામના તમબુમાં આણીયા અને તેમના હાથથી બેડીઓ કાઢી સરવેને છુટા કીધા અને તેજ દાહાડે થીઓડરે સરવે બંધવાઓને પોતાના તમબુમાં બોલાવીયા. સરવે તાંહાં ગયા કે ભોય ઉપર પડી ખાક ચુમી તેની પાસ પોતાના ગુનાઓની માફ માગી અને કહયું કે "હમો સરવે તુને માફ કરીયે છીએ." થીઓડરે પણ તેમને માફી બખશી અને સરવે ઈયુરોપીઅનો એકજ ઠેકાણે સાથે રહયા. આ વખતે આ પણી રાણી ઉપર થીઓડરે એક કાગળ લખાવીયો અને મી૦ ફલેડ સાથ મોકલયો. જે દાહાડે મી૦ ફલેડ ઈંગલંડ ખાતે જવા સારૂં નીકલયો તેજ દાહાડે આ સરવે બંધવાઓને થીઓડરના હુકમથી તેમના હથીઆરો, પઈસા તથા તેમનો સામાન પાછો આપવામાં આવીયો. આ ઉપરાંત રૂપાના પતરાં વાલા ઢામ, ભાલા અને ખચરો બખશીસ તરીકે આપીયાં. તા૦ ૨૪ મી મે, કે જે દાહાડે આપણી માહા રાણીની વરસગાંઠ ઉગેછે તે દાહાડે એ સરવેને તરેહવાર ભાતાં મલયાં અને તેની ખુશાલીમા ટોપો ફોડી!

આવી રીતે થીઓડર તેમને ચાહાતો હતો પણ તેના અનધન વીચારોને લીધે તેનાથી સરવે બીહીતા હતા. એક વખત કાંઈ નજીવાં કારણે કેટલીએક ઓરતોને બાંધી મરાવી અને કેટલાએક મરદો જેઓના હાથે પગે ભારી બેડીઓ હતી, તેમને સુરગની માફક મારી નખાવયા. આવો મામલો જોઈ આ સરવે બંધવાઓને પોતાના જીવની ધાસતી લાગી હતી અને આ ધાસતી ખોટી નહી હતી. થોડા દાહાડા ગયા પછી થીઓડરે પાછી દરબાર ભરી અને વલી તેઓ ઉપર અનીઆયો મુકીયા. છેલે તેણે રોજીનથેલ તથા હકીમ બલાંકને પકડીને બંધાવેયા, પાંચ પચાસ જણ તેઓના આંગ ઉપર ધસી ગયા અને પકડી પાડીયા. પછી બીજા કારીગરો તરફ જોઈ તેમને પણ ગાલગલોચી કરવા લાગો. થોડો વખત એમ ગયો. તેનો મીજાજ ઉતરીયો કે તેની નજર ડાકટર બલાંકપર પડી. તે બોલીયો, "એને છોડી દેવો અને મારી પાસે આવવા દેવો." તરત બધા ખસી ગયા અને એક જણ તેનો હાથ પકડી થીઓડર આગલ લઈ ગયો. તેના સામુ જોઈને કહયું. "તું, હકીમ, મારો દોસતછે. તેં કાંઈ મને ગાલ દીધી નથી પણ બીજાઓએ દીધીછે, વાસતે તેઓની તપાસ મારે કરવીછે તાંહાં આવ." થીઓડર પોતાના ખચર ઉપર બેઠો અને ડાકટર તથા મી૦ રોજનથલ પગે ચાલતા દરબારનો તંબુ જે ડબરાકેબોરમાં હતો તાંહાં ગયા. તાંહાંથી તરતજ મી૦ રાસામ ઉપર પેગામ ગયો કે બધા ઈયુરોપીઅનો સાથ તેની દરબારમાં આવવું. તેઓ આવીયા પછી થીઓડરે મી૦ સટરનને પુછીયું કે "તેં મને ગાલો શાસારૂ દીધી, તેં જે ચોપડી છપા

વી તે કોણુના હુકમથી?" ઇતીઆદી. તે સરવેને એક ઘરમાં નજરકેદ કીધા. એ ઘર તદન પથરનું બનાવેલું હતું. તેને એકજ બારણું હતું અને બારીઓનુંતો નામંજ નહી. ઉજરડુંતો એવું પડે કે ખરી બપોરે પણ મીનબતીઓ બારે તોજ એક એકનુ મોહો જોઇ શકાય. એ ઘર, કલકતાના બલેકહોલ જેવુંજ હતું, તાંહાં તેઓનાં બીછાંનાં આણીયાં અને અરધો દજન સીપાઇઓ હાથમાં મીણબતી લઇ બેઠા. વલી થોડા વખતમાં થોડોએક દારૂ તથા બીજું કાંઇ ખાવાનું લઇ તે બંદીખાનામાં આવીયો. આવા તેના આવવાથી બધા બીધા પણ તે બોલીયો "જોકે મારી બઇરીએ પણ અઇયાં આવવાને મને ના કહી તોપણ હું આયો તેનું કારણ એકે તમારી સાથ સલાહ કરીયા વગર મને રાતનાં નીરાંતે હુંગ આવનાર નથી તેથી ચાલો આપણે દારૂ પીજીએ અને સલાહ કરીએ." એમ કહી થોડોએક દારૂ પોતે પેહેલાં પીધો, પછી બીજાઓને પણ પાયો. નજદીક એક કલાક સુધી તે તેઓ સાથ રહયો પછી ઉઠી પોત્તાના તંબુમાં શુવા ગયો?

આવી હાલતમાં તેઓ બે દાહાડા રહયા. જાંહાં બધાને રૂની ગાંસડીઓ માફક સાંચવામાં આવયા હતા, અને આખો દાહાડો અને રાત મીનબતીઓ બલતી હતી. વલી પછે આ બંદીખાંનું છોડીને બીજે ગામ તેમને લઇ જવામાં આવીયા. તેઓ સઘલા જારે મગડલામાં આવી પુગા. તારે કીલલાના રખેવાલે જેમ એક એક બોકરૂં ગણે તેમ તેઓને ગણી કીલલામાં લીધા. મી૦ શેમીપુલની ભલાંમણથી તથા તે કીલલાનાં રખેવાલની મેહેરબાંનીથી આ સઘલાઓને એક ઘરમાં રાખીયા. તે બચારા થાકેલા તથા ઉદાસીઓને કેટલાએક દાહાડા લગી સુવાનું પાથરૂં ન મલીયું હતું અને તે દાહાડે મલીયું તેથી ઘણાજ ખુશીમાં આવી ગયા અને આવી વીપતીમાં પણ પોતાના જીવને રીજવવા લાગા. રાત પડતાં સરવેએ દારૂ તથા સીગાર દમ બાંધીને ચલાવીયો અને આખી રાત નીરાંતે સુતા. આ ઠેકાંણે તેમનો હવે થાર થયો અને ઠેકાંણે પડીયા. એ ગાંમમાં કાંઇ દરએક જોઇતી ચીજ મલી આવતી ન હતી તેથી તેઓ સરવે પોતપોતામાંજ કરવા લાગા. તેઓ પોતાનું ખાવાનું પોતાને હાથે બનાવતા હતા જે તેમને કાંઇ પણ કાંમની ગેરહાજરીમાં બહુ પસંદ હતું. કેહેછે કે રોટલી બનાવવાને આટો કરવા ઘંટીબી મલતી ન હતી તેથી બે સપાટ પાટા (પથરા) એકએક સાથ ઘસડી ચોખા અથવા કાંઇ બીજા અનાજનો આટો કરતા હતા. ઇડાં તથા મરઘાં, જારે તેઓ બીજે ઠેકાંણે હતા તારે કોઇ સારાં આપતું ન હતું તેથી તે ખાવાનું પણ તેઓ ભુલી ગયા હતા. વરસાદમાં મધ મલતું ઘણું કઠણ તેથી તેઓને બહુ વેહલા પડતી. કદાચ આ બાપડાઓને હાથ કોઇ મરઘાં આવેતો ઘણાજ ખુશી થઇ તે લેતા હતા, પણ જારે તે ખાવા બેસતા હતા તારે તેની કઠણાઇને લીધે અફસોસ કરતા હતા અને વારેવાર ઠેડાવ કરતા કે હવે પછી કદી લેવી નહી. ચાહે, ખાંડ, દારૂ, માછલી અને ભાજી તરકારીતો કાલાવાલા અથવા પઇસાની લાલચેબી મલી શકતી ન હતી. આ સરવે હલાકી છતાં, તે શાહેબની તેઓ બંદગી કરતા હતા કે આવું પણ તેમને ખાવાનું મલતું હતું. તેઓ ઘડી ઘડી પઇસા ખુટી જવાથી ભુખે મરવાની ધાસતી રાખતા હતા. કેટલાએકનેતો કપડાંના ઘણા વાખા પડીયા. ડાકટર બલાંકને સારૂતો એમ કેહછે કે તેણે પોતાના બુટની જોડની ઘણી સંભાલ રાખી હતી. પણ વરસાદ તથા સુરજના તાપથી એવાંતો કઠણ થઇ ગયાં હતાં કે તે બાપડાને છાગરો પડીયો અને તે રૂજવવાને એક આખો માસ મલમપટો કરવો પડીયો અને ઉંઘાડે પગે રહયો.

આવો મામલો તેવો સમજતા હતા કે ઘણા દાહાડા ચાલશે પણ તેઓના નસીબમાં આવા દુખ કરતાં કાંઇ વધારેજ લખેલું હતું. તા૦ ૧૬ મીએ કેટલાએક સીપાઇઓ, જેઓ પગથી માથાં સુધી હથીઆરબંધ હતા, તેઓ તેમની ઝુપડીમાં આયા. આ વખતે સરવેના હોસ લેવાઇ ગયા. આગલા બંધવાઓને પેહેલ વેહેલાં બેડી ઠોકી અને તેબી વલી ભારીમાં ભારી હતી. આ પરમાંણે સરવેના હાલ થયા. આ બેડીઓ નાખવાની રીત નીચે પરમાંણે હતી. એનું એક ચીતર પાસે આપેલુંછે જે માણસને બેડી ઠોકતા હતા તેને ભોંય ઉપર બેસાડતા અને તેના લેગાનો પાયચો ઉંચો કરાવી તેનો એક પગ એક મોટા પથર ઉપર મુકાવી ઘુટીથી જરા ઉપર શાંકલની એક કલી ભેરવતા અને તે કલીના છેડા બંધ કરવાને સારૂ એક મોટી હથોડીથી તે ઠોકતા. પેલી કલીનું લોઢું કઠણ તથા જાડાઇમાં તેથી તરત બેસે નહી ને પેલો લુહુવાર પોતાના પુર જોશે હથોડો મારે. આવા દરએક ફટકાથી પેલી કલી જરા વલે પણ પેલા માણસનો પરાણ જાય. કારણ કે જો ફટકો છટકેતો તેના નલાના કટકે કટકા થઇ જાશે એવી દર પલે તેને ધાસતી રેહેતી હતી. અને જારે તે છેક ચાંમડીની નજદીક આવી અને માતર એકજ આંગલું જાય એટલી જગા રહી તારે તેઓ સમજે કે કલી બરાબર બેઠી. આવી એક કલી બેસાડતાં નજદીક દસથી બાર મીનીટ થતી હતી. તારબાદ બીજા પગની ઉપર પણ તેજ પરમાંણે કરતા હતા. જારે બંધે પગમાં બેડી ઠોકે પછી ચાલવા જાય તારે પેલા બંધવાને એવું માલમ પડતું હતું કે તેનાં પગનાં સાંધા અકડી ગયાછે અને બરાબર ચલાતું નથી એવું એક જાતનું અશકતપણું તેને લાગતું હતું. પણ એમ કરતાં એક વખત ડાકટર બલાંકની બેડી પેહેરાવતાં છેક અંતની ઘડીએ ભાગી ગઇ તેથી તે બચારાને બીજીવાર નવેસરથી દુખ ખમવું પડીયું.

આવી રીતે સરવેને બેડીઓ પેહેરાવી પછી તેઓએ એવું દેખાડીયું કે આવી રીતના જુલમની તેઓ કાંઇ દરકાર કરતા નથી અને જાણે ખુશી તથા મગન હોય તેમ હર પલે "ખોદા! તું રાણીનો બંચાવ કરજે!" એવા શબદો પોકારતા હતા. આવી રીતની બેડી સહીત તેઓ એકવીસ માસ રહયા. પેહેલાંતો તેઓથી ચલાતું હતું નહી, તેઓના પગ સુઝી આયા અને લોહું ચામડી સાથ હરપલે લાગવાથી ચાંદાં પડી આયાં, તેથી પાટા બાંધવાની ફરજ પડી. દીસનાતો તેઓ કાંઇબી કરતા હતા પણ રાતના તેઓની ખાતરી થતી હતી કારણ કે બેડી ભારી હતી તેથી દર વખતે કોર વારતાં તેઓના નલામાં સાંકલ વાગતી તેથી ભારેકળ લાગતી હતી. કેહેછે કે આ બેડીથી એવાંતો ચાંદાં પડીયાં હતાં કે તે કાઢવા પછી નજદીક કેટલાએક માસ સુધી તે રૂઝાયાં ન હતાં. (સાંધણછે.) ક.

# લોકો.

## સપાનીઅરડ લોકો.

(ગયા અંકથી બાકીનું સાંધણ.)



ઉદયોગ હોનરમા સ્પાનીઅરડ લોકો ઘણા પછાત છે. તેઓમાં થોડોજ ઉદયોગ મોટા પાયા ઉપર ચાલેછે. ટોલેડોનું નામીચું શેહેર હથીઆર બનાવાના ઉદયોગમાં આજેભી વખણાયછે. મી૦ બોરો નામનો મુસાફર કેહેછે કે ટોલેડોના તલવાર બનાવાના કારખાનામાં તે જોવા ગયો તારે તપાસવા સારૂં કારીગરની ફરમાસથી તેણે એક તલવારનુ પાંનું એક જબરા ફતર ઉપર અફાડયું પણ તે પાનાને કસી ઈજા થઇ નહી! ટોલેડોની તલવારો આખી દુનીયાંમા વખણાયછે. આલમાગરો શેહેરમાં સ્પાનીઅરડો ઘણી તોફો કાલી લેસ બનાવેછે. સારાગોસામા રેસમના કારખાના ચાલેછે. સનટાંડરનુ બંદર વેસટ ઈનડીસ સાથ મોટો વેપાર ચલાવેછે. કેટલાંક શેહેરોમાં તંબાકુ બનાવાનો ઉદપોગ મોટા પાયા ઉપર ચાલેછે. એ ઉદયોગને સરકારે એક હાથ કરેલોછે. ઓવેડોના કારખાનામા વરશ દાહાડે ૩૦૦ ટન સીગાર બનેછે. તેમાં ૨૦૦૦ માણશોની રોજી ચાલેછે, જે ઘણુંકરી ઓરતો છે. બારસીલોના સપાંનીઅરડોનું એક બીજું મોટું વેપારી બંદર છે અને વેલેનશીયાના નામીચાં શેહેરમા રેસમ તથા કાપડના કારખાનાં મોટાં ચાલેછે. ગરાનેડા મધે દરાખનો વેપારછે. તાંહાં દરાખને સુકવીને કીસમીસ દરાખ બનાવાનું કામ મોટા પાયા ઉપર ચાલેછે. તે દરાખોને વેલા ઉપરથી તોડતા નથી પણ ખરી જવા દેયછે અને પછે એક ફુટ ઉંચી દેવાલની વચે બાંધેલા ઢેલાવદાર અને તડકામાં સુકાતા કેઆરાઓ ઉપર રેતી પાંથરીને તેમાં દરાખને ૧૪ થી ૧૫ દીવસો સુધી સુકવેછે. પણ ભરવાડના ધંધા સંબંધી સપેન દેશનો રેવાજ અજાએબ જેવો છે. મેંઢાંના ગાદરાં પાલવાનું કાંમ સઘલું માતબરો અને અમીરોના હાથમાંછે, જેઓમાના કોઈ કોઈ પાસે ૪૦ થી ૫૦ હજાર મેંઢાં હોયછે! દેશમાં ચાહે તે જમીન ઉપર પોતાના ગાદરાં ચરવા મોકલવાની તેમને છુટછે. અને પોતાની જમીનો ઉપર ચરવા દેવાનીજ નહી, પણ તે જમીન ઉપરથી આવજાવના તેમને માટે રસતા રાખવાની બીજા દરએક જમીનદારને ધારાથી ફરજ પાડેલીછે!

સપાનીઅરડ લોકો શોકીન અને મોજીલાછે. દરએક શેહેરમાં ઘણાજ શુંદર જાહેર બાગો કરેલાછે, તેમાં ઘણાક લોકો ભપકાદાર કપડાં પેહેરીને સાંજે ફરવા નીકલેછે. તેઓની ઓરતો ખુબસુરત છે, એટલુંજ નહી પણ બાહાદુર છે. સન ૧૮૦૮ માં સારાગોસા શેહેર ખાતે ફરેંચો સાંમે તાંહાંની ઓરતો લડી હતી અને તેથી બીજા ભાગોના સપાંનીઅરડોને જબરૂં સુર છુટું હતું. કાસટાઈલ પરાંતમાં એજ પરમાંણે એક શેહેરની ઓરતોએ ઈંગલંડના એડવરડ બલાક પરીસ સાંમે એવી હીમતથી શેહેરનો બચાવ કરયો હતો કે તેની ઈધાણી દાખલ તાંહાંની સ્રીઓ પોતાના બાલ ઉપર એક સોનેરી પટો બાંધી રાખેછે! સપાનીઅરડ મરદો ઉનનો પોશાક પેહેરેછે જે ઉપર ઘણા ચલકતા અને ભપકાદાર રંગોના પટા પાડેછે. ઓરતો કાલો રેશમી પોશાક પેહેરેછે, પણ માથું ઘણુંખરૂં ઉઘાડું રાખેછે અથવા નાહની ફરેંચ બાનેટ માંથા ઉપર પેહરેછે. સપાનીઅરડ લોકો ગાવા તથા નાચવાના જબરા શોકીન હોયછે. ખેડુતો કાંમ કરતાં કરતાં થોડોવાર ગાવું તથા નાચવું કરેછે, અને નાચવાનું એટલુંબધું ઘેલું ફેલાયલુંછે કે "બોલરો" નામનો એક દેશી નાચ અગર દેવલોમા ઈઆ કોરટોમાં વગાડયો હોયતો, પાદરીઓ અથવા નેઆંએધીસો કાંમ છોડી દઈને નાચવા પડી જાય એવું માનવામાં આવેછે!! પણ સપાનીઅરડોનો સઉથી વધારે શોક ગોધાઓની લડાઈનો છે. ઘણાખરાં શેહેરોમાં એ સાઠમારી ચલાવાને મોટાં ચોગાણ બાંધેલાં હોયછે, જેમા હજારો માણસોની બેઠક હોયછે અને જેમાં શું મોટાં કે નાહનાં, શું મરદ કે ઓરત દર રવીવાર અને સોમવારે ઘણા ભપકાદાર પોશાકમાં આ ગોધા લડાઈ જોવા આવેછે, જે વેળા માંણુસ અને ગોધા વચે ઘાટકી લડાઈ કરાવામાં આવેછે. આ અખાડાને ફરતી બેઠકોમાં વચોવચ પાદશાહ તથા તેના કુટંબને માટે શુંદર માચરો ઉભો કરેલો હોયછે, પોમપાલોના શેહેરમાં આવો અખાડો બાંધેલોછે, તેમાં આસપાસ ૧૦૦૦૦ માણસોને બેસવાની જગા કરેલીછે.



સપાનીઅરડ લોકોની વસતી પોતાના આખા ચોરસ દેશમાં સરખી રીતે વેંહેંચાયલી નથી. દેશના ઉતર, પુરવ, અને દખણ પુરવ પરાંતોમા ઘણાંખરાં લોકો રેહેછે. પાછલી દસાના દરીઆને લાગેલા ભાગો વસતીને વધારે છે; પણ દેશની વચેનો સઘલો મોટો અને ઉજડ ભાગ વસતી વગર પડેલોછે. એ લોકોની રાહારસમ તેમજ આકરૂતી ઉપરથી તેઓના ચાર ટોલા ખોલા માલમ પડેછે, ઈઆને સપાંનીઅરડ લોકો ચાર મોટી ઓલાદમા વેંહેંચાઈ ગયલાછે. પેહેલાતો સુધ સ્પાનીઅરડો છે, બીજા ટોલાનુ નામ બીસકેઅન છે, તરીજો મુર લોકોનો ટોલો છે, અને ચોથા જીપસી લોકો છે. જુઉ અથવા યાહુદી લોકો આગળ એ મુલકમાં ઘણા વસતા હતા, પણ ફરડીનાંડ રાજાના વખતમાં ધરમ સંબંધી મતફેરને લીધે તેમને હાંકી કાહાડવામા આવયા અને તે પછે તેઓ યુરોપમા વીખરાઈ ગયા.

શુધ સપાનીઅરડો વળી ગયા અંકમાં સમજાવવા મુજબ જુદી જુદી પરજાઓ સાથ મળી જવાને લીધે તેમના પણ જુદા જુદા ટોલા થયલાછે. જુદાં જુદાં પરાંતોમાં તેમની ભાશા તથા રીતભાંત વચ્ચે તફાવત જોવામા આવેછે. સ્પાંનીશ ભાશા શુધમા શુધ કાસટાઈલ જીલામા બોલાયછે. તે પેહેલાં એટલાજ ભાગ વચ્ચે વપરાતી હતી, પણ પછે તે ઘણી આશકારા થઈ અને હવે આખાં દેશમાં એ ભાશા પંથરાઈ ગઈછે. સઘલી નીશાલોમાં શુધ સપાંનીઅરડ ભાશા બોલાયછે, અને જુદાં જુદાં પરાંતો મુજબની અસુધ ભાશા શીખાડવાની સરકારની શખત મનાઈ છે. આપણી ગુંજરાતી વીશે પણ તેમજ થાયતો કેવું સારૂં ! પારસીઓ એક જાતની ગુજરાતી બોલેછે, સુરતી વાણીયા બીજી જાતની અને અમદાવાદી વાણીયા તરીજી જાતની બોલેછે, પણ આખાં કોકન અને ગુજરાતમાં એકજ ગુજરાતી ચલાવવી હોયતો તેનો મારગ નીશાળો છે. સપાનીઅરડ જુબાન લાટીન ઉપરથી નીકલેલી છે, પણ તેમા ગાફીક તતવ ઘણું ભેલાયલુંછે, મગર સઉથી વધારે ભેલાભેલ એ ભાશામાં અરાબીક ભાશાની થયલીછે. અરાબીક ભાશા અને એલમ સપેનમાં દાખલ થવા પછે, સપાંનીશ ભાશાની ચઢતી હાલતનો બીજો મોટો જમાનો ૧૬ મી સદીમાં વહી ગયો કે જે વેલા "ડાંન કુવીકસોટ" ના જગપરસીધ દાસતાંનનો બનાવનાર સરવાનેટસ તથા નામીચો સપાંનીશ નાટકકાર લોપ ડી વેગા એ ભાશામાં થઈ ગયા હતા.

એક બીજો જાણવાજોગ સપાંનીઅરડ લોકોનો મીસર ટોલો "મેરાગેટોશ" અથવા "મુરીશ ગાઠ" લોકોનો છે. યુરોપીઅન ગાઠ અને મુર આરબો સાથ ભેલાવાથી એ ટોલો ઉભો થયોછે. મુર લોકો જારે સપેન દેશ ઉપર ચઢી આવયા, તારે આ લોકોએ તે મહમદીઆંનોને ઘણી મદદ કરી હતી. તેઓ આરબો સાથ સઘલા સંસાર વેહેવારમાં મળી ગયા હતા. તેઓ શુધ સપાનીઅરડોથી પોતાને એટલા ચઢતા ગણેછે કે તેમને પોતાની દીકરીઓ આપતા નથી. તેઓનો પોશાક, ચાલચલણ, સવભાવ, સઘલું જુદું છે. આસટોરગ આગળ ઉજડ અને પાહાડી ગાંમમાં તેઓ વસેછે. પણ તેઓ આખાં સપેનમાં ઓળખાયલાછે. તેઓનાં દેશમાં ખેતીવાડી થતી નથી, એટલે તેઓ ધંધો કરવા બાહેર ફરી વળેછે. પણ તેઓ એકજ ધંધો કરેછે અને તે ચીઠી પતરી ઈઆ માલ લાવ લઈજાવ કરવાના કાસદ અથવા મજુરનો ધંધો છે. એથી બીજો કોઈ પણ ધંધો કરવાનું તેઓ ધીકારેછે અને પોતાની પદવીથી નીચું સમજેછે ! તેઓમાં ફેરફાર એટલોજ થયો કે મુસલમાનને બદલે ખરીસટી ધરમ પાલેછે. તેઓનાં વડાં દેવલ ઉપર તેઓની જાતના એક રાખશી હેલકડીનું બાવલું ઉભું કીધુંછે, કે જેણે પોતાના ધંધામાં દોલત એકઠી કરી હતી, અને તેમાથી મોટો ભાગ આ દેવાલમાં આપયો હતો.

વળી એક બીજો નવાઈ જેવો સપાનીઅરડ ટોલો બીસકેઅન લોકોનો છે. તેઓ બીસકે પરગણામાં રેહછે. એ પરગણું બીસકેના આખાદ આગળ ફરાનસને જોડેજોડ આવેલુંછે, અને તેની તથા ફરેંચ સરહદની વચ્ચે માતર બીડાસોરા નદી છે. એ પરગણાના લોકો યુસકારા નામની એક તદ્દન નવાઈ જેવી ભાશા બોલેછે કે જે ભાશાનો હાલની કોઈ ભાશા સાથ સંબંધ માલમ પડતો નથી. તેઓ એવું કેહેછે કે એ ભાશા આગળ આખા દેશમાં વપરાતી હતી; બીજાઓ કેહેછે કે સપેનના અસલ જંગલી વતનીઓની એ જુબાન છે. આ બાંસક અથવા બીસકેઅન લોકો કદાવર અને મેહેનતુ છે, ઘણા શુંદર અને ખુબશુરતછે, અને ઘણા ફુલા, સખી જીવના, ભોલા, મીલનસાર, મોજીલા, તથા જોસાવાલા છે. તેઓમાં એકેએક જણ બાહાદુર છે, અને ઘણું નામીસું લશકર પુરૂં પાડેછે. તેઓમાં ઉતરતા ચહડતા વરગ કાંઈ નથી, અમીર ઉમરાવો જેવું પણ કાંઈ નથી. તેઓ પોતા કરતાં વડા કોઈને કબુલ રાખતાજ નથી, સઘલાને એકસરખી પદવીના ગણે છે. એટલા માટે તેઓ નોકરી કરવાનું ધીકારેછે, અને જોકે ધંધાનેસર પોતાના પરાંતની બાહેર જવું પડેછે, તોપણ તેઓ એવી નોકરી શોધેછે કે જેમાં શેઠને શેઠ તરીકે ગણવાની જાજી જરૂર નહી હોય ! તેઓ ઓરતને ઘણો ઉતરતો દરજો આપેછે અને તેમની ઓરતો બીજા સપાનીઅરડોને ઘર ચાકરડી તરીકે રેહછે. બાસક લોકો ગાએણના ઘણાજ શોકીન છે.

ચોથો ટોલો જે જીપસીઓનો છે, તેમાંની વસતી માતર ૪૦ હજાર માણશની છે. તેઓ ભટકતા છે, અને આપણી તરફના વાઘરી લોકોને મળતા છે. એ સઘલા જુદા જુદા સપાનીઅરડો જુદી જુદી ગરૂરી ધરાવેછે. કાસટાઈલના લોકો પોતાની જાત ઉપર મગરૂર છે. તેઓનો જે ભાગ "ગોરા લોક" કેહેવાયછે, તેઓ અસલ અને ખાલેશ છે. આરબો સાથ મલી ગયલા સપાનીઅરડોની ઓલાદમા જરા સાંમરો રંગ ભેલાયલોછે. એ ગોરા લોકોના નામ આગલ "ડાંન" બોલ મુકેછે, જે આપણા "શેઠ" બોલને મળતો છે. બીજાઓને "ડાન" કેહેતા નથી. કાટાલોનીઆના સપાનીઅરડો (કાટેલનો) મોટા નાહના કાંઈ સમજતા નથી, તે હીઆંવેર કે એક ભીખારી જેવો પણ સપાનીઅરડ ઉમરાવની પાસે બેસી શકેછે અથવા તેની બીડીમાં આગ લઈ શકેછે. તેઓ પઈસાવાલાઓના દુશમન જેવા હમણાવેર જણાયલા હતા. તેઓ પાંહાડોમાં ભરાઈ બેસતા, અને માતબરોની ગાડી પકડી તેમને થોભાવતા તથા પઈસા લેવા સીવાએ તેમને છોડતા નહી હતા. આ અપરાધનો સરકારે માતર હમણાજ અટકાવ કરયોછે. ગેલેશીયાના સપાંનીઅરડો કરકસરને માટે જણાયલા છે. ગરાનેડામાં સપાંનીઅરડો ખરીસટમાસના તેહેવાર ઉપર ઓર તરેહની મજાહા કરેછે. તેઓ ટરકી ખાવાને ઘણા શોકીન હોયછે. જેના મોટાં ટોળાંઓને તેઓ લાકડીઓ વટે મોહોલાઓમાં હંકાડેછે. દેવલમાં ગંભીર કીરીઆ કીધા પછે તેઓ મજાખ મશકરી અને ટોલટપા કરવા બેસેછે, કે જે વાજાંમાંથી અડધો કલાક ઉપર ભગતીના શરોદ નીકલયા હોય, તેજ વાજાંમાથી તેઓ તરેહવાર આવાજોની નકલ કરેછે. કોઈવાર રડતાં બાલકનો, તો કોઈવાર મરઘાની વાસનાનો, કોઈવાર ગધેડાં ભુંકવાનો તો કોઈવાર બલદને બરાડવાનો, એવા તરેહવાર આવાજ તે દેવલના વાજાંમાંથી કાહાડીને તેઓ ખરીસટમાસની ગમત મેળવેછે !!

---

# દીવાલી કે હોલી?

(સ્ત્રી બોધને મારે લખનાર એક વાંણીઆન બાનુ.)

સ્ત્રી બોધના અધીપતીજીને માલમ થાવજે તમારી જુન મહીનાની ચોપડી મેં વાંચીછે, તેમાં મારી બેન કોઈ બીખાઈજીએ એક કાગલ લખીને તમારી ચોપડીમાં છપાવી ઓછે, તે ઉપરથી મને પણ મારૂં કરપીણુ અને ઘાતકી દુખ સાંભરી આવીઉં, અને તે લખીને છપાવવાનું મન થઈ આવીઉં અને વળી મારા સાંભળવામાં આવયુંછે કે તમે પણ અમારૂં દુખીઆરીનું દુખ ટાલવા સારૂ તન, મન, ધનથી ઘણીજ મેહેનત કરોછો, તેથી આ નીચે લખેલું મારૂં અને મારી બીજી હજારો અભાગણી બેનોનું દુખ તમારી આ ચોપડીમાં છાપીને પરથવી ઉપરના બધા લોકોને જાણ કરજોજી.

સાહેબ મારૂં નામ દીવાળીછે, આહાહા ! દીવાળીનું નામ લોકોને કેટલુંબધુ વાહાલુંછે. દીવાળીનું નામ લેતાં લોકોને કેટલોબધો હરખ ઉપજેછે. દીવાળી જેવો ખુશી, ખુરમી અને આનંદ ભરેલો તેહવાર તથા દીવશ આવવાનો લોકો કેટલીબધી આતુરતા રાખેછે. પણ હું અભાગણીનું નામ તે દીવાળી શું કરવા પાડીઉં હશે ? ખરેખરતો હું હોળીના નામને લાયક છઉં, કારણ કે હોળીમાં જેમ અગનીના ભડકા બલેછે, તેમ રાત અને દીન મારા પેટમાંતો અગનીના ભલુકા સલગેછે, તો પછી હું ખરેખરી તો હોલીજ કહેવાઉં, દીવાળી તે કેમ કહેવાઉં ? અરે ! મારી પારસણ બેનો, અરે મારી મડમ બેનો, અરે મારી મુસલમાની બેનો, તમો કેવી ભાગ્યેશાળીછો ! અમારા જેવું ઘાતકી દુખ તમોને કદીબી ખમવું પડતું નહી હશે. અરે પરમેશવર ! તેં મને એ નાતોમાં શું કરવા જનમ નહી આપીઓ ? અરે અમારા લોકો કહેછે કે વાણીઆ તથા બરામણની નાત બધી જાતો કરતાં ઉંચીછે. પણ ખરેખર તપાશ કરશું તો કાંઈબી ઉંચી નથી. પણ ! રીતભાત જોતાં સઉથી નીચી દેખાયછે. અરે તેઓ બાહારથી કેવા દયાલુ અને નરમ છાતીના દેખાયછે ? તેઓ એક કીડીને કદી મારતા નથી, એક માકડને મારવાની તેઓ બીક રાખેછે. તમો જો કોઈ એક ઉંદરને મારતા હશો તો અમારા હીંદુઓ તમને કાલાવાલા કરીને મારવા દેશે નહી. તેઓ પઈસા ખરચીને કુકડાં મરઘાં છોડાવશે. પણ એ લોકો અમારી બાબતમાં કેવા નીરદય થઈ જાયછે તે તમો જાણોછો ?

બેનો, અમારામાં વીધવાઓના પુનરવીવાહ નહી હોવાને લીધે કેટલીબધી અનીતીઓ થાએછે, અને એ અનીતીથી થએલાં દુખમલ બાલકોનાં ગળામાં જે વખતે નખો ભેરવીને મારી નાંખેછે અથવા બીજા બોલમાં બોલુંતો એ નીરદોશ બાલકોના ખુન કરેછે, અને પછી તેને એક લુગડાના કટકામાં લપેટીને કોઈ કચરાની પેટીમાં અથવાં ગટરમાં નાંખી આવેછે, તે વખતે એ ઉંચવરણના દયાલુ લોકોની છાતી કેવી પથર જેવી મજબુત કરીને કેવા ઘાતકી બની જાયછે ? અરે રામ ! રામ ! અરે શીવ ! શીવ ! આ શું જુલમ ? અરે અમારી નાતના અને મહાજનના શેઠીઆઓ બાહારથી કેવા સુધારાવાળા દેખાયછે ? તેઓ બુટ પેહેરેછે, તેઓ ઈસટાકીંગ પેહેરેછે, તેઓ જંગલાઓમાં તથા પારસીઓમાં ફરેછે, તેઓ "ગોટપીટ ગોટપીટ" તથા વેરીવેલ વેરીવેલ" કરેછે. તેઓ મોટી મોટી સુધારાની પતરાજી મારેછે. તેમ જે કરેછે તે શું ખરેખર સુધારો કરવા સારૂ ? ના, નહી—પણ પારકા લોકોમા માન અને આબરૂ મેલવીને કાંઈ પણ પદવી અથવા હોદા મેલવા સારૂ કરેછે. જો એ શેઠીઆઓ ખરેખર સુધારોજ કરવા માગતા હોય તો તેઓને કાંઈબી મુશકેલી નથી, કારણ કે તેઓ આજ એટલાબધા તો વગવાલાછે કે જે કાંઈ ખરા દીલથી કરવા માંગેતો સેહેલાઈથી કરી શકે તેમછે. પણ અફસોસ ! અફસોસ ! કે એ સુખી જીવડાઓ અમારા પગમાં જે દુખની જુલમી બેડીઓ આજ લાંબા વખતથી ઠોકાઈછે, તે તોડી નાખવાને કાંઈબી મદદ અથવા કોશેશ કરતા નથી— અમારૂં દુખ કેવું વીકટછે, તેની એ સાહેબોને કાંઈબી કદર આવતી નથી. અમારા દુખની કદર તો હું તથા મારી હજારો કમનશીબ બાલ વીધવાઓ કે જેને આહા ઘાતકી પીડાઓ વેઠવી પડીછે, અને હાલમાં જેને પડેછે, તેજ અમારા દુખની ખરેખરી કદર જાણેછે.

ઓ ! પરમેશવર અમારી વાણીઆની જાતમાં ખરેખર અમારૂં દુખ ભાગનાર સવરગવાશી કરસનદાશ તથા અમારી બેડી તોડનાર માધવદાશ જેવા બાહાદુર અને હીમતવાન બેજ નરોને તેં જનમ આપીઓ. પણ એ હીમતવાન નરો જેવા જો પચીસ તીશ જણાઓને અમારી જાતમાં જનમ આપીઓ હોત તો અમો આજ દીન સુધી દુખના દરીઆમાં કદી બુડેલીઓ રેહેત નહી. પણ અમારા પગની એ જુલમી બેડી કેઆરનીજ એવા બાહાદુર નરોએ તોડી નાખી હોત. પણ ઓ ઈશવર ! એવા થોડાએક નરોને અમારી નાતમાં જનમ આપવાનીબી તેં બખીલાઈ કરી તારે અમારા કરમનીજ અભાગ ! બીજા તે કોનો વાંક કાહાડીએ ? અધીપતીજી સાહેબ. મારૂં દુખ જેટલું લખું તેટલું થોડુંછે. મારૂં દુખ લખવા બેસુંતો તમારી આખી ચોપડી ભરાઈ જાય તોપણ પુરેપુરૂં લખાય નહી, અને ઘણું લખું તો તમો છાપો નહી, માટે હવે મારો પોતાનોજ થોડોએક હેવાલ લખી હું મારૂં લખવું બંધ કરૂંછુંજી.

મારો બાપ કાઠીઆવાડ જીલામાં જાફરાવાદ ગામમાં રેહેતો હતો. તેણે પોતાના જનમમાં કાંઈબી વેપાર ઈઆ રોજગાર કરીઓ નહી હતો. મારા મા બાપને પેટે અમો ત્રણ છોકરીઓ હતી. તે છોકરીઓનાંજ ઉપર તે પોતાનો બધો લોભ બાંધીને બેઠો હતો. અમારા ગામમાં જે ભરવાડો વસેછે, તે જેમ જાફરાવાદી ભેંસો વેચેછે, તેમ અમે જેમ જેમ મોટીઓ થતી ગઈ, તેમ તેમ મારા બાપનો લોભ પુરો પડતો ગીઓ. મારી સઉથી મોટી બેન કે જેણીનું નામ માણેક કરીને હતું, તેનો રાળ આઠસો એટલે રૂપીઆ અટારસો લઈને પરણાવી. મારી બીજી બેન રામકુંવર હતી, તેનો રાળ એક હજાર એટલે રૂપીઆ સાડી બાવીસસો લઈને પરણાવી. અરે ! હવે હું સઉથી નાની, મારા બાપની ઘણીજ વાહાલી, હું દીવાળીનાતો રાળ બારસો એટલે રૂપીઆ સતાવીશસો લઈને એક ઘરડો કે જેની ઉમર વરસ પંચાવનની થઈ ગએલી હતી, તેની સાથે મને અ

ભાગણીને બાર વરસની પરણાવી. અરેરેરે ! હવે હું મારા દુખનું શું વરણન કરૂં ! આ મારી કલમ ચાલતાં અટકી આંખોમાંથી આંસુની ધારો પડેછે. તેથી આએ કાગલ ભીંજાંએછે. અરે ! હું પરણીને બે વરસ પુરાં નહી થએ આં તેટલામાં મારો પતી સવરગવાશી થએઓ. અરેરેરે ! હવે મારૂં કોઇબી ધણી કે ધાડ મલે નહી. અરે હવે હું નીરઆધાર ને એક પરમેશવર શીવાય કોઇનોબી આરો રહેઓ નહી. જાણે આએ જગતમાં બધાનીજ હું દુશમન થઇ ગઇ હોઉં, તેમ થઇ ગએઉં. અરે રામ ! બળેઓ મારો અવતાર કે હું જનમતાંજ મરી કાં ગઇ નહી ?

કવિતા.

સુણો સુણો સેઠીઆ લોક જુલમછે ભારી,
 જુલમછે ભારી,
વીધવાઓ કેરાં દુખ તે દીલ જાણી;
તમો પરણોછો ઘણીવાર નવી નવી નારી,
 નવી નવી નારી,
વીધવાઓ કેરા હક લીધા છીનાવી.

લા૦ દીવાળી પણ ખરેખર હોળી.

---

# દખશીણ આફ્રીકાના શાહાસુરગ.



આ પખશીનો સાધારણ હેવાલ અમારી કટારોની મારફતે સરવે વાંચનારા બાનુઓને જાણીતોછે. પણ દખશીણ આફ્રીકાના વણમાં આ પરાંણીઓનો જે ટોલો વસે છે તેમનો હેવાલ ઘણો અજાએબ જેવોછે અને તે એક લખનારે ઉપલાં વણમાં નજરે જોઇને લખપોછે, તે ઉપરથી અગતજોગ સાર નીચે ઉતારીએ છઇએ—

"સને ૧૮૨૨ માં અમે કેપ આફ ગુડહોપ ગયા હતા, જાંહાંથી માહાકારૂ નામના મોટાં જંગલમાથી મુસાફરી કરવી પડી હતી. એ જંગલ ૩૦૦ માઇલ લાંબુ અને ૮૦ માઇલ પોહાળું છે. તેમા શાહાસુરગ ઘણા વસેછે, જેઓની મોટી શંખ્યા અમારા જોવામા આવી હતી. કોઇવાર તેઓ નર અને માદાના એકેક જોડાં માલમ પડેછે અને વીસ ઇઆ તીસના ટોલાં માલમ પડેછે. આ જંગલની વચમાં અમે અમારાં ગાડાં છોડયા પછે અમારા હાટેનટાટ ભોમીઆએ શાહાસુરગના બે માલા શોધી કાહાડયા. એક માલામાં સધલાં ઇડાં ભાંજી નાખેલાં હતાં; તે આ પખશીઓનું પોતાનુંજ કામ હતું, કેમકે જારે શેકારી પુઠે લાગે છે, તારે પોતાના ઇડાં તેમને હાથ નહી જાય એટલા માટે એ પખશી તે ઇડાંને પોતેજ ફોડી નાખેછે. બીજા માળામાં આસરે ૨૪ શુંદર તાજાં ઇડાં આખાં હતાં.

"આ ઇડાં પકડી લાવવાની હાટેનટાટ લોકોની રીત અજાએબ જેવી હતી, જેથી જણાતું હતું કે મલાહેજો શું તેથી તેઓ તદન અણજાના હતા. તેઓએ પોતાના દીલમાંથી પોતાના ચામડાંના સુરવાલ છોડી નાખીને છેક ગુડણ આગલથી ઉંધા બાંધયાં અને પછે તેના પાએજામાં ઇડાં ભરી તે પાએજા પોતાના ખભાં સાથ બાંધયા. એ પરમાણે નાગી હાલતમાં તેઓ તે ઇડાં સંભાલીને લાવયાં." (આપણા લોકો મોટા પાએજાના લેગા પેહેરેછે તારે તંગ પાટલુન પેહેરનાર કોઇ સુધરેલાઓ હસેછે કે પાએજામાં કોઇની મરધી ચોરી લઇજવી છે કે શું ? પણ આ હાટેનટાટ લોકો તો ખરેખર પોહોલા પાયજાના સુરવાલ એમ પેહેરેછે કે તેમા ઉપલાં મુરગના ઇડાં ચોરી લઇ જવાને ખની આવે ! )

"આ ઇડાંનું કદ એકેક નાલીઅર જેવડું હોયછે. શાહાસુરગે બચાં જણવાની મોસમમાં, નર પખશી બેથી છ માંદાઓ સાથ સંગ કરેછે. તે સધલી માદાઓ એકજ બાપથી પેદા થતાં ઇડાંને એકજ માળામા મુકેછે. આ માલો કાંઇજ નહી પણ જમીનની અંદર ખોદીને બનાવેલો એક પોકલ ગોરો છે, અને તે ખાડો એટલો મોટો હોયછે કે આ મુરગોનો શાહા સેવનની વખતે તે આખા ખોહને આશાન ઢાંકી શકેછે. જગા બચાવા અને સધલાં ઇડાંને એકજ વખતે ઘટતી ગરમી પોંહોંચાડવા આ પખશીઓ એક ઘણો હીકમતી ઉપાય કરેછે. સધલાં ઇડાંને તેઓ આડાં નહી પણ ઉભાં મેળેછે; જેમાં સાંકડો છેડો તલીએ અને પોહલો છેડો ઉપર એમ આવેછે.

"સેવન બેસતી વેળા માંદાઓ અવાર નવાર વારાફરતાં બેસેછે. દીસના સધલી માદાઓ સેવન બેસેછે, પણ રાતના ઠંડી વધારે હોવાથી તેમજ વાઘ વરૂની ધાસતી હોવાથી પોતાના કુમલા ગરભના બચાવ સારૂં નર માળા ઉપર બેસેછે. કોઇવાર માળાની આગળ વરૂ, કોહોલાં, તરસ વગેરે જોરાવર પરાંણીઓ મુવેલાં મળી આવેછે. તે એમકે શાહાસુરગનાં ઇડાં ચોરવા જતાં એ કદાવર પખશીની પાંખ ઇઆ પગનો એકજ ફટકો તે જાંનવરોને મારી નાખેછે. કોઇવાર એક માલામાં સાહાઠ ઇડાં મળી આવેછે. પણ ઘણાખરા માળામાં એથી ઓછી શંખ્યા હોયછે અને એકજ જોડું સેવન બેસેછે. દરએક માદા બારથી સોલ ઇડાં મુકેછે. સેવન બેસતાંબી તે નવાં ઇડાં મેળેછે અને ઇડાંમાથી બચું પેદા થવા પછે પણ તેનુ ઇડાં મેળવાનું કામ જારી રેહેછે.

"આ નવાં ઇડાંને માદા માળામા મેળતી નથી, પણ માળાની આસપાસ મુકેછે અને તે ઘણું કરીને જુના ઇડાંમાંથી જનમેલાં તાજાં બાલકોને ખવાડવાને કામ લાગે છે. તરતંના જનમેલાં શાહાસુરગને મોટા અને તીખા ભાજીપાલા સદતા નથી. માટે જેમ ચોપગાં પરાંણી અને બેપગાં માણસ પોતાના બચાંને પોતાના દુધથી ધવાડેછે તેમ આ પખશીઓ પોતાનાં આગલાં ઇડાંના બચાંને પોતાના પાછલાં ઇડાં વરે પોશન આપેછે. એ રીતે શાહાસુરગ જનમતાંવાર પોતાના નવાં ભાઇ બેહેનને ગરભસતાંનમાંથીજ

# સ્ત્રીબોધ.

સંતક ૧૭ મું. | આગસટ ૧૮૭૩ | આંક ૮ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઇ.

એક વારતા.

### પરકરણ ૯૧ મું.

ઘેલા મોદીના મનજીભાઇનું ઘર છોડી જવા પછે આ પણે ઘણો વખત બાહાર કાહાડીઓછે, માટે હવે થોડીવાર પાછી તાંહાંની ખબર લઇએ.

મનજીભાઇ બીચારો પોતાના જનથી ગયો અને ઘર રવાનને અવલમંજલ પોંહોંચાડી આ... પેલી છોકરીની ખામી ઇચ્છા ખોર ઉપર આ... થોડોએક વખત ધેઆન હવે તેના ... ત ઉદાસીનું કારણ પુછ્યું. છોક બાંનુઓ સા...થો—"માહારી વાહાલી માએ, મારો ખા તેઓ...રા કરતાં બેવડી ઉમરનોછે તે વીષે હું વીચાર ક ...હતી." માએ—"તે ખરીજ વાતછે; પણ તે માતર ૩૬) વરસનોજછે." છોકરી—"તે માતર હાલ ૩૬) વર સનોછે ખરો, માહારી પેયારી માએ, પણ જેયારે હું ૬૦) વરસની થવસ તેયારે—" માએ—"પછી"? છોકરી—"ઓ, પેયારી માએ, તેયારે તો તે એકસો અને વીસ વરસનો થશે!"

શો. જ. રી.

---

**ધીરજ**—ધીરજ ધરંમની નેગેબાંન, સહુલા સંપજને જાલવી રાખનાર, મોહોબતની પરવસી કરનાર, અને નમરતાની ઉસતાદીછે. ધીરજ શરીર ઉપર હાકમી ચલાવેછ, આતમાને પુશતી આપેછ, સવભાવને મીઠાસ આપેછ, ગુસસાના દમને બંધ કરી નાખેછ, અદેખાઇની આગને બુજાવી નાખેછ; હંકારને વશ કરેછ; તે જુબાંનને કબજામાં રાખેછ, હાથને અંકોશમાં રાખેછ, લોભને પગ તલે દાબેલો રાખેછ, દુઃખોને સોસેછ, પોતાનાં ધરમને સારૂ જીવ આપનારના મોહોતનો અંત લાવેછ. ધીરજ બંદગી કરવાની જગામાં એકદીલી પેદા કરેછે, રાજમાં વફાદારી, અને કુટુંબોમાં મીલાપ. તે ગરીબોને દીલાસો આપેછ, અને તાલે સોલુને મળેલો દરજો મોટો પણ ખોટો, દમામનો પણ નામનો છે.

અને તોપણ સુનાબાઇ તથા તેના સગાંઓ તેમા ઘણી મગરૂરી ધરાવેછે. એક કીમતી હક તેની ગેરહાજરીથી વધારે અસર કરેછે. જે હક ખોહયા હોય તેને વલગી રેહેવાની વધારે તલપ થાયછે.

અને રંડાપાના દુખમા બીચારી સુનાબાઇનો દીલાસો પણ એથીજ છે. તે ધણીને માટે શોક કરેછે, પણ તે ધણીનું નામ અને ઓલાદ રાખવાને ફરજંદો હઇઆત છે, એ મોટી ધીરજ છે.

પણ એ છોકરાઓ નઠારા છે તેનો શું રસતો ? તેઓ લુચા, લફંગા અને તોફાંનીછે. બાપ કરતાં તેઓ વધારે મીજાજી, મગરૂર, અને મસતીખોર છે. આપણે તેઓને છેલા દીઠા તારે પાણાચંદ શરેશતેદારને તેઓએ કેટલો સતા

— ...ણીથી ઘરમા તોફાન વધી પડયું, પાણાચંદ
૨ જુરર ... 
૩ માખોને ભાવતો ...જ છુપાયલી મળી આવી એ
૪ કીડીઓને ગમતો કાબુ...ને શકતુ બી રોપાયું તે

---

### ખોલાસો ગઇ વેલાનો.

૧ નેપાલીઅન.

૨ દીવાલ. દીવા, દીલ, વાલ.

૩ ઘડીઆલ. ઘડી.

---

### સારી શીખામણનો ગરબો.

"મૈયા ધનુષધારીનું ધ્યાન ધરજો."—એ રાગનોછે.

(એ ગરબામાં જ્યાં જ્યાં મૈયા શબ્દ ઊમેરવો પડે ત્યાં આ ગરબામાં "બાઇયો" શબ્દ ઊમેરવો.)

બાઇઓ સારી શિખામણ સાંભળજો,
 કદી ન કરો કુસંગા સંગજો;
મહાસનિના મતમાં ભળજો,
 રૂદે રાખો નિતીનો રંગજો. સારી૦

સદા સમજીને મન સ્વછ રાખીએજો,
 સ્વછ રાખો પોતાનુ શરીરજો;

ભગવત નામ મુખે ભાખીએજો,
  તરી પામીએ ભવજળ તીરજો. સારી૦

લંક લૂટવાનો લોભ નવ લાવીએજો,
  સદા સજીએ સુશીળ સંતોષજો;
નિજ ઘર એમ નિભાવીએજો,
  રિદ્ધિ કારણ ન રાખીએ રોષજો. સારી૦

સંપ સારમાં સાર સંસારમાંજો,
  સંપમાંછે સકળ સુખવાસજો;
નહિ સંપ જ્યાં નર નારમાંજો,
  ત્યાંતો ત્રાહે ત્રાહેનો હોય ત્રાસજો. સારી૦

સઉથી હળિમળિને હેત રાખીએજો,
  કદી કડવા ન બોલીએ બોલજો;
દુઃખ પર ઘેર નવ દાખીએજો,
  જેથી તૂટે પોતાનો તોલજો. સારી૦

પ્રેમે પતિવ્રતા વ્રત પાળીએજો,
  પર નરશું ન રાખીએ પ્રીતજો;
ટાપટીપની ટેવ ટાળીએજો,
  રૂડી રાખીએ સાદી રીતજો. સારી૦

બહુ પરઘર જઇ નવ બેશીએજો,
  કોડે કરીએ પોતાનૂ કામજો;
પાપ મારગે નવ પેશીએજો,
  જેથી ઠરીએ નરકને ઠામજો. સારી૦

પોતે ભણીએ બીજીને ભણાવીએજો,
  સઉને દઇએ શિખામણ સારજો;
હોય દુર્ગુણ તે હણાવીએજો,
  જેથી રીઝે જગત કર્તારજો. સારી૦

વળી વિદ્યાની ચોપડી વાંચીએજો,
  જેથી વાધે વિવેક વિશ[illegible]ચીએજો,
  [illegible]વે કાળજો. સારી૦
[illegible] જાગ બાળાને સ્ત્રી બોધથીજો,
  એવી વદીએ વિવેકથી વાતજો;
કહીએ ન કોઇને ક્રોધથીજો,
  સજો શાંતી સ્વરૂપ સાક્ષાતજો. સારી૦

લેશ લાવો ન આળસ અંગમાંજો,
  ચાહી રાખો ચંચળતા ચિત્તજો;
અખંડ રહો ઉછરંગમાંજો,
  હઇએ ધરજો સરવનું હીતજો. સારી૦

દીન દેખી દયા દીલ લાવજો જો,
  કદી કરશો ન કાળજું કોરજો;
માણસને દુઃખથી મુકાવજો જો,
  જાતે જેવું તમારૂં જોર જો. સારી૦

પોતે સુધરી બીજીને સુધારજો જો,
  ડાહી થાવા દેજો સાનદાનજો;
સદગુણથી શણગારજો જો,
  પાજો પીજો પ્રિતીરસ પાનજો. સારી૦

સાસુ સસરાતણી સેવા કરોજો,
  શીશ નામીને માગો આશીશજો;
કર જોડી કહેવું કૃપા કરોજો,
  એની આશીષે સુખ અહોનીશજો. સારી૦

ભંગ કરશો ન વેણ ભરથારનુંજો,
  પ્રિય ગણજો જેવા નિજ પ્રાણજો;
સુખ પામશો સંસારનુંજો,
  થશે વિશ્વમાં વિવિધ વખાણજો. સારી૦

વૃદ્ધ સાથે વિવાદ નવ કીજીએજો,
  મોટા જનની રાખો મરજાદજો;
ખામી બતાવે નવ ખીજીએજો,
  પરહરીએ પોતાનો પ્રમાદજો. સારી૦

ગુણ ગાજો હરીના ગીતમાંજો,
  મોટો સમજી તેનો મહીમાવજો;
ચોટાડી રાખજો ચિત્તમાંજો,
  જોજો જરીએ ન વીસરી જાયજો. સારી૦

જુઓ આદિત્ય ઇંદુ આકાશમાંજો,
  જુઓ તારા મંડળતણું તેજજો;
દીસે તે કદી ન કયાશમાંજો,
  એનો ઉત્પંન કરનાર એજજો. સારી૦

જુઓ સાગર ને શૈલ સરિતા ગણીજો,
  જુઓ પ્રથવીના પડતો પ્રભાવજો;
વાણી વિલાસ રાગ રાગણીજો,
  એવા બહુએ બનાવ્યા બનાવજો. સારી૦

એણે આપણા શરીર સજી આપીઆંજો,
  પ્રતિપાલન કરેછે રૂડીપેરજો;
પાડ ન ગણે તેનો પાપીઆંજો,
  એતો અજ્ઞાનનું અંધેરજો. સારી૦

નથી અળગો રહ્યો કરી એટલુંજો,
  સ્નેહ લેછે સદૈવ સંભાળજો;
કહો એતો કામછે કેટલુંજો,
  દુઃખ છેદેછે દીનદયાળજો. સારી૦

એના [illegible]છે આપણેજો,
  ચુકી ચાલ્યા [illegible]જો;
દોષ ન ગણ્યા દીલ ડહોપ[illegible]
  કૃપા રાખેછે તોપણ કૃપાળજો. [illegible]

માટે ભજીએ તેને ભલી ભાતથીજો,
  એના જાણી અનેક ઉપકારજો;
પ્રારથના કરીએ પ્રાતથીજો,
  પાપ કાપી પમાડે પારજો. સારી૦

પ્રભુ ચિંતા તમારી ચૂરશેજો,
  મનમાન્યું દેશે મહા સુખજો;
લાખલાખ અભિલાખ પૂરશેજો,
  નહિ દેખો દારીદ્ર કે દુઃખજો. સારી૦

ધન ધાન સન્માન શુભ પામશોજો,
  વળી વધશે પ્રજા પરિવારજો;
વિઘન વિવિધના વામશોજો,
  અંતે કરશે ઇશ્વર ઉદ્ધારજો. સારી૦

કોડે કરશો જો ભજન કૃપાળનુંજો,
  તજી તુચ્છ સ્વભાવ તતખેવજો;
સ્વર્ગનું સુખ સદાકાળનુંજો,
  દેશે દલપતરામનો દેવજો. સારી૦

---

મુંબઇ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીઉં તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. આગસ્ટ ૧૮૭૩ આંક ૮ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

એક વારતા.

### પરકરણ ૬૧ મું.

ઘેલા મોદીના મનજીભાઈનું ઘર છોડી જવા પછે આપણે ઘણો વખત બાહાર કાહાડીઓછે, માટે હવે થોડીવાર પાછી તાંહાંની ખબર લઈએ.

મનજીભાઈ બીચારો પોતાના જાનથી ગયો અને તેના રવાનને અવલમંજલ પોંહોંચાડી આવયા, એટલેં હવે તેની ખામી ઇઆ ખોર ઉપર આપણે ઢાંકણું વાલીશું.

હવે તેના બીજા બેથ કુટુંબીઓ, જેમને વાંચનારી બાંનુઓ સારીપઠે ઓળખેછે, તેમની તરફ ધેઆન લગાડીશું. તેઓમાં ઘૈડાંની શુનાબાઈ એક છે. આપણી રાંક ને રમણીક પીરોજ બીજી છે. દીનબાઈ અને તેનો મારી જીવનજી તાંહાંજ રહેલાં છે. સોલુ અને ફલુ, ઘેલા મોદીના બે મસતીખોર છોકરાઓ પણ હવે ઘરમા જાજા માલમ પડેછે.

અને હવે મોટા શેઠના મોત પછે વડો દીકરો સોલુ ઘેલા મોદીના જાંણીતાં અને મોટા ખાનદાનનો વારસ થયો એટલે તેની માતાની ફીકર અને સગાં વાહલાંઓની નજર સઘળી તેનામા ભરાઇછે.

અઢાર વરશની નાહની ઉમરમાથી સોહોલુ ઘેલામોદીના કુટંબના વડાના દરજાએ પોંહોંચયોછે. જે કુટંબે પોતાના ટોળા ઉપર હાકમી ચલાવેલી તે વડા કુટંબનું વડાપણું સોલુને નાહનપણથી મળયું છે. એ વડાપણું તે પંચાતના વડાની ખુરશીની એખતીઆરી, ખાનગી ઇનસાફ કરનાર નેઆએધીસનો દાજો અને ઘેલા મોદીના ખાનદાનની મીલકતનું ધણીપણુંછે.

અલબતાં મીલકત સઘળી ઘરણે મુકીછે. પંચાતના વડાની ખુરસી ખાલી અને સતા વગરની થઈ પડીછે અને ધુળ ખાયછે. ખરી દોલતના કરતાં દમાગ વધારે છે. એટલે સોલુને મળેલો દરજો મોટો પણ ખોટો, દમાગનો પણ નામનો છે.

અને તોપણ સુનાબાઈ તથા તેના સગાંઓ તેમા ઘણી મગરૂરી ધરાવેછે. એક કીમતી હક તેની ગેરહાજરીથી વધારે અસર કરેછે. જે હક ખોહયા હોય તેને વલગી રેહેવાની વધારે તલપ થાયછે.

અને રંડાપાના દુખમા બીચારી સુનાબાઈનો દીલાસો પણ એથીજ છે. તે ધણીને માટે શોક કરેછે, પણ તે ધણીનું નામ અને ઓલાદ રાખવાને ફરજંદો હઈઆત છે, એ મોટી ધીરજ છે.

પણ એ છોકરાઓ નઠારા છે તેનો શું રસતો ! તેઓ લુચા, લફંગા અને તોફાંની છે. બાપ કરતાં તેઓ વધારે મીજાજી, મગરૂર, અને મસતીખોર છે. આપણે તેઓને છેલા દીઠા તારે પાણાચંદ શરેશતેદારને તેઓએ કેટલો સતાવયો હતો ? પાછળથી ઘરમા તોફાન વધી પડયું, પાણાચંદના ઓરડામા નીરદોશ પીરોજ છુપાયલી મળી આવી અને મનજી શેઠના મનમાં વેહેમ અને શકનુ બી રોપાયું તે આ છોકરાઓના કારસતાન હતાં.

એવા છોકરાઓ ખાનદાનનું નામ શું રાખશે ? શુનાબાઈને, પીરોજને, દીનીને, જીવણજીને, સરવેને એજ અંદેશો ઉપજતો હતો. એ અંદેશામાં બીજા સઘલા વીચારોને તેઓ ભુલી ગયાં હતાં. મરનાર મનજી શેઠના મોહોતનો ગમ તેઓ આસતે આસતે ભુલી ગયાં હતાં. શુંદર પીરોજને અદરાવાની વાતને પણ તેઓ તરત વેળા ભુલી ગયાં હતાં.

સરવેનો વીચાર સોલુ તથા ફલુને, અગત કરીને પેહેલાને સુધારવામા મશગુલ હતો. ફલુ પોતાના બાપના ઘેલા, પતરાંના ખોખાં વાલા, મંમાવાનો ઘણો માંનીતો હતો અને તે ઘેલા સાથ ઘેલાં ચેડાં કાહાડયા કરતો હતો. વળી તે ઉમરે નાહાનો હતો, એટલે તેને શુધરવાને વગાર વખત હતો અને છેલે તેને કાંઇ બાપની ગાદી મળી નથી એટલે તે ઘડીભર બગડે તો તેમા જેટલી બુરાઇ હતી, તેના કરતાં સોલુને બગડવામા બુરાઈ અને ખરાબી વધારે હતી.

માટે બાપના મરતાંવાર સોલુ આજને કાલતો ઘેલા મોદીના ઘરમાં ધેઆંન ખેંચતો થઈ પડયો. માતાએ માન ધરાવીને સોલુને બદલે સોરાબજી નામ ઘરમાં ચળાવયું. અને તેથી નોકર નંફરો વધારે માનને ખાતર સોહરાબજી શેઠ કરી કેહેવા લાગા.

સોહરાબજી શેઠ ઉપર તેથી અસર થઈ ખરી. તેના પોતાના મનમાં તે લગાર ખુશી અને મગરૂર થવા લાગો. તે પોતેજ પોતાની અગત સમજવા લાગો અને દુનીઆમા દાહાયો દેખાવા તથા રસતે રસતેની રખડતી અને લફંગી હાલત દુર કરી શાન શોગતવાલો થવાની તેને પોતાનેજ ઉમેદ પેદા થઈ.

વળી જીવણજીએ પણ તેને ઘણો સમજાવયો. તેના બાપના રવાનને વરાવી આવયા પછે તેની માએ તેને એકાંત તેડયો અને તેના બનેવી જીવણજીએ પોતાની ગામડીયા સહી સાદી ઢપમા, તેની આગળ એક ભાશણ કરયું. તેને યાદ આપી કે હવે ઘેલા મોદીનું આખું કુટંબ તેના તરફ જુવેછે અને તેની ફતેહમાં આખી આલમ ખુશી થાય એવું છે.

આ ભાશણથી સોલુના મન ઉપર ભલાઈનો એક છાપ લાગો.

ઉપલાં એકાંત ખુણામાથી બાહેર આવવા પછે પોતાના ઓટલા ઉપર સોલુ જીવણજીની સાથે વાતો કરવા બેઠો. સહવારની મીજલશની મોટાઈ ઉપર વાતો થઈ; પાએદસત વીશે વાતો થઈ; પાયાસુજી અને આશોદાદની વેંહેંચામણ વીશે વાતો થઈ; હાલની ગરીબી હાલત વીશે વાતો ચાલી.

અને તેવામાજ જાંહાંગીર જંગી વીશે પણ વાત ચાલી.

પાયદસત ઉપરથી જાંહાંગીર યાદ આવયો અને દોખમા આગળ તે જંગી જવાંમરદે સોલુનાં પગ ઉપર માંથું મેળી તેની જોડે માફી માહી તેના હેવાલ સોલુએ જીવણજીને કહી સંભળાવયો.

આ હેવાલ કેહેતાં સોલુનુ દીલ ઘણું પીગલી ગયલું હતું. તેની આંખોમા પાણી આવી ગયાં હતાં અને તેવી પીગલેલી હાલતમાં તેણે જાંહાંગીર જંગીની સચાઇ તથા ખાલેશીની તારીફ કીધી.

ખરેખર જે વધારે તારીફ લાએક તે વેળા જીવણજીને લાગયું તે સોલુમાં થયલો ફેરફાર હતો. આવી સલુકાઈ, આવી નરમાસ એ છોકરામાં તેણે કદી જોઈ નહી હતી, કદી ધારી ઇચ્છા વકી રાખેલી પણ નહી હતી.

સોલુ ભરેલી છાતીએ બોલયો. "શું કહું જીવણજી! જાંહાંગીરે માંફ માગી એટલુંજ નહી, પણ સોગંદ ઉપર સોગંદ ખાધા કે આજ પછે હું તારો દોસત થઇને રેહેવશ."

એ દોસતીનો ગાંઠ મજબુત કરવાની અને તેની આરફતે સોલુને સુધારવાની આ તક ઘણી સરસ હતી. સોલુ આજે સુધરયો તેમાં જાંહાંગીરના પેહેલા દાખલાની થોડીક અસર છે, અને જો તે ભલા ગરહસથ સાથ સોલુની અગત વધતી જાયતો એ છોકરો નહીંયું સુધરે?

જીવણજીએ ટેકો આપી કહયું કે "ખરૂં કહુંછું, સોહોરાબજી, કે જાંહાંગીર એક ફરેશતાની ખશલતનો માણશ છે. એણે દોસતીની કબુલાત આપીછે તો હવે એનો જાન જાય તોપણ એ કબુલાત નહી તોડશે."

"હા, હુંબી એમ માનું છઉં."

"પણ ભાઈ સોહોરાબજી એટલાંમાં કાંઇ નથી જો. હજી ઘણું વધારે થવું જોઈએ. તમે જાણોછો તો ખરા કે દોસતીનો ગાંઠ અરસપરસનો છે. જાંહાંગીર તમારી દોસતી ચાહે ને તમે તેની દોસતી નહી ચાહોતો પછે દોસતી થાયજ નહી."

"પણ હું શું કામ નહી ચાહું? મને એની દોસતી ઘણી ગમેછે."

"એવાં માણશની દોસતી નહી કોણને ગમે? પણ તે જારી રાખવી હોયતો અમસથા ઘર બેસીને દોસતી કરાય નહીંજો ભાઈ."

"તારે કેમ?"

"તેના રસતા જુદા છે."

"તે શું! જીવનજી મને કેહ."

"જો, તારે તમે તેને ઘર આવ જાવ કરવી જોઈએ. જેમ તમે જાંહાંગીર પાસે જશો તેમ સારૂં."

"હા, કાલને કાલ જાઉં."

"નહી, કોઈ નામ ધરે તેમ નહી ચાલીએ. ચાહારમ વીતાં તમે એની મુલાકાતે જજો."

અને ચાહારમ વીતાં સોલુ ખરેખર જાંહાંગીરને ઘર ગયો.

તેણે જવા આગમચ પોતાની માની આગળ ખાએશ દેખાડી અને જીવણજીએ પેહેલાંથી ભણાવી મેલેલું એટલે સુનાબાઈએ એકદમ મોટી ખુશી સાથે હા કહયું.

આ ચાર દાહાડામાં જેમ જેમ સોલુ જરા જરા શાન પણ દેખાડતો, તેમ તેમ તેની મા, બેહેનો, બંનેવી સંઘાં તેને છાપરે મહડાવતાં હતાં, અને એક અઠવાડયાં ઉપર જાંહાં સરવેનો ધીકાર પામેલો તાંહાં આજે ફેરવાયલી હાલતમા સારી ચાલનો આવો બદલો મળેલો જોવાથી સોલુ ઉતેજન પામી ખરેખર વધારે સુધરતો ગયો.

દુનીઆંને માથે પડેલા કેટલા છોકરાઓ પોતાના માબાપની ખાંધ ઉપર બોજા થઈ રહેલાછે! પણ તેઓને સારી માવજતથી ઉછેરવાથી તેઓ કેટલા મદદગાર અને ઉપયોગી થઈ શકેછે!

ધીકાર, હડસેલા અને હાડમાર કરી છેક છેલે પાટલે હાંકી કાહાડવા કરતાં હીકમત અને હોશીયારીથી "બાપો" "બાપો" કરવાથી કેટલા છોકરાઓ બદીનો મારગ ચુકીને નેકીના રાહા ઉપર સુધરવું કરે એવુંછે!

## પરકરણ ૯૭ મું.

જાંહાંગીર જંગીના જીવને ચેન નહી હતું.

મનજીભાઈની પાએદસત ગમથી પાછો ફરવા પછે તે ઘણો ઉદાસ અને આતુરતાની હાલતમા પડેલો હતો.

તે લગાર આજારી વટીક પડયો હતો. તેને જરા જરા ખોખાર પણ ચટી હતી.

તેના મનમાથી આ ખેઆલ દુર નહી હતો કે મનજીભાઈના મોતમા તેનો હાથ હતો. હજીબી તે માનતો હતો કે તે ઘેલા મોદીનું મરણ કવખતનું છે, અને તેટલા માટે તે ખુન સરીખુંછે તથા તે ખુનમા મારો હાથ છે એવું જાંહાંગીરના મનમા ભમયા કરતું હતું.

તે પોતાને કાંઈ સહરાવેલા ખેઆલથી ગેરઈનસાફ કરતો નહી હતો. આ ખુન એકલા મારાથીજ થયુંછે એવું તે માનતો નહી હતો. તે પોતાના મનમા કબુલ કરતો કે

"મનજીભાઈએ તલાવ ઉપર મને જેટલો મારપોછે, તેટલો મેં કાંઈ તેને મારપો નથી. મારોતો માતર એક આંચકોજ હતો. મેં કાંઈ જાણી જોઈનબી તેને મારયો નહી હતો. પણ તોબી મારા મારથી તેને ઈજાતો થઈ ખરી અને તેના પાછલાં દુખોમા તે ઈજાએ જેમ તેને દુખ આપયું તેમ તેના મોતમા ભાગ પણ આપપો હોય. મેં તેના બધાં અપમાન ખમયાં, તેનો ઘણો માર ખમયો તારે જરાને વાસતે મેં બદનામી લીધી. થોડી વધારે ગાળ ઈઆ કાંઈ વધારે માર ખમપો હતે અને આ એક આંચકોબી નહી મારયો હતેતો બેહેતર થતે. ના હેક એક ધકો મારીને ખુનનો નહી તોપણ અણજાનપણે ખુન કરવાનો હું ગુનેહગાર થયો છઉં."

આ વીચારો ઉપરથી જાંહાંગીરના અંતકરણની સફાંઈ, તેના દીલની સાદાઈ, તેના મનની મોટાઈ માલમ પડે છે; પોતાના કરતાં પારકાની દાઝ તેને વધારે હતી એવું માલમ પડેછે; બીજાને ઇનસાફ આપવા સારૂં પોતાને ગેર ઇનસાફ કરવાની તેની નેક નઈઅત માલમ પડેછે. કેમકે કોણ ના પાડશે કે ઉપલા વીચારોમા જાંહાંગીર કાંઈજ નહી પણ ઘણી ભલાઈથી ભોલવાતો એક ભોગ છે ! તેના મગજમાં અમસથો વેહેમ ભરાયોછે.

આ વેહેમમાને વેહેમમા તે અડધો બાવરો જેવો થઈ ગયો. તેને ભુખ નહી પણ અમસથી આગ બળતી હતી. ઉંઘ નહી પણ અમસથા સવપના આવતા હતા. અને સવપના પણ ઘણા બીહામના આવતા હતા. તે કોઈવાર બેહેસત અને કોઈવાર દોજખ જોતો હતો. તે પોતાને બાંધેલો અને ઉંડા તેમજ અંધારા ગારમા પડેલો જોતો હતો. તેણે મનજીભાઈને ભુત થઈ આવેલો જોયો હતો તથા પોતાને સતાવતાં અને પુછતાં જોયો હતો.

આવા બેકરારી ભરેલા ખાબથી બીદાર થવા પછે, એક સહુવારની ઠંડી લેહેકીમાંથી જાંહાંગીર પોતાની આંખ બલતી આગોને તાહાડક તથા કલતાં હાડને આરામ આપતો હતો, તેવામા તેના ઓરડામા તેનો પુરખીઓ સીપાઈ દાખલ થયો અને જાંહાંગીરને ખબર કરવા લાગો કે "શાહાબ ! મનજીભાઈ આયા હય." !

"કેયા ?" જાંહાંગીરે ફગલાપલે ચેહેરે પુછ્યું. "કોણ આયા હય ?"

"મનજીભાઈ શેઠ આયા હે, સાહાબ."

"કોણ ? મનજીભાઈ કોણસા ?" હીંઆં હવે જાંહાંગીરને પુનરાં છુટવા લાગાં.

"શેઠ વો સુરતવાળા શેઠ હે સાહાબ."

"વોતો મર ગયા, તુંમ કેઆ બોલતે હો ?" આ સવાલ પુછતાં જાંહાંગીરને પોતા ઉપર અડધો ભરૂસો નહી હતો. તે એવું ધારતો કે જાંને જે ખાબમાથી તે બીદાર થયો, તેજ ખાબ હજી જારી હતો.

"કેસા મર ગયા સાહાબ ! જીતા જીસે વો આયા હય."

"નહી હોયગા, જાઓ, જાઓ, ફેર ખબર નીકાલો."

આ હુકમ આપી સીપાઈને પાછો વાલતાં જાંહાંગીરે પોતાનું બારણું હેલતનું મારેલું તરત ઢાંકી દીધું અને પોતે ઘણો ઘબરાવા લાગો.

પણ તુરતજ સીપાઈએ પાછો આવી તેના ઘબરાટને વધારી મેળપો. તે બોલયા કે "સાહેબ, વોતો મનજીભાઈ શેઠજ કેહેલાતા હુએ."

"છટ છટ ભઈઆ, ઓ કએસા હોવે ? ઉનોકી લાશકા છએલા સેજદા બખત મએ હાંજર થા, ઓર તુમ કેઆ બાત લાએ ?"

"શાહાબ, વો ઉનકા નામજ અએસા કેહેતા. આદમી લોક બોલતા ઓ બરા પઈસાદાર વ ઈજતવાળા શેઠીયા હય."

હવેતો જાંહાંગીરને મગજે ફેર આવવા લાગા. પણ એવામા એક સવાલથી તેને ખોલાસો થઈ ગયો. તેણે પુછયું કે "વો કદ ઓર સુરતસે કેસા હુએ ?"

આ સવાલ તેણે પેહેલેથીજ પુછયો હતેતો આટલો ઘબરાટ થતે નહી. આ સવાલ પુછયો તારે તેને ખબર થઈ કે આતો "નાહાનો મનજીભાઈ" એટલે તેનો દીકરો સોહુ મળવા આવયોછે અને સીપાઈએ કહયું કે તે છોકરવન જેવો છે.

પોતાનું ખોહેલું ધઈરીઅ પાછું એકઠું કરવા સારૂં જાંહાંગીર જંગીને માટે આ ખોલાસો બસ હતો. તે ખુશી થઈ તતકાલ સોહુને બોલાવા સારૂં નીચે ગયો, તો જેકે પોતાની ઘબરાયલી છાતીને ધીરજ અને આરામ આપવા સારૂં તે લગાર ધીમે કદમે ઉતરયો હતો.

તરતજ સોહુ જોડે દીલને માટે દરગુજર માહી તેને હાથે ઝાલીને ઉપર પોતાના આરાસતે કરેલા ઓરડામા લાવયો અને તેને અઢેલવાના એક શુંદર નકસીના, કોચ ઉપર બેસાડીને વાતો કરવા લાગો.

પેહેલીજ વાતમા જાંહાંગીરને માલમ પડયું કે થેલા મોદીના કુટુંબની મુલાકાતને માટે કલેકટર સાહેબ આવયા હતા, તેવણે વેલાતનો એક ધારો સમજાવયો, કે તાંહાં જારે એક મોટો ઉમરાવ મરી જાય, તારે તેનો વારસ બાપની મોટાઈ અને દોલત લેવા સાથ તેનું નામ પણ એખતીઆર કરેછે. એ ધારો જાણવાથી સોહુએ પોતાની મા સાથ લગાર હુજત કરી ને મનજીભાઈનું નામ ધારન કરયુંછે અને તેથીજ બીચારા જાંહાંગીરને ઉપલો ગુચવાડો થયો હતો અને મરનાર મનજીભાઈ દોખમેથી ઉઠી આવયો હોય એવો તેને ભય પેદા હતો.

આ મુલાકાતમા જાંહાંગીરે જવાન સોહુની બનતાં માન અને માવજત સાથ મદારત લીધી.

જાંહાંગીર જંગી એક વીદીઆરથી, અભેઆસી અને દાનનો શોકીન મુસાફર હોવાથી તેણે પોતાના મકાનમા પુસતકોનો તથા ખુદરત ઈઆ હોનરની થોડીક પેદાસોનો સંગરહ કરી રાખયો હતો અને સોરાબજી શેઠને નાસતા ઉપર પોતાની સાથે પેટ ભરતું જમાડવા બાદ જાંહાંગીર તેને પોતાનો આ સંગરહ દેખાડવા લઈ ગયો.

તેમા પેહેલાં એક પછે એક મુકેલા થોડાઓની ચોર જાંહાંગીરે દેખાડી, જે સઘલા સોહુને મનસે જંદ અને પેહેલવી જેવા હતા. એમા ઈંગરેજી કેતાબો થોડીજ હતી, અને ઘણીખરી ગુજરાતી તથા ધરમને લગતી કેતાબો હતી. જાંહાંગીરે પોતાના આ નવા દોસતની કેળવણીને આ ચોપડીઓની કસોટી ઉપર ઘસી જોવા માટે થોડાક સવાલો પુછી જોયા.

પણ સોલુનુ ગ્નાન જાંહાંગીરના ઘોડાવાલાના ગ્નાન ક
રતાં વધારે નહી હતું. મરાઠાઓના દોરની જાંહાંગીરે
વાત કીધી તારે સોલુએ માની નહી, કેમકે મરાઠાઓ તો
મુંબઈમાં હેલ મજુરી કરેછે. "ઈનશમે બા માઓની"
ના હાથના લખેલા ગરંથને સોલુ ઈંગરેજી કેતાબ સમજયો
અને સરકારના "રીગલેશન" વાંચતાં સોલુએ પુછયું કે
એ કીઆ રાજાની વાત છે?

નવાઈ જેવી ચીજોનો સંગરહ જે જાંહાંગીરે તે વ
ખતની સમજ પરમાણે એક દુકાનની ભીશાલે ગોઠવયો હ
તો, પણ જેના તરફ જાંહાંગીરે ગોયા ફરી જોયુંબી નહી
હોય તેમ મણ મણ ધુળ ચહડેલી હતી—તે સંગરહમાં પણ
આ મોટા શેઠના દીકરાની બેખબરી એવીજ માલમ પડી
હતી. જુદા જુદા મોટા કોરાઓને મોહરો કરવાને કા
મતા સમજયો અને એક ઉંચાં કોરાં કાગજ ઉપર મોહો
રો કરવા જતાં તે કાગજ તેણે ફાડી નાખયું.

ધરમ સંબંધી બાબતો ઉપર વાત કરતાં સોલુની મુ
રખાઈ ઓછી નહી હતી. નેરીઓસંગ ધવલનુ નામ તે
ણે કદી સાંભળેલું નહી માટે "નોરીઓચંદ ધપલ" તે બો
લયો અને દસતુર મેહેરજી રાંણાની તારીફ માતર ચાક
રીઆઓના એક ગાવાના ખેઆલમાંજ તેણે જાણી હતી
જેથી એક ચોપડીને દફને ઠેકાણે ટકોરા વગાડી તે "મેહેર
જી રાણા બરાજી શાના" કરી ગાવા પડી ગયો.

પણ આ સઘલી પરીખશામાં જાંહાંગીરે એક બીના
જોઈ લીધી અને તે જવાંન સોલુની મુરાદ તથા મકસદને લ
ગતી હતી. જાંહાંગીરે જોયું કે આ સઘલા સવાલો તથા
વાતચીતમાં જાંને કે પોતે ખબરદાર હોય તેમ સોલુ ભા
ગ લેતો હતો. તે ખબરદાર હોય એવુંજ દેખાડતો પણ
હતો અને જારે સોલુ ખોટો પડે તારે પોતે એમ નહી કે
હેતો કે પોતાને આવડતું નહી હોય, પણ જાને કે ભુલ થ
ઈહોય તેમ તે ગણતો હતો.

સોલુની આ વલાણ ડોલ ઘાલુ હતી તોપણ તેની એ
ક ધોલી ઘોરડુ હતી, એક ઉમેદ આપનારી બીના હતી
અને તે એકે સોલુ હોશીયાર તથા ખબરદારમા ખપવાને
ખુશી હતો, અભણ અને અગ્નાન ગણાવાને રાજી નહી હ
તો. શીખવા ભણવા ઉપર તેનો ભાવ મુદ્દલ નથી એવું
નહી હતું. ભણેલાઓ તરફ તેનો ધીકાર નહી હતો. માટે
જો તેને બરાબર રાહાપર મેળયો હોયતો તે નહી શીખે, ઘ
આ ખોયડ રહી જાય એવો નહી હતો.

આ કમનશીબ જવાનનું મગજ જાતે ચંચલ અને
ચબરાક હતું. તેમા ગોહેર હતું પણ આજસુધી તેને ખુ
ણે નાખી મેળેલું હતું. તેને માતર ઘસવાની અને અજ
વાલામા આણવાનીજ ખોટી હતી. તે આવો નાવાકેફ
અને અણઘડ રહી ગયોછે તેમા તેનો નહી પણ તેના મા
બાપનો વાંક હતો.

એટલા માટે જોકે હવે મોડું થયું હતું, જોકે સોલુ
હવે ઈસકુલે ભણવા બેસે એવો વખત નહી હતો, તોપણ
આબરૂદાર સંગત અને વજનદાર વાતચીતથી તેને સુ
ધારવા તથા તેનું મગજ ખોલું કરવાનો જાંહાંગીરે ઠરાવ
કીધો. સોલુની મરજી અને ઉલટથી તેને પુરતો ટેકો મળયો.

જાંહાંગીરે સોલુને તેની મુરખાઈઓને માટે હસી દઈ
આ ધીકારી કાહાડયો નહી. તેણે ઉલટીજ વળાણ પકડી.
તે સોલુને ખુશી કરવા લાગો. તે અભણ છતાં તેને માન
આપવા લાગો અને તેની ખાતરી કરવા લાગો કે વધારે સા
રી હાલતમા તે વધારે સારૂં માન પામશે.

જો તેની બેવકુફીને માટે તેને બેવજન ગણી હસી કા
હાડયો હતેતો સોલુએ પોતાના બચાવને માટે ખોટા રસતા
લેવા પડતે. પોતાને ખરો ઠરાવા સારૂં તેને ખોટી હુજતો
લેવી પડતે, અને હુજત હુજતે તે વધારે હાંસી તથા
ધીકાર પામી ખરાબ સવભાવનો અને ખરાબ ચાલ-
નો થઈ જતે. પણ ધીકારને બદલે પેઆરથી, હાંસીને બ
દલે નમનતાઈથી તેની ભુલો દેખાડતાં તે ભુલો કેવી ખુશી
થી કબુલ કરતો ગયો તેનો અનુભવ આ એકજ દાહાડા
ની મુલાકાતમાં જાંહાંગીરને પુરતો મળયો.

અને એ રીતે તે દાહાડો સોલુએ ઘણી ગમત અને
ગ્નાન સાથ એવી સારી રીતે ગુજારયો કે સાંજના ઘર જાતી
વેળા બીજે દાહાડે અને પછે દરરોજ આવવાની ખાએ
શ બતાવી ગયો અને તેબી અમસથો આલસાઈમાં વખ
ત ગુમાવવા નહી પણ ચોકસ કામ કરવાની તેણે આર
જુ રાખી. તેને ફારશી શીખવાની મરજી થઈ આવી,
અને તેથી તેણે દરરોજ જાંહાંગીરને મળવા ચાહાયું.

પણ વળી તેણે પોતાના આ મેહેરબાન રફીકને કો
ઈ કોઈ દાહાડે પોતાને ઘર આવવાની પણ અરજ કીધી.
દરરોજ તે જાંહાંગીરને તાંહાં આવે, તેમ જાંહાંગીરે કોઈ
વાર સોલુને તાંહાં પણ આવવું જોઈએ, એવી સોલુની અ
રજ નાકબુલ કરવા જોગ નહી હતી.

એ અરજ કબુલ કરવામાં આ ભલી ખશલતના જ
વાંમરદને બીજો લાભ હતો. તે જાંણુતો હતો કે સોલુ
ની શુંદર બેહેન પીરોજનો પેઆર તેના તરફ કેવો ઘોતની
ઝીશાલે છુપો વેહેછે. આજસુધી તે છુપા પણ નીરદોશ
પેઆરનો કસો જવાબ જાંહાંગીરે વાલીઓ નથી, પણ હ
વે તે નાજનીનની મુરાદના ઝાડ ઉપર શું ફળ નહી ઉગશે?

---

## પરકરણ ૯૮ મું.

એકગમથી મંનજીભાઈનો દીકરો સોલુ "શેઠ સોહરાબ
જી ઘેલા મોદીના" તરીકે સુધરવાના રસતા ઉપર આવયોછે.

પણ બીજીગમથી આપણો ભોલો દોલોતો ઘણે દરજે
સુધરી ચુકયોછે.

પણ તે કેમ જણાય?

એ બાબે સીગનપોર વાળા શેઠ ધનજીશાહની શાહા
દત અગતનીછે.

દોલો પાછો ધનજીશાહ શેઠને તાંહાં નોકરીએ રહયો
છે. કોટવાલની કચેરીમાથી એ ભોલા ભાઈને તેનો એ
આગળો શેઠ દયાલુ શોચનાથી પાછો પોતાને ઘર લઈ ગયો
છે અને તેને ઘરમા નોકરી ઉપર રાખયોછે.

તે શેઠ પોતે કબુલ કરેછે કે દોલો સુધરયોછે.

તેને ફરી ચાકરીમા લેતાં પુણમચંદ વકીલે પતરાજી લ
ગાવી કે વળી દોલાથી શેઠનો કાંઈ ઘાન નીકલી જવાનો.
રૂસતમ આગાએ વીચારયું કે તેના સદાના ઠઠા મશખરી

ને માટે દોલાને હથીઆર બનાવી તરેહવાર રમુજ મેળવ વાનું બની આવશે.

પણ આ સરવે માણસો દોલાથી ઠગાયાછે.

હવે તે કાંઈ શેઠનો ફાયદો કરવા સારૂં ટપાલના કાગજને ચોરી લાવતો નથી, હવે તે કાંઈ દારૂને ઠંડા પાણીમાં ઠંડો કરવા સારૂં પાણીમાં રેડી દેતો નથી. હવે તે કાંઈ ટપાલનાં કાગજ ઉપરની બે દોહાડીયાંની કે બે રૂપીઆની ટીકીટની કીમત પરમાણે ફદ માગતો નથી, ઈઆ હવે કાંઈ તે દસતુરજીને અડકવા માટે ખીસી બેસતો નથી. હવે તે કાંઈ ગાડું હાંકી જતાં નદીમા ડુબાડતો નથી, ઈઆ વાજાંની ભૅંપુરીમાં દારૂ નામીને બુમ મારતો નથી.

આ આખી વારતામા આપણે જોયુંછે કે એકવાર કાંઈ ભુલ થઈ અને ઠપકો મળયો તો દોલો બીજીવાર તે યાદ રાખેછે અને ફરી ઠપકો નહી મળે એમ ચાલવા જાયછે. તેમ કરતો કદાચ તે કાંઈ નવું ગોતું ખાયછે, પણ કાંઈ જુની ભુલ નથી કરતો, તારે એટલો તે સુધરયોછે. જેમ વધ તાં ગોતાં ખાધાં તેમ વધતો સુધરયોછે અને હવે તે એટલો હારમાર થયો કે જાંણે નવી છકર ખાવા જેવું તેને માટે જાજું રહયું નથી.

એમા પણ ખુદરતનો કાંઈ હાથ છે.

દોલો આટલો ઠોકરાયો તેમા લાભ હતો, તે સુધરયો તેમા પણ લાભ અને વધારે મોટો લાભ છે.

એ બીચારાનુ કાંઈ ભલું થવાનો હવે વખત આવ યોછે. તેનુ ભલું કરવા આગમચ ખુદરતે તેને સુધારવાને મેહેનત કીધીછે, તે સુધરવા પછે હવે તેને તેના ખરા દરજા ઉપર મેળવાને ખોદાતાલા વખત લગાડસે નથી.

તે કેમ? પેઆરાં વાંચનારાંઓ નીચલા હેવાલ ઉપર લખશ લગાડજો..

ધનજીશાહ શેઠના ઘરમાં તેવણના ધનીઆણીની સાલગરેહની ખુશાલીમા ખાવાનું થયું હતું. મીજલશ કાંઈ મોટી નહી હતી. ઘરના ને ઘરનાજ માણસો હતાં. રૂસતમ આગોતો હતોજ. પુણમચંદ વકીલ પણ જુદો જમવા બેઠેલો હતો.

ખાનાના સુફરા ઉપર અરસ પરસ રંગ ચાલેલો હતો, તેવામાં ભોલા દોલાએ શેઠના હાથમાં એક બીડેલું પરબીડું લાવીને મેળયું.

શેઠના પુછવા ઉપરથી દોલાના કેહેવા મુજબ આ ચીઠી કલેકટરની કચેરીનો સવાર આપી ગયો હતો.

રાતોરાત કોઈ પણ સરકારી અમલદારનો કાગજ આવવાનો શબબ શું? કાંઈ નોટીસતો નહી હોય?

ધનજીશાહની બીશાલે સઘલા મેહેમાનોને ઈનતેજારી પેદા થઈ.

શેઠના હાથ ખરડાયલા હતા, માટે તેણે દોલાને ફરમાવયું કે તસ લાવ. દોલો આ હુકમ પરમાંણે હાથ ધોવાની તસ લાવયો અને તેમાં તેણે શેઠના હાથ ધોવાડયા પછે દોલો જરા દુરથી અદબ વાલીને ઉભો.

ધનજીશાહએ તરત કાગજ ઉખેડીને વાંચવા માંડયો.

તે ચીઠી નાહાનીજ હતી, વાંચતાં એક મીનીટ પણ નહી લાગી અને વાંચતાવાર ધનજીશાહા "ઓ: [illegible]" કરી બુમ મારી ઉઠયો.

એક વખત વાંચયાથી જાને પોતે ધરાયો નહી હોય તેમ હવે તેણે બીજી વખત ચીઠી વાંચી. બીજી વખત વાંચતાં તેને જાને વીસવાસ નહી આવતો હોય તેમ તરીજી વખત વાંચી અને દર વેલા ઘણી ગંભીરાઈથી ડોકું હલાવતો ગયો.

શેઠના ચેહેરા ઉપરનો ફેરફાર રૂસતમ આગો અને પુણમચંદ બરાબર જોઈ શકતા હતા. પેહેલાંતો ધનજીશાહના ચેહેરા પર તાજુબી દીસતી હતી, પછે ખુશાલીનો છાપ માલમ પડતો હતો.

પુણમચંદે તરતજ સવાલ પુછયો કે "શું છે શેઠ? કાંઈ સમજ પડે?"

ધનજીશાહા તે ચીઠી પુણમચંદને વાંચવા આપતાં બોલયો કે "મનમાજ વાંચજો."

પુણમચંદે મનમા વાંચીને દોલાગમ જોયું તથા તે પણ બોલી ઉઠયો કે "હે પરમેશવર"!

આ વાણીયા વકીલ પાસેથી ચીઠી રૂસતમ આગાના હાથમા ગઈ. રૂસતમ આગાએ પાસેના બીજા દોસતને વાંચવા આપી અને એ રવેશે તે ચીઠી આખી ટેબલ ઉપર ફરી આવી, તોપણ શેઠની ફરમાસ મુજબ સઘળાઓએ તે માની બીના મનમાંજ રાખી.

પણ સઘળાઓએ દોલાગમ જોયું ખરૂં!

દોલો ગુમવાડામા પડી ગયો કે એ છે શું?

તે પેહેલાંતો બીધો કે કાંઈ મારા ઉપર ધાડ આવીછે. પણ વળી આ મેહેમાનો સઘળા હસતા અને ખુશીમા હતા, એટલે તેને લાગું કે તેને હાથે કાંઈ નવું ગોંટલ થયુંછે.

મેહેમાનોના હાથ ધોવાડવાના હતા માટે ધનજીશાહ આ ચીઠી વીશે વાત છેડવાને થોભયો. તેણે કહયું કે સઘલા સાહેબો પાણ સોપારી ખાઇ લો પછે આપણ ઉપર જઈ વાત કરીશું.

આ ચીઠીએ તેમને એટલી ઈનતેજારી પેદા કીધી કે રૂસતમ આગાએ હાથ કારે ધોયા તેની તેને ખબર નહી રહી. પુણમચંદે પાણ સોપારી ખાધાં કે નહી તેબી તે ભુલી ગયો અને બીજીવાર માગવા લાગો, દોલાએ પાણ સોપારીની રૂપાની તબક ફરી લાવી આપી, પણ તેણેજ યાદ આપી કે તમે સાહેબે હમણાજ ખાધાં.

અને હવે આ તરણ ચાર દોસતોની સંપીલી ટુકડી માળા ઉપર ગઈ, કે જાંહાં ધનજીશાહ શેઠે એકાંત વાત કરવા માટે ઓરડાનુ બારણું બંધ કીધું.

પુણમચંદે સુચના કીધી કે "બારણું બંધ કરવાની કાંઈ જરૂર નથી" પણ શેઠે જવાબ દીધો કે "વખત છે બાઈ, કેમ છે, કેમ નહી? વાત મોટી દોયતો બીચારાને વાસતે અમસથા બાહાર ચાળામસકા થાય."

રૂસતમે સુચના કીધી કે "આપણે એ બીચારાને બોલાવીને પુછીનો જોઈએ. વખતે હેને કાંઈ વાત માલમ હશે." પણ ધનજીશાહ શેઠ એ સુચના પણ નાદરૂસત ધારીને બોલયો કે "બીચારાને અમસથી ઉમેદો આપીને ઉસકેરનો [illegible] એટલી [illegible] નહી માનવા સ રખી [illegible] ડી પડે, તેના કરતાં એ [illegible] તીજ રાખીએ તે સા

રૂં. એ ઉજબખની છાતીમા કોઈ વાત છુપી રેહેવાની નથી. "

અલબતાં આ સઘલી વાત દોલા વીશે ચાલતી હની અને પેલી ચીઠી ઉપરથી ચાલતી હતી.

પુનમચંદ બોલપો કે "હું કબુલ કરૂંછું ગેઠ કે અળધા દોલાને આપણ હમણા વાકેફ કરીએતો કદાચ એટલો હરખાઇ જાય કે એનું દીલ એના સામે બલવો પણ કરે અને સઘલો ધાન એ બગાડી નાખે. પણ વાત ખોટી પડે તારે કેની?"

"હા શેઠ તમે આજે ઘણા વેહેમી થયાછો." રૂસતમ આગો બોલપો "સહી, છાપ ને મોહોર છતાં હવે એ વાતમાં વેહેમ શું હોય?"

"તે ખરૂંછે બાવા" ધનજીશાહાએ ધીરજ આપી "પણ જરા ધીરજ રાખો. નહી ધારેલા શું શું બનાવો બનેછે તે આપણ નથી જાણતા? ખોટી સહી ને ખોટા દસતાવેજ કરવાના અપરાધથી શું લોકો અણજાના છે? હવે એક રાતમાં શું ખાટું મોડું થવાનુંછે? સહવારે હું કલેકટર સાહેબને મલું, તેહેકીક કરૂં અને તેવું હશેતો પછે આખી દુનીઆમાં આશકારા કરશું."

સઘલાઓએ આ ગોઠવણ પસંદ કીધી. પણ તેઓંએ ઘણી ઉલટ અને ઈનતેજારી બતાવી એક બોલપો કે "બીચારા તરફ ખોદા જુવેછે." બીજો બોલપો કે "ખરેખર ભલો માણશ છે ને તેની ભલાઇને ખાતર તેને બદલો છાજેછે" ઈતીઆદી.

હવે મોડું થવાથી સઘલાઓ ઉલટમા ને ઉલટમાં પોતપોતાને ઠામે ગપા અને શેઠે તે કાગજને પોતાની ઈસકોતરીના વકોરામાં બંધ કીધો.

તે કાગજ બંધ કીધોછે, દોલાથી પણ છુપાવપોછે, મગર વાંચનારી બાનુઓથી અમે કોઇ ચીજ છુપાવી નથી, માટે આ કાગજ પણ અમે તેમનાથી છુપાવતા નથી.

તે માતર કલેકટરની કચેરીમાથી ઉતાવલે લખેલી એક યાદી હતી અને તે નીચે મુજબ હતી.

"યાદી—

"ધનજીશાહ દીનશાહ શીગનપોરીઆ.

"ગરીબપરવર ખોદાવંદ, કલેકટર સાહેબ તરફથી તમને ખબર આપીએછે કે તમારો નોકરીમા રહેલો પારસી દોરાબજી ડોસાભાઇ, જેની મા વીલરબાઇ વીધવા ધમરાચાં ગામમા વસેછે તે સુરતમા ઊમરેહઠવાવાલા શેઠ માણેકશાહ મેહેલાશાહ મીઠા દોધીનાનો વારસ થાપછે, જેના વારસાનો અવેજ કલેકટર સાહેબને અનામત મલપો છે, તે લેવા સારૂં તમે તે ધણીને લઇને આવતી કાલે સહવારના ૧૦ કલાકે કીલા મધે કચેરી ખાતે હાજર થવું.

કલેકટરની મોહોર.

ખાણાચંદ પરાનલાલ
સરેશતેદાર."

પરકરણ ૯૯ મું.

ભોલા દોલાએતો તે રાતે નીરાંતે ઉંઘ કાહાડી.

પેલા ભેદ ભરયા કાગજનો ગુંચવાડો દીવસની થાક તથા મેહેનતને જોઇતા આરામ આગલ તેના મનમાથી નીકલી ગપો અને તે નફકરો તથા નચીંત થપો પણ ધનજીશાહ શેઠને ઉંઘ આવી નહી.

દોલાના નસીબનુ ચકર અચબુચ ફરી ગયું. એક ગોલામ જેવો તાબેદાર ચાકર તે શેઠ ધનજીશાહ કરતાંબી ચહડતો શેઠીપો થવાનો વખત આવપો.

જમાનાનો કેવો દોર!

પણ શેઠની સઘળી આતુરતા એ બાબે નહી હતી. દોલાનેતો તે ચાહાતો હતો અને તેની હાલત સુધરવા માટે ખુશી હતો.

તેની વધારે ચીંતા અને ઈનતેજારી એક જુદાજ સબબસર હતી.

તેતો તેના હરીફ ઉમરેહઠવા વાળા બેહેરામશાહ શેઠ વીશેની હતી.

દોલાને અમીરી દરજો મળવો, ઉમરેહઠવા વાળાની દોલત મળવી એ બેહેરામશાહની દોલત અને દરજો ઓછો થવાનું કામ હતું.

એ અચબુચ ફેરફાર કેમ આવી બનપો?

"માણુકશાહ મેહેલાસા મીઠાંદોધીના કાંઇ બેહેરામશાહનો બાપ નથી એતો હું જાણું છઉં." ધનજીશાહ શેઠ સુતા સુતા વીચાર કરેછે "એતો બેહેરામશાહનો કાકો થાપ છે, પણ તે કાકાનો કરી લીધેલો પાલક છે અને કાકાનો જે વારસો મળનારછે, તેની આશામા બેહેરામશાહે ઘણોક ખરચ અને ભપકો રાખપોછે. બેહેરામશાહે આજ થોડુંક થયું કાકાનું નામ એખતેઆર કરયુંછે અને દરએક રીતે પોતાને માણુકશાહનો વારસ સમજેછે. વળી તે માણુકશાહતો આજ કંઇક વરશો થયાં બંગાલે ગપોછે, જાંહાં તેના મરી જવાની ખબરતો કોઈ જાણતું નથી. બેહેરામશાહ તેની સાથ કાગળ પતરોનો વેહેવાર ચલાવેછે, અને તોપણ તે આજ સુધી ઠગાપ કેમ? તેને બદલે આ ગામડીપો ગમાર દોલો તેનો વારસ હોય કેમ?"

અલબતાં આ સઘલા સવાલોનો તે સમસાન વખતમાં એકલો ધનજીશાહ ફડચો લાવી શકે એતો સુરજ ઉગમથી આઠમે ઉગે એવું માહાલ હતું. જારે પોતાને ખોલાસો નહી મળી શકપો તારે ધનજીશાહના વીચારો બીજી વલાણ ઉપર નીકલી ગયા.

"ખોદા કરેને આ વાત ખરી પડે. ખોદા કરેને દોલો દોલતમંદ થાય અને બેહેરામશાહ નીચો ને હલકો પડે. તેમ થાયતો હું કેવો ખુશી થાઉં! આજ સુધી એણે મને કેવી હેરાનગતી આપીછે. ખાનબાહાદુર જેવા એક ખેતાબને ખાતર એ મને કેવો નડપોછે. અરે! મરનાર મનજીભાઈ સાથ મળી જઈ એણે મારાં ભલાંમાં કેટલી હરકત નાખીછે. મારી ધીરજ અને સબુરીનો હવે મને બદલો મળશે. ખોદા, ખોદા, આ ખબરને ખરી પાડ."

આવા અંદેશાઓને લીધે ધનજીશાહ શેઠ સહવારના અડધીજ ઉંઘે ઉઠપો. ઉઠતાંને વાર નાહી ધોઇને તથા માહેના એક ગોર પીને ગાડી જોડાવી દોડાદોડી કરતો ગપો.

તેની ધનીઆણીએ તેની આ ઉતાવલનું કારણ પુછ્યું, પણુ તેણીને કેહેવા પણુ નહી થોભયો.

ચાકરોથી તેણીને ખબર થઇ કે રાતે કલેકટરને તાંહાંથી કાંઈ કાગળ આવયો હતો. શેઠાણી એ ઉપરથી ઘભરાઇ ગઇ પણુ ખરી બીના તેણીના ભાઈ રૂસતમ આગાએ તેણીને કહી તારે તે પણુ એક હાથ ઉપર અચરત અને બીજા હાથ ઉપર ખુશી થઈ.

ધનજીશાહ પેહેલવેહેલો પાણુચંદ સરેશતેદારને ઘર ગયો. તે દાતનની સલીઓ લઇને ઓટલા ઉપર ચાવવા તથા દાતન કરવા બેઠેલો હતો. ધનજીશાહની ગાડી તેના બારણા આગળે ઉભી અને જેવો તે શેઠીયો ઉતરયો કે તરતજ પાણુચંદ ઉભો થયો. એકતો તે તોતરો હતો, તેવામા વળી મોહોમા દાતન એટલે વધારે તોતરૂં બોલવા લાગો. "ઓ હો-હો ધનજીશાહ શેઠ ! સહવાવના પોહવમા તમાવી સવાવી હીઆં પધાવી ?"

"કારણુતો તમોને ખબર હશે ! રાત વાળી તમારીજ ચીઠી !"

"અવે હાવે હા, પણુ તમાવું ભલુ થાય, વાતે ઉંઘબી આવીતી કે નહી ?"

"વાતે ઉંઘ નહી કાંય આવે ! વાતમા જીવ શું છે !"

"વાતે નહી—અવે (રાતે બોલવાની ફોકટ કોશેશ કરતાં) વ-વ-વાતે ઉંઘ આવીતી કે નહી ?"

"હું-હું-રાતે ! હા રાતે ઉંઘ આવીતી, પણુ સહવારના ધીરજ નહી રહી."

"ઉપવ પધાવો, હું દાતન કવીને તમાવી ચાકવીમા હાજવ થાઉંછું."

"કાંઈ નહી—કાંઇ નહી, હીઆંજ વાત કરીશું."

ધનજીશાહને થોડો વખત થોભવાની પણુ ધીરજ નહી હતી.

"અવે અતવઘડી દાતન કવી વેહેવશ, તમે પધાવો, બાળા ઉપવ, દીવાનખાંનામાં બેસો."

"હું ઉપર જાઉં, પણુ દોસત મને એટલો સધેઆરો આપ કે રાતની ચીઠી ખરી છે."

"ખવી ખવી, સવકાવની ખબવ ખવી નહી હોય ? સીધાવો, ઉપવ પધાવો."

હવે શેઠ ઉપર ગયા અને પાણુચંદ આવે તેટલાં તેનો ઘડી ગોયા તેને ખુનના વાંકને માટે જુરી આગલ ઉભો કીધો હોય અને જુરી અભીપરાએ આપવા સારૂં ઓરડામાથી બાહેર નીકલી હોય, તેવી ઇનતેજારીની ઘડી હતી.

અંતે આ શરેશતેદાર આવયો અને ધનજીશાહે તેને સઘલો ભેદ પુછી લીધો—જે ઉપરથી દોલાના આ કરમની કોહાંની નીચે મુજબની માલમ પડી.

માણુકશાહ મીઠાંદોધીનાતો બે મહીના થયા બંગાલામા મરી ગયો, પણુ તેના મરણુની ખબર છુપી રાખવામા આવી. ભોલો દોલો ખરેખર તે માતબર પારસીનો દીકરો થાયછે પણુ તે આજ સુધી જાહેર થયલો નહી હતો. નહી માણુકશાહ પોતાના દીકરાને ઓલખતો હતો, કે નહી દીકરો પોતાના તે બાપને જાણુતો હતો. એટલુંજ નહી પણ વધારે અજાએબ જેવું એ છે કે દોલાની માં વીલર પણુ જાણુતી નહી હતી કે તેનો ખાવંદ તે દોલતમંદ માણુકશાહ હતો અને તેણીએ જે નમુનાદાર નગીનાને જનમ આપયો હતો તે આ માતબર ઉમરાવના ખુનનો હતો ! એ રીતે બાપ, મા અને બેટો તરણુકે અજાના હતા !!

એની સમજ એમ મળી આવેછે કે માણુકશાહ વીલર સાથ પરણુયો હતો ખરો, પણુ વીલર પોતે તેને પીછાણુતી નહી હતી. તે પોતાના માટીનું નામ વટીક માણુકશાહ કરી જાણુતી નહી હતી. તેતો એકલા એ મરનારનેજ ખબર હતું. માણુકશાહ મીઠા દોધીનાનું ખાનદાન ઘણું નામીચું હતું. તેમાં અવારનવાર ભલી ખશલતના અને સારા સારા શેઠીયાઓ થઈ ગયા હતા, પણુ માણુકશાહ તેથી ઉલટી ખસલતનો હતો. એકવાર બચપણુમાં પરણેલો હતો, પણુ તે પંદર વરશનો થયો નહી એટલામાં તે ખરાબ છંદોમાં પડયો અને થોડા વખતમાં તેની બાપડી તદન જવાન ઉમરે મરણુ પાંમી. તે વખત પછે માણુકશાહ ઘણો લટખટ થઈ ગયો અને ઘણા ફંદ, ફેલ અને ફરેબમાં ગરક થઈ ગયો. તે ઘણી રીતે પોતાની નજરને બગાડતો હતો, ઘણીક રીઓ સાથ પોતાની દેઆનત બગાડતો હતો અને પોતાના નીચ હવશને માટે ગમે એટલો ખરચ કરવા ઉપરાંત ગમે એવાં ટરકટ કરવાને, ગમે એટલી ઠગાઈ કરવાને, ગમે એવા ખોટા વેશ બદલવાને, તે દરતો નહી હતો.

બીચારી આ વીધવા વીલર સાથ તે એવાજ ખોટા વેશે લાગુ પડયો હતો. વીલર એક ગાંમડાંમાં રેહતી હતી. તેણીને જોતાંવાર તેણીને પોતાના પંજા તલે ફસાવાનો તેણે ઠરાવ કરયો. માણુકશાહના ખરાં નાંમથી તો તેનો શાખો પડયો હતો, માટે તેણે ખોટો લેબાશ એખતીઆર કરયો. તે લેબાશ એક સાહેબના "મેસમેન" અથવા "બુટલેર" નો હતો. એક ગોરા સાહેબના "બુટલેર" તરીકે તેણે વીલર સાથ ઓળખાણુ કાહાડી. તે વખતે વીલર ઘણી જવાન અને ઘણી ખુબસુરત હતી. પણુ તે ઘણી ઇમાનદાર અને પાક દામાન હતી. તેણીને પોતાના હવસમા ફસાવાને માણુકશાહાએ ઘણાબી ફાંફાં મારયાં, પણુ વીલરે તેના સાથ ધીમે ધીમે સારી મોહોબત બંધાવા છતાં આ "બુટલેર" ની નીચ ધારણાનો ઇનકાર કીધો. પણુ તેને નાખુશ નહી કરવા અને પોતે પણુ છરી તથા કુમારીની હાલતમા જવાનીનો વેશ બાલી નહી નાખવા તેણીએ એટલું કબુલ કીધું કે "માકો બુટલેર જો મારી સાથ લગન કરેતો પરણુવાને હું ખુશી છઉં" અને તેણીને પોતાના કબજામા મેળવવા સારૂં માણુકશાહાએ એટલુંબી કબુલ કીધું. તે પોતાના હવશનો એટલો ભોગ હતો કે તેનો શેકાર જેબી દંડ માગે તે આપવાને તે કબુલ હતો, માંટે વીલર સાથ "માકા બુટલેર" ના લગન વટીક થયાં. બીચારી વીલરની સઘળી ઉમેદ સંસારી થવા, કુટુંબ પરીવારની મા થવા, વહુ દીકરાંવાળી થવા, સાસુ તથા વેહેવાણુ તરીકે બોલાવા અને સંસાર સુખનો રસ અને મીઠાસ ચાખવાની હતી, માટે માકા બુટલર સાથ પરણીને તે ઘણી ખુશી થઈ હતી.

પણુ માણુકશાહની મતલબ એવી કાંઇજ નહી હતી. તે "માકા બુ[illegible] નામે [illegible] [illegible]ાથ એક મહીના

રહયો. પછે તેની પાપી નજર વળી બીજે ઠેકાણે ગઈ, તારે તેણે વીલરને છોડી જવાનો દાવ સાંધયો. તેણે એક ખોટું કાગજ વીલરને દેખાડયું તથા સંમજાવયું કે "મારા સાહેબ તરફથી હુકમ આવયોછે કે હવે વધારેવાર રજા ઉપર રેહેવું નહી, પણ એકદમ નીકલી આવવું." આવું બાહાનુ બતાવી માણકશાહ વીલરથી છુટો પડયો અને બુટલેરનો લેબાસ કાહાડી નાખી પાછો ફરતો થવા બાદ થોડા દીવસમા તે બંગાલા તરફ પરદેશના છંદો ભોગવવા સારૂં નીકલી ગયો. વીલર ઉપર તેણે એક કાગજ લખાવયો તેમા એવું જણાવયું કે "મારા ઉપર મારા સીનારે મોટી ચોરીનો વાંક મેળવયોછે, તેથી મને અમદાવાદ નાહાસી જવું પડેછે. પણ તું એ વાત કોઈ આગળ બોલતીના, જો બોલશે તો મારો જાન જશે—પણ જો તું જાહેર નહી કરશે ને તેથી હું જીવતો રેહેવશ તો ચંદરોજમા તુને આવી મળશ." તેજ વખત ઉપર કલેકટરનો બુટલર પોતાના સાહેબની મોટી કીમતની ચોરી કરીને અમદાવાદ ખરેખર નાહાસી ગયલો હતો, જેની બુમ ચોમેર ફેલાઈ હતી અને વીલરના કાન ઉપર પણ તે આવી હતી, તેથી માણકશાહના આ ખોટા સમજાવાને ટેકો થયો હતો. તેણીએ ધારયું હતું કે આ બુમ તેના વરને માટે ઉડીછે, પણ તેમ તે જાહેર કરવાથી આજસુધી પરહેજ રહીછે.

માણકશાહ બંગાલે ગયો તાંહાંથી પાછો ફરયોજ નહી. ઉમરેઠવાવાલો બેહેરામશાહ શેઠ તેનો ભતરીજો થાય, તેને પાલક કરી લેવા સારૂં થોડાક મહીના ઉપર તેણે બંગાલેથીજ ગોઠવણ કરી લખી વાલયું હતું. તેણે આ અરસામા વીલરને કસી રીતે યાદ કરી નહી હતી. વીલર બીચારીએ પેહેલાં તો પોતાના માટીને પાછો ફરવાની રાહા જોવામા કેટલાક મહીના ગુજારયા. પણ તાર પછે ખબર આવી કે પેલા કલેકટરનો બુટલેર જે ચોરી કરીને અમદાવાદ નાહાસી ગયો હતો તે અમદાવાદમાજ પકડાયો અને કાલાં પાંણીની તેને તેપ મળી. એ ઉપરથી વીલર બીચારી પોતાના માટીને તરીપાર થયલો સમજી ગમમાં દુખી થઈ અને છેલે થોડાંક વરશ બાદ વળી તે બુટલેર પીનાંગમાં મરણ પાંમવાની ખબર આવી, તારે વીલરે પોતાના માકા બુટલેરને મુવેલો વીચારી પોતાના ચીતલ ભાંગયાં અને રાંડીરાંડનો વેશ આજ સુધી એખતેઆર કરયો. એક ચોરની બઈરી દાખલ અને પછે એક રાંડીરાંડ દાખલ વીલર ઘણી હારઆર થઈ. તેનાં માબાપ મરી ગયાં, તેની બેહેન મરી ગઈ અને તે બેહેનની એકપુરી બેટી રતન તેને માંથે પડી.

એ સઘલી વાત બનવાને અલબતાં ઘણાં વરશ થયાં છે. માણકશાહ સાથ પરણવા પછે દસમે મહીને વીલરને પેટે દોલાનો જનમ થયો. તારપછે છ વરશ રહીને તેની બેહેન એક દીકરીને જનમ આપતાં મરી ગઈ. રતનનો બાપતો આગમચનોજ મરી ગયલો હતો. તારપછે વલી વીલર માબાપ વનાની અને ધણીધોરી વનાની થઈ પડી. પડોશીઓનો ધીકાર નહી ખમાવાથી તે પોતાનું જુનું ગાંમ છોડી હાલના ગામમાં આવી રહી, જાંહાં ખેતીવાડી કરી તેણીએ આં બે બાલકોના પેટ ભરયાંછે. તે બાલકો આજે મોટાં થયાંછે. દોલો ૨૧ વરશનો જવાન પઠો થયોછે, રતન ૧૫ વરશની શુંદર ગોલાબ જેવી નાજનીન થઈછે. વીલરની ઉમેદ તે બંનેને પરણાવાની હતી, પણ દોલાએ પેહેલાં પેલી ચાંદન સાથ અને પછે હીરાં ભરૂચી સાથ લગણ કરી બીચારી વીલરને કેટલી નાઉમેદ કરા નાખીછે તેતો વાંચનારો બાંનુઓ જાંણે છે.

એ રીતે દોલો માતબર ઉમરાવ માણકશાહનું ફરજંદ છે. એ રીતે વીલરે પોતાના બચાંઓ સાથ વીધવાપણામા પોતાની જીંદગીનું જોબન બાલી નાખયું છે. તે પોતાના વરને ભુલી ગઈછે, તો જોકે તેતો બંગાલામા હમણાંવેર હઈઆત હતો. વીલર પોતાના વરની બાજ પણ કરીને જીવને સબુરી આપેછે, તો જોકે તેતો જીવતો છે. પણ એમ કાંહાંવેર ચાલયા કરે ? થોડાજ દીવસ ઉપર માણકશાહ બંગાલામા મરવા સુતો. તેના પાછલા દાહાડા ઘણી માંદગીમા ગુજરયા. તેની જુવાંનીની સઘળી મોજના દુખો અને છંદોના દંખો હવે તેને માલમ પડયા. તે કેટલીક મુદ્દત સુધી અતીઘણો રીબાઆ કીધા અને જારે મોતનો દીવસ નજદીક આવયો તારે તેને બીછાના ઉપર અતીશય પસતાવો થયો. તેણે જોયું કે તેણે દુનીઆં ઘણીબી ભોગવી, પણ દુનીઆં તેની થઈ નથી; એ સઘળી મોજ થોડા વખતમા મુકીને ચાલયા જવાનું હતું અને વળી તેમા આટલું હેરાન થવાનું હતું તથા હજી પછેની હંમેશની જીહાનમા કેટલી હેરાનગતી હશે તેતો માલમપી નથી. તારે એવી ટુક મોજ શા ખપની ? આ પસતાવા વચે તેને તેની બાયડી વીલર યાદ આવી. તેને પોતાના ફંદમા ફસાવા માટે તે નીરદોશ નારને તેણે કેટલી ઠગી તથા હેરાન કીધી તે સઘળું તેને યાદ આવયું તારે તે જારબેજાર રડયો. તેને વીચાર આવયો કે રખે વીલરને પેટે કોઈ ફરજંદ થયું હોય અને ભુખે મરતું હોય. તેણે મરતાં મરતાં વીચારયું કે જો તેમ હશેતો "તે ફરજંદની હાએ પેલી જાંહાંનમાં મને કેવી નડશે !"

આ સઘલા પસતાવાથી માણકશાહે છેલી ઘડીએ ઈનસાફ કીધો. તેણે વકીલને બોલાવીને એક વશીએતનામું કીધું, જેમાં તેણે પોતાના લગનની સઘલી હકીકત વીસતારી તથા સુરતના કલેકટરને ટરસટી બનાવયો અને તેને નીશાણી તથા ઓળખબંધ ફરમાવયું કે વીલરને શોધી કાહાડે અને જો તેને મારાં લગનથી ફરજંદ થયું હોયતો તેને મારો વારસ ગણી સઘલી દોલત તેને બખશે, અગર વીલર એકલીજ હઈઆત હોયતો તેને અરધી દોલત બખશે, પણ જો વીલર ઈઆ તેના ફરજંદ કોઈ નહી હોયતો બેહેરામશાહજ સઘલી મીલકતનો વારસ કેહેવાય. આવી રીતનું વશીએત કરવા ઉપરાંત તેણે બેહેરામશાહ ઉપર કાગજ લખી આપયો, જે પછે થોડા કલાકમાં તેણે પરાણ મેળયો. તેના વકીલો તરફથી માણેકશાહનું વીલ અને બેહેરામશાહ જોગનો કાગજ સરકારમાં આવયો, સરકારે સઘલી બીના કેટલાક દીવસ સુધી છુપી રાખી અને વીલરની શોધ કીધી, જે સઘલું માલમ પડતાંવારજ બેહેરામશાહને દોલત તથા વારસાથી છીણવી લેવાનો કાગજ તેના ઉપર ગયો અને દોલાને સઘલી દોલત બખશવાનો કાગજ રાતે ધનજીશાહ શેઠ ઉપર મોકલયોં !!




## છાપાયંતર—છાપાખાંના.



છાપાને લગતી અજાએબીઓમા ખુદ છાપવાનો સાંચો નેહારા ચમતકારો ધરાવેછે. આગળા બે અંકોમા છાપાને લગતી જે અજાએબ જેવી કીરીઆ દેખાડીછે, તે માતર છાપવાના ખુદ કામની આંગમચની છે. હવે છાપવાના કામ ઉપર આવીએ છઇએ, જેમા તરેહવાર અજાએબીઓ આપણુને જોવાને મલેછે.

એક છાપાખાંનામા દાખલ થતાં સઉથી જોવા લાએક ઓરડો છાપનારનો ઓરડો છે. ડીબાં ગોઠવનાર, વાંચનાર, સુધારનાર, વગેરેના ઓરડામા સઘળું કામ ચુપચુપ ચાલે છે, પણ છાપનારના ઓરડામા તરેહવાર નાહના મોટા સાંચાઓની રચના તથા તેમના કામ કરવાનો ઘોંગાટ એકદમ જ આપણુને ઉદયોગની મોટાઈ વીશે યાદ આપેછે.

મોટાં છાપાખાંનાઓમા પરેસો હારેકટાર ગોઠવેલા હોયછે. કોઈ ઉંચા, કોઈ નીચા, કોઈ પોહોલા કોઈ લાંબા, કોઈને મથાલે પખશી, કોઈને મથાલે મનારા, સરવેની ઉપર તખતી, કોઈ બાફથી ચાલતા, કોઈ ચકરોથી ચાલતા માઈલના માઈલ કાગજો છાપયા જાયછે.

આપણા ગુજરાતી છાપાખાંનાઓમા કોઈ કોઈ ઠુક જ ડોલીયાને તાંહાં એક બેથી વધારે પરેસ હોયતો ભાગ્યેગ, તેમ કોઈ સારાં છાપાખાંનાંમાં બાર પંદર પરેસ છે, ટાઈમસમા તેથી ઘણા વધારે છે, પણ મોટા પાયા ઉપર છાપાખાંનું ચલાવાના ધીકતાં કામનો નમુનો જોવો હોયતો ભાએખલા ઉપર એડયુકેશન સોસાએટીનું છાપાખાંનું છે.

છાપવાના પરેસ ("દાબનાર") ની મકસદ એટલી જ કે ગોઠવેલાં ડીબાંની ઉપર સાહી લગાડીને તથા કાગજ મુકીને એવું દબાણ કરવું કે જેથી કાગજ ઉપર છાપ પડી રેહ અને તે કાગજ છપાઈ નીકલે. એ કામ "પરેસ" મા બનયું એટલે પછે બીજું ધેઆન આપવાનું તે એજ કે એ કામ જલદીથી અને સફાઇથી બજાવવું.

માણુશની કળાથી આ સઘળું કામ એવું આશાન થયુંછે કે છાપાખાંનું દુનીઆંના સુધારાનું સઉથી તાકીદ હથીઆરથી થયુંછે. રેલવે કરતાં તેનો સુધારો મોટો છે. વી

જલીના તાર કરતાં તેનો ખપ વધારે છે. છાપાખાંનાનું ફ ળ ખુદરતી પેદાએસ જેટલું ફેલાયલું છે. છાપાખાંનાનો ઉદયોગ માહાસાગર જેટલો ઓહોલો છે.

આખી દુનીઆંમા કેટલાં કાગજ છપાયછે, કેટલાં વર તમાનં પતરો ને કેટલી ચોપડીઓ છપાયછે તેનો કાંઇ સુમાર પણ નીકલી શકશે? કેહેછે કે દર મીનીટે એક માણસ મર ણ પામેછે અને જનમે છે. પણ છાપાખાંનાની પેદાસની વસતી એ કરતાં ઘણી બેસુમાર છે. દુનીઆંમા દર સેંકડે સેંકડો નવાં કાગજો છપાતાં હશે.

યુરોપ, અમેરીકા વગેરે ખંડોમા દેશોદેશ અને શેહેરે શેહેર પુસતકખાંનાંઓ અને વાંચનારાઓની કાંઇ પણ હદ છે? એકેક પુસતકખાંનાંમાં લાખો ચોપડીઓછે, એકેક વાં ચનાર આખી જીંદગીમાં હજારો છાપેલાં કાગજો વાંચેછે. તે સઘલું કાંમ છાપાખાનાનુંછે.

છાપાખાનાના એ સઘલા ચમતકાર ઉપર આવવા આગમચ છાપવાના સાંચાની આગલી હાલતની સેજ ખબ ર લઇશું.

ગોઠવેલાં ડીબાં ઉપર કાગજને દાબવું એજ મતલબ જો ધેઆંનમાં રાખીએછે તો એવું લાગેછે કે છાપા યંતર માં જાજી બારીકી ઇઆ મુશકેલીની જરૂર નથી. કાગજ "પરેસ" થાય એટલી ચોકસ શકતી તેમાં મેળી એટલે છા પા યંતર થઇ ચુકું.

પણ એમ નથી. છાપા યંતરમાં વધારે કળા જોઇએ છે. અલબતાં બીજા મોટા સાંચાઓ જેટલો ગુચવાડો એ ની બાંધણીમાં નથી. એમાં કાંઇ ચકરો ઉપર ચકરો અને નહી સમજાય એવા ભાગો નથી. તોપણ એ સાંચો જેટ લો સારો ધારી શકાય તેટલો સારો નથી.

પેહેલાં તે ઘણો સારો હતો. તે વેળા તે માતર દાબ વાનો એક ઇસકોરૂ હતો. નકલો કરવા માટે જે સાધાર ણ ઇસકોરૂપરેસ આફીસોમાં હોયછે, અથવા પનીર બના વા ઇઆ તુવાલો દાબવાના જે સાધારણ પરેસો આવેછે, તે માહેલી કળા તે પેહેલા છાપા યંતરમાં હતી. એક બે જો ઇસકોરૂપર આંટા ખાઇને કાગજ ઉપર જઇ પડવાથી કા ગજ દબાતું અને છપાતું હતું.

પણ દરએક કાગજ છાપતાં ઇસકોરૂને જમણીગમ અ ને ડાવીગમ ફેરવવાનું અને એવુંજ બીજું કાંમ થાકવી નાખનારૂં તથા કંટાલો ઉપજાવનારૂં હોવું જોઇએ. વળી તેવા પરેસમાં છાપા ભચડાઇ જતા, કાગજો ફાટી જતાં અ ને બીજું ઘણું નુકસાન થતું હતું.

એ ઉપરથી છાપા યંતરમાં પેહેલો સુધારો કરનાર બ લેયુ નામનો એક ડચ (વલંદો) હતો. તેણે એવી કળા શો ધી કાહાડી કે જેથી ડીબાંનો ગોઠવેલો ફરમો એક નાહાના જેવા પુલ ઉપર મેળી, તેની ઉપર કાગજના ઢાંકણા કરી એ ક હાથા વટે તે સઘલા ફરમાને ગગડાવીને "પરેસ" કર વાના બોજાની તલીએ લઇ જવો.

તાંહાં એક ઇસકોરૂ પરેસને એક બીજા હાથા વટે એવી કમાનીઅત-ખાશીએત આપી હતી કે હાથાએ દાબ તાં બોજો તરત ઉપલા ઢાંકેલા ફરમા ઉપર પડતો અને હા થો છોડી દેતાં તરતજ તે પાછો ઉંચકાઇ જતો, જે પછે પે લા ફરમાંને છાપેલાં કાગજ સાથે પાછો ગગડાવીને બાહેર કાહાડતાં અને બીજું કાગજ મુકી તથા તેના ઉપર ફરકાં ઢાંકી વળી છાપવા સારૂં બોજા તલે ગગડાવતા.

બલેયુના વખત પછે છાપા યંતરમાં ઘણે સુધારો થ યોછે, પણ આ મુખીઅ ગોઠવણ સઘલા સુધરેલા સાંચામાં સમવાઇ રહી છે. ગમે એ સાંચો લેવો પણ તેમાં પુલતો છેજ અને તે ઉપર ડીબાંનો ફરમો દબાણના બોજા તલે ગ ગડતો જાયછે. બલેયુની કળા છેલી સદીની આખરી શુધી ચાલુ રહી. તેનાં લાકડાંના "પરેસ" ચોમેર ફેલાયા, પણ આજે કોઇ જુના છાપાખાંનાંમાં તે ખુણે પડેલો જોવામાં આવશે.

મોટા ઉમરાવો સાંચાની શોધમાં કોઇજ વેળા રોકાય લા માલમ પડેછે. અને તોપણ છાપા યંતર પોતાના હા લના સુધારાને માટે ઇંગલંડના નામીચા ઉમરાવ અરલ સટાનહોપને આભારી છે. લાકડાંને બદલે લોઢાંનો પેહેલ વેહેલો પરેસ બનાવનાર તે હતો. ઇસકોરૂની ગતીને સવ લ કરવા સારૂ આડા "લીવરો" તેણે આપયા હતા અને એ રીતે માણુશની મેહેનત ઓછી કરી આપી હતી.

તારપછે હજી બીજા સુધારા આ યંતરમાં કરવામાં આ વયા, પણ તેમની બારીકીઓ અતરે જણાવવાજોગ નથી. એટલુંજ કહેલું બસ થસે કે આ પરેસમાં પછવાડેથી ઇસ કોરૂ તદન નીકલી ગયોછે અને ચોકસ લીવરોના આડા સાંધાઓને એકેકની મદદથી ઉભા કરી દાબનારા બોજાને ઉપર નીચે લાવવાની ગોઠવણ કરેલીછે. આ પરેસોમાં સઉ થી જાણીતો "કોલંબીઅન પરેસ" છે, જે પેહેલ વેહેલો અમેરીકા ખાતે બનયો હતો અને જે સને ૧૮૧૮ માં ઇં ગલંડ મધે દાખલ થયો હતો. તેનું ચીતર મથાલે આપી એ છઇએ.

આ સઘલા પરેસ હાથે દાબવાના હોવાથી સઘલા સુ ધારા છતાં જે મોટી હાજત ઝડપની હતી તે પુરી પડી ન હી. તેમાં છાપેલાં કાગજની ગણતરી માતર કલાકની સેંક ડો નકલ ઉપર આવીને અટકી હતી. લારડ સટાનહોપના પરેસથી કલાકના ૧૨૫ તાવ છપાતા હતા. પણ દુનીઆ ના વધતા ખપને માટે કલાકની હજારો નકલોથી ગણતરી થાય એવા છાપાયંતરોની મોટી હાજત પણ પુરી પાડવામા આવીછે.

બાફની અને બીજી મદદોથી છાપાયંતર ચલાવાનો ખે આલ આજ પોણી સદી જેટલો જુનો છે. છેક ૧૭૯૦ ના શાલ મા "ફીલાસાફીકલ જરનલ" નામના પતરના અધીપતી નીક લસને આવા એક સાંચાની સનદ મેળવી હતી. પણ જે પરેસ ઉપર સમજાવયાછે, તે કરતાં કાંઇ વધારે સારા પરેસો બની શકે એ વીચારને સઘળા છાપખાંના વાળાઓ હસી કાહાડતા હતા.

નીકલસન બીચારો ઘેલામા ખપયો હતો! તેને પોતા ની કળા પાર પાડવામા ઘણી હરકત નડી હતી. તે કાંઇ ક રી શકયો નહી, પણ તેની પાછળ બીજાઓ તેનોજ વીચાર લઇ દોડયા અને તેમાં પાર પડયા. આજસુધી જે સાંચા ઓ બનાવામા આવયાછે, તેમા નીકલસનની ધારેલી ગોઠવ ણ કરતાં જુદું કાંઇજ નથી. વીદીઆ હોનરમા એવું કેટ લીવાર બનેછે કે એક જણ રાંધેછે અને બીજો ખાયછે!

નીકલસનની ગોઠવણ એમ હતી કે પરેસમા કાગળ ફેરવવા તથા છાપા ગોઠવવા માટે ગોલ "સોલીનડરો" (નલાઓ) લાગુ પાડવા તથા પોતાની મેળે સહી લગાડે એવા રોલરો ગોઠવવાં. કોર્નીગ નામના એક જરમને આ વીચાર ઉંચકી લઈ લંડનના પરખ્યાત "ટાઈમસ" પતરના માલેકને એવા બે સાંચા ઉભા કરી આપવાનું લખત કીધું અને છુપી રીતે પોતાનું કામ ચલાવીને તે પાર પડયો.

તા૦ ૨૮ મી નવેમબર ૧૮૧૪ ને દીને "ટાઈમસે" જાહેર કીધું કે "આજનું અમારૂં પતર દુનીઆંમા પેહેલવેહેલું છે કે જે બાફના સાંચાથી છપાયુંછે." ટાઈમસના માલેકોએ આ ખબર ઘણી ગરૂરી અને હરખ સાથ જાહેર કીધી. આખી પરજા આ ખબરથી હેરત રહી, પણ અગત કરીને છાપાખાનાવાળાઓ જે અતાર સુધી એ ખેઆલને હસી કાહાડતા હતા અને જેઓ "ટાઈમસ"ની છુપી ગોઠવણથી અણજાનના હતા તેઓ હાથ ઘસતા રહી ગયા.

તાર પછે આ જાતના સાંચામા સુધારાનું કામ ઘણું ચાલયું. કોર્નાગે પોતાના સાંચા વીશે એવું અભીમાન બતાવયું કે તેમા હવે સુધારાની જગા રહી નથી, પણ તાર બાદ એટલો સુધારો થયો કે ઉપલા સાંચાથી કલાકના ૧૮૦૦ કાગળ છપાતાં હતાં તેહાં પાછળથી ૨૨૦૦ છપાવા લાગાં !

ચોપડીના પાના બેહુ બાજુએ છાપવા માટે એક ખાશ સાંચો શોધી કાહાડવામાં આવયો, તેના ચકરો અને સીલીનડરો (નલા)ને લીધે તેનો દેખાવજ ઘણો ભપકાદાર લાગે છે. એ સાંચો લોટાંના એક માચરા ઉપર ઉભો કરેલો છે અને તે આખો સાંચો, ૧૫ ફીટ લાંબો અને ૫ ફીટ પોહોલો છે.

આ સાંચાઓની બનાવટ સમજાવાની અમારી મતલબ નથી. પણ તેની કીરીઆ કેટલી અજાએબ જેવી છે, તે દેખાડવા માટે આ એકજ વાકીઅ બસ થશે. આ સાંચાની નેમ એવી છે કે કાગજો ફરતા નળાઓની ઉપર વીટલાય, અને તે નલાની તલે ગોઠવેલાં ડીબાંના ફરમા સહી લાગેલા તઈઆર ગગડતા આવીને દબાય તથા પાછા ગગડી જાય.

તલીએ ડીબાંના ફરમાં પોહોલી ગગડતી ટેબલ ઉપર ગોઠવાયછે, જાંહાં પોતાની મેલે ફરતાં રોલરો તેમને સહી લગાડેછે. સાંચાને એક છેડે એક નાહાની ટાંકીમા શાહી ભરેલી છે, કે જે શાહી એક ફરતાં રોલરને લાગેછે, તેનાથી વળી તે બીજા રોલરને લાગેછે અને એ રીતે અવાર નવાર રોલરોથી એક સપાટ ટેબલ ઉપર સાહી એક સરખી જાડાઈની ચોપડાવા પછે તેના ઉપરથી ફરતાં રોલરો તે સાહીને છાપા ઉપર ચોપડેછે; તારપછે તે ફારમો ગગડતા નલાઓ તલે આવીને દબાયછે અને કાગળ છપાયછે !

પરથમનાં હલકાં છાપા યંતર ઉપર આ કેટલો મોટો સુધારો ! પઈડાંઓ અને ચકરો, પટાઓ અને પાતરીઓનો કેવો સંગરહ ! આ યંતરમાં ડીબાંનાં બે ફરમાં હોયછે. એક ફરમો છપાયછે, તારે બીજાને સહી લાગેછે. એકને સાહી લાગેછે, તારે બીજો દબાવા માટે ગગડતો ચાલયો જાયછે. રોલરોના એક સટ છાપા ઉપર સહી ચોપડેછે; તારે બીજો સટ પોતાની ઉપર શાહી ચોપડી પોતાનું કાંઈ કરેછે !

આ સાંચાંમાં છાપવાનાં નલાઓ મોટાં પીપ જેવા લાગેછે; તે ૯ ફીટ લાંબા હોયછે. તેઓ ઈસકોરૂથી ઉંચકાયછે તથા દબાયછે. બે સીલીંડરો અને બે ફરમાઓ હોવાથી છાપવાનું કામ બેવડું થાયછે. બે છોકરાઓ આખા સાંચા ઉપર કામ કરેછે. પોહોલી સપાટી ઉપર એક મોટો ફરમો છાપી કાહાડતાં ૪૦ થી ૫૦ ટનના બોજાનું દબાણ જોઈએછે ! સીલીંડર સાથ છાપતાં દરએક લાઈન ઉપર એકેક જુદું જુદું દબાણ થાયછે અને તે એક ટન કરતાં ઓછું નથી !

ઉપલા સાંચાને છાપાખાનાવાલાઓ સને ૧૮૨૭ ના સાંચાને નામે ઓળખેછે. તે કાઉપર નામના કારીગરનાં નામથી ચાલેછે છાપયંતરોમા કાઉપર એક બીજુ નામીચું નામ લેખાયછે. તેણે છાપવાના હોનરમા ઘણીક શોધો કરેલી છે, પણ તેની સઉથી અગતની શોધ પરેસમાં ડીબાં ઉપર શાહી ચોપડવાને લગતી છે, જે કળા હાલ સુધી ચાલેછે. આગળ ચામડાંના દડાઓથી શાહી ચોપડવામા આવતી હતી, તેથી શાહી બરાબર સરખી નહી પણ વધતી ઓછી લાગતી હતી. શાહી મારનારને "બાલર" કેહેછે તે એ રીતે દડાથી શાહી મારવાની અસલી રીત ઉપરથી કેહેછે.

રોલરોથી શાહી મારવાની રીત કાઉપરે શોધી કાહાડી. એ રોલરો સરસ અને કાકવીના બનાવેછે. તે પોચા રબર જેવા થાયછે. છાપવાની ધારી શાહીને એક લોટાંની લાદી ઉપર લગાડી તે ઉપર રોલર આગળ પાછળ ફેરવવાથી શાહી સરખી ચોપડાયછે અને પછે દરએક કાગળ છાપતાં ડીબાં ઉપર એકજવાર રોલર ફેરવે જેથી ડીબાંને પુરતી શાહી લાગેછે.

એજ કાઉપર સીલીંડર (નળા) થી છાપવાનું ઉપલું મોટું અને સરસ છાપયંતર બનાવનાર હતો. તેમાં સંભાલ જોઈએછે ! નળાઓને એવી રીતે ગોઠવવા કે તેમની તથા ડીબાંની સપાટી વચે જોઈએ તેટલોજ અંતર રેહે; તેમની વચે કાગજને ખેંચી લઈ જનારી અથાગ લાંબી કપડાંની ફીટને એવી રીતે ગોઠવવી કે કાગજ વાંકું ટીકું નહી થાય. કાગજ એવી રીતે મુકાય કે જેથી અરધા ડજણ નાહના મોટા નળાઓની તલે અને ઉપર ફરતાં બરાબર વખતેજ ફરી વળે એ સઘળું કામ ચોકસાઈથી બનાવા સારૂં કાઉપર અને આપલેગાહને કેટલી બારીક સંભાલ અને ગણતરી કરવી પડી હશે !

આ સાંચાથી દર કલાકની ૫૦૦૦ થી ૬૦૦૦ નકલ છપાતી હતી !

પણ સુધારો હીંઆં અટકયો નથી.

૧૮૪૮ મા એક બીજા નામીચા છાપગર આપલેગાહે નવા સાંચા બનાવામાં એટલી નામદારી મેળવી કે કાઉપરને વીસરાવી મેળવયો. તેણે ૧૮૪૮ મા એવો સાંચો બનાવયો કે જે ટાઈમસની ૮૦૦૦ થી ૯૦૦૦ નકલો એક કલાકમા છાપી આપેછે ! તેણે બતાવયું કે તેમા ઘટતો સુધારો કીધાથી તે ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ નકલો છાપી શકશે ! પણ હજી સુધી તેની એ અટકલ પુરેપુરી પાર પડી નથી તો જોકે ૯૦૦૦ કરતાં વધારે નકલો તેમા કોઈવાર છાપી શકાયછે !!

એ સાંચાંમા મોટો સુધારો એ હતો કે ડીબાનાં ફરમા સપાટ ટેબલ ઉપર ગોઠવવાને બદલે ગોલ નળા ઉપરજ જડી લીધા હતા. તે નળો લોટાંનો, તથા ૫।। ફીટ પોહોલો

હતો. તેની આસપાસ કાગળ છાપવા તથા દાબવાના આઠ નળાઓ ફરતા કીધા હતા. એ નળાઓ સઘલા ઉભા ફરે છે અને સાંચાના એક ચકરાવામાં આઠ કાગજો છપાઈને નીકલેછે.

પણ સુધારાની હદ કાંહાંછે ! કોણ કેહેશે કે ઉપલો સાંચો છાપા યંતરમાં છેલોજ છે. નહી. હજી બીજા એક સાંચાની શોધ થઈછે, જેનું ચીતર આ બાબતની શેવટે આપયુંછે. એ સાંચો "રોટરી" નામથી ઓળખાયછે અને ખરેખર તેના ચકરે ચકર ઉદ્યોગની અજાએબીઓ સમાવેલીછે.

હેઠલ આપેલું ચીતર "ધી ટાઈમસ" છાપવાનું છે. ટાઈમસ પતરની પણ કીરતી કેવી ગણાશે કે દરએક નવી કળાનો પેહેલો લાભ એ પતર લેતું આવયુંછે. ૧૮૧૪ માં કોનીંગસનો સાંચો પેહેલો એ પતર ઉપર લાગયો હતો; ૧૮૨૭ માં કાઉપરનો સાંચો પણ એનેજ માટે પેહેલ વેહેલો બનયો; ૧૮૪૮ માં આપલેગાઠનાં સાંચાનું પેહેલું ઘરાક એ ટાઈમસ પતર હતું અને હવે આ "રોટરી" સાંચામાં પણ પેહેલું ટાઈમસ પતર છપાયુંછે.

એ સાંચો બેથી દશ નલાનો બનેછે. નીચલાં ચીતરવાલો સાંચો ૮ નલાનો છે. તેની વચમાં એક મોટો નલો ફરેછે, જેની અંદર ફરતાં ડીબાં ગોઠવેલાં આવેછે. તેની આસપાસ કાગળ વીટલાઈને છાપવાના નલાઓ ફરેછે, જેમાં છાપવા સારૂં ડીબાંવાળા મોટા નળા આગળ એ નાહના નળાઓ દોડતા આવેછે અને જાયછે. દરએક છાપવાના નળાએ બે શાહી ચોપડનારા નલા છે, જે નળા પોતાની મેળે પડોસમાં સાહી ચોપડેલી પોહોલી સપાટી ઉપર ગોળ ફરીને પોતાને શાહી લગાડી મોટા નળા ઉપર ફરેછે !

જે નળો મોટા નળા ઉપર આવવાનો હોય તેનેજ લગતાં રોલરની જોડ બરાબર તેના વખતેજ શાહી ચોપડેછે. ૭ માણુસો આ સાંચામા કાગળ મુકવા ઉભાં રેહછે અને બીજે છેડેથી કાગળ છપાઈને નીકલેછે એટલુંજ નહી પણ સાંચામા પોતાની મેળે તેની સરખી ચોર પણ થાયછે !

દરએક નળાની ઉપર દર મીનીટે ૩૪ કાગજો મુકીને છાપવામા આવેછે, જેથી દરએક નળા ઉપર દર કલાકે ૨૦૪૦ કાગળોને હીશાબે આખા સાંચામાથી એક કલાકમા ૧૨૨૪૦ કાગળો છપાઈને બાહેર પડેછે ! આ ગંજાવર સાંચો એકજ મીનીટમા ૨૦૪ કાગળ છાપેછે ! ઇઆને હાથે ચલાવાના પરેસ એક કલાકમા જેટલું કામ કરેછે તેટલું આ સાંચાથી એક મીનીટમા કામ થાયછે !

બાફથી ચાલતા પરેસોના હજી વધારે ચમતકાર માલમ પડયાછે. એક કલાકમા ૧૨૦૦૦ થી વધારે નકલો છાપવાનું આ સાંચામા નહી બને એવું નથી. ફકત નળા વધારે ઝડપથી ફરેતો વધારે કાગજો છપાય. બાફની મદદથી નળાને વધારે ફેરવતાં હરકત કાંઈજ નથી. માતર નળા જેટલી ઝડપથી ફરે તેટલી ઝડપ તે ઉપર કાગજ મેળનારની જોઈએ. તે કાગજ મેળનારાં માણુસોના આંગળાં સાંચાના જેટલી ઝડપથી ચાલી શકે નહી એતો દીસતું છે.

તોપણ માહાવેરાથી આ માણુસોની ઝડપ એટલી વધી શકેછે કે અમેરીકામાં નીયુયારક હેરલડનું નામીચું પતર, જેના માલેકે આફરીકામા પોતાના આડતીઆની મારફતે ડાકટર લીવીંગસટનને જીવતો શોધી કાહાડી એ પતરનું નામ અમર કરયુંછે, તે પતરને છાપવાના એજ જાતના શાંચામાં દરએક માણુસ દર કલાકે ૨૫૦૦ કાગજ મુકી શકે છે, ઇઆને તે સાંચો એક કલાકમાં ૧૫૦૦૦ કાગજ છાપેછે !!

હેઠલ આપેલાં ચીતરવાલો સાંચો ટાઈમસને માટે બનાવતાં તેની કીમત ૪૦૦૦૦ રૂપીઆની થઈછે !! તેતો માતર કલાકની ૧૨૦૦૦ નકલ આપેછે પણ એજ જગપરસીધ પતરને માટે દર ૭ નલાના બે બીજા નાહના સાંચા બનાવામાં આવયાછે જે દરએક સાંચો દર કલાકે ૨૦૦૦૦ કાગજો છાપવાની શકતી ધરાવેછે !!!

આ વાત માતર હાલ માનવાજોગ છે, પણ દસ વરશ ઉપર છાપા યંતરના આટલા સુધારા છતાં લોકો માનતા નહી હતા કે એક સાંચો કલાકની ૨૦૦૦૦ નકલ છાપે ! એ વાત એટલી શક ભરેલી હતી કે "ટાઈમસે" તે વખત ઉપર આપેલી ખબર મુજબ પારીસમાં મરણ પાંમેલા એક અમેરીકન પરીનટરે પોતાના વારસામાં ૪૦૦૦૦૦ (૪ લાખ) રૂપીઆનું ઇનામ છપાવયું હતું તે એવી શરતે કે જે ધણી કલાકના ૧૦૦૦૦ કાગજ છાપવાનો સાંચો બનાવે તેને તે ઇનામ આપવું ! હવે તેનાં કરતાંબી બમની નકલ છાપવાની કળા દેખાડનાર અમેરીકન મી૦ હોઆને આ ઇનામ મળયુંછે કે નહી તે જણાતું નથી !

૧૮૩૨ માં સસતી છપાઈ ચાલુ થવા પછે છાપા યંતરનો આ સુધારો ઘણો કામ લાગોછે. ઉપલા ઘણાક સાંચાઓની પેટંટોની મુદત એજ વરશમાં પુરી થવાથી તે સાંચા આખી દુનીયાંને માટે ખોલલા થયા અને તારપછે હાથે ચાલતા "પરેસો" બંધ પડવાથી જોકે "પરેસમેનો" અને સાહી લગાડનારાઓની રોજી ઘટીછે, તોપણ ડીબાં ગોઠવનારાઓ, ઇજનેરો, બુકબાંઇડરો વગેરેનો ધંધો માહાભારત વધી ગયોછે.

એ રીતે છાપા યંતરમાં સુધારો ચાલયોછે અને તેનું પરીનામ આજે કેવું માહાભારત થઈ પડયુંછે ! આજના વખતમાં છાપાખાંનું એક મોટી ફાકટરી જેવું છે. છાપવાના સાંચા બનાવાનાંજ મોટાં કારખાંનાં જુદાં ચાલેછે. તે સાંચાઓનો ખપ અથાગ અને જારી છે. અને ઈંગલંડમાં કોઈજ પતર ઇઆ ચોપાનીઉં એવું રહયું હશે કે બાફથી ચાલતા આ સાંચાઓમાં છપાતું નહી-હશે.

ઈંગલંડમાં સઘલાં સાધારણ છાપખાંનાંઓમાં હાથના "પરેસો" નહી પણ સાંચાઓની શંખયા ૧૦ થી ૨૦ સુધીની છે. "ધી ટાઈમસ" ના છાપાખાનામાં આપલેગાઠના આઠ નલાવાલા બે, જુના ચાર નલાવાલા તરણ, અને ઉપલા ૨૦ હજાર નકલ છાપનારા બે સાંચા ઉપરાંત બીજા હદ વગરના સાંચાઓથી આખું કારખાંનું ભરાઈ ગયલુંછે !

"ધી ટાઈમસ" પતરની ૬૦ હજાર નકલ દરરોજ ખપેછે. તે છાપખાનામાં દરરોજ રાતના ૧૫૦ માણુસો કાંમે બેઠેલાં હોયછે ! દરરોજ ૭ ટન છાપો ખપેછે ! દરરોજ ૪ થી ૫ ટન કાગજ ખપેછે ! "ધી ટાઈમસ" દરરોજ એટલું છપાયછે કે તેનાં કાગજોને જો પાંથરીઆં હોયતો ૩૦ એકર જગા રોકાય, જે જગા લંડનના બીલોરી મેહેલ કરતાં વધારેછે ! "ટાઈમસ" ના એક કાગજમાં ૧૦ લાખ

છાપા સમાવેલા હોયછે ! તેમાં જાહેર ખબર એટલી છપાય છે કે લાંબી જાહેર ખબરો છાપવાનો ધારોજ નથી !!

પારલામેંટના દસતાવેજો આજે એવી ઝડપથી છપાય છે કે તેના હેવાલો આપણને છક કરેછે. ૧૮૫૧ ના મોટાં પરદરશણના "કાટલગ" ની ૧૦૦૦૦ નકલો માતર ચાર દાહાડામાં છાપી કાહાડી તથા સીવીને બાંધી હતી ! તા૦ ૩૦ મી એપરેલની રાતે એ કાટલગની પેહેલી નકલ તઈઆર થઈ નહી હતી અને તોપણ બીજી સહવારે ૧૦૦૦૦ નકલો પરદરશણમાં આવી !! જેમાં નામદાર રાંણી તથા તેના ભરતારને માટે બે નકલોને શુંદર ગીલીટે બાંધવાનું કાંમ માતર ૭ કલાકમાં થયું હતું !



# કુમારી કનયા.

(ગયા અંકથી બાકીનું સાંધણ.)

રસતામાં ફરતી જો તે જોવામાં આવેછે, તો તેણીનો તાજો ચેહેરો, તેણીની મરીયાદશીલ દરશટી, તેણીના સફાઈદાર નાના જોડા, તેણીનાં સફેદ મોજાં, તેણીનો ગાઊનનો ઝભો, તેણીના કમરબંદ તથા ગલેબંદના લટકતા છેડા એ સરવેથી મન મોહ પામેછે, અને આખા દેખાવથી પવીત્ર અને ખુલલાં દીલનો વીચાર આવેછે.

તેણીને કાંમ કરતી દેખોછો, તો કાંઇ ઓછો આનંદ થતો નથી. તે પોતાની માતાને મદદ કરેછે, તે વખતે સફાઈ રાખવાને મલવસ્ત્ર પેહેરેછે, પછી તેણીના બે ગજવાં કાતર, સોય, દોરા, ગુંથવાના સાલીયા વગેરે સ્ત્રીઓને ખપના સરંજામથી ભરેલાં જોવામાં આવેછે; તેવામાં તમે જઈ લાગોછો, તે વખતે તેણીનાં માથાંના વાલ છુટા રાખેલા હોયછે, અને માથે ટોપી હોતી નથી, તેથી તેણીની કાંતીથી તમે હેરત પામોછો. તમે એ છોડીનાં મા બાપના મીત્ર છો ? વાહ ! ત્યારેતો તમને જોઇને ઈંગરેજ કનયા એવી ખુશી થાયછે, કે શું કહું તમને થોડીક પલની અંદરતો તે પોતાની સરવે વાતોથી વાકેફગાર કરેછે. તેણીનું પક્ષી, તેણીનો કુતરો, તેણીના પોશાકને થયલું નુકસાન, તેણીને ભેટ આવેલી ચોપડી, ધરમદાનને સારૂ તેણીએ તયાર કરેલો સામન, એ બધું બતાવવામાં આવેછે. વલી તેણીની પાસે મીત્રપોથી છે, તેની સાથે નાની નાની કવીતાઓનો સંગરહછે, પોતે કાંઇક ચીતરો પાડેલાં છે, તે બધું તમારે જોવું જોઈયે. એમ ના શમજશો, કે એ દેખાડવા માટે દેખાહેછે; પણ તમારૂં મન રીઝવવાને તે ખંત રાખેછે; માટે બનતી કોશેસ કરેછે.

પછી ગાયનપર તમારૂં મન ખેંચેછે. નવાં નવાં ગીતોની ચોપડીઓ પસંદ કરીને તેણીએ મંગાવેલી છે, તેઓમાંથી તમારી રમુજને માટે કેટલાંક ગીતો પીયાનો પર વજાડી બતાવેછે; તેજ વખતે વલી લાયકીથી જણાવેછે કે હજી તો હું બરાબર શીખી નથી, માટે ભુલચુક માફ કરવી હો. પણ ખરેખર તો તમારે ખાંમીની માફ કરવાની જરૂરજ રહેતી નથી. તમે તેણીની કલાપર નહી તેટલા તેણીની ખુબસુરતી અને ખુબીના ખયાલમાં પડોછો. તેણીનો નરમ અને ભોલો સવભાવ તેણીનાં સુંદર અને કદી ન નાશ પામે એવી શોભાનાં રૂપમાં દેહેરૂં કરી રહેલો હોય છે, તેનાં તનમાં તમે એવા ગુલતાન થઈ જાઓછો, કે તમને માણસ જાતની ઉંચ પદવીના ઉમદા વીચાર અને તેથી થતા આનંદના ઉભરા શીવાય બીજાં કશાંનું ભાન રેહતું નથી.

એવી એક ઈંગરેજ કનયા હોય છે, અને ઈંગલંડ જેવી સુખી ભુમીપર ઠેકાંણે ઠેકાંણે જોવામાં આવે છે. એવી આપણા રસાલ હીંદુસથાન દેશમાં કયારે જોઈશું ?

હતો. તેની આસપાસ કાગળ છાપવા તથા દાબવાના આઠ નળાઓ ફરતા કીધા હતા. એ નળાઓ સઘલા ઉભા ફરે છે અને સાંચાના એક ચકરાવામાં આઠ કાગજો છપાઈને નીકલેછે.

પણ સુધારાની હદ કાંહાંછે? કોણ કેહેશે કે ઉપલો સાંચો છાપા યંતરમાં છેલોજ છે. નહી. હજી બીજા એક સાંચાની શોધ થઈછે, જેનું ચીતર આ બાબતની શેવટે આપયુંછે. એ સાંચો "રોટરી" નામથી ઓળખાયછે અને ખરેખર તેના ચકરે ચકર ઉદયોગની અજાએબીઓ સમાવેલીછે.

હેઠલ આપેલું ચીતર "ધી ટાઈમસ" છાપવાનું છે. ટાઈમસ પતરની પણ કીરતી કેવી ગણાશે કે દરએક નવી કળાનો પેહેલો લાભ એ પતર લેતું આવયુંછે. ૧૮૧૪ માં કોર્નીગસનો સાંચો પેહેલો એ પતર ઉપર લાગયો હતો; ૧૮૨૭ માં કાઉપરનો સાંચો પણ એનેજ માટે પેહેલ વેહેલો બનયો; ૧૮૪૮ માં આપલેગાઠનાં સાંચાનું પેહેલું ધરાક એ ટાઈમસ પતર હતું અને હવે આ "રોટરી" સાંચામાં પણ પેહેલું ટાઈમસ પતર છપાયુંછે.

એ સાંચો બેથી દશ નલાનો બનેછે. નીચલાં ચીતરવાલો સાંચો ૮ નલાનો છે. તેની વચમાં એક મોટો નલો ફરેછે, જેની અંદર ફરતાં ડીબાં ગોઠવેલાં આવેછે. તેની આસપાસ કાગળ વીટલાઈને છાપવાના નલાઓ ફરેછે, જેમાં છાપવા સારૂં ડીબાંવાળા મોટા નળા આગળ એ નાહના નળાઓ દોડતા આવેછે અને જાયછે. દરએક છાપવાના નળાએ બે શાહી ચોપડનારા નલા છે, જે નળા પોતાની મેળે પડોસમાં સાહી ચોપડેલી પોહોલી સપાટી ઉપર ગોળ ફરીને પોતાને શાહી લગાડી મોટા નળા ઉપર ફરેછે!

જે નળો મોટા નળા ઉપર આવવાનો હોય તેનેજ લગતાં રોલરની જોડ બરાબર તેના વખતેજ શાહી ચોપડેછે. છ માણસો આ સાંચામા કાગળ મુકવા ઉભાં રેહેછે અને બીજે છેડેથી કાગળ છપાઈને નીકલેછે એટલુંજ નહી પણ સાંચામા પોતાની મેળે તેની સરખી ચોર પણ થાયછે!

દરએક નળાની ઉપર દર મીનીટે ૩૪ કાગજો મુકીને છાપવામા આવેછે, જેથી દરએક નળા ઉપર દર કલાકે ૨૦૪૦ કાગળોને હીશાબે આખા સાંચામાથી એક કલાકમા ૧૨૨૪૦ કાગળો છપાઈને બાહેર પડેછે! આ ગંજાવર સાંચો એકજ મીનીટમા ૨૦૪ કાગળ છાપેછે! ઈઆને હાથે ચલાવાના પરેસ એક કલાકમા જેટલું કામ કરેછે તેટલું આ સાંચાથી એક મીનીટમા કામ થાયછે!

બાફથી ચાલતા પરેસોના હજી વધારે ચમતકાર માલમ પડયાછે. એક કલાકમા ૧૨૦૦૦ થી વધારે નકલો છપવાનું આ સાંચામા નહી બને એવું નથી. ફકત નળો વધારે ઝડપથી ફરેતો વધારે કાગજો છપાય. બાફની મદદથી નળાને વધારે ફેરવતાં હરકત કાંઈજ નથી. માતર નળા જેટલી ઝડપથી ફરે તેટલી ઝડપ તે ઉપર કાગજ મેળનારની જોઈએ. તે કાગજ મેળનારાં માણસોના આંગળાં સાંચાના જેટલી ઝડપથી ચાલી શકે નહી એતો દીસતું છે.

તોપણ આહાવેરાથી આ માણસોની ઝડપ એટલી વધી શકેછે કે અમેરીકામાં નીયુયારક હેરલડનું નામીચું પતર, જેના માલેકે આફરીકામા પોતાના આડતીઆની મારફતે ડાક્ટર લીવીંગસટનને જીવતો શોધી કાહાડી એ પતરનું નામ અમર કરયુંછે, તે પતરને છાપવાના એજ જાતના સાંચામાં દરએક માણસ દર કલાકે ૨૫૦૦ કાગજ મુકી શકે છે, ઈઆને તે સાંચો એક કલાકમાં ૧૫૦૦૦ કાગજ છાપેછે !!

હેઠલ આપેલાં ચીતરવાલો સાંચો ટાઈમસને માટે બનાવતાં તેની કીમત ૪૦૦૦૦ રૂપીઆની થઈછે !! તેતો માતર કલાકની ૧૨૦૦૦ નકલ આપેછે પણ એજ જગપરસીધ પતરને માટે દર ૭ નલાના બે બીજા નાહના સાંચા બનાવામાં આવયાછે જે દરએક સાંચો દર કલાકે ૨૦૦૦૦ કાગજો છાપવાની શકતી ધરાવેછે !!!

આ વાત માતર હાલ માનવાજોગ છે, પણ દસ વરશ ઉપર છાપા યંતરના આટલા સુધારા છતાં લોકો માનતા નહી હતા કે એક સાંચો કલાકની ૨૦૦૦૦ નકલ છાપે! એ વાત એટલી શક ભરેલી હતી કે "ટાઈમસે" તે વખત ઉપર આપેલી ખબર મુજબ પારીસમાં મરણ પાંમેલા એક અમેરીકન પરીનટરે પોતાના વારસામાં ૪૦૦૦૦૦ (૪ લાખ) રૂપીઆનું ઈનામ છપાવયું હતું તે એવી શરતે કે જે ધણી કલાકના ૧૦૦૦૦ કાગજ છાપવાનો સાંચો બનાવે તેને તે ઇનામ આપવું! હવે તેનાં કરતાંબી બમની નકલ છાપવાની કળા દેખાડનાર અમેરીકન મી૦ હોઓને આ ઈનામ મળયુંછે કે નહી તે જણાતું નથી!

૧૮૩૨ માં સસતી છપાઈ ચાલુ થવા પછે છાપા યંતરનો આ સુધારો ઘણો કામ લાગોછે. ઉપલા ઘણાક સાંચાઓની પેરે રોની મુદત એજ વરશમાં પુરી થવાથી તે સાંચા આખી દુનીયાંને માટે ખોલલા થયા અને તારપછે હાથે ચાલતા "પરેસો" બંધ પડવાથી જોકે "પરેસમેનો" અને સાહી લગાડનારાઓની રોજી ઘટીછે, તોપણ ડીબાં ગોઠવનારાઓ, ઈજનેરો, બુકબાંઈડરો વગેરેનો ધંધો માહાભારત વધી ગયોછે.

એ રીતે છાપા યંતરમાં સુધારો ચાલયોછે અને તેનું પરીનામ આજે કેવું માહાભારત થઈ પડયુંછે! આજના વખતમાં છાપાખાનું એક મોટી ફાકટરી જેવું છે. છાપવાના સાંચા બનાવાનાંજ મોટાં કારખાંનાં જુદાં ચાલેછે. તે સાંચાઓનો ખપ અથાગ અને જારી છે. અને ઈંગલંડમાં કોઈજ પતર ઈઆ ચોપાનીઉં એવું રહયું હશે કે બાફથી ચાલતા આ સાંચાઓમાં છપાતું નહી હશે.

ઈંગલંડમાં સઘલાં સાધારણ છાપખાંનાંઓમાં હાથના "પરેસો" નહી પણ સાંચાઓની શંખયા ૧૦ થી ૨૦ સુધીની છે. "ધી ટાઈમસ" ના છાપાખાનામાં આપલેગાઠના આઠ નલાવાલા બે, જુના ચાર નલાવાલા તરણ, અને ઉપલા ૨૦ હજાર નકલ છાપનારા બે સાંચા ઉપરાંત બીજા હદ વગરના સાંચાઓથી આખું કારખાંનું ભરાઈ ગયલુંછે!

"ધી ટાઈમસ" પતરની ૬૦ હજાર નકલ દરરોજ ખપેછે. તે છાપખાનામાં દરરોજ રાતના ૧૫૦ માણસો કાંમે બેઠેલાં હોયછે! દરરોજ ૭ ટન છાપો ખપેછે! દરરોજ ૪ થી ૫ ટન કાગજ ખપેછે! "ધી ટાઈમસ" દરરોજ એટલું છપાયછે કે તેનાં કાગજોને જો પાંથરીઆં હોયતો ૩૦ એકર જગા રોકાય, જે જગા લંડનના બીલોરી મેહેલ કરતાં વધારેછે! "ટાઈમસ" ના એક કાગજમાં ૧૦ લાખ



થીઓડોરના યુરોપીઅન કેદીઓ.

ને જણાવીયું કે કેટલાએક વાંદરાઓ મારા ગુલામોને ચોરવાને સારૂં આવેછે. આ બોલવાની મતલબ તેઓ સમજી શકીયા નહી. એક રાતના આ સઘળા બંધવાઓને થીઓડરે નવી ભારી બેડીઓ પેહેરાવવાનો હુકમ કીધો. એક સરદારે તેને જણાવીયું કે તેઓને આવી રીતે સીકડી નાખશેતો તેમની મદદ વગર રસતા અથવા બીજું કાંઈ કામ થનાર નથી. આવું તેનું બોલવું સાંભળી થીઓડરે પોતાનો વીચાર ફેરવીયો અને સઘળા બંધવાઓ સાથ દરરોજ પોતે પણ કાંમ કરવા લાગો.

એમ કરતાં તા૦ ૨૬ મી જાનેવારીએ મી૦ રાસામ તથા તેના સાથીઓ જાંહાં હતા તાંહાં સઘલા કેદીઓ આવી પુગા. આ વખતે સરવે ઈયુરોપીઅનો સામે મલીયા. તા૦ ૧૫ મી ફેબરવારીએ એક કાગજ ઈંગરેજી લશકરના સેનાધીપતી તરફથી થીઓડર પર મોકલવામાં આવીયો. પણ હજી તેણે દોસતી કીધી નહી. એક દાહાડો મી૦ ઉવેલડમીઅર પોતાના તંબુમાં બેસીને જમતો હતો તાંહાં થીઓડરનો એક છુપો જાસુસ આવીયો અને કાંઈ વાત કરવા લાગો. મી૦ ઉવેલડમીઅરે તેને જણાવયું કે અગરજો થીઓડર ઈંગરેજો સાથ જલદીથી દોસતી ન કરશેતો તેના ખરાબ પરીનામ જોવાની તેને ફરજ પડશે. આ વાત પેલા જાસુસે થીઓડરને કહી તેથી તે ઘણોજ ચીરડાઈ ગયો અને સરવે બંધવાઓને પોતાની હજુર બોલાવીયા. આ વખતે તે ગુસામા એટલો આવી ગયો હતો કે તેનાથી બોલાઈ શકાતું ન હતું અને એકગમથી બીજી ગમ એક ગાંડા માણુસની માફક ચાલીયા કરતો હતો. એક દમ તે ઉભો રહયો અને પોતાના હાથમાં ભાલો હતો તે ફેરવીને ઉવેલડમીઅર તરફ જોઈ બોલીયો—"એ કુતરા, તું કોણ ! એક વાંદરો, એક ગરીબ ભીખારી, દુરના દેશથી મારી ગુલામગીરી કરવાને આવેલો અને જેને મેં કેટલા કેટલા વરસ થયા ખવડાવીયું તથા પઈસા આપીયા તે મારા સારૂં આવું બોલે ? મારા કામની તું જેવાને શું ખબર ? શું તારા કહયા પરમાણે હું ચાલશ ? એક રાજો બીજા રાજા સાથ મલવા આવેછે ! આવા કામમાં તું શું સમજે ?" આ પછી ભોય ઉપર તુટી પડીયો, અને કહયું, "લે આ મારો ભાલો ને મને મારી નાખ પણ મારી બદગોઈ ન કર." આવો મામલો જોઈ મી૦ ઉવેલડમીઅર ઘણોજ ઘભરાયો અને થીઓડરના પગ આગળ પોતાનું માથું મુકી પગે પડીયો અને માફ માંગી. આ માંગણી થીઓડરે કબુલ રાખી નહી પણ પોતે ઉઠી તેને પણ ઉઠાડીયો અને પોતાની પાછળ આવવા જણાવીયું. પણ પાછલથી તેને કાંઈ ઈજા કીધી નહી.

તા૦ ૧૮ મીએ થીઓડરે સુલેહનો એક કાગજ મી૦ રાસામ ઉપર લખી તેને બેડીથી છુટો કરયો. પણ તા૦ ૨૮ મી મારચે વળી બધા બંધવાઓને એકજ ઓરડામાં ધાંધવાનો હુકમ આપીયો. આવો મોહોટો ઓરડો, કે જેમાં બધા સમાય એવો એકબી મલી ન આવીયાથી એમાં સીચીઆ. આખી રાત તેઓને ઉંઘ આવી નહી, કારણ કે તેઓ એમ ધારતા હતા કે સહવાર પડવા આગમજ કાંઈ બીજી તવાઈ આવશે. બપોરના તરણ વાગતાં એવી ખબર મલી કે થીઓડર પીયેલો થયેલોછે અને દેવલમાંથી આવતાં કદાચ તેઓની મુલાકાત લેશે. આ ખબર તેઓને મલેછે તેટલાંતો થીઓડરે એક માણુસને મી૦ રાસામ ઉપર મોકલીયો અને કેહેવડાયું કે સરવે બંધવાઓ સાથે તેણે આવવું. બધા તેના તંબુ આગળ ગયા. થીઓડર તેઓને લેવા સારૂં તંબુની બાહેર આપો. મી૦ રાસામ સાથ શેકહેનડ કીધી અને તેને બેસવા કહયું, અને રાસામ બે જણા ડાકટર બલાંક અને મી૦ પરીડોનો જામીન થાંપતો તરત તેમને બેડીમાંથી છુટા કરવા ચાહાયું. રાસામે કબુલ કીધાથી બેડીમાંથી તેઓને નીચે પરમાંણે છુટા કીધા. એક ફરશી જેવું હથીઆર પેલાં કરાંના સાંધા ઉપર મુકી ઉપરથી હથોડો મારી જરા પોહોલું કીધું. પછી ચાંમડાંના કટકાઓ તે કરાંનાં માંથાં ઉપર મુકી બીજે છેડે એક આંધરૂં હોય તેમાં એક લાકડી ખોસી, પેલો પગ એક પથર ઉપર મુકાવી, પછી ચાર પાંચ માણસો પોતાના બલ વડે પેલી લાકડી ટેકી ચામરાં ખેંચે. આ ચાંમડું આસતે આસતે પોતા સાથ પેલાં કરાંને પોહોલું કરતું આવે; તે એટલે વેર કે પગ તેમાંથી બાહેર નીકલી શકે. આવીજ રીતે બીજો પગ પણ કાહાડવામાં આવે. આ પરમાંણે બંધે પગ છુટા કરતાં અરધો કલાક થાય. જારે બેડી કાઢવાનું કાંમ ચાલતું હતું તારે થીઓડર મી૦ રાસામ સાથ વાત કરતો હતો, તે બોલીઓ કે હું તમારા લશકર સાથ લડીશ; તમો મારી લાસને જોજો, અને કેહેજો કે આ બદકાર અહીયાં પડીયોછે કે જેણે અમોને હલાક કીધા; અને કદાચ તમો મને દાટશોબી નહીં. આ પછી સરવેને જવાનો હુકમ આપીયો. કેટલાએક દાહાડા પછી રાસામ સાથના બાકીના પાંચ બંધવા પણ બેડીથી ખલાસ કીધા. એમ કરતાં ઈંગરેજી લશકર ઘણું નજદીક આયું તારે એક વખતે થીઓડરે રાસામને જણાવીયું કે "એક નાહની ચીનગારીને જો વખતસર બુજવીએ નહી તો તે મોટું ભડકું થઈ જાયછે. હવે તે પંથરાય નંહી તેની આગમજ બુજાવવાનું તારા હાથમાં રહયુંછે." આ શબદો જે દાહાડે તેણે મી૦ રાસામને કહયા તેજ દાહાડે સરવે ઈયુરોપીઅન બંધવાઓને બેડીમાંથી ખલાસ કરવાનો હુકમ કીધો હતો. આ ખબર મી૦ રાસામને બીજે દાહાડે એક ચાકરે આવીને જણાવી તેથી તે ઘણોજ ખુશી થયો અને થીઓડરને જણાવીયું કે "મારી એવી મરજીછે કે સર રોબરટ નેપીઅર ઉપર એક કાગજ લખી તું પાદશાહાની મેહેરબાની વીસે જણાઉં" તેના જવાબમા તે બોલીયો કે "હવે મારે કાંઈ ધાસતી નથી. મેં સરવેને છુટા મુકીયાછે."

તા૦ ૮ મી એપરેલે થીઓડર તરફથી પેગામ ગયો કે સરવે બંધવાઓએ પોતાનો સામાન તથા તંબુ અને એવી બીજી ચીજો સાથે લઈને સામેસી નામના પાહાડ આગળ આવવું. આ હુકમ આવતાંવારજ સરવે જણાએ પોતાના ધોતાં કપડાં પેહેરીયાં અને તાંહાં જવા નીકલીયા. જારે તેઓ તેની નજદીક આયા તારે સરવેને સલામ કીધી તેની નજદીક જઈને ઉભા રેહેવા કહયું. આ વખતે ચાર જણાને બાજુએ તેડી લઈ તેને જણાવીઉં. "મેં તમોને તેડાવીયાછે તેનુ કારણ માતર એજ કે જો તમો મારી આગલજ રેહેશો તો તમારો બચાવ બરાબર થશે. જારે તમારા લોકો આવશે અને મારામારી કરશે તારે હું તમુને એક સારી જગા

એ મોકલશ; અને તાંહાંબી જો તમારો જીવ ધાસતીમાં માલમ પડશે તો હુ તમને બીજે ઠેકાણે મોકલાવી આપીશ" આ ઉપરાંત બીજી ઘણીએક વાતો તેણે કીધી. પણ વલી તા૦ ૧૦ મીની સહવારના તો મામલો ફરી ગયો થીઓડરે હુકમ કીધો કે બધા બંધવાઓએ મગડલા જવા સારૂ તઈયાર થવું, અને કેહેવડાવયું કે "એ ઓરત કેહીછે કે જેણે એક રાજા સામે લશકર મોકલીયુંછે ? હવે પછી કોઈ પણ સંદેશો ચલાવતા ના. અગરજો તમારો એકબી માણસ ઘટશેતો તમારા સાથની મારી મીતરાચારીનો છેડો આવેલો જાણવો !! આ ખબર લાવનાર સાથ મી૦ રાસામે જવાબ કેવડાવીયો કે એક હલકારો કાગજ લઈ શર નેપીઅર તરફથી આવી પોછે. થીઓડરે કેહેવડાવીયું કે "તેની હવે કાંઈ ગરજ નથી. મારૂં કાંમ શું છે તે હું સારીકાની સમજીછું." રાતના તેઓ નીરાંતે સુતેલા હતા તેવામાં એક પેગામ થીઓડર તરફથી લાવીયો કે તરત તેની હજુરમાં આવવું. તરત બધાને ફફડાવીને ઉઠાડીયા અને મી૦ રાસામના તંબુમાં લઈ ગયા. જાંહાં તેઓને પેહેલીવાર માલમ પડીયું કે ઈંગરેજો સાથ થીઓડરના લશકરને મારામારી થઈછે અને આ મીજાજી પાદશાહએ ઈંગરેજોની સરસાઈ કબુલ કીધીછે. તે એમ બોલીયો હતો કે "હું ધારતો હતો કે જેઓ મારી સાથે લડવા આવેછે તેઓ સરવે બધા બાયલાછે. હમણા મને માલમ પડીયુંછે કે તેઓ મરદ બચાછે. માતર આ આગલ આવતા લશકરથીજ હું હારી ગયોછું. મારા લશકરના બંદુક ફોડનારાતો બધા મારીયા ગયા તેથી હવે મી૦ રાસામ સલાહા કરાવે તો સારૂ.

આ વખત પછે થીઓડોર નરમ પડતો ચાલયો. તેનો ગુસો અને ગરૂરી ધીમે ધીમેજ નરમ પડતી અને વચમાં વચમાં એ ગુણો પાછા ઉભરાઈ આવતા. તે હીઆંવેર કે સુલેહના કરાર તરીકે બંધવાઓને છોડવા ઉપરાંત રાંણીની સતાને માન આપવાની શરત સર રાબરટ નેપીઅરે કરવા માગી તે તેણે ના કબુલ કીધી. સર રાબરટનો આ પેગામ જાય તેની આગમચ તો તેણે આ બંધવાઓને છુટા કરી ઈંગરેજી છાવણીમાં મોકલાવી દીધા, પણ તાબે થવાને ના પાડી હીમતથી લડવામાં તેણે પોતાના શેહેરના કીલા ઉપર પોતાનો જાન આપયો. ક.

~~~

## ઉંદર.



જેમ આપણ પેઆરથી કહીએ છઈએ કે "બચાં કોને ઘર છે માંએ ?" તેમ આપણ ધીકારથી કહીયું કે "ઉંદર કોણુને ઘર નથી માંએ ?" મોટાંમાએન એક ગમથી બચાંનો કંટાલો ને બીજી ગમથી તેવણુ કેહેછે તેમ "મુવા ઉંદરો" નો કંટાલો હોયછે. રાંધણીમાં "મુકેલું સેલેલું" જેમ નાહનો ફલુ રેહેવા દેતો નથી, તેમ નાહનો ઉંદર પણ રેહેવા દેતો નથી. રાંધણીમાં અનાજની ગુનમાં ગાબરૂં પાડેલુંજ છે, શાખની તપીલી તો ઉંઘાડી રખાતીજ નથી. ઓરડામા કબટની અંદર ઉંદર કપડાં કરડેછે, ખવાની ટેબલમાં ધાન વાલેછે, પીઆનાફારટમા પેસીને નખોદ વાલી નાખેછે, ચોપડીઓની અંદરથી મુવેલો મળી આવેછે, અથવા કોઈ વારતો મોટાંમાએનો પોતાનો પગ કરડેછે. એ રીતે જોતાં આપણા કુટંબોમા ઉંદર એક ઘરના માણસ જેવો છે. તે સઉને જાંણીતો છે. તે ઘરના છોકરાં કરતાં વધારે ધાન વાલેછે. જાણે કે તે કોઈ કુટંબને લાગતો વલગતો હોય તેમ તેણે પોતાના નામ સાથ મામાનો એલકાબ મેળવયો. ઉંદર મામા ઉપર કવીઓએ કવીતા કરેલી છે અને ઘરમાં તેની વારતાઓ ચાલેછે, જેમકે સાત પુછડીવાલા ઉંદરની વાત આપણે બચપણમાં કેવી હોંશથી સાંભળતા હતા.

જાનવરી વીદીઆનો જે મોટો ભાગ "મમેલીયા" અથવા બચાંને ધવાડનારાં પરાંણીઓનો કરેલોછે, તે ભાગના "રોડેનશીયા" નામના વરગમાં "મીઉરેડે" નામની જાતનુ પરાણી તે આ ઉંદર છે. બીજા બોલોમાં બોલીએતો જે વરગમાં ખીસેરી, બીવર, સીસોલીઉં, સસલું વગેરે પરાણીઓ છે, તેજ જાતનું જીવજંત ઉંદર છે. બીવર અને શોસોલીઆંનો હેવાલ આપતી વેળાએ "રોડેનશીયા" વરગની સમજ અમે આપીછે, જે ઉપરથી વાંચનારી બાંનુઓને યાદ હશે કે મઉંશ ખાવાના ચોકસ દાંતની બાંધણી ઉપરથી એ વરગ કરવામાં આવયોછે. એ વરગનાં ઘણાંખરાં પરાંણીઓ ચપલ અને ચબરાક છે. "બીવર", કેટલું હોશીયાર છે, તે આપણે આગળ જોયું છે. પણ તેના કરતાંબી વધારે હોશીયાર અને ચાલાક પરાંણી ઉંદર મામા છે.

ધવાડતાં જાનવરોના ભાગમાં ઉંદર સઉથી નાહનું પરાંણી છે, અને તોપણ તેની વસતી સઉથી મોટી છે. જાનવરી વીદીઆમાં એકેક વરગની એકેક જાતીના વળી બીભાગ કરેલા હોયછે. પણ ઉંદરની વસતી દુનીઆંમાં સઉથી મોટી હોંવા છતાં તેની જાત માતર બે તરણથી વધારે નથી અને તેમાં પણ મુખીઅ એક સાધારણ જાતની વસતી ભારી છે. એ પરાંણી માણશની પુઠે ચાલનારૂં છે. જાંહાંબી માણશની વસતી થઈ તાંહાં તે વધી પડેછે. ખેતરોમાં, જંગલોમાં, વાંહાંણોમાં, ઘરોમાં, સઘલે ઠેકાંણે તે એકસરખી રીતે પેધો પડેછે. મોટાં શેહેરોમાં તેની શંખયા કરોડોની છે. ગટરોમાં રેહેનારા ઉંદર બીજાઓ કરતાં બમના મોટા હોયછે. આપણ તેમને ઘુસ કહીએ છઈએ અને તેમનું કદ કોઈવાર ધાસતી તથા અચરતી પેદા કરેછે. તે ઘણુંકરીને કાળા રંગનો છે, પણ એક જાત જે ઈંગલંડમાં હાલ ઘણી વધી પડીછે તે ભુરા રંગની છે.

ઉંદર અલબતાં તેના જમીનની અંદર તથા ગટરો અને સંડાસોની અંદરના રેહેઠાણને લીધે આપણને નજીસ અને ગલીચ પરાણી લાગેછે. પણ વીદવાનની નજરમાતે રમુજ અને અતીઅંત અભેઆસ કરવા જોગ છે.
~~~

તેની મોહોલી વસતી, તેની બુધ્ધી, તેનું ચાન, તેની જલદ ઈંદરીઓ, તેની આલચલણ એ સરવે અજાએબ જેવું છે. પોતાના ખોરાકને માટે તેની ઇનતેજારી, જાંન બચાવાની તેની હીકમત, ચોરની મીશાળે છુપી આવજાવની તેની તલાવટ, ફસી પડેલી હાલતમા તેની હીમત, પોતાના બચ્ચાં ઉપરનો તેનો પેઆર, શંકટને વખતે ગામોના ગામો ખુંદાવીને જથાબંધ નાહાસી જવાની શકતી એ સઘળું તપાસવા પછે આપણને એવું લાગેછે કે જાંને ઉંદર ધીકારવા લાએક પરાંણી નથી. જેના ઉપર ખોદાતાલાએ આટલીબધી ખુદરત વાપરી છે, તે નજીવું અથવા તુછકાર કરવા જેવું કેમ હોય ?

ઉંદરનો ઉપદરવ વાંહાણોમા થવાથી તે એક દેશથી બીજે દેશ જાયછે અને એ રીતે અણજાના મુલકોમા તેની વસતી વધેછે. ઈંગલંડમા ઉંદરની માતર બે જાત જણાયલી હતી. એક ચેન અને બીજી કાળા ઉંદરની. પણ તાંહાં હમણા-ભુરા રંગનો ઉંદર ઘણો વધી પડયોછે, તે એ પરમાંણે પરદેશથી આવેલો છે. એ ઉંદર અસલ ઇરાંનનો રેહેવાસી કેહેવાયછે ! તેને નારવે દેશનો ઉંદર કેહેછે, પણ તે ભુલ છે. ઇરાનમા તેના દર ઘણા મોટાંને ઉંડાં હોય છે, જેમા તે જથાબંધ વસેછે. સને ૧૭૨૭ મા એક મોટો ધરતીકંપ થવા પછે વાલગા નદીમા તરીને એ ઉંદર પેહેલાં આસટરાખાન ગયા, તાંહાંથી તેની વસતી રૂશીયાં દેશમા ફેલાઇ, રૂશીયાથી તેનો ફેલાવો નારવેમાં થયો અને નારવેથી વાંહાંણમા ભરાઇને તેઓ ઈંગલંડ ગયા. તાંહાં એ ઉંદરોનો ઉપદરવ ઘણોજ વધી પડયોછે. તેઓએ તાંહાંના પેહેલા કાળા ઉંદરને મારી હટાડયોછે, અને છેલાનું કદ તથા શંખ્યા નાહની હોવાથી આ ઘુસી જનારા ઘુસ આગળ તેમનું કાંઇ ચાલતું નથી, માટે તેઓ નીકલી ગયાછે, તેમની વસતી ઘણી ઓછી થઇછે, પણ તે કાંહાં ગઇછે, તે કોઇને માલમ નથી.

ઈંગલંડનો કાળો ઉંદર પણ તાંહાંનો અસલ રેહેવાસી નથી. તે ૧૬ મી સદીની અધવચમા ફરાનસથી ઈંગલંડમા દાખલ થયો એવું વીદવાનો કેહેછે. ભુરા રંગના ઉંદરનો ઉપદરવ ઈંગલંડમાજ અટકયો નથી. ઈંગલંડથી તે અમેરીકા ગયોછે અને અમેરીકાથી વળી તે પાસીફીક માહાસાગરના દુરદરાજ ટાપુઓમા પોહોંતોછે, જાંહાં તેની પીડાકારી વીશે ખેડુતો ઘણી ફરીઆદ કરેછે. ઈંગલંડમા ભુરા રંગના ઉંદરે કાળા ઉંદરને હાંકી કાડવાની બીના ઉપર પેહેલું ધેઆન ગઇ સદીની અધવચમા ખેંચાયું. પણ વળી ભુરા ઉંદરો પોતપોતામા મારામારી ઘણી કરેછે. એ જાતનો મોટો ઘુસ પોતાના ટોળામા ઘણો નાશ કરેછે. જારે ખોરાક નહી હોય તારે એ ઉંદરો પોતપોતામા એકેકને કટકેહામ કરીને ખાયછે, પણ એ ઉંદરની માદા પોતાના બચાંની ઘણી સંભાળ લેયછે અને જારેબી ધાસતી હોય તારે તે પોતાના બચાંને સાથે લઇને નાહસી જાયછે. માદા વરશમાં તરણવાર જણેછે અને દર વેળા ૧૦ થી ૨૦ બચાંને જનમ આપેછે.

ઉંદરોની માદા પોતાના બચાંને કોઇવાર નવાઇ જેવી રીતે લઇ ફરેછે. પોતે આગળ ચાલેછે, તેનુ પુછડું એક બચું મોહોમાં ધરેછે, તે બચાંનુ પુછડું બીજુ બચું ધરેછે અને એ પરમાણે એકેકના પુછડાં ધરી સઘળાં હારેદાર જાયછે. આ અજાએબ ખાશીએતથી કોઇવાર ઉંદરોની હાર એટલી લાંબી થાયછે કે રાતના દુરથી સાંપ ચાલતો હોય એવું લાગેછે અને ચંદનવાડીના રસતા ઉપરના એક ઘરમાં એ રવેસે એકેકનાં પુછડાં ધરી ચાલતા ઉંદરોને સાંપ સમજી ખડકીમાં સઘલાં અડકાયલાં બઇરાં બીધાં હતાં તે અમે અમારી નજરે જોયુંછે. તે ઉંદરોને ફરતા જોવાથી ઝાંખાં અજવાલામાં બરાબર શરપ ચાલતો હોયં તેમ લાગતું હતું. બઇરાંની બુમથી તરત ઘરના મરદો લાકડાં લઇને ઉતરી પડયા, અને તેઓ પણ પેહેલાં ઠગાયા, મગર જરા વખત જવા પછે લાકડાંના મારથી ઉંદરોએ એકેકનાં પુછડાં મોહોમાથી છોડી દીધાં અને તેઓ આજુ બાંજુએ વીખરાઇ ગયાં તારે જણાયું કે તેતો ઉંદરો હતા !

ઉંદર ઘણું ખાધરૂં પરાંણીછે—જેમકે ઉપલાં ચીતરમાં દેખાડયુંછે. તે ખાવા પડેછે તારે જો તેને હરકત નથી થતી તો કોઇવાર તે એટલું ખાયછે કે તે તદન સુસત થઇ જાયછે, પોતાનો વજન ઉંચકવાને અશક્ત હોયછે અને તે વખતે તેને સેહેલથી પકડી શકાયછે. ઉંદર ઘરોમાં દેવાલની કીનારી કીનારીએ ભરાતો ભરાતો આવેછે તથા જાયછે. માણસને સેજ સનસારામાં તે ઓલખી કાડેછે. તેની સાંભળવા તથા સુંઘવાની ઈંદરીઓ અતી અંત જલદ છે. એક સોટી અફાડી ઇઆ જરા ખાંસી આવી, જરા વાત કીધી ઇઆ હાથ અફાંડયોતો આ સમજુ પરાંણી તરત નાહાસી જાયછે. પોતાના શેકારીને ભુલવવા સારૂં તે સામાનની પછવાડે એવો ભરાઇ બેસેછે કે પકડનાર ઘણીવાર તેનાથી ઠગાયછે અને તેને નાહાઠેલો સમજી પુઠ મુકી દેવા પછે ઉંદરમામા હરૂસેથી બાહેર નીકલી ઝડપથી નાહાસી જાયછે. ઓરડાની વચોવચમાં આરપાર તે કદાચજ જાયછે. જારે માણસોની વસતી નહી હોય તારે તે ઘણી ધુમચકરી કરેછે. જો તેની ખેધ પકડી રાખી હોયછે તો તાંહાં તે આવવું બંધ કરેછે. ઘણી નગામોમાં ઉંદરોનો ઉપદરવ થવા પછે જારે તેઓ જોયેછે કે માણસો તેમને કાહાડવા બેઠાં છે, તારે તેઓ પકા પણ બીહીકના થાયછે. મગર જાંહાં તેમને મકરખુંદી કરવા દીધી હોયછે, તાંહાં તેઓ મસતીખોર, બેહયા અને ધાટકી થાયછે. રાતના એકાંત વખતમાં તેઓ દાદર ઉપરથી એવા ધભર ધભર ઉતરી જાયછે તથા બારણાં એવાં અફાડેછે કે ચોર આવેલા સમજી કેટલીવાર આપણા બઇરાંઓ બીહેછે !

યુરોપમાં ઉંદર પકડનારાઓનો ખાશ ધંધોજ છે. ખેડુતો, વેપારીઓ તથા ઇઆ મોટી હવેલીઓના ધણીઓને તાંહાં ઉંદર પકડનારનું વરસાંણ હોયછે ! અથવા નહીતો કે જારે ઘણાં ઉંદર વધી પડયા હોય તારે ઉપલાઓ એ ધંધાદારીને બોલાવી તેની સાથ પઠણ કરેછે—ચોકસ વખતમાં તે હવેલી, વખાર ઇઆ ખેતરમાંથી સઘલા ઉંદરને દુર કરેતો આટલું દામ આપવું એવી બોલી કરેછે. અને એક હોશીયાર ઉંદર પકડનાર બોલી મુજબ પોતાનું કામ કરી આપેછે. તે ઘણુંક નાહનાં મોટાં છટકાંનો ધણી હોયછે, તે ઉપરાંત ઉંદરને ફુસલાવાની ખોરાકી તેમજ મારી નાખનારાં જેહેરો પણ પોતાની રાખેછે. તેના મુખીઅ હથીઆર ઉંદર જાણવરે

માં બીલાડી અને કુતરાંજ નહી પણ મુખીઅ કરીને ખલેરી અને ખલેરીની જાતના "ફેરેટ" નામના પરાંણી હોય છે. એકેક ઉંદર મારનાર ૨૫ થી ૩૦ "ફેરેટ" રાખેછે. કુતરાં બીલાડાં કરતાં આ જાનવર સેને વધારે ઉપયોગી છે. નાહાની બીલાડીનું બચ્ચું ઉંદરને પકડી આપેછે, પણ પાલેલી બીલાડી તેને પકડવાને મરજી દેખાડતી નથી.

ખલેરી અને ફેરેટમાં તેવું કાંઇ નથી. એ જાનવરો ઉંદરના જમ જેવા છે. ઉંદર તેમનાથી અતીશય ડરેછે. એ જાનવરો જારે લડવા પડે તારે ચોપગાં પરાંણીઓમાં સઉથી ખુની ખાશીએત દેખાડેછે. કુતરાં બીલાડાંથી કાંઇ ઉંદરનાં દરમાં પેસાતું નથી, અને ઉંદર પોતે પણ બચવાની આશા હોય તો તેમના સામે હીમતથી લડેછે. પણ એક "ફેરેટ" ને જોઇ તે પોતાની આશાજ છોડી દેયછે. તે દરમા પેઠું કે ઉંદરોમા મોટો ઘભરાટ થઈ જાયછે. તેઓ જાંહાં જવાય તાંહાં નાહાસેછે અને ફેરેટ તેની પુઠે દોડેછે. ફેરેટ કાંઇ ઉંદર કરતાં મોટું ઇઆ જોરેમંદ પરાંણી નથી. તેનું શરીર માતર ૧૪ ઈંચ લાંબું હોયછે. પણ તે ઘણું હુલર અને હીમતવાન જાનવર છે. એકુ બે ઘાથી તે નાહાસે ઇઆ પાછું હટે એવું નથી. ઉંદરને પકડવા જતાં તે ઘણીવાર હેરાન થાયછે. તે પોતાના ધણીના હાથમા પાછું આવેછે તારે કોઇવાર તેની એકુ આંખ ગયલી હોયછે, ઇઆ કોઇવાર તે લોહીલુવાન પાછું ફરેછે. પણ ઉંદરને મારીનેજ આવેછે. તે મુખીઅકરીને ઉંદરને ટોટામાથી બાચકું ભરે છે, અને તેને તદન મારી નાખવા શીવાએ તે બાચકું છોડતો નથી.

ઉંદર પકડનારાઓ પોતાની ખલેરી તથા ફેરેટને ઘણા કીમતી ગણેછે. દરની બાહેર ઉંદર પકડવા સારૂ તો કુતરાં બીલાડાંનેજ મોકલેછે અને દરની અંદરથી પણ કોઈ ગટર ઇઆ નલમા ગુમ થવાની ધાસતી હોય તાંહાં તેઓ પોતાના ફેરેટને જવા દેતા નથી. જાનવરો ઉપરાંત તેઓ જેહેર વાપરેછે, તેમા ખુશબો અથવા મીઠાસ રાખેછે તારે ઉંદર જલદી લલચાઈ આવેછે. એ પરાણી ઘી તેલનું શોકીન છે, મારે ઉંદર પકડનારાઓ મુખીઅ કરીને ઘી તેલ સાથ જેહેર વધારે ભેલેછે. વળી ઉંદરના દરનું મોહડું ભાગેલા કાચના કકડાઓથી પુરી નાખયું હોયતો તેથી પણ ઉંદરના ઉપદરવનો અટકાવ થાયછે.



## પરચુટણ બાબતો.

પખશીઓની ઝડપ—કબુતર અને એ જાતના પખશીઓ કલાકના ૧૫૦ માઇલની ઝડપથી ઉડેછે. સાધારણ કાગડો કલાકના ૨૫ માઇલ ઉડેછે, ચલીયાં કલાકના ૯૨ માઇલ જાયછે. ફરાનસના ૪ થા હેનરી રાજાનો સકરો ફોનટાબલોથી ઉડી ગયો, તે ૨૪ કલાકમા ૧૫૩૦ માઇલ દુર માલટા ખાતે માલમ પડયો, જેથી કલાકના ૫૭ માઇલની અણતરી આવેછે; પણ એ પખશી કાંઇ સઘલો વખત થાક લેવા વના ઉડયું નહી હોય, અને રાતનાંતો તે ઉડતુંજ નથી, મારે તેટલો વખત બાદ કરતાં એ પખશોની ઝડપ કલાકના ૭૫ માઇલની થાયછે.

અક અમેરીકનની સરત—એક અમેરીકને એક વલંદા સાથે સરત મારી કે તે તેને ગલી જવાંને સકતીવાન છે. પેલો વલંદો એક ટેબલ ઉપર સુતો, અને પેલા અમેરીકને પેલાનો પગનો મોટો અંગોઠો મોહોમાં ધરીને છેડેથી જોરથી કરડીયો. પેલા વલંદાએ મોટેથી બરાડ મારી કહયું. "અરે, તુંતો મુજને કરદી ખાએંછ." અમેરીકને જવાબ દીધો "કેમ, એ હેમક, તેયારે તેં એમ ધારયું હતું કે હું તુંને કરડીને નહીતો આખોને આખો ગલી જવાનો હતો" ?

શું બક્સો ?—ગરમ દેશોમાં ફુલોની જીંદગી ઘણી ટુકી છે. દખણ અમેરીકામા જઈ આવેલા મુસાફરો કેહેછે કે તાંહાંના ઘણાક જાહાડો ઉપર ફુલ થતાંજ નથી. વીદવાનો ખોલાસો કરેછે કે ફુલો થાયછે, પણ તે ટકતાં નથી. ફુલ ઉગયાં કે પાછાં ખરવા પડેછે. મીલાસટોમાંસ નામનુ એક ફુલ સહવારના કળીમાથી ફાટેછે અને સાંજનાં ખરી પડેછે, જે પછે આખું વરશ તે જાહાડ ફુલ વના બોરૂં રેહછે અને બીજે વરશે પાછું એક દાહાડાને થકી તે ફુલ આવેછે. માંનવી ! એ ઉપરથી કાંઈ બોધ લે.

બખીલ એટલે શું ?—"શોખને ખાતર થયલો ભીખારી.
"એક કાલુ જેના કોટલાંમાં મોતી ભરાયલું છે.
"એક આશક જે માશુકને માતર જોઇનેજ ધરાયછે.
"એક કુંભાર જે ઇંતરડી બનાવેછે અને જેનાં બચ્ચાં ઘર બાંધેછે."

એક સુખ—એક ધરમ ગુરૂને મુદલ વાખ્યાન કરતાં આવડતી નહી હતી અને તોપણ લાંબા લાંબા હાથ કરીને લાંબી લાંબી વાખ્યાનોથી પોતાના જજમાનોને કંટાલો આપતો હતો. એક દાહાડે તે સુખ વીશે વાખ્યાન કરવા લાગો. તેણે તરેહવાર જાતના સુખી માણસો ઘણી ગંભીરાઇથી કહી સંભળાવયાં. જેમકે "ખરો સુખી તે કે જેને ખોદાપર વીસવાસ હોય"—"ખરો સુખી તે કે જેને મોતનો દર હોય—" ખરો સુખી તે કે જેને સારી બાયડી મળી હોય." ઇતીઆદી. આ મીજલશમાં એક માછી બેઠેલો હતો તે બોલયો કે "ગુરૂજી, એક જાતના સુખીને તમે ભુલી ગયા." ગુરૂજી—"તું કેહે તે કોણ !" માછી—"ખરો સુખી તે કે જેણે તમારી વાખ્યાન નહી સાંભલી હોય !"

અસલ કલાંટ—એક કલાંટ ઓરતના ભરતારે પોતાના એક કવી દોસતને અરજ કીધી કે કલાંટ બાયડી વીશે એક કવીતા જોડી તેની નકલ મારી ઉપર મોકલી આપ. તે કવીએ જવાબ દીધો કે "ભાઈ અસલ કલાંટ તારી પાસે છે, તારે કલાંટની નકલ તું મારી પાસ કાંએ માંગેછે !"

દરવાજા—આંખ, કાન, નાક ને મોહડું એ શરીરના દરવાજા છે. તોફાનના વખતમાં એ દરવાજા બંધ રાખવા જોઇએ અને જેમ ખપ તથા અગત હોય તેમ એ દરવાજા સંભાલીને થોડા ઇઆ ઘણા ઉંઘાડવા જોઇએ. ઘટતી સંભાલ એ બાબે લીધી હોયતો શરીરના કેટલાં ઘરકવખતે તુટી પડતાં બચે !

**વરસાદ ઉપર પવનની અસર**—પવન ઘણો ફુકેછે તારે વરસાદ થોડો આવેછે, પણ એ બીના ખાશ સમજ લેવાજોગ છે. જો સુકાં મુલક ઉપરથી પવન ફુકેછે તો વાદલાંમાના બાફને વીખરી નાખેછે. જો લીના મુલકમાથી પવન ફુકેછે તો વાદલાંના બાફમાં નવું પાણી ઉમેરેછે. જો ઠંડી દસાએથી પવન આવેછે તો બાફનાં વધારે સંગીન વાદલાં બનાવેછે. જો ગરમ દેશ ઉપરથી ફુકીને દરીઆ પસાર કરી તે આવેછે, તો વાદલાં પોતામા ભીણાસ ભરી લાવી ઠંડી જગામા તેઓ ખાલી થાયછે.

---

**સત્તર વરસે ઘડપણ**—હાલના જમાનામાં પચાસ વરસની અગાઉ ઘડપણની ઉમર ગણાતી નથી. પણ આસરે ૧૮૨ વરસની વાત ઉપર હોપકીનસ નામનો એક વેલશમેન જેને લંડનમાં બધા લોકોને દેખડાવીઆમાં આવીઓ હતો તે ૧૭૫૪ નાં વરસમાં ગલેમોરગનશાયરમાં ફકત સતર વરસ અને બે મહીનાની ઉંમરે ઘરડો થઈને મરણ પામીઓ, તે વજનમાં સતર રતલ હતો પણ તે મરણ પામીઓ તેની બે તરણ વરસ અગાઉ તો ફકત બાર રતલ વજનમાં હતો. વળી કેહેછે કે એ મરનાર હોપકીનસનાં બીજાં છ ભાઈ બેહેન હતાં તે બધાં તેના જેવાંજ જવાન વએ ઘરડાં હતાં.

---

ઉંઘ મોહોતનો નાનો ભાઈછે એતો આપણે ખાતરીથી જાંણીયેછે માટે જેમ મરતી વખતે બંદગી કરવાની ફરજછે તેમજ બીછાંનાંપર શીયા અગાઉ બંદગી કરજો કારણકે તેનો ભરોશો નથી. નરગેશ.

---

**ચુગલીખોર અને સાંપ વચે શું ફેર !**—એક દીવશે કોઈ શપાંનાં મરદે શાંપને પુછયું કે ".નીરદોશ માણશોને તું ઝર દઈ મારી નાંખે તેનું કારણ શું ? શીંહતો જાંણે મારી નાખે તે તેનાં ખોરાકને શારૂ, તેમજ વાઘ, વરૂ, અને બીજાં ભયંકર પ્રાણીઓ જે માણશને મારી નાખે તે તેવોની ગરજને વાસતે—તેવોની ભુખ મટાડવા; પણ તું તો તારા શેકારને, તે મુવા પછી તુંને કંઈજ ફાયદો નહી થવા છતાં તેને કરડી તારૂ મોહોત લાવનાર ઝેર તેની નશામાં રેડેછે તેનું કારણ શું ?" સાંપે જવાબ દીધો, "કાંય, આ શવાલ તું મનેજ કાંય પુછેછે ! પુછ તારી જાતનાંજ માંણશ ચાડીયાને, કે જેવો તેને કદી ઇજા નહી કરે તે માંણશોની ચુગલી કરી તેનું શતીયાનાશ વાલી તેને ગોયા મરણકાંઠે લાવી મુકેછે તેથી તેવો શું ફાયદો મેલવેછે ?" નરગેશ.

---

**મીશર દેશની ઈંટ**—આ ચોપાંનીયાનાં એક આગલા અંકમાં ફરેંચ, જરમન લડાઈની વખતનો શુખશમદરશક યંતની મદદનો અજાયબ નમુનો બનાવયો હતો તેજ યંતરની મદદથી હાલમાં એક જરમને મીશર દેશની ઈંટ વીશે કંઈ ખુલાશો કીધોછે. અશલનાં, મીશર દેશની તેમજ રોમ, યુનાંન, અને બીજાં પુરાતમ દેશોનાં પુરાતમ બાંધકાંમ જે આજ શુધી જેવીને તેવીજ હાલતમાંછે તેનું કારણ નીચે મુજબછે:—મીશારની ઈંટ નાઈલ નદીનાં કાદવ, ઘુડેલું ઘાંસ, અને રેતીની બનાવેલીછે એવું હીરોડોટશ ઇતયાદીનાં કેહવા પરમાંણેછે, પણ આ ચીજો શીવાય બેજું શુખશમદરશક બીજી પણ બાબદો રોશનીમાં લાવી આપેછે. તેનાં અંદર નદીની શીપ, માછલી અને કીડા, તથા જંગલી અને બીજી જાતનાં ફુલોનાં બી, અનાજ અને જવ, ઘણા, સાધારણ સણ ઇતયાદીનો ભુકો પણ મેલવેલો હોયછે. તે શીવાય બીજી પણ ચીજો હજી અકલની જાંણમાં આવવાની બાકીછે. નરગેશ.

---

યુરોપમાં મરનારની પાછલ પાએદસે જાનારાઓ કાલો પોશાક પેહેરેછે, ચીનાઓ સફેદ, તુરકીઓ બલુ, ઇજીપતનાં લોકો પીલો, અને ઇથીઓપીઅનો ભુરા રંગનો એ પરમાંણે પોશાકો પેહેરેછે:—

કાલો રંગ રોશનીનું ઝાંખું મારવું બતાવેછે જે જીંદગી ખલાસ થવાથી અંધકાર બતાવેછે.

સફેદ, સફાઈની નીશાની બતાવેછે.

પીલો, ખરી પડેલાં ઝાડનાં પાતરાં તથા ફુલોનો રંગ બતાવેછે.

બલુ, શુખની નીસાની બતાવેછે કે જે મરનાર હવે પછી ભોગવે.

ભુરો, જમીનનો રંગ બતાવેછે કે જે જમીનમાં મરનારે વાસો લીધો. બાંમજી.

---

આગલ જારે આગ ગાડી ન હતી તારે આગબોટમાં સરવે આવજાવ કરતાં હતાં. એક વખત હું સુરત જતી ઇસટીમરમાં હતો તારે એક ખલાસી બબરચીના હાતે કપતાંનની કીટલી દરીઆમાં પડી ગઈ. આ બચારો ધબરાઓ કે કપતાન મારસે ને વલી દંડ કરસે. એ ઉપરથી તેણે એક તાલ સોધી કાઢી તે એ હતી કે લાગલો તે બબરચી કપતાંન પાસ ગયો અને કહયું કે "એક ચોકસ ચીજ ચોકસ ઠેકાંણે પડી હોયતો તે ખોવાયલી કેહેવાય કે નહી." કપતાને જવાબ આપીયો કે "અલબતાં નહી". આ ઉપરથી તે ખલાસી બોલીયો કે "સાહેબ, મેં તમારી કીટલી દરીઆમાં મુકીછે તેથી તે ખોવાયેલી કેહેવાય નહી ?" આ ઉપરથી કપતાંન હસી પડીયો અને તેનાં વાંકની માફી બખશી. ક.

---

## રમુજે ફુરસત.

### દોહરો.

૧. વસતીમા વનીતા મળી નહી કો વઈદ મળેલ,
શીશ થકી નીચું વધું છીદ્રથી દેર ગળેલ.

બા૦ મે૦ ફ૦ બા૦

૨. મારો પેહેલો સરકારમાં છે, પણ દરબારમા નથી.
મારો બીજો રતનમાછે પણ હીરામા નથી.
મારો તરીજો જહવેરમાછે પણ કઠીરમા નથી.
મારો ચોથો મહીનામાછે પણ વરશમાં નથી.
મારો પાંચમો શેહેરમાં છે પણ ગામમા નથી.
મારો છઠો દસતુરમા છે પણ બ્રામણમા નથી.
મારો સાતમો ઠાકરમાછે પણ તકરારમા નથી.
બોલો એ કીઆ મુબારક ઊમરાવનું નામછે ?

J. E. E.

૩. હું બે અખશરની બની છઊં. મને પીઠ છે, પણ પેટ નથી. મને પગ છે, પણ હાથ નથી. મને બોલોછે, પણ બાડો નથી. મારો આકાર છે, પણ મોહોડું નથી. હું મારા બોલા ઊપર તમને બેસાડુંછું ને મારી પીઠ ઊપર ટેકવુંછું તોપણ તે બોલો ને પીઠ નરમમા નરમ વસતુનો બનેલો છઊં.

૪. ૧. રાજાઓ ફકીર જેવા કેમ હોયછે?
૨. આબારી માણસો જાનવર જેવા કેમ હોયછે?
૩. બબરચીઓ સુથાર જેવા કેમ હોયછે?
૪. અધીપતીઓ ફરેશતા જેવા કેમછે?

## ખોલાસો ગઈ વેલાનો.

૧. તનખા હરાંમ ને બચકા હલાલ.
મુફતનું ખાવું ને મોહોટી વાત.
સબબે બરા દરવાજા.
શોડાવાટર, લેમોનેડ.
ગરમાંગરમ પોપટજી.

૨. શેકસપીઅર.

૩. ૧. કેમકે બેહુને કાંટા હોયછે.
૨. કેમકે બેહુ બારમા હોયછે.
૩. બેહેરામગોર.
૪. જંગીશખાન.

## ઈશવર પ્રાર્થના.

(ભૂજંગી છંદ.)

અહો ઇશ કૃપાલુ સ્વામી ન સામા,
ઘણી દિન વાણીથી ઉચરૂં હું ભામા.
પ્રભુ વિનતી માહરી કાન ધરજે,
સુણી દુઃખની વાણી મુજ દુઃખ હરજે. ૧

ગમે તેવો કેહેવાયો હું દાસ તહારો,
પ્રભુ ઝાલની પ્રેમથી કર માહરો.
ઘણો પાપી બહુ દોષી નિર્ભાગ્યછું રે,
ઘણું કરગરી અર્જ તુને કરૂં રે. ૨

બહુ થાઉં હેરાન ત્રિવિદ્ધી તાપે,
તે તાપ તું બાપ વિન કોણ કાપે.
તને ને મને, ઘને ને બહુ પિડાઉં,
દુઃખી દુઃખી થઈને તુંજ સરણે આવું. ૩

સરણાં ગતનીતો જ્હારે તું ધારે.
પ્રભુ કરૂણાથી મુજને સહાય થારે.
નથી કોઈ માહરૂં આ દુનીઆ વિષેરે,
સૌ સ્વાર્થિ સંસાર સાચું ભણું રે. ૪

દુઃખે દાઝ જાણી મને સહાય કરજે,
ત્હારા દાસની દિન વાણી તું સુણજે,
નમું નમું નમું તુજને જક્ત બાપા,
થા સહાય, થા સહાય હો દુઃખ કાપા. ૫

સુણી દીન વાણી સુલચંદનીરે,
ત્રીભોવન સાંભું જો મારી ભણીરે.
મરતાં સુધી તુંજ સેવામાં રહું,
કર જોડ જોડી એ હું માંગી લઉં. ૬

મુ.

## સમજુ શાગેલ્રીઓની સુભ રમત.

ગરબી.

આવો સૈયર ભલે આવીઆં ઘણે હેતે અમ ઘેર—એ રાગ.

આવો સૈયર મળી આપણે, રંગભર રમીએ રાસ;
અતી આનંદ મારા અંગમાં, ચંદ્ર ચડયો આકાસ. ૧
કેક સમે રમે સુંદરી, બોલ બિભદના બોલ;
રડતી કુટેછે છાતીઓ, તેવો ન આપણો તોલ. ૨
નદી કીનારે કે નીરમાં, કરે જે નિર્લજ કામ;
ઘેર કરીને ગેલીઓ, કરે તોફાંન તમામ. ૩
જૂઠા બોલે જે બૂડણો, તેથી ન આપણી જાત;
રમશું રજની રીતથી, જેથી રીજે જગતાત. ૪
આ શશી જો આકાસમાં, ઇંદુ તણો આભાસ;
જળહળ કરણો જોતેની, આપેછે અધીક ઉજાસ. ૫
જનમ શફળ થયો આપણો, પાંમ્યા તે પુસતક પત્ર;
દિન દિન ભણતી દેસમાં, સુતા દીઠી સરવત્ર. ૬
ભલું થયું ભૂમી પરે, પામ્યાં અનોપમ ગજ;
દુરીજનછો દાઝી મરે, સર્યાં આપણના કાજ. ૭
જુઠા જાણ્યા મંત્ર જંત્ર, ને જુઠા જોસીના જોસ;
જાુઠા ભુવા ડેણ ડાકણો, જુઠો ગ્રહોનો રોસ. ૮
સમજ્યા સૌ સખી આપણે, ભાગો ભરમ ને ભેદ;
વેહેમી હઠીલા માનવી, કરે સમજ વણ ખેદ. ૯
જુઓ મુરખડા માનવી, જુવો તેવોના મન;
મુવા પોતે ભૂખે મરે, તે પાથે માગે ધન. ૧૦
ભોલી ભમેછે ભામની, પુતર પ્રસવને કાજ;
કાંતો પતીવશ કારણે, પુજે જઈ જોગી રાજ. ૧૧
ગોરી નવ દીએ કયાંકને, વેહેમ ભરેલી વાત;
એ કેવાઇ ન અસીએ, જુઠા જનોને ભાત. ૧૨
એક નિરંજન નાથને, નમીએ વારમવાર;
સદગુણ શીખી સર્વદા, હિમત ધરીએ હાર. ૧૩
માફી ગુનાની માગીએ, પરમેસ્વરની પાસ;
વળતી કદી ન વિસારીએ, હો સખી અવ્વીનાસ. ૧૪
નમ્રપણાની રાખીએ, અહોનિસ અદકી ટેવ;
તો આપણપર રીજશે, દલપતરામનો દેવ. ૧૫

લા૦ મે. દ. મા.

## પોંહોચ.

"દાસતાંને દીલરૂબાં"—આ એક સુંદર બાંધણીનું, સરા ઇદાર છપાઈનું અને વાંચવા લાએક પુસતક વાંચનારી બાનુઓના ધીઆન ઊપર લાવતાં અમને ઘણો આનંદ ઊપજેછે. એમાં ગમત અને ચાનાક આપનારી વારતાઓનો અછો સંગરહ કરેલોછે અને તે વારતાઓના કુટુંબીએ પાઠ કરવા લાએક બોધ દરએક કુટુંબના વડાએ બાલકોના મન ઊપર લાવવા જોઈએછે.

## લખનારાઓને ખબર.

"નેરગેશ"—તમારાં પજલનો જવાબ પણ લખી મોકલો.
પેરામરોજ—તમારી કવીતા પાછી મંગાવી લેજો.

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠી૦ કોટ:—બેહેરામજી હોરમજજી સ્ત્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૭ મું. સપટેમબર ૧૮૭૩. આંક ૯ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઇ.

એક વારતા.

### પરકરણ ૧૦૦ મું.

હે જમાના ! તું કોણનો થયોછે અને કોણનો થશે ?

ઉમરે હટવાવાલા બેહેરામશાહને જમાનાએ કેવો દગો દીધોછે !

કેવી તેની જાહોજલાલી અને એશ અશરત ! કેવો તેનો લપકો અને દમામ ! કેવો તેનો પોશાક અને ઠાઠમાઠ ! કેવું તેનું માન અને મરતબો ! કેવી તેની વડાઇ અને મોટાઇ ! કેવી તેની મગરૂરી અને તકોબરી !

તે સઘલું હવે કાંહાં રેહેયે ? જમાના ! તે સઘલું તું એ બેહેરામશાહ શેઠને બખશયું કાંએ ? અને બખશયું તો હવે છીણવી લીએછે કાંએ ?

બેહેરામશાહ પાસ પઇસા હતા, પણ પાસેના પઇસા કરતાં તેનો ખરચ વધારે હતો. તેની દોલત જેટલી હતી તે કરતાં વધારે દોલત તેને મળવાની હતી અને તેની આશામા તેણે મોટો ખરચ રાખયો હતો, બલકે કરજ વટીક કીધું હતું.

પણ હવે તે સઘલી આશા ભંગ થાય એ કેવી મોટી શીખસા ! ફરતાં આસમાનનો એ કેવો મોટો ફરેબ !

બુજરગી અને મરતબાની આટલીબધી ઉંચાઇએ ચડવા પછે એકદમ ગબડી જવાનુ હોય, તેના કરતાં ઇજત અને વાખવાખીની તે ઉંચી પદવીએ ચડયાજ નહી હોયતો કેવું સારૂં ! તવંગર થઇને ગરીબ થવાના કરતાં ગરીબ હાલતમાજ રેહેવું કેટલું બલું ! ગરીબ તો પોતાની ગરીબાઇમાજ સુખીછે. તે વધારે ઉંચાઇએ ગયો નથી અને તેના સુખ જાણતો નથી. તે નીચેનો નીચે છે, એટલે તેને પડી જવાની ધાસતી નથી.

પણ વળી બોજોરગી અને મરતબો મેળવવાની જુદી જુદી રીત હોયછે અને તેમા સઉથી ધાસતી ભરેલી રીત પઇસાની છે. પઇસાથી આગળ વધવા અથવા ઉપર ચડવાનુ બની આવેછે, પણ તે સઉથી હગારો દરજો છે. પઇસાથી દરજો મળેછે ખરો, પણ બીજી કાંઇ લાએકાત વગર માતર પઇસાથી દરજો મેળવવામા ઘણી ખરાબી છે.

પેહેલાંતો તે દરજો માતર દેખાવનો, ખોટો, બાહેરથી સોનાનો ઢોળ ચહડાવેલો છે. જે માણશને તે દરજો છાજતો નથી, તેને મોટા દરજાનો દેખાડેછે અને તેથી દુનીઆં થોડોવાર ઠગાયછે, સરવેની આંખ અંજાયછે, એટલે એ દરજો ટકેલો હોય તેટલેથીજ તેમાં બદી ભરેલી છે.

વળી પરપોટો ફુટેછે તારે ખુદ તે દરજાવાલાની બીજા કરતાં ઘણી હાની થાયછે. જો તેનામા પઇસા સીવાએ કાંઇ બીજી લાએકી હોયતો પઇસાનો દરજો ઉતરી પડવા છતાં, તેનો લાએકીનો દરજો—અને તે વધારે સંગીન દરજો—તીએછે. લાએકી હોયછે તો તે દરજાના બુરજ ઉપરથી એકદમ ગબડી જતો નથી. તેને તે બુલંદ પાહાડ ઉપર કેયે થોભવા, દમખાવાની જગા મળેછે.

પણ પઇસા સીવાએ બીજો કસાંનો દરજો નહી હોય તારેતો ગબડીને છેક નીચે આવે તારેજ થોભવાનું થાયછે. તેની દુનીઆંમાં હસી થાયછે. તે બુલંદ બુરજ ઉપર જવાની સઘલી મેહેનત જાને ફોકટ ગઇ હોય, તે મેહેનત ખેંચવા પછે જે નાપાએદાર ફળ મેળવયું તે ગોયા મેહેનતની કીમત જેટલું નહી હોય એમ તે પઇસાદાર પોતાની નામોસી વચે જોયછે.

પણ વળી નીચે આવવા પછે તેની નાઉમેદીબી થોડી નથી. જેનામાં કાંઇ હોશીયારી, હોનરમંદી, ઇઆ બીજી ખુબી હોય તેને પાછો ઉપર ચડવાની આશા, પણ જેનામાં એ ખુબીઓની કોતાઇ હોય તેતો નીચેજ રેહેવાનો. ધન દોલત, માલ ખજાનો કાંઇ ઘડીએ ઘડી હાથ લાગતો નથી.

અને નીચે રેહતાંબી પેહેલાં તે જેટલો નીચે હતો તેના કરતાંબી તેને નીચે જવું પડેછે. જેઓ આગળ તેના સરખી સપાટીના હતા, તેમનાથીબી તેને નીચે ઉતારી પોતાનો મુશકેલ નીભાવ કરવો પડેછે.

બીચારો બેહેરામશાહ શેઠ કાંઇ એવો બુરો વખત પોતાના ભવીશમા જુવેછે. તેનામા દોલત સીવાએ બીજી ખુબી શું છે ? દોલતથી તેની ઇજત અને પદવી બનેલીછે, પણ તે એકપુરી ખુબી જો ગઇ તો પછે દુનીઆંમાં પેટ ભરવાનો વટીક તેને રસતો કાંહાં છે ?

ભોલા દોલાએ બેહેરામશાહને વારસાથી બેવારસ કર

અરેરે રોલા, વળી પાછું તુંએ શું કીધું કે આપણને કચેરીમાં બોલાવેલાં!"

હવે મગન સોની હસી પડયો. વીલરે ગુસાથી કહયું કે "તુંખી એમ શું કરતો દેખું? હસે કેવો? તુંએ શું કાંઈ ખોટું વાંચયુ?"

"ના ખોટું કાંઈ નથી." મગન સોની ફરીથી હસીને બોલયો "આ લખેલુંછે તે કોઈ બીજા હોડે વંચાવ કે તમને કાલે કચેરીમા તેહેલાં કે નહી?"

"પણ તારે તુંને હસવું કેવું આવેલું."

"તો રાંડ ઘેલી, કારણ રમુજી જેવુંછે, તેથી મને અહવું આવેલું. તું તે કારણ જાણવા વગર કાંએ અમહથી અમહથી રહે? જા વીલર જા—તારૂં દલદર ગીઉં. લે હાંભળ" આમ કહી સોનીએ વાંચવા માડયું.

"બાઈ વીલર, તારા ખાવીંદ માણકશાહ મેહેલાશાહ "ગીઠાંરોધીનાનુ વરશીએત નામું આવી પુગુંછે અને તે "ની મીલકત તથા આસકેઆમતને ધરતી રીતે હાથમા લે "વા સારૂં તુંએ તથા તારા દીકરા રોલાએ આવતી કાલે "કલેકટર સાહેબની કચેરીમા હાજર થાવું."

વીલરે હેજી મશખરી માની. "એ બાઈ તું શું હમને ખીજવે? બાપુ તારે નહી વાંચવું હોયતો રેહેવા દેની, ને મશખરી કરવી હોયતો તારે ઘર જાઈ તારી સગી વાહાલીની મજાખ કરની."

"નહી, બેહેન મેં ખરૂં વાંચયુંછે આ બોલલા હરફ છે" આમ કહીને વળી પાછું મગન સોનીએ વાંચી સંભળાવયું.

આ પરમાંણે વીલરનો વીસવાસ ઘણોવાર સુધી નહી આવયો. તે મગનના વાંચવા ઉપર મગન થવાને બદલે ઘણી ખીજવાઈને તેના હાથમાંથી તેણીએ કાગળ જુંતાવી લીધું અને પડોશી ભીખા હજામનો દીકરો તેટલાં આવયો તેની આગળ કાગજ વંચાવા ગઈ.

તેણે પણ એજ રવેશે વાંચી સંભળાવયું.

હવે વીલરે માનયું કે કાગજમાં લખેલું એમજ છે, અને હજીતો મગન બેઠેલોછે તેટલાંજ તે મગન થતી રતન આગળ આવી.

પણ વળી રતને યાદ આપી કે "કાંઈ ટરકટ ઓહે તારે? કાગળમાં લખેલું ઓહે, પણ ખોટું ઓહે તારે? આ હીપાઈ હરકારનો નહી ઓહે ને કોઈ ઠગારો ઓહે તારે?"

એ ઉપરથી હવે તે સીપાઈ ઉપર ગાલના આકારમા ગુસો દેખાડવાની વારણ આવી. સીપાઈએ પોતાની ઘણી ખી નીશાણ દેખાડી પણ તે વીલરના ધેઆનમા નહી ઉતરી. મગર શેઠરે સીપાઈ પોતાના ઓળખીતા ગામવાળાઓને તેડી લાવયો.

અંતે વીલરની પતીજ થઈ કે આ દસનાવેજ ખરો, કોટવાલીમાથી આવેલોછે. પણ હજી તેનુ મન દામાડોલ રહયું. હવે તેણીએ એવું માનયું કે "આમ કરીને કચેરીવાળા ઠગેછે, તેઓ હાગાથી મને ને મારા દીકરાને કચેરીમા બોલાવી તાંહાં પરહેજ કરશે." જાંનેકે તેણીને કેદ થઈ જવા સારૂં તેણીના ઘરમા આવી તેણીને પકડવાને સરકાર પોતાના સઘળાં બળ સાથ અશકત હોય!

રાત મોડી થઈ, સીપાઈ, સોની વગેરે રવાને થયા અને એકવાર વળી પાછો ભોલો રોલો ગામમા સરવને મોહોડે આવી ગયો.

વીલરને શું તે રાતના ઉંઘ હતી? રતનતો પોતાના નીરદોશપણામા જરાબી ઉંઘાઈ પણ વીલરે આખી રાત બેચેનીમા કાહાડી અને કાંઈ પણ સલાહ મળે અથવા ખબર મળે એવા એરાદાથી તે ધનજીશાહ શેઠને ઘર જવા નીકલી.

આ વખતે તે પોતાની રતનને શેહેર તરફ લેતી ગઈ.

---

## પરકરણ ૧૦૨ મું.

એ પરમાણે જારે સીગનપોરના પોતાના ઘરમાં ધનજીશાહ શેઠ રોલાને વીશે સઘલી તલાસ કાહાડીને આવી પુગો, તેની જરા વખત અગાઉ રોલાની મા પણ રતન સાથ રાતે મળેલી સરકારી નોટીસને એક ચીંડડાં જેવા રોમાલમા લપેટી લઈ તાંહાંજ આવેલી હતી.

હજી રોલો બજારમા કામે ગયલો હતો. તેના ખીલતાં નસીબની તેને હજી ખબર નહી હતી, અને તેની મા તથા મશીઆઈ રતન આવવાં તારે તે ઘરમા નહી હતો.

ધનજીશાહને જોતાંવાર વીલરે તેને ઓવરણા લીધાં તથા તેને ઘણાક જી ભરયા, જે પછે રાતના આવેલો કાગજ તેના હાથમાં મેળયો અને પુછયું કે એ હકીકત સઘલી શું છે?

ધનજીશાહે વીલરને સઘલો ખોલાસો જાહેર કીધો તારે આ ગામડીઅણની ખાતરી થઈ કે તે બીમારી આજ શુધી ગામડાંનાં ઝુંપડાંમાં ફકત હાડ અને ચામને સાથે જોડેલાં રાખવા સારૂં જે હેજગારી કરતી હતી, તેમાંથી હવે તેના છુટકારાનો અને મરતી વેળાના દીવસો એશ આરામમા ગુજારવાનો વખત આવયોછે.

આ વખતે તેણીને પોતાની આગલી જીંદગી યાદ આવી અને સઘલી ખુશી છતાં તે એક ઉદાસીને દુર કરી શકી નહી. તેણીને લાગયું કે જાને દુનીઆંએ તેણીને ઠગી હોય. તે અસલથી એક ઉમરાવની ઓરત હોવા છતાં તેણીને કંગાલીએતમા નાખી મેળી છેક જીંદગીનો છેડો આવયો તારે થોડાં વરસનુંજ તેણીને સુખ દેખાડવામાં આવયું. એવા વીચારોથી તેણીએ પોતાના નસીબને ઘણું બદનામ કરયું.

પણ વળી તેણીને પોતાનો દીકરો યાદ આવયો. તેને લાગયું કે મારી હઈઆતીની આખરી નજદીક આવીછે, પણ રોલાને તો હજી જીંદગીનો સઉથી સરસ ભાગ ગુજારવાનો છે, અને અગર હું નહી ને તે જાહોજલાલી તમે ગવે એટલુંબી ગની મત છે.

સઘલો ખોલાસો મળવા પછે બીચારી રતનના મનમા બીજીજ જાતના વીચારો ભમતા હતા. તે વીચારતી કે "કમબખત રોલો જો પેલી હીરાં સાથ પરણયો નહી હતો તો હું એની સાથ પરણ તેને શેઠીયાના ઘરની શેઠાણી થતે." પણ વળી તેણીને યાદ આવયું કે "એ તવંગર થયા પછે એની સાથ પરણવાને માગણીઓ ઘણી આવતે અને બીજી શેહેરી ઓરતોના દાવા આગળ એ પોરયો મને

કાંઈ કોકું નહી આપતે, તારે તે શા ખપનું ? એની ગરીબીમા હું એની સાથ પરણી શકી નહી; ને એ માતબર થવા પછેબી મને મળતે નહી; તારે એ તવંગર ઈચ્છા ગરીબ રહેલા મારે મનસે એકસરખો છે."

પણ દોલાએ પોતે આ ખુશખબર કેવી રીતે સાંભળી ?

તે બજારમાથી આવયો અને તેને જણાવવામા આવયું કે તુંતો મોટી દોલતનો વારસ થયોછે. તેણે પેહેલેથીજ એ વાતને હસી કાહાડી.

ઓટલા ઉપરથીજ ચાકરોએ તેને ખુશાલી વચ્ચે કોટી કીધી અને તે એવું કહીને કે "ભાઈ આપણ સરખી સપાટી ઉપર આજ છેલવેળા મળીએ છઈએ, તું આ ઘરમા જશે અને હમણાજ અમારીથી ઘણો ચહડતો થઈ જશે, માટે તેની આગમચ અમોને આ છેલીવાર મળી લે."

આ વખતે પણ દોલો કાંઈ સમજયો નહી.

ઘરમાં પેસવા જતાં ઉંબર ઉપરજ તેને તેની માં, રતન, શેઠાંણી વગેરે મળયાં જેઓ તેને આછુંમીછું કરીને ઘરમા લેવા સારૂ ઉભાં હતાં. આ ખુશ વધાઈની ખુશાલીમાં ધનજીશાહ શેઠે વીલરને તથા રતનને ઘણી ભપકાદાર કસબી સારી તથા કાંચલીઓ પોતાના ઘરમાથી આપી પેહેરાવી હતી, એટલુંજ નહી પણ પોતાની ધનીઆણી તથા પોતાના ઘરના છોકરાંઓને પણ એ ભલા દીલના શેઠીયાએ નવાં કપડાં પેહેરવા ફરમાવયું.

પણ હજી દોલો સમજયો નહી. તેને તેની માએ ગીત ગાઈને આછું મીછુંથી વધાવી લઈ જમના પગે ઘરમા લીધો, તારે તે એટલુંજ સમજયો કે હીરાં ભરૂચીસાથના તેના લગનને નાપસંદ કરી કસી ધુમધામ તેની માએ કીધી નહી હતી, તે હવે કરી બતાવેછે.

આ વીચારથી દોલાએ પોતે પોતાની માને ઠપકો આપયો. "ઝાડો હું પરણી ચુકા પછે રહી રહીને આજે મને વધાવી લેવા અને આછામીછાં કરવાનું શું શુજ પડયું ! તું જાણતી નથી કે હીરાં ભરૂચીને તો તું કસબણ કેહેછે અને તેની સાથ છુટાછેડા કરવાના દેખું ને હુંતો મારી રતન સાથ પરણવાનો દેખું, તારે હીરાં સાથના મારાં કારજની આ ધુમધામ સાંની કરે ?"

વીલરના મોહમાથી સરેસતા મુજબ દોલા ઉપર પાંચ દસ ગાલ નીકલી જતી હતી, પણ તે ગાળ અટકાવીને "બોલી કે ચપરે દીકરા ચપ, સપરમે દાહાડે ફાટું ફાટું નો બક."

"પણ તારે મને વધાવી કાંએ લીધો ! જો તેમ નહી તો મારી રતન સાથ મારાં લગન નકી થયાં કે ? આજે એ પુતરી સાથ મારાં લગન બગન થાય શું કે આટલી મારા ઉપર ધુમધામ થાય ? રતન, પીઆરી રતન, આ નવાં ઉંચાં કપડાંમાં તું કેવી સોભી નીકલેલી. અરે હું કેવો દગળબાજ કે તારી માયા ને હેતને દગો દઈ, મેં મારો ગાંડ એક દાકણી સાથ બાંધવા દીધો !"

આમ કહી તેણે રતનને કોટી કરી એક જોરથી બોસો લીધો.

અને રતન તે વેળા ખરેખર ઘણી દીપી નીકલી હતી. બાગમાથી બજારમા આવેલો એક તાજા ગોલાબની મીશાળે, ગામડાંમાથી શેહેરમા આવેલી એ કનીઆ, લાલ ઘાટપોટની કસબી કોર સાથની સારી અને બલુ સાટીનની તતરબંધ ચોલીમાં ખીલતી હતી.

પણ ભોલા દોલાની આ પટપટ વધતી અટકાવા માટે ધનજીશાહ શેઠ વચે પડયો. તેણે પણ દોલાને કોટી કીધી, અને દોલો ઘભરાઈને તેના હાથમાથી છુટવા ગયો તથા બોલયો કે "અરે શેઠ, શેઠ, એ શું કરો ! હું ચાકર માણસ સાથ કોટી કેવી ?"

"નહી દોલા, તું હવે મારો ચાકર નથી. તું શેઠ કરતાંબી વધારે બુલંદ દરજે ઘણી લાએક રીતે પોંહતો છે. ચાલ આવ પેઆરા ભાઈ હું તુને સઘલો ખોલાસો કરશ."

આમ કહી ધનજીશાહ દોલાને માલા ઉપર લઈ ગયો અને પેહેલાં ચાકરો સોડે તેને માટે નવાં કપડાંનો વાગો આપી તેને અંગોળ કરાવયું. નાહાવા તથા કપડાં બદલતી વખતે દોલાની ખીદમતમાં ચાર માણસો હાજર હતાં, જેઓએ ઝપાટાવારમા તેને મોજાં અને રોગનના જોડા તથા પાઘડી દગલી સાથ સાનસોગતનો, ધોતોધાતો, ભપકાદાર શેઠીયો બનાવી આપયો.

એજ ચાકરો એકવાર દોલાને હસનારા તથા ટપલા મારનારા હતા. માટે દોલો પોતાના એ ઓળખીતા સાથીઓ સાથ પોતાના રાબેતા મુજબ ઘણીબી છુટથી વાતો કરતો હતો. પણ તે નોકરો "મુરબી" અને "મેહેરબાન", "ગરીબપરવર" અને "બંદેનવાજ" સીવાએ તેને જવાબ દેતા નહી હતા તથા તમે અમેથી તેની સાથ વાત કરવા લાગા હતા અને તેથી દોલો પોતે પોતા ઉપર ઘણો હસતો હતો.

હવે ધનજીશાહ તેને પોતાના દેવાનખાંનામા લઈ ગયો, તે બોલયો કે "આવો દોરાબજી શેઠ, શી ખબરો છે, આજ આનંદ તો છો ! આવો મેહેરબાન, બેસો મુરબી."

આમ કહી ધનજીશાહે પોતાના એક કલાક આગમચના હલકા ચાકરને પોતાની પાસે મખમલની ગાદી ઉપર બેસાડયો.

દોલાએ અંતે અચરતીથી પુછયું કે "શેઠ, એ શું બીના છે ? કાંઈ મને સમજ નથી પડતી કે તમો મને આવો ગધેડો શા માટે બનાવો છો ? એ શું કંઈ સવપનો છે!"

ધનજીશાહ હવે ગંભીરાઈથી દોલાને સઘલી બીના સમજાવા લાગો અને ઘણીક નવાઈ તથા અચરતી વચે જારે દોલાએ જાણયું કે તે કોઈ ગરીબ અથવા કંગાલ માબાપનો નહી પણ એક માતબર અને અસલી ખાનદાનનો નબીરો છે, તથા મોટી દોલત અને મીકતનો ધણી થયોછે, તારે તે જાજે ખુશી થવા વગર એટલુંજ બોલયો કે "ઘણું ઘેલું જેવું લાગે છે."

તેની મા વીલર અને મથીઆઈ રતન તથા ભોલા પણ ભલા દોલામાં કેટલો તફાવત ! વીલરે અને રતને નવા પઈસાથી ઘણીક મોટાઈ ચલાવા માટે હેકરાઈ ભરેલા વીચારો કીધા હતા, પણ દોલાને જારે સઘળું સમજાવવા બાદ ધનજીશાહે મુબારકબાદી આપી, તારે તે જાજી પરવા કીધાવના બોલયો કે "અરે શું શેઠ ! અમસથી તારીફ કરતા દેખું. મુરબી સાહેબ, હું પઈસાદાર થયો તો શું મોટો દમ છે ? પઈસા આજે આવશે ને કાલે જતા રેહેશે. વાસતે હુંતો

બા, જેવો કાલે સાદો હતો તેવો આજેથી સાદોજ રેહેવાનો, ને હંમેશ રેહેવાનો."

"તમારે ગમે તેમ, દોરાબજી શેઠ, તમે સાદા રેહેજોની, ગમે તેમ ગરીબો સાથે હલીમલીને ચાલજો, પણ પોતાનો દરજો સમજી થોડોક ટેકાવ અને મોભો રાખજો, પછેતો જેમ તમારી મરજી."

"અલબતાં મારા નામદાર શેઠ, પણ મારા જેવા એક ઘેલાએ દોલતમંદ થવું એ ઘેલું જેવું શું નથી લાગતું! હું હમણાતો ચાકર હતો, ને એટલાવારમા તમે શેઠ મને શેઠ, શેઠ કરો. કેહેવું હસવા સરખું! હા—હા—હા—" આમ કહી દોલો મોટે મોટે હસવા લાગો.

---

### પરકરણ ૧૦૭ મું.

અને હવે ધનજીશાહ શેઠે દોલાને શુનાનું ઘડીઆલ, ગળામાં સાંકલી, તથા આંગલીઓ ઉપર વીંટી પેહેરાવી. તેને માટે એક ભપકાદાર ગાડી, તથા ઘોડાઓની એક જોડી મુંબઈથી મંગાવી. તેને માટે સુરતમા નાહાનપરાંમા એક મોટો બંગલો ખરીદ કરવાનું સાટું ચલાવયું અને તે બંગલાને માટે કીમતી ઘરસીણગારનો સામાન, નોકરો, નફરો વગેરે તઈઆર રાખવા ફરમાવયું.

બીજી ગમથી વળી ધનજીશાહના ધનીઆણી દોલાના નવાં ઘરમાં રાંધણી વગેરેનો સામાન વસાવા લાગી, એટલુંજ નહી પણ વીલરને હાથની કાવરી તથા કાનમાં વોટલાને બદલે સોનાની બાંગડી, લાકોટ વગેરે તથા શુંદર રતનને માટે વારા, સાંકલાં, કરન, ચોકરાં અને નથ ખરીદ કરવા માટે સોનીઓ અને પંચીગરો સાથ સાટાં કરવા માડયાં.

અને તેટલાં આપણા દોરાબજી શેઠને તથા તેની મા વીલરને લઈને ધનજીશાહ કલેકટરની કચેરીમા ગયો. આખાં શેહેરમા આ વાત એક આફતની બુમ પેરે ફેલાઈ હતી, માટે આખે રસતે લોકો દોલા તરફ જોતાં અને હસતાં હતાં.

દોલો દોલતમંદ થવાથી કોઈ પણ ઘણી દલગીર નહી હતો. દોલાએ કોઈને દુખ દીધું નહી હતું, માટે કોઈને તેના ઉપર કપટ ઈચ્આ કેહેર નહી હતો. તેના ચઢવાથી સરવે ખુશી હતાં, પણ તેઓ હસતાં તે માતર આ બનાવની નવાઈથી હસતાં હતાં. મેલો, ઘેલો, ખરડાપલો, રખડતો દોલો ખરેગાટ થઈ, દાહાપો દોહોરો થઈ ગાડી ઘોડે ફરેછે, તે અચબુચ ફેરફારની અજાએબીથી તેઓ હસતાં હતાં.

અને તોપણ દોલાનો દેખાવ હસવા જેવો નહી હતો. તે પોતાની ગરીબી હાલતમાં કંગાલ વેશે કદાવર અને સોહામનો હતો, તો હવે આ ફેરવાપલા દેખાવમા વધારે સોભી નીકલવોજ જોઈએ. તેને તેની જેમ જુની હાલત લાગુ પડતી હતી, તેમ આ નવી હાલત તેને બેસતી આવી હતી. મોટાઈનું તાન તેને માથે બરાબર બેઠું હતું. તે કોઈ રીતે બેદોલ દીસતો નહી હતો. તે ફકડ અને ફાંકડો બની ઠનીને ભપકાવાલો થઈ ગયો. તેનો સીકોજ ગોયા ફેરવાઈ ગયો.

કલેકટરે તેને પોતાની નજદીક બેસાડયો તથા પાણાચંદ સરેશતેદારની મારફતે મુબારકબાદી આપી. પાણાચંદે દુભાશીયા તરીકે સમજાવતાં પોતેપોતાની તરફની મુબારકબાદી પણ તેમા ઉમેરી અને તે સાથે યાદ આપી કે "દોરાબજી શેઠ, આપણ વચેની આગલી માવામાવી યાદ છે કે! તમને ખબર છે કે મવનાવ મનજીભાઈના ઘવમાં તેવણુની દોકવી પીવોજ અને હું એક ઓવડામાં બંધ થઈ ગયાં અન તાંહાં તમે માવી સાથ લડવા ઉતવયા હતાં."

દોલાએ હસીને સલામ કીધી, તે કલેકટર સાહેબને પગે પડયો, તેની મા વીલરે કલેકટરને ઓવરણા લઈ દુવા દીધી.

અને હવે ધનજીશાહ શેઠ સાથ કલેકટર સાહેબે મરનાર માણકશાહ મીઠાદોધીનાની મીલકત દોલાના નામ ઉપર ચઢાવાની તથા મરનારની મીલકતનુ વકીલાતપણું દોલાને આપવાની તથા બીજી ગોઠવણો નકી કીધી. દોલાના અણુજાનપણાને લીધે ધનજીશાહની સાથે મીલકતનો ટરસટી થવાને કલેકટરે કબુલ કીધું અને એ રીતે સઘળી ગોઠવણુ. નકી કરતાં વાર લાગી નહી.

પણ કચેરીમાથી જતી વેળાં વલી દોલો કાચું કાપવાવના નહી ગયો. તે ૨૫) રૂપીઆની રકમ પોતાના ગજવામાથી કાંહાડીને તેના વડા કલેકટરના દેખતાંજ પાણાચંદ શરેશતેદારના હાથમા મેળવા ગયો,

પાણાચંદ આ બનાવથી અતીઘણો ખશેઆનો પડી ગયો. તેણે તે લેવાની સામે મોહડાં ઉપર ધીકારનું ડોળ આણયું. અલબતાં ધનજીશાહેબી દોલાને આ લાલચ આપતાં વારયો, પણ વળી ભોલો દોલો બોહોસ કરવા લાગો અને તેબી વળી દાખલા દલીલ સાથે "ફલાને દાહાડે શેઠ પાસેથી તમે ફલાની રકમ લીધી ને ફલાને દાહાડે ફલાની રકમ લીધી" આમ સઘલું કલેકટરના દેખતાં ભરભર કહી દઈને દોલાએ હુજત કીધી કે "દૈસત મારીજ બખશેશ તમે નહી લેશો?"

પાણાચંદ સાથની આ રકજીકમા કલેકટર સાહેબનું ધેઆન ખેંચાવાથી તે ઘણોજ ખફા થયો. તેણે દોલાને ધમકાવી કાહાડયો તારે દોલો જરા બીધો અને તેની મા પોતાનો નવો દરજો ભુલી જઈ પોતાની અસલ ઢપ મુજબ બોલી કે "ઓ દુકતા, તું મરેરે ભસતે ગયા, એ શું આટો બાફેછે?" તારે દોલાએ તરત અખાડા કરી નાખયા.

પણ કલેકટર સાહેબ આ વાતના અખાડા કરી ગયો નહી. દોલા તરફથી ધનજીશાહે માફ માંગવા પછે તથા તે સરવેએ કચેરીમાથી રૂખસદ લીધા પછે કલેકટરે પોતાના બોબરા સરેશતેદારને સતાવા માડયું. તે જોકે ગુજરાતી બોલી શકતો નહી હતો, તો પણ થોડું સમજતો હતો અને પાણાચંદની આગળી રૂસવતના ઘણાક દાખલા જે ભોલાપણામા ભોલા દોલાએ ભરભર કહી દીધા તે યાદ રાખી તેમની સચાઈ વીશે કલેકટરે પાણાચંદને થથરાવીને સવાલો પુછયા.

પાણાચંદે ઘભરાઈને તે સઘણું કબુલ કરી દીધું, પણ પોતાની તકસીર વીશે માફ માગવા લાગો. આ વડાએ ઘણાક ગરમ મીજાજનું ડોળ ઘાલી પોતાના સરેશતેદારને સખત દમ ભરાવયો અને આ પોતીઆદાસ પાણાચંદ પાણી પાણી થઈ ગયો. કલેકટરે તેની સામે રૂસવતના વાંકને માટે કામ પણ ચલાવાની ધમકી આપી અને પાણાચંદ પોતાના મનસે દોલાને હજારો હજાર ગાળો દેવા લાગો કે કાંહાંને કાંહાં એ મુરખને દોલત મળી અને કાંહાંને કાંહાં મને ફસાવા સારૂ તે હેમકને ચાલીચલાવીને કચેરીમા બોલાવયો.

ભોલા દોલાનો એમા શું વાંક?

તે ભોલો હતો અને ઘણા ભલાં કામ-તેના ભોલાપણાથી થયાં હતાં. તેમ એક રૂસવતખોર અમલદારનેઃ ઉઘાડો પાડવાને ખુદરતે આ વેળા પણ દોલાને ગોયા હથીઆર બનાવયું છે.

પણ આ સઘળી ગડબડ કરવામાં કલેકટર સાહેબની પણ ખાનગી મતલબ હતી. તે પાણાચંદ કરતાં વધારે લાંચીઓ હતો અને પાણાચંદ જામીન આપીને જવા પછે, વગવાલા સાહુકારોની મારફતે આ વાત માંડી વલાવાને તેને મુશકેલ પડયું નહી હતું.

તોપણ પોતાની રૂસવતખોરી ચાલને માટે પાણાચંદને પોતાના વડાને લાંચના આકારમા જે દંડ ભરવો પડયો તે જેવો તેવો નહી હતો. ખરેખર તેણે આજ સુધી લોકો પાસેથી ઓકાવેલી નાહાની નાહાની, ચેરીમેરી, દસતુરી ઈઆ બખશેશ સઘલી એક હુમલે તેને કાઢી આપવી પડી તારે આ લાંચ ખાવાના વાંકનો ફજીએતીમાથી તથા કાલાપાણીની સજામાથી તે બચી શકયો.

અને તે દીવસથી પાણાચંદે ભોલા દોલાને બરાબર પીછાણયો. તે દોલાના ભલા ગુણ વીષે પોતાના મનમાં ઘણું માન ધરાવા લાગો એટલુંજ નહી પણ તે "દોરાબજી શેઠ" નો ઘણો ડર કરવા લાગો અને રખે તેની સાથ વાતચીત ઈઆ વેહેવારમાં ફસી જવાનુ થાય, માટે તેનાથી તે દુરને દુરજ નાહાસતો હતો.

---

### પરકરણ ૧૦૪ મું.

શેઠ દોરાબજી માણકશાહ હવે નાહનપરાના પોતાના નવા બંગલામા નવા જુના થઈ ગયા.

આસતે આસતે તેનું દોલો નામ નીકલી ગયું અને દોરાબજી શેઠ થઈ ગયું. આસતે આસતે તેની આગલી વાખવાખી લોકો ભુલી ગયાં અને દોરાબજી ઘણા સખી ઘણા દુલાજ નહી પણ ઘણાજ અકલમંદ અને ઘણા સમજુમા ખપવા લાગા!

ઘરનું વડીએલપણું શેઠાંણી બાઈ વીરબાઈજીને મળયું હતું. વીલરને પોતાનું ગામડયું નામ નહી ગમવાથી વીલર ઉપરથી ફેરવીને વીરબાઈજી કરયું હતું.

વીલરબાઈ હવે મોટાં માએ થઈ પડવાં હતાં. તેવણે કામકાજ સઘલું છોડી દઈ માતર ઘરનો ખરચ ચલાવાનું તથા ચાકરોને હુકમો આપવાનુંજ કામ પોતાના હાથમા રાખયું હતું. તેવણે પોતાને-વાસતે એક સુંદર સીસમી પલંગ બનાવયો હુતો અને આખો દાહાડો તે પલંગ ઉપર ખાટલે પડીને ખાવાનુ માંડયું હતું. તેવણ અમસ્યાં પારપડોસના લોકોને દેખાડવા તથા ધમકી ધાંધલ કરવા ઘણીક બુમો પાડતાં હતાં. કેમકે બુમો વગર મોટાં માએ જેવાં દીસે નહી એવો તેવણનો ખેઆલ હતો.

બાઈ વીરબાઈજી મોટાં બાઈ અને મોટાં માએની મદદગાર તરીકે દેરા આંટી ખાવા ઉપર તેવણની રતન રહેલી હતી. વીરબાઈજી રતનને પોલલા રંગની નવી નવી સારીઓ પેહેરાવીને ભપકાદાર બનાવતી હતી, તથા તેનુ રતન નામ કાહાડી નાખી કાંઈ બીજુ નામ રાખવા માહતી હતી. પણ દોલો હઠીલો ને હુજતી હતો. તેને બસ રતન નામજ ગમતું હતું અને બીજું તો રહયું, પણ રતનબાઈ કેહેવાને બી સાફ ના પાડી નોકરો નફરો સરવેના દેખતાં તેને રતન, રતન કેહેતો હતો.

દોલો રતનને ખરાં જીગરથી ચાહાતો હતો અને તે છોને ખાતર ઘણોજ બલતો હતો. તેમજ વીલર પણ આ સુંદર રતન બાબે અતીઅંત રીબાતી હતી. કેવું મજાનું જોડું અને કેવું ખોરંબે પડેલું હતું! જો કે આ ગામડી આઓ પઈસાદાર થયાં, અને જો કે તેથી સારી બોલી બોલવાને તથા સારાં સલુક દેખાડવાને ઘણી કોશેશ કરતાં હતાં, તથા ફાવતાં વટીક હતાં, તોપણ કોઈ કોઈવાર દોરાબજી શેઠ અને મોટાં માએ વીરબાઈજી પોતાની જાતપર આવા જઈ વહડતાં હતાં અને વીલર તો દોલાને મારવા વટીક લેતાં હતી! એ સઘલી વઢાવઢ તેમને રતન વીષે લાગતી હતી. આવી મજાની છોકરીને પોતાની વહુ કરવાના અશકત પણાથી વીલર ઘણી ખીજવાતી હતી. તે ગુસામા આવી દોલાને હજી કેહેતી કે "તું મરે પેદાનો પડતો, તું મરે શાંડ કસબન હોરાં સાથ પરણતો, તારે લીધે પરી જેવી પોરીનુ ધાન બાગુછે."

દોલો કાંઈ બોલી શકતો નહી હતો, તે આ સઘલી ભુલ કબુલ કરતો હતો. પણ તેને દેલાસો એટલોજ હતો કે પંચાએતમાં વગ લગાડીને હીરાં ભરૂચીથી તેના છુટા છેડા કરાવાને ધનજીશાહ શેઠે માથે લીધેલું હતું, અને બેશક હવે દોલો પોતે એક શેઠીઓ થવાથી પંચાતવાલા સાહેબો તેનો વધારે ભાગ લેશે અને તેનુ કામ તરત કરી આપશે.

પણ દોલાની આ આશા જલદી ફળી નહી. તેમા એક મોટી ઢીલ થઈ.

એ ઢીલનુ કારણ નવાઈ જેવું અને નહી ધારેલું નીકલી આવયુંછે.

સુરતની પારસી પંચાએત મળી શકતી નથી. તેમા હરકતછે. પંચાએત બેસવામા ફતર પડયોછે. માહોમાહેની ફાટ નહેછે.

દોલાને દોલતમંદ થવાનો હીગામ આવયો, તેજ, પેલા મોદીના મનજીભાઈને મરણ પામવાનો પણ હીગામ હતો. બેહુ બનાવ સાથે બનયાછે અને તે દોલાને છુટા છેડા કરાવાની ધારણામા આડે નડયાછે.

મરનાર મનજીભાઈ શેઠ પંચાએતના વડા હતાં. પોતાના વડવાઓના વખતથી એ વડાપણું તેના કુટંબના હાથમા હતું. પણ તેના મુવા પછે તે જારી રાખવા સામે વાંધો નીકળયો હતો.

અલબતાં તે વાંધો કાહાડનાર દોલાનો દોસત શેઠ ધનજીશાહ હતો. અને તે વળી વધારે કટંગુ હતું. દોલાનુ કામ કરાવી આપવાનુ તેના એ માપાલુ શેઠેજ માથે લીધું હતું અને તોપણ તેણેજ એક એવો વાંધો કાહાડયો કે જેથી દોલાનુ કામ ઢીલમા પડવા વના રેહેજ નહી.

તે વાંધો એ હતો કે પંચાએતના વડાની ખુરશી મનજી શેઠના મરણ પછે હવે કોણને આપવી?

આ સવાલ ઉપરથી બે તડાં થયાં હતાં. પેલા મોદીના કુટુંબની તરફવાલાઓ મરનાર મનજી શેઠના વડા દીકરા

સોહોલુનો દાવો રજુ કરતા હતા. લોકોનો એક બીજો ભાગ સીગનપોરીયા શેઠીયા ધનજીશાહને મોદીની ગાદીએ બેસાડવા માગતો હતો.

મનજીભાઈના દીકરા સોહંલુને પોતાના ખાનદાનથી આ ગાદી ઉપર હક હતો. ધનજીશાહ શેઠને પોતાની લાંએકીથી હક પોંહોંચતો હતો.

સોહોલુ ખાનદાની ખરો, પણ લાએકી કાંઇજ ધરાવતો નહી હતો. આજ સુધી તે એક મસતીખોર, રખડતો, રહનલતો, પોરેઓ હતો. બાપ મરી જવા પછે તે જરા શાન શોગતમા આવયો હતો પણ તેટલા મારે શું તે ટોલાના વડાની ખુરશીએ ચઢવાને લાએક હોય ?

ધનજીશાહ માતબર, બુજરગ, વગવાલો, અને સમજુ હતો ખરો, પણ તેનુ ખાનદાન હલકું ગણાતું હતું. સીગનપોરની સવાદદાર તાડીના ઈજારામાથી તેણે પઈસા પેદા કરેલા હતા. તે પઇસાવાલો, પણ તાડીવાલો હતો, તેના બાપદાદા તાડી છેજી મરી ગયલા હતા, તે શું આજે ટોળાનો વડો શેઠીયો કેહેવાય ?

બે બોરકુના આ બે મતથી ઘણી મજબુત ગેરસમજુતી અને અંડકાટ ઉઠી હતી.

માહોમાહેની, મોટે ખાંચરેની આ મારામારીએ દોલાને હીરાં ભરૂચીથી તલાક અપાવાનુ કામ તો ઢીલમાંજ રહયું.

પણ આ ટીલ ધાસતી ભરેલી હતી. જેમ ટીલ થતી તેમ રતન ઉમરમા, જોબન અને જવાનીમા ખીલતી કાંઈ અટકતી નહી હતી. રતનની વધ ઘણી હતી અને તેમજ ઘર સંસાર ચલાવાની તેની ઉમેદનો બાહાર પણ તેની જ વાંનીના બાહાર પેરે વધતો હતો.

વળી રતનના આ ખીલતા હીગામમાં તેને મારે બાહેરથી માંગાં પણ ઘણાં આવવા શરૂ થયાં હતાં. જાંહાંસુધી તે જુપડાંમા રેહેતી હતી, તાંહાંસુધી તેની સાદાઇ અને સોહામણી સીકલ છતાં તેને વીશે કોઈ પુછતું નહી હતું, પણ હવે તે પઈસાદાર કુટંબની થવા પછે તેના ઉપર ડજણ ડજણ ઠેકાણેથી ટપકા આવતા હતા અને તેમા કેટલાંકતો ઘણા મોટે ઠેકાંણેનાં હતાં. એવે મોટે ઠેકાણેના કે વીલર જેવી લોભી સ્ત્રી રતનને તેવે મોટે ઠેકાણે લગનમા આપવા સારૂં લલચાવા વના રેહે નહી.

એ પરમાણે વખત જતાં દોરાબજી શેઠના ઘરમાનો મામલો ફેરવાતો જતો હતો. પેહેલાં જાંહાં રતન સાથ દોલાને પરણાવાને વીલર જોર મારતી હતી, તાંહાં હવે તે પોતાની ખાએશમા લગાર ઠંડી થતી ગઈ અને દોલો તેણીને પોતાની મોહોરદાર તરીકે રાખવા મારે ઘણી ઉલટમંદીથી ઉમેદો આપતો થયો ; કેમકે વીલરની મરજી આ લાડલી લાડકલીને કોઈ બીજા પઈસા દાર ઠેકાંણે આપવાની થતી હતી.

આ અનધન હાલતમા એ તરણ તરણ જીવડાઓને કેટલો બલાપો થવો જોઈએ, તે હવે વાંચનારી બાનુઓ સેહલથી સમજશે. દોલો જુવેછે કે છતે પઈસે, છતે ધન માલે કેટલું દુખ ખમવું પડેછે. વીલર ગાલેગાલ દીએછે કે હીરાં ભરૂચીની તોક દોલાએ કાંએ ગળે ઓલવી હશે.

પણ એવીતો એક કરતાં બે તોક દોલાને ગળે હતી. બીરજ એટલીજ હતી કે તે બેમાની એક હીરાં ભરૂચી પોતાના ધણીની દોલતમંદ હાલત વચે પોતાના પાપની સજા જોવા મારે કેદખાનું સેહેવતી હતી અને તેથી તેણીના ઉપર વીલરનું ઘણું વેર વલતું હતું.

બીજી દોલાની એબની તોક ભાઠાં ગામના હીજા પટેલની દોલા સાથ અચબુચ પરણેલી પેલી ચાંદણ હતી. પણ તેણીએ દોલા સાથ પોતાનો મેળેજ છુટાછેડા કરેલા હતા, એટલે તેના બાબે ધાસતી નહી હતી.

તોપણ વીલરને તે ગામડીઅણ ઉપર કેહેર ઘણો હતો. તે પોરીએ પોતાની મા અને સાસુ જેવી વીલરને માર મારીને ઘરમાથી કાહાડી મેળેલી, તે વીલર કેમ ભુલી જાય? હવે પોતાની હાલત સુધરવાથી વીલરે પોતાના મનમા તેનો મજબુત ખાર રાખી તેને હલકું લગાડવાને પોતાથી બનતી કોશેશ કરતી હતી.

તેમાની એક રમુજી યુકતી નીચે મુજબ હતી.

તેણીએ પોતાને ફરવા જવા મારે એક ખાશ ગાડી રખાવેલી હતી, જેના ફાંણસને તે હાંડી કેહેતી હતી! તે પોતાની ફાંકડી ગાડીમા બેસીને ભાઠાં ગામ તરફથી અને ચાંદણના પેલાંજ ઝુંફડાં તરફથી મોટા દમામ સાથ તરણ ચાર ફેરા ખાતી, કે ચાંદણ તેનો દબદબો જુવે. ઘણીવાર ચાંદણ બારણાપર માલમ પડતી નહી હતી, તારે પોતાનો ફેરો ફોકટ ગયલો સમજી મનમા ઘણી જલતી હતી. પણ એકાદ બે વાર ચાંદણ અને વીલરની નજર આમન સામન થઈ તારે વીલરે એવા તીરસકાર ભરેલા ચેહેરાથી જોતી કે તે મનમાં ગાલો દેયછે એવું ચાંદણ ચેતી ગઈ હતી.

પણ ચાંદણ કાંઈ તેના પઈસાપર દરકાર કરે તેવી નહી હતી. એક દાહાડે વીલરે પોતાની ગાડી ચાંદણના ઘર આગળ રખાવી અને અંદર કેહેવાડયું કે "શેઠાંણી વીરબાઈજીને થો ડાંક ઈંડાં જોઈએછે તે તેવણના નાહનપરાંનાં બંગલામા આપી જજે."

ચાંદને તેજ ઘોડાવાલા પાસ જવાબ કેહેવાડયો કે "જારે રાંડ ડુકર. તું પોતે ઘર જઈને ઈંડાં કાંએ નથી મુકતી ?" એટલું કેહેવાડીનેજ તેણીએ શંતોશ પકડયો નહી. તે જાણતી હતી કે ઘોડાવાલો જઈને તેણીને આવો જવાબ કેહેશે નહી, મારે પોતાના જુપડાંની બારી આગળ પોતે આવીને તેણીએ પોતે એ જવાબ બુમ મારીને કહયો અને તેની સાથે બીજીબી ઘણીક શાલપામરી પેહેરાવી!

વીલરતો આ ચાલથી દઘઈ ગઈ—તેણીએ તરત ગાડીનો એક કાચ ચહડાવયો પણ ચાંદને બાહાર આવી એક ફતર મારી તે કાચ ફોડી નાખયો, એટલુંજ નહી પણ વીલરે ઉતાવલ કરી ગાડી હંકાવી તારે ચાંદણ દોડતી તથા તે ગાડી ઉપર, તેમાની "હાંડી" ઉપર અને ઘોડા વાલાઓના નવાજ દગલા ઉપર, કાદવ, છાંન તથા ફતરનો માર મારતી શેઠાણી વીલરબાઈને ગામની પાદરવેર મેલી આવી !

ચાંદણને જોઈને ગામના પોરયાઓ પણ ગાડીની પુઠે લાગા, અને તારપછે ફરીથી વીલરે પોતાનો ખાર લેવા તથા દમામ દેખાડવા ભાઠે જવાનુ છોડી દીધું ! ! !

———•———




## છાપાના હોનરનો બેહદ વધારો.

છાપવાના સાંચાઓની અજાએબીઓ જે ગયા અંકમા સમજાવી છે, તેના પરીનામ જો અજાએબ જેવાં નહી હોય તો એ સઘલા સાંચાની શોધ પાછળ થયલી મેહેનત ગોયા બેજા અને ફોકટ છે. એક કલાકમા દસ અને વીસ હજાર કાગજ છાપવાની કળા માણસે શોધી કાઢવા પછે તેના ફળ મોટાં અને ભારી હોવાંજ જોઇએ

તેમજ બનયું છે અને તેનો હેવાલ વળી સઉથી અજાએબ જેવો છે. માણસે છાપવાના હોનરમા શું કીધું છે અને છાપવાના હોનરે માણસને માટે શું કીધું છે, તેનો, હમે હીમતથી કહીએ છઇએ, કે કોઇપણ વાંચનારી બાનુઓને મનમા પુરતો ખેઆલ નહી હશે. છાપવાના સાંચાની શોધ થવા પછે એ હોનર કેટલો વધી ગયો છે, તેની થોડીક અજાએબીઓને આપણ તપાસીશું.

પેહેલાં છાપા યંતરના જમાનાથી યુરોપમાં છાપાખાંના કેટલા વધી ગયાં છે, અને તેમા કામ કેવું ધોકે છે તેની થોડી તપાસ લઇએ.

ફરાંનસમાં ટુરસ ખાતે આલફરેડ મેમની કું૦ નામનું આજ અડધી સદી થઈ એક મોટું છાપાખાંનું ચાલેછે. તે માતર ધરમ સંબંધી પુસતકો અને ચોપાંનીયા છાપેછે. તેની ચોપડીઓની વખારમાં હંમેશ ૧૫૦૦૦૦૦ (૧૫ લાખ) ચોપડીઓ અને ચોપાંનીઆંઓ પહેલા રેહછે !! અને કાગળનો જથોતો સુમાર વગરનો ! તે છાપાખાંનાંમાં દરરોજ દસ દસ તાવના ૧૫૦૦૦ પુસતકો છપાય એટલા સાંચાછે !!

તાંહાં ચોપડીઓ સીવવા, બાંધવા વગેરે કામને મારે ગોયા લશકરની એક આખી પલટણજ લાગેલીછે—ઇઆને મરદ ઓરત મળી ૧૦૦૦ માણુશો ફકત તે કારખાંનાંમાં ચોપડીઓ બાંધવાના કાંમ ઉપર મશગુલછે !! તેઓ ઘણીજ ફરમાશુ અને તરેહવાર જાતની બાંધણીથી અમસથી સાદી સીલાઇના ટાંકા વટીક મારેછે.

આસટરીયા દેશાની રાજધાની વાએના ખાતેનું શાનશાહી છાપાખાનું એક બીજું મોટું, ગંજાવર કારખાંનું છે. તેમા છાપા યંતરનું મોટુ અને લઇચલાઉ કાંમ ઘણા મોટા પાયા ઉપર ચાલેછે, તેમજ વળી નકસી અને ચીતરકામ સાથનો ઉચો અને બારીક હોનર પણ ઘણાજ મોટા પાયા ઉપર ચલાવામા આવેછે.

એ કારખાનાંની ઈમારતજ પેહેલાંતો જોનારને છક કરી નાખેછે. એ કારખાંનું પાંચ મોટી ઈમારતોનું બનેલું છે દરએક ઇમારત વચે લોહાંના ગંજાવર દાદરો છે અને મોટી મોટી ગાલેરીઓથી એક ઇમારત બીજી સાથ જોડાયલીછે.

તેમાં બાફના સાંચા ઉપરાંત, મોટા છાપવાના સાંચા ૫૦ છે, હાથે છાપવાના આસરે ૧૦૦ પરેસ છે, આસરે ૨૫ કાપરપલેટ પરેસો છે, ૪૦ સીલા છાપાના પરેસો છે, અને ઓહારો કરવાના સાચા, પાંણી પોંહોંચાડવાના બમબા, ગરમ પાણીના બાઇલરો, ગરમ હવા લાવવાની નળીઓ વગેરેથી આ રાખશી છાપાખાંનું હીઆંની ગોદીની ફાકટરી કરતાં વધારે ભપકાદાર લાગેછે !!

એ કારખાંનાંમાં છાપા બનાવાના, "ફાઉંટ" કરવાનાં આઠ કારખાંનાં સમાવેલાંછે, અને છાપા ઓટવાની ૧૦ મોટી ભઠીઓ છે. આખાં કારખાંનાંમાં ગેઆસ લીધેલીછે. એક ઈમારતમાંથી બીજી ઈમારતમાં પેગામ મોકલવા સારૂ મોહોડેથી ફુકવાની નલીઓ મુકીછે. ટુકમાં આ કારખાંનું વધતાં વધતાં એવા ઉદયોગમાં આવી ગયું છે કે છાપાખાંનાનો હોનર કેટલો મોટો છે, તેનો ખેઆલ આ કારખાંનું જોવાથીજ મનમાં ઉતરેછે.

આ કારખાનાંનાં ઉપલા અજાએબ જેવા વધારાનો એક બીનાથી ખોલાસો મળેછે. તે એ છે કે વીદીઆની દરએક નવી શોધ એ કારખાનાં મધે ફલતથી લાગુ પાડવા માં આવેછે. હીઆં "ફોટોગરાફી" ની વીદીઆ અને "ઈલેકટરો ટાઈપ" ની મદદ પુશકલ લેવાયછે. ગટાપરચા, કાગજ, વગેરેની દરએક નવી શોધનો આ છાપાખાંનાંમાં ખાતે એકદમ લાભ લેવામાં આવેછે.

ફતેહ એમાજ છે. નવા સુધારાની સાથે સરોબર હરોલમાં ચાલવાથીજ ફતેહ મળેછે ! મુંબઈના નાહના છાપખાંનાંઓ ઉપલા હેવાલ આગળ કેવાં કંગાલ લાગેછે !

વાએનાના ઉપલા શાનશાહી છાપાખાંનાંમાં વીદીઆની સાથે હોનરનો પણ મોટો માહાવેરો કરવામાં આવેછે. ખુદ એ કારખાંનાંનાં સંબંધમા લાકડાં કોતરનારાઓની એક આખી નીશાળ વટીક નીકલેલીછે ! તરેહવાર રંગોથી ખુબસુરત છપાંમણીનું કાંમ હીઆં ઘણું સરસ ચાલેછે.

આ કારખાંનાંમાં ૧૦૦ થી વધારે પારકી ભાશાના છાપા બનેછે અને એટલીબધી ભાશામાં છાપવાનું કાંમ પણ ચાલેછે !! પુરાતન જુબાંનો, આંધલાઓના ખાશ ઉપસેલા અખશરો, વગેરેનું જે છાપવાનું કાંમ ચાલેછે તેતો જુદું ! એ કારખાંનાંએ ઈંગલંડનાં પ્રદરશણમાં ચીનાઈ અને જેપાનીશ જેવી જુબાનના છાપાના ખીલા અને તખતીઓ વટીક દેખાડવા મેળી હતી !

એજ કારખાંનાંએ રોમન (ઈંગરેજી) અખશરે ૬૦૮ જુદી જુદી ભાશામા એકજ બંદગી છાપીને પદરશણમાં દેખાડવા મેળી હતી. એતો ૬૦૦ ભાશામાં બંદગી એકજ હરફે હતી !! પણ વળી તેજ બંદગી ૨૦૬ જુદી જુદી ભાશાના હરફોએ પણ હીઆંજ છાપી મેળી હતી !!

ઉપલાં છાપાખાંનાંમાં ૨૦૦૦ માંણશો કાંમે લાગેલાં છે !! તેમાં ૧૫૦૦૦૦૦૦ (૧૫ કરોર) છાપા સાધારણ ખપને માટે વપરાયછે !! એ છાપાનો વજન ૧૫૦ ટનનોછે !! એ ઠેકાંણે દરરોજ ૩૦૦૦૦૦ (૩ લાખ) કાગજો છપાયછે !!!

ખરીસટી મીશનરીઓ દેશ પરદેશ સુધારાના મોટા લોભીઆ અને મદદગાર છે. તેઓએ છાપા યંતરનો ઘણો મોટો લાભ મેળવયોછે. અને એ ઉદયોગમાં કેટલો સુધારો છે, તે દેખાડી આપવાને પણ તેઓજ શકતીવાન છે. યુરોપનાં મોટાં સંગરહસથાંનોમાં તેઓ છેક ૧૮૧૫ (કીનીગના સાંચા) ના વખતથી તે આજ સુધી છાપેલાં બાઈબલો દેખાડેછે, જે ઉપરથી છાપાખાંનાંનાં હોનરમાં થયલા સુધારા સાથે બીજું એવું સાબેત થાયછે કે આ સઘલા સુધારા છતાં છપામણીના ખરચમાં સેંકડે ૭૫ ટકાનો ઘટાડો થયોછે !

"બરીટીશ એંડ ફારેન બાઈબલ સોસાએટી" એ આસરે ૨૦૦ જુદી જુદી ભાશામા પોતાના બાઈબલો છપાવયાંછે !! "રીલીજીઅસ ટરાકટ સોસાઈટી" ના ૧૧૦ જુદી જુદી ભાશાઓમાં છપાયછે !! "પીલગ્રીમસ પ્રાગ્રેસ" નામની પરખેઆત ચોપડીને તેઓએ ૨૮ જુબાંનોમાં છપાવીછે !

માઈલના માઈલ લાંબું કાગજ બનેછે તે કાગજને લગતી અજાએબીઓમાં આપણે જોયુંછે. એજ પરમાંણે માઈલના માઈલ કાગજ ઉપર છાપવાનું બને કે નહી એ સવાલ છે ? આ હા ! એ ચમતકાર પણ માણશની કલાએ પાર પાડયોછે ! માઈલના માઈલ થઈ જાય તોપણું નીઠે નહી એવું હદ વગરનું છાપાકાંમ પણ ચાલેછે !!!

કાગજ બનાવાના સાંચામાં આપણે જોયું કે સાંચા મધેથી નીકલતાં કાગજને જો માણસો કાપતાં નહી જાયતો તે છેડા વગરનું, હદ વગરનું નીકલયાજ કરે. હવે એજ સાંચાની પાસે જો છાપવાનો સાંચો મેળયો હોય અને એવું કીધું હોય કે કાગજ જેમ નીકલતું જાય તેમ કાપવા વગર છપાતું જાયતો મી૦ રોસના સાંચામાં તેમ પણ બની શકેછે !!

એ મી૦ રોસ ગલાસગોનાં રેહેવાસી છે. તેનો આ સાંચો સન ૧૮૪૯ માં શોધી કાહાડેલો છે. કાગજ બનાવાના સાંચાની પડોશમાં ગોઠવવાથી, તથા તેમાં છાપાના સીલીંડરો, રોલરો વગેરે તઈઆર હોવાથી તાજા નીકલતાં કાગજના પેજના પેજ છપાયા જાયછે, અને છપાયા પછે છુટા પેજને કાપવામાં આવેછે.

છાપાના હોનરની એક બીજી મોટી અજાએબી આંધલાંઓની કેળવણીને લગતી છે. આપણા આંધલા અને બેહેરાં ભાઈબંધો આપણી દયાને વધારે લાએકના છે એને છાપાએ તેમની દાદ લીધી છે. શું બીચારો આંધલો માણસ વાંચી, લખી નહી શકે? શું તે આંધલો છે, તેથી એલમ અને શાનની દુનીઆમાં બીજાં દેખતાઓની સાથે તે સુખ નહી જોય? છાપાએ તેની આ હાજત પુરી પાડી છે.

આંધલાઓને વાંચવા માટે કાગજો છાપવામા આવે છે. તે કાગજોની ચોપડીઓ બનાવે છે. વળી છાપો આંધલાઓને ભુગોલ વીદીઆ શીખાડવાના નકસા પુરા પાડે છે ! ભુમીતી શીખવાની આકરૂતીઓ પુરી પાડેછે ! નકલો કરવા માટે કાપી બુકો પુરી પાડે છે ! ગાવા વગાડવા માટે "મીઉઝીક" પુરૂં પાડે છે ! તેમને ખેલવા માટે સેતરંજની બાજીઓ વટીક પુરી પાડે છે ! અને એ રીતે અપંગ આદમ જાતને છાપો પોતાના દેખતાં ભાઈબંધોના જેટલું સુખ અને સગવડ પુરૂં પાડવાને કોશેશ કરે છે !

આ સઘલી બીના હેરત ઉપજાવનારી છે, પણ બોલેબોલ ખરી છે. વાંચનારી બાનુઓ પુછશે કે આંધલાઓને દેખાય કેમ કે વાંચે ? નહી, તેમની ચોપડીઓ આંખે વાંચવાની નથી. તેતો હાથે વાંચવાની હોયછે ! છાપેલા અખશર ઉપર જેમ આપણી આંખ ચાલેછે, તેમ આંધલાઓના આંગલાં ચાલેછે. તેઓ આંગલાં વડે એકેએક અખશરને દાબી ચાંપી તથા તેની બાંધણી જોઈ તે અખશરને બોલખેછે તોપણ તે વાંચી જતાં તેમને આપણા કરતાં વધારે વખત નથી લાગતો !!

પણ તેમનો એ રીતે હાથે વાંચવાના અખશરો આપણા અખશરોથી જુદા છે, તથા તેમને છાપવાની રીત પણ જુદી છે. તે અખશરો કોઈ નવીજ જુબાનના સરીખા છે. તે ચોકસ કાપાઓ અને લીટીઓની ચોકસ બોલોને માટે ચોકસ મેળવણી કરી બનાવયાછે જે ફારશી જેવું વધારે લાગેછે. પણ વળી કેટલાંક કારખાનાઓમા હાલ વપરાતા ઈંગરેજી અખશરોથીજ આંધલાઓને માટે પણ છાપવામાં આવેછે.

એ છાપા સાહીથી છાપતા નથી. સહી વગર કાગ

જ ઉપર અમસથાં દીબાં ઉકાડવામા આવેછે. કાગજો ઉપર એવું દબાણ કરીને છાપેછે કે તે ડીમું ઉપર ફુટી અથવા ઉપસી આવેછે. પછે એવા ઉપસેલા હરફોને હાથ લગાડીને આંગલે આંગલે ઉકળાવાની શું મુશકેલ ? અગત કરીને જારે એકવાર માહાવેરો પડયો હોય અને એક ઈંદરી ખોહોવાથી બીજી જેમકે લાગવાની ઈચ્છા સાંભળવાની ઈંદર વધારે તીખશણ થાયછે. અજાએબ જેવું તો એ છે કે આવી રીતે ઉપસેલાં કાગજો અને ચોપડીઓ છપાયછે એટલુંજ નહી પણ નકસાઓ વટીક છપાયછે, જેમા દેશો, શેહેરો, નદીઓ, પાહાડો વગેરેના ઉપસેલાં બનાવાથી તેમની દસા અને ઠેકાણાં આંધલાઓ આંગલાંએ કરીને દેખાડી શકેછે !!!

આંધલાઓને હીસાબ શીખાડવા માટે જાડાં કાગજના બોરડ જુદાં છાપવામા આવેછે. તેમાં તમામ આંધરાં પાડેલાં હોયછે, અને આંકડાના અખશરો તે આંધરાંઓની અંદરથી બરાબર ઉપસાવેલા હોયછે. ભુગોલના નકસાઓમાં દરીઆનાં કરતાં જમીનવાલા ભાગોને વધારે ઉપસાવેલા રાખેછે. સેતરંજ રમવાના બોરડ જે આંધલાઓને માટે છાપેલા આવેછે, તેમાં કાલાં ખાંના કરતાં સફેદ ખાંનાંને વધારે ઉપસાવેછે, તથા કાલાં અને સફેદ મોહરાં પીછાંણવાને માટે કાલાંની ઉપર એકેક ટોંચ ઉપસાવી કાઢે છે !! આ બોરડ ઉપર રમવાના આંધલાઓના મોહરાં જુદાં હોયછે અને તેઓ આશાનીથી સેતરંજ ખેલી આંધલી આંએ દુનીઆંદારીની મોજ જોયછે !

આફરીન ! હોનરની એ કેવી નાદર અને મોટી ફતેહ ! કેવી દયા ભરેલી, કેવી ઈનસાનીઅત ભરેલી ફતેહ ! ગ્યાનનો રસતો આંધલી આંખે ઠંહોસી ઠંહોસીને આસાન મેળવવો એ કેવું ગંભીર ખુશી ઉપજાવનારૂં છે !

પણ એટલુંજ નથી. આંધલાઓ પોતાને હાથે છાપી શકે અને એ રીતે એકેક સાથ શંધેશો ચલાવી શકે એવો એક સાંચો શોધી કાહાડવામા આવયોછે. તેમા તરેહવાર અખશરોના છાપા હોયછે, જે વડે તેઓ સેહેલથી છાપીને તે અખશરના છાપને કાગજ ઉપર ઉપસાવી કાઢેછે. તેમને હાથનું એ કામ સરખું થાયછે. લીટીઓની હાર સીધી આવેછે !!

છાપાના હોનરમાં કેટલો સુધારો અને વધારો થઈ ગયોછે, તેનું બેઆન કરવું મુશકેલ છે અને તે બેઆન સમજવું વધારે મુશકેલ છે. છાપવાની તરેહવાર નવી નવી કળાઓના ફકત નામ આપી જઈએતો મોટી ટીપ થાયછે અને તેમા બોલની ,છેડે "ગ્રાફી" તથા "ટાઈપી" કેટલો લાગી ગયોછે તેનો ખેઆલ રમુજી છે. છાપવાની મુખીઅ કળાઓના નામ નાચે આપાએછે—

| | |
|---|---|
| ટાઇપો ગ્રાફી. | ટાઇપો મેટરી. |
| ક્રમાયલો ગ્રાફી. | લીથોગ્રાફી. |
| કેમી ટાઇપી. | ગાલવેનો ગ્રાફી. |
| સ્ટીરીઓ ટાઇપી. | ફોટોગરાફી. |
| ઇલેક્ટરો ટાઇપી. | ધાતીઆદી. |

છાપવાની આ તરેહવાર કળાઓનો જો હેવાલ આપીએ તો વાંચનારી બાનુઓને કંટાલો આપવા સીવાએ તેમને એવું નથી. તે બેઆન પડતું મેલી માતર ,એટલુંજ કહીશું કે આ કળાઓમા હોનરજ નહી પણ વીદીઆઓને ઘણી ખપમા લીધીછે. આગલ સમજાવેલા બીજા ઉદ્યોગ હોનરોની મીશાળે આ હોનરે અગત જોગ વીદીઆઓની મદદને મુદલ પડતી નાખી નથી.

જેમકે મોટાં લાકડાંપર કોરેલાં ચીતરોના ડીબાં ઉપરથી ગટાપરકાના મોલડ બનાવામા આવેછે, અને તે ઉપરથી વળી વીજલીની મદદથી તરાંબાપર "કાસટ" લેવાયછે. "કેમી ટાઇપ" ની કળામાં "કેમીસટરી" અથવા રસાએણ શાસ્ત્રની મદદ લેવામા આવે છે; જેમા જસદની ઉપર રસાએની તેજાબો નાખીને એવી રીતે કોતરે છે કે સાધારણ છાપા યંતરમા તે ઉપરથી છાપી શકાય છે.

તરાંબા અને પીતલ ઉપર કોતરવાનો છાપાનો હોનર અજાએબ જેવી હદ સુધી વધી ગયો છે. એ કારણસર તરાંબાના સુંદર પતરાં (કાપર પલેટ) બનાવામા આવે છે કે જે ૩૦ ફોટ સુધીની લંબાઇનુ બને છે. તે પીગલેલાં તરાંબાંમાથી વીજલીની મદદથી બનાવામા આવેછે. રંગીને તથા તથા વીજલી લગાડીને ચીતરો છાપવામા આવે છે કે જેમા મુદલ હાથે કોતરવું પડતું નથી. એવી જાતના રંગને "ઇલિકટરો ટીંટ" (વીજલીનો રંગ) કરી કેહે છે. છેલે "ફોટોગરાફી" ની વીદીઆનો પણ છાપાખાનામા ઘણો ખપ થવા લાગો છે. વાએનાના જે શેનશાહી છાપાખાનાનો ઉપર હેવાલ આપયો છે, તેમાં આ સઘલી કળાઓ ચાલે છે.

ઉપલી કળાઓમાથી એક અગતની કળાને હીઆં ખાશ રીતે જણાવવી જોઇએ છે, કેમકે આપણા દેશમાં તે ચાલુ કરવા જોગછે, અને હીઆંના માતરે એક બે છાપાખાનાવાળાઓએ તેનો ઉપયોગ કરવા માડેલો છે. છાપનારાઓ, ડીબાં ગોઠવનારાઓ, લખનારાઓ, અધીપતીઓ, ગરંથ કરતાઓ, સરવેની મોટી મેહેનત, ઇનતેજારી અને ખરચમાં એ કળાથી એકદમ ઘટાડો થઇ ગયો છે. એકલાએ ખુદ છાપાખાનાના હોનરને મોટી ગતી આપી છે.

એ કલા "સ્ટીરીઓ ટાઇપની" નામની છે. તેની શોધ સકાટલંડ દેશમાં એડીનબરો ખાતે છેક દોહોડશો વરશ ઉપર થયલી છે, પણ તે થોડાંજ વરશ થયાં ઘણી વપરાસમા આવી છે. ૧૮૩૨ માં "પેની મેગેજીન" નામના ચોપાનીઆની લખોબંધ નકલો ખપવા લાગી, તારે એ શોધનો લાભ લીધા પછે છાપગરોની આંખ ઉંઘડી અને તે વખત પછે સસતાં અને સુતરાં પતરો અને ચોપાનીઆં વધી પડયાં.

એ કળા એટલીજ છે કે ગોઠવેલાં ડીબાંના એક સફા ઉપર તાવેલું પલાસટર નામીને તે ઉપરથી પલાસટરનો મોલડ કરી લેવામા આવેછે, જે પછે તાવેલી ધાતુ તેના ઉપર રેડીને બરાબર તેટલા સફાનો એક ધાતુનો લાથો તેજ છાપાના ફરમા-પરમાણેનો ઓટી કાઢે છે અને પછે ખુદ ગોઠવેલાં ડીબાંને બદલે તેના ફરમાના આ તખ્તાને છાપવાના કામમા લેય છે. એ રીતે સફાનો ફરમો ઓટી લેવાય છે. ગોઠવેલાં ડીબાંના સફાને છોડીને બીજાં કામમા લેય છે અને તે સફાનો આખો ફરમો જારે જોઇએ તારે છાપવાને કામ લાગે છે. આ કળાના કામમાં કીરીઆ ઘણી લંબાણ છે, પણ તે સઘલી અતરે વીસતારવાની જરૂર નથી.

હવે આ ઉતમ કળાથી લાભ શું થયો છે તે જરા તપાસીશું. અગર જો એક નવી ચોપડી છાપવી હોય તો તેની ખોટી રીતે ઓછી ઇઆ વધતી અગત ગણવાથી છપાવનારને ખોટ જાય છે. તેને ઘણી અગતની ગણીને ઘણી નકલો છાપી હોય તો પછે છપાવનારને માથે ચોરાને ચોરા પડે છે. પણ વળી ખરી અગત કરતાં ઓછી સમજીને જો ઓછી નકલ છપાવી હોયછે તો પછે ખપ નીકલવાથી નવેસરથી ડીબાં ગોઠવીને ફરીથી છપાવતાં અલબતાં બમનો ખરચ બેસેછે.

વળી કોઇ ચોપડીની માગણી લાંબો વખત સુધી ચાલયા કરેછે, તારે તે સઘલો વખત સુધી ડીબાં ગોઠવેલાં રાખી મુકતાં કેટલી અગવડ પડે! તે સઘલાં ડીબાંને રાખવા ઘણી સંભાલ જોઇએ. તેમા ઘણી જગા રોકવી જોઇએ અને તે ઉપરાંત તેટલાં ડીબાં બીજા કામથી ગોવાઇ રેહેવાં જોઇએ. છેજે ડીબાં ઉપરથી અને અગત કરીને લાકડાંપર કોરેલાં ચીતરોના ડીબાં ઉપરથી ઘડીએ ઘડી છાપવાનુ જારી રાખતાં તે ડીબાં છુંદાઇ જવાથી નુકસાન થાયછે તે જુદું.

આ સઘલાં નુકસાન અને અગવડનો ઉપાય "સ્ટીરીઓ ટાઇપ" ની ઉપલી કળાથી થયોછે. ડીબાં ગોઠવીને તે ઉપરથી ફરમા ઓટી લીધા, એટલે પછે તે ડીબાં છોડી નાખીને બીજાં કામમા લેવાયછે, તે ફરમા હંમેશ સુધી જલવાઇ રેહછે, તથા તે ઉપરથી જારે ગમે તારે અને જેટલી ગમે એટલી નકલો છાપી કાહડવાને બની આવેછે. જે ચોપડીઓની, ખોહોલા ખપને લીધે પચીસ કે પચાસ વખત ફરી ફરીથી આવરતીઓ કાહાડવી પડે, અથવા જે વરતમાંન પતરની લાખ લાખ નકલો ખપે તેને માટે એ "સ્ટીરીઓ ટાઇપ" ની કળા કેવી કીમતીછે!

અલબતાં એ કળા છાપવાના હોનરનો માતર એક ભાગ છે. પણ તેમા વટીક નવી નવી શોધો ચાલેલીછે. ઉપર કહયું તેમ ગોઠવેલાં ડીબાંઓ ઉપરથી પલાસટરજ નહી, પણ ગટાપરકાનાબી મોલડ લેવામા આવેછે. એજ પરમાણે નખ તેલના સ્ટીરીઓ ટાઇપ મોલડ લેવાયછે. એટલુંજ નહી પણ વળી એક જાતના કાગજના મોલડ લેવાની પણ કળા નીકલીછે. તે કાગજ "પેપર મેકી" નામનુ પોચું અને માવાદાર છે. તેની મલાહીનું પલાસટર કીધા પછે તેમા ફરમો બેઠા બાદ તેને શખત કરેછે. પણ વળી સઉથી સરસ પડતો વીજલીની મદદથી તરાંબાનું બનેછે; જે ઉપરથી "ઇલિકટરો ટાઇપ" પસેરો બનાવાની કળા જનમ પામીછે.

---

## રોમીઉલસ.



પરાચીન વખતમાં મશહુર થએલાં ઇતલી દેશના આલબા શેહેરનો રાજા પરોકસ, નુમીતર અને એમીઉલસ નામના બે છોકરાઓ મુકી મરણ પાંમીઓ હતો. એ બે ભાઇઓ મધેનો વડો ભાઇ જે સવભાવે ઘણો ગરીબ હોવાથી તેના નાધલા ભાઇ એમીઉલસે, પરોકસના વડા છોકરા દાખલ ગાડી ઉપર જે તેનો હક હતો તે છીનવી લેઇ, તેને દેસનીકાલ કરેઓ અને પોતે એખલો આલબા સેહેર ઉપર રાજ ચલાવા લાગો; એટલુંજ નહી પણ આ નાધલા છોકરાને ધાસતી હતી કે તેનો વડો ભાઇ પોતેતો નહી પણ તેનું હવે પછેતું વંશ જે ગાદી ઉપર ગેરઇનસાફીથી તે બેઠો હતો તે ગાદીમાં પોતાના બચ્ચાં પાસેથી હીસસો માંગવાને ઉભું થાએ તેથી કરી તેને નુમીતરના છોકરાનું ખુન કરેઉં અને તેની છોકરીને જોગન થાવાની ફરજ પાડી કે તે છોકરી કોઇ મરદ સાથે પરણી સકે નહીં. પણ ખોદાનું કરવું એવું થાયું કે આએ જોગનને મારસ (અસલી રૂમીઓનો લડાઇ ઉપર મવકલ કીધેલો દેવ) થી હમેલ રહયા, અને તેનીએ જોર છોકરાઓને જનમ આપેઓ. આ ખબર એમીઉલસને પડતાંજ તેને તેનીને મારી નખાવાનો, અને તે છોકરાઓને એક પાળનામાં મુકી એનીઓ નદીમાં ડુબારી નાખવાનો હોકમ આપેઓ. પણ આ નાવારેસ ભાઇઓ ઉપર ખોદા પોતે જોતો હતો. પાળનું પાણીની રેળમાં ઘસડાતું પેલેતાઇન ટેકડીના પગ આગલ એક અંજીરના ઝાડ હેઠલ જાઈ પડીઉં, અને બનાવ એવો બનેઓ કે તેજ જગા ઉપર અને તેજ વખતે એક વરૂની માદા નદીનું પાણી પીવાને આવી લાગી. તે જાનવર બચ્ચાંઓને રડતાં સાંભલી તેઓને પોતાના રેકાણમાં લેઇ ગીઉં, અને તીયાં પોતાનું દુધ પાઇ તેઓને ઉધારેઆં, જે કાંમમાં ઉડપેકર નામનું પખશી પણ વરૂની માદાને મદદ કરતું હતું.

ખોદાની ખુદરતનો આએ અજાએબ બનાવ એમીઉલસ રાજાના એક ફોસતુલસ નામના ભરવાડના જોવામા આવેઓ જેને પોતાને છોકરાંની વરધી થાએલી ન હોવાથી ખોદાના સુકરાના કરી તેઓને ઘટતી સંભાલથી પાલેઆ અને તેઓનું નામ રોમીઉલસ તથા રીમસ કરી રાખેઉ. વખત જાતાં આ છોકરાઓ ઘણાં હીમતવાલા અને બાહાદુર નીકલીઆ. એક દીવસે તાલેવન નુમીનોર જે તે છોકરાઓનો મમાવો હતો તેના એક ભરવાડ અને એ બે ભાઇઓ વચે કાંઇ ગેરસમજુતી થાઇ જેથી રીમસને નુમીતાર આગલ ઉભો કરવામા આવેઓ. નુમીતારે રીમસનો ચેહેરો તથા તેની બોલવાની ધપ જોઇ ઘણો અજાએબ થાયો અને તેના બીજા ભાઇ રોમીઉલસને બોલાવાનો હોકમ કરેઓ. ફોસતુલસે હવે તેઓ તેને હાથ કેમ લાગા હતા તેને લગતી સરવે હકીકતથી નુમીતારને વાકેફ કરેઓ જે પોતાની છોકરીના છોકરાઓને અકસમાત રીતે મલવાથી ઘણો ખુશી થાપો, અને તેઓને પોતાની સંભાલમા રાખેઆ. એ બે ભાઇઓએ નુમીતારના બીજા ભરવાડો સાથે એમીઉલસના મુલક ઉપર ચડાવો કરી તેને મારી નાખેઓ અને બુધા મમાવાને આલબા સેહેરની ગાદી ઉપર બેસાડીઓ.

જે જગા ઉપર તેઓ નદીમાં તનાઇ આયા હતા તે જગા તેઓ વધારે ચાહાતા હતા જેથી તેઓએ પોતાના મમાવા પાસે તે જગા ઉપર સેહેર વસાવાની રજા માંગી લીધી; પણ કેઇ ચોકસ ટેકડી ઉપર સેહેર વસાવવું (કારણ કે પેલેતાઇન અને એવેનતાઇન નામની બે ટેકડીઓ નજદીક લાગેલી હતી) તેનો વાંધો એ ભાઇઓ વચે ઉઠેઓ; અને

તેનો ફેસલો કરવા એવું ઠેઠવીઉં કે એક ચોકસ દીવસની બામદાદે એહુ ભાઇઓએ પોતાને ગમતી ટેકડી ઉપર જાવું અને તીયાં જેને સારા સગન થાએ તે ધણીની ટેકડી ઉપર સેહેર બાંધવું. એ ઠેઠાવ મુજબ બેહુ ભાઇઓ પોતપોતાની ટેકડી ઉપર બામદાદમા ઉભા. બાદ પેહેલાં રીમસે છ ગરૂડ પખશીઓને પોતાના માથાં ઉપરથી ઉડી જાતાં જોયાં અને તે ખુસ ખબર જેવો પોતાના ભાઈ રોમીઉલસને બીજી ટેકડી ઉપર જાઇ કેહેતો હતો તેવામાં રોમીઉલસના માથાં ઉપરથી બાર ગરૂડ પખશીઓ પસાર થાયાં જેથી રોમીઉલસની પસંદ કરેલી ટેકડી પેલેતાઈન ઉપર સેહેર બાંધવાનો ઠડાવ થાયો. અને એ મુજબ પાછલથી કીરતી પાંમેલાં રૂમ સેહેરનો પાયો કરાઈસતના જનમની ૭૫૩ વરસ અગાઉ ઇઆને આજ ૨૬૨૬ વરસ ઉપર નખાયો. રોમીઉલસે પોતાની પસંદ કરેલી ટેકડી ઉપર સેહેર બાંધેઉં, જે ઉપરથી રીમસે પોતાને ખરાબ લાગેલું સમજી પોતાનો ધીકાર જણાવવા એ સેહેરની હદની દેવાલ ઓલંગી ગઓ જેથી રોમીઉલસે ગુસસામાં આવી પોતાના ભાઇને તેજ વખતે મારી નાખેઓ.

હવે સેહેરતો બાંધેઉં પણ તે વસાવવાને કાંઈ યુકતી કરવી જોઈએ, માટે રોમીઉલસે એવો ઠડાવ કરેઓ કે આસપાસના મુલકોના ગુનેહગારો, નાસી ગએલા ગોલાંમો, અથવા દેસનીકાલ થાએલા પુરૂસો જેઓ રોમ સેહેરમાં વાસો લેવાની ઇચ્છા રાખતા હોએ તેઓને સુખેથી રેહેવા દેવા. આ ઠેઠાવથી જોકે રૂમ સેહેરની વસતીમાં ઘણો વધારો થાયો ખરો પણ તે વસતી સઘળી મરદોનીજ બનેલી હતી, કારણકે પડોસી રાજવાળા આવા ચોરો અને કોરગાઓને પોતાની બેટીઓને લગનમાં આપવા સાફ ના પ્રાડતા હતા. વળી રોમીઉલસે એક યુકતી લગાવી જાહેર જસન કરવાનો ઠેઠાવ કરેઓ, અને પોતાના પડોસી રાજવાળાઓને તે જસનમાં સામેલ થાવાને તેઓના બચ્ચાં છોકરાં સંગાથે નોતરેઆં. ભોળા બમારા પડોસીઓ ! રૂમીઓએ તેઓના વાહાળાં બચ્ચાં ચોરી જાવાનો જે ફાંદો નાખેઓ હતો તેની તેઓને થોડીજ ખબર હતી. જોકે રોમીઉલસ પોતાની નીચ યુકતીમાં આએ વખતે ફાવેઓ તોપણ પછવાડે તેને પોતાના પડોસીઓ સાથે સકત લડાઈમાં ઉતરવાની ફરજ પડી હતી. લડાઈની સુરૂઆતમાં રૂમીઓની જીત થાતી હતી, અને નબલાં રાજવાળાઓને હટાવીઆ હતા; પણ સેબાઈનસ લોકોના રાજા તાઈતસ તેતીઅસ સાથે એક લાંબી અને સકત લડાઈ ચાલી જેના દરમીઆનમાં તાઈતસ રૂમ સેહેર હાથ કરી લેવાની તઈઆરીમાં હતો, તેવામાં જે ઓરતોને રૂમીઓ ચોરી ગયા હતા, તથા જેઓ હવે બચ્ચાંઓની માતાઓ કેહેવાતી હતી તેઓ લડાઈના મેદાંનમાં વચે પડીઓ અને પોતાના બાપો તથા ભરથારો વચે સુલેહ કરાવી આપી. આએ સુલેહથી રૂમ સેહેરનો બંધાવ થાયો એટલુંજ નહી, પણ સેબાઈનો અને રૂમીઓએ પોતાનું રાજ જોડી નાખેઉં અને એ બંધે સેહેર ઉપર જોડીયા રાજાઓ સાથે રાજ કરવા લાગા. પણ આ જોડ રાજ ઘણુંસુધી ચાલેઉં નહી, કારણ કે તાઈતસ તેતીઅસ આએ બનાવ પછે થોડીજ મુદતમાં મરણ પાંમેઓ, અને તેના મરણ પછે બેહુ પરજાઓ ઉપર રોમીઉલસે એખલાએ રાજ કરેઉં. આએ પાછળના એખલાં રાજમાં રોમીઉલસે ફાઈદેની અને વીઆઈ નામના સેહેરો ઉપર લડાઈ કરી, તેઓને તાંએબે કરેઆં હતાં, જેથી રૂમ સેહેરની સતામા ઓર વધારોજ થાયો હતો. કરાઈસટના જનમની ૭૧૬ વરસ અગાઉ એ રાજા ૩૭ વરસનું રાજ ભોગવી મરણ પાંમેઓ હતો, અને જેમ તેનો જનમ ચમત્કારીક રીતે થાયો તેમજ તેનો અંત પણ અજાએબ રીતે નીપજેઓ હતો. એવું બનેઉં કે તે પોતાના લસકરને સેહેરની બાહેર મેદાનમાં કવાએદ આપતો હતો તેવામાં ગાજવીજ સાથે ભારે વરસાદ અને તોફાન થાયું જેથી લસકરના સરવે સીપાહીઓને મેદાન છોડી જાવાની ફરજ પડી અને તે તોફાનમાં રોમીઉલસને તેના બાપ મારસે આસમાનમાં ઉંચકી લીધો.

ઉપલી બીના જો કે તવારીખની છે, તોપણ સઘલી ખરી છે, એમ વાંચનારી બાનુઓએ માનવું નહી. એ બીના તવારીખના તે ભાગની છે, કે જે ભાગ દંત કથાને નામે ઓળખાયછે, જેની ચોકશ શાહાદતો મળવી કઠણછે, અને જેમાં સચાઇ સાથ કીસો ઘણો ભેલાઈ ગયેછે.

કાઉસ.

# પતેતી અને નોરોજ.

ચાંદની ખુબ ખીલી રહેલી હતી. આકાશ તમામ ખુલો હતો, અને સેતારા તે પર મોતી અને હીરા માફક જડાએલા હતા. આખી દુનયાને અથવા નહીતો ચેહેરે પજદના એક ચોકસ ભાગને પેલી પરીને રૂપની ચંદનીએ તમામ રૂપેરી બનાવી દીધો હતો. બરાબર આકાશના મધ્ય બીંદુ ઉપર માહતાબ એક થાળીની માફક દીપતો હતો. રાત આગળ વધેલી હતી, અને અટકળ કહી શકતી હતી કે તે વખત મધ્ય રાતનો હતો.

યજદના ઉપલા ચોકસ ભાગમાં એક સારી દપતું મકાન આવેલું હતું. તે દીવસો ફરવરદેગાનના ચાલતા હતા, તેથી તે મકાનમાં એક આરાસતેહ કરેલી જગા ઉપર રોશની અને ખુશબો મઘમઘતાં હતાં. અગરબતીઓ ચારે બાજુએથી ખુશ બોહરમ આપતી હતી, અને આ પાક કરેલી જગાના મધ્ય ભાગમાં અગર અને સુખડ લુબાન વીગેરે ખુશબોદાર વસતુઓથી એક રોશન આફરગાનયાંનો ઉજાસ સલગયો હતો.

આ સઘળી ખુશબોમાં જાણે તર થઈ ગઈ હોય તેમ એક જવાન નાજનીન, જેણીના હાથમાં એક તસબીહ અને એક નાની કેતાબ હતી, અને જેમાં માથું ઘાલીને તેણી અતાર સુધી રોકાઈ હતી તે, એકાએક ચોંકી અને એક ખંખાર મારીને પોતાની કેતાબ બંધે હાથોમાં પકડી તેમની ઉપર તેણીએ પોતાનું માથું નમાવયું અને આ મુજબ બોલવા લાગી.

"અએ તમે નેકનામ અશો ફરોહરો ! આજનો તમારી અમારી દુનયા તરફનો દીવસ છેલો છે. આજ સુધી અમો તમારી હાજરીથી મઘન હતાં, પણ આજે તમો અમારી તરફથી રવાના થનાર છો. જેમ તમારી સફરનો દીવસ આજે છેલોછે તેમ અમારાં ચાલુ સાલનોબી દીવસ

છેલોજછે અને જારે તમો નેક ખસલતનાં અશો ફરોહરો અમારી તરફથી રવાના થાઓછો તારે અમારી તરફનો આ છેલો અને ઘણોજ નજીવો હદીયો કબુલ રાખો, કાંએકે વધારે કીમતી નજર કરવાની અમો આદમજાતને તાકત નથી! અને અએ તમો—ઓ મારા મેહરબાન પેદર અને વાહલા બેરાદર, જુઓ છેલી નજરથી તમારી કંગાલ બેટી અને બેહન તરફ, અને આ પાપી દુનયાના ચકરમાં જે બદી તેણીથી થઈછે તેને મારેની ખરાં અને સાફ-દીલના પસતાવાથી ભરેલી તાજેશ અને ઓજર તે તમારા અને કુલ કુદરતના ખાવંદની દરઘાહમાં લઈ જાઓ, કે તે અગણીત જાનનો સાહેબ આવતી કાલથી શરૂ થતાં સાલથી મારાં સુખમાં વધારો કરે! પણ શું કામનું તે સુખ તું વીના, અએ મારા જાન કરતાં પણ વધારે કીમતી—વધારે વાહલા—વધારે—"

અને હવે જવાન સુસનથી વધુ બોલી શકાયું નહી. જે હાલતમાં બંધે હાથો ઉપર માથું મુકીને નમતી હોય તેમ નાજનીન સુસન અશો ફરોહરોની વીદાયગીરીમાં પોતાના ખેશાવંદોને યાદ કરતાં પોતાના પયારા આશનાની યાદમાં બેફામ થઈ ગઈ હતી, તેજ હાલતમાં તેણી સડસડીત નવધાર આંજુ ચલાવા લાગી, અને—અફસોસ, કે કોઈની નજર વીના, કોઈની દયા વીના, કોઈની મદદ વોના, અરે એટલુજ નહી પણ પોતાથીબી બેમાલુમ—આફરંગાનયાં આગળ તે તુટી પડી!

આ સઘળું તેણીના આશનાની યાદને માટે હતું. જેહાંગીર એક કદાવર અને જોરાવર ઈરાની હતો. બાળપણથીજ તેની જોરાવરી દીપી નીકલી હતી. નાનપણથીજ તે પોતાના જોડીયા રમતીયાલ છોકરાઓમાં પેહલવાનનાં નામથી ઓલખાતો હતો. તે ગરીબ મગર ઉંચા તોખમનું ફરજંદ હતું. તેનો બાપ ફીરોજ યજદના એક એવા છુપા ટોલાનો સરદાર હતો કે જેઓ ઈરાન પાછું પોતાને હાથ લેવાને ફાકો રાખતા હતા. તેઓએ પોતાનો ઠરાવ મજબુત કરયો હતો. તેઓની સંફમાં દીવસ દીવસ મોટો વધારો થતો ગયો હતો; અને એકથી વધારે વાર ફીરોજના મકાન મધે મધરાતને વખતે તેમની સભાઓ મલી હતી, અને હું કહું કે એકથી વધારે વાર તેઓ અને તેમના હરીફો વચે ઝપાઝપી થઈ હતી તો તે ખોટું કેહેવાશે નહી.

આ છુપી મંડલીમાં જેહાંગીર તેના બાપનો જબરો અને જમણો હાથ હતો. તેની બાજુ, તેની છાતી, તેનો દમામ અને ટુકમાં તેનું તમામ કદ તેની પેહલવાની જાહેર કરતું હતું. જવાન જેહાંગીરનો પેદર ફીરોજ તેનાં કુટુંબનો મોરબી હતો. તેનો બેરાદર મેહરનુશ, જે વખતને માટે આપણ બોલીએ છીએ તે વખંતે આસપાસનાં ઈરાની ગર ગાંમડાંઓમાં આ છુપી ટોલીમાં લડવઈયાઓ ઉમેરવા માંટે સફર કરતો હતો. આ બંધે બેરાદરો એકજ મકાનમાં સાથે રેહતા હતા. તેમનાં કુટુંબો ભેગાં જાણે એકજ હોય તેમ રેહયાં હતાં અને એજ કારણને લીધે જેહાંગીર અને મેહરનુશની બેટી સુસન વચે અવલ ભાઈબંધીનો અને તાર પછે ખાવંદ અને ઓરત તરીકેનો પયાર બંધાયો હતો. જેહાંગીર સુસન કરતાં બે વરસ નાનો હતો, તોપણ તેનું કદ તેને સુસન કરતાં પાંચ વરસ વડો દેખાડતું હતું. એટલું છતાં પણ આ બંધે આશનાઓ વચે એટલો તો મજબુત એખલાસ હતો, અને વળી તે દોસતીમાં તેમનાં મા બાપો એટલાં તો રાજી હતાં કે તે મોહબતને ઉછેરવામાં તેમને કશી રીતની હરકત હતી નહી.

આવી રીતની મોહબતમાં આપણી વારતાના વખતની એક માસ આગમજ જેહાંગીરને તેની વાહાલીથી અને તેનાં કુટુંબથી છુટું પડીને શેહરે મરવ તરફ જવું થયું; કારણ કે ફીરોજને ખબર મલી હતી કે મેહરનુશ પોતાની સફરમાં મરવના એક સરદારના હાથમાં સપડાયોછે, અને તેના છુટકારાને માટે એક મોટી રકમની જરૂર છે. આ રકમ મેલવતાં કશી અડચણ નડી નહી, કારણ કે આ છુપા યજદી ટોલાથી તે એકની બેવડી થઈ પડી પણ એ રકમ લઈ જનાર કોઈ તેવો જોરાવર નર જોઈએ, અને એક ખાનગી મંડલીમાં તે બાહદુર નર માટે જવાન જેહાંગીર તરફ આંગલી બતાવામાં આવી, કે જે માન મેલવવાને જેહાંગીર જેવા ખીલતા જવાનની છાતી નહી ધડકે એ વીચારજ મહાલ છે!

"પણ તારે હું એકલી શું કરશ? તું જશે—"

"ચુપ, મારી સુસન!" જારે જવાની તઈઆરીમાં જેહાંગીરને સુસને પુછયું તારે તેણે જવાબ દીધો; "એવી નબલાઈને હું ધીકારૂંછ. શું હું નહી જાઉં? શું તેમાં તું રાજી નથી? શું તારા પેદરને તું બેજાન થવા દેયછે? નહી, પયારી નાજનીન, ધીરજ ધર અને તારાં મનને મોટું કર. જેહાંગીર વીશે ફેકર કરવાનું તને કશું કારણ છેજ નહી." આમ બોલી તેણે એક એવી ચુમી સોસનના પરવાલાંને લજાવે એવા સોરખ લબો ઉપર લીધી કે જેની છાપ તેઓ ઉપર રહી ગઈ. અને એક કોટી—એક લાંબી કોટી, અને અરસપરસની બોકીમાં આ મોલાકાતનો છેડો આવયો; અને પછે થોડા વખતમાં બાહદુર જેહાંગીર નાણાની મોટી રકમ સાથે સફરનો અસબાબ પોતાના જેવાજ બાહદુર અને સુફેદ અસપ (ઘોડા) ઉપર લાધીને ઉતર તરફ શેહરે મરવની રાહે ચાલયો.

પણ એ વાતને દશ દીવસ નહી થયા તેટલાંમાં ફીરોજ અને સુસને તેમજ યજદની છુપી મંડલીએ મોટા અફસોસ સાથ ખબર મેલવી કે મેહરનુશને પેલા મરવના સરદારે ઝનુનમાં આવી કતલ કીધો હતો, અને જેહાંગીર તેની મદદે જઈ પુગે તેની આગમજ તે લુટારાઓથી નાશ પામયો હતો. આ ખબરો બાનુ સુસનનું દેલ તોડી નાંખવાને પુરતી હતી; કેમકે તેને જનમ આપનાર પેદરનાં મરણનો ઘાહ તેને કારી હતો, અને જો ગણીએ તો તે કરતાંબી વધારે તેણીના તે જનમને ઉછેરીને મોહબંતમાં મોટો કરનાર વાહાલો આ કવખતે પોતાના જાનથી ખાલી પડયો હતો. પણ સંકટને વખતે દરેક ઈનસાન જો ચાહેતો પોતાનો જીવ આપો રાખી શકેછે. ધીરજ અને ખોદા ઉપરનો વીસવાસ આ વખતે તેનાં મોટા મદદગાર થઈ પડેછે.

બાનુ સુસને ધીરજ પકડી. ફીરોજે પોતાના બેટા અને બેરાદરનાં મરણોની ખબર ધીરજથી સાંભલી. યજદનાં છુપાં મંડલે પણ પોતાના આ મોટા ટેકાના ગુમ થવાના સમાચાર ધીરજથી કબુલ કીધા મગર એ બનાવ આ તરણે બાજુવાલાઓને જબરદસત જાલેમ હતો. બાનુ સુસનના

જનના હોંકરાઓ વીશે વરણન કરવાનો આપણ ફાંકો રાખીશું નહી; વલેકીન એક લાપકીવાલી ઓરત જેવી સમય સુચકતાથી ભયંકાર ભયનો ભાહો માથાં ઉપર વેહી શકે છે તેમજ તેણીએ પણ કરયું. ફીરોજ અને તેના સોબતીઓએ પણ પોતાનું કામ બંધ રાખ્યું નહી તે ઉપરથી આ પણ કહીશું કે તેઓનેબી આ જબરા ચટકાનો ડંખ જાજો વાર લાગો ન હતો.

એ રવેશે વીસ દીવસ પસાર થઇ ગયા, અને ફરવરદેગાનના દાહાડા શરૂ થયા અને તે દસ દીન પણ યજદની રચના મુજબ પસાર થયા, અને પતેતીના દીવસની રાત શરૂ થઈ. તે શરૂ થઈ અને તે આગલ ચાલી. પોતાના કુટુંબીઓ સાથે—અફસોસ, કુટુંબમાં ફકત પોતે અને સુસન તથા ઘરની એક બુઢી ચાકરડી સેવાય બીજું કોણ હોય!—પોતાના કુટુંબીઓ સાથે ખાનુ ખાઇને, તથા આ વીદાય થતાં અશોફરોહરો આગલ પોતાની ગયાં વરસની તાજશથી પરવારીને, પોતાના બેટા અને બેરાદરનાં અંચીતાં મરણ માટે પયારનાં બે આંજુ ખેરવીને બુઢો ફીરોજ પોતાના ઓરડામાં આસાયસ માટે ગયો, અને નાજનીન સુસન પોતે સુવા જાયછે એવું પેલી બુઢી ચાકરડીને કહીને તેણીને આરામ લેવા મોકલી.

અને હવે તારે તેણીનું પોતાનું શું કામ હતું? પોતાનો બાહેદુર કાકો નહી જાણે તેમ, પેલી ચાકરડી વટીકની ચોરી કરીને સુસન અશોફરોહરોની પાક કરેલી જગા આગલ ગઇ, કે જાંહાં આપણે ઉપર કહયું તેમ ખુશબોથી આફરંગાનયું બેહેકી રહયું હતું. તાંહ શું થયું, તે કેમ થયું તે આપણે આગલ કહયું છે; અને તેજ બેહોશ હાલતમાં તે જવાન ઘણોવાર સુધી પડી રહી. તે આગમજ તો તેણીએ પોતાના મરહુમ પેદરને યાદ કીધો હતો; તે આગમજ તો તેણીએ પોતાના ખાવંદ થનાર વાહલા જેહાંગીરનાં રવાન ઉપર દોઆ ગુજારી હતી; તે આગમજ તો પોતાના ગોનાહ માટે તેણીએ પસતાવો કીધો હતો. પણ તારબાદ, જેમ આપણે આગલ વાંચયું તેમ, પોતાના બંધે હાથોમાં ભણવાની કેતાબ લઈ નમતાં, અને પોતાના ખેશીઓને યાદ કરતાં, તેણીની ધીરજે યારી દીધી નહી, અને તેણી બેભાન પોતાથી બેખબર નીચે તુટી પડી.

રાત ઘુંઘું કરતી હતી. દુરથી રંગરાગના પોકાર સંભલાતા હતા. આસેપાસેથી બંદગી કરવાના ઝમઝમ આવાજ આવતા હતા. એવામાં પાસેનાં આતશબેહરામમાંથી ઘાંટનો આવાજ થયો. પરવરદેગાર! આ વખતે, એવું જાનવામાં આવેછે કે, તમામ દુરવંદી દુર થાયછે. મુરઘોએ ઉપરાસાપરી પોકાર શરૂ કીધા, અને તમાજ આવાજ જે આસપાસથી આવતા હતા તે બંધ પડી ગયા. પણ એજ વખતે એક જીવડો જાગયો. તરણ કલાકને આસરેની હુંઘ કાઢીને તે ઉઠયો. તે ઉઠયો, અને પોતાની હુંઘમાં તે એક ખાબ જોઈ ઉઠયો. નાજનીન સુસનના બેહોશ થવા બાદ તરણ કલાક વીટી ગયા, પણ તે વીશેની તેણીને ખબર રહી નહી. તેણીએ આ બેહોશીમાં એ ખાબ જોયો. તે શું ખાબ હતો?

"આહ, મેં એ શું જોયું!" તેણી ઉઠતાંનેવાર બોલી. પછે પોતાની આસપાસ જોઇને બોલી, "અરે, હું કાંહાં છું! કેવી હાલતમાં? શું હું બલી નહી ગઈ! ખોદા, તેં મને બચાવીછે. હું કાંહાં પડીછું? આ પાક જગા આગલ, બલતાં આફરંગાનયાંની પહોંશમાંજ? આહ, જો મેં જોયલો ખાબ ખરો પડેતો હું કેવી ભાયગશાલી! મેં મારા ખેશાવંદોની છેલી ભેટ લીધીછે. મેં જોયું, મેં એવું જોયું કે—અરે, એ આવાજ કોણનો!" અને થોડોવાર તેણી પોતાની આસપાસ તે આવાજ સાંભલવા ચુપ રહી. "કોઈ રાહદારીના ઘોડાનાં પગલાં છે. મેં મારાં ખાબમા મારા વાહલા——અરે, એ વળી શું? કોઇનાં વધારે પગલાં? ઓ, મેં કોઇનો આકાર જોયો!—છટ, છટ! એ શું વેહમે મને ઘેરીછે? ફકત ખાલી વીચાર, બીજું શું? મેં ખાબમાં એવું જોયું કે——."

અને આ વખતે પાસેના ઓરડાનાં બારણાં એકદમ હુઘડી ગયાં, અને તુરતજ—હા, તુરતજ એક જવાન શખસ દાખલ થયો. તેનો ચેહરો છુપાવેલો હતો, અને તે તમામ મુસાફરીના લેબાસથી ઢંકાયલો હતો. તેની બાજુની તલવાર ચેરાગની રોશનીથી ચકચક થતી હતી. દાખલ થતાંજ તેણે પોતાની તલવાર ફેંકી દીધી, અને મોઢાં ઉપરથી તથા બદન ઉપરથી ચેહરો છુપાવેલાં કપડાં કાહાડી નાંખીને—"મારી પયારી, મારી સોસન!" એમ બોલતાં તેણે આ અજાયબીના વમલમાં ગુમ થઈ ગયલી નાજનીનને ઉંચકી પોતાની ગોદમાં દાબી. પણ હજીતો તે જવાન એક મીઠી બોકી લેછે તેવામાં એક અઢોર ઉમરનો મરદ જોસમાં દાખલ થયો અને "મારી બેટી, મારી સોસન!" બોલતોજ તેણી તરફ દોડી ગયો!

તરણ કલાકની હુંઘમાં જોયલો ખાબ ખરો પડયો. જો હજી પણ સુસન ખાબમાંજ હતેતો આ શખસોનું આવું ખાબજ ગણાતે; તોપણ તે છોડીને જનસેતો તેબી એક ખાબજ હતો. ચશમ તેણીને ઠગેછે, દેલ તેણીને હુલકાવેછે, ધીરજ તેણીને બેધયાન બનાવેછે, એવું તેણીને લાગુ. આ અજાયબીમાં તેણી એકવાર ફરીથી બેહોશ થઇ પડી. જેહાંગીર તથા મેહરનુશ જીવતાછે એવો જે તેણીએ ખાબ જોયો હતો તે હમણા તેણીની નજર આગલ ખરો પડેછે, તે જાણતાંજ તેણી ચકભમ થઈ પડી.

અશો ફરોહરોએ યારી દીધી, પતેતીની પતેત કબુલ થઇ, અને નોરોજ મોબારેક જણાયો! જેહાંગીર, તેના કાકા મેહરનુશને પકડનાર સરદારને જઈ મલયો, અને તેના જાનની જે કીમત મુકાઈ હતી તે આપતાંનેવાર, તે બંધે એક મોટાં ટોલાં સાથ યજદની રાહે નીકલી પડયા. ફીરોજ હુંઘમાંથી જાગે, બુઢી ચાકરડી બીછાણા ઉપરથી ઉઠે, અને નોરોજની મોબારેકબાદી યજદના જરતોશતીઓ અરસપરસમાં ચાહે, તેની આગમજ બાનુ સુસન પતેતીની રાતે પોતાની પતેતમાં ચાહવા મુજબ ચાલુ સાલનું સુખ પોતાના પેદર અને પયારાના ભેટવાથી પામી. ફીરોજનો હરેખ સમાયો રહયો નહી, યજદના છુપા ટોલાના તો "ગરથ ખખવારે ગયા" સોસનનેતો બે બેમુલ હીરાના સગન થયા. નોરોજ મોબારેક બાદ! યજદની ખુશીનો પાર હતો નહી. સાફ દેલની એકજ નાજનીનનાં ખરાં દેલની પતેતે તેણીનાં તેમજ કાંઈ સેંકડો જીવડાઓનાં સુખનો ઉડાવ કરી આપયો. તેજ દી

વસે જેહાંગીર અને સોસનના નેકાહ થયા, અને તેજ દીવસે તેઓ પતેતીનો પતેતનું પરીનામ નોરોજને દીને પોતાનાં સુખમાં જોયું !

ખરીજ પતેત પરવરદેગારનું હેત ખેંચેછે. ૫.

## એક ચમતકારીક ઘડીયાલ.

સવીટજરલાંડ મધે જીનીવા શેહર તાંહનાં ઘડીઆલો ને માટે વખણાયલું છે. તાંહાં આગલ ડરોઝ નામે એક ઘડીયાલી વખણાઇ ગયોછે તેણે એક ઘણુંજ અજાયબી પેદા કરનારૂં ઘડીયાલ બનાવયું હતું જેમાં તેણે ઘણીજ ઉતમ કારીગીરી વાપડી હતી. આ ઘડીયાલની ઉપર એક હબસી, એક કુતરો અને એક ભરવાડને બેસાડવામાં આવયા હતા. જારે ઘડીયાલ વાગતું હતું તારે પેલો ભરવાડ ગામડાંનાં ગીતના છ સરોદ પોતાની વાંસલી ઉપર કાહડતો હતો અને તે સાંભલવા કુતરો તેની નજદીક આવી ગેલ કરતો, નાંચતો, કુદતો હતો. આ ઘડીયાલ સપેનના રાજાને દેખાડવામાં આવયું હતું જેથી તે ઘણોજ ખુશ ખુશ થઇ ગયો હતો. ડરોઝ પાદશાહની નજદીક બોલયો કે,—"સાહેબ, ફકત મારો કુતરો એજ મારાં ઘડીયાલની ખુબી છે. જો કોઇબી શખસ આ ભરવાડની ટોપલીમાંનાં એક સેબ ફલને હાથ લગાડેતો મારા કુતરાની વફાદારી તમોને ઝટ જણાઇ આવશે." આ ઉપરથી પાદશાહે પોતેજ પેલી ટોપલીમાંથી એક સેબ ઉંચકયું, જે ઉપરથી પેલો કુતરો ડરોઝના કેહવા મુજબ રાજાના હાથ તરફ દોડયો અને એટલા તો જોશથી ભોંસવા લાગો કે પાદશાહનો કુતરો જે પાસેના ઓરડામાં હતો તેબી, જે મીસાલે એક કુતરાને ભોંસતો સાંભલી બીજો કુતરોબી ભોંસેછે તે મીસાલે, બુમ પાડવામાં શામેલ થયો. આ સઘલા બનાવને જાદુ જાણીને બીજા દરબારીઓતો જતા રહયા. પણ ડરોઝના માંગવા ઉપરથી એક પરધાન જે પાદશાહની નજદીક હતો તેણે પેલા ઘડીયાલ પર બેસાડેલા હબસીને પુછયું કે, "કેટલા વાગા?" પણ જવાબતો કાંઇ મલયો નહી. તારે ડરોઝે ખોલાસો કીધો કે તે હબસીને તેણે હજી સપેનીશ ભાશા શીખવી નહી હતી. તે ઉપરથી જારે ફરેંચમાં ઉપલોજ સવાલ પુછવામાં આવયો તારે તે હબસીએ બરાબર જવાબ દીધો! આ ચમતકારથી પેલો પરધાનબી બીધો અને જતો રહયો. પણ ડરોઝની કરામત અને જાદુઇતો જે તરેહવાર કુંચીઓ તે ફેરવતો હતો તેમાં હતી.

ઉપલો હેવાલ પેહેલા દેખાવે નહી માનવા જોગ હોય એમ લાગેછે. પણ માણસની બુધી એ વખતે વખત જે ચમતકારીક સાંચાઓની શોધ કીધી છે, તેમનો વીચાર કરતાં ઉપલો ચમતકાર માણસથી નહી બને એવો લાગતો નથી. જે બાંનુઓએ સેતરંજ રમનારાં રમકડાંનો હેવાલ વાંચયો હશે, કે જે રમકડું કુંચીઓ આપવા મુજબ આછી રીતે શેતરંજની બાજી ખેલતું હતું તેઓ કેહેશે કે આ ઘડી

## પરૂથવીના પેહેલા રાખશસો.



વાંચનારી બાનુંઓ આટલુંતો જાણતાં હશે કે દુનીઆં પેદા થવાની સાથે આદમી પેદા થયું નથી. હાલના વીદવાંનો આદમીની ઉતપતી છેક ૨૦ અને ૨૫ હજાર વરશ ઉપર લઇ જાઇ મેલેછે. પણ તે ખરૂં હોય ઇઆ તેમાં તફાવત હોય તોપણ તેનીબી આગમચ પરૂથવી પેદા થયલી સાબેત થાયછે અને પરૂથવીની તે પેહેલી હાલતમાં હાલના કરતાં જુદીજ કીસમના પરાણીઓ વસી ગયલાં છે. તેમને લગતી શોધો માહાભારત અને અતીઅંત હેરત ઉપજાવનારીછે. એ શોધો ભુરચના શાસ્તરનું પરીનામ છે, કે જે શાસ્ત્ર દુનીઆંનો અંદરનો બાંધો અને રચના તપાસીને એટલુંતો આશચરીઅકારક અજવાલું પાડયું છે કે આપણી અકલ ગુમ થઇ જાયછે અને જગતના બનાવનાર તે અપરમપાર કીરતારની કરામતની વખાણનો પોકાર મારીએ છઇએ. પરૂથવીના ભીતરની એ વીદીઆને પરૂથવીના પોપડા સાથે કામ છે. એ પોપડો આસરે ૪૦૦ માઇલની જડાઇનો છે. જેમ જમીનની અંદર જઇએ છઇએ, તેમ ગરમી વધેછે અને એટલી સાદી બીના શીધ કરી આપેછે કે આ ૩૦૦ કે ૪૦૦ માઇલના પોપડાની તલે એટલી ગરમી હોવી જોઇએ કે સઘલી વસતુ પીગલેલી હાલત સીવાએ બીજી કોઇ હાલતમા રહી શકે નહી. ભુરચના શાસ્ત્ર કેહેછે કે પરૂથવીની અંદરની હાલત એવીજ છે, એટલુંજ નહી પણ આ ૪૦૦ માઇલનો પોપડો ધીમે ધીમે જાડો થતો અથવા બંધાતો જાયછે, તેથી એવું પણ ઠરેછે કે પેહેલાં એ પોપડો ઘણો પાતલો હતો અને તેનીબી આગમચ પરૂથવીનો પોપડોજ નહી હતો પણ આખી પરૂથવી પીગલેલી હાલતમા હતી!

હોનરની અજાએબીઓમા આપણે લોઢાંને લગતી બીનામા જોયુંછે કે જારે લોઢાંને ઓટવા માટે તેને પીગલેલી હાલતમાં ભઠીમાંથી બાહેર રેડેછે તારે તેની ઉપરની સપાટી બંધાઇ જાયછે અને તે ઉપર આદમીઓ ચાલેછે, તો જોકે તેની અંદરતો હજી ઘણું લોઢું પીગલેલી હાલતમા રેહછે. તે ઠંડાં પડેલાં પડને કામદારો પોપડો કેહેછે અને પરૂથવીનો પોપડો એજ પરમાણે બનયોછે. બીજી મીશાલ આપી

એતો બલતો આતશનો એક ગાંગડો બડીમાથી ઉડીને બાહેર પહેંચે, તેના ઉપરથી મળી આવેછે. તે ઠંડો થતાંજ કઠણ થાયછે અને હાથમાં લઇને તપાસીએતો તેમા ફાટ અને ચીરા સાથની ખલરાયલી સપાટી જોવામાં આવેછે. એજ પરમાણે પરૂથવીના પોપડો બંધાયોછે. તેમા કેટલાક ભાગો ઉપસી આવયા તેને પાહડ અને ખડક કહીએ છઈએ. કેટલાક ભાગ બેસી ગયા તેને ખીણ ઇતીઆદી કહીએ છઈએ, કે જે ખીણોમા પાંણી ચાલવાં આવેછે તેથી નદીઓ તથા વધારે પોલાણ ખોહમાં પાણી જમા થવાથી દરીઆ બનેછે. એક પાંઉ અથવા "પઈ" ના પોપડામા અને પરૂથવીના પોપડામા તફાવત એટલોજ છે કે ઉપલી વસતુઓને ગરમી આપવાથી તે પોપડા બંધાયાછે, પણ પરૂથવી જેમ ઠંડી પડતી ગઈ તેમ તેનો પોપડો બંધાતો ગયોછે. પરૂથવી એ પરમાણે ઠંડી પડતી જાય તેમાં નવાઈ નથી. બલતી, આતશ જેવી, પીગલેલી વસતુના એક જથાને હવાની અંદર ઝડપથી ફેરવતાં તે ઠંડી પડેછે અને વળી ગોળાકાર પકડેછે. આપણી પરૂથવીના ગોળાની ઝડપ અને દલ પરમાણે હજારો માઈલની તેની દોડમાં તે ઠંડો થતો ચાલયો, અને તેની આસપાસની જુદી જુદી હવાઓ (ગેઆસો) વગેરેના રસાએણ સંજોગથી તે ઉપર પાણી બનયું તથા તે અંદરની ગરમી અને બાહેરના પાણીથી બીજા તરેહવાર મોટા ફેરફારો થયા.

પરૂથવીની આવી હાલતમા તે ઉપર માણસ જાતનું વસવું અલબતાં નહી બને એવી બીના હતી. પરૂથવી તેની એ પેહેલી હાલતમાં ગોયા આપણ આદમીઓને માટે પકાવીને તઈઆર કરવામા આવતી હતી. પરૂથવીનો પોપડો તેની હમણાની સથીતીમા લાંબી મુદતે આવયો હશે, અને આદમી તેની હાલનીજ હાલતમા તેના ઉપર જીવી શકેછે. તારે જે લાંબા જમાના એ પોપડાને આપણે માટે તઈઆર કરવામા ગુજરયા છે, તે જમાનાઓ સુધી તે આગલા પોપડા ઉપર આદમીની નહી તો કોઈ બીજી વસતી હતી કે નહી? *હીઆં જુરચના શાસ્તરના સઉથી અજાએબ જે*વા ભાગ ઉપર આપણ આવીએ છઈએ. પરૂથવીના પોપડાનુ ભીતર ફોડીને, તેના માહેલા ગરમા પેવસ થઈને, તેની અંદરના ધાતુ તથા માટીના બનેલા તરહેવાર પડના પડદા ચીરીને એ વીદીઆએ શોધી કાહાડયું છે કે આપણ આદમીની આગમચ પરૂથવી ઉપર બીજી વસતી થઈ ગઈ છે ખરી. પરૂથવીની તે હાલત એવી હતી કે આદમીનો નાજુક બાંધો તેમા ટકી શકે નહી. હાલના વખતના ઘણાખરાં જાનવરોનો બાંધો પણ તે હાલતમા નીભે એવો નહી હતો.

પણ તે વખત ઉપર હાલના કરતાં વધારે જબરાં, વધારે જોરેમંદ, વધારે મોટા, વધારે શખત, પરાણીઓ વસી ગયાં છે, જેમને પરૂથવીની તે વેળાની આબોહવા વધારે માફક આવી હોય. આપણા હાથી અને વાઘ તો તેમના આગળ કાંઈજ નથી એવાં તે કદાવર અને બળવંત હતાં. તે પરાંણીઓ આજના જમાનાના ખવીસ અને રાખશશ જેવાં લાગે છે. આપણી દંત કથાઓમા દેવો અને રાખશશો વીશે કેહેછે કે જેઓ આ દુનીઆમાં આગળ વસતા હતા, અને ઉપલાં પરાંણીઓની શોધ થયા પછે તથા તેમના આકાર અને નકસ જેવા પછે આપણને એવું લાગેછે કે એ રાખશશોની વાત જાણે કે ખરી હોય અને દેવો તથા રાખશશો તે ગોયા આ પરાંણીઓનેજ કેહેતા હોય. પરૂથવીની તે વખતની બાંધણી ગોયા તેઓને માટેજ હતી એમ પણ લાગે છે. જેમ આપણ મગરૂરીથી હાલ કહીએ છઈએ કે આ જાહાડ પાન, ફલફલાદી, જાનજનાવર, પાહાડ પાણી અને જમીન તથા ખાનો સંધું આપણે માટે છે, તેમજ આપણ વીચારીએ કે અગર આ રાખશી પરાણીઓને સમજવા તથા વીચારવાને ખોદાએ અકલ બખશી હોય, તો તે વખતની દુનીઆં જો કે આપણે માટે નહી ખમાય એવી શખત હોવા છતાં તેઓ મગરૂરીથી કહી શકે કે તે તેઓનેજ માટે બનાવીછે.

એવાં જે પરૂથવીના પેહેલાં રાખશી પરાણીઓ થઈ ગયાંછે, તેઓમાના થોડાંકોનું એક ચીતર ઉપર આપયુંછે. તેઓ કેવા બેહોલ અને બીહાંમના હતાં તે ચીતર ઉપરથી જણાયછે. તેવી બેહોલ અને બપંકાર પેદાસ બનાવતાં બનાવતાં કુદરત ગોયા વધારે સરસ જમાનામા વધારે સફાઈદાર અને શુંદર પેદશ ઉપર આવતી ગઈછે અને તેમ કરતાં શેવટે જાંને માણશની વશતી પેદા કરી આદમીને પોતાની કુલે દુનીઆં ઉપર સરતાજ તથા સરફરાજ કરયોછે. પણ પરૂથવીની એ હાલની વસતીની બનાવટ તથા બાંધાની નાજુકી અને બારીક સફાઈથી આગળી વસતીની બનાવટ કાંઈ ઓછી અજાએબ જેવી નથી.



પાસેના ચીતરમા એક કલપીત જાનવર ચીતારયુંછે. એ ચીતરને આપણ પવન પાવરી અથવા પાંખથી ઉડતો ઘોડો કહી શકીશું. અથવા આ બાબતની શેવટે એક પખશીનું ચીતર મેળીએ છઈએ કે જેનો દેખાવ એવોછે કે તે ખરેખરૂં નહી પણ કલપીત હોય; તે પખશીને બદલે રમકડાં સરીખું વધારે લાગેછે. એ પખશીને કાંઈ બેસુમાર શીંગરાં દીસેછે અને તે પખશીના શુંદર નામને એબ લગાડે એવું બેહોળ છે. પણ સઘળી આપણી કલપનાઓ સાથ પરૂથવીના ઉપલાં પેહેલાં પરાણીઓનો મુકાબલો કરીએ છઈએ, તારે આદમીની એ સરવે કલપણા પણ ગોયા હરી જાયછે અને જો કે પવનપાવરી જેવા ઘોડા અથવા શીંગરાંવાળાં પખશી કદાચ તે આગળી વસતીમાથી નહી મળી આવે, તો પણ એવાં રાખશી પરાંણીઓ મળી આવેછે કે જે આ કલપણાનાનેતો એક કોરે બેસાડે. એક ૫૦ ફીટ લાંબી ઘસોરી વીચારીએ અથવા એક પાંણીમા વસતું ચોપગુ જેની એકેકી આંખ કોલાબાની દીવા દાંડીના એકેક ફાંનસ જેવડી હોય, તેનો વીચાર કરીએનો ફકત તેના ખેઆલથીજ આપણો દમ બંધ થઈ જાયછે.

એ પરાંણીઓની શોધ વીદીઆની મોટી ફતેહ છે. પણ એ શોધ બોલ ઉપરથી એ પરાણીઓ પોતે હઈઆત હોય એમ વાંચનારી બાંનુઓએ વીચારવું નહી. તેમની હ

ઇઆતીમા તેમની શોધ થઇ નથી. તેમના મુવા પછે, તેમના ઉપર પરૂથવીના પોપડાના બીજાં પડ બંધાયા પછે હજારો વરશે તેમની શોધ થઇછે. આ 'પોપડો ઠંડો થતો ગયો તેમ તે ઉપર નવાં પડ બંધાતાં ગયાં, નવા ખડકો, ધાતુઓ અને માટીઓંના તળકા બનતા ગયા અને ,નવા તળકાઓ ઉપર નવી વસતી પેદા થતી ગઇ. તે વસતી માતર જાનવરોનીજ નહીં હતી, પણ ઉપલાં ચીતરમા દેખાડયુંછે તેમ જાહાડ પાનની પણ વસતી હતી, મગર તે જમાનાના જાહાડ પાન પણ હાલના કરતાં જુદીજ ઢોસમના અને હાલના કરતાં વધારે સાદાં પણ વધારે બેડોલ. હતાં. હવે એ સઘળાં પડ ફોડીને માણસે તેમની બાંધણી તપાસી છે. એ જુદા જુદા પડમાથી પોતાના ઉપયોગને માટે માણસે ખાનો ખોધી છે. એ ખોધકામની તપાસ ઉપર ભુરચના શાસ્ત્રનો પાયો છે. એં વીદીઆથી જમીનની અંદરના જુદા જુદા તળકાના વરશ મુકરર થયાં છે, અને તેમજ એ વાદીઆથી શોધ કરતાં જમીનની અંદરથી એ આગળા રાખશયોની નીશાણો મળી આવી છે. જુદી જુદી માટી અને ધાતુઓ વાલાં પડમાથી જાનવરોના આખાંને આખાં કાલબુદો મળી આવયાં છે, તેમજ વળી તેમના શરીરના જુદા જુદા ભાગો મળી આવયા છે અને તે ભાગોના કદનું પરમાણ કાહાડવાથી તે આખાં પરાંણીઓના કદનું પરમાણ માલમ પડયું છે. આ સઘલી બાબતમાં ઘણી બારીકીઓ અને અજાએબ જેવી વીગતો છે, પણ તેમનું વીગતવાર બેઆન પડતું મેળી, હીઆં માતર તેમની શોધનો સેહેજ ખેઆલ આપવાને સાધારણ બોલોથી ટુકમા સમજાવયું છે.



# નાહના થીયોડોર.

“હબસાનના મુલક” આબીસીનીઆના મરનાર રાજા થીયોડોર પોતાના તાબા હેઠળ ઈંગરેજી રાજની જે રઇએત યુરોપીઅનોને કેદ કરયા હતા અને જેથી તેના રાજનો તથા તેનો પોતાનો અંત આવયો તેમના ઉપર ગુજરેલી જફાનો થોડોક હેવાલ પરગટ કરવા બાદ, હવે તેજ બનાવોનું એક બીજું પરીનામ વાંચનારી બાનુઓની હજુરમા તેના ચીતર સુધાં રજુ કરીએ છઇએ. આબીસીનીયાના ઉપલા બંધવાઓના હેવાલ સાથ તેના રાજા થીયોડોરનો હેવાલ પણ સમાયો જાયછે. આબીસીનીયાના યુરોપીઅન કેદીઓની કાંહાંની તેજ રાજા થીયોડોરના ઘાટકી સવભાવ, ફેરાવન મગજ અને તરેહવાર ફાંટાની પણ કાહાની દાખલ છે. તેના તે સવભાવ તથા ફાંટાથી તેણે પોતા ઉપર ઈંગરેજ સરકારની ખફગી આંણી, જે સરકારે પોતાની રઇએતને તેના તાબામાથી છોડવી, પોતાના તે દુશમનને આજેજ કરી તેના રાજને ફના કીધું અને તેને પોતાને લડાઇના મેદાનમાં જાનથી ફબજ કીધો.

આ લડાઇનું એક બીજું ઓચંબો ઉપજાવનારૂં પરીનામ એકે રાજા થીયોડોરનો નાહનો બેટો પોતાની રાજગાદી, પોતાનો મેહેલ, પોતાની જાહોજલાલી, પોતાનું વતન છોડીને ઈંગરેજના રાજમા આવયોછે અને ઈંગરેજની એક સાધારણ રઇએતની મીશાળે વસેછે. એક મોટાં પાહાડી મુલકના હબસી સરખા પણ લગાર સુધરેલા, ઘાટકી પણ બલવંત અને દલેર રાજાનો દીકરો પોતાનું રાજ ખોહી પોતાના દુશમન સાથ મુગો મુઓ ચાલયો આવી તે દુશમનના રાજમા રેહેઠાણ કરેછે, એ ખરેખર તવારીખમા નોધાવાનો એક બનાવ છે. એવા બનાવ દુનીયાંમાં થોડાજ બનેછે. પનજાબનો શાહાજાદો માહારાજા દુલીપસીંહ ઈંગલંડમાં વસેછે અને ઈંગરેજોનો પોતાનો હોય તેમ પરોટાઇ ગયોછે, તે આ નાહાના થીયોડોરના સરખોજ એક દાખલો લાગેછે, પણ દુલીપસીંહ કરતાં આ હબસાનના કુવરની હાલત વધારે દયા ઉપજાવનારી લાગેછે, તે વધારે શખત અને વધારે અચબુચ બનાવોથી પરમુલકમા આવી પડયોછે, તેનો પાદશાહી બાપ મરી ગયો, તેનુ રાજ તાજ અને તખત ગયું, એ સઘલો એકુ અઠવાડયાંનોબી ખેલ નથી. અને તોપણ તે કાંહાંનો રેહેવાસી કાંહાં અને કોણસાથ આવી વસયોછે તેનો ફકત ખેઆળજ જમાનાના દોરનો એક અછો ધડો છે.

આ સઘલી બીના કદાચ નાહના થીયોડોરને હાલ લાગતી નહી હશે. હમણાં તે પોતાને ગયલી ખોટ સમજવા માટે ઘણી નાહની ઉમરનો છે. તે ફકત એક બાળક છે, અને ભુત ઇઆ ભવીશના વખતને બદલે હમણાના કામકાજ ઉપરજ તેના ધેઆનની હદ રેહછે. તેને જે ખોટ ગઇછે, તે સમજવા માટે તે મોટી ઉમરનો થવો જોઇએ છે અને પુખત ઉમરે પુગા પછે પોતાના વતન, બાપ અને પાદશાહાતને ખોહોવાનો દંખ તેને નહી લાગયે, અથવા પોતે એક પાદશાહનો બેટો થઇ એક હલકી રઇએત દાખળ



ન્હાનો ડીપોડાગ.

રેહેવાની તાબેદારી હાલતને-નહી પીછાણશે, અથવા આગલા વખતની પોતાની જાહોજલાલી અને જેહેલ મેલને યાદ નહી કરશે ઇચ્છા તેમને પાછી મેળવવા માટે નહી બલશે એમ કોઇથી કેહેવાઇ શકાશે નહી. નાહના થીયોડોરને એટલી લાગણીનો નહી વીચારવો એ તેના બાપ કરતાં તેને સંગદેળ્ વીચારવા બરાબર છે, તેનામા ખુદરતજ નહી હોયતો તેમ બની શકે. મોટી ઉમરનો થવા પછે તે પાછો રાજપાટ લેવા તલપે અથવા ઈંગરેજનો દુશમન થાય એટલી હદ સુધી આપણ જાઇશું નહી. કદાચ પુખત ઉમરે ધુલી પર્સોહની ઓશાલે ઈંગરેજને તે પોતાના વાહાલા મુરબી સમજે એ બનવા જોગ છે.

નાહનો થીપોડોર હાલ તરતતો આસરે ૧૨ થી ૧૫ વરશનું એક બાળક છે. જારે આબીસીનીયા ખાતે ગયલાં લશકરના સેનાપતી સર રાબરટ નેપીઅરે ફતેહ મેળવયા પછે મગદલા પાએતખતને ફના કરયું, તારે તેની જે એક નીશાણુ તે પોતાની સાથે લાવયો તે આ શીહા પણ શુંદર શાહજાદો છે. સર રાબરટ નેપીઅર મગદળાનો લારડ નેપીઅર થયોછે અને આ બાલકને જોતાંજ તેનો તેના ઉપર પેઆર થયો, જેને તેણે પોતાની સાથે પટાવીને-રાખયો અને પોતાના સંભાલ હેઠલ તેને હીઆં લઈ આવયો. લારડ નેપીઅર તેને પોતાની સાથે ઈંગલંડ લઇ ગયો જાંહાં જેમ તેના એ ફતેહમંદ જીહીતનારને તેમજ એ જવાંન કુવરને જોવા માટે લોકોએ દેવાનાંઓના જેવી ઉલટ બતાવી. નામદાર રાણીએ આ કુવરની મુલાકાત લીધી તથા તેના તરફ કેટલોક પેઆર બતાવયો અને ચમનથી રાખવા તથા પુખત કેળવણી આપવા બાબે ઇનતેજારી પણ દેખાડી હતી. તારપછે હીંદુસતાનમાં જાંહાં લારડ નેપીઅર પણ વડા સેનાપતીનો હોદો બજાવેછે, તાંહાંજ એ કુવરને લાવીને રાખયોછે અને હાલ તરતતો ઈંગરેજની રખેવાલી તલે તે કેળવણી લેયછે. તે ચંચલ મનનો અને હોશીઆર છે. શીખવામા સારી ઉલટ બતાવેછે, રમતીઆલ અને ખુશ મીજાજનો છે, અને ઈંગરેજ તરફ અતેઆરથી સારૂં હેત બતાવેછે.

## એક ઘોડાથી થયલો બંચાવ.

થોડાંએક વરશોતી વાતપર અમેરીકા ખાતે મીસીસીપ નદીપર આવેલાં ઈલીનોઇ શેહેરના વાવીયખુણાના ભાગમાં એક સરવેઅરની ટોલીએ પોતાનું દાહાડાનું કામ જેવું પુરૂં કીધું, તેટલાંમાં એક જબરૂં બરફનું તોફાન થઇ આવયું. તેઓ તેયાંથી પોતાંની છાંવણી તરફ જવાને નીકલીયા, કે જે એક જંગલમાં બોડકાં ઝાડો અને ઘાંસ ઉગેલાં આસરે ૮૦ એકર લાંબાં મેદાનમાં બીજાં ઝાડાથી ૨૦ માઇલને છેટે હતી. પવન ઘણો જોરમાં ફુકતો હતો, અને બરફ જાને કે તેઓને નજદકી આંધલા કરી નાખે તેમ પવન ઉપર ધસડાઇ આવતું.

જેયારે તેઓએ ધારીયું કે તેઓ તેમની છાવનીની લગભગ આવી પોંહોચીયાછે તેયારે તેઓ બધા એકદંમ બરફની અંદર પગલાં પડેલાં હતાં તેયાં આવી લાગા. આએ પગલાંઓને તેઓએ તપાસીને જોયાં, અને તેઓની ધાસતીમાં માલમ પડીયું કે તેતો તેઓના પોતાનાજ પગલાં હતાં. હવે દેખઇતુંજ'હતું કે તેઓ તે મોટાં જંગલમાં ભુલા પડીયા હતા, અને અગરજો તેઓને તે રાત બરફ અને થંડીમાં તેયાં કાડવી પડેતો એવો બનાવ બને કે તેઓમાનો એક પણ સહુવારના જીવતો નહી રહે. જેયારે તેઓ ધાસતીથી અને થંડીથી ધ્રુજતા હતા તેયારે તેઓના મુખીય આદમીની નજર તેઓના ઘોડાઓમાના એક કાબર ચીતરાં તટું ઉપર પડી; કે જે "બુઢા જેક" ને નામે ઓલખાતું હતું.

પછી તે મુખીય બોલયો, "અગરજો આ આંધલાં કરે એવાં બરફમાંથી જો કોઇ આપણને છાવણી તરફ જવાનો રસતો દેખાડે તો તે એક 'બુઢો જેક' છે. હું તેની લગામ કાહાડી નાખુછું અને તેને છુટો કરૂંછું, અને આપણે તેની પછવાડે જઇએ. હું ધારૂંછું કે છાવણી તરફ પાછો જવાનો રસતો તેજ આપણને દેખાડશે."

તે ઘોડાએ જેવો પોતાંને છુટો દીઠો તેવોજ જાને કે પોતાની ઉપર વીસવાસ મુકીયામાં આવયો હતો તેથી મગરૂર હોય તેમ તેણે પોતાનું માંઠું અને પુછડું હવામાં ઝોંકાવીયું. તેયારબાદ તેણે પવનની લેહેકીને તપકીરની ઓશાલે સુંઘી, અને એક મોટો ફુંફારો મારીયો, જે ફુંફારો એમ કેહતો જણાયો કે, "આવો, મારા પોરેઆઓ! મારી પછવાડે ચાલો; હું તમુને આએ સંકટમાંથી બાહાર કાહાડસ." તેયાર પછે તે એક નવી દસા તરફ ફરીયો, અને તુરકી ચાલ ચાલવા લાગો, પણ પેલાં માણસો તેની પછવાડે ચાલી નહી શકે એટલાં જોરથી તે ચાલતો નહી હતો. તેઓ એક માઇલથી વધારે ચાલીયા નહી તેવામાં તેઓને તેમની છાંવણીના આતસનો દીલ ખુશ ભલુકો દેખાયો, અને તે દેખાવને વાસતે અને "બુઢા જેક" ને વાસતે તેઓએ એક જોરથી ખુસીનો પોકાર ઉઠાવીયો.

(ચોમ્બર્સ). સો૦ જ૦ રીદર.

## ઈઉરોપની જાણવાજોગ નોંધો.

**રેશમ** પેહેલવેહેલું હીંદુશતાનથી ૨૭૪ ના સાલમા લાવીઆમા આવીઉં હતું. તેના કારખાંનાઓ કેટલાક જોગીઓએ ૫૫૧ ના સાલમા બનાવીઆં અને પેહેલવેહેલું ઈંગલંડના પાદરીએ ૧૫૩૪ ના સાલમાં પેહેરીઉં.

**કાચ** ઈ. સ. ૪૦૦ ના સાલમા બીનાલદ નામના જોગીએ વેલાતમા સોધી કાહાડીઓ.

**કાગજ** ૧૦૦૦) ના સાલમા કપડાંના ચીંઠડાંના બનાવામા આવીઆં. ૧૧૭૦ ના સાલમા સનના ચીંઠડાંના બનાવામા આવીઆં અને એ જીનશનું કારખાંનું ઈંગલંડમા ડારટફોરડ ખાતે ૧૫૮૮ મા સથાપીઆમા આવીઉં.

**શુલેહના** અમલદારો પેહેલવેહેલા ઈંગલાંડમા ૧૦૭૬ ના સાલમા ચુંટી કાહાડવામા આવીઆ.

**કાચની બારીઓ** ઈંગલંડના ખાનગી ઘરોમા ૧૧૮૦ ના સાલમા બનાવીઆમા આવીઓ.

**દારૂગોળો** તથા બંદુકો પેહેલવેહેલી સવારતઝ નામના એક કોલોનના જોગીએ સોધી કાહાડી ૧૩૪૦ મા.

**શીલીંગો.** પેહેલવેહેલી ઈંગલંડમા ૧૫૦૫ ના સાલમા છાપીઆમા આવીઓ.

**રેસમી સટોકીંગસો** પેહેલવેહેલાં ફરેંચના રાજાએ ૧૫૪૩ ના સાલમા પેહેરીઆં. ઈંગલંડમા પેહેલવેહેલાં ૧૫૬૧ મા રાણી એલીઝાબેથે પેહેરીઆં.

**તમાખુ** વરજીનીઆથી ઈંગલંડમા પેહેલવેહેલો ૧૫૮૩ ના સાલમા લાવવામા આવીઓ.

**ઘડીઆલો** (નાહના) જરમનીથી પેહેલવેહેલાં ઈંગલંડ ખાતે ૧૫૯૭ ના સાલમા લાવવામા આવીઆં.

લંડનમા મોટી **મરકી** ૧૬૬૫ ના સાલમા પડી જેમા ૬૮૦૦૦ માણસોનો ઘાત થાઓ હતો.

લંડનમા મોટી **આગ** તારીખ ૨ જી સપટેમબર ૧૬૬૬ મા લાગી જે તરણ દાહાડા શુધી ચાલુ રેહી, જેમા ૧૩૦૦૦) ઘરો અને ૪૦૦ મોહલાઓનો નાશ થાઓ હતો.

**ચાહા** પેહેલવેહેલી ઈંગલંડમા ૧૬૬૬ મા લાવીઆમા આવી.

**બરીટીશ પારલીઆમેંટ** પેહેલવેહેલી ૧૭૦૭ મા ઉઘાડવામા આવી. બામજી.

---

## પરચુટણ બાબતો.

**કંજુસની અરજ શું!**—એક ગરીબ માણસે એક કનજુસને કહયું કે "મારી એક અરજછે તે તું ના પાડશે નહી એવી મારી ખાતરીછે." કનજુસે જવાબ દીધો "મોહોટી ખુશી સાથ તે મારે કબુલછે પણ તે આગમજ મારી એક અરજછે તે તારે પેહેલાં બજાવવી જોઈએ." પેલા ગરીબે હા કેહેવાથી કનજુશે કહયું કે "તારે મારી પાસ કાંઈ પૈસા માગવા નહી." ક.

---

**દાવી બાજુ**—આ એક અજબ જેવી વાતછે કે જારે માણસો રસતામાં ભુલાં પડેછે અથવા પાણીમાં પડેછે તારે તેઓ પોતાની ડાબી બાજુએ જવા અથવા ફરવાને વધારે રાજી થાયછે તે એટલે શુધી કે તેઓ એક કુંડાલામાં ફરના હોય તેમ કરેછે, એનું કારણ એવું જણાવવામાં આવાયુંછે કે ડાબી બાજુના ગોટલાં અને સાંધાઓ જમણી બાજુ કરતાં વધારે નરમ હોયછે તેથી કરી જારે માણસ ઘબરાટમાં આવી જાયછે તારે નરમ ભાગ સુસત થઈ જાયછે તેથી જમણી બાજુ જે વધારે જોરેમંદ હોયછે તે ખોલેછે અને ડાબી બોરદુએ તે માણસને લઈ જાયછે. ક

---

**હઠીલી ઓરતોનો પીયાર** કેહેછે કે, બીજી કોઈબી ઓરતોના કરતાં ઘણોખરો હોયછે. જેમ સરકો કધી બગડતો નથી તેમ એક ખરી ઓરતનો પીયાર કધી ખસતો નથી. મીઠી દરાખનો દારૂ વખત જતાં બગડેછે પણ તેજ દરાખ જો ખાટી હોયછે તો કધી બગડતી નથી. ક.

**સાદી શીખામણ**—જે માણસના મગજમાં વીચાર નીકલવાને નાહાનું કાણું હોયછે તેના મોહોમાંથી અવાજ નીકલવાને ગલામાં મોહોટો વગ હોયછે. તમો મોહોટા ખાનદાનમાં જનમી મોહોટા લોકમાં ગણાવો તેના કરતાં ગરીબમાં જનમી મોહાટા થાવો એ વધારે આબરૂદાર છે. જે ઘરમાં અંગને પુશતી આપવાને અનાજ પાણી મલે પણ મનને પુશતી આપનારૂં કાંઈ નહી હોય તેને ઘર કેહેવું નહી. આએ દુનીઆમાં એવાં ઘણાએક માણસોછે કે જો તેવો માતર પોતાની જીભ ઉપર સરદારી ચલાવે તો આખી દુનીઆને પોતાને તાબે રાખી શકે. જારે આપણે એખલા હોયે તારે આપણા વીચારોને આપણે સંભાલવા જોઈયે; ઘરમાં આપણો મીજાજ; અને મંડલીમાં આપણી જીભ તપાસવી જોઈયે. કદાચ તમારી પોતાની વખાણમાં કાંઇ બોલવું પડે તો બેલાશક બોલજો. અગરજો તમો વારેવાર બોલશો તે અભીમાની ગણાશે અને નહી બોલશો તો બેવકુફ થશે. ક.

---

**ખરી હાજર જવાબી**—એક દાહાડે એક લઉવાને એક રાજાએ પુછીયું કે "તને પાના રમતાં આવડે છે!" લઉવાએ જવાબ વાલીયો કે "નહી સાહેબ, કારણ કે પાદશાહા કોણ અને ગોલામ કોણ તે હું પારખી શકતો નથી." ક.

---

**ગાલ કાપીને મોટું મોહડું કરવું**—એક દાહાડે એક દોસતને તાંહાં ગામથી પરોણા આયાં હતાં, તેને તાંહાં હું તથા બીજા દોસતો જમવા ગયા હતા. ટેબલપર છરી કાંટા મુકીયા હતા તેથી કેટલાએકે તે વડે જમવા માંડીયું. જમતી વખતે પરોણાની પડોસમા પેશતનજી મેહતા, જેવણ ઘણું ખાતા હતા તેવણ બેઠા. જમતાં જમતાં વાત કરતાં પેશતનજીથી છરી વડે જરા ગાલ કપાયો તેથી પરોણા ઘબરાઈને બોલીયા "અરે હું થયું આવા મોટા ડણુહા મારે ને આટલુંબધું ખાય ને હુ હજુર ગાલ કાપી જરા મોટું મોહો કરે કે મોટા ડણુહા મરાય." ક.

---

**મોહોત અને સુરજમા** એકજ ચીજ સરખીછે; તે એકે તે બંનેની સામે કોઈ પણ ટોકી ટીકીને જોઈ શકતું નથી. ક.

---

**દસા વીશે વેહેમ**—હીંદુ લોકો એવું ધારેછે કે અગરજો સુતી વખતે ઉતર તરફ માથું કરીયેતો જીંદગાંની ટુકી થાય, દખણ તરફ કરીયેતો લાંબી થાય; ઉગમણ તરફ કરીયેતો ઘણા પઈસા મલે અને આથમણ તરફ કરીયેતો મુસાફરી કરવી પડે. કેટલાએક ઈંગરેજોમા એક એવો વેહેમછે કે તેઓ પોતાના ઘોલીઆને, ઓરડાની ભોંયના પાટીઆંની સમાતર લીટીમા રાખતા નથી કારણ કે તેઓ એવું ધારેછે કે તે અવરની નીશાણીછે. કેહેછે કે કેટલાંએકમાતો એવો વેહેમછે કે ગોદરાંમા રૂ અથવા કાથા સાથ ખબુતરનું પીછ આયું હોયતો તે ઉપર સુતાં નથી, અને તેના સારૂ એવું કેહેછે કે તેમ કીધાથી મરતી વખતે તે સાહેબની દરઘામા જીવ તરત ઉડી જતો નથી પણ રીબીયા કરેછે. ક.

પાદશાહને ફકીરમાં શું ફેર ? શીકંદર પાદશાહ એક દાહાડે ડાઓજીનીસ નામના ફીલસુફને મુરદાં ડાટવાની જગા ઉપર કાંઈ સોધતો જોયો, તેથી તેને પુછીયું કે તું શું સોધેછે ? ફીલસુફે જવાબ વાલીયો "હું ગરીબ માણસોના તથા તારા બપાવાના હાડકાં છુટા પાડવા માગુંછું; પણ આ જગામા તે સરવે એટલાંતો ભેલાઈ ગયેલાંછે કે આજ કેટલા દાહાહા થયા પણ મારી મેહેનતનો અંત આવતો નથી." ક.

બોલેબોલ હુકમ બજાવવો—થોડાએક વરસની વાત ઉપર મુંબઈમાં અપરાધીની કોરટમાં એક ખુનનો કેસ ચાલતો હતો. સાંજ પડીયા પછી બંધવો ગુનેગારછે કે નહી તે ઉપર વીચાર કરવાને જરૂરીને એક ઓરડામાં મોકલી, ઘણું મોડું થયું તેથી નીયાયાધીસ ઉઠી ગયો અને જુરીતો ઓરડામાં બંધાઈ રહી. હવે ધારોછે કે જુરી જારે બંધ હોય તારે તેઓ સાથ કોઈથી વાત થઈ શકે નહી. બીજે દાહાડે સહવારના જુરીને નીઆયાધીસ પાસ આણી નીયાયાધીસે એક બેલીફ, જેને તેઓની સંભાલને સારૂં નેમીયો હતો, તેને પુછીયું:—"ગઈ રાતે તે અથવા કોઈ પણ શખસે આ જુરીના માણસો સાથ વાત કીધી હતી"! પેલા બેલીફે જરા દગલો સીધો કરી છાતી કાઢીને કહયું "ના સાહેબ;" પણ આ જુરીના એક માણસે આખી રાત બારણું ઠોકીયા કીધું અને મને હાંક મારી એક બાટલી બરાનડી લાવવા કહયું હતું. પણ તેને વારેવાર એ જવાબ વાલીયો કે "સાહેબ મને સોગન આપેલાછે કે તમો સાથ મારે વાત કરવી નહી તેથી હું તમારી સાથ વાત કરી શકતો નથી." ક.

બુધીવાંન કોણ?—એક શખશે બીજાને પુછયું કે "બુધી એટલે શું ?" બીજાએ જવાબ આપયો કે "ભાઈ, જો તે તારામાં હતે, તો તું મને હરગેજ એવો સવાલ કરતે નહી; પણ જયારે તે તારામાં નથી, તયારે તેનો અરથ શું થાયછે, તે પણ તું કદી સમજવાનો નથી." M. J. K.

ચાહને વાસતે પાણી નહી જોઈએ ? એક વખત એક શેહેરમા પાણીની ઘણીજ તંગાસ પડવાથી લોકો ઘણા હેરાન થવા લાગાં. એક 'આઈરીશ' અમલદાર એ ઉપરથી બોલીઓ કે "ભાઈ, મનેતો કાંઈ ફીકર નથી, કારણ કે મને પાણી જોઈતું નથી. મનેતો એટલુંજ જોઈએ છીએ કે સવારના એક કપ ચાહ અને રાતના થોડુંએક 'પંચ' કરીને મને આપે." M. J. K.

ઉપકારનો બદલો—એક ઘરડા રોમન સોપાઈને એક દીવસ દીવાની અદાલતમાં કામ પડવાથી તેણે ઓગશટસ જે રોમનો શેહેનશાહા હતો તેની મદદ માંગી. ઓગશટસે પોતાના એક દરબારીને કહ્યું કે તેને નીઆઆધીશની પાશે લઈજા. રાજાનું એવું બેદરકારપણું જોઈ પેલા બાહાદુર લડવઈઆએ જવાબ દીધો કે "જાંહાંપનાહ" આ કશીઅમની લડાઈની વખતે જયારે તમારો જાન જોખમમાં આવી પડયો હતો, તીયારે મેં તમારી સાથે એવી ચાલ ચલાવી હતી નહી, પણ તમારો જીવ બંચાવવા હું જાતે લડયો હતો." આટલું કહીને તે પરખીઆત લડાઈમાં જે જખમો ખાધા હતા તે તેને બતાવીયા. એવું કહેછે કે શાહાનશાહા આગસટસને આથી એટલું તો લાગું કે તેણે "પોતે" દરબારમાં જઈ તે સીપાઈની તરફથી લડીઓ. M. J. K.

અજાએબ જાતની માખ. (લેનટરન ફલાઈ) આ જાતની માખો દખણીણ અમેરીકામા ઘણી મળી આવેછે. કોઈબી મુસાફર તેને પેહેલીવાર જોતાં આ અજાએબ શકતીના ઝીણા જાનવરની ખરી ખુબી પીછાની શકતુ નથી. તેનો આકાર પણ કોઈનાજ જોવામા આવીયો હશે. એને વાસતે એવું કહેછે કે એ એક જાતની રોશની આપેછે જેની મદદથી જીનામા જીના અખશર વાંચી શકીએછે અને જો દસ બાર સાથે એક લાકડીને છેડે બાંધીયાં હોયતો એક મસાલના જેટલી રોશની મારેછે. જોકે આ વાત કેટલાએક માનશે નહી તોપણ તે ખરીછે અને તેના સારૂં ઘણીએક શાદતો આપવામા આવીછે. આ જાનવર, ફાનસની એક નકલછે પણ જીવતી નકલછે, કે જેને કાકરો તથા તેલ જોઈતું નથી પણ પોતાની જીંદગીના દમથી બલેછે. આ માખનો સઉથી જોવા લાયક ભાગ તેનું માથુંછે જે એટલું મોટુંછે કે તેના આખા શરીરના અરધા ભાગ કરતાં વધારે છે. આ ભાગમા પેલી રોશની આપનાર શકતી ભરીછે; જે એક પારદરશક કોથલીછે અને તેની ઉપર લાલ અને લીલા રંગના દીલપસંદ પાટાઓ પાડેલાછે.

મેડમ મેરીઅન, જે જીના જાનવરની તવારીખ લખવામા પરખીઆત થઈ ગઈછે તે આ જાનવરની રોશની આપવાની અજાએબ શકતીનું નીચે પરમાણે બીયાન કરેછે. "એક દાહાડે એક શખસે આ જાતની થોડીએક માખો મારે તાંહાં મોકલી, મેં તે એક મોટા બાકસમા ભરી, કારણ કે તેની રોશની આપવાની શકતીથી હું અણજાની હતી. રાતના કાંઈ અવાજ સાંભળવાથી હું મારા બીછાના ઉપરથી ઉઠી અને એક મીણબતી સલગાવી જોયું તો પેલા બાકસમાથી અવાજ આવતો હતો. મેં તે તુરત ઉઘાડીયો. પણ તેમાથી બલતું નીકલતું જોઈ અથવા ખરેખર પુછાવો તો જેટલી માખો હતી તેટલાં બલતાં જોઈ હું ગભરી થઈ ગઈ અને મારા હાથમાથી મીણબતી ભોંય ઉપર પડી. પછી થોડોવાર રહી મારી છાતી ધારી કરી તથા હીમત પકડી પેલી માખો, જે બાકસમાથી નીકલી પડીઓ હતી તે સઘલીને એકઠી કીધી." આ જાતની માખો આપણા દેશમા જોવાંમા આવતી નથી. હીઆં જે મલેછે તે માતર આગીયો કીડોછે જેની શકતી વીશે સરવે કોઈ જાણીતુંછે. ક.

આલસાઈ વીશે નામીચા લખનારાઓનું મત—આલસાઈ એક ઠગછે તેને તમો આજે તમારા ઉપર ફાવવા દેસોતો બીજે દને પણ તે તમુને ઠગીઆ વના રેહશે નહી. કરોકવીલ.

આલસાઈ એક આફતછે, કામકાજ વગરના મગજને આશાએશ નથી અને એવું મગજ જલદી કીટાઈને ખરાબી કરેછે. કાઉપર.

આલસાઈ એક દેવછે, આલસાઈ સંઘાં સંકટોનો દરવાજોછે. આલશુ માણશ એક વગર દીવાલના ઘરના જે

ગુંછે કે જેથી બુરા વેઅશનોનું હર તરફથી તેમા આવવું થાએછે. ચોસર.

આલસાઈ એક બેવકુફીછે, આલશુઓ આ અને તે દુનીઆંમા પણ દાહાયા કેહવાતા નથી તેથી તેઓ ઘણુંકરી ને બેવકુફોમા ખપેછે. તીલતુસન.

આલસાઈમા મોટું પાપછે, અગર તમો મને પુછો કે માણુસ મોટું પાપ સામા કરેછે તો હું મગરૂરી, મોજમજાહા, લોભ અથવા અદેખાઈને મોટું પાપ કેવસ ? ના; હું આલસાઈને મોટું પાપ કેવસ. જેઓ આલસાઈના સપાટામા ફશી પડેછે તેઓ બીજી હરેક બાબદોમા જલદી ફસનારા હોવા જોઈએ. કોમરમેન.

આલસાઈ આપઘાતછે, તેને આપઘાતનું નામ બરાબર લાગુ પડેછે કારણ આલશું માણસ બેશક આ દુનીઆથી ઉખેરાઈ ગએલોછે. ફક્ત તેની લુપજ તેને જીવતો રાખેછે.

આલસાઈ હલવે હલવે મુશાફરી કરેછે અને નાચારીને જલદીથી તેની સાથે લેતી આવેછે. હનટર.

જે માનસનું ખોખું આલસાઈથી ભરેલું છે તે માણસ ઉપર હજારો સંકટો હુમલો લાવીઆ કરેછે. સાલસટ.

બાંમજી.

---

## રમુજે ફુરસત.

૧—મારો પેહેલો અને બીજો જુરાની છે, જે અજવાળું આપેછે; મારો પેહેલો અને તરીજો હાડમંદ છે; જે આપણા શરીરમાછે; મારો બીજો અને તરીજો ખેતીવાડીનો છે, જેથી એક કથીલ બને છે, હું આખો એકેએક ઘરને ટેકવું છઊં. પી. ધ. વેલીંગટન.

૨—નીચલાં વાકીઅઓમાથી માછલી અને મેવાના નામ ઉપજાવી કાહાડો—

૧ બુચા આ રૂપીઓ લે. વટાવી લાવ.
૨ જંગલમાં પેલો અજદા રમત કરેછે.
૩ આ તંબુ "મલાયા" દેશનો છે.
૪ આજે દારાં મસતી ઘણી કરેછે.
૫ આજે બજારમા છમનાં રંગીન આવેલાછે.
૬ પેલો પાસેનો ખેડુત હલ વારેવાર ખેંચાવેછે.
૭ આજે બચ્ચાં નજીવી બાબતસર રડેછે.

૩—૧ બાગબાનો માલી રૂસતમ પેહેલવાન કરતાં જબરો કારે કેહેવાય ?
૨ પંજાબની પેલીપારથી વાંહાંણુનો કીઓ ભાગ આવેછે.
૩ વાંહાંણુમાં સઊથી ખબરદાર આદમી કોણ ?
૪ સુથારોનું ઘણી બીહીક લાગે તેવું કામ કીઊં ?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. ચારણી.
૨. સર જમશેદજી.
૩. કાચ.
૪. ૧ કેમકે તેઓ બેડું તકીએ બસેછે.
   ૨ કેમકે તેઓ બાદા છે.
   ૩ કેમકે તેઓ બેડુ પાટીયાં બનાવેછે.
   ૪ કેમકે તેઓ પરવરતાવનારા (પારકાંને વરતાવનારા) છે.

## બેહેનીઓને બોધ.

જે કોઈ અંબકાજી માતને આરાધશે રે લાલ—એ રાગ.

શુણો બેનીઓ બે બોલ બોલું બોધનાં રે લાલ,
કરી કાન ધરી ધ્યાન કરો શોધના રે લાલ.
રૂડાં ગ્રંથ ભણી ગણી ભાત ભાતનાં રે લાલ,
વલી વાપરો વીવેક તેની સાથમાં રે લાલ.

વીદ્યા બીજને વીવેક પાણી શીંચશો રે લાલ,
વલી કેલવણી રૂપી પુંજો બમશો રે લાલ.
રહેશે ઝાડ ઝામી તર્ત ફળો પામશે રે લાલ,
તેની કીર્તી બરી જગત માંહે ઝુમશે રે લાલ.

કરોલેમે પ્રભુ યાદ બામદાદમાં રે લાલ,
તજી વેહેમને વીવેક આણો વાતમાં રે લાલ.
અરી આલશને અંગથી આઘું કરો રે લાલ,
હાર હીમતી હમેશ હેયામાં ધરો રે લાલ.

કામ ઘર તણું તર્ત બજાવી કરી રે લાલ,
રૂડા ગ્રંથ લઈ વાંચીએ હાથે ધરી રે લાલ.
ગણું હાસ્ય કરી હશે કોઇ કામની રે લાલ,
બેની જાણશો તે મુજ બે બદામની રે લાલ.

ઘણું ઘેર ઘેર નાર ચુમતી ફરે રે લાલ,
તારુણી તમામ તુચ્છ તે ઠરે રે લાલ.
બોલે કુડ તેતો ધુળ જેવી ધારવી રે લાલ,
વ્યભીચારણીને બેનીઓ ધીકારવી રે લાલ.

કરી તોલ પછે બોલ બેનો બોલીએ રે લાલ,
હોએ અર્થ તણા તેજ બોલ બોલીએ રે લાલ.
બેનો શાશરા શું શંપ જેણે તોડીઓ રે લાલ,
તેણે આપણું હાંડલું આપે ફોડીઉં રે લાલ.

કરો પ્રીત પેલા તમે પાત્ર જોઇને રે લાલ,
ધરો પાએ પેલા વાર બેનો જોઇને રે લાલ.
ઘણા ઘરેણાના ઘાટ નવ ઇચ્છીએ રે લાલ,
શારા શદગુણ શીંગાર હએ પ્રીછીએ રે લાલ.

શુણીઆરી કરે ત્યારી વાત કામની રે લાલ,
કરો તોલ તેનો તર્ત તમે ચારણી રે લાલ.
લટક મટકની ચાલે મોટે ન માલીએ રે લાલ,
ગણો આખમાં કાજર નવ ઘાલીએ રે લાલ.

કહયું કંથનું તે કામની કાને ધરો રે લાલ,
તેનાં બોલ તણું તોડ કદી ના કરો રે લાલ.
કદી ખુશ થતે નમ્રપણે બોલીએ રે લાલ,
બેનો ક્રોધ કરી કદી નવ બોલીએ રે લાલ.

કાળ કીરતી ગણીને લાવ લીજીએ રે લાલ,
શર્વ વેહેમ જુઠ જાણી તજી દીજીએ રે લાલ.
ભર્મ શારગ્રહી છોડો ભર્મ જુઠજે રે લાલ,
મટે હાણીને શી ફળ ફળો નીપજે રે લાલ.

હૈયું વીદ્યા વીવેકથી શીંગારીએ રે લાલ,
મલી ચાહેલી શું ગીત નીત ગાઇએ રે લાલ.
દયા દીલ ધરી દેવને આરાધજો રે લાલ,
કહયા કેણ કામના તે કાને ધારજો રે લાલ.

કા. મા. કચ્છી.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. કો૦ કોટ :—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૭ મું. અકટોબર ૧૮૭૩ આંક ૧૦ મો.


## ભોલો દોલો

અથવા

## ભોલો ભંસો—ભુંડાનો ભાઇ.

એક વારતા.

### પરકરણ ૧૦૫ મું.

દોલાની એક આગલી બંઇરીએ જારે વીલર—શેઠાંણી બાઈ વીરબાઈજીને—સવાદ દેખાડયો, તારે બીજી બઇરીએ દોલાને પોતાને અછો સવાદ દેખાડયો.

'પેલાં ભાઠાં ગામના હીજા પટેલની દીકરી ચાંદન, જે દોલા સાથ એક રાતમા પરણી અને તેજ રાતમા છુટી પડી હતી, તેણીએ દોલાની મા—પોતાની સાસુ વીલર—ને પઈસા વાલી થવા બાદ તેની તેહેકરાઈ તોડવા માટે એવી સજા કીધી, કે વીલરે ચાંદનનું ફરી નામ નહી લીધું, તે ગયા અંકમાં આપણે જોયું છે.

પણ તેજ વેળા બીચારા દોલા ઉપર—આ ઉમરે હઠવા વાલા દોરાબજી શેઠ ઉપર—એક બીજી અબજાર આવી પડેલી હતી. તેની મા જારે ચાંદણની તથા તેને ગામના પોરેઆઓની બુકઆથી ગાડી જોરમાં હંકાવીને નાહાસતી હતી, તારે તેણીને થોડીજ ખબર હતી કે તેનો દોલતમંદ દીકરો દોલો પોતે પણ એવીજ એક જંજાલમા પડેલો હતો.

બાહેર ફરવા જવા માટે ઇસકી પોશાકમા ખડેગાટ થઈ દોરાબજી શેઠ તઇઆરી કરતા હતા; ગાડી જોતરવાનો હુકમ આપેલો હતો; અને શેઠ પોતાના માથાં ઉપર બેડા પેજની પણ જરોરદાર પાઘડી ચહડાવી તથા આરસીમા મોહોડું જોઈ પોતાની મોટી હીરાની વીટીને રોમાલે સાફ કરતા હીરાલા ઉપર હીચ ખાતા હતા, તેવામાં એક પારસી અને વાંણીઓ ઓરડામા દાખલ થયા અને વાંકા વલીને દોરાબજી શેઠને સલામ કરી તેના કેહેવા વગર સાંમે ખુરસી લઈ બેઠા.

તે વાંણીઓ ભપકામા મરડાટનું મરચું હતો અને તેની ટપ ઉપરથી તેમજ તેના હાથમાંના કાગળીઆંઓના બીડરાં ઉપરથી દોલો સમજી ગયો કે એ કોઇ વકીલ હશે.

દોલા પાસે નવી દોલત આવેલી જોઈને તેને હરખાંહાંને ઠગીને પઈસા ઓકાવા એવા અલફાતુઓ ઘણા આવતા હતા અને દોલો તેમનાથી તદન કંટાલી રહયો હતો.

દોલાને વકીલોનો ધીકાર હતો, અને જોકે હવે માતબર થયો તોપણ આગલું ભોલાપણું તથા સઘળું બરાબર મોહોપર કહી દેવાનો ખવાશ તેણે હજી છોડયો નહી હતો, માટે આ વકીલને જોતાં વારજ તે બોલી ઉઠયો—"કેમ પારખ, તમે વકીલ છો કે? હીઆં શું ઢોંગ લગાવા આવયા છો? હમણાતો મને કામ છે. ચાલો રસતો લેઓ."

દોલાની આ બેઅદબી ઉપર વકીલ સાહેબ તદન દંગ થાઈ ગયા. દોલાને ખુબ સહરાવા તથા તારપર ચહડાવા, અને વખાણના પડની હેડલ પોતાની મતલબ લપેટીને કેહેવા માટે આ વકીલ કેટલોબધો પાઠ ગોખીને આવયો હતો, પણ દોલાની આ ખોલી ચાલ ઉપરથી તે વકીલની સઘલી તઇઆરી રદ ગઈ. તે બોલયો કે "મુરંબી સાહેબ—"

પણ તેને વધારે બોલવા દેવા વના દોલો ગોંયા તેને ખાઈજ ગયો—"અરે જારે તારા મુરંબી સાહેબને શું કહું ને તુંને સાથે. મુરંબી સાહેબનો મુરંબો કરવા આવેલોછે! તમે વકીલોથી ખોદા પનાહ રાખે! ચાલો હવે રસતો લેઓ."

આ વખતે જો દોલાની ફેરવાયલી હાલતમા તેનો મુખીઅ રખેવાલ અને ભોમીઓ રૂસતમ આગો હાજર હતેતો દોલાને સમજાવતે કે એક અણજાણ્યા અને આબરૂદાર આદમી સાથ આવી રીતે વાત કરવામા તેના સરખા ઉમરાવજાદાનો દરજો નહી હતો, પણ આ વખતે તેના દરજાની તેને યાદ આપવા ઇઆ તેના ગામડીયા ખવાસોને હદમાં રાખવા કોઈ દોસત હાજર નહી હતો, એટલે એ ભોલાના ભોલાપણાને પુરતો રસતો મળયો હતો:

તે ફરીથી બોલયો કે "કેમ! ઓ વકીલ કાકા, હીઆથી ઉઠોછો કે નહી કે હમાલને તેડું! મારા ભાઇ વગર રજાએ ઘુસી આવતાં કાંઈ આલસ નહી આવી?"

અંતે હવે વકીલ સાહેબનો મીજાજ ગયો, તેણે પણ જોયું કે આવા ખાઉ કરડું માણસો નરમ મરોડીને કોપરીએ ખણેછે, માટે ગરમીથી તાતો થઈને બોલયો, "મોહડું સંભાળીને બોલો દોરાબજી શેઠ, મોહડું સંભાલો નહીતો આ સઘલા પઈસા પઈસાને ઠેકાણે રહી જશે અને અદાલતમા ઉભી પુછડીએ ઘસડાવું પડશે, ખબર છે?"

તરતજ આ વકીલને તેની સાથના અણુજાણ્યા પારસી
એ ટેકો આપયો. તેની ભાશા ઉપરથી તે ભરૂચો લાગતો
હતો તે બોલયો કે "અરે, વકીલ સાહેબ, જાતે નીચ તેઉં
ચ કેમ થાએ? આ તમારો ધોરાબજી શેઠ કે? મોહોમાંતો
મધ ને સાકરજ ભરેલીછે, મારાં ભરૂચ શેહરમા જો હોય કે
ની તો સુકો ધોરને ધમામ સઉ અવલો નીકલે."

"એટલે?" દોલાએ મોટા ગુસામાં ચીસ પાડી. "ના
પાકજાદા તું કોણ બોલનાર. હમાલ! મસાલ! હીંઆં
આવો, આ શખ્સોને હુંઈથી બાહાર કાહાડો."

"ઓ, હો, હો, જાવા દેજો," આવા તે ભરૂચાના શ
બદો પુરા નહી થતાંમાજ તરણ ચાર ચાકરો દોડી આવયા,
અને ભરૂચો સાંભો થવા માટે બાંહે ચહડાવી તઇઆર થઇ
ઉભો. દોલાએ પણ પોતાની દગલીની બરફ સરખી ઈસતરી
અને બારીક કરચલી ભુલી જઈને બાંહે ચહડાવી અને જો
કોઈ વચે પડનારૂં નહી આવેતો દોલાના શુંદર દીવાનખા
નાનું લડાઈનું મેદાન થઈ પડવા તથા કીમતી હાંડી જુમરો
સઘલાં હેઠે આવવા સરખો હીગાંમ થઈ પડયો.

પણ સારાં ભાગ્યેગે તેટલાંજ રૂસતમ આગો આવી
લાગો. તેણે આવતાંને વાર દોલાને કાનમા કહયું કે
"શેઠ, શેઠ, તમારો દરજો ના ભુલો. તમે મુગા રહો."

દોલો મુગો રહી ખીસી ગયો, રૂસતમ આગો આ
વકીલને સારીપઠે ઓળખતો હતો. તેણે કહયું કે "વલ
ભદાસ, આ શું ઢોંગ? શરમ છે કે તમે વકીલ થઈ આ
મારામારી ચલાવી."

"તો અલેઆ રૂસતમ, તારા મીતરના ગંધાતાં મોહ
ને ઠેકાણે રખાએવને. અમે કામસર આવેલા માણુશોને
એ અપમાન કેવું આલે?"

"ઓહો—જબરૂં કામ?" દોલાથી બોલી ઉઠવા વ
ના રેહેવાયું નહી. "કાંમ શું? વળી કેહેશે સજડ બોલુ
છે, કરીને ધાપ મારવા આવેલો. આ એના હાથમાના
કાગજીઆં જોશેતો માલમ પડશે કે લુટવાની કાંઈ વાત હશે."

રૂસતમ આગાએ દોલાને જરા દમ ભરાવીને કહયું
કે "શેઠ, તમે મુગા નહી રેહેશોતો આબરૂ જશે."

દોલો વળી મુગો બેઠો અને રૂસતમ આગાએ વકી
લને ઠંડો પાડી કામ શુંછે તથા કાગલીઆં શુંછે તે જોવા
માગયાં.

આ કામતો અચંબા જેવું નીવડયું. દોલાની બી
જવર બાયડીએ આ ભરૂચાને પોતાના ભાઈ લેખે આ વ
કીલની સાથે દાવો કરવા મોકલયો કે દોરાબજી શેઠે કાંઈપણ
ઉપાય કરી પોતાની "ધણીઆંની બાઈ હીરાંબાઈને પો
તાના ઘરમાં બોલાવી રાખવી અથવાતો તેણીના પોશણને
માટે કાંઈ દરમાયો બાંધી આપવો."

"પણ તે ડાકણીતો રાંડ બંદીખાંને પડેલીછે," દોલો
વળી બોલી ઉઠયો "ને તમે લોકો એ ઠગાઈ કાંહાંથી લાવ
યા? મેં કહયું નહીં ભાઈ રૂસતમ કે એ લોકો પાસ કાંઈ
લુટવાની વાત છે?"

"દોરાબજી શેઠ, આપ મોટા હશો તેથી અપમાન
કરી ફાવી જાશો. આમ મા સમજશો. લુલીને લગામમા
રાખો ને કામ ઉપર આવો."

"શું! કામ ઉપર ચાલો. તું કોણ મને કામ ઉપર
લઇ જનાર! મને કીઆં કામપર રાખવા માંગેછે! મને બે
ગારી સમજેછે કે શું!"

"અરે નહી શેઠ:" રૂસતમે સમજ પાડી. "કામ ઉપર
એટલે કે કામની વાત ઉપર એ તમોને આવવા કેહેછે."

"વાત ઉપર? હં! વાત ઉપર આંઉંતો તે એટલે
જ કે આ બંને જણુ ઠગારા છે, અને મારે તેમના સાથ
વાત નથી કરવી."

વકીલે મોટો ગુસો દેખાડવા છતાં વીચારયું કે નાણા
ની એક રકમ કહડાવાનો વખત છે, માટે બીજાં અપમા
નો સાથ તેણે આ અપમાન પણ ખમયું અને કાગજ ઉપર
હીરાં ભરૂચીની બાંગડી દેખાડી કહયું કે "આ તેની ની
શાન જોઈને ખાતરી કરો."

"તમો બેહુ જણાઓના ચેહેરા ઉપર મને કેવી ની
શાણુ આપવા ગમેછે?" દોલો દાંત પીસીને બોલયો.

વકીલે તેની દરકાર કરવા વના દાવો જારી કરયો. તે
બોલયો કે "શેઠ આ ભરૂચ શેહેરનો રેહેવાસી કાવસશાહ
તમારો સાલો થાય, તમારી ધનીઆંણી બાઈ હીરાંબાઈનો
સગો ભાઈ થાય. આજતો તમારી ફરજ તે નેક બાનુને ત
થા તેનાં સઘલા સગાં વાહાલાંઓને તમારા ઘરમાં રાખવા
ની છે, પણ તેને બદલે શું તેમને બંદીખાનામાં સબરવા દે
શો? નહી સાહેબ, પરણી બાપડીની હાએ, પેલી જીહાંનમાં
ઘણી નડશે."

ગરીબ બીચારો દોલો! જેમ પોતાની "પરણી બા
પડી હીરાંબાઈ" નું નામ તે સાંભળતો તેમ તેના પેટમા ક
કલા ઉકલતા હતાં. ને પોતાના દીલમા નીસાસ મુકી હી
રાં ભરૂચીને શરાપ દેતો હતો. તેણે પકા ઠરાવથી કહયું
કે "હું કાંઈ હીરાંનો વર નથી. ચાલ નીકલ."

રૂસતમ આગાએ સલાહ આપી કે "એમ નહી બો
લાય. હીરાં સાથના લગન ગમે એટલાં કડીડાં થયાં પણ
તે એટલાં જાણીતાં છે કે તેનો કાંઈ ઈનકાર જવાય નહી,
અને ઈનકાર જશો તો તમારી દેઆનતદારી ઉપર શક લઈ
જવામા આવશે કે તમે કોલથી પાછા ફરોછો. એ લગન
તોડવાની આપણુ કોશેશ કરીશું, પણ તેટલાં તમો નામુકેર
નો જાયો."

"વારૂં, પણ આગા" દોલાએ ધણા અંદેશાથી પુ
છયું કે "હમણા એ રાંડને પગાર સાંનો જોઈએ? તેતો
બંદીખાને છે, અને સરકાર તેનું ગુજરાણ ચલાવેછે."

"તે ખરૂં, પણ" વલભ વકીલે કહયું કે "કલેકટર
શાહાબે હજી કાંઈ તેને સજા આપી નથી, ને હું જો તેને
છોડાવી નહી મેલું તો મારૂં નામ વકીલ નહી. સરકાર શુ
જારો શેનો કરે? પોતાની બાપડીનું પેટ તેના માટીએ ભર
વું જોઈએ. હુંતો બાઈ હીરાંબાઈને માટે પગાર માગતો
નથી. હુંતો કહું છઉં કે તે બાઈને તમારા આ બંગલા
માં આવી વડી શેઠાંણી લેખે રેહેવાનો એમને હક છે
અને તેજ હક હું માગું છઉં."

વકીલની આ તાલમેલ ભરી ધમકીથી ભોલા દોલા ઉ
પર તતકાલ અસર થઈ. તે આ લુચી બાપડીની પીડા
ગલે વલગવાથી અતીશય બીહીતો હતો. તે બોલયો કે "ના

ભાઈ ના, તું કેહેશે તો હું તેનો પગાર આપશ, પણ હું કાંઈ તેને મારી સાથે નહી રાખશ."

"વારૂં તારે તેમ લખત કરો" એવું વક્ષ્ણ વકીલ ગોયા કોઈ મોટા ઉપકારથી વાત ભાડી વાલતો હોય તેમ બોલયો.

"પણ, મોહડેથી કહયું તે બસ નથી? બાપુ જાની હવે. મને કાંઈ લખતાં નથી આવડતું."

અંતે માર કુટે વકીલે લખત ઘડી કાહાડયું અને દોરાબજી શેઠ પોતાની બાયડીના ગુજારાને દર માસે ૨૫) રૂપીઆ આપવાને કબુલ થયો.

---

## પરકરણ ૧૦૬ મું.

ખરેખર આ કેવી મોટી અબજાર હતી!

ઉપલા બે લુચાઓ વદાએ થયા પછે બીચારો દોલો ભારે દલગીર થઈ પોતાના હીંદોલા ઉપર પાછો પડયો.

તેણે ગાડી જોડાવેલી પાછી છોડાવી, તેણે ઇસકી વાગો પેહેરેલો પાછો ઉતારયો, તેણે ઘડીયાલ, સાંકલી, વીટી સંધું દીલપરથી ઉતારી નાંખ્યું અને મોટી નાસીપાસી વચે તે પોતાના હીંદોલા ઉપર અફસોસ કરતો બેસે કે ધન દોલતના છતાં સુખે તેને ઘરનું સુખ નહી મળે. ગરીબી હાલતમા તેની મસીઆઇ રતન સાથ કારજ કરવાની તેને આશા હતી, પણ આ તવંગરીમાં હીરાં ભરૂચીની અબજાર જલોની મીશાલે વધારે મજબુત વલગતી જાયછે.

રૂસતમ આગાએ દોલાને ઘણોક દીલાસો આપયો. તેની મા વીલર એજ પરમાણે પોતાની બીજી વહુ ચાંદનથી ચાલપાઝરી હોઈને આવવા બાદ, ઘરમા બનેલાં આ નવાં કોતક જાણીને પોતાની આગળી શરમ અને બલાપો ખુલી ગઇ અને તે પણ દોલાને ધીરજ આપવા લાગી.

રાતના ધનજીશાહ શેઠ પોતે દોરાબજી શેઠને મળવા આવયા; તેવણ પણ આ ખબરથી ઘણા દલગીર થયા અને સુરતની પારસી પંચાએતની મારફતે હીરાં ભરૂચીથી દોલાને તલાક અપાવાની પોતાની આગલી કબુલાત ધનજીશાહે પાછી તાજી કીધી.

પણ એ શીગણપોરીઆ શેઠીઆએ આ કબુલાત આપવાનેબી ઘણા દીવસ થયાછે અને હજી કાંઈ વલતું નથી.

દોલાને તલાક મળવાની મુશકેલી ગયા અંકમા આપણે સમજાવીછે.

અગરજો પંચાએત ભેગી મળેતો દોલાને તલાક મળવાનું મુશકેલ નહી હતું.

પણ પંચાએત ભેગી મળવાનું કામ પોતેજ મુશકેલ હતું, અને તેથી બીચારા દોલાની ધીરજ વધારે ઉડી ગઈ હતી. તેને તલાક લેવાની જરૂર હતી, તેને તલાક મળવાનું સેહલ હતું, પણ પંચાએતની એક નજીવી ખોટીને ખાતર દોલાની ઉમેદમાં છતે પઈસે ખજાને, છતે ધન માલે નીરાસી પેદા થઈ હતી.

જેમ જેમ દીવસ જવા લાગયા તેમ તેમ પંચાએતના વડાની ખુરશી ધનજીશાહ શેઠે લેવી કે મરનાર પેલા મોદીના મનજીભાઈના વડા બેટા સોહોલુને આપવી તે સવાલ ઉપર હવે ઘણો ગુથારો અને ચરચા ઉભી થઈ હતી. પેલા મોદીના દીકરા "સોહોરાબજી શેઠ" નો હકતો હાથે ઉતરેલો હતો, પણ જેણે મુદલ કેળવણી લીધેલી નહી. જેણે પોતાની આખી જવાની જવાંન અને નાદાન સોહીની મારફાર તથા મસતી તોફાનમા કાહાડેલી, તે બાલકને પંચાએતનું વડાપણું નામને ખાતર આપવા સામે મજબુત વાંધો ચાલવા કરતો હતો.

એ વાંધો કેટલાક મહીના સુધી ચાલુ રહયો અને દોલાએ પોતાની બાયડી હીરાં ભરૂચીને ભરણ પોશણને માટે ૨૫ રૂપીઆનો દરમાયો લખી આપયો, તે દરમાયો તેને ઘણાક મહીના સુધી ચાલુ રાખવો પડયો.

દોરાબજી શેઠના દુખ ઉપર એ દરમાયો તે ગોયા દાહામ હતો, પોતે દુખ ખમવા સારૂં તેને પોતાનેજ ગોયા દંડ ભરવો પડતો હતો. પણ એ દરમાયો આપવો પડવાને ખાતર તેને અંદેશો ઉપજતો નહી હતો. તેના જેવા લખપતી આગળ મહીને દાહાડે ૨૫ રૂપીઆની રકમ કસી રીતે ભારી નથી. અગરજો એ રકમ ભરયો જવાનો તેને જાશુકનો હુકમ મળે અને તોપણ જો તેને તલાક મળી શકે તો દોલો પોતાને ભાગ્યેગવંત સમજે. મારે તેનું દુખ આ દંડ ભરવામા નહી હતું—એ દંડ ભરવાનું જે પરીનામ દોલાને ગલેની તોક, એ દંડ ભરવાથી થતી સાબેતી કે તેને પગે વલગેલી પીડા, તેથી તે બીચારો દુખી થતો. જેમ તેના ખજાંણામાથી દર માસે આ રકમનો આંકડો પગાર થતો તેમ તેને દુખ ભરેલી યાદ જારી રેહેતી કે મરજી વીરૂધ ફસાવીને આ દુખમા દુબો તેમાથી તેનાથી નીકલાતું નથી અને જવાન રતન જેની જોબનનો બાહાર હજી ખીલીએો જતો હતો તે શુંદરી સાથ પરણવાને હજી તેને છુટ નહી હતી.

ધનજીશાહ શેઠને સેવટે પોતાની છેહીત થવાનો વીસવાસ હતો, કેમકે પેલામોદીનો સોહોલુ—આજ કાળનો સોહોરાબજી શેઠ—આખા શુરત શેહેરમા જણાયલો હતો, તેનાથી આખો સુરત કંટાલી રહી હતી.

બીજા હાથ ઉપર આ સીગણપોરીઆ શેઠીયાનું સાનપણ અને દાહાપણ, બુધી અને સમજણ, બુજરગી અને અકલ એ સરવેની એટલી વખાણ થતી કે એવો એક શેઠીઓ, પછે મરને કુલ ઈઆ ખાનદાને ગમે એટલો ઉતરતો છે અને તાડી વેચીને પઈસા મેળવેલાછે તો શું થયું, તોપણ તેનેજ પંચાએતના વડા દાવરની ખુરશી ઉપર બાઈજત બેસવાનો પકો વીસવાસ હતો.

પણ વળી વધારે મોટો વીસવાસ તેને પોતાની પુંજી ઉપર હતો. પેલા મોદીનુ કુટુંબ પઈસે ખુવાર અને પાએમાલ થયું, અને પઈસા સાથ તે ખાનદાનનું ઘણું નામ ગયું, તે પઈસાનુ બળ પોતાપાસ ધરાવાથી શીગનપોરવાલા ધનજીશાહ શેઠને પોતાના મોટા વગ ઉપર વીસવાસ હતો.

અંતે ટોળાનો મોટો ભાગ ધનજીશાહ શેઠની તરફ થયો. પઈસા અને પંતરાજી, અકલ અને હોશીયારી નહી શું કરી શકે! ખાનાપીણા અને નાચરંગ કરીને બબરચી

કરતાં મુખ્ય માણસો પણ પોતાની આસપાસ પુછડાં થોડાં ઘણાં વધારી શકેછે તો જે ધણો જાતે મેહેનતુ અને બુધીએ ચપલ હોય તેના ખીસામા પઈસા, તેના હાથમા વગ, અને તેના ઘરમાં નાચ રંગથી તે ઘણું વધારે કરી શકે.

ધનજીશાહે સુરતની પારસી અનજુમનની દાવરી મેળવવા માટે નાણા, વખ્ત અને વગ વાપરવામા કાંઈપણ ખખીલાઈ કીધી નહી. મહીનાના મહીના સુધી પોતાના ઘરમાં તરેહવાર ધામધુમો તેણે ચાલુ રાખી. તેના ઘરમા ખાણાપીણાતો પેહેલેથીજ થતાં, પણ તે નાહના અને થોડાં થતાં હતાં, પણ ઘેલા મોદીના મરણ પછે અને મોદીપણાની પોતાની ઉમેદવારી પછે તેણે પોતાના આ ભપકા અને ડોલ દમામમા ઘણો વધારો કરી મેળવ્યો.

તેની મતલબ સમજી જનારા સમજુઓ અલબતાં થોડાજ હતા, તેની મતલબ મોહોડાંપર ને મોહોડાંપર કહી આપનારા સવતંતર માણસો તેથી પણ થોડા હતા. આખા શેહેરમા ધનજીશાહ શેઠ શેઠ થઈ પડયા, જાંહાં તાંહાં સઘલાં જાહેર કામોમાં તેવણનું નામ આગળ પડવા લાગું, ચોમેર તેમની વખાણ ચાલી અને પંચાએતના પરમુખપણાની ખુરશી એ શેઠીયાને આપવા બાબે હવે કસો શક રહેશે નહી.

માણસ ધારેછે—પણ બજાવનારતો ખોદાછે.

પંચાએતનું શરનશીનપણું મેળવવાને ધનજીશાહ શેઠનાં મનમાં કાંઈ શક રહયો નથી, પણ તે પાર પાડવાનું ખોદાનાં હાથમાં છે.

ધનજીશાહે પોતાની ઉમેદ બર લાવવાનું ચોકઠું તો સઘલું બરાબર બેસાડયુંછે. તેના મનમાં સઘલી ખાતરી છે કે લોકો સઘલા તેની નેમણુકી પસંદ કરેછે.

અને હવે આ સઘલી મેહેનત ફળદરૂપ થવાનો, આ સઘલા મોટા ખરચનો બદલો વળવાનો, આ સઘલો દોલદમામ વીઅરથ ગયોછે કે નહી તેને તપાસની કસોટી ઉપર લાવવાનો વખત આવયોછે. શેઠાણીબાઈ વીરબાઈજી પોતાના દીકરા દોરાબજી શેઠને હીરાં ભરૂચીથી તલાક અપાવા માટે હવે ઘણુંજ દબાણ અને જોર મારેછે, અને તે ઉપરથી કાંઈ પણ ઉપાય લેવાની ફરજ પડે એવું એક અછું ઠેકાંણું આ મોટાં બાઈએ શોધી કાહાડયુંછે.

જારે દોલો પોતે પોતાના દોસત શેઠ ધનજીશાહને તેની આગલી કબુલાત વીશે દરરોજ યાદ આપેછે, તારે દોલાની માતા લુલા દસતુર ઉપર એ વીશે પોતાનો વગ ચલાવે છે. દોલો ધનજીશાહ શેઠને કેહેછે કે "શેઠ, જારે હું તમારી નોકરીમાં તાબેદારી કરતો હતો, તારે તમે મને મારે માંથે પડેલી એબમાંથી છોડવવાની ઉમેદ આપેલી, પણ આ જે તમો મને તમારી બરોબરીઓ ગણવા માગોછો અને તોપણ એટલું મારૂં કાંમ બજાવતા નથી."

પણ દસતુર ઉપર વીલરનું દબાણ વધારે ફતેહમંદ હતું. દસતુર લુલાને ભોલા દોલાના ઘરમાં પઠંગો સારો થયો હતો. જે દોલાંએ એકવાર દસતુરને નદીમાં નાખી દીધેલો, જે દોલાને તેને એકવાર અમબુમ પરણાવી દીધેલો અને બીજીવાર જાહાડની હેઠલથી છોડવેલો, તે દોલાની હાલતમાં થયલા આ અજાએબ ફેરફાર—ફકીરી ઉપરથી અમીરી હાલથી નીપજેલાં પરીનામોમાંનું એક એ હતું કે દોરાબજી શેઠના અને તેની માના કાલાવાલા તથા ખુશામતમાં એજ દસતુરજી પડયા હતા અને તેના ઘરમાં તેવણનો પગપેસારો સારો થયો હતો.

વીલર વેહેમી હતી. તેનો ધરમ કરતાં રસમો ઉપર એતેકાદ વધારે હતો અને પોતાના દીકરાની દોલતમાંથી ખાજ રોજગાર વગેરે કીરીઆ મારગોમાં તે ઘણો પઈસો ખરચતી હતી. એ રીતે દોલો દોલતમંદ થવાથી દસતુર મોબેદોની રોજી જાગી હતી અને વીલરેતો લુલા દસતુરને પોતાને ઘરના વડામા વડા પંથકી બનાવી દીધા હતા.

લુલા દસતુર જે કાંઈ વીલરની અને ઘેલાની તારીફ કરતા હતા, તેમના નસીબ વીશે જે કાંઈ સુગર કરતા હતા, તેમાં ખરાં દીલનું કેટલું હતું અને ખોટી સહરાગાત કેટલી હતી; ખુદ પોતાના ઘરમાં રોજીના દરવાજા ખોલયા તેનું દીલમાં ખરૂં હેશાન માનીને તેવણ કેટલું બોલતા અથવા તે મેહેર દાવર બારેહકતાલાના ઈનસાફ અને રેહેમની સવતંતર સેતાએસમાં કેટલું બોલતા હતા તે વાંચનારી બાંનુંએજ વીચારી લેશે.

માટે પોતાના દીકરાના તલાકને લગતો નીકાલ નહી આવવા બાબે વીલરે મોટી પટરાણીની પેરે લુલા દસતુર આગળ ફરીઆદ કીધી. પોતે આખી તે કોમની માતા હોય તેમ દોલ ઘાલીને તે બોલી કે "વાએ વાએ, એ તે શી રીત! મારા દીકરાનો કાચો કુમારો બાહાર કરમાઈ જવા લાગોછ, ને પંચાતના મુવા શેઠીયા એવા કોણ થાયછ કે હજી તેનો રસતો નથી લાવતા. ધનજીશાહ શેઠબી ખોટા ભરૂસા આપયા કરેછ, ને પેલી કસબણ હોરાં ખાલી પગારો ખાયછે. દસતુરજી એ કાંઈ સારી વાત નથી, ને જો હવે જલદી રસતો નહી આવશેતો હું તમોને ઘરમા આવતા બંધ કરશ. શેઠીયાઓ જોઈએ તેમ પોતપોતામાં મરાઈ મરે, પણ મારા જુવાન જમાન બચાંના ધાંનમાં શું કાંમ આડે આવેછ. શેઠીયાઓ મનશે શું સમજેછે? હું બી જો માથું ઉંચકશતો મુત્રા બધાઓને નાતબાહાર મેલાવશ. એ લોકોને હમારાં ખાંનદાંનની ને દોલતની ખબર શું છે?"

જો દસતુર વચમાં જવાબ દેતે નહી તો વીલર હજી ઘણું બોલતે. આ ઠાલી વડાઈ અને ખીસનીમાં કેટલો દમછે તે દસતુર લુલા સારીપઠે સમજતો હતો, પણ વળી તે એમ પણ સમજતો કે પઈસાના તાણ તોરમાં ફુલેલી એ ગામડીઅણને તેની એબ મોહડાંપર કેહેવાની કાંઈ જરૂર નથી. દસતુરે એટલોજ જવાબ દીધો કે "બાઈ શાહેબ, જરા જીવ ઠંડો રાખો. તમારી દોલતને ખાનદાન હું કાંહીં નથી જાણતો? પણ હવે જે વખત જાયછે, તેમાં ખોદા સલામત રાખે દોરાબજી શેઠને પેલી કસકુનમથી જલદી છુટકારો મળશે. તમેતો સારીપડે જાણોછો કે પંચાતની દાવરી ધનજીશાહ શેઠને મળવાનું નકી થયુંછે, ને હું તમોને વચન આપુંછ કે હું પોતે આગેવાની કરી કાલ પરમમાં એ વાતનો નીકાલ લાવી આપશ.

## પરકરણ ૨૦૭ મું.

આદરગાનના જશનનો મુબારક દીવસ હતો.

સુરતનાં મોટાં આતશબેહેરાંમ શાહેબમાં આ પરવની ખુશાલીમાં ઠઠમાર મીજલશ મળી હતી. તે વખત ઉપર આદરરોજ અને આદર મહીનો એ જેવે દીને કોઈ પણ જરતોશતી એબાદત કરવા માટે આતશબેહેરાંમ ગએ જવા વગર રેહતો નહી હતો.

જશનની કીરીઆ આપણા ભુલા દસતુર કરતા હતા. સહવારના ૯ કલાકે તેવણુ આફરીનગાન માંડી ચુકા હતા, જેવણને કીરીઆમાં મદદ આપવા માટે દસતુર મોબેદો પોતાતી પદવી પરમાંણે તેવણની આસપાસ સફેદ બરફ જેવા પોશાકમાં શંખ્યાબંધ બીરાજીયા હતા. એક બેરદુએ સુરતના મોટા મોટા શેઠીયાઓ સફ સમારીને જામા પીછોડી સાથ બીરાજેલા હતા. આપણા કેટલાક શેઠીઆઓની ખીશાલે સુરતના શેઠીઆઓ કાંઈ તાડીવાલા કે દારૂવાલા નહી હતા. સુરતના પારસી ખાનદાંનોતો ઘણાં મોટાં અને જુનાં તથા આગલા વખતમાં સારાં કાંમોથી નામદારી પાંમેલી તોખમના હતા. માટે આ મીજલશમા મોદી અને દાવર, તાલેયારખાં અને ખાનસાહેબ વગેરે મોટાં નાંમોના કુટંબી શેઠીયાઓ બીરાજમાન થયા હતા.

શીગનપોરવાલા શેઠ ધનજીશાહ આ મીજલશમાં ખુબ દીપી નીકલીયા હતા. પેલા મોદીના મનજીભાઈના મરણ પાંમવા પછે અને ઉમરે હઠવેવાલા બેહેરામશાહ પડી ભાગા પછે ધનજીશાહ શેઠનો શેઠાઈ લેવાની ઉમેદમાં કરેલો ખરચ અને ભપકો કેટલો ફલયોછે તે આ મીજલશમાં પેહેલીજવાર માલમ પડશે. સરવે ગમ શેઠ શેઠ થઈ રહયા, સરવેની આંખો શેઠ તરફ ખેંચાવા લાગી. શેઠના કદમે કદમ ગોયા હીરા ખરતા હોય તેમ તેવણની કદમબોસી થવા લાગી.

બીજી બેરદુએ પેલા મોદીના કુટુંબીઓ પોતાના પડતા વખતના ચીનીહો દેખાડતા એક ખુનામાં બેઠા હતા. પેલા તોફાની સોહોલુ અને ફલુ દગલી પાઘડી પેહેરીને આવયા હતા અને જોકે સોહોલુ હવે ઘણો સુધરયો હતો તોપણ આખું ગામ ખુંદાવી વળવાની તેમની આગલી મસતીના દેખાવો લોકોની યાદદાસતમા તાજા હતા અને તેથી સોહોલુના સઘલા શાન સોગત ભરેલા દેખાવ ઉપર અવાર નવાર કોઈ કોઈને મુછોમાં હસવું આવતું હતું.

આપણો ભોલો દોલો—દોરાબજી શેઠ—દાહાપા દોહોશ થઈ ધનજીશાહ શેઠનીજ પંગતમા પાંચમા કે છઠા બેઠા હતા. તેનો દેખાવ પણ ઓછો રમુજી નહી હતો. તેની ભાગ્યા જેવી બાંધેલી પાઘડી તેના કપાલની નીચે ઉતરી પડી હતી, તેના જામાંની બાંહેની કરચલી હજી જેવી જોઈએ તેવી સફાઈદાર નહી પણ ખોલાયલી હતી અને તે સઘળા નવતરા દેખાવથી, તેમજ આદરગાનના જશનની ગયાં વરશની મીજલશમાં દોલાની હાલત તથા જગા કાંહાં હતી તેની યાદદાસતથી મીજલશમા માંહોમાહે ઘણી ટકોર ચાલી હતી.

અને એમ કરતાં જશનની કીરીઆ ખલાશ થવા આવી; દસતુર ભુલા "તનદરોશતી" ભણી રેહેવા બાદ આશેદાદ વેંહેંચાઈ તથા ચાશણીના ખુમચા, શરાબના શીશા તથા ફુલીંઆં સાથ ચોમેર ફરી વલયા. સરવે લોક વાત ચીત તથા ગડબડમા હતાં, પોતપોતાને ઘરેબારે જવાની તઈઆરીમા હતાં.

પણ તેવામા એક અચબુચ પોકાર નીકલયો. "સાંભલો, સાહેબો સાંભલો," એવા એક આવાજ ઉપરથી સરવે જણ ચુપ થઈ જોવા લાગાં કે એ આવાજ કાંહાંથી આવેછે.

એ આવાજ આશેદાદ વેંહેંચનારા કારભારીનો હતો. તે બોલયો કે "સાહેબો, દસતુરજી સાહેબ કાંઈ કેહેવા માગે છે તે સરવે સાહેબો ધેઆન આપીને સાંભળજો."

આ નવાઈ જેવી દરખાસતથી બેઠી રહી દસતુરજીના વીચારો સાંભળવાની સરવેને ઉમેદ પેદા થઈ. સઘળા લોકો પાછા પોતપોતાની જગા ઉપર બેસી ગયા અને મીજલશ ચુપ થવા પછે દસતુરજીએ બેઠાં બેઠાંજ વાત કરતા હોય તેમ નીચે મુજબ વીચારો આપયા, તે જોકે ભાશણના જેવા હતા, પણ તે વખતે લોકો ભાશણ કાંઈ સમજતા નહી હતા.

"મીજલશના સાહેબો,

તમો સાહેબોને મારે એક અરજ કરવીછે અને આજના મુબારક દીને આપણા ફેરકાનો કાયદો હઈડે ધરીને તમો સાહેબો તે અરજ બાહાલ રાખશો એવું હું માગી લઉં છઉં. તમો સાહેબો જાણોછો કે બેહેસતનશીન મુરબીજી સાહેબ મનજીભાઈના ગુજરવા પછે આપણા ટોળાના પંચાએતના અકાબર સાહેબોમા સરનશીન સાહેબની જગા ખાલી પડીછે. (આ બોલો સાંભળતાંજ એકમગથી ધનજીશાહ શેઠ, બીજીગમથી પેલા મોદીનો સોહુ શેઠ, અને તેમની પખશવાળાઓ કાન આગળ કરીને બાહેર નીકળયા અને દસતુરજીને સાંભળવા લાગા) "સાહેબો, એ ખાલી જગા આપણે જેમ બને તેમ જલદીથી પુરવી એ આપણા ટોલાની ફરજ છે. કેમકે હરએક કોમને માથે સરદાર હોવો જોઈએ; સરદાર વના કોઈ પણ કામ આશાનીથી સરનજામ ઉતારવું મુશકેલ છે. આપણાં ટોલાના સરનશીનનો બુલંદ દરજો એ બોલ ઉપરથી માલમ પડેછે કે, આપણ સરવેના સર સર અથવા માંથાં ઈઆને વડાનો તે દરજો છે. માંથાં વગર આપણો નીભાવ કેમ થાય, અને તોપણ હાલ આપણું માંથું ગયું હોય તેમ માંથાં વગરની હાલતમા આપણ પડી રહયા છઈએ. પણ હમદીન ભાઈઓ તેમા શુધારો કરવાની પેહેલી જરૂર છે."

હીઆં એક જણે સવાલ કરયો કે "સાહેબ, કોણને સરનશીન થવાની ભલામણ કરો છો ?"

દસતુરજીએ જવાબ આપયો કે "હું હમણાં તે વાત ઉપર આઉં છઉં. આપણી અનજુમનના સરનશીનને દાવર કહીએ છઈએ અને દાવરનો દરજો અશો પીર મરદને મલતો બુજરગવારોના વખતથી ગણાતો આવયોછે. હવે સાહેબો મારી તરફથી હું એવી દરખાસત કરૂં છઉં કે એ ઉતમ દરજો આપણા નેકનામ, નામદાર, ખુબીવંતા, ઉંચી બુનીઆદનાં, શખાવતે શાહ અને હાતમ દીલના, અમીરી ખવાશના શેઠજી સાહેબ શેઠ ધનજીશાહજીને બખશવો. એ શેઠને હું આ મોટો દરજો આપવાની મા

ધનજીશાહ શેઠની ઉમેદ જેટલી દુર હતી તે કરતાં વધારે દુર ગઈ.

જેમ આ તડ વધી તેમ આપણા દોલાને તલાક મળવાની ઉમેદ પણ પાછી દુર ગઈ. હીરાં ભરૂચી હજી તેને કેડે વલગેલી રહી અને શુંદર, નોજવાન, જોબનવંતી રતન સાથ પરણવાની આગ તેના અંગમાં વધારે જોસથી બલવા લાગી.

---

## પ્રકરણ ૧૦૯ મું.

જાંહાંગીર જંગી ધનજીશાહ શેઠની સાંમે કેમ થઈ ગયો?

તેતો ધનજીશાહનો દોસત હતો. તે પેલા મોદીના કુટુંબનો દુશમન હતો.

મરનાર મનજીભાઈ સાથ તેને મારામારી થઈ હતી, અને તેની બેટી પીરોજને બેહેરામસાહ શેઠ સાથ પરણાવાના કામને અટકાવાની હીકમતમાં તે સાંમેલ થયો હતો.

તેવો જાંહાંગીર જંગી હવે ફરી કેમ ગયો?

રૂસતમ આગાએ પોતે, ભોલા દોલાની ભોલી મદદથી જાંહાંગીરનાં પેઆરનું શુંદર પીરોજની પરીત સાથ ચોકડું બેસાડી આપયું હતું. તે સંબંધમાથી સગાઈ તો નહી થઈ હોય? જો તેમ હોયતો રૂસતમ આગાએ અને ભોલા દોલાએ પોતે જાંહાંગીર જંગીને પોતાની વીરૂધ મોકલવાના રોગનુ બી વાવયું હતું.

મતલબ આંધલી છે. તે તરતનીજ બીના જુવેછે. તે આગળ પાછલ જોતી નથી. રૂસતમ આગાએ જાંહાંગીરના પીરોજ સાથના સાટાંમાં મદદ આપી તારે બેહેરામશાહને નીચું લગાડવાની મતલબ હતી. પણ તેમ જાંહાંગીર સામી બોરડુનો કુટુંબી થવાથી ધનજીશાહને પોતાનેજ નડશે એવું તેણે ધારયું નહી હતું.

પણ વળી જાંહાંગીર પોતે એમ ફરે એવો માણશ નહી હતો. તે જેટલો મકમ તેટલો સાચો હતો, જેટલો સુરો તેટલો સુધો હતો. તારે હવે તે આ વેળા કેમ ફરી ગયો?

ઉપલા સઘલા વીચારોમાં, ધનજીશાહ શેઠના ઘરમાં તેના સગાં વાહાલાંઓ કુંડાલું કરીને બેઠાં બેઠાં મશગુલ હતાં. આ સઘલા સવાલો શેઠના મગજમાં અને આસપાસના અતલગીઆઓના મગજમાં અવારનવાર ફરી વળયા હતા.

રૂસતમ આગો ઘણોજ ગુશામા હતો. તે જાંહાંગીર જંગીને નીમખહરામ કેહેતો હતો. ધનજીશાહ શેઠ સમજતા કે જાંહાંગીરે ફકત પીરોજની લાલચ ઉપર પેલા મોદીના કુટુંબની પખશ ખેંચીછે.

પણ ભોલા દોલાની ખાતરી થતી નહી હતી. ધનજીશાહ શેઠની પાસેજ તે બેઠેલો હતો, એક જણ તેને પંખો નાખતો હતો, બીજો ચમર કરતો હતો અને ધનજીશાહ ઘણા મીઠાસથી તેની સાથ વાતો કરતો હતો, તોપણ દોરાબજી શેઠ ધનજીશાહની તરફ એટલો પીગલેલો નહી હતો કે જાંહાંગીર જંગીની વીરૂધ બોલે.

ભોલો દોલો તે દોલોજ. દોલાનો દોરાબજી શેઠ થયો, પણ નામના ફેરફારથી કાંઈ માણશ ફેરવાતો નથી.

તે પોતાના ભોલાપણાથી બોલયો કે "શેઠ જાંહાંગીરને તમે અમથો બદનામ કરોછો. તે કેહેછે તે વાજબી છે કેની કે એક જણની ચહડતી ને વાસતે બીજાની પડતી કેમ થાય."

દોરાબજી શેઠની વલણ ફેરવવા માટે તેના પોતાના લાભને પુછવા જેવું બીજું કાંઈ નહી હતું. માટે ધનજીશાહ હીકમતથી બોલયો કે "દોરાબજી શેઠ હું કાંઈ મારી દરકારબી નથી કરતો, પણ મનેતો તમારૂં લાગે છે. જાંહાંગીરના આ વાંધાથી તમોને તલાક આપવાનો દાહાડો વળી વધારે દુર ગયો તેથી મને ઘણું દુખ લાગેછે."

દોલાના ભોલાપણા ઉપર આ હીકમત ફાવી. તે બોલયો કે "હા—તખોદ થાય જાંહાંગીરનું! કેવી મજેની વાત રસપર આવેલી, ને એણે ભાંજફોડ કરી બગાડી નાખી. કોણ જાણે, શેઠ, મારાં નસીબજ પેલી ચંડાલ હીરાંથી તલાક મેળવવાના નહી હશે."

"કાંઈ ફકરે ના કરો, દોરાબજી, ધીરાં કાંમ સાહેબના," ધનજીશાહ શેઠ મતલબ પરમાંણે બોલયા. "જાંહાંગીર જંગીને સમજાવવો જોઈએ કે પેલા મોદીના દીકરાની હીમાએત મુકી દીએ."

"હા—હા—દોરાબજી શેઠ તમેજ એને સમજાવોતો ઠીક થાય" એમ રૂસતમ આગાએ ટેકો આપયો.

પણ દોલાની બારેગાંઠ સલામત હતી. હવે તેના ભોલાપણાએ વળી તેને બીજોજ જવાબ શીખાડયો. "શેઠ જાંહાંગીરે ભાંનગડ કીધાથી મારા કાંમમાં ઢીલ થઈ ખરી, પણ તેમ નહી થાયતો પેલા મોદીના સોહોરાબજીને નુકસાંન થાયછે તેનું કેમ કરવું? જાંહાંગીરતો પાછું એમજ કેહેશે કે એક જણને ખાતર બીજા જણને શું કાંમ નુકસાંન કરવું?"

હવે આ ભોલાને કેમ સમજાવવો? તે એમબી બોલે છે અને વળી તેમબી બોલેછે. પણ તેની એ બેહુ વાત ખરાં દીલની છે. બેહુ સાચી છે.

આ ગુચવાડા ભરેલી મસલત થઈ પડીછે. પણ તેમાં ગુચવાડો વધારનારો એક બનાવ એ બનયો કે ચાકરે આવી ધનજીશાહને ખબર કીધી કે જાંહાંગીર જંગી પોતે મળવા આવયોછે!

તેને મળવાને ધનજીશાહ ખુશી નહી હતો. પણ મળવા શીવાએ બીજો છુટકો નહી હતો. જાંહાંગીરની બાહાદુરી અને જાહેર હીમત વીશે એ સીગનપોરીઆ શેઠીઆને ઘણો દર હતો, જાંહાંગીરની સચાઈ અને નફકરાપણા માટે તેને ઘણું માન હતું. જાંહાંગીર મુદલ પઈસાવાલો નહી હતો અને તોપણ લોકો તેનાથી બીહીતા હતા, કેમકે કોઈની પણ દરકાર કીધા વના લોકોનું ભલું ચાહાવામાં અને ભલું કરવામાં તે ઘણી સાચવટ તથા પરમાણીકપણાથી આગળ પડતો હતો.

એવા માણસને કાંઈ પાછો વલાય? ધનજીશાહે તેને પોતાના દોસતોના આ કુંડાલાંમાંજ બોલાવયો, માન સાથ બેસાડયો અને જાંને કાંઈ જાંણતોજ નહી હોય, જાને મનમાં કાંઈ બુરાઈ ઈચ્છા બલાપોજ નહી હોય તેમ મીઠાસથી વાતો કરવા લાગો.

ભોલા દોલાએ હીઆં અબારો બાલયો. જાંહાંગીર હજીતો ધનજીશાહની ખેરઆફીઅત પુછેછે તેટલાંજ નવા

શેઠીયા દોરાબજી બોલયા કે "જાંહાંગીરજી, અમારા ધનજીશાહ શેઠ તમારી ઉપર બહુ ખફા છે. તમે શેઠના દાવાની સાંમે થયા તેથી તેવણુને ઘણું દુખ લાગુંછે. ભાઈ સાહેબ, તમે એવણના કાંહે દાહાડના દુશમન કે એવણુના દાવા ઉપર આવો તમે દાવ લાધો ?"

દોલાએ અચબુચ આ વાત છેડવાથી ધનજીશાહ શેઠ ઘભરાઈને બોલવા જાયછે તેની અગમચ જાંહાંગીર બોલી ઉડયો. "શેઠ હુંબી એજ બાબત સારૂં ખામખા આવયો છઉં. આજે આતશબેહેરામમાં મેં બતાવેલી વલાણુથી તમોને ઘણી અચરતી ઉપજી હશે, ને હું કબુલ કરૂં છઉં કે મારી ચાલ અચરતી ઉપજે તેવી છે ! પણ હું માફ માંગીને કહું છઉં કે મેં નીખાલશ મને મારૂં મત આપયુંછે, જે મતમા મતલબ ઈઆ સવારથ મારો પોતાનો કાંઇજ નથી."

"શું કાંઈ નથી ?" દોલો ભોલાઇથી બોલી ઉઠયો. "મારા ભાઈ પીરોજબાઈ સાથ પરણવાની શું તમારી મતલબ નથી ? હીઆંતો બધા જણુ એમજ વીચારેછે, રતન સાથના મારાં લગનતો રહયાં, પણ મારી આગલી બાઈ સાથ તમારૂં વશટારૂં મેં કીધું ને તમેજ મારાં વશટારાંમાં આડે આવયા."

દોલાની આ વાત નહી ધનજીશાહને ગમી કે નહી જાંહાંગીરને ગમી. પણ હજી તે સચાઇને પકડી બેઠેલો હતો, એટલે તેને ખોટો પાડવાની કોઈમા તાકાત નહી હતી. જાંહાંગીર એટલુંજ બોલયો કે "દોરાબજી શેઠ, તમારી ભુલ છે. પેલા મોદીના કુટંબ સાથ હજી મને સગાઈ થઈ નથી, અને થાય તોપણુ હું ખોટું બોલવાનો નથી. તમો સાહેબને હાલ અડચણ ચાલેછે, તે હું સમજું છઉં, પણ તમોજ વીચાર કરો કે આજે તમે પેલા મોદીના દીકરાને બોલતાં સાંભળયો, તારે સાહેબજ કહો કે પોતાના મરનાર બાપ કરતાં તે દસઘણો હોશીયાર છે કે નહી ? ને જો તેના તેવા બાપને પંચાએતના દાવરની ગાદી મળીતો આવા તેના ચાલાક દીકરાને શા માટે ગાદી નહી મળે ? ધનજીશાહ શેઠનું ભલું થાય તેમા હું ખુશી છઉં, પણ તે વાસતે બીજાનુ બુરૂં કેમ થવા દઈએ !"

ભોલા દોલા ઉપર અસર કરવાને આટલું બસ હતું. તેણે "બરાબર છે—બરાબર છે," એમ જાંહાંગીર જંગીની વાત અંગીકાર કીધી અને રૂસતમ આગો માથે હાથ દઈ તેના ભોલાપણા ઉપર અંદેશો કરવા લાગો.

થોડી વધારે વાત ચાલી તેમા ધનજીશાહે એવું દેખાડયું કે જાંને જાંહાંગીરના વીરૂધ મતથી તેને કાંઈ લાગું નહી હોય.

આવી રીતે પોતાને સધીઆરો મળવાથી જાંહાંગીરે વધારે આગળ પગલાં ભરવા માડયાં. તેણે એવું માગયું કે પંચાએતના વડાની ખુરશી ઉપરથી ધનજીશાહે પોતાનો દાવો કાહાડી નાખી સોહોલુ શેઠને માટે રસતો સવલ કરવો,

આતો અતેરૂં થયું ? એટલીબધી હદ શુધી ધનજીશાહ તેને કેમ જવા દીએ ?

# ખોપરીનો ઓરડો.

મડીરાના ટાપુમાં ઘણીએક જાતની અસલની અજાએબીઓ જોવામાં આવેછે. તેમાંની એક એ છે કે, ફનચાલના શેહેરમાં માંથાંની ખોપરીઓનો એક ઓરડોછે. આ ઓરડો જે દેવલમાંછે તેને વાસતે એવું કહેછે કે તે શીડર નામના લાકડાંથી બાંધેલુંછે. આ ઉપરાંત તાંહાં મુસાફરી કરનારાઓને તાંહાંના કીલલા તથા બીજી ઘણીએક ચીજો ઉકમાઈ દાખલ દેખાડવામાં આવેછે. એ સરવેમાં ફરાનસીસકન મઠની ઘણી વખાણુ થાયછે, કારણ કે એ મઠમાં મણુસીપજાતીના માથાંની ખોપરીઓનો ભય ઉપજાવે એવો એક ઓરડોછે. આ ઓરડો ઘણોજ મોહોટો તથા ઉંચો છે. ઓરડામાં પેસતાં તેની બરાબર સામેની થોડીએક જગા સીવાએ આખી જગાએ માણુસનાં માથાંની ખોપરીઓ, જેમાં આંખોની જગાએ બે કાણાં, તથા દાંતની હારો જાણે જોનારાને હસતી હોય તેમ નજરે પડેછે. કેહેછે કે આજ કેટલીએક સદીઓ થઈ ગઈછે પણ પેલી ખોપરીઓમાં જરાબી ફરક પડીયો નથી અથવા ખરી પડી નથી.

આ ખોપરીઓ ગોઠવવામાં ઘણીજ કારીગીરી તથા કાબેલીઅતપણું વાપરવામાં આવીયુંછે. બારણાની સામેની ખાલી જગામાં એક જાંખી સબી મુકવામાં આવીછે. એ સબીમાં શું છે તે કોઈ પારખી શકતું નથી. પણ એટલું અટકલી શકાયછે કે એક પાકીજેહ માણુસ હાથમાં તરાજુ લઈ ભલાં તથા બુરાના કાંમોનું તોલ કરેછે.

આ ઓરડો જે પાદરી આપણુને દેખાડવા આવેછે તે જણાવેછે કે બધી ખોપરીઓ ઘણાજ ભલા તથા ભણેલા સાધુઓનીછે. એ ઓરડામાં વાસો કરવો અને બેહેસતમાં જવું બરાબરછે. તેમાં એક બતી હમેશાં બલીયા કરેછે જે ઘણીજ ઝાંખી રોશની આ દેહેશત ઉપજાવે એવાં ખાલી કોટલાંઓ ઉપર નાખેછે.

જે પાદરી આપણી સાથ આવેછે તે દરએક ખોપરી વીશે તરેવાર બેઆન કરેછે. એકને વાસતે કહેછે કે એક વખત તે સાધુ જારે નદીમાં પુર આવી હતી તારે એક માણુસ, જે બીજા ગાંમમાં રેહતો હતો, તેને મરતી વખતનો દીલાસો આપવા ગયો હતો. પણ પાણીનું જોર બહુ હતું તથા પુર વધતી જતી હતી તેથી તેમાં તે તણાઈ મુઓ. બીજાને સારૂ કહેછે કે તેણે એક વખત આખા સેનટના તેહેવારમાં અપવાસ કીધો તેથી તેનાં ચાવણીઆં બેસી ગયાં અને મરણ પાંમીયો, તરીજાને સારૂ કહેછે કે તે ઘણોજ પઈસાવાલો હતો અને ધરમ શું છે તે કાંઈ સમજતો નહી હતો એટલુંજ નહી પણ પાદરીઓ અને તેમના ધરમના વીચારની સામે હસતો હતો. આવું સાંભલી દરએક જોવા જનારા તેને પુછેછે કે આવા પાપી માણુસનો તાંહાં કેમ વાસો કરવામાં આયો. તારે પેલો પાદરી ધીરજ તથા ગંભીરાઇથી કહેછે કે તેને પેટે કાંઈ છોકરાં છઈઆં હતાં નહીં તેથી મરવાની એક કલાક આંગમજ તેણે પોતાની સઘલી દોલત આ ધરમખાતાંમાં આપી દીધી તેથી તેના પાપનું નીવારણુ થયું અને તેનાં હાડકાંને માન સાથ હીઆં દફનાવીઆં. આ પરમાંણે દરએક ખોપરીનું જુદી જુદી

રીતે બેઆન કરવામાં આવેછે જે 'નવરાઓને સાંભળવું બહુ પસંદ પડેછે.

કેટલાએકો, જેવોએ એ બાબદ ઉપર તલાશ કરીછે, તેઓ એવું જણાવેછે કે એ સઘલો ઢોંગછે. તે કાંઇજ નહી પણ એક જાતનો તમાશો છે. એખાની ખોપરીઓ સાધુ અથવા કોઈ ભલા આદમીની નથી પણ ખરોસટા ધરમથી ઉલટા ચાલનારા તથા બાજા કોઈ અણજાણીઆઓની છે. એ બતાવવું તથા આવી રીતે માણસની ખોપરીનો જમાવ કરવો એ બાબદ વીચાર કરવાજોગછે પણ ઉપર જે કહયું તે સરવે ઢોંગછે.

એ મઠ જોવાને દર વરસ હજારો લોકો જાયછે પણ તે જોઇ કાંઈ ગનીઆન મેલવતાં નથી, ઉલટા તેથી દલગીર થાયછે અને જણાવેછે કે માણસજાતનાં હાડકાં આવી રીતે રખડતાં રાખવાં એ કોઇનો ધરમ નથી. ક.

## કોણને પસંદ કરશો?

(વહુ પસંદ કરવાની એક નવી રીત.)

"નહી, નહી, કદી નહી, બસ નહી; નહી, નહી તે નહીજ! આજે નહી, કાલે નહી, સો વરસે નહી. નહી નહી અને નહી!"

"અરે પણ ધનજીશાહ—ઓવાય, પેલા ગાંડા માણસની પઠે એમ શું કરોછ જો ! ઓ લેરે, જાણે મેં પાપ કીધું હોય તેમ મારી ઉપરજ ઉતરી પડોછ !"

"તો નહી ધના, હું તમને કહુંછ કે એવી વાત ફરી મારી આગલ બોલતાં ના. ગમે તો મારા દીકરાને કુંઆરો રાખો, ગમેતો તેની પાસેજ તેની બાયડી શોધાવો, પણ એવી વહુ મને નહી જોઇએ જો !"

"ઓવાય, પણ તેને શું છે ?" ધનબાઇ બોલયાં; "તેનો ચેહરો જોયોછ કે અમસથાજ ? જાણે આરસાંનો તખતો ! ગલાંમાંથી તો જાણે પાણીનો ગલતો ગોટખી જણાય. ને તેનું બદન કેવું ચાંદી જેવું ગોરૂં, દુધ જેવું સફેદછે ! જાઓ, જાઓ એવી વહુ કોણને મલે ? તમારાં ઘેરની અવરજ એવી વહુએતો જાશે જો—શું !"

"ખુબસુરતીને શું ધોઇ પીવીછ ?" ધનજીશાહે લગાર તાણમાં કહયું; "ચાંદી સરખું બદન તે કાંઈ મારે ઘેર ચાંદીજ લાવવાનુંછે કે શું ! ને ગમે તે હોય, પણ એવી વહુને તો હું મારા ઘેરમાં નહી ઘાલવાનો જો; હા, હું તમને સાફ કહી મુકુછ. જેણીને એક કાયો હરફ કાઢતાં નહી આવડે, જેણીને પોતાના નામનાબી ફકત આડા અતાડા લીટા ચીતરતાં નહી આવડે તે ઇનસાન કે ઢોર ? તે કરતાં તો ચાર રૂપીઆનો પોપટ પાલું તે પરવડે. એવી વહુઓ દોલતના ગાંસડા કાંએ નહી લાવે, પણ મનેતો તે નકામાછે."

"ખોશોબી એમજ તો," ધનબાઇ ટીચકું કરીને બોલયાં. "જગતમાં બધી બાઈઓ શોખીલીજ હોશે જો? હું આજવેર હોઠ હતી કેનીં ? તેમ જોઇએ તો જમશુ તેણીને પછાડીથી શીખવશે. તમને શીખવવાનુંજ જોઇએછે કેના ! તો ભલે, શીખશે; મરૂં હજીતો બચુંછે."

"શીખો કે ના શીખો, મને પછીની સાથે કામ નથી. વગર બોલતા પોપટને ઘરમાં લાવીને બોલતાં શીખવવું તેના કરતાં બોલતાનેજ ખરાદવો વધારે સારૂંછે. મારા ઘેરમાં હું અગનાનપણાને દાખલ થવા દેઉં નહી. અગનાનપણું પોતાની સાથે શું શું લેતું આવેછ તેની તમને ખબર છે ? જુઓ, આ અગનાન વહુથીં પેહલાં તો તમો પોતેજ કંટાલી આ ઘેર છોડી જવા માગશો, એ મારો બોલ યાદ રાખજો. વલી તેણી જાતે બોકડ, અને તમો કહોછો તેમ ખુબસુરતછે તો લગાર ટચાકીમાં પેહલું માથું ઘાલશે, અને પોતાના ચેહરાને માફક પડતાં તમારાં પોતાનાં જર, જવેર માંગશે. કાંઇછે કે તમારી પાસ ?"

"તો ભલે—કોઈતો નથી, મારી વહુછે; હું આપશ જતો. એક બદલે સો વખત આપશ. લાવોની એવી વહુ કોણને ઘેરછે ?"

"તમેતો ખાઇ પીને એકજ હુજત લઈ બેઠાંછો; પણ સાંભલો ધના, હું શું કરવા માંગુંછુ તે. મારા ભીતર સોરાબશાની ભતીજી આપણા જમશુને લાયકની મને લાગેછે; મેં કોઇબી વખતે તેણીને જોઇ નથી, પણ મેં સાંભલયુંછ કે તેણી ભણેલીછે. તમે તેણીને ઓલખોછ કે ? કોટના ચકલા આગલથી બાહાર નીકલતાં મેદાન સામેનું મોટું ઘેરછે કેની, તાંહાં બીજે માલે સોરાબશા રેહછે."

આ બોલો સાંભલતાંજ ધનબાઇનાં દેલમાં એકાએક કોઈ જાતની ખુશી પેદા થઈ હોય એમ તેમના ચેહરા ઉપરથી તુરતજ માલુમ પડી આવયું. પણ એજ વખતે દાદર કકડયો, અને ઓરડાનું બારણું ધીરેથી ઉઘડયું, અને તેઓનો બેટો જમશુ હાથમાં કાગજીઆનો ચોડો લેઇને આવયો.

"આજ પછે આપણો હીસાબ એવો સાથે બંધ થયો છે, બાવા," તે પેલાં કાગજીઆં ધનજીશાહના હાથમાં આપી બોલયો; "દોકડે પાયેકે હીસાબ બંધે બોરદુએ વલીચુકોછે. આપણો અને તેઓનો વચે હવે કસી પાંતીની લેણ દેણ રહી નથી. તેઓની સહી લેઇને તમારી તરફથી સંધું કામ ફરમાવવા મુજબ હું ઠીક કરી આવયો છું."

"ઘણું સારૂં કીધું—ઠીક," ધનજીશાહ બોલયા અને કાગજીઆં લેઇને ઓરડામાંથી બાહેર નીકલયા. જમશુને આવતો જોઇનેજ ધનબાઈ તો રાંધણીમાં ગયાં હતાં; તેથી જમશુ પાઘડી દગલો ઉતારીને હાથ મોહોડું ધોવામાં રોકાયો. આ શખસ બાવીશ વરસના ઉમરનો એક જવાન હતો. તેણે વકીલની પરીક્ષા પસાર કરી હતી, અને હજી પણ કાયદાનો અભયાસ આગલ ચલાવતો હતો. આટલી ઉમર છતાં તેણે લગનનો વીચાર કીધો નહીં હતો, તો પણ હાલમાં મેહરબાઇ નામની પોતાની માસીની છોકરી, જેણી સાથ તેને મુલાકાત થઈ હતી તેણી ઉપર તેની પરીતો વધતી જતી હતી. આ છોકરીને પોતાની વહુ કરવાની ધનબાઇની બી મોટી ખુશી હતી કેમકે તે છોડી મા બાપ વગરની પોતાના કાકાને આશરે પડેલી હતી, અને તેણી પોતાની બેહનની દીકરી થાય તેથી તેવણ મેહરને પોતાની દીકરી તરીકે ચાહતાં હતાં. ધનજીશાહનેતો એ છોડી ઘણીજ અકારી તેણીના અગનાનપણાને લીધે હતી.

સુંદર મેહરબાઈ પણ જમશુ તરફ પયાર દેખાડતી હતી. મેહર જારે ધનજીશાહ બાહેર જતા તારે પોતાનો મા

સીને મલવા ઘણી વખત આવતી હતી અને તારેજ તેણીએ પોતાના હવે પછેના થનાર ભરથાર સાથ દોસતી બાંધી હતી.

ધનજીશાહ વેપારી હતા, પણ તેવણના ભાગીઆ ઘણાજ લુછા મલવાથી તેવણુન હરઘડી માહ ખેદ થતો હતો. છેલે તેઓએ તેમની સાથે પોતાનો ભાગ છુટો પાડી હીસાબ ચોખો કરવાની ફરજ વીચારી; અને તે કારણ માટે તેઓએ પોતાની તરફથી પોતાના બેટાને મોકલયો હતો, જે આ પણે ઉપર જોયું તેમ પોતાને સોંપેલું કામ બજાવી આવયો હતો.

પણ હજીતો સઘળાં કાગજીઆં પોતાના પેદરને આપતાં વાર નથી લાગો, હજીતો જમશુ દગલી પાઘડી ઉતારીને હાથ મોહોડું ધોઈ નથી રહયો, એટલામાં ધનજીશાહને પુછતો એક માણસ તેમના ઓરડામા મોટી ઝડફથી દાખલ થયો, અને એક ચીઠી તેમના હાથમા મુકી—

"સાહેબ, તમારા બેટા જમશેદજી સાથ સઘળો હીસાબ તમારે ખાતેનો માડી વાલતાં, અમારી ટેબલ ઉપરથી રૂપીઆ ૧૦,૦૦૦ (દસ હજાર) ની નોટ ઉડી ગઈછે, જે વાશે અમારી પકી ખાતરીછે કે ભાઈ જમશેદજીથીજ બીજાં કાગજીઆંઓ સાથ ભુલમા લેઈ જવાઈછે, કારણ કે તાર પછે બીજું કોઈ ટેબલ આગળ ગયું હતું નહી, માટે તે નોટ આ માણસ પુઠે પેહલી તકે મોકલી આપજો, અગર નહીતો પોલીસ ખાતાંનો શું ગરજછે તે સવાલ તમોને પુછવાનોબી વખત મલશે નહી."

પોતાના ભાગીઆઓએ લખેલી આ ચીઠી વાંચતાંજ ધનજીશાહના હોલા ગુસાથી બાહેર નીકલયા, અને જે કાગજીઆં તેઓ તપાસતા હતા તે વધારે અને વધારે બારીકીથી તપાસવા લાગા, પણ પાંચ વખત તપાસતાંબી જારે તે નોટ તેવણને પાઈ શકી નહીં તારે એકદમ તેવણ પોતાની ખુરસી ઉપરથી ઉઠયા અને બારણા આગળ જઈ "જમશુ, જમશુ" કરી પોકાર મારયો. જમશુ એકદમ આવયો, અને પોતાના પીતાને ગુસામાં જોઈને તેનું કારણ પુછવા લાગો. ધનજીશાહે તેના હાથમા ચીઠી મેલી જે વાંચતાંજ જવાન જમશુ ઘભરાઈ ગયો.

"આહ" તે બોલયો, "શું આ એક તરકટ નહી હોય ? હું ખાતરીથી કહુંછ કે હું એ વીશે કશું જાણતો નથી. જે કાગજીઆં હું લાવયો તે મેં તપાસેલાં અને ગણેલાં હતાં. હું ધારૂંછ કે આ એક સરીઆમ તોહમતછે."

"તોહમતછે તેનો ઉપાય શું તારે ?" ધનજીશાહે કહયું; "હું તારી વાત માનુંછું, અને તારી ઉપર પુરો વીશવાસછે; પણ તારે આ લોકોને જવાબ શું દેવો ? તેઓ તુરત નોટ માંગેછે અગર નહીતો આપણને બદનામ અને બેબદામના કરવા માંગેછે."

"બાવા, આ તોહમત મારી ઉપર છે, માટે મેહરબાની કરીને તેનો ઉપાય લેવાનું મનેજ સેરો. હું એક ચીઠી જવાબ દાખલ તેઓ ઉપર લખીને જણાવવા માંગુંછ કે જે કાગજીપાંમા નોટ આવી એમ તેઓ કહેછે તે કાગજીઆં તેઓના આ માણસના દેખતાં પાંચ વખત તપાસીઆં તોએ દસો પણ મલયો નથી. માટે તેમનો શક ખોટોછે. તે કરતાં બીજે તેઓ શક જારીજ રાખેતો ગમે તે ઉપાય લેવાની તેમને છુટછે."

"બેટા જો, એવું નહી થાય કે પાછલથી આપણને પસતાવો કરવો પડે."

જમશુ આ સવાલની અંદરખાંનેની ખરી મતલબ સમજી ગયો, તોપણ પોતાનું દેલ પાકછે એવો ગુમાન લાવીને ચીઠીનો જવાબ લખી મોકલયો, જે વાંચયાથી વધારે શક મંદ થઈને ભાગીઆઓએ સહવારને પોહોરસે કોરટ હુંઘડતાંજ જમશુ પર વારંટ મેલવવાનો ઠરાવ કીધો.

હવે તે દીને ધનજીશાહના નાના ફઈની વરસગાંઠ હતી તોપણ તેવણનો પોતાના ખોતરને તાંહાં ખાવા જનાર હતા. ધનબાઈએ રાખેલા મુજબ તે રાતે પોતાની બેહનની દીકરી મેહરબાઈને પોતાને તાંહાં બોલાવી હતી. જમશું નોટની ચોરીને માટે આખો દીવસ ગમગીનજ હતો, તેની ગમગીનીનું કારણ મેહર ઘણીજ આતુરતાથી પુછતી હતી, પણ જમશુની તે કેહવાની હીમત ચાલતી ન હતી. અંતે તેણે ઘણીજ આનાકાનીની સાથે તે કહયું, અને તેથી જમશુની સાથે ગરીબ બીચારી મેહરબી દુખી થઈ. રાતે નવ વાગા, અને મેહરને પાછુ પોતાના કાકાને ઘેર જવાનો વખત થયો; પણ ઘોડાવાલાને બોલાવતાં તે નીચે માલુમ પડયો નહી માટે આશરે એક અડધો કલાક તેણીને પોતાની માસીનાજ ઘરમાં ઘોબવાની ફરજ પડી. અંતે રામો આવયો, અને મેહર, જમશુ તથા ધનબાઈ વીગરેને મલીને ગાડીમાં બેઠી. ચાંદણી ખુબ સરસ પડી રહી હતી તેથી મેહરબાઈએ ગાડી ધોમીજ અને વલી લાંબે રસતે લેઈ જવાની રામાને છુટ આપી. થોડુંક આગલ વધયા પછે તેણી રામાને પુછવા લાગી કે તે ગાડીની તઈઆરીની વખતે કાંહાં ગયો હતો. રામાએ જવાબ દીધો કે, ધનજીશાહ શેઠના ભાગીઆ હીરાજીના ઘોડાવાલા નડીઆને તેના શેઠે હરગોવન ભાણા પેહડીવાલાને તાંહ રૂ૧૦,૦૦૦ ની નોટ ભરવા માટે મોકલયો હતો, તાંહથી પાછું ફરતાં તેને રૂ૫) વાલી નોટ રસતામાંથી પાઈ, તેના ધાણીમણા કરવા તે પીઠામાં બે તરણ બીજા ઘોડાવાલાઓ સાથે જતો હતો, તેણે રામાને બેઠેલો જોઈને તેનેબી સાથે તેડયો હતો, માટે ગડીની વખતે તેને એટલું મોડું થયું હતું !

આ શું બનાવ બનેછે ! મેહરે પોતાના પયારા જમશુની તરફથી પરવરદેગારના શોકરાના કીધા, અને જારે ગાડી તેણીનાં ઘર આગલ પુગી, તારે તાંહાંજ ઉભી રખાવીને તેણીએ નડીઆને બોલાવી લાવવા રામાને કહયું. નડીઓ આવયો, તેને રૂ૧૦,૦૦૦ ની નોટ બાબે મેહરે પુછતાં તે બોલયો કે હીરાજી શેઠે એક ચીઠી સાથે તેને પોતાના દીકરાની આફીસમાં મોકલયો હતો, જાંહથી તે અને હીરાજીનો છોકરો બંધે હરગોવન ભાણની પેહડીએ ગયા, અને તાંહાં પેલી ચીઠી આપી જેમાંથી રૂ૧૦,૦૦૦ ની નોટ નીકલી હતી. પછે તે નોટની પોંહચ લેઈને હીરાજીના દીકરાએ નડીઆને આપી કે શેઠને તે પુગાડે.

આ ઉપરથી મેહરે તે રસીદ માંગી, જે તેણે પોતાનાં ગજવાંમાંથી કાહાડી બતાવી બોલયો કે, તેનો શેઠ સહવારનો આફીસમાં આવયો નથી તેથી તેને તે આપવાની રહી ગઈછે. મેહરે રૂ૧) નડીઆના હાથમાં મુકયો, અને આ

ખી ઓરતે માથું ઉંચક્યું અને બોલી કે "રાણી જેન, જો મારૂં કહયું તું કબુલ કરતી હોયતો તું નદી પસાર કરવી માંડીવાલ, અને તારાં મકાનમાં પાછી જા. જો તારે જીવ જોખમમાં નહી નાંખવાની તારી ખાહેશ હોયતો હું કહુંછ તેમ કર. જો તું કીલ્લા તરફ જશેતો——" પણ પેલી બુઢીને તુરતજ ચુપ રાખવામાં આવી. રાણી જેનની આંખ દયાથી મલકી અને તેણે પોતાનાં હીરાના વીંટી પેલી બુઢીને આપી આગલ ચાલી.

પણ આ ચેતવણીઓથી તેણી ચેતી નહી. તેઓ સરવે લંડન શેહરના ટાવર, કે જાંહાં થોડા દીવસ રેહવું એવો નવાં રાજા રાણીઓનો ધારો પડી ગયો હતો તાંહાં, આવી લાગાં. હઈઆં નારધમબરલાંડના અમીરને માલુમ પડયું કે જે જે ઉમરાવો તેની તરફેણના હતા તેઓ સરવે શાહજાદી મેરીને તખતપર બેસાડવાની ગોઠવણ કરેછે તેથી તેણે પાદશાહી બેઠકમાં જાહેર કાધું કે જેમા કોઈ રાણી જેનને હકદાર વારેસ તરીકે નહી કબુલ રાખે તેઓનાં સર સુલી ઉપર લટકશે. આ ધાટકી હોકમની સામે જેન થઈ, અને પોતાના ટુક રાજને બનતાં શુખી સુલેહમાં ગુજારવાને વધારે ચાહયું. પણ હવે વલી જેનના લોભી સસરાએ જારે જોયું કે તેની મતલબ પરમાણે સંધું થાય છે, તારે જેનને કહયું કે તેણીએ રાણી તરીકે પોતાના વરને પાદશાહ બનાવવો. રાણી જેનની હવે નજર ઉંઘડી. તેણી સમજી કે તેણીનો સસરો આ પગલું ભરવામાં પોતાનો દરજ્જો વધારેછે એટલુંજ નહી પણ પોતાના દુશમનાને વધારે અદેખા બનાવેછે. તેથી તેણીએ એ વાત કબુલ કરવી સાફ ના પાડી, કે જે ઉપરથી તેણી અને તેના ભરથાર લારડ ડડલી વચે ગેરસમજુતી થઈ, અને તે પાછો "સીયોન હાઉસ" જતો રહયો.

પણ હવે મોટી અઘડાઈની વારણ આવી. શાહજાદી મેરીની તરફેણમાં સઘલા અમીરો થઈ ગયાછે, એટલુંજ નહી પણ લોકો તેણીના વાવટાને દરેક પરગણામાં મોટાં માન સાથે કબુલ કરી હરખના પોકાર કરેછે તે વાતની ખબર પાદશાહી દરબારમાં આવતાંજ તાંહાં એવું ઠરયું કે નારધમબરલાંડે એક મોટું લશકર લેઈ મેરીની સામે જવું. રાણી જેને આ ઠરાવ પસંદ કીધો જે ઉપરથી તેના સસરાને જવું પડયું. પણ જેવો નારધમબરલાંડ ગયો કે મેરીના આગલ વધવાની વધારે અને વધારે ખબરો મલતી ગઈ, અને છેવટે એવું થયું કે રાણી જેનને—અફસોસ—પોતાની મેલે આ થોડા દીવસનું રાજ અને સઘલા દીવસનું સુખ ખોહવું પડયું. પણ મેરીની તરફવાલાઓ આવીને તેણીને કેદ પકડે તે આગમજ પેલીજ બુઢી ગનોરીબરાઓસ જેણીને હીરાની વીંટી રાણીએ ભેટ આપી હતી તેણીએ આવીને કોઈ છુપે રસતે રાણી જેન ગરેનો બચાવ કરી "સીયોન હાઉસ" પુગાડી.

દુખ હમેશાં સામટુંજ પડેછે. હજીતો છુપી રીતે પોતાના અસલ બાપીકાં ઘરમાં ટાવરમાંથી નાસી આવવાને એક દીવસ થયો નથી તેટલામાં તેણીને પાછી ટાવર અથે કેદ પકડી લઈ ગયા, જાંહાં તેણીના ભરથારથી એક તદન જુદીજ પણ મજબુત કોઠડીમાં તેણીને બંધ કરવામાં આવી. તેણીના સસરો, ભરથાર, બાપ તથા બીજાઓનેબી એવીજ રીતે કેદ કરવામાં આવયા; જેઓમાંથી નારધમબરલાંડને તો છુટકારાની મોટી મોટી ઉમેદો આપીને અંતે ગરદન મારવામાં આવયો. જીવતદાન મેલવવાની આશામાં આ લોભી ઉમરાવે અંતે પોતાનો ધરમ વટેક તજયો, અને પોતે પરાટેસ્ટંટ પંથનો હોવા છતાં કાથલીક બની ગયો!

પોતાના બાપને વટલી ગયલો જોઈને તથા જાનની બખશેશ ચાહવાની આશા રાખીને જેનનો વરબી કાથલીક બનયો, પણ જેને જારે તેઓ વચે એક વખત સેજ મુલાકાત થઈ તારે ધરમ છોડવા કરતાં અસલ ધરમમાં જીવ આપવાનું પસંદ કરવા કહીને તેહને મોટો ઠપકો આપયો, તથા પરોટેસટંટ અને કાઠોલીક ધરમ વચે જે ફરકછે તે આ સચાઈ કયા ધરમમાંછે તે વીશે જેન ગરે અને બીશપ ગારડીનર વચે જે સંવાલ જવાબ થયા તેમાં તેની ઓરતે જે બાહદુરી અને ચાલાકી બતાવી હતી તે ઉપરથી આ બાપ જેવા લોભી ભરથારની પોતાના પરાટેસટંટ ધરમની ખુબી વીશે વધારે ખાતરી થઈ અને તેણે વટલીને જીવવા કરતાં મરણ પામવાનો પોતાની બાયડીને વચન આપયો, આ બનાવથી કાઠલીક પાદરીઓને ઘણો ગુસો લાગો, અને તેઓ જેન તથા તેના ભરથારને મરણ માટે તઈઆર થવાની ભલામણ કરી ગયા.

રાણી મેરી ગમે તેવી પાછલા વખતમાં ઘાટકી બની તોપણ તેની પોતાના રાજના પેહલા દીવસોમાંતો લગાર દયા બતાવતી હતી. તેણીએ લેડી જેન અને તેણીના ભરથારને કાંઈબી શરત વગર જીવતદાન બખશયું પણ એટલું જણાવયું કે તેઓએ હવેથી પોતાની જીંદગી સુલેહની અંદર ગુજારવી. લેડી જેન આ ઉપકારથી અંજાઈ ગઈ અને પોતે રાણીના હોધા ઉપરથી ઉતરવાનો કસોબા ગમ ખાધા વગર મેરીના પાઉંપર પડવા રાજી થઈ, લારડ ગોલફરડ અને લેડી જેન પાછા પોતાના મકાનમા આવયાં, પણ લોભી માણસ હંમેશાં લોભીજ હોયછે, અને તેજ લોભ તેને નીમકહરામ બનાવાને હંમેશાં તઈઆર હોયછે.

રાણી મેરી સપેનના શાહજાદા ફીલીપ સાથે પરણી એ વાત તેણીની દરબારના ઘણા ઉમરાઓને પસંદ પડી નહી અને તેથી સર ટામસ વીયાતની સરદારી હેઠલ એક જબરો બખેડો ઉઠયો, જેમાં જોકે પેહલાંતો બલવાખોરો ફતેહ પામયા તે એટલા સુધી કે મેરીને ફરાંસ નાસી જવાની વકી હતી, તોપણ માઠાં ભાવગે આ બલવાખોરો પકડાયા, એઓમા લેડી જેનનો ભરથાર લારડ ડડલી પણ હતો. લેડી જેને તેને એ કામથી પાછો વાલવાને ઘણોબો યતન કીધો હતો, રાણી મેરીની મેહરબાનીથી તેઓ બચયાંછે તેમાં પાછો સલો નહી પેસાડવાને તેણીએ પુશકલ ફાંફાં મારયાં હતાં તોપણ આ લોભી ઉમરાવ સમજયો નહી અને બલવાખોરો સાથે જોડાઈ ગયો. જેનેતો રાણી મેરીને એ વાતની ખબર કરવાનોબી ઠરાવ રાખયો હતો, પણ ભરથાર તે ભરથારજ! તેને ખુલો પાડીને તેણી કદી સુખી થાય નહી. બલવાખોરો પકડાયા તેમાં ડડલીબી આવયો, અને તેનાં પાપને લીધે લેડી જેન બીચારી બીજીવાર કેદ પડી. તેણીએ મેરી સાથે મોલાકાત લીધી અને તેનાં અસરકારક બોલવાથી આ રાણી એટલીતો લોભાઈ ગઈ કે જેનના માંગવા મુજબ એક વખત ફરીથી તેના ભરથારનો જાન, બખત, જગર

મેરીએ તેઓને પોતાના કાઠલીક ધરમમાં વટલવા કહયું, જે આ ધરમી જેને ના પાડયું, અને તેથી લારડ ગીલફરડને ટાવર હીલપર, અને તેનો પછે લેડી જેનને વાઈટ ટાવર આગલ ગરદન મારયાં! રાજ, રાજ,—આજે રાજ, કાલે કેદખાનું, અને પરમદાને મોતના તોક!

લેડી જેન ઘણીજ નરમ મીજાજની, ભલી અને સખી હતી. તેણીનો ભરથાર તરફ અતીશ પયાર હતો, કે જે પયારને લીધેજ તેણીને પોતાનો વાહલો જાન આપવો પડયો. તેણી જરમન, હીબરૂ અને અરેબી ભાશા સારીપેઠે જાણતી હતી, જેમાંજ રોકાઇને ઈંગલાંડનું તાજ પેહરયું નહી હતે તો સતર વરસની ખીલતી વયે તેણી બેજાન થઈ નહી હતે.

## ભુતની ચીઠી.

"ભુતપર ચીઠી," એવી આપણામાં એક કેહવત ચાલેછે. જારે કોઈ નહીં બની શકે એવું કાંમ એક શખસ બનાવા કેહછે, તારે "ભુતપર ચીઠી" લખવાની કેહવત બોલવામાં આવેછે; એટલે કે જેમ "ભુતપર ચીઠી" લખવી એ બીના અશકયછે તેમજ પેલા ધણીએ બનાવવા માટે હોરી લીધેલું કાંમબી નહી થઈ શકે એવુંછે. પણ એવી "ભુતપર ચીઠી" ઓ લખાવાને બદલે ભુતોએ લખેલી ચીઠીઓ વીશે જારે આપણ બોલીશું તારે વાંચનારી બાંનુઓ શું વીચારશે? અલબતાં, જારે "ભુતપર ચીઠી" લખાવી એક વખત અશકય હોયતો ભુતોએ લખેલી ચીઠી એક હજાર વખત અશકય હોવું જોઈએ. વલી ભુતપરતો આપણ ચીઠી લખીબી શકીએ, પછે તે પુગે કે ના પુગે; મગર ભુતો તે કેમ આપણાં ઉપર ચીઠી લખંતા હશે, એ બાબતજ રમુજ સાથે અજાયબી પેદા કરેછે! તોપણ જારે અમો કહીશું કે ભુતોને નામની ચીઠી લખાયલીછે, અને તે વલી નયુસપેપરોમાં છપાયલીછે, તારે અમારી વાંચનારી બાઈઓ કબુલ કરશે કે નહી?

એક અમેરીકન ગરંથકાર પોતાના એક રમુજી પુસતકમાં "ભુતની ચીઠી" વીશે એક વાંચવા લાયક હેવાલ આપી જાયછે. તે કેહછે કે બોસતન શેહરમાં "બેનર આવ લાઈટ" નામનું વીદયા હોનરને લગતું એક નયુસપેપર દર અઠવાડીએ નીકલેછે, તેમાં દર વખતે એક બાબત ભુતોએ મોકલેલી ચીઠીઓ જાહેર કરવામાં રોકાતી હતી. મરણ પાંમેલા પુરૂશો જો પોતાનાં જીવતાં શગાં સાથે વેહવાર ચલાવાના હોયંતો તેઓ આ નયુસપેપરની મારફતે પોતાના હેવાલો જાહેર કરનારી ચીઠીઓ લખતા હતા. અમો આ ઠેકાણે એક બે ચીઠીઓના નમુના ઉપલા ગરંથકારનાં પુસતકમાંથી આપીએ છીએ. કોઈ જારજ લોલી નામના શખસનો ભુત આ પરમાંણે ચીઠી લખેછે:—

"શું કરોછ? મને ઓલખતાં નહી કે, હેં? જારજ લોલીને ઓલખોછ? (જો જવાબ મલે કે—"હા, ઓલખીએછ? તું શું કરેછ?" તો તે પાછો લખતો કે—) હું તો સઉથી સરસ છું. હું તો મરી ગયોછ; મારેથી બીહીતાં નથી? શું તમે લોકોને હું સારીપેઠે છું આમ જાહેર નહી કરશો કે? મને ઘણું વેઠવું પડયું નહી; એક મજબુત દાહ લાગો, પણ સારો થઈ ગયો. મી૦ લારડને મારો સલામ કેહજો. તેઓને કેહજો કે મારી ગાડીનાં પઈડાંને ઉગતાંને વાર દોડતો કે ખુશ ખબર લઈ હું તમારી તરફ આવી પોંહચીશ. ખચીતઆવીશ, હું જારજ લોલી. સાહેબજી."

"હું, સાઉથ કેરોલીનાની ૨૫ મી રીજમીંટનો જાન કલીનકછું. મારે સાઉથ કેરોલાનાના ચારલસટન શેહરના ટામસલાફાર સાથે સંધેસો ચલાવવો છે. આ ભુતમામાઓતી આગ ગાડી વીશે હું તદન બેખબર હતો. જારે તમેબી અમારી તરફ મુસાફરી કરશો તારે જાણશો કે મનેતો એથી એક નવો ધંધો સુજ પડયોછે. જો મારા મીતરો તરફથી મને તક મલશેતો હું તેઓની સાથે ચીઠી પતરીનો વેહવાર ચલાવીને તેમની મારેથી બનશે તેટલી નોકરી બજાવીશ, હું ઇછુંછ કે મી૦ લીફાર આ ચીઠી મેલવતાંનેવાર મારા કુટુંબને તે પુગાડશે, તેઓ કાંહાંછે તે તે જાણેછે, અને પછે આ છાપખાનાનું સરનામુ તેઓને જાહેર કરશે. સાહેબ મેહરબાન—રાતછે, કે પાછલા પોહરછે, કે સહવારછે તે નીતો મને ખબર નથી."

એક તરીજો વાંચશો કે તેની મતલબજ કેહવી બસ થશે? એક વલંદાએ એક યાહુદીના ૨૦૦૦ ડાલર લીધેલા તે એવી મતલબે કે વલંદો જે ખરીસટી હતો તેણે તે ધરમ છોડીને યાહુદી બની જવું. યાહુદીતો તે કંઈ થયો નહી અને મરી ગયો, તે ભુત થયો અને તેબી **ઓરત ભુત** થયો, તારે તેણે પોતાની ઓરતપર ચીઠી લખવી દરૂસત ધારી કે તેણીએ પેલા બે હજાર ડાલર પેલા યાહુદીની ઓરતને તુરત પોંહચતા કરવા.

હવે આવી ચીઠીઓ ઉપરથી અમારી શીઆણી બાનુઓ શું સાર કાઢવા માંગેછે? શું ભુતો હશે? એ સવાલ વીશે હાલ તકરાર કરવાનો વખત નથી, વારૂં તારે શું ભુતો ખરેખર ઉપર મુજબની ચીઠીઓ લખતા હશેજ? કદાચ વાંચનારી બાઈઓએ ભુતોની વાતો સાંભલી હશે તે ઉપરથી તો બેધડક (પણ વગર વીચાર કરવે) કહી શકશે કે જારે ભુતો માંણસોને રસતામા ઘેરેછે, અને તેમની સાથે મોઢેમોઢું વાતો કરેછે તારે તેઓ ચીઠી લખવા જેવું સેહલું કામ નહી કરી શકે એ અજાયબ જેવુંછે, પણ જેઓ લગાર વીચાર કરીને જવાબ દેવા કાશે, તેઓતો તુરત પાંમી જશે કે ઉપલી ચીઠીઓ કાંઇજ નહી પણ સરતાપા ઠગાઇછે. ઠગાઈ—દુનયાને ઠગવાની, વાંચનારને ઠગવાની, અને પોતાનેબી ઠગવાની—તે લખનારા નયુસપેપરોની એ ઠગાઇછે. તેઓ એ રીતે વેહમી અને ગરીબ લોકોમાં યાતો પોતાની ઘરાકી વધારેછે કે યાતો તેમને ઠગી, ધુતીને પોતાનાં ગજવાં ભરેછે. જેઓએ આ ભુતમામાઓની ચીઠી લખવાની કીરીઆ જોવી હોય તેઓને તેઓ દર સોમ, મંગલ અને ભરેસપતવારે પોતાની આફીસમા બપોર પછે તેડેછે, અને બખશેશ મેલવવાને માટે હાથો લાંબા કરેછે. અલબતાં આ એક જાતનું ખરેખરૂં હમબગછે તોપણ સરકાર તરફથી એવાં પતરોની ઠગાઈને માટે શીખશા કરવામાં આવતી નથી, એ અજબ વાતછે, અમારી વાંચનારી બાઈઓને આ બાબત વીશે વધારે ચેતવણી આપવી અમે નાદરૂસત સમજીએછે કેમકે અમારી ઘડી ઘડીની ટીકાઓથી તેઓ આવી ઠગાઈ જલદીથી પારખી કાઢેછે અને તેનેથી નીપજતાં ફલની સોડે જતાં નથી.

# બેગોનાહ માણસો કેવી રીત ખુની ઠરેછે?

દુનયામાં માણુસ જાત ઉપર તરેહવાર વીઘનો પછે થોડો કે ઘણો વાર પડેછે. એઓમાનાં કેટલાકથી તે સારાં નસીબે છટકી જાયછે, પણ કોઈ વખતે તો એવા સપાટામાં આવી જાયછે કે જે વાત વીશે તે તદન બેખબર તેજ તેના મોતનું કારણ થઇ પડેછે. માણુસ નેકી અને નીતીને રસતે ખરાં એકીનથી ચાલવા માટે ગમે એટલો બેફીકરો રહે, તો પણ કોઇ વખત તેનો એવો કંગાલ આવી પડેછે કે ગમે એટલો તે નીરદોશ હોય તોપણ દરેક માણુસની આંખમાં તે ગોનેગારજ માલુમ પડેછે. જોકે તેના દોસતો અને પેશીઓ તરફથી અથવા જેઓ તેને ઓલખતા હોય તેઓ તરફથી તેની સારી ચાલના ઘણાબી દાખલાઓ રજુ કરવામાં આવે, જોકે તે નીરપરાધી ઠરાવવામાં સારાં માણુસોની શાખસી પડે, જોકે તે પોતાના મોતની છેલી ઘડીએબી પોતાનું નીરદોશપણુંજ જાહેર કરે, તોપણ ઈનસાફની નજરમાંતો તે ગોનેગારજ ઠરે, એવા ઘણા દાખલા બનેલા નોધાઇ રહયાછે. એ રીતે નીરદોશી અપરાધી ઠરેછે, અને પાપી છટકીજાયછે.

ઈ૦ સ૦ ૧૭૨૩ માં એક જવાન શખસ લંડનથી પોતાના શેઠની રજા લેઈને પોતાની માતા જે ડીલ શેહરથી થોડાક માઈલ દુર રેહતી હતી તેણીને મલવા જતો હતો. છેક લંડનથી તે પગ રસતેજ આવયો હતો તેથી ડીલ આવતાં લગનમાં તો તે ઘણોજ થાકી ગયો હતો, અને વલી તેના પેટમાં ઘણુંજ દુખતું હતું તેથી રાત તાંહાંજ કાઢવાના વીચારથી એક ધરમશાલામાં તે ઉતરયો. પણ ઘર ધણીઆની એ દલગીરી સાથ જણાવયું કે બધા ઓરડા રોકાઇ ગયાછે, અને એક પણ બીછાણું ફાલતુ નથી તેથી તેણીનો કાકો જે હમણાજ વાહાણ ઉપરથી આવયો હતો તેની સાથે એકજ બીછાણે તેણે સુવું પડશે. પેલાએ એ વાત પસંદ કીધી અને સુતો. મધ રાત થતામાં તો તે જવાનને ઘણુંજ દુખવા માંડયું. તેણે પોતાના સોબતીને ઉઠાડયો અને વારાની જગા પુછી. પેલાએ બબરચીખાનામાંથી રસતો દેખાડયો, પણ તાંહાંનો અડગરો ઘણો મજબુત દીધેલો હતો તેથી પેલા ખલાસીએ તેને છરી આપવાથી તેણેં તે ઉંઘાડયો. આસરે અરધા કલાક પછે તે પાછો બીછાણા ઉપર આવયો, પણ તેણે પેલા ખલાસીને બીછાણાપર દીઠો નહી. પોતાની માદરની મોલાકાત માટે ઘણોજ ખંતી હોવાથી પેલો જવાન પોતાના સોબતીની ગેરહાજરી વીશે પરપુછ કરવાને બદલે સવારૂ પડે તે આગમજ પોતાને રસતે ચાલયો. તે બપોરે પોતાને ગામ પુગો અને માતાને મલી આશીરવાદ પાંમયો.

હવે પેલીગમ પેલી ઘર ધણીઆણીને સહવારે જારે માલુમ પડયું કે તેણીનો કાકો બીછાણા ઉપર હતો નહી મગર તેનું બીછાણું લોહીથી ખરડેલું હતું, તેથી તેને વીશે પુશકલ સોધ કરવામાં અને છેલે ઈનસાફની મદદ માંગવામાં તેણીએ કસુર રાખી નહી તલાશ કરતાં માલુમ પડયું કે બીછાણાથી તે છેક મોહોલાના નાકાં સુધી લોહીના ટીપાં ટપકેલાં હતાં. આખાં ડીલમાં એ વાત ફેલાઈ, અને સરવેને એજ શક ગયો કે તે ખલાસીનું ખુન પેલા તેની સોડે સુનાર જવાન શખસે કીધું હતું અને તેનાં મુરડાંને દરીઆમાં નાંખી દીધું હતું, કેમકે મોહોલાને નાંકેથી તે દરીઆ શુધી લોહીનાં ટીપાં વધુ તપાસ કરતાં માલુમ પડયાં હતાં! આ જવાનની માતા સાથ ધરમશાલાની શેઠાણીને ઓલખાણ હતી તેથી પેલા જવાન શખસને પકડવાનું તુરતંજ વારંટ કાઢી સમીસાંજે તેને પકડયો. તેની તપાસ થવા ઉપરથી તેના દગલા અને પાટલુન ઉપર લોહીના ડાઘ માલુમ પડયા, એટલુંજ નહી પણ તેનાં ગજવાંમાંથી એક છરી અને રૂપાંનો શીકો પાયાં તે વીશે પેલી ઘર ધણીઆણીએ જણાવયું કે તે ચીજો તેણીના કાકાને તેણીએ આપી હતી. આ શાક્ષીથી ઈનસાફની દરબારમાં પેલો જવાન ખુની ઠરયો અને તરીજે દીને તેને ફાંસી દેવામાં આવયો. જો કે તે પોતે નીરઅપરાધીછે એમ મોતની છેલી ઘડી સુધી તેણે કહયું, પણ તે ફોકટ ગયું.

આ શખસ કદમાં લાંબો હતો, તેથી ફાંસીની દોરી ગલાંમાં ઓલવતાંજ તેના ટાંટીઆ જમીનને અઠડતા હતા. આ તકે જેવો તેને ફાંસી દીધો કે તુરતજ તેને કફનમાં વીટાલી તેના દોસતો ઉંચકી ચાલયા. તેને પછે સજીવણ કરવાની યુકતી ચાલી, અને થોડા વખતમાં તે જવાન પાછો જીંદગીમાં આવયો. જારે તે પાછો આખો અને શકતીવાન થયો તારે તેના મીતરોની સલાહથી ડીલ છોડી પોરટસમથ ગયો, અને તાંહાં એક મનવાર જે દેશાવરો ખાતે ફરનારી હતી તે ઉપર નોકરી મેલવી. હઇઆં તેણે પોતાનું નામ અને વેશ બદલી નાંખયાં, અને સરવેથી અંજાણો રહયો.

થોડાંક વરસમાં તેને માલમનો ઓધો મલયો. પણ તેની મનવાર વેસટ ઈંડીજમાં વેચાઈ જવાના સબબથી એક બીજીમાં તેણે જગા મેલવી કે જેમાં જે શખસનાં ખુનને થકી તેને ફાંસી દેવામાં આવયો હતો તેજ શખસને તેણે જોયો તારે તેની અચરતીનો શું પાર? તેણે પેલા બુઢા ખલાસીને પોતાપર વીટેલી કાંહાંણી કહી, જે ઉપરથી તે બુઢાએ પોતાની હકીકત જણાવી કે, જે દીને તે જવાન શખસ ડીલ આવયો તેજ દીને એક હજામે તે બુઢાને સંઘરાહ મુકી હતી જે બીનાથી તેની ભતીજી અંજાણી હતી. જારે રાતે વારાની હાજતથી પેલો જવાન ઉઠયો તારે પેલા ખલાસીને માલુમ પડયું કે જે ઠેકાણે તેનો પાટો બાંધેલો હતો તે તે ઠેકાણેથી ખસી ગયો હતો અને કોઇ દબાણથી લોહી વેહતું હતું. એ બનાવથી તે બીધો અને સંઘરાહ મુકનાર હજામ જે તેજ મોહલામાં રેહતો હતો તેને તાંહાં સલાહને થકી ચાલયો, પણ રસતામાં ચોરોએ તેને પકડયો, અને પોતાની હોડી જે દરીયામાં તઈઆર હતી તાંહાં લઈ ચાલયા. તેમની સાથે તે વેસ્ટ ઈંડીઝ નીકળી પડયો, પણ એ વીશે એકબી હરફ પોતાની ભતીજી ઉપર લખવાને તે ભુલી ગયો. રૂપાંના શીકા વીશે તે બોલયો કે જારે તેણે અડગરો ઉંઘાડવા પેલા જવાનને છુરી આપી તારે પાનાની ચપરાસમાં તે સીકોબી સાથે આવી ગયલો હતો, જે તે જવાને પોતાની સોહેજ રાખયો હતો, એવા વીચારથી કે વારામાંથી તે પાછો આવે ને બંધે ચોજો પેલા ખલાસીને હવાલે કરે, પણ તે આગમજ તો તે જતો રહયો હતો.

વેસ્ટ ઈંડીઝથી આ બંને જણ પાછા વેલાત આવયા, અને પોતાની વાતથી સરવેને અજબ અને ખુશી કીધાં.



"દયાની બ્હેનો."

# "દયાની બેહેનો."

મરદ ખજરોપલો અને ખરતલ છે—ઓરત સફાઈદાર અને નરમ છે. મરદનો હાથ કઠણ અને જાડો છે—ઓરતનો હાથ નાજુક અને પોચો છે. એટલોજ તફાવત એ બંનેના કામ વચે પણ છે. મરદનું કામ શખત છે, ઓરતનું કામ નાજુક છે. મરદનું કામ ઉતાવળું, આકળું, દોડાદોડીનું, ધરપચનું, મારફારનું થઈ પડેછે. ઓરતનું કામ ધીમું, ઠંડું, પસવારવાનું, રમાડવાનું, દીલાસા દેવાનું છે. ઘણીવાર મરદનું કામ બાળવાનું અને ઓરતનું કામ સાંધવાનું છે. મરદ છેડેછે, વખોડેછે, લડેછે—ઓરત સલાહ કરેછે, સાંત કરેછે અથવા મરદના કામથી થતા માંઠાં ફળના કડવાસને જેમ બને તેમ ઓછો કરી મીઠાસ વધારવાની કોશેશ કરેછે. મરદ ઓરતના કામમા એટલો તફાવત છે, પણ તેથી કાંઈ તે એકેકથી ઉતરતાં કામો આપણ કહીશું નહી. એમા સરસ કોણ મરદ કે ઓરત તે કેહેવાઈ શકાશે નહી. બેહુના કામ એકસરખાં સરસ છે. મરદના કામની જરૂર છે અને તેમા વળી ઓરતના હાથનીબી જરૂર છે. આ શરૂઆતીના બંધાણ અને સંઉસારમા મરદ ઓરત બેહુને અગતના ભાગો સરજેલા છે અને બેહુ પોતાના ભાગ બજાવે તોજ સંઉસાર ચાલી શકે એમ ખુદરને ઠરાવેલું છે. મરદ ઓરતના કામ એટલાં જુદાં જુદાં બલકે એકકથી ઉલટાં છે, પણ બાહાદુરી, ઉદારતા, નેકી, શખાવત, વગેરે ખુબીઓ બેહુમા સરખી છે. લડાએક, દેશહીતકારી, પેહેલવાન દલેર છે—તેમજ કુટુંબના દુખો સહન કરી પોતાની ફરજ બજાવતી માતા કાંઈ ઓછી દલેર નથી.

મરદ ઓરતના કામનો આ તફાવત અને વળી આ એકસરખાપણું પાસેના ચીતર ઉપરથી આબાદ માલમ પડેછે. આ પડોસના સફામા ઓરતના નાજુક હાથની અગત, ઓરતની આ દુનીઆંની સરજત બરાબર ચીતારી છે. એ ચીતર ફરાનસ અને જરમની વચેની છેલી લડાઈને લગતું છે. એ ચીતર ખુદ લડાઈના મેદાનમાંથી ઉતારયું છે. તેમા લડાઈના મેદાનનો એક ભાગ બતાવયોછે, પણ જે ભાગમા મરદના કરતાં ઓરતનું કામ વધારેછે, જે ભાગમા લડાઈના કડવાં ફળ એકઠાં થયાછે, જે ભાગમા ખરતલ હાથના અને કઠણ હઈડાંના મરદે કરેલી ખુનરેજીનું પસતાવો પેદા કરનારૂં, પશેમાની ભરેલું પરીનામ જમા થયુંછે અને જેમા પાછું સાંત અને સમાધાન કરવા સરૂં મરદના લોઢાંના નહી પણ ઓરતના મખમલ અને રેસમ સરખા હાથની વધારે જરૂર છે, તે ભાગ આ ચીતરમા દેખાડયો છે. બીજા ભાગ ઉપર ખુનરેજી અને કતલ ચાલેછે, તાંહાં મરદ કામે લાગેલછે. તાંહાં દારૂગોળાના ધડાકા, ધુમાડાના વાદલાં, આગના બલતાં અને લોહીના રેલ ચાલેછે. મેદાનના તે ભાગ ઉપર મરદ ખુનપર ચઢયોછે અને જહનુનથી લડેછે. તે એકેક જરબે એકેક જાન લેયછે. એકેક જપાટામાં એકેક બાપ, ભાઈ, બેટા ઈઆ ભરતારને જખમી કરેછે. અફસોસ મરદનું એ કેવું કરૂર કામ છે!

પણ હવે આ ઓરતના કામ તરફ જુવો. તે ખુનરેજીમાંથી ઘાએલ થયલાઓને આ કામચલાઉ ઇસપીતાલમાં લાવી નાખયાછે. જે સુરા સીપાહો પાંચ મીનીટ અગાઉ કાપાકાપી ચલાવતા હતા, તે હવે નાતવાન થઈને સુતાછે. તેઓની મગરૂરી અને જહનુન હવે કાંહાં છે. કાઈના દીલમાં, કોઈના માંથાંમાં, કોઈના હાથ પગમાં ગોળીઓ પેઠી ગઈછે; કોઈનો સાંધો તુટી ગયોછે અથવા કોઈની ગરદન કપાઈ ગઈછે; અને હવે તેને જો શુધો હોય તો લડાઈના પાપને યાદ કરવા અને પસતાવો કરવાનો વખત છે. હજીમા એ બીચારાઓને જીવવાની આશા છે—જીવાડવાની પણ આશા છે. કોઈની આ છેલી ઘડી છે, કોઈની છેલી ઘડી હજી દુર છે. પણ એવી ઘડીએ તેમની માવજત થવી જોઈએ. તે માવજત કેવી મીઠી લાગેછે! તે માવજત કેટલી પેઆરીછે! તે માવજત કરનારૂં કોણ છે! ઓરત—કોમળ, નાજુક, શુંદર, હસની, દયાલુ ઓરતનું હીઆં કામછે. આ જખમી માણસોના ઘાનો ડાકટર ઈલાજ કરેછે તારે આ ઓરતો તેમને મદદ આપેછે. ડાકટર પાટો બાંધેછે, અથવા પોતાના હથીઆર ચલાવેછે તારે એક જણી પોતાના નરમ હાથથી તેનું માંથું ઉંચકેછે, બીજી તેને પસવારેછે, તરીજી તેને ધીરજ અને આસાએસ આપેછે. તે ઓરતનો હાથ આજારીના દીલમાં વીજલીના સરખી અસર કરેછે. તે શુગર કરેછે કે એ ખોદા જો દુનીઆંમાં ઓરત પેદા નહી કરી હતેતો સઘળું કઠણ, સઘળું ખજરાયલું, સઘળું કઠોર દીસતે; પણ આફરીન કે સાધી લીટીઓમાં વાંક અને વલાંણ આપવા, ખજરાયલા મારગો ઉપર ફુલ બીછાવવા, દલગીરી અને ગંભીરાઈ વચે હસાવાને તેં ઓરતને બનાવીછે!

પેઆરી વાંચનારી બાનુઓ, આ ચીતર કાંઈ ખેઆલી સહરાગાત અથવા બનાવટનું નથી. મોટી લડાઈઓની વેળા ખરેખર બનતા બનાવોનું આ ચીતર છે. ફરેંચ અને જરમન વચેના છેલો મોટી લડાઈની વેળા જીવોની મોટી ખુવારી થઈ હતી. તે વખતે ઘાએલ થયલા દુખીઆરાઓના દાદ લેવા અને દેલાસો આપવા સારૂં આ ચાકરી અને માવજત કરનારી ઓરતો દેશેદેશથી લડાઈના મેદાંનો તરફ ગઈ હતીઓ. મરદો પોતાના દેશ અને ઘર તજી લડવા ગયા હતા, તેમ આ ઓરતો પોતાના કુટુંબ પરીવાર છોડી લડનારાઓની માવજતને માટે ગઈ હતીઓ. તેઓ એ સઘળી ચાકરી કરવા મુફત ગઈ હતીઓ. લડાઈના મેદાનમા તેઓને ઘણી મેહેનત અને હેજગારી પડી હતી. પણ તે સઘલી મુશકેલ મુશીબતો ધીરજથી સહન કરી તેઓ આ લડાએક મરદોના શંકટો ટાલવામાં રોકાઈ હતીઓ. જેમ આ લડાઈનું કાંમ મોટા પાયા ઉપર ચાલયું હતું તેમજ આ દયાનું કાંમ ઘણા મોટા પાયા ઉપર ઉભું કરયું હતું. લડાઈના મેદાંનમાં મદદ મોકલવાને દેશેદેશ મોટી સભાઓ થઈ હતી. દેશેદેશની ઓરતો—પાદશાહીથી તે ગરીબ કુટુંબની ઓરતો—માવજતને માટે કપડાં ચપડાં વગેરે પોતાની તરફથી મોકલવામાં રોકાઈ હતીઓ. પણ વળી કેટલીક ઓરતો પોતે લડાઈના મેદાંનમાં જવા નીકલી હતી. લડાઈના મેદાંનમાં તેઓનું માન તથા લાજ રેહે એવી દરએક ગોઠવણ તેમને માટે સતાવાલાઓએ કરી હતી. મદદ મોકલનારી સભાઓના પોતાના માણસો આ દયાલુ અમગાઓને માટે બંદોબસ્તી રાખવા સારૂં તાંહાં હાજર

હતા. એ સઘલી સ્ત્રીઓ એકસરખો પોશાક પેહેરતી હતી. તે પોશાક તેમના ગંભીર કાંમ તથા ગંભીરાઇ ભરેલા વખતને છાજતો હતો. તે પોશાક દુનીઆદારીની લાલચના ભપકાને બદલે, વૈરાગણની સાદાઇ દરાવતો હતો. તેમનો પોશાક ઘણું કરીને કાળો હતો, માથે કાળો કટકો હતો. તેમની બાજુએ ધરમીપણાનો નીશાણ દાખલ ક્રાસ હતો. તેમના વાવટા ઉપર પણ ક્રાસ હતો.

આ માવજત લેનારી સ્ત્રીઓનું નામ "દયાની બેહેનો" કરીને આપેલું હતું. એ નામ ખરેખર છાજતું અને ઘટારત હતું. જારે લડાઇનાં મેદાનમાં જખમી થઇ પડેલાઓની કોઇ દાદ નહી લીએ, માણસોના ઢગલા ઉપરથી માણસો ચાલી જાય, અને દુખીઆરા સીપાઇઓને જાંહાં આરામના બીછાણા વટીક પાથરાં નહી મળે, જાંહાં તેઓ પોતાની છેલી ઘડીમાં દર પલે પોતાના કુટુંબ અથવા વાહાલાંઓને યાદ કરે, તાંહાં તેમને સાહાએ થવા, તેમની માવજત કરવાં, તેમને દેલાસો આપવા પોતાના શેહેર અને ઘેર છોડીને જવું એ કેવી ખરેખરી દયાનું કાંમ છે !

---

## નારફાકના ટાપુઓ.

દુનયાંની સપાટી ઉપરના માહાસાગરોમાંનો સરવેથી મોટો પાસીફીક, જે કાંઈ બેસુમાર નાના મોટા ટાપુઓના ઝુમખાથી ભરાઇ ગયલોછે, તથા જેમાંના કેટલાક હજી વગર શોધાં કાઢેલા, વગર વસતીના ઉજડ પડેલાછે; જાંહની કુદરતની રચના, એક કવીના કેહવા પરમાંણે, જંગલી હેવાનોને મારે બનાવેલોછે, અથવા જો ખોલું બોલીએતો જાંહાં જંગલી પરાંણીઓજ જીવે અને રાજ ભોગવેછે, તેવા ટાપુઓમાંનો એક—નારફાકનો ટાપુ—એજ મોટા માહાસાગરની દક્ષીણ દીશાએ બીજાઓથી દુર આવેલોછે.

નારફાકનો ટાપુ ઉપલા સઘલાઓ કરતાંબી સુંદરછે. તે એક લીલોતરીનો બાગ અથવા ખજાનોછે, અને તેની હવા બીજા ટાપુઓનીને ટકર મારે એવીછે. હમેશના ઘંડા અને મધુર પવનની લેહકી દરીયા તરફથી આવીને એ ટાપુના કીનારાઓ ઉપર પંથરાઈ જાયછે. લીલી ચારથી મઢી લેવાયલી ટેકરીઓ અને ઉંડાં નાલાં, ખુબસુરત અને છાંયાદાર સનોબરનાં અને એવાંજ બીજાં ઝાડોથી ભરાઈ ગયલાં દેખાયછે. ચંપેલી અને તેની જાતના બીજાં તરેહવાર જંગલી પણ સુગંધદાર ફુલોનાં ઝાડ અને વેલાઓ એક ડાંખલીથી બીજી ઉપર, અને એક ઠડથી બીજાં ઠડ ઉપર વીટલાઇ જાયછે, અને જાણે કુદરતી તોરણ બંધાઇ હોય એવો દેખાવ આપેછે. તેઓ એક બીજા સાથે એવાં તો અને એટલાં તો ગીચ ગુછવાઈ જાયછે કે જાણે ઝાડોની નીચે લીલાણ જગા તે લીલા મખમલની પોચી ગાદી, અને જંગલી વેલાઓનાં તોરણ તે જાણે કુદરતી દેવાલે ઝાલર જેવું લાગેછે. વલી આ ટાપુની જમીન એવી ફલદરૂપછે કે ભાજી પાલો તાંહાં હમેશાં પુશકલ ઉગેછે; અને તરેહવાર જાતનાં ખુબસુરત અને બુલ બુલ જેવા મધુર હલકવાલાં પક્ષીઓ એક ઝાડી ઉપરથી બીજી ઝાડી ઉપર એમ કુદતાં, ઉડતાં, નાચતાં અને રામતાં, ગીત ગાયછે.

પરૂથવીની આસપાસ તરણ વરસમાં મુસાફરી કરી આવનાર નામીચો સફરી કપટાન કુક, આ ટાપુના ઈ. સ. ૧૭૭૪ માં પેહલ વેહલી મોલાકાત લેનાર ઇનસાન જણાયછે, કારણ કે તેની આગમજ એ ટાપુ વીશે કોઇને પણ ખબર શરત હતી નહી, અથવા એના નામથી કોઈ પણ જાણીતું હતું નહી. તેણેજ એ ટાપુનું નામ "નારફાક" આપયું. જારે તે આ ટાપુઓમાં ઉતરયો તારે તેને તે વસતી વગરના માલુમ પડયા, અને તેનો સાથવાલાઓજ પેહલો પગ મુકનાર જણાયા. દરીયાથી ૨૦૦ વારને છેટેથી જમીન તરેહ કોસમનાં ઝાડ પાનોથી એટલી તો ગુછવાયલી જણાતી હતી કે તેથીબી આગલ કદાચજ કોઈ પણ જઈ શકે. પોતાની સફરના બીજા અહેવાલો સાથે જારે આ ટાપુઓનોબી અહેવાલ કુકે ઈંગલાંડમાં જાહેર કીધો તારે આ ટાપુઓ ખાતે વસતી લેઇ જવાની લોકોની ઉલટ મોટી હતી. પણ લોકોનો મોટો ભાગ તાંહાં રહી શકે એવું હતું નહી, કારણ કે છ માઇલ લાંબો અને ચાર માઇલ પોહોલો હતો, અને વલી ખડક અને ટેકરાઓથી એટલો તો ઘેરાઈ ગયલો હતો કે ખલાસીઓને પોતાના વાહાણ કાંહાં લાંગરવાં તે વીશે વીચાર પડતો હતો; એટલુંજ નહી પણ તે લતા તરફ પવન એટલો તો તુફાની હતો કે એ ટાપુ તરફ આવતાં વાહાણ વટીઓને પોતાનો જીવ હમેશાં ઉંચો રાખવો પડે એટલી ધાસતી હતી.

આ સઘલી કુદરતી અડચણોથી જારે આ ટાપુઓ ખાતે વસતી લેઇ જવાનાં કામમાં હરકત જણાઈ તારે સરકાર તરફથી એવો ઠરાવ થયો કે આ ટાપુઓ ખાતે સવસથાન કરવામાં જાન ખોવા સેવાય બીજો કસો ફાયદો નથી, માટે ગેનાહ કરનાર તકસીરવારોને દેશનીકાલ કાઢવાની આ જગા પુરતી રીતે લાયકછે, તેથી નયુસાઉથ વેલસથી ઉતરતી અથવા બીજી પદવીની જગા તરીકે આ ટાપુઓ પસંદ કરવા, જાંહાંથી બચી જવાને ગેનેહગારોને કોઈ પણ રીતની બારી યા તક મલે નહી.

આ રવેશ દુનયાની એક દેલ ખુશ અને તંદોરસત જગા, અથવા એક લખનારના વીચાર મુજબ, "દુનીયાના બેહશતોમાંનું સરવેથી પયારૂં બેહશત" ને સરવેથી કંગાલ અને સરવેથી નાપાક ગેનેહગારોનાં રેહઠાણની જગા બનાવવામાં આવીછે ! તોપણ બીચારા કમનસીબ-દેશનીકાલ થયલાઓને ધીરજ આપનાર અને ખુશ કરનાર દુનીયાની બીજી કોઇબી માયાની ગેરહાજરીમાં આ ટાપુઓનો સુંદર આબોહવા પુરતીછે. એ ટાપુઓ ખાતે બંધવાઓને મોકલવામાં આવેછે અને દાહાડે દાહાડે તેમની સંખ્યામાં વધારો થતો જાયછે. જો આ સુંદર ટાપુઓ છોડીને કોઇ પણ બીજી જગા પસંદ કરવાને કોઈ પણ ગેનેહગારનું મન લલચાયતો તે પોતે ખરેજ મોટો કમનસીબ હોવો જોઇએ. હંમેશ સુધીની દેશનીકાલ હાલતથી છટકી જવાની એક કોશેશ એક વખતે કરવામાં આવી હતી, પણ અંતે બંધવાઓને તેમની એ ચાલને મારે પસતાવો કરવો પડયો હતો. આ કોશેશ તેમને એટલા માટે કરવી પડી હતી કે તેમની પાસે ગેલામ દાખલ પુશકલ કામ કરાવતા હતા, બેડી ઘાલતા હતા અને બીજો ઘણો જોલમ પાડતા હતા.

## લોકો.



### પોરટુગીજ લોકો.

હાલ પોતપોતામા લડી મરતા સપાંનીઅરડ લોકોની મુલાકાત લેવા પછે તેમના પડોશી પોરટુગીજ લોકો ઉપર આપણ આવીએ છઈએ. એ લોકો આપણા પણ પડોશી છે. આંપણી નજદીકમા ગોવા અને દમણ ખાતે પોરટુગીજ રાજ છે; જાંહાં યુરોપખંડના પોરટુગાલ દેશથી સુધ પોરટુગીજો રાજ ચલાવાને આવેછે. પોરટુગીજ નામ આપણામા ઘણું સાધારણ છે; પણ આપણા દેશી ફીરંગીઓને પોરટુગીજ કહીએ છઈએ તે ખોટું છે. ખરા પોરટુગીજ ઉપલાં પોરટુગાલ દેશના રેહવાશી છે, જેઓના હેવાલ ઉપર હવે આપણ આવીએ છઈએ, તો જોકે કબુલ કરીએ છઈએ કે તેઓના હેવાલમાં જાણવાજોગ થોડુંજછે.

પોરટુગીજ લોકોની વધારે ઓલખાણ તેમની આગળી મોટાઈ ઉપરથી થઈ શકેછે. યુરોપથી હીંદુસતાન આવવાનો મારગ શોધી કાહાડનારા પેહેલા પોરટુગીજ લોકો છે. આજે તેઓ યુરોપમા નહી સરખા થઈ પડયાછે, પણ એક વખત એવો હતો કે જારે દરીઆવરથી બળમા એ પરજાના દરીઆઈ કાફલાઓ નીકલયા હતા. બરેજીલના જાણીતા મુલકને પેહેલાં શોધી કાહાડનાર અને તેના પેહેલા રાજ કરતા પોરટુગીજો હતા. પણ એ લોકોની આપણ સાથ વધારે સરસ પીછાંણ કરાવનારોતો એક શરાબછે. પોરટ વાઈનથી કોઈ વાંચનારી બાંનુ અણજાની નહી હશે. એ વાઈન પોરટુગીજોની પેદાસ છે. તેમના "ઓપોરટો" નામના મોટાં બંદર ખાતેથી એ વાઈન આવતો શરૂ થયો તે ઉપરથી તેને પોરટનું નામ મળયું છે.

વાઈન દારૂ દરાખનો બનેછે, અને પોરટુગાલ દેશ એ દરાખના વેપારને માટે પરખેઆત છે. દરાખનો પાક તાંહાંના ખેડુતોનો મુખીઅ ધંધો છે. તેઓ મોટાં જાહાડોની ઉપર દરાખના વેલા ચહડાવેછે, જેની ઉપરથી એ લેહેજતદાર ફળના ઝુમખાને ઝુમખા મોસમની વેળા ઝુલાયછે તારે તે દેખાવ ઘણો જોવા લાએક થઈ પડેછે. કેહછે કે એ રીતે દરાખના ઝુલતા વેળા ચહડાવાની રીત અસલી વખતની છે; તે એકલાં પોરટુગાલમા જલવાઈ રહીછે. એ ઉપરાંત વળી શેહેરેશેહેર અને ગામેગામ દરાખના માડવા કરેછે અને તેવા માડવાના મોહોલાના મોહોલામાથી લોકોની આવજાવ રેહછે, જેથી સુરજના તડકામા અછો ભલકે "રસીલો" છાંયડો મળેછે. પોરટુગાલ દેશમા દરાખ એટલીબધી ઉગેછે કે તેની પાછળ જાજી જતન વગર,ખેતરો અને સઘળી જગોએ તે ગોયા ઉભાઈ જાયછે.

આ પાકવાલાં પરાંતોમાં ઘણીક દરાખ અંગસથી જમીન ઉપર પડી રેહેછે. એ ઉપરથી તેમાં ચોકસ મરોડી જેવી લેહેજત ભેલાયછે. ડોઓરો નદીના કીનારા ઉપર ૪૦ માઈલ લાંબા અને ૨૨ માઈલ પોહોલા વીસતાર ઉપર તમામ દરાખ ઉગેછે. આ કાંઈ નાહાની જગા નથી. તેમાં ગોયા દરાખનો દરીઆવજ, જાંહાં નજર કરો તાંહાં દરાખજ માલમ પડેછે. સપટેમબરની આખરીથી દરાખ વીણવાની મોસમ શરૂ થાયછે, તે વેળા આ "રસીલાં" ખેતરોમાં શુંદર દેખાવ થઈ પડેછે. દરાખ વીણવા ઉપર ઓરતો અને બાલકો કામે લાગેછે, જેઓની તાંહાં અતીશય મોટી વસતી થઈ પડેછે. પણ એ દરાખ વીણવા અને તેમનો રસ કાઢવા સારૂં તેમને પગ તલે બચડવાના કામને માટે સ્પેન દેશથી હજારો લોકો દર વરસ પોરટુગાલ ખાતે આવેછે.

પોરટુગાલના આ મોટા પાક ઉપરથી પોરટુગીજોની ખેતીવાડી વીશે જો કોઈ ઉંચું મત બાંધેતો તેમા ભુલ છે. એ મુલક ઘણો ફલવંત છે, પણ તાંહાંના લોકો ખેતીવાડી બાબે આપણા દેશીઓના જેટલાજ અણજાના છે. હોલ ચલાવા અને જમીન ખેડવાની મોસમમા સ્પેન દેશના મજુરોને બોલાવવા પડેછે. ખેતીવાડીના હથીઆરો અને ઓજારો સઘલાં અસલી જમાનાનાં છે અને ખાતરો વગેરેથી લોકો તદન નાવાકેફ છે. પોરટુગીજ લોકોનો મુખીઅ અનાજ મખાઈબુટા છે, જેની તેઓ રોટી બનાવે છે. તેઓના દેશમા દરાખથી ઉતરતો પાક ઓલીવ નામના ફલનો છે, જેનું તેલ તેઓના રાત દીસના વપરાસમા આવેછે. જેમ ખેતીવાડીમાં તેમ બીજી સઘલી કળાકઉશલમા પોરટુગીજો પછાત છે. મુખીઅ શેહેરો વચે રેલવે ચાલેછે અને થોડાક મોટા રસતાઓ છે. તે સીવાએ આખાં દેશમાં રસતા કાંઈજ નથી, અને ખચરો ઉપર ઘણીખરી આવજાવ થાયછે તથા માલની લાવ લઈજવને માટે ફકત બલદના ગાડાં કામે લાગેછે. આપણા દેશમા રેલવે ચાલુ થવા પછે ૧૮૫૩ માં આ યુરોપીઅન દેશમા પેહેલ વેહેલો રેલવે નખાયો હતો. પોરટુગાલ દેશની જમીનમા ખાંનો ઘણી કીમતી છે, પણ તેમનો કસો ઉપયોગ થતો નથી.

પોરટુગીજ લોકોની આ સઘલી લાચારીના કારણો સેહેલ છે. એકતો એકે જમીન ઘણી ફળવંત હોવાથી લોકો વધારે આલસુ થઈ પડયાછે. બીજું એકે સરકાર ઘણી બેદાદ અને એકલપેટી છે. તરીજું કારણ કેળવણીથી બેનશીબ લોકોના અગ્નાનપણાનું છે. ચોથું કારણ દેશમા થયલી મોટી રાજદુવારી ઉથલ પાથલો છે, કે જેથી ઘણી ગરીબાઈ વધીછે. પણ છેલું અને ઘણું નવાઈ જેવું કારણ આંતબર અને પેહેલે વાયેના પોરટુગીજ કુટુંબોની અગારૂરીનું છે. ઉંચી પદવીના પોરટુગીજો વેપાર કરવામા ઘણી હળકાઈ વીચારેછે. પેહેલાં તો તેઓને વેપાર ધંધાની સરકારથીજ મના થયલી હતી! તે હીઆંસુધી કે કોઈ પણ વેપારી બંદરમાં કોઈબી તવંગર અથવા ખાનદાની પોરટુગીજ ઉમરાવ તરણથી વધારે દાહાડા

રેહેતો તેને શેહેરમાંથી બાહેર કાહાડવાનો ધારાની આ રફતે અમલદારોને એખતીઆર આપેલો હતો!!! પા છળથી માહોમાહેની લડાઈના પરોનામ દાખલ વધારે સ વતંતર ઉમરાવોનો નવો વરગ ઉભો થયોછે, જેઓ વાઈનના તથા બીજા વેપારમાં પડેલાછે. તોપણ જુના પોરટુગીજ ખા નદાનો હજીબી સઘલા ધંધાથી વેગલા રેહેછે એટલુંજ નહી પણ જે ઉમરાવો ધંધો કરેછે તેમની સાથ ઉપલાઓ ભેલા તા વટીક નથી!

ઉપલો ધંધો કરનારા પોરટુગીજો ઘણા ભપકાથી મોટા પાયા ઉપર કાંમ ચલાવેછે. પોરટુગીજ લોકો અછા ઝવેરી છે, તે સોવાએ બીજા હોનરોમાં તેઓ ખબરદાર નથી. તે ઓના પાએતખત લીસબન ખાતે તેઓ મોટાં ઘરોમાં રેહે છે, જાંહાં બીલાડીઓનો ઉપદરવ મોટો છે, ઘરેઘર બીલા ડીઓ ઉભાઈ જાયછે. માફરા નામના ગામમાં પોરટુગીજ રાજા જાંને બંધાવેલું એક જોગનશાળા ઘણું વખણાયછે. તે મેહેલ સરખી ઈમારત ૭૮૦ ફીટ લાંબી અને ૬૯૦ ફી ટ પોહોલી છે. તેમાં ૮૮૬ ઓરડા છે અને તેનું છાપરૂં એટલું મોટું છે કે તે ઉપર ૧૧૦૦૦ માણસોની કવાએદ લે વાઈ શકાયછે. વાઈનના મુખીઅ બંદર ઓપોરટો ખા તે વાઈન દારૂથી લાદેલા મછવાના મછવાઓ દરાખનાં ઉપ લાં મોટાં મુલક ખાતેથી નદીને મારગે આવેછે. ઓપોરટા મા વાઈન ભરી રાખવાનો મોટો વખારો અને ભોંયરાં છે, અને તેના વેપારમાં પોરટુગીજો સારૂં કમાયછે. દરાખના રસમાં, એ શેહેર ખાતે આરકનો વધારે ભાગ ભેગવામાં આ વેછે. લંડંન ખાતે પુગા પછે પણ તેમા કેફી ખાશીએત નો મેળવણી કરવા સારૂં બીજા દારૂઓ ભેલી તેને રાખવા માં આવેછે. પોરટ વાઈનનો શોખ ઈંગલંડમાંથી આસતે આસતે ઓછો થયોછે.

પોરટુગીજ લોકો સપાનીઅરડોના સરખીજ ઓલાદ ના છે. તેઓ જે બાશા બોલેછે તે સપાનીશ બાશા જાંહાંથી નીકલી તાંહાંથીજ નીકલેલીછે, પણ બોલોમા એટલો તફાવ ત પડી ગયોછે તથા ઉતર આફરીકાની બાશાના બોલો તેમા એટલા ભેલાયાછે કે પોરટુગીજ બાશા સપાનીઅરડથી જુદી જ થઈ પડીછે. પોરટુગીજ લોકોની વસતી ૦॥। કરોરની ગણવામાં આવેછે. તેઓ તમામ રોમન કાઠલીક છે, અને બાજાં દેશોની ઓરાળે તેઓમા પરોટેસટંટ પંથ મુદલ જ ણાતો નથી. પાદરીઓનો દોર અને સતા સઘલું છીણવી લેતાં હજી તેમનો વગ મોટો છે. પોરટુગીજોમા અનીતી ઘણી છે, પણ ગામડીયા પોરટુગીજો ધીરા અને હીમતવાન છે. એ પરજા અતોશય મીસકીન અને કંગાલ છે. તે ઓ એટલા ગરીબ છે કે જાનવરો ખોરાક વરશમાં કોઈકવાર તેમના ખાધામાં આવેછે. સન ૧૧૩૯ માં મુર લોકો ની સીકસત પછે પોરટુગીજોના રાજનો પાયો નખાયો. તે ના રાજમાં રઈએતનું છુટાપણું તથા પારલામેંટના હક સા રા જલવાયલાછે.

---

## પરચુટણ બાબતો.

**અવર આદમી**—જે માણસ ગાયણ અથવા એક નાહના બાલકના હસવાને ધીકારતો હોય તેને કદી પણ ત મારો દોસત કરતા ના. ક.

---

**થોડાએક વરસ** ઉપર આયરલંડમાં બલવો ચાલ તો હતો તારે તાંહાંના એક સરાફે (મો૦ બરેસફરડ) સર કારની ઘણીજ તરફેન કીધી હતી અને પોતાના દેશીઓ નો વીરૂધ ગયો હતો. આવા તેના વીચારથી આઈરીસો તેના ઉપર ઘણાજ રીસાયા અને તેને કોઈબી રીતે હાની પોહોચાડવાની તજવીજ કરતા હતા. તેઓનું તેની સામે કાંઈ ચાલીયું નહી તથા કાંઈ ઉપાય હાથ ન આવ્યા તેથી તેના નામની જે નોટો ચાલતી હતી તેનો નાશ કરી તે ની ખરાબી!! કરવા લાગા. અને કેહેવા લાગા કે "એ ની દરએક નોટો બાલી નાખો એવું સતીયાનાસ વાલવું" અને તે પરમાણે ઘણાએક દેઢ ડાહાઓએ કીધું. છેવટે મો૦ બરેસફરડને માલમ પડીયું કે એ બલવાના હીંગામમાં રૂ પીઆ બે લાખની ઉપરની નોટો આ રીતે બાલી અથવા ફાડી નાખવામાં આવી હતી. ક.

---

**ઉંઘ ઉપર માવેશનો અસર**—માતર ટેવથીજ સો પાઈઓ અને ખલાસીઓ જારે ગમે તારે સુવેછે અને ઉઠે છે. આના દાખલા તરીકે શાનશાહ નેપોલીઅનની ઉંઘ નો દાખલો બસછે. કેપટન બારકલે, જેના વાસતે એવું ક હેવાયછે કે તેના જેવો ચાલનાર બીજો કોઈ થયો નથી, તે પોતાની એક હજાર મઈલની મુસાફરીમા, જે વખતે અને જાંહાં સુવા માગતો તાંહાં તરતજ સુઈ જતો હતો. કેટલાં એક માણસોમાં લાંબો વખત સુધી સુવાની ટેવ હોયછે. એવી શકની ધરાવનાર કુવીન નામનો ઈંગલંડનો પરખો યાત નાટક કરનાર હતો, જે ચોવીસ કલાક લાગટાગ સુતો હતો. એક ઈલાઈઝાબેથ ઓવન કરી હતી, જેણે પોતાની જીંદગીનો પોણો ભાગ સુવામા કાહાડયો હતો; મીસ પરકીન જે કોઈ કોઈવાર એક અઠવાડીયું અથવા એક પખવાડી યું સુતી હતી; એક મેરી લાયલ કરી હતી તે એજ પરમાણે છ અઠવાડાયાં લાગટાગ સુતી હતી; અને બીજાં સેંકડો જણ એથી થોડો અથવા વધારેવાર સુતાં હતાં. વળી આ થી ઉલટીજ શકતી ધરાવનારાં માણસો આ દુનીયામાં જોવા મા આવેછે; કેટલાએકને સારૂં તો એવું કેહેછે કે ઘણોજ થોડોવાર ઉંઘાતા હતા. આવી રીતનો દાખલો પરખોયાત જેનરલ ઈલીઅટનો હતો, તે ચોવીસ કલાકમાંથી બાબેગે ચાર કલાક સુતો હતો; બીજી બાકાની સરવે રીતે તે ઘણોજ મીતાહારી હતો અને તેનું ખાવાનું માતર ભાજીતરકારી, પાંઉ અને નીરમલ પાણી હતું. સફરરે નામના શેહેરમા, જોન મેકફે કરી એક શખસ રેહેતો હતો, તે ૧૭૯૭ ના વરશમા સટરાયનેવમા એકાનું વરસની લાંબી ઉમરે મરણ પામીયો, તેના વીસે એવું લખાયેલું છે કે તે ચોવીસ કલાક માથી માતર ચારજ કલાક સુતો હતો. પણ તે ઘણોજ જોરે મંદ, તંદરોસત તથા આંગે ભરેલો હતો. પરસીઆનો ફ રેડરીક ધી ગરેટ તથા જાણીતો વઈદ જોન હનટર માતર

પાંચ કલાક ઉંઘ કાટતા હતા. સર ગીલબરટ બલેન ઉપર ફ્રેંચ જેનરલ પીશીગરૂએ એક કાગળ લખીયો હતો, તેમાં એવું જણાવીયું હતું, કે એકવાર આખા વરસ સુધી લડાઈ ઠીકી તેમા રોજ લાપેજે તે એક કલાક સુતો હોય. આવી અજાએબી ઉતપન કરે એવા દાખલા આપણા હીંદુસથાનમા પણ મલી આવે, પણ કમનસીબે તેની નોંધ કોઈ રાખતું નથી. ક.

---

અગરજો તમારી બઈરી કજીઆદલાલ હોય અને તેને જેરમાં લાવવા માંગતા હોયતો તે જે કાંઈ આડું બોલે તેપર પેટ ધરીને ખડખડ હશજો. આથી તે વધારે ચીરડાશે પણ તમો કાંઈ ઘભરાતાં ના. જારે તે નરમ પડે તારે પાસે બેસારીને પસવારજો અને આસતે રહીને એક બોસો લેજો. આ સરવેથી સરસ દવાછે અને તેથી તેણીનું બધું દરદ થોડા વખતમાં દુર થશે તે નકી જાણજો. ક.

---

**દુનીયાપર** માણસ સીવા બીજું કોઈબી હસી સકતું નથી. હીરો માણેક જલકાટ આપશે પણ માણસના હસમુખા મુખરા આગલ તેનો ઝલકાટ શું બીસાદ ધરાવેછે? જે માણસના ચેહેરાપર હસમુખાનો છાયો નહી તે એક કલી, કે જે કધીબી ખીલે નહી અને પોતાની ડાંખલી ઉપર કરમાઈ જાય, તેના જેવીછે. ખડખડ હસવું એ દીવસછે, ગંભીર રહેવું એ રાતછે, પણ હસતાં રેહેવું એ સહવારનુ પોહોરછે કે જે બધાંને લલચાવી પોતાની તરફ તેડેછે. ક.

---

**વીસ હજારનો રોકડો નફો**—કોટમાં પેશતનજી નાનાવટી રેહેતા હતા તેમને પેટે બે છોકરીઓજ હતી. પાસે પૈસા ઘણા હતા તેથી એકકી છોકરીને રૂપીઆ પચીસ હજારની રોત કરવા માંગતા હતા. પણ તેમની પસંદગીનુ કોઈ મલતું ન હતું તેથી છોકરીઓ મોહોટી થઈ હતી. વારેવાર તે છોકરીઓનો ઉઠાવ કરવા સારૂં પોતાના દોસતો આગળ પેશતનજી વાત કરતા હતા. એક વેલા પોતાની હમેશની ચાલ પરમાણે પેશતનજી પોતાના દોસત, શેઠ નવરોજજી આગલ મેહેરબાઈ તથા જરબાઈ વીસે વાત કરતા હતા, તે વેલા એક ખુબસુરત જુવાન ગામડીઓ ચાકર પાસે ઉભેલો હતો તેણે જોયું કે રૂપીઆ પાંચ હજાર મેલવવાનો તથા પોતાના શેઠને વીસ હજારનો નફો કરવાનો આ વખતછે તેથી તરતજ શેઠને આસતે રહીને કહયું. "શેઠ, જરબાઈ તો હજુર નાનીછે, પણ મેહેરબાઈને વાસતે હું કેઉં તેમ કરશો તો તમુને રૂપીઆ વીસ હજારનો રોકડો નફો થશે" શેઠે તરત પુછીયું કે તું શું બોલવા માંગેછે. તારે તેણે જવાબ આપીયો કે "જેવોની હુંબી કુમારો છું. વલી જુવાન તથા ખુબસુરતછું તેથી મેહેરબાઈને મારી સાથે પરણાવો. માતર પાંચ હજારજ આપજો અને બાકીના રૂપીઆ વીસ હજારનો તમુને નફો રેહેશે." આવું સાંભલી પેશતનજી તથા નવરોજજી ખડખડ હસી પડીઆ. પેશતનજીએ પેલા ચાકરને એક ધપો મારી તાંહાંથી દુર કીધો. ક.

---

થોડાંએક વરસની વાત ઉપર સુરતની અપરાધીઓની કોરટમાં એક મુસલમાનનો કજીઓ ચાલતો હતો. તેના ઉપર, તેના પોતાના કેહેવા પરમાણે એવો અનીઆય મુકવામાં આવીયો હતો કે, તેણે એક ડોસીનું ખુન કીધું હતું. પણ તેના વકીલે એવો તકરાર લીધી કે એના બોલવા ઉપર કાંઈ ભરોસો રાખવો નહી કારણ કે બંધવો એવોતો હરરતો જુઠોછે કે આખી સુરતમાં તેના બોલવા ઉપર ભરોસો રાખનાર એકબી શખસ મલી આવશે નહી. આવાં તેના બોલવાની શાહાદતમાં તેણે ઘણાએક સાખશીઓને આણીયા અને તેઓએ સોગન લઈ કહયું કે બંધવો ઘણોજ જુઠોછે. એવોજ એક દાખલો આયરલંડની કોરટમાં થોડા વરસ ઉપર બનીયો હતો. એક માણસને, રાતના મેદાનમાં એક માણસને લુટવા સારૂ ઉભો કરવામાં આવીયો હતો. જારે નીયાઆધીસે બંધવાને પુછીયું કે તે અપરાધી કે નીરઅપરાધીછે, તારે તેણે જણાવીયું કે તે અપરાધીછે. આવાં તેનાં બોલવા છતાં જુરીએ તેને નીરઅપરાધી ઠેડવીયો તેથી નીયાઆધીસ ઘણોજ અજબ થઇ ગયો અને જુરીને પુછીયું કે "મારા સાહેબો, આ માણસે શું કહયું તે તમોએ સાંભલીયું?" તેવોમાંથી એક જણાએ જવાબ આપીયો કે "અમોએ તે સાંભલીયુંછે અને તેનાજ સારૂ એને નીરઅપરાધી ઠેડવીયોછે કારણ કે એ એવોતો જુઠોછે કે એનો આખી જીંદગીમાં એ એકવાર પણ સાચું બોલીયો નથી એવી અમારી ખાતરીછે." ક.

---

**નીયુયોરક** શેહેરમાં ગયે વરસે એક અજાએબ જેવો બનાવ બનાયો હતો. કેહેછે કે દસ વરસની વાત ઉપર એક જવાન જોડાંનાં લગન થયાં હતાં. આ લગન થયા પછી એક વરસમાં એક છોકરી જનમી હતી. પછી બીજે વરસે માટી બઈએરમાં કાંઈ કનકાસ થયાથી છુટાછેડા કરવામાં આવીયા હતા અને તેઓ એકમેકથી વેગલાં રેહેતાં હતાં. આઠ વરસ લગી આ બે જણાએ એકએકનું મોહ જોયું ન હતું તથા તેઓ કાંહાં જીવેછે તે પણ જાણતાં ન હતાં. છોકરી પણ દાહાડે દાહાડે મોટી થઈ. માં તેણીને એવું જણાવતી હતી કે તેણીનો બાપ મરણ પાંમીયોછે.

એક વેલા માં દીકરી એક બજારમાં કાંઈ કામ સારૂં જતાં હતાં. રસતામાં પેલો મરદ (આગલો ખાવીંદ) મલીયો. તેની નજર પેલી છોકરી ઉપર પડી. તરતજ તેનો પીયાર દોડીઓ અને તેણીને હાથમાં લઈ છાતી સાથે દાબી. આ વખતે પેલી ઓરતની તથા પેલા મરદની નજર એક થઈ. મરદે છોકરીને મુકી દીધી અને ચાલતો થયો. પછવાડેથી તેનું નામ બોલાવવામાં આવીયું. તેણે પાછો ફરી પેલી ઓરત તરફ જોયું અને પાછો આયો. આ વખતે તે સાહેબની રેહેમથી બંનેજણામાં પીયાર ઉતપન થયો અને આગલી વાત ભુલી જઈ એકમેક સાથ બગલગીરો કીધી. તેઓ આ વખતે એટલાં તો ખુશીમાં આવી ગયાં હતાં કે થોહોએક વાર લગી કાંઈ પણ બોલી શકીયાં નહી. પછી તરતજ એક ગાડી બોલાવી તેમાં બેસી તેઓ સાથે ઘરગયાં; અને બે કલાક વીતયા નહી એટલામાં તેઓના પાછાં લગન થયાં. ક.

---

કેહેવતછે કે પીયાર, દાંતનું દરદ, ધુવો, ઠોસો અને ટાઈટ બુટ કદી પણ છુપાં રેહે નહી. ક.

અગરજો તમારી મતલબને મલતું તમારૂ ગજું ન હો યતો તમારાં ગજાંને મલતી તમારી મતલબ કરજો. સાસુ ઓ ભુલી જાયછે કે તેઓ એક વખત વહુ હતી. ક.

---

## રમુજે ફુરસત.

૧. નીચલો વાકીઅ ખોટોછે કે ખરો ?

સાહેબ, સોહોરાબજી જાંણોછ કે તે જાંણેછ એમ તમે જાં ણોછ એવું હું જાણુંછ તે તમે જાણોછ તો તમે જાંણો તે તમેજ જા ણો એમ હું જાણું ને ૫ર જાણું.

૨. શરીરની એક ચીજછે જેને આપણ કાપીએ છઇએ, પણ તેમાં એક કાંનો વધારીએતો શરીરની એક બીજી ચીજ થાય છે જેને કાપવામા મોટી શરમીંદગીછે, તે શું ?

૩. મારો પેહેલો અને બીજો મળવે મોહડાંનો એક ભાગ થાયછે. માહારો બીજો અને તરીજો મળવે હાથનો એક ભાગ થા એછે. માહારો તરીજો અને પાંચમો મળવે દરદનો એક ભાગ થાએછે. માહારો પેહેલો, પાંચમો ને બીજો મળવે એક અંગરેજી આંકડો થાએછે. માહારો ચોથો અને બીજો મળવે એક ગુજરા તી આંકડો થાએછે. માહારો બીજો અને પાંચમો મળવે હા નું ઊલટું થાએછે. મારો બીજો અને ચોથો મળવે સ્ત્રીઓને પેહેરવા ની એક ચીજ થાએછે. માહારો પાંચમો અને ચોથો મળવે દેવા લને ઊપયોગી ચીજ થાએછે. માહારો તરીજો અને ચોથો મળવે દ શતાવેજનું નામછે. કહો બેહેનો મારૂં આખું નામ શું.

પી. ધ. વેસીગટન.

૪. ૧ રાજા અને દસતુર વચે શું તફાવતછે ?
 ૨ ધરમ સંબંધી ગ્નાન ધરાવનાર એક અચ્છો માણશ કારખાંના માહેલા મગોળાને મળતો કેમ આવેછે ?
 ૩ મીસતરી અને મંનકીના પડીત વચે શુ ફેરછે ?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. દીવાલ—દીવા—દીલ—વાલ.

૨ ૧ લેવટા. ૨ દારમ. ૩ મુમલા. ૪ રામસ. ૫ નારંગી. ૬ હલવા. ૭ ચાન.

---

## એક વિધવાની પરમેશ્વરને અરજ.

રાગ પરજ.

સુણો પ્રભુ અરજ આ મારીરે, નથી રેહેતી નીરજ ધારીરે. ટેક.

બાળપણે મા બાપે પરણાવી, થવા રૂડાં રળીયાત;
તેથી હું પામી ત્રાસ ઘણેરા, સાંભળો તેની વાત. સુણો પ્રભુ૦
મારા પિતાને પેટે ન કાંઈ, મુજ વિના સંતાન;
એથી મને અતી લાડ લડાવ્યાં, મોટું વધારી માન. સુણો પ્રભુ૦
સંસાર લાવો લેવાને મારા, વિવ્હાનો કીધો વિચાર;
નાનપણે નહી કરવું આવું, શોધ્યો નહી તેનો સાર. સુણો પ્રભુ૦
સાત વરશનો સ્વામી શોધી, નવ વરશની હુય;
લગન કીધું તેનું તેની સાથે, માત પછી મારી મુય. સુણો પ્રભુ૦
આબરૂ કાઢવા અનીશે આપે, ખુબ ખરચ્યું દામ;
અંતમાં જાણ્યું જે એટ ગણાશું, સંભારશે સૌ નામ. સુણો પ્રભુ૦
માતને મુવે મને પડી મોટી, આપદા અંગે અપાર;
સહન કરૂ હું થિ રીતે શીરે, તું કપો તું જગદાધાર. સુણો પ્રભુ૦
એ દુઃખ અળગું નોતુ થયું, તેમાં વાધ્યું વળી બીજું દુઃખ;
પીતાનું મોત થયું પલકમાં, જેથી ગયું મારૂં સુખ. સુણો પ્રભુ૦
તેર વરશની થઈ હું ત્યારે, થયો સ્વામીને રોગ;
કર્મને જોગે કયાંયથી જાગ્યો, માઠા તેથી મારા ભોગ. સુણો પ્રભુ૦
મારા ઘરનો શોધી તે વરની, વરાવીતી મને સાથ;
પાપ માઠાં મારા પૂર્વ જનમનાં, મૃત્યુ પામ્યો મારો નાથ. સુણો૦
નિરાધાર થઈ હું તેથી, કોઇનું તેમાં ન કયાશ;
કર્મ ફુટ્યું મારૂં કંથ જવાથી, છઉં એથી ઉદાશ. સુણો પ્રભુ૦
પતી વિનાતો પ્રાણ સંતાપે, કહું જઈ કોને વાત;
મનમાં થાય જે મોત ન આવ્યું, મુવે માત ને તાત. સુણો પ્રભુ૦
લાડકવાઈ લોકો કેતાં, મોટી થઈ મહીયર;
રમત ગમત કરતાં રૂડી, મળી ઘણી સહીયર. સુણો પ્રભુ૦
માત પિતા સહુ મરી ગયાં ત્યારે, ગઇ સમરાને ઘેર;
દીયરીયો એક દમવા લાગ્યો, જેથી થયું ઘણું વેર. સુણો પ્રભુ૦
નણંદ નાદાન હતીજ મારી, વારેવારે કાઢે વાંક;
કલેશ ન મુક્યો કોય દાહાડો એણે, આડો વાળીયો આંક. સુણો૦
સ્વામીનું સુખ મેં સ્વપ્નેન ભાળ્યું, રહી ઉંડી મને દાઝ;
અવતાર મારો એમજ કુખ્યો, જેમ ડુબ્યું દરીએ ત્રાઝ. સુણો૦
અન્ન વસ્ત્ર મને આપે ન કાંઈ, મારતો મારે માર;
દયા આવેતો દે કાંઈ ખાવા, ત્રિજે દીને એકવાર. સુણો પ્રભુ૦
એક દીવસતો એવું બન્યું, આવ્યો એક તેવાર;
ઘરના સઘળાં ઘમુંબલે* થઈ, બેઠાં જમે કંસાર. સુણો પ્રભુ૦
પાણી ભરવા ગઈતી પોતે, આવી હું તેણીવાર;
દેખીને મુજને દાઝ આવી તેથી, નણદે દિધાં દ્વાર. સુણો પ્રભુ૦
મેં જાણ્યું જેમને દેખાને, નહી કીધાં હોય બંધ;
તેથી ટોકયાં તુર્ત મેં તેને, તેનો કર્યો ઘણો ધંધ. સુણો પ્રભુ૦
બેઢું મુકીને બેસવા જઉતો, આવી દીયરની નાર;
શો કપ કળી તે એમ બોલી જે, શો નણંદલ પર પ્યાર ? સુણો પ્રભુ૦

(અધુરૂં.)

ર. મણીશંકર માહાનંદ,
શે. જી. બા. કં. શા. મા. મુંબઈ.

---

* એકઠાં થઈ.

---

## સ્ત્રી બોધના વાંચનારાઓને ખબર.

ભોલા દોલાની રમુજી વારતા આવતા ડીજેમબર માસના અંકમાં ખલાસ થશે, જે પછી એક બીજી રમુજી વારતા ચાલુ કરવામા આવશે.

---

## લખનારાઓને ખબર.

વેસીંગટન—તમારી કવીતા છાપવા જોગ નથી.

ન. હ. હાઓવાઓ—તમોને તસદી થઇ માટે દલગીર છઇએ. એકવાર ફરી આગમચથી વખત ઠરાવીને મળશોતો મેહેરબાની થશે.

---

મુંબાઈ, દફતર આશકારા પરેસમાં બેહેરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહેરામજી હોરમજજી સ્ત્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૭ મું. નવેમબર ૧૮૭૩ આંક ૧૧ મો.


## ભોલો દોલો

અથવા

## ભોલો ભગો—ભુંડાનો ભાઇ.

### એક વારતા.

#### પરકરણ ૧૧૦ મું.

ભોલો દોલો મુરખ ગણાતો હતો, ધામટ, કમઅકલ અને કમસમજ ગણાતો હતો; પણ પઇસા વાલો થવા પછે તે ઘણો સુધરી ગયોછે—અડધો ઠોકરાઇ ઠોકરાઇને સુધરયો, અને પઇસાના ડોલથી તે પુરો શીઆનો અને સમજુમા ખપવા લાગો.

પણ વળી એ ભોલો સવતંતરમાં ખપવા લાગોછે તે વધારે ધટારત છે. તે અગ્યાન અને અભણ હતો તારેજ આપએખતીઆર અને અપખશપાત હતો, અને ભલા ધનેતરને મોહડાંપર જે જવાબ સુજે તે દઇને ઉભો રેહેતો હતો. તેવાં માણસમા જારે જરતું જોર વધયું તારે સવતંતરપણાનું બળ વધારે થવું જોઇએ અને તેમ ભોલા દોલામાં થયુંછે. તે સવતંતરપણે બોલવામા ઘણો વધારે હીમતવાન થયોછે.

અને એ હીમત એટલી વધીછે કે તેના માનીતા અને માનવંતા શેઠ ધનજીશાહ સાથ દોલાને હવે અનબનાવ થઇ પડયોછે. એ માઠો બનાવ તેની છુટી ભુલોથી બનયોછે અને તેનું કારણ આ પરમાંણેછે.

અનજુમનના વડાની ખુરશી પેલા મોદીના મનજીભાઇના મરણ પછે કોણને આપવી તે બાબેના વાંધામાં જારે જાંહાંગીર જંગીએ ધનજીશાહ શેઠને બદલે પેલા મોદીના દીકરા સોહોલુનો દાવો રજુ કરયો, તારે જાંહાંગીર ઉપર પેહેલાંતો રોસો ખફા થયો. પોતાના મુરબી અને શેઠ તરફ પેહેલાંતો દોલાના નીમખહલાલી અને પેઆરના જુસા ઉભરાઇ આવયા અને તેથી તે સેલુના દાવાની હીમાએતને માટે એ ભોલો શેઠ જાંહાંગીરને ઠપકો આપવા લાગો.

પણ તારપછે જારે જાંહાંગીરે સમજણ પાડી કે સુરતની દાવરી ઉપર સોલુનો દાવો ખોસો અને મજબુત છે, તારે દોલાએ ખોલાં દીલથી એ વાત કબુલ રાખી અને તે પણ હવે સોલુની હીમાએત કરવા લગો.

આમ કરતાં દોસો પોતાના માનવંત મુરબીની ખફગી ખેંચી લેનો એટલુંજ નહી પણ આ વાંધાનો જલદી નીકાલ આવી જાયતો હીરાં ભરૂચીથી તેને તલાક મળવા તથા રતન સાથ પરણવાનું સવલ થઇ પડે, તેટલી પોતાની સગવડનો પણ તેને ખેઆલ આવયો નહી. બસ તેણે જાંહાંગીરની તકરાર વાજબી જોઇ એટલે કબુલ રાખી—પછે તે પોતાના વાહાલા શેઠની વીરૂધ હતી તો શું થયું! તે તકરાર તેની પેઆરી પુતલી રતન સાથ પરણવાની ઉમેદને દુર કરનારી હતી તો શું મુજાયો!

પણ દોલાનું આ હદથી જીઆદે સાચવટ ધનજીશાહ શેઠને અને તેની આસપાસના સરવે પુછડાંઓને ખુસી કરનારૂં નહી હતું. રૂસતમ આગો જાંહાંગીર જંગી સાથ એકદમ અકડી પડયો. ધનજીશાહ શેઠ વળી દોરાબજી શેઠ (ભોલા દોલા) સાથ અકડી પડયા.

રૂસતમ આગાએ પોતાની સદાની આદત પરમાણે જાંહાંગીરને તોછડાઇથી અપમાન આપવાને લીધે એ જોરે મંદ જવાન નમનતાઇ સાથે તોપણ દલગીરી સાથે તાંહાંથી જતો રહયો. જાંહાંગીરને માટે ધનજીશાહ શેઠને કેવું માન અને મોહોબત હતી, પણ મતલબ સમજુ માણસોને આંધલા કરેછે અને જીંદગી સુધીની દોસતીમા સેહેજને થકી ખલલ કરેછે.

ધનજીશાહ શેઠે દોરાબજી શેઠ ઉપર નારાજી બતાવાથી આપણા દોલાજી પણ દમામ કરીને ગોસામાને ગોસામા ઉઠી ગયા. દોલો અને જાંહાંગીર સાફ બોલીને ગયા કે "વારૂ શેઠ અમારી વાત તમને નાપસંદ લાગાથી તમે અમોને માઠું બોલયાછો, પણ તમે દાહાપણવાલા છો, માટે જારે ધીરા પડશો તારે જોશો કે અમારી ભુલ કાંઇ નથી પણ તમારી ભુલ છે."

જાંહાંગીર જંગીની ધનજીશાહ શેઠ સાથની દોસતીમાં ખલલ પડી તો તેમાં જાંહાંગીરને નુકશાન કાંઇ નહી હતું. પણ દોલાજી શેઠની દોસતીમાં આવી હરકતતો ખરેખર તેને નુકસાનકારક હતી. એ વાતનો દોલાને પોતાને ખેઆલ નહી હતો, પણ જારે તે પોતાને બંગલે ગયો અને પોતાની મા વીલર આગલ જારે તેણે સઘલો હેવાલ કહયો, તારે વીલરે તેને આ નુકસાંનનો ખેઆલ આપયો.

અગરજો તમારી મતલબને મલતું તમારૂ ગજું ન હો યતો તમારાં ગજાંને મલતી તમારી મતલબ કરજો. સાસુઓ ભુલી જાયછે કે તેઓ એક વખત વહુ હતી. ૬.

## રમુજે ફુરસત.

૧. નીચલો વાકીઅ ખોટોછે કે ખરો ?

સાહેબ, સોહોરાબજી જાંણોછ કે તે જાંણોછ એમ તમે જાંણોછ એવું હું જાણુંછ તે તમે જાણોછ તો તમે જાંણો તે તમેજ જાણો એમ હું જાણું ને ફર જાણું.

૨. શરીરની એક ચીજછે જેને આપણ કાપીએ છઇએ, પણ તેમાં એક કાંનો વધારીએતો શરીરની એક બીજી ચીજ થાય છે જેને કાપવામા મોટી શરમીંદગીછે, તે શુ ?

૩. મારો પેહેલો અને બીજો મળવે મોહડાંનો એક ભાગ થાયછે. 'માહારો બીજો અને તરીજો ગળવે હાથનો એક ભાગ થાએછે. માહારો તરીજો અને પાંચમો મલવે દરદનો એક ભાગ થાએછે. માહારો પેહેલો, પાંચમો ને બીજો મલવે એક અંગરેજી આંકડો થાએછે. માહારો ચોથો અને બીજો મલવે એક ગુજરાતી આંકડો થાએછે. માહારો બીજો અને પાંચમો મલવે હા હું ઉપરું થાએછે. મારો બીજો અને ચોથો મલવે સ્ત્રીઓને પેહેરવાની એક ચીજ થાએછે. માહારો પાંચમો અને ચોથો મલવે દેવાલને ઉપયોગી ચીજ થાએછે. માહારો તરીજો અને ચોથો મલવે ૧ શતાવેરનું નામછે. કહો બેહેનો મારૂં આખું નામ શું.

પી. ચ. વેરીંગટન.

૪. ૧ રાજા અને દસતુર વચે શું તફાવતછે ?
૨ ધરમ સંબંધી માન ધરાવનાર એક અથો માણસ કાવાખાંના માહેલા મગોળને મળનો કેમ આવેછે ?
૩ મીસતરી અને મનકીના પડીત વચે શું ફેરછે ?

---

## ખોલાશો ગઈ વેલાનો.

૧. દીવાલ—દીવા—દીલ—વાલ.
૨ ૧ લેવટા. ૨ દારમ. ૩ ખુમલા. ૪ રામસ. ૫ નારગાં. ૬ ફવવા. ૭ ચાન

## એક વિધવાની પરમેશ્વરને અરજ.

રાગ પરજ.

સુણો પ્રભુ અરજ આ મારીરે, નથી રહેતી ધીરજ ધારીરે. ટેક.

બાળપણે મા બાપે પરણાવી, થવા રૂડાં રળીયાત;
તેથી હું પામી ત્રાસ ઘણેરો, સાંભળો તેની વાત. સુણો પ્રભુ૦
મારા પિતાને પેટે ન કાંઈ, મુજ વિના સંતાન;
એથી મને અતી લાડ લડાવ્યાં, મોટું વધારી માન. સુણો પ્રભુ૦
સંસાર લાવો લેવાને મારા, વિવાહનો કીધો વિચાર;
નાનપણે નહી કરવું આવું, શોધ્યો નહી તેનો સાર. સુણો પ્રભુ૦
સાત વરશનો સ્વામી શોધી, નવ વરશની હુય;
લગન કીધુ તેનું તેની સાથે, માત પછી મારી સુધ. સુણો પ્રભુ૦
આબરૂ કાઢવા અતીશે આપે, ખુબ ખરચ્યું દામ;
મનમાં જાણ્યું જે શેઠ ગણાશું, સંભારશે સૌ નામ. સુણો પ્રભુ૦
માતને મુવે મને પડી મોટી, આપદા અંગે અપાર;
સહન કરૂં હું શિ રીતે શીરે, શું કોપો તું જગદાધાર. સુણો પ્રભુ૦
એ દુઃખ અળગુ નોતુ થયું, તેમાં વાધ્યુ વળી બીજું દુઃખ;
પીતાનું મોત થયું પલકમાં, જેથી ગયું મારૂં સુખ. સુણો પ્રભુ૦
તેર વરશની થઈ હું ત્યારે, થયો સ્વામીને રોગ;
કર્મને જોગે કયાંયથી જાગ્યો, મળ્યા તેથી મારા ભોગ. સુણો પ્રભુ૦
સારા ઘરનો શોધી તે વરની, વરાવીતી મને સાથ;
પાપ મળ્યાં મારા પૂર્વ જનમનાં, મૃત્યુ પામ્યો મારો નાથ. સુણો૦
નિરાધાર થઈ હું તેથી, કોણું તેમાં ન કચાશ;
કર્મ ફુટયું મારૂં કંથ જવાથી, છઉં એથી ઉદાશ. સુણો પ્રભુ૦
પતી વિનાતો પ્રાણ સંતાપે, કહું જઈ કોને વાત;
મનમાં થાય જે મોત ન આવ્યું, મુવે માત ને તાત. સુણો પ્રભુ૦
લાડકવાઈ લોકો કેતાં, મોટી થઈ મહીયર;
રમત ગમત કરતાં રૂડી, મળી ઘણી સહીયર. સુણો પ્રભુ૦
માત પિતા સહુ મરી ગયાં ત્યારે, ગઇ સમરાને ઘેર;
દીયરીયો એક દમવા લાગ્યો, જેથી થયુ ઘણું વેર. સુણો પ્રભુ૦
નણંદ નાદાન હતીજ મારી, વારેવારે કાઢે વાંક;
કલેશ ન મુકયો કોય દાહાડો એણે, આડો વાળીયો આંક. સુણો૦
સ્વામીનું સુખ મેં સ્વપ્પેન ભાળ્યું, રહી ઉંડી મને દાઝ;
અવતાર મારો એમજ ડુબ્યો, જેમ ડુબ્યું દરીએ ઝાઝ. સુણો૦
અન વસ્ત્ર મને આપે ન કાંઈ, મારુતો મારે માર;
દયા આવેતો દે કાંઈ ખાવા, ત્રિજે દીને એકવાર. સુણો પ્રભુ૦
એક દીવસતો એવું બન્યું, આવ્યો એક તેવાર;
ઘરના સઘળાં ધસુબસે[*] થઈ, બેઠાં જમે કંસાર. સુણો પ્રભુ૦
પાણી ભરવા ગઈતી પોતે, આવી હું તેણીવાર;
દેખીને મુજને દાઝ આવી તેથી, નણંદે દિધાં દ્વાર. સુણો પ્રભુ૦
મેં જાણ્યું જેમને દેખાને, નહી કીધાં હોય બંધ;
તેથી ટોકયાં તુર્ત મેં તેને, તેનો કર્યો ઘણો ધંધ. સુણો પ્રભુ૦
બેઠું મુકીને ભેમવા જઉતો, આવી દીયરની નાર;
શો કપ કાળી તે એમ બોલી જે, શો નણંદજ પર ખાર ? સુણો પ્રભુ૦

(અધુરૂં.)

ર. મણીશંકર માહાનંદ,
શે. જી. બા. કં. શા. મા. મુંબઈ.

---

[*] એકઠાં થઈ.

---

## સ્ત્રી બોધના વાંચનારાઓને ખબર.

ભોલા દોલાની રમુજી વારતા આવતા ડીસેમ્બર માસના અંકમાં ખલાસ થશે, જે પછી એક બીજી રમુજી વારતા ચાલુ કરવામા આવશે.

## લખનારાઓને ખબર.

વેરીંગટન—તમારી કવીતા છાપવા જોગ નથી.

ન. હ. હાઓવાએ—તમોને તસદી થઇ માટે દલગીર છઇએ. એકવાર ફરી આગમચથી વખત ઠરાવીને મળશોતો મેહેરબાની થશે.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમસજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૭ મું. નવેમબર ૧૮૭૩ આંક ૧૧ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

### એક વારતા.

#### પરકરણ ૧૧૦ મું.

ભોલો દોલો મુરખ.ગણાતો હતો, ઘામટ, કમઅકલ અને કમસમજ ગણાતો હતો; પણ પઇસા વાલો થવા પછે તે ઘણો સુધરી ગયોછે—અડધો હોકરાઈ હોકરાઇને સુધરયો, અને પઈસાના ડોલથી તે પુરો શીઆનો અને સમજુમા ખપવા લાગો.

પણ વળી એ ભોલો સવતંતરમાં ખપવા લાગોછે તે વધારે ઘટારત છે. તે અગનાન અને અજાણ હતો તારેજ આપએખતીઆર અને અપખશપાત હતો, અને ભલા ધનેતરને મોહડાંપર જે જવાબ સુજે તે દઇને ઉભો રેહેતો હતો. તેવાં માણસમા જારે જરનું જોર વધયું તારે સવતંતરપણાનું બળ વધારે થવું જોઇએ અને તેમ ભોલા દોલામાં થયુંછે. તે સવતંતરપણે બોલવામા ઘણો વધારે હીમતવાન થયોછે.

અને એ હીમત એટલી વધીછે કે તેના માનીતા અને માનવંતા શેઠ ધનજીશાહ સાથ દોલાને હવે અનબનાવ થઈ પડયોછે. એ માઠો બનાવ તેની છુટી લુલીથી બનયોછે અને તેનું કારણ આ પરમાંણેછે.

અનજુમનના વડાની ખુરશી પેલા મોદીના મનજી બાઈના મરણ પછે કોણને આપવી તે બાબેના પાંધામાં જારે જાંહાંગીર જંગીએ ધનજીશાહ શેઠને બદલે પેલા મોદીના દીકરા સોહોલુનો દાવો રજુ કરયો, તારે જાંહાંગીર ઉપર પેહેલાંતો દોલો ખફા થયો. પોતાના મુરબી અને શેઠ તરફ પેહેલાંતો દોલાના નીમખહલાલી અને પેઆરના જુસા ઉભરાઈ આવયા અને તેથી તે સોહોલુના દાવાની હીમાએતને માટે એ ભોલો શેઠ જાંહાંગીરને ઠપકો આપવા લાગો.

પણ તારપછે જારે જાંહાંગીરે સમજણ પાડી કે સુરતની દાવરી ઉપર સોહોલુનો દાવો ખોરો અને મજબુત છે, તારે દોલાએ ખોલાં દીલથી એ વાત કબુલ રાખી અને તે પણ હવે સોહોલુની હીમાએત કરવા લ ગો.

આમ કરતાં દોલો પોતાના માનવંત મુરબીની ખફગી ખેંચી લેનો એટલુંજ નહી પણ આ વાંધાનો જલદી નીકાલ આવી જાયતો હીરાં ભરૂચાથી તેને તલાક મળવા તથા રતન સાથ પરણવાનું સવલ થઈ પડે, તેટલી પોતાની સગવડનો પણ તેને ખેઆલ આવયો નહી. બસ તેણે જાંહાંગીરની તકરાર વાજબી જોઈ એટલે કબુલ રાખી—પછે તે પોતાના વાહાલા શેઠની વીરૂધ હતી તો શું થયું! તે તકરાર તેની પેઆરી પુતલી રતન સાથ પરણવાની ઉમેદને દુર કરનારી હતી તો શું મુજાયો!

પણ દોલાનું આ હદથી જીઆદે સાચવટ ધનજીશાહ શેઠને અને તેની આસપાસના સરવે પુછડાંઓને ખુસી કરનારૂં નહી હતું. રૂસતમ આગો જાંહાંગીર જંગી સાથ એકદમ અડડી પડયો. ધનજીશાહ શેઠ વળી દોરાબજી શેઠ (ભોલા દોલા) સાથ અકડી પડયા.

રૂસતમ આગાએ પોતાની સદાની આદત પરમાણે જાંહાંગીરને તોછડાઇથી અપમાન આપવાને લીધે એ જોરેમંદ જવાન નમનતાઈ સાથે તોપણ દલગીરી સાથે તાંહાંથી જતો રહયો. જાંહાંગીરને માટે ધનજીશાહ શેઠને કેવું માન અને મોહોબત હતી, પણ મતલબ સમજુ માણસોને આંધલા કરેછે અને જીંદગી સુધીની દોસતીમા સેહેજને થકી ખલલ કરેછે.

ધનજીશાહ શેઠે દોરાબજી શેઠ ઉપર નારાજી બતાવાંથી આપણા દોલાજી પણ દમામ કરીને ગોસામાને ગોસામા ઉઠી ગયા. દોલો અને જાંહાંગીર સાફ બોલીને ગયા કે "વારૂ શેઠ અમારી વાત તમને નાપસંદ લાગાથી તમે અમોને માઠું બોલશાછો, પણ તમે ડાહાપણવાલા છો, માટે જારે ધીરા પડશો તારે જોશો કે અમારી ભુલ કાંઈ નથી પણ તમારી ભુલ છે."

જાંહાંગીર જંગીની ધનજીશાહ શેઠ સાથની દોસતીમાં ખલલ પડી તો તેમાં જાંહાંગીરને નુકસાંન કાંઈ નહી હતું. પણ દોલાજી શેઠની દોસતીમાં આવી હરકતતો ખરેખર તેને નુકસાનકારક હતી. એ વાતનો દોલાને પોતાને ખેઆલ નહી હતો, પણ જારે તે પોતાને બંગલે ગયો અને પોતાની મા વીલર આગલ જારે તેણે સઘલો હેવાલ કહયો, તારે વીલરે તેને આ નુકસાંનનો ખેઆલ આપયો.

દોલો પોતાના છુટા બોલવાથી ધનજીશાહ જેવા સુરબી સાથ અણબનાવ કરી આવયો એ વાતથી વીલરનો મીજાજ જતો રહયો. વાંચનારી બાંનુઓ જાણેછે કે જારે તે ગુસે થતી તારે બોલવામાં પોતાનો ફેરવાંપલો દરજે કાંઈ સમજતી નહી હતી. તેમજ આ વેળા બનયું. તેણીએ પોતાની સઘલી આદત મુજબ દોલાને ગાલો દઈને પોતાનો ગામડીઓ ખવાશ દેખાડયો.

તે બોલયો કે "હાએ, હાએરે સુવા દોલા! તું એ શું નખોદ વાલયું! સુવા તુને અકલ નથી, ભસતે ભરાયા તુંએ જાણેલું નહી કે ધનજીશાહ શેઠના તો પગ ધોઈને પાંણી પીજીએ તોબી થોડું. અભાગીઆ હેણ, એ શેઠે તુને મોટાઈ આપેલી, તું ઢોર જેવાને માણસાઈ આપેલી, ને તુંજ તેવણની સામે થઈ આવયો!"

દોલાના દીલમાં આ દલીલની અસર થઈ ખરી. તેને એવું લાગું કે ભોલો હતો તેવોજ ભોલો રહયો છઉં; અને ગરીબ હતો તારે ભુલમા ગોતાં ખાતો હતો, તેમજ માતબર થયો તોબી હજી મારે હાથે ગોંદલજ થયા કરેછે. ધનજીશાહ જેવા શેઠંયા સાથે અનબનાવ થવા થકી તે દીલે દુખી થયો ખરો, પણ વળી જારે તે અણબનાવના કારણ ઉપર વીચાર કરવા લાગો તારે વળી પાછી તેના સાચવટે તેને યારી આપી. તે પોતાની મા આગળ બોલયો કે "મારી મા તું મારા ઉપર અમસથું દુખ કાહાડેછે."

વીલરને હવે પોતાના દરજાની સુધી આવી. તે પોતે બોલતી તારે દરજો સમજે નહી પણ બીજાઓને બોલતી વેળા તેઓ તેને માનથી કહે એવું તે ચોકસ યાદ રાખતી હતી. તે બોલી કે "શું રે સુવા! મા શું ને તુંતાંથી વાત શું! માએજી કેહેતાં, શેઠાંણી વીરબાઈજી કેહેતાં દુખેલું કે? ફરીથી એમ તોછડું બોલશેતો જીભ ધરીને પગ તલે રોરશ."

દોલાને આ શુખનોથી ગુસો ઉપજયો. પણ તેણે જોયું કે બધાં સાથ કજીઓ કરતાં પાલવે નહી; માટે આ વખત લોહીનો ગોટ પીને તે માને સમજાવા લાગો. "જેવોની માંએજી સાહેબ, ધનજીશાહ શેઠને તો હું બાપ ને સુરબી તોલના ગણુંછું; પણ તે થકી શું સાચું નહી બોલીએ? મારા સાચું બોલવાથી તેવણને ગુસો લાગો તેમાં મારો શું વાંક?"

"પણ એ અકરમી હેણ," વીલર બોલી "તારા લગનનો શું વીચાર? ગધેરા, શેઠને દાવર થવા દઈજીએ કે જલદી રાંદ પેલી દાકણીથી તુને તલાક મળે ને મારી રતન ગતે પડે."

"હવેતો તેમાં ઢીલ વધીછે" દોલો દસકાં ખાતો બોલયો. "શું કરશું વાહાલાં માએ? મારી પોતાની ઉમેદને એથી ઘા લાગેછે."

"તારો રસતો હું કરૂં. હું કાલને કાલ મારી રતનને બાહાર પરણાવી દેવું. સારાં સારાં ઠેકાણાંથી તેના માગાં આવેલાં, ને નહી તું તેનો નીકાલ લાવતો કે લાવવા દેતો. પણ હવે હું થોભવાની નથી."

"નહી, ઓ વાહાલાં માતાજી, જરા સબુરી પકડો. ઘણું ગયું ને થોડું રહયું તારે હવે સા વાસતે તપી જવું! પંચાતની ખુરશી ધનજીશાહ શેઠને મળે કે પેલા મોહીન સોહોલુને તોપણ આપણું તો કામ થવાનું; તારે હવે થોડા દાહાડાનો વીલમ છે."

પણ ના—વીલરબાઈ શેઠાંણીતો તીખાં તમતમતાં થઈ ગયાં. પોતાના આગલા શેઠ તરફની દોલાની નાફરમાનીની શીખસામાં તેની માએ તેને રતન સાથના લગનની ઉમેદ ભશટ કરવાનો ઠરાવ કરયો; તેણીએ દોલાની અને રતનની બેહુની રાજીખુશી વના મોબેદને તેડાવયો અને એક મોટે ઠેકાણેથી રતનને માટે ઘણું જોર મારવામા આવતું હતું તાંહાંથી છોકરાનો ટપકો વટીક મંગાવયો.

રતન આ સઘલો વખત હેઠલા ખણમાં સીવવા બેઠી હતી, તે શુંદરી આગળ જઈ દોલો તેના ખોલાપર માથુ મેળી હજારો આંસુથી રડવા લાગો અને પોતાની પ્રીઅ પંતરાઈની પેઆરી પનાહ માંગવા લાગો.

રતનનું દીલ દોલા ઉપરજ દોડતું હતું. તે વીલરનો આ ઠરાવ સાંભળી બાવરી બની ગઈ. તે વીલરને પુછવા ગઈ, પણ તેણીએતો ઠરાવ પકો કરેલો હતો એટલે હવે દોલો એક ખુણે બેસી અફસોસ કરવા લાગો, રતન બીજે ખુણે રડવા બેઠી.

---

## પરકરણ ૧૧૨ મું.

નીરાસ અને નાસીપાસ થયલો આપણો ભોલો દોલો, દોરાબજી શેઠ તર્રાકેની સઘળી દોલત અને જાહોજલાલી છતાં શુખ નહી મળવાથી, સુખની શોધમાં ઘરની બાહેર નીકલયો.

બીજા બોલોમાં પોતાનું મન ઘેરવા, અથવા મનને ગમત આપવા, દોલો જરા ફરવા નીકલયો. તેણે વીચારયું કે પંચાએતની દાવરી બાબે સાચવટથી સવતંતરપણે મત આપવાને ખાતર તેની મા તેને એવી શીખસા કરવા માગેછે કે જેથી તેની આખી જીંદગી ધુલ મળી જવાની; વલી તેણે વીચારયું કે તેના પોતાના લાભને થકી ભલુ થતે કે પોતાના સવતંતર મતને દાબી દેતે, અને પોતાની જીભલીને બંધ રાખતે, કે જેથી ધનજીશાહને દાવરી મળવાનું સવલ થતેતો પછે જે લ

૨

આ દુખના ખેઆલમા દુખી થતો, દોરાબજી શેઠ જુદા જુદા દેખાવોથી દીલને ધીરજ આપવા તથા દુખ વીસરવા માટે ઘરની બાહેર ફરવા નીકળયો.

તે ઘોડા ઉપર ફરવા નીકળયો હતો. પેઆરાં વાંચનારાંઓ જાણેછે કે દોલો પેહેલેથરથીજ ગામડાંમા ઘોડાવાળો હોવાથી ઘોડેસવારીમાં ખેલાડી હતો અને દોલત મળવા પછે તેની ગમતમા ગમતજ ઘોડે બેસીને ફરવા જવાની હતી.

શેહેરની એક બાગળ વાટે જલદીથી તે બાહેરના લીલોતરી ભરેલાં ખેતરોમા નીકળી ચાલયો અને કબુલ કરવું જોઇએ કે સવારીના શોખના ભોગવટામા પડવાથી પોતાનું દુખ વીસરી જઇ તે પાછો ખુશી અને ખોલલાં દીલનો થઈ ગયો.

ફરતાં ફરતાં આપણો ભોલો દોલો તે નાહાના ડુંગરોની નજદીક આવી લાગો કે જાંહાંના ગોફા માહેલા ભય ભરેલા બનાવો હજી તેની યાદદાસતમા તાજા હતા.

પેલા ગોફાએ જાંહાં દોલાની બાયડી હીરાં ભરૂચી પોતાના ભાઈ સાથ રેહેતી હતી, જાંહાં રતનનાં પોશાકમાં માકાદારૂ દોલાને પકડી લાવયો હતો, જાંહાં દોલા અને હીરાં વચે સેતાંન ચોઘડીઉં બની ગયું હતું, જાંહાં તે ઉપરથી માકાદારૂ અને બેહેરામ ભરૂચો લડી મુવા અને કેદ ગયા અને જાંહાં હીરાં ભરૂચીને દોલા સાથ પરણવાની ફરજ પાડવામા આવી હતી; તે ગોફાએ તરફ દોલો આ વેલા આવી લાગો.

હવે તે ગોફાના રેહેવાસી સઘલા બંદીવાન પડેલા હતા, અને કલેકટર સાહેબ આગલ તેમને સજા મલવાની જ બોટી હતી, એટલે આ ગોફો કેવો ખાલી અને દરામનો લાગતો હશે! જાંહાંના દાસતાનમા પોતે આટલો ભાગ લીધેલો તાંહાં જવાને દોલાને ધાસતી કાંઈ નહી હતી.

પણ વળી તે ગોફો દોલાની બાયડીનો એટલે દોલાનો પોતાનો કાંએ નહી ગણાય?

આ દલીલોથી જરા છાતી ધારી કરી તથા હઈડું દદ કરી દોલાએ પોતાના ઘોડાની પીઠ ઉપર તે ગોફાનો રાહા ધરયો.

પણ એક રેતાલ ટેકડીની ઉતરાંણમા આવેલા એક ખાંડા ઉપરથી પોતાના ઘોડાને કુદાવી જતાંજ દોલાએ પીઠ પાછલથી એક સાદ સાંભલયો. "દોરાબજી શેઠ, દોરાબજી શેઠ" કરી કોઈ હાંક મારવા લાગું.

દોલાએ ઘોડો થોબાવો જોયું તો તેના ગામની અસલી ઓળખાણવાલી પેલી પડોશણ જીવી માથાં ઉપર દારૂનો બાટલો મેળી તાંહાંથી જતી હતી અને તેણીએજ દોલાને બોલાવયો હતો.

તેણીને ઓળખતાંવાર દોલો તેની પાસે ગયો અને પેઆરથી પુછવા લાગો કે "ઓ હો! જીવી, જીવી, તું હીઆં કોહાંથી આવી? આપણા ગામની શી ખબર?"

"ગામ ગીઉં ગોખલે. બાપા હવે તું ગામને હું ઓળખે? તું હરનો રેવાહી થયો, કે ગામ ને ગામના વહુનારાંઓને છોડી બેહો, તારે ગામ ને ગામના લોકો તારી હાંતે આવી રેહેવાના. તમે લોક ગામ મેળી આએવાં, તો હું કેમ રહું? હું તો હીઆં બીજપોરની ધરમહાલામા જમીન લીપવા ને છાણા થાપવાના કામપર એક રૂપીઆને પગારે રહેલી. આજે મહાલાનો દારૂ લેવા ગોઈપરાંના ફડમા ગયલી, તાંહાંથી આ દારૂનો બાટલો લાવીછું. વારૂં દોલા હેઠ તારી બાડી કેમછે? હારીતો છે? મારી દુવા કેહેજે."

"ના, ના, મારી જુની પડોસણ તું મારી સાથે મારે ઘર ચાલ. તું હીઆં આવીતો મારે ઘર કાંએ નહી આવો?"

"અરે બાપા, ગરીબને કોઈ ઓળખે? જેની પાંચમે દીએ હું છાના થાપવા આનીફાજ આવેલી. તે વેળા તારી હેઠાંણી વીલર કાંઈ ગોળ બોહીમ્આં જેવી ગાડીમા ફેં ફેં કરતી જાતીતી, તે ગાડીનું નામ હું? હું તો ભુલી ગયલી—"

"બરૂન, બરૂન."

"હા, હા, કાંઈ તેજતો બાપા. તારી માંએ મારા ભણી આડી નજરે જોયું નહીતો."

"હં, હં, પણ એમ હોય નહી."

"મારા હંમ, દીકરા દોલા. પણ તું કાંઈ મારૂં કહેલું માને? તું તો તારી માનુંજ તાણે?"

"પણ જેની—મારી માએ તુંને દીઠેલી નહી હશે."

"હું દીઠેલી નહી? અરે મારી ને તેની નજર એક થયલી ને, પણ મારા ગમ જોઈને રખે જો મને બોલાવવો પડે તેથી તરત મોહડું ફેરવી લાએખું."

"નહી, પણ હવે આજે મારે ઘર આવજે. જો તું ને મારા સમ નહી આવેતો."

"વારૂં બાપા, ખોદા તુંને જીવતો રાખે ને ગરીબોને એમ યાદ કરતો રેહે. પણ બાપા દોલા, તું હમણા કાંહાં નીકલેલો?"

"આ જરા ગોફાએ ભણી ફરવા નીકલેલો."

"અરે પણ ભલાંમણીખ ગામમા ફરવાના કાંઈ બીજા વાટ નથી કે આણીફા આએલો. પાછો ફર, બાપા પાછો ફર."

"કાંએ? કાંએ? તું એટલી ઇનતેજારીથી કાંએ કેહેછે? હીઆં શું ધાસતી છે?"

"ધાસતી? અરે આ રહતા પરતો રોજ ખુન થાતું દેખું. ને વળી દીકરા તું જાણતો નથી કે હીઆંતો પેલી તારી હીરાં ભરૂચીનો ભાઈ રહેલો?"

"અરે—તુને ખબર નથી. હીરાં ને હીરાંનો ભાઈ બેહેરામ બેહુ જણ બંદીખાનુ સેહેવેછે."

"હાએ, હાએ, મારો દોલોતો હજી આગલ જેવો વીહરફોમ દેખું. તો મારા વાહાલા હીરાંનો બીજો ભાઈ કાવસશાહ નામનો, તારા પઈહા ખાવા આવેલો તે જાણે કે નહી?"

"હા—હા—હવે યાદ આવયું. પણ તે હીઆં રેહે છે તેની શું ચીંતા છે."

"નહી, પણ હીઆં દરરોજ કાંઈ મારામારી ચાલયા કરેલી ને તેણીફા તું રખે જા."

"મારામારી? સાની? કોણની?"

"બલા જાને મારી, ને રોગ જાને તારી, પણ બાપા તું આનીફા ના જા. જો મારૂં કહેઉં માન, ઘેલાં રખે કાહાડ, તું પાછો ફર."

"સાની અમસથી બીહેછે ? અને બીહીવાનુ હોયતો તું કેમ એ રસતે જાયછે ?"

"અરે છટ. મુવા ચોર મારી પાહે હું લેવાના ? પણ તારી વાત બાપા જુદી. ઓ ! જો પેલો હાંમેથી આવતો દીઠે. જોયો ?"

હવે દોલાની જરા ખાતરી થઈ. તેનો સાલો કાવસશાહ ભરૂચો તેની હીરાંનો ભાઈ, જે થોડુંજ થયું વકીલની સાથે ઘરમાં આવીને દોરાબજી શેઠ પાસેથી હીરાંને નામે દરમાયો લખાવી ગયો હતો, તે આ મેદાનમા ખરેખર આવતો હતો, પણ વળી તે છુપાતો સંતાતો આવતો હતો અને છેલે એક જાહાડની પછવાડે તે છુપાઈ ગયો.

દોલાનો શક હવે ખરો પડયો અને જીવી હવે છેક વધારે ઘભરાવા લાગી. તે બોલી કે "બાપા દોલા તું ભાગી જા, જો તું ભાગીજા, તારી જોડે ઘોડો છે તેથી તું જલદી નીકલી જાહે."

પણ દોલો દયાલુ હતો. તે બોલયો કે "ના, હું તને છોડીને નહી જાઉં."

"અરે હું મુઈ. તું તારૂં હબાલની, મારૂં થઈ રેહે."

"નહી—બસ હું મરૂંતો તુંને હીઆં એકલી મેલી નહી જાઉં. મારા સરખો મરદ જીવ લઈને નાહાશું ને તું ઓરત જાતને ધાસતીમા રાખી જાઉં ? ના, તારે હું મરદ નહી. તે કરતાં તું મારી સાથ ચાલ. મારી પીઠે ઘોડા ઉપર બેસી જા—ને તુને લઈને હું નીકલી જવાનો."

"અરે, ઘોડે કોણુ બાપદાદા બેઠેલા કે આજે હું બેહા."

પણ દોલાએ ઘણીજ બોહોસ કરીને જીવીને પોતાની સાથે ઘોડા ઉપર બેસાડી. બીચારી જીવીને ઘણું ભારે લાગયું અને શરમાતી પડી. તેનાથી ઘોડા ઉપર પેહેલાંતો ચહાયું નહી. દોલાએ પોતાના હાથનો ટેકો આપયો, ને જીવીનો એક પગ ઘોડા ઉપર મેળતાંજ ઘોડાએ મસતી કીધી અને પોતાને મુશ્કેલી વીચારી.

ઘણી મુશકેલીએ જીવીને વળી તેણીના દારૂના બાટલા સાથે ઘોડા ઉપર ચહડાવી અને દોલાએ કહયું કે "જો પછવાડેથી મને મજબુત પકડજે." જીવીએ દોલાને કમરમાથી ચાંપી ધરયો અને દોલાએ ઘોડાને પાછો દપટાવયો.

કેવો ભલાં દીલનો, દલેર અને દયાલુ આણુશ ! ભણેલો નથી, હોશીયાર નથી, પણ કેવો સમજુ ! પઈસાદાર છે, શેઠીયો છે, તોપણ કેવો ગરીબ ! જેઓએ ગરીબાઈ દીઠેલી અને સેહેવેલી છે, તેઓ દોલતની કીમત સમજે છે, તેઓ દોલત મળવા છતાં ગરીબ રેહેછે અને તકોબરીને ધીકારેછે.

---

પરકરણ ૧૧૨ મું.

કાવસશાહ ભરૂચો જાહાડોની પછવાડેથી બેમાલુમ થઈ ગયો હતો, પણ તે હજી તાંહાં હાજર હતો.

તે જાહાડોના ઓથામા ચાલતો ચાલતો છેક નજદીક આવયો હતો અને દોલાએ જીવીને ઘોડાપર બેસાડી નાહાસવા માડયું તેથી ઘોડાજ કદમ દુર તે ઉભો હતો.

અને હવે પેલી ટેકડીઓ વચેના ખાડા ઉપર દોલો જેવો પોતાના ઘોડાને કુદાવા જાયછે કે તરતજ પીસતોલનું એક બાર સંભલાયું અને દોલાના ઘોડાના માથાં ઉપરથી એક ગોળી જમ જમ આવાજ કરતી નીકળી ગઈ.

દોલો બચી ગયો. આ બારની અસર પુછવા ઈઆ જોવા તે જરા થોભયો નહી, પણ ઘોડાને પાવરા મારતો વધારે નીકળી જવા લાગો.

પણ જરા આગળ જવા પછે એક બીજું બાર થયું. હવેતો દોલાની પછવાડે બેઠેલી જીવીએ એક ચીચારી પાડી, તેના માથાં ઉપરનો દારૂનો બાટલો ઉડી ગયો અને દોલાએ ઘભરાટથી પુછયું કે "જીવી મુઈ કે ?"

જવાબ દીધો કે "ના, જીવીતો જીવી, નથી મુઈ, પણ મને વાગુંછે અને લોહી નીકળેછે." દોલાએ કહયું કે "થોડોવાર થોભ, ને જરા મજબુત ઝાલી રાખજે."

આ વખતે દોલાનો તીખો ઘોડો બારના આવાજથી ભડકીને તેમજ દોલાના મારથી ઉસકેરાઈને વીજલીની મીસાલે ચારે પગે નાહાસતો હતો અને ઉપલા બોલ બોલતાંનાવારમાં વસતીની જગાઆ ખેતરો વચે પોતાના સવારોને એ નીમખ્ખહલાલ પરાંણીએ લાવી પોંહોંચાડયાં.

હીઆં એક બેઠકની ઓટલી ઉપર દોલાએ જીવીને સુવાડી અને તતકાલ ઘોડો મારતો પાસેના એક ગામમાથી એક હકીમને બોલાવા ગયો.

દોરાબજી શેઠ જેવા મોટા માણુશ પોતાને બોલાવા આવયાથી હકીમજી અલબતાં પોતાને ઘણું માન મલેલુ સમજીઆ અને મલમ પટા તથા જમાલગોટાના દાબડા સાથ તતકાલ તેજ ઘોડા ઉપર દોલાની સાથે નીકલી પડયા.

જીવીબાઈ મુદલ જખમી થયલી નહીં હતી, પણ ખરાં દુખ કરતાં દુખના ઢોંગ કરતી હતી. તે દોલાને હકીમ સાથ આવતાં જોઈ, પોતાની બેઠક ઉપર જાંહાં બેઠેલી હતી તાંહાં પાછી શુઈ ગઈ અને પોતાના શરીર ઉપરના જે "લોહીના દાધ" કેહેતી તે દાધવાલો કપડનો ભાગ તેણીએ ઘણો દેખાતો રાખયો.

પણ હકીમજીએ આવતાંનેવાર સઘલાં ચરત પાર ખી આપયાં. આવતાંનેવાર જીવીના બેહુ મદદગારોએ જોયું કે એ ઓરત દારૂ દારૂ વાસ મારતી હતી. પેહેલાંતો તેઓએ તેણીને છાકટી વીમારી; પણ હકીમજીએ દેખાડયું કે જેને તે લોહીના દાધ કેહેતી હતી તે કાંઈજ નહી પણ મસાલાના લાલમ લાલ દારૂના દાધ હતા.

અને હવે સઘલો ખોલાસો થવાથી દોલાને ઘણી રમુજ મળી. એવું સાબેત થયું કે પેલી ગોલી જીવીના માથાં ઉપરના દારૂના બાટલાને વાગી હતી, તેથી બાટલો ફુટી ગયો અને દારૂ સઘલો જીવીના માથાં ઉપર ઢોલાઈ ગયો. આગમચથી ઘોડો દારૂ ગલેલો હતો, અને તેણીને ગોલી લાગી તારે તેને કેફ ચહવા માડી હતી, અને જારે તે બોલી કે મને ગોલી વાગીછે તારે અડધી જુમમા તથા અડધી બીહીકમાં તે પોતાને ગોલી વાગેલી સમજતી હતી તો જો કે તેને જે વાગું તેતો બાટલાના કકડા હતા; અને તેથીજ કરીને તે પોતાના દીલપર ઢોલાયલા દારૂને લોહી સમજી હતી.

અલબતાં જીવી તો આંનતીજ નહી હતી કે તે દારૂ પીવાએલો હતો. તેતો હુજત કરતી કે ગોલી મનેજ વાગી અને આ મારૂં લોહીજ ગયું, તથા ઓર હકીમજી એટલું પીછાણી શકયો નહી તેથી તે હકીમ વીશે હલકું મત આપવા લાગી. દોલાનેતો તેણે એકજ વીચારમા બેસાડી દીધો કે "બાપા તું એ વાત નહી હમજે."

જીવીની મતલબ આમ કરીને દોલા જોડેથી થોડાક પઈસા નીચંવી કાહાડવાની હોય. પણ એટલી તે હોશીઆર નહી હતી, મગર તે વધારે છાકટપણાની અસર તલે હતી અને ગોલી લાગાની આગમચ તેના શરીરની અંદર અને બાહાર રેડાયલા દારૂથી તે આમ વધારે બોલતી હતી.

અંતે દોરાબજી શેઠે જીવીને પોતાને બંગલે લઈ જવા માગી, જે વાત તેણીએ જરા મરડાઈ તથા અકડીને કબુલ કીધી. જીવીને માટે એક ગાલી મંગાવામા આવી અને નાહાનપરામાં પોતાને બંગલે તેણીને લાવવાનો ગાડીવનને હુકમ કરી તથા હકીમજીને વદાએ કરી દોલો પાછો પોતાના રખશની પીઠ ઉપર સવાર થતો પોતાના મકાંને જઈ પુગો.

પોતાના મકાંનમા પોતા ઉપર ગુજરેલી બીના જાહેર કરવાથી દોલાની મા વીલર તથા મશીઆઈ રતનને મોટો ધબરાટ પેદા થયો. ઘરના નોકર નફરો વચે ગડબડ મચી રહી અને તરત આખાં શેહેરમાં વાત ફેલાઈ જતાં કાંઈ વીલમ નહી લાગો કે દોરાબજી શેઠ ઉપર કોઈ ચંડાલોએ ગોલી મારી તેનું ખુન કરવાની કોશેશ કરીછે.

શેહેરમાં આ સમાચાર તરેહવાર સહરાવેલા આકારમાં ફેલાવો પાંમયા. કોઈ ખરૂંજ કેહેવા લાગા કે દોરાબજી શેઠના ખુનની ઠાલી કોશેશ થઈ, પણ કોઈ કેહેવા લાગા કે દોરાબજી શેઠનું ખુનજ થયું, કોઈ કેહેજે દોરાબજીને ગાલીમાં નાખી મુવેલો લાવવામાં આવયો, અને કોઈ કેહેજે ઘર લાવયા પછે શેઠ મરી ગયો.

પણ વળી એક કલાકમાં જીવીને ગાડાંમાં નાખીને શેઠને બંગલે લાવવામાં આવી, તે ઉપરથી અફવાની જીભ વધારે જોસથી ચાલી. જીવી, તે દોલાની માં વીલર થઈ પડી અને ગાંમમાં ગપાટા ચાલયા કે મા દીકરો બેહુ જણ ઘોડાપર બેસીને ફરવા ગયાં ! તાંહાં કોઈએ બેહુ તરફ ગોલી ફેંકી, પણ વીલર મરી ગઈ !! અને કોઈતો વાત લાવયા કે વીલર ને દોલો બેહુ મરી ગયાં !!!

અને હવે તે ઉપરથી લોકોમાં તરેહવાર મત અપાવા લાગાં. ઘણાક લોકો દોલાની તારીફ કરવા લાગા કે "સારો માણુસ થઇ ગયો." બીજાએો વળી બુરૂં બોલવા લાગા કે "નવા પઇસાથી મગો છગી ગયો અને તેથી માને ઘોડે ફેરવવા લાગો" ! આ ગાંમ ગપાટાઓમાંથી વાંધા પડતા તારે વળી "નજરે જોનાર" ની શાખશી લાવવામાં આવતી. ફલાના ફલાનાએ નજરો નજર જોયું કે બીચારી વીલરને ગાડાંમાં લાવયા ને ગાડાંમાંથી તેની લોથને બંગલામાં લીધી જીવી આ વેળા છાકટી ઘણી હતી તે ઉપરથી અફવાએ વીલરને લોથપોથ કરી મુકી.

પણ એટલુંજ નહી. હવે દોલાની દોલત કોણ લેશે તેના પણ અટકલાએો ચાલુ થયા ! અને બીજે સહવારના કેટલાકોતો દોલાની તથા વીલરની પાએદસતે જવા માટે જામો પીછોડી વટીક લઈ આવયા !

---

### પ્રકરણ ૧૧૭ મું.

વીલરબાઈ પેહેલેથીજ સુગાંતરી અને કુંજરી હતી, તેને આ બનાવોથી વળી વધારે દુખ થયું.

પોતાના પઈસાની મગરૂરીમાં તે ગરીબ ગુરબાંને ધીકારતી હતી. તેને તાંહાં જીવીને છાકટપણાની હાલતમાં લાવવામાં આવી તેથી તે બહુજ સુગાઈ અને પોતાના દીકરાને ઠપકો આપવા લાગી.

પણ વલી જારે તેણીએ જાણયું કે લોકોમા તેના મરણના સમાચાર ફેલાયા છે, તથા ઘણાકો તેને ઓટલે બેસવા તથા પાએદસતે જવાની વાતો કરેછે તારે તેની સુગ અને કમકમાટની હદ નહી રહી.

પોતાની માના બકબકારા છતાં દોલાએ જીવીને પોતાના બંગલાના સુંદર દીવાનખાનામા પલંગ ઉપર સુવાડી તથા તેની ઘણીક માવજત કરવા લાગો. તે પોતાની મા ઉપર તેણીના સંગ દેલને માટે ઘણો ગુસે થયલો હતો અને બોલતો કે "બીચારી આ પહોશણ ગરીબ થઈ વાસતે, મા તુંએ તેની દરકાર નહી કીધી, તેને રસતા ઉપર તું મલી તારે તુએ તેને બોલાવી નહી ઇઆ પુછપરછ નહી કીધી, પણ મોહો મરડીને ચાલી ગઈ. મગર શું હુંબી તેમ કરૂં ? શું આપણે પણ એકવાર ગરીબ નહી હતાં? આપણી ગરીબાઈને થકી બીજાએો આપણને હીણતા તારે આપણને કેવું લાગતું? પઈસાવાલા થઈને ગરીબને હીનીએ તેના કરતાં ગરીબ રહીને ગરીબને ચાહીએ તે ભલું.

અલબતાં આ સઘલી સાદી નશીહત વીલરની છાતીમાં તીરની પરે વાગી. અને પોતાના વાંક વીશે પોતાની ખાતરી થવાથી ગાલાગાલી, અને તાનાજાણી સીવાએ બીજા કસા જવાબ વીલર પાસ નહી હતા.

પણ એવા જવાબની ખરચી જલદો ખુટી જાયછે અને પછે એવા હારેલા માણુશ નામારી ભરેલી તીશોશ મેલી ઠેકાંણે પહેછે.

એજ પરમાંણે વીલર અંતે ઠેકાંણે પડી. "મુઈ ઢેડ ઇઆ ભંગીઅણને ઘરમાં કાં નહી ઘાલનો !" એવા એવા સબદોમાં દીકરાને ઠપકો આપીને તે મુગી બેઠી અને જીવીની જતનતો વીલરના પોતાના ઘરમાં જેવીને તેવીજ થઈ.

જીવીમાં છાકટપણા સીવાએ બીજી કસી એબ નહી હતી. પણ વળી આ છાકટપણુંબી આજ દીનેજ તેનામા માલમ પડયું. તેની કંગાલ અવસથામાં તેને દારૂ પીવાનો મળે કાંહાંથી કે તે પીએ ? એતો આજેજ ભીમપોરતી ધરમસાળામાં દારૂ લઈ જવાનું કાંમ મળયું તેથી રસતામાં તેણીએ થોડો પી લીધો અને થોડો પીતાં ઘણો લાગી ગયો.

બાકી જીવી એક "સારૂં માણસ" હતી. વાંચનારી બાંનુંએો યાદ કરશે કે જારે વીલર પોતાના કંગાલ જુપડાંમાં રતનને લઈને રહેલી હતી, અને જારે દોલો ચાકરી છોડીને ઘેલા મોદીના ઘરમાંથી વીલરના જુપડાંમાં તેણીને માથે પડયો હતો, તારે શુંદર રતનનો જીવ અને આબરૂ

જાન અને માન, બચાવનાર આ પડોશણ જીવી હતી. રતનને ચોરી લઈ જવાનો બાકાદારૂ ગીકાઈવાલા અને બેહેરામ ભરૂચાનો એકસંપ એ જીવીએ સાંભલી લીધો અને વીલરના ઝુપડાંમા આવી જાહેર કીધો નતો તર્યા તેઓના આવવા આગમચ રતનને છુપાવી દેવાને બની આવયું અને દોલાને રતનનો પોશાક આપી રાખવાથી તે ચંડાલો તેને રતન મસજીને ઉપાડી ગયા.

જીવીના આ સઘલાં હેશાન ઉપર જોકે વીલરની છાતીમા પાણી ફરી વલયું હતું, પણ દોલા અને રતનના જીગરમા તે સંધું તાજું હતું અને તેથી જીવીની સારવારમાં દોલોજ નહી પણ રતન વટીક મેહેનત કરતી હતી.

આ સારવાર કરતાં જાજો વખત નહી લાગો. જીવીની બેભાંની દારૂનીજ હતી અને દારૂ ઉતરયો કે તે બેભાંનીબી ઉતરી ગઈ, એટલુંજ નહી પણ તેને ગોલી લાગવા અને તેનું લોહી જવાનો વેહેમ પણ હવે નીકલી ગયો.

અને હવે જીવીને હોશીયાર થતાં વારજ દયાંલુ દોલો પોતાને લગતી તજવીજમાં પડયો. તેણે જીવીને કહયું કે "જીવી તું તો જીવીછે, પણ હવે આપણને મારનારનું મોત લાવવું જોઈએ. હું જાઉં છઉં, મારી રતન તારી સારવાર કરશે અને તે જીવીને જીવાડવાને ખુશી છે."

આમ કહી દોલો પોતાના બંગલાના હેઠલા ખણમાં ગયો. તેને ગોલી મારનાર પેલા એકાંત રસતા ઉપરના કોઈ રાહામારૂ વાટપાડા હશે એવું દોલાના મનમાં અને બીજા સરવે કોઈના મનમાં ચોકસ હતું. આ લુટારાઓને પકડવા તથા સજાએ પોંહોંચાડવા સારૂં પોતે ઘર બેસીને સરકારમા ખબર આપવા તથા સરકારને માથે તે સઘલું કામ નાખવાનો દોલાને ખેઆલ પણ નહી હતો. તેણે એટલુંજ વીચારયું કે જેઓ મારા જીવ ઉપર તપેલા હોય તેઓને મારે શોધી કાહાડીને સજા કરવી.

એ ખેઆલમા દોરાબજી શેઠે પોતાના નોકર નફરોને એકઠા કીધા. ઘરમા કામ લાગવા સારૂં એક બાવરચીને રાખીને બાકીના સઘલા બાવરચી, હમાલ, મસાલ, વગેરે ને હથીઆરબંધ કરી દોલાએ તેમનુ એક નાહાનું જેવું લશકર બનાવયું. પાર પડોશમાથી થોડાક બાડુતી મજુરોને પણ મેલવયા અને એ રીતે આસરે પચીસ માણસોની ટુકડીને પોતાની સરદારી હેઠલ લઈને દોરાબજી શેઠ પેલા ડુંગરાઓ તરફ વદેઆ થયા.

આ સઘલાં કામમાં દોલાની હીમત જેટલી વખાણવા જોગ હતી, તેટલીજ તારીફ લાએક તેની ઝડપ પણ હતી. ગોલીના મારામાથી બચી આવયા પછે થોડાજ કલાકમાં તે પોતાનું આ લશકર તઈઆર કરવા પડયો. જીવીની સારવારથી ફારગ થતાં તેને સાંજ પડી. સાંજથી મોડી રાત સુધીનો સઘલો વખત માણસો એકઠાં કરવાની તઈઆરીમાં તેણે રોકયો. અને બીજે દીને બામદાદ આગમચ પોતાની માને, રતનને ઈઆ બીજા કોઈને ઉપલી સઘલી ગોઠવણ જાહેર કરવા વના દોલો પોતાની આ નાહાની ફોજ સાથ લડાઈનાં મેદાંનમાં રવાંને થયો.

દોલાને ગોલી મારવાની ખબર ગાંમમાં ફેલાવાથી અલબતાં તેને વીશે પુછપરછ ઘણી ચાલી. પણ સહવારના જારે કોઈ ઠગાયલા દોસતો જાણો પીછોરા લઈ તેની પાએદસ તે જવા આવયો, તારે દોલોતો દુશમનો સામે આ લડાઈ ઉપર ગયલો હતો.

આવી રોતે ખોટો ખબરથી ઠગાયલાં લોકો કોઈકજ હતાં. મોડી રાત જતાંમાં સઘલા ગપાટાઓ પરપોટા પેરે ફુટી ગયા હતા અને ધીમે ધીમે ખરી ખબર સીતલ વાયુની લેહેકી મીશાલે પંથરાઈ હતી.

સહવારૂં પડતાં સરકારી અમલદારોને પણ ખરી ખબર પોંહચી હતી. ભીમપોરના રસતા ઉપરના ચોરાંણથી સતાવાલાઓ માહીતગાર હતા. પણ તે ચોરો ઘણા પાહાવન હતા અને તેમને પકડવામાં સરકાર અતાર સુધી નીશફળ હતી. દોરાબજી શેઠ ઉપર એજ રસતામાં થયલા ખુની હોમલાથી સરકારી અમલદારોને કાંઈ નવાઈ લાગી નહીં હતી; અને વળી દોરાબજી શેઠ તરફથી સરકારમાં કોઈએ ફરીઆદ પણ કરેલી નહી; એટલે આ લુટારાઓને પકડવાને કોટવાલ તથા બીજાઓએ કરેલા બંદોબસતોમા કોઈ ખાશ નવા બંદોબસત હુમેરવામા આવયા નહી હતા.

ધનજીશાહ શેઠતો આ હોમલાને દીને રાંદેરના પોતાના બંગલામા ગયલા હતા; માટે બીજે દીને તેઓ સીગનપોરના પોતાના રેહેઠાણમા પાછા આવયા તાંહાં શુધી તેવણને આ બનાવની ખબર નહી હતી. ખબર પડતાંવાર તેવણ દોલા સાથનો આગલો અણબનાવ તદન ભુલી ગયા; તેવણના દીલમાં પોતાના આ જુના વીસવાસુ નોકર અને નવા દોસત વીશે મમતા ભરેલી ફીકર પેદા થઈ અને તેવણ પણ લાંગલાજ દોલાને ઘર ખબર કાહડવા આવયા.

દોલો પોતે ચોરોની સાંમે લડવા ગયો છે, એવું સાંભળી જેમ બીજાં સરવે જણ તેમજ ધનજીશાહ શેઠ પોતેબી ઘણા અચરત થયા. દોલામા એટલાં દાહાપણ, હીમત અને લાએકીની તેઓએ મુદલ આશા રાખી નહી હતી. તેઓ દોલા ઉપર જેટલા અચરત થયા તેટલાજ ખુશી પણ થયા.

પણ તોબી દોલાનું આ કામ ધનજીશાહ શેઠને પસંદ આવયું નહી. તેવણે દોલાની હીમત વખાણી, પણ તે સાથે સાફ કહયું કે "એમા દોરાબજી શેઠે ભુલરાઈ કીધીછે. જેના કામ તેજ જાણે. ચોર લોકોને, ફાંસીગરોને પકડવા જવાની આપણને શી ગરજ? એતો સરકારનુ કામ છે, અને સરકારથી તે નથી બનતું તો આપણથી શું બને!"

અલબતાં આવા વીચારોથી વધારે વીચારોની બીમારા ધનજીશાહ જેવા પોચા શેઠીયા જોડે વઠી રાખી શકાય નહી. તેવણ માતર ઘરમા બેસીનેજ વાતો કરી જાણે, પણ દોલો સઘલી દોલત છતાં ખરતલ અને ફરેલ હતો, તેની કદર ધનજીશાહ બુજી શકે નહી.

---

## પરકરણ ૧૧૪ મું.

વખત પાંણીના રેલાની મીશાલે નીકલી ગયો અને તોપણ દોલો પોતાની લડાઈ ઉપરથી પાછો ફરયો નહી.

બપોર અને સાંહાંજ વહી ગઈ, રાત પડવા આવી, પણ દોલાની નસલ ઈઆ નીશાણ મંળી નહી.

પણ વળી આ દીવસ તોફાંની હતો. વાદલ, વીજ

લી, ગગડાટ, વરસાદ, પવન સરવે ભેગાં મળયાં હતાં અને ગગનને ગજાવતાં હતાં—પણ દોલો પાછો ફરયો નહી.

આગળ જારેબી વાદલ ઘેરાઈ આવતું તારે વીલર રતનને શીખવતી હતી કે "કેથે મોટી લડાઈ ચાલતી હશે, કેમકે જારે લડાઈ ચાલે તારે વાદલ દાંમાદોલ થઈ આવેછે." તેજ પરમાંણે આજે દોલો એક નાહાની જેવી લડાઈપર ગયોછે અને આજે વાદલ શું પણ મોટું તોફાંન થયુંછે, તારે શું દોલાની લડાઈ મોટી નહી ચાલી હશે?

વળી બે કલાકમાં તોફાંન નરમ પડયું. સાંજના સીરે પોહોરના સમા વચે વાદલાં ઉતરી ગયાં અને સોનેરી આફતાબ સરવે સરૂશટીને સોનેરી બનાવા સારૂં પાછો દીપકતો દેખાવ દેવા નીકલયો.

પણ હજી દોલો આવયો નહી. આફતાબ અસત પાંમયો અને દુનીઆં ઉપર રાતનું શીહા ઢાંકણુ આવવા માંડયું—પણ હજી દોલો આવયો નહી.

વીલર પોતાના દીકરા ઉપર ગમે એટલી રીસે ભરાયલી હતી; પણ તેને માના લોહીથી ચાહાતી હતી. તે દોલાની ગેરહાજરીથી સાંજ પડતાંમાં ઘણીજ ચીંતાતુર અને ફીકરમંદ થઈ ગઈ.

સુંદર રતન પણ દોલા વીશે દરવા લાગી, તેને સમજ નહી પડી કે તેનો દીલદાર, તેના બચપણનો સોબતી અને તેની જુવાંનીનો ભાગીયો પાછો કેમ નહી ફરતો!

એક ગમથી ધનજીશાહ શેઠ, રૂસતમ આગો, પુણમચંદ વકીલ; બીજી ગમથી જાંહાંગીર જંગી, સોલુ અને ફ્લુ ઘેલા મોદીના, અને બીજા ઘણાક દોસતો દોરાબજી શેઠને બંગલે અવાર નવાર આવતા અને જતા તથા પરપુછ કરતા કે શેઠ આવયા કે નહી, પણ તેમનાં નહી આવવાથી તેઓ થોડા ઘણા ફીકરમા પડયા હતા.

રૂસતમ આગાએ ખબર કાહાડવા સારૂં દોલાની પુઠે જવા ચાહાયું, પણ ધનજીશાહ શેઠે અને તેવણુના ધણીઆણી સુનાબાઈએ પોતાના ભાઈને આ પરમાણે ધાસતી ભરેલી જગા ઉપર જવા દેવાને ના પાડયું તથા તેને અટકાવી રાખયો.

જાંહાંગીર જંગીએ કોટવાલ તથા કલેકટરને તાંહાં ખબર આપી હતી. પણ તાંહાં દોલા વીશે કોઈને ખબર નહી હતી. દ ચોરોને પકડવા માટે સરકારની પોતાની ખાસ ગોઠવણો કરેલી હતી, તેમા દોલાએ પોતાની તરફથી માથું ઘાલવા માટે સનાવાલાઓ ઓર નાખુશ થયા હતા, તો પણ તેઓને દોલાની સલામતી વીશે ધાસતી કાંઈ નહી હતી. તેઓએ ઉપલા ધાસતીના રસતા ઉપર ખબર કહાડાવી હતી, પણ તાંહાં કાંઈ જીવ જેવો બનાવ બનયો નહી હતો.

પણ તારે દોલો કાંહાં હતો? વીલર આવતાં જતાંને પુછતી, અને આવતાં જતાં સરવે વીલરને પુછતાં.

દોરાબજી શેઠને પાછા ફરવાની ખબર ઘણી વેળા સંભળાતી અને પાછી ખોટી પડતી હતી.

જારે કાંઈજ ખોલાસો નહી મળતો તારે વીલર જીવીને ગલે પડતી.

"તું મરે, રાંડ દાકણી, રાંડ અવરનું મુલ, તું મારા ઘરનો ઘડો પખોડી લેવા આવેલી."

"પણ મેં હું કીધું? વીલરબાઈ કહોની" જીવી ગુસાથી પુછતી.

"તો રાંડ કવછ, તારાં પગલાંએ મારા ઘરમાં અવર આવી, સે જોની. મારો હીરા મોતીનો બેટો, મારો સુના મોહોરનો દીકરો દોરાબજી કાંહાં છે?"

"તેતો જેટલું તમે જાણો તેટલુંજ હું જાંણુંતો. તમારા દીકરાની વાત બાઈ મને હું ખબર? તે કાંઈ મને કહીને હીધારેલો?"

"પણ રાંડ તે બીહામણા રસતા ઉપર તું તેને લઈ ગઈ કેની?"

"લઈ જતી મરેરે, દોરાબજી હેઠને હેવે રહતે લઈ જતાંની આંખ આંધલી થાય ને પગમાં આંકરાં આવેરે. બાઈ તમે એ હું બોલો? મને હી ગરજ કે તેવણુને એવે મારગે લઈ જાઉં?"

"તો દદા, તું તાંહાં ગીએલી કેની?"

"મારોતો ધંધોજ તે રહતે."

"વારૂં, ને મારો દોરાબજી તાંહાં આવયો તારે તુંજ લઈ ગયલી કેહેવાય."

"અરે ઓવારૂં રે મા, મેંતો ઉલટો દોલાજી હેઠનો જાન બચાવેલો. મેંતો એતણુને તે રહતે જાતાં અટકાવેલા, ને દુવા માગો, માએ કે મેં અટકાવેલા, નહીતો કે દુહમનનું હું થતે? તે રહતાપરના ચોરોની વાત કાંઈ હમજો કે! રોજ ખુન થતાં દેખું! મેં કહયું કે બાપા પાછો ફર, તારે, જોર જુલમથી હેઠ પાછા ફરેલા, પણ તરતજ પાછી ખાતરીબી થઈતો. હું જો પછાડી નહી બેઠેલી હતેતો ગોલી મને વાગી કેની તે હેઠના દુહમનના માંથામાં વાગી પડતે.

આ દરાંમની વાતથી જવાન રતનની આંખમાંથી તર તર આંજુ નીકલી પડયાં. તે વીલર આગળ બોલી કે "માસીજી, બીચારી જીવીનો કાંઈ વાંક નથી, તેને ગાલી નો દેઓ. વારૂં જીવી હતી તો એક વખત મને ચોરોથી જીવાડી ને આજે બીજી વખત દોરાબ ભાઈનેબી ચોરોથીજ જીવાડયો. બાઈ જીવી, તુને ખોદાતાલા મોટું બેહેશત આપશે કે હમોને બેહુને જીવાડનાર તું છે.

"ઓ હું મરૂરે મારી ગાએ, તારી પરથીતો હું બધી ઓવરાઈ જાઉંજો." એમ જીવી રતનને જોઈ સદા ખુશ થતી હતી.

વળી પાછો સવાલ નીકલયો કે દોલો કાંહાં છે? થોડાવારમાં રૂસતમ આગો ખબર લાવયો કે શેઠની સાથના ચાર પાંચ માણસો તોફાનને લીધે ભુલાં પડેલાં તથા વાટ ચુકી ગયલા મને મળયા. તેઓ કેહેતા હતા કે તોફાંનથી સઘલા વીખરાઈ જઈ એકેકને શોધતા હતા.

આ ખબર ધાસતીમાં વધારો કરનારી હતી. પણ થોડો વાર જવા પછે જાંહાંગીર જંગી જે પોતે ડુંગરાઓ તરફ ખબર કાઢવા ગયો હતો, તે પાછો આવયો અને વધારે સારી ખબર લાવયો. તે બોલયો કે શેઠેતો પોતાના લશકર સાથ જીત મેળવીછે; તોફાંન થવાની આગમચ સહુવારેજ સઘલા લુટારાઓ સુતેલા પકડાયા; પણ પછે તેમને લઈ આવતાં તોફાંન લાગું તેની તક લઈને લુટારાઓ સામા થયા અને નાહાસી ગયા, તેમની પછવાડે દોરાબજી

શેઠ ધસારો લઇ ગયાછે તાંહાંથી પાછા ફરયા નથી, પણ સલામત માલમ પડયાછે ખરા.

જાંહાંગીરે આ ખબર પોંહોંચાડી તારે ધનજીશાહ શેઠ દોલાના ઘરમાં હતા અને દોલાની મા તરફથી તેવણે જાંહાંગીરનો ઉપકાર માનયો.

જાંહાંગીર સાથ ધનજીશાહનેતો પંચાએતના વડાની ખુરશીના દાવા ઉપરથી અણબનાવ થયો હતો, પણ ધનજીશાહ આ વેળા તે અણબનાવ વટીક ભુલી ગયા અથવા ભુલી જવાનું તેવણે દોલ ઘાલયું. તેવણ બોલયા કે "પેઆરા જાંહાંગીર, તારી હીમત, મરદાંનગી અને આપેઆપતીઆરી ઉપર આફરીન છે?"

જાંહાંગીરે આ સીફતનો સીફતથીજ જવાબ આપયો. "સાહેબ, તમારી દોસતી અને મોહોબત તમે આ તારીફથી દેખાડોછો; કેમકે મારા સવતંતર વીચાર જે ગઇ કાલેજ મેં તમોને જણાવયાછે તેથી તમોને માઠું લાગવાની ધાસતીમાં હું હતો, પણ હું ખુશી છઉં કે તમો સાહેબે મનમાં કાંઇ માઠું લીધું નથી."

"માઠું શાવાસતે લઉં? દોસત જાંહાંગીર" હીઆંથી ધનજીશાહે વાત ફેરવી તોલી. પણ મને માતર ઉદાશી અને નાસીપાસી પેદા થઇ ખરી કે જાંહાંગીર સરખો મારો પુરાનો અને પેઆરો દોસત મારા હકવાજબી દાવાને બદલે મારા દુશમનના દીકરાના દાવાની તરફેણમાં ગયો."

"નહી, ધનજીશાહ શેઠ, તમારે એમ નહી સમજવું જોઇએ. ઘેલા મોદીના મનજીભાઇ તમારા દુશમન તરીકે તમોને ઇજા કરવાને અશકત હતા, પણ મનેતો તેવણે દુખ આપેલું હતું. એ ઉપરથી તમે વીચારો કે હું તમારા સરખા દોસતની પખશ મુકી મને નરસ લગાડનારા તે કુટુંબની પખશમાં વગર કારણે શી રીતે જઇ શકું!"

"જઇ શકું કરીને શું બોલેછે, દોસત જાંહાંગીર, તે પખશમાં તું જઇ ચુકયો." રૂસતમ આગાએ આ ટાહુકો પુરયો.

"હા, પણ વગર કારણે નહી. જારે કારણ જોયું, જારે તાંહાં સચાઇ જોઇ તારેજ મારા વીચાર તે તરફ ફરયા. ધનજીશાહ શેઠ તમે ખાતરી રાખો કે તમારૂં વાજબી ભલું થતું હોય તેમાં હું કદી આડો આવશ નહી, તમે મારે વીશે આડું ધારશો તોપણ આડો આવશ નહી. પણ તેજ પરમાંણે બીજાના ભલાંમાં મારે આડે આવવો નહી જોઇએ અને તેથીજ ઘેલા મોદીના હકમાં હું સામે થવા ચાહાતો નથી."

આ દલીલોથી ધનજીશાહની લગભગ ખાતરી થવા આવી હતી, પણ જાંહાંગીર જંગી સાફ જોતો હતો કે જેમ ઘણાખરા શેઠીઆઓ પોતાના સવતંતર વીચારને સીકે ટાંગેછે અને બીજાના વીચારો ઉપર ભોલવાયછે તેમ આ સીગનપોરાઓ શેઠીઓ પણ રૂસતમ આગાના વીચાર હપર ચાલતો હતો. ધનજીશાહ પોતાની મનપસીજ જણાવવા જતો હતો, પણ તેવાંમાં રૂસતમ આગાના બોલવાથી તેના વીચાર પાછા બદલાઇ ગયા.

"અરે સાંભલયા કરો સાહેબ, દોસતી ને બેસતી એ ખધું. હમણાં ઘેલા મોદીના કુટુંબ સાથ જાંહાંગીરભાઇને સગાઇ થવાની છે, તે જાંણોછો કેની, તારે એવણ તાંહાંની સગાઇ વધારે પીછાણશે કે આપણી સાથની દોસતી વધારે બુઝશે?"

"નહી રૂસતમ," જાંહાંગીરે બેઅદરખાહીથી પોતાનો બચાવ કીધો. "દોસત, તું મને ઘણો ગેરઇનસાફ કરેછે."

"હવે જાંહાંગીર તે વાત આપણે બાહાર કરીશું, હાલતો આપણા દોરાબજી શેઠનોજ વીચાર કરોની."

હીઆં વળી વીલર પોતાના એકેકથી ઉલટા શબદોમા વચે પડી. "અરે હારે બાવા હુંબી તેજ કેહેતીતી. બા હાર શું કાંમ વાત કરો? હંઇઆંજ નકી કરોની!"

"પણ હમણાતો દોરાબજીને વરે તમે તનવીજ કરવા માંગોછોની?"

"હા, ને મરૂં હુંબી તેજ કહુંછું."

"તારે હમણાજ આ વાંધાની વાત શું કામ કરાવોછો?"

"તો હારે મરૂં, તેજ વાત હુંબી કહુંછું."

"બાઇ તમે બે મોહોડે બોલોછો. એકગમથી દોરાબજી શેઠને વાસતે ફીકર કરોછો."

"હાજી."

"ને બીજી તરફથી દાવરીની વાત કરવા માંગોછો."

"હાજી."

"તારે બેહુ કેમ બને?"

"તો, જી બેહુ એકજ વાત કેની? તમે કાંઇ દાવરપણાનો નીકાલ લાવોતો મારા દોરાબજીનું કામ થાય કેની! તે થકી હું કહુંછું કે હમણાજ કાંઇ એનો રસતો લાવો. વારૂ મરૂં એટલે મારા દીકરાનો છુટકો થાય ને મા બાપ વનાની પોરીનો રસતો થાય એવું કાંઇ કરી આપો."

"જાંહાંગીર જંગી વાંધો કાહાડી નાખેતો હમણા થાય." રૂસતમ આગો બોલયો.

"ધનજીશાહ શેઠ વાંધો કાહાડી નાખેતો હમણા થાય." જાંહાંગીરે જવાબ દીધો.

"પણ તારે બાવા" વીલરે ફગલાઇને પુછયું "એનો રસતોતો કદીજ નહી આવે કે? મારો દીકરો કાચો કુમારો એક કસકુનમ દદાની તાકમા જોતરાયલોજ રેહેકે? ને મારી કાચી કલી જેવી બતરીજી જુવાનીમા કરમાયા કરેકે? તમે શેઠીયાઓની શું એવીજ ખુશી છે?"

જાંહાંગીરે જોયું કે આ અણગમતી વાત ઉપરથી પાછો ટંટો થઇ જશે, માટે તેણે એ વાત ઉડાવા માગી. તે બોલયો કે "બાઇ, તમારો દીકરો રણપર ગયોછે તાંહાંથી પાછોતો આવે. હવેતો રાત પડી તેનો કાંઇ વીચાર કરશો? શેઠતો હજી પાછા ફરયા નહી? હું ધારૂંછું કે હુંજ પાછો ફેરો મારી આઉં."

"બો મરૂં રે તમારી હીમતપરથી" એવી રીતે વીલરે બોવરણા લીધા તે વચે સુરો જાંહાંગીર પાછો દોલાની બોળને માટે જવા ઉઠયો.

પણ તેટલાંતો હેઠલ આદમીઓની ગડબડાત માલમ પડી, દોલાનો આવાજ આવયો, અને બીજાઓને ઉઠવાનો વખત મળે તેટલાંતો તે ઉતાવલમા દોડતો અને હાંફતો ઉપર આવી પુગો.

દોલો ઘણો ઘબરાટમા હતો. તે હેઠલથી બુમ મારતો અને દોડતો આવયો હતો. તેના મોહોમા એકજ શબદ હે

તો. "રતન, મારી રતન, રતન, રતન આવરે" એમ બોલોથી તેણે હેઠલથી ઉપર સુધી આખું ઘર ગજાવયું.

ઉપર આવતાંનેવાર તે ઉતાવલમા પુછવા લાગો કે "રતન કાંહાં છે? બોલો જલદી—રતન કાંહાં છે?"

આ સવાલના જવાબને થકી દોલો ઉભો નહી. જાંહાં આ લોકો બેઠાં હતાં તાંહાં રતનને નહી જોઇને દોલો બીજા ઓરડામા "રતન, મારી રતન" બુમ મારતો દોડયો, અને તાંહાંબી નહી મળી તારે તે "રતન—રતન" પોકારતો એક ઓરડેથી બીજે ઓરડે ભટકવા લાગો.

વીલર, ધનજીશાહ, વગેરે સંધાં દોલાના આ ધબરાટથી ધબરાઇ ગયાં. તેઓ તેની પુઠેપુઠ પુછતાં ફરયાં કે "ભાઈ દોરાબજી, શું છે? રતનને શું છે? એટલી ગડબડ કાંએ કરેછે?"

પણ દોલો જંગલી જહન્નુનમાં આવી ગયલો હતો. તે કસો જવાબ દેતો નહી હતો. તે એટલુંજ બોલતો કે "બધો ખોલાસો પછી થશે, પણ પેહેલાં મારી રતન કાંહાં છે?"

વીલરે જોયું કે તેનો દીકરો આ દેવાનાપણામાં મરી જશે. માટે હવે તે પણ "રતન—રતન" બુમોથી તેણીને હાંક મારવા લાગી.

દોલો આ બુમ સાથ પોતાનો સાદ ભેલતો દાદર ઉપરથી પાછો હેઠલ દોડતો હતો, તેવામાં રતન નીચેથી ઉપર આવતાં દાદર ઉપરજ મલી. તે હેઠલ કાંમ કરતાં ઉંઘાઇ ગયલી હતી.

તેને મળતાંવારજ દોલો એકેદમ તેને વલગી પડયો. "ઓ રતન, મારી રતન, તું તો મારી થઇજે" આમ બોલતાં બોલતાં તેણે રતનને ચાંપીને કોટીઓ કીધી અને સરવેનાં દેખતાં, બીચારી રતનને ઘણી લરજા લાગે તેમ, કસી પણ દરકાર કીધા વના તે રતનને પુશકલ અને બેસુમાર ચુમીઓ લેવા લાગો.

ચોરોને પકડવા ગયો તાંહાંથી દોલો આ શું દેવાનું લાવયો?

---

# સીકંદર.




એલેકઝાંનડર અથવા જેને આપણે શીકંદર કહીએછે તેના બાપનું નામ ફીલીપ હતું; અને તે ગરીસ એટલે યુનાન દેશનો બાદશાહ હતો. ફીલીપ નયોપ ટોલીમસની છોકરી ઓલીમપીયાસ સાથે પરણેઓ હતો, જેને પેટે દુનીયાં પેદા થયા પછીના વરસ ૩૬૪૮ મા મેશીડોનીયાના મુખ્ય શેહેર પીલામા શીકંદર જનમયો. જયારે શીકંદરનો જનમ થયો તયારે ફીલીપ પોતાનું રાજ છોડી લડાઇના મેદાંનમા ગયો હતો તયાં તેને એકજ વખતે તરણ ખુશખબરતીના ખબર મલી. પેહેલી એકે ઓલીમપીકની મોટી રમતમાનું ઈનામ તેને મલયું; બીજી ખબર, પારમીનીઓ, તેનો એક જનરલ, તેણે ઈલીરીયાના લોકો ઉપર ફતે મેલવી; (આ પર બાણે પલુટારચ ધારેછે, પણ એ ખબર જયારે ફીલીપને થઇ તયારેતો ઈલીરીયા લીધાને બે વરસ થઇ ગયાં હતાં) અને તરીજી ખુશખબરતી એ હતી કે તેની ઓરતે એક બેટાને જનમ આપયો. ફીલીપને એકજ વખતે આટલીબધી ખુશાલી મલી તેથી દંગ થઇ ગયો, કારણ કે તે જાણતો હતો કે "ઘણી ખુશખબતી થોડાનવારની" હોયછે, તેથી તે બોલયો કે "ઓ મોટા ભરેશપતી, (તે વખતે તેઓ પણ ભરેશપતી, શુકર, વગેરે ધરેહો અને દેવીઓને માનતા હતા) આટલી બધી બખશેશોને બદલે તેની સાથે જેમ બને તેમ જલદીથી થોડી નાખુશ ખબરબી મોકલ!"

હવે આ નાહાના શાહજાદા શીકંદરને કેળવણી આપવાને સારૂ તેના બાપ ફીલીપને કેટલી ફીકર અને ધયાન લાગુ તે જુઓ; કારણ કે પોતાના બચાંને કેળવણી આપવાની મા બાપોને કેટલી ફરજછે તે આ નીચેના હેવાલ પરથી માલમ પડશે. શીકંદરના જનમ પછી થોડાજ દીવશમા ફીલીપે એરીશટોટલ નામનો ફીલશુફ જે તે વખતે તેમજ હજી શુધી પોતાનું નામ અમર રાખી ગયોછે, તેની ઉપર કાગજ લખી જણાવયું કે "તને મારા બેટાના શીખશક તરીકે પશંદ કીધો. મને એક બેટો બખશેયો તેથીજ નહી પણ તે તારા જેવો મરદ જીવતોછે તેવા વખતમા બખશેયો તેથી હું દેવાનો ઉપકાર માનુ છઉ. હું અદલપણાથી કેહુછુ કે એને તું આપણ બંધેને લાયકની કેળવણી આપ, અને એ મેશીડોનીયાને લાયક નીકળે તેમ કર," ઈતયાદી. એક ખરા બાપની એજ ફરજછે અને તે એક શાધારણ માણશને પણ ધડો લેવા જોગછે અને એક સારો શીખશક પશંદ કરવો એ જેવું કીમતીછે તેવું બીજું થોડુંજછે, કારણ કે દરેક બચાંને તેના મા બાપે શીકંદર જેવાંજ ગણવાં જોઈએ. આતો દેખાઇતુંજછે કે માણશજાત અથવા કોઇબી વસતુને કુમલી વયમાજ જેમ નમાવીયે તેમ નમે અને તેજ રીતે, તેવાજ વીચારથી ફીલીપે શીકંદરને ઉતાવલથી ઘણી બચપણ ઉમર છતાં એરીસટોટલના હાથ નીચે શોંફયો.

જે દીવશે શીકંદર આ દુનીયાંની અંદર પેદા થયો તેજ દીવશે ઈફીસસ શેહેરમા ડાયાના નામની દેવીનું દેવલ બલી ગયું. વાંચનારી બાંનુઓ, આ દેવલ વીશે જરા અજાએબ જેવી (જેમ આગળા એક અંકમા આપણા લખનાર કાઉસે રોમીઉલશની તવારીખ લખતાં જણાવયું કે અશલની તવારીખ દંતકથા જેવીછે, તેમજ) એક વાત ચાલેછે. કેહેછે કે તે દેવલ બાંધવાને ઘણા વરશ લાગાં હતાં (પલીનીના કેહવા પરમાણે ૨૨૦ વરશ, પણ તે ચોકશ લાગતું નથી). તેની લંબાઈ ૪૨૫ ફીટ તથા પોહલાઈ ૨૨૦ ફીટ હતી, અને તે ૧૨૭ સ્તંભની ઉપર ઉભું કીધેલું હતું. જે સ્તંભો દુરદરાજ શેહરના કારીગરોએ આ તક લઇ પોતાની હુશીયારી બતાવા એકેકથી શરશ બનાવેલા હતા. હીજીસીયાસ નામનો તવારીખ લખનાર પલુટારચ પરમાણે કેહેછે કે "એ દેવલ બલી ગયુ તેમા કંઇ નવાઈ નથી, કારણ કે ડાયાંના તે દીવશે શીકંદરનાં જનમને વાસતે ઓલીમપયાસની સુવાવડ કરવાનાં કાંમમાં રોકાયલી હતી!" આ વેહેમી વીચાર તે વખતનાં રોમી અને યુનાની લોકો પણ વેહેમી હોવાથી

જનમ પાંમેલોછે. પણ તે દેવળ બલી જવાનું ખરૂં કારણ તો એ હતું કે કોઇ હીરોસટરેટસ નામના સખશે એક કારણસર બાલી નાખયું હતું; આવી બદનામી ભરેલાં કાંમનો ગુનાહ કબુલ કરાવા શારૂ જયારે તેની ઉપર ફરજ પાડવામાં આવી, અને તે ફરજ પાડતાં કેટલોક શીતંમ તેની ઉપર ગુંજરેઓ,-તયારે તેણે કબુલ. કીધું કે તેનો વીચાર એવો હતો કે એમ કરવાથી તેની ઓલાદમાં તે જાંણીતો થાય અને આવાં મોટાં કાંમનો નાશ કરવાથી તેનું નામ અમર રેહે ! એટલે "ભલે નામ કે ભુંડે નામ."

શીકંદરને બચપણમાંજ લોભ અને કીરતી મેલવવાની આતુરતા ઘણી હતી. તેનો બાપ ફીલીપ એક વીદવાનની માફક શુભાખીતપણું એટલે બોલવા તથા લખવાની ઢપની ખુબશુરતીપર વધારે ધયાન આપતો હતો, તેમજ પોતે જે ઘેરાંપટ (લડાઇની બાદશાહીગારી) ની શરતમાં જીહીત મેલવતો તે પોતાના શીકાઓપર કોરાવાથી મગરૂર રેહતો હતો; પણ શીકંદરને આવી જાતની ફતેહની કંઈ આજી ઉમેદ નહી હતી. જે વખતે તેને ખબર મલી કે તેનાં બાપે કંઇ શેહેર જીતી હાથ કીધું અથવા કોઇ મોટી લડાઇમાં જીહીત મેલવી, તયારે આ શાહાજાદો બીજાઓની માફક ખુશી થવાને બદલે સાદી અને સેહેલી રીતે જે જુવાંન લોક તેના આગળ ઉભા હોય તેઓને કેહતો કે—"દોસતો, મારો બાપ પોતેજ દરેક ચીજ લઇ રાખશે અને આપણે વાસતે જીતી લેવાનું કંઇ બાકી રાખશે નહી."

એક દાહાડે ઈરાંનના હખામનીશની વંઉસનાં બાદશાહ તરફથી કેટલાક એલચીઓ ફીલીપની દરબારમાં કંઇ રાજકુવારી કાંમ શારૂ આવયા, તે વખતે ફીલીપ હાજર હતો નહી, તેથી શીકંદર એવીતો લાયકી તથા વીવેકપણાથી તયાં તેઓની એસતેકબાલ લેવા ગયો, અને ઉદારતા તથા બાહાદુરીથી ખુશ કીધા, કે પેલા બધા એલચીઓ અજાબ થયા. પણ શીકંદર તેઓ શાથે વાત કીધામાં જે અકલ અને અદલપણું વાપરેઉં તેથી તેઓ વધારે અજાબ થયા. નજીવી બાબદોપર જેમ તેનાં જેવાં માણુસો ગોફતેગો કરે તેમ કરવાને બદલે એતો પેલા એલચીઓ શાથે મોટી મોટી બાદશાહી બાબદોપર વાત લલકારવા લાગો; જેમકે દાખલો લેતાં, જયારે પેલા એલચીઓ પોતાના દેશની તારીફ કરવા લાગા, તયાંના કેવા નામીચા બાગો, ઈરાંનના બાદશાહની દરબાર અને મેહેલ, તયાંની મોટાઇ અને દોલત (જેની ઉપર તે વખતે આખી દુનીયાંનાં રાજોનું મન ઉસકેરાયું હતું), સુનેરી કેળાંનું તે વખતે વખણાયલું ઝાડ, તયાંનો સરબતી શરાબ, જવાહેર, જમરૂદ, લાલ, અને માણેક જેવી દરાખ, અને તરેહવાર કીમતી પથરાઓ ઇતયાદી, જેમાં ઈરાંનના બાદશાહી રાજની મોટાઈ ગણાતી હતી; તે વખતે આ બાહાદુર સીકંદરતો તેઓ શાથ જુદીજ વાત કરવા લાગો—એશીયાખંડની ઉપરનાં ભાગ તરફ જવાનો રસતો કીયો, તથા કેટલાંક શેહેરો કેટલાં દુરછે, ઈરાંનના બાદશાહનું જોર અને શકતી સાની અંદરછે, દુનીયાંના કીયા કીયા ભાગમાં તેણે લડાઈઓ કીધી, તેના દુશમનો શાથે તે કેવી રીતે ચાલયો, અને તે પોતાની રયેતને કેવી રીતે ચાહેછે, ઇતયાદી. આ જુવાંન શાહજાદાની આવી રીતની અકલ જોઈ પેલા એલચીઓ તેની જાબજા વખાંણ કરવા લાગા, અને તેનું ભવીશ પણ વીચારવા લાગા કે કોઈ દીવશ તે કેટલો મોટો વધી જશે. આગલ ચાલતાં તેઓને માલમ પડયું કે (તે વખતે તયાં ઈરાંનમાં બહમન રાજ કરતો હતો.) બહમનમાં અને શીકંદરમાં કેટલો તફાવતછે, ઉમર અને દોલતે બહમન વડોછે, પણ આ શીકંદરતો અકલે વડોછે.

આ સરવે ગુણો તેને સારી કેલવણી અપાઈ હતી તેના હતા, અને તેથીજ આ સખશે આવી પકી વાત કાહડી હતી. આગલ જતાં એ મોટાં રાજનો વારશ થશે એવું જાંણી તેને શઘલી જાતની વીદયા અને હુનર શીખવવાને કેટલાએક શીખશકો રાખયા હતા. તેઓમાં લીયોનીડાસ નામનો. એક ભારે શીખાંમણ દેનાર રાણી ઓલીમપીયાસનો સગો હતો. આ લીયોનીડાસને સારૂં સીકંદર પાછલથી કેહેછે કે જયારે તેઓ શાથે મુશાફરી કરતા હતા તોયારે તે લીયોનીડાસ વારેવાર તેનાં બીછાંનાં અને કપડાં મુકવાની તરાંગમાં જોતો હતો કે તેની માય ઓલીમપીયાસે કંઈ ચીજ જે નહી જોઈએ તેવી મુકી ખાલી ભાર નહી કીધો હોય. એરીસટોટલને વાસતે ફીલીપને ઘણું સારૂં મત હતું તેથી તેને શારો પગાર આપતો એટલુંજ નહી પણ તેની મેહેનત અને કાલજીનાં બદલામાં સારી રીતે નવાજીઓ, એટલે મેશીડોનીયામાં દરીયા કીનારે એરીસટોટલની જનમભુમી સટેજીરા નામનું શેહેર જે તે વખતે પડતી હાલતમાં હતું, તે ફીલીપે પાછું ફરીથી બંધાવીને તીયાથી જે લોકો નાહાસી ગયા હતા અને ગોલાંમ બનીયા હતા તેઓને બોલાવી પાછા વસાવીયા; અને તે શેહેરની પડોશમાં વલી એક મેદાંનબી તેઓને સારૂં બનાવી આપીયું કે તીયાં તેઓની મંડલીઓ ભરાય અને કંઇ ગ્નાન મેલવે. એરીસટોટલે જે ફતરની બેઠક બનાવી હતી તે પલુટારચના વખતમાં પણ મોજુદ હતી; તે તથા ઝાડોની બોહોલી ગટા, મેદાંનની બેઉ બાજુએ, જયાં રસતે ચાલનાર મુશાફરો શુરજના તાપને શારૂ પોતાનો બચાવ કરવા આશાયેશ લેતા હતા. તેમજ શીકંરને એરીસટોટલ કંઇ થોડો વાહાલો નહી હતો, તે તેને પોતાના મુરબી બાપની તોલે ગણતો હતો, કારણ કે તે બોલતો હતો કે "મારા બાપે મને જીંદગી બખશી તેથી હું તેનો હેશાંનમંદછું પણ તે જીંદગી સારી રીતે ગુજારવાને એરીસટોટલનો ધારે આભારીછું." આસતે આસતે તે ફીલશુફીનો ઘણે શોખી નીકલીયો, અને તેને લાયક બાદશાહી કેલવણી વા લાગો. એ શીવાય એરીસટોટલે તેને "એલમે ઈલહી" એટલે માનશીક શાસ્ત્ર પણ શીખવીયું, જે એક શહાજાદાને ઘણું ઉપયોગી હતું, અને તેથી કરીને તે તેના આસપાસનાં ખુશામતીઆઓને વરતી શકતો હતો. ણે ગણીત શાસ્ત્ર અને કુદરતી તવારીખ પણ શીખવાને બાકી. રાખી નહી; કે જેનો અભયાસ જે ચીજો આપણે દરરોજ નજરે જોઈએ તેનાં દેખાઈતા ફાયદાઓ શીવાય બીજા જે છુપા ફાયદાઓ જે સાધારણ રીતે સોધવાને આદમજાતની મનશકતી અશકતછે તે બતાવેછે. પણ શીકંદર મુખય કરીને બાદશાહી લાયક નીતી શાસ્ત્રપ વધારે ધયાન આપતો હતો, કારણ કે માણુશજાતનું ચાનછે અને માણુશ તેમાંથી પોતાની શઘળી ફરજ અદ કરતાં શીખેછે, તેથી તેણે આ અલીપાશ વીવેક બુધી

ને દાહાપણને વાસતે ઘણો પકો કીધો હતો. પોતાના અને પોતાની રેઈયતનાં શુખને શારૂ આવી ઉતમ કેલવણી લેવી એ એક શાહાજાદાની કેવી શારી ચાલ માલમ પડેછે. ભર લડાઈની વચે પણ શીકંદરે અલંકાર શાસ્ત્રમાં તેનાં શીક્ષક એરીસટોટલપર ઘણી હોંશથી એક નીબંધ જોડી મોકલયો હતો. "શીકંદરનું અલંકાર શાસ્ત્ર" કરીને એક પુસતકછે તેની શરૂઆતમાં શીકંદર શાબેતી આપેછે કે એક શાહજાદો વીવેક શુધીથી પોતાને વાસતે ઘણા મોટા ફાયદા હાંશલ કરેછે. શીકંદરનાં કેટલાંક લખાણો જે હજી શુધી હઈયાતછે તેમાં માણશાઈ વીવેકી સંપુરણ જોશમા બતાવીછે, અને એમબી માલમ પડેછે કે દરેક શબદનો કોઈ પણ અરથ થવો જોઈએ.

ફકત વીવેક વીદીયામાંજ તે હીમત બતાવતો એમ નથી; કોઈબી યુકતીઓ, અને તેમાંથી કોઈ પણ મજબુત ફાયદો હાંશલ કરવાને તે ઘણો ઈંતેજાર રેહતો હતો. નામીચા કવી હોમરને તે ફકત અજબ થઈ, તેનાં ભેદનો ખોલાશો કરી, અથવા કવીતાનો શોખ બતાવીનેજ તે ખુશી કરતો નહી હતો, પણ આ વખણાયલા કવીના લખાણો મોટી કીમતે ખરીદ કરતો હતો, જેવાંકે કોઈ મોટા રાજા, લડવઈયા, હીંમત, મનનુ મોટાપણું, ચીતાહાર (એટલે ખાવાપીવામાં અંદાજો), દાહાપણ, ઈતીયાદી વીશે, જે હુંનરો લડાઈ અને શુલેહનાં કામોમાં ઘણા કામ લાગતા હતા. અને ખરેખર, હોમરનાં જે લખાંણે તેને વધારે ખુશી કીધો તે એગેમેમનનની બાહાદુરી વીશે હતું. આ રબેલાની લડાઈ પછી મેશીડોનીયાનાં લોકોને દારાબની તારાજ થયલી ચીજોમાંથી એક શુનાનો બાકસ મલીયો, જેને કીમતી હીરાઓથી શણગારેલો હતો, અને જેમાં દારાબ જે ખુશબો વાપરતો તે રેહતી હતી. શીકંદર જે તે વખતે ધુલથી ભરાઈ ગયો હતો તેણે હુકંમ કીધો કે આ બાકશમાં ફકત હોમરની કવીતાઓજ મુકવી, જે કવીતાઓને તે આ દમજાતનાં મનમાંથી થયલી કીમતી પેદાશ ગણતો હતો. ઈલયડની કવીતાતો તે "એક લડવયાનો ઉતમ ખોરાક" ગણવા લાગો. હોમરનું જે લખાંણ એરીસટોટલે શુધારી આપયું હતું તે હંમેશ પોતાની પાસેજ રાખતો હતો, તે એટલાં શુધી કે રાતરે આરામગાહમાં પણ પોતાની તરવાલ શાથે તેના તકીયા નીચે મુકીને શુતો હતો.

કોઈબી જાતની કીરતી તે એખલોજ લેવા ચાહતો હતો; એક વખતે તે પોતાના માસતર એરીસટોટલપર ચીરડાઈ ગયો હતો, કારણકે જયારે તે એશીયાખંડ જીતી લેવા ઈરાંનના બાદશાહ દારાંની પછવાડે લાગો હતો તયારે તેની ગેરહાજરીમાં એરીસટોટલે કંઈ મનનાં વીચાર ઉપર લખાંણ બાહાર પાડયું, જે શીકંદરનો પોતાની પાશેજ રાખવાનો વીચાર હતો, તેને વાસતે તેણે એરીસટોટલપર જે કાગજ લખયું હતું તે હજી એમનું એમછે. પલુટારચ એને વીશે કેહછે કે એ પોતાનું ગાન વધારવા શારૂ શીખેલાં માંણશો શાથે વાત કરવાને ઘણો ખંતી હતો.

તેને દરેક જાતનાં હુનરનો પણ ઘણો શોખ હતો, પણ તે હુનરો તેના જેવા શાહાજાદાને છાજતાજ, કેમકે દરેક હુનરનો ઉપયોગ અને કીમત તે પીછાંનતો હતો. ગાયણનો ખુદાઈ હુનર, ચીતાર, નકશી, શીણગાર, " હુનરો તેનાં રાજમાં શારા પરકાશી નીકલયા હતા; તોપણ તે કેટલીક નજીવી ફીશીયારીને ધીકારતો હતો કે જે કંઈ વધારે કાંમની નહી હોય. એક દીવશે કેટલાક મેશીડોનીયાના લોકો, એક માણશ જે કંઈ સોય જેવાં હથીયારનાં નાકાંમાંથી થોડો દુર ઉભો રહી એકબી ચુકયા વગર ઘણી શાવચેતીથી ચણા ફેંકતો હતો, તેની તારીફ કરવા લાગા. આ ખેલ શીકંદરે જોઈને તરત હુકમ કીધો કે (ઉપર કહયુ તેમ) તેનાં કાંમને લાયક એક બખશેશ તેને કરવી, અને તે એજ હતી કે, એક ચણાની ભરેલી ટોપલી!

ફીલીપ શીકંદરને ધમકીથી તાબે કરવાને બદલે તેને આબરૂ આપતો હતો, કારણકે તેમ કરવાથી શીકંદર ફીલીપથી બીહીને ચાલતે પણ આબરૂ આપવાથી શીકંદર પોતાના બાપને પયારથી ચાહાતો હતો. એક લડાઈનો ઘોડો થેસાલીથી ફીલીપને શારૂ આવયો. આવા ઉમદા, લડાયક, મજબુત અને દરેક રીતે વખાંણવા લાયક ઘોડાની કીમત તે ઘોડાનો ધણી ૧૯૦૦ પાંઉનડ (રૂપીઆ ૧૯૦૦૦) માંગતો હતો. (વાંચનારી બાંનુંઓ, આ કીમત કાંઈ ઘણી નથી કારણકે થોડુંક થયું વેલાતમાં એક શરતનો ઘોડો રૂપીઆ ૧૦૦૦૦૦૦ થી વેચાયો હતો, તેનું કારણ એ બકે તે ઘોડો ઘણોજ વખણાયલો હતો અને લીલાંઉમાં વધનાર સઘલા અંગરેજો અમીરોનાજ છોકરાઓ હતા. હવે જો એક જણ ઘણા રૂપીઆ વધીને તે ઘોડો લેતો બીજો અમીર મનમાં એવું ધારે કે "શું એનાં કરતાં હું પઈશાવાલો નથી, ગમે તે થાય પણ મારેજ નામ મેલવવું," એવું વીચારી દરેક જણ પેલાની માફક દમ બાંધીને વધયા જાયછે. પણ આ ઉપલી કીમતે એટલે ૧૯૦૦ પાંઉનડે પેલો ધણી વેચવા માંગતો હતો તે તે વખતે ઘણી કીમત ગણાય.) બાદશાહ પેલા ઘોડાની તપાશ કરવા એક મોટાં મેદાંનમાં પોતાના દરબારીયોની શાથે ગયો. તપાશ કરતાં એવું માલમ પડયું કે તે ઘોડો એવોતો ઝનુંનીછે અને એવીતો ભયંકર રીતે કુદેછે કે કોઈનીબી હીંમત તેની ઉપર શવારી કરવાની થઈ નહી. ફીલીપ શાહેબ ઘુષે થઈ ગયા કે તેની ઉપર આવું એક જુલમી હેવાંન મોકલવામાં આવયું, તેથી તેણે પેલો ઘોડો તેનાં ધણીપર પાછો મોકલવાનો હુકંમ કીધો. પણ શીકંદર જે તે વખતે તયાંજ હાજર હતો તે બોલી ઉઠયો, "તેનાં ધણીપર મોકલવાને પઈશા અને જોઈતા ખોલો મલે નહી તેથી આ લોકો કેવો ઉમદા ઘોડો હાથમાંથી જવા દેછે!" ફીલીપને આ શબદો પેહેલાંતો મુરખાઈ ભરેલા અને હશવા જોગ લાગયા, કે જુવાંનોને તે હંમેશ એમ બોલવાની ટેવ હોયછે. પણ શીકંદરતો પોતે જે બોલયો તે ઉપર હઠ લઈ બેઠો, અને ચીરડાઈ ગયો. એવું જોઈ તેના બાપે તેને ગમે તેમ તરાઈ કરવાનો હોકમ આપયો. આ જુવાંન શાહજાદો પોતાને રજા મલેલી જોઈ ઘણોજ ખુશી થઈ ગયો, અને પેલા ખુશીફાલશ ઘોડા આગળ જઈ તેની લગાંમ પકડી તેનું માથું સુરજની સાંબે કીધું, કારણ કે તેને માલમ પડયું કે ઘોડો જે ચીજથી બીહીને ચોંકેછે તે કંઈજ નહી પણ તે ઘોડાનો પોતાનો પડછાંયોછે. પેહેલાં તેને બુચકારી જરા ગરદનપર નરમાશથી ઠોકીને ઠંડો પાડયો, અને પછી તેનું પાંણી ઉતરેલું જોઈને સાવચેતીથી તક જોઈ, પોતાનો બાદશાહી ઝભો નીચે પડવા દઈ, ધ

જનમ પાંમેલોછે. પણ તે દેવળ બલી જવાનું ખરૂં કારણ તો એ હતું કે કોઇ હીરોસટરેટસ નાંમના સખશે એક કારણસર બાલી નાખ્યું હતું; આવી બુદનામી ભરેલાં કાંમનો ગુનાહ કબુલ કરાવા શારૂ જયારે તેની ઉપર ફરજ પાડવામાં આવી, અને તે ફરજ પાડતાં કેટલોક શીતંમ તેની ઉપર ગુજરેઓ,-તયારે તેણે કબુલ કીધું કે તેનો વીચાર એવો હતો કે એમ કરવાથી તેની ઓલાદમાં તે જાંણીતો થાય અને આવાં મોટાં કાંમનો નાશ કરવાથી તેનું નામ અમર રેહે ! એટલે "ભલે નામ કે ભુંડે નામ."

શીકંદરસે બચપણમાંજ લોભ અને કીરતી મેલવવાની આતુરતા ઘણી હતી. તેનો બાપ ફીલીપ એક વીદવાનની માફક શુભાખીતપણું એટલે બોલવા તથા લખવાની ઢપની ખુબશુરતીપર વધારે ધયાન આપતો હતો, તેમજ પોતે જે ચેરોયટ (લડાઇની બાદશાહીગારી) ની શરતમાં જીહીત મેલવતો તે પોતાના શીકાઓપર કોરાવાથી મગરૂર રેહતો હતો; પણ શીકંદરને આવી જાતની ફતેહની કંઈ આજી ઉમેદ નહી હતી. જે વખતે તેને ખબર મલી કે તેનાં બાપે કંઈ શેહેર જીતી હાથ કીધું અથવા કોઇ મોટી લડાઇમાં જીહીત મેલવી, તયારે આ શાહાજાદો બીજાઓની માફક ખુશાં થવાને બદલે સાદી અને સેહેલી રીતે જે જુવાંન લોક તેના આગળ ઉભા હોય તેઓને કેહતો કે—" દોસતો, મારો બાપ પોતેજ દરેક ચીજ લઇ રાખશે અને આપણે વાસતે જીતી લેવાનું કંઈ બાકી રાખશે નહી."

એક દાહાડે ઈરાંનના હખામનીશની વંઉસનાં બાદશાહ તરફથી કેટલાક એલચીઓ ફીલીપની દરબારમાં કંઇ રાજદુવારી કાંમ શારૂ આવયા, તે વખતે ફીલીપ હાજર હતો નહી, તેથી શીકંદર એવીતો લાયકી તથા વીવેકપણાથી તયાં તેઓની એસતેકબાલ લેવા ગયો, અને ઉદારતા તથા બાહાદુરીથી ખુશ કીધા, કે પેલા બધા એલચીઓ અજબ થયા.' પણ શીકંદર તેઓ શાથે વાત કીધામાં જે અકલ અને અદલપણું વાપરેઉં તેથી તેઓ વધારે અજબ થયા. નજીવી બાબદોપર જેમ તેનાં જેવાં માણુસો ગોફતેગો કરે તેમ કરવાને બદલે એતો પેલા એલચીઓ શાથે મોટી મોટી બાદશાહી બાબદોપર વાત લલકારવા લાગો; જેમકે દાખલો લેતાં, જયારે પેલા એલચીઓ પોતાના દેશની તારીફ કરવા લાગા, તયાંના કેવા નામીચા બાગો, ઈરાંનના બાદશાહની દરબાર અને મેહેલ, તયાંની મોટાઇ અને દોલત (જેની ઉપર તે વખતે આખી દુનીયાંનાં રાજેનું મન ઉસકેરાયું હતું), સુનેરી કેળાંનું તે વખતે વખણાયલું ઝાડ, તયાંનો સરબતી શરાબ, જવાહેર, જમરૂદ, લાલ, અને માણેક જેવી દરાખ, અને તરેહવાર કીમતી પથરાઓ ઇતયાદી, જેમાં ઈરાંનના બાદશાહી રાજની મોટાઇ ગણાતી હતી; તે વખતે આ બાહાદુર સીકંદરતો તેઓ શાથ જુદીજ વાત કરવા લાગો—એશીયાખંડની ઉપરનાં ભાગ તરફ જવાનો રસતો કીયો, તથા કેટલાંક શેહેરો કેટલાં દુરછે, ઈરાંનના બાદશાહનું જોર અને શકતી સાની અંદરછે, દુનીયાંના કીયા કીયા ભાગમાં તેણે લડાઇઓ કીધી, તેના દુશમનો શાથે તે કેવી રીતે ચાલયો, અને તે પોતાની રયેતને કેવી રીતે ચાહેછે, ઇતયાદી. આ જુવાંન શાહજાદાની આવા રીતની અકલ જોઇ પેલા એલચીઓ તેની જાબજા વખાંણ કરવા લાગા, અને તેનું ભવીશ પણ વીચારવાં લાગા કે કોઇ દીવશ તે કેટલો મોટો વધી જશે. આગલ ચાલતાં તેઓને માલમ પડયું કે (તે વખતે તયાં ઈરાંનમાં બહમન રાજ કરતો હતો.) બહમનમાં અને શીકંદરમાં કેટલો તફાવતછે, ઉમર અને દોલતે બુહમન વડોછે, પણ આ શીકંદરતો અકલે વડોછે.

આ સરવે ગુણો તેને સારી કેલવણી અપાઇ હતી તેના હતા, અને તેથીજ આ સખશે આવી પકી વાત કાહડી હતી. આગલ જતાં એ મોટાં રાજનો વારશ થશે એવું જાંણી તેને શઘલી જાતની વીદયા અને હુનર શીખવવાને કેટલાએક શીખશકો રાખયા હતા. તેઓમાં લીયોનીડાસ નામનો એક ભારે શીખામણ દેનાર રાણી ઓલીમપીયાસનો સગો હતો. આ લીયોનીડાસને સારૂં સીકંદર પાછલથી કેહેછે કે જયારે તેઓ શાથે મુશાફરી કરતા હતા તોયારે તે લીયોનીડાસ વારેવાર તેનાં બીછાંનાં અને કપડાં મુકવાની તરાંગમાં જોતો હતો કે તેની માય ઓલીમપીયાસે કંઈ ચીજ જે નહી જોઇએ તેવી મુકી ખાલી ભાર નહી કીધો હોય. એરીસટોટલને વાસતે ફીલીપને ઘણું સારૂં મત હતું તેથી તેને શારો પગાર આપતો એટલુંજ નહી પણ તેની મેહેનત અને કાલજીનાં બદલામાં સારી રીતે નવાજીઓ, એટલે મેશીડોનીયામાં દરીયા કીનારે એરીસટોટલની જનમભુમી: સટેજીરા નામનું શેહેર જે તે વખતે પડતી હાલતમાં હતું,.તે ફીલીપે પાછું ફરીથી બંધાવીને તીયાથી જે લોકો નાહાસી ગયા હતા અને ગોલાંમ બનીયા હતા તેઓને બોલાવી પાછા વસાવીયા; અને તે શેહેરની પડોશમાં વલી એક મેદાંનબી તેઓને સારૂં બનાવી આપીયું કે 'તીયાં તેઓની મંડલીઓ ભરાય અને કંઈ ગ્યાન મેલવે. એરીસટોટલે જે ફતરની બેઠક બનાવી હતી તે પલુટારચના વખતમાં પણ મોજુદ હતી; તે તથા ઝાડોની બોહોલી ગટા, મેદાંનની બેઉ બાજુએ, જયાં રસતે ચાલનાર મુશાફરો શુરજના તાપને શારૂ પોતાનો બચાવ કરવા આશાયેશ લેતા હતા. તેમજ શીકંરને એરીસટોટલ કંઇ થોડો વાહાલો નહી હતો, તે તેને પોતાના મુરબી બાપની તોલે ગણતો હતો, કારણ કે તે બોલતો હતો કે "મારા બાપે મને જીંદગી બખશી તેથી હું તેનો હેશાંનમંદછું, પણ તે જીંદગી સારી રીતે ગુજારવાને એરીસટોટલનો વધારે આભારીછું." આસતે આસતે તે ફીલશુફીનો ઘણો શોખી નીકલીયો, અને તેને લાયક બાદશાહી કેલવણી લેવા લાગો. એ શીવાય એરીસટોટલે તેને "એલમે ઈલાહી" એટલે માનશીક શાસ્ત્ર પણ શીખવીયું, જે એક શાહાજાદાને ઘણું ઉપયોગી હતું, અને તેથી કરીને તે તેની આસપાસનાં ખુશામતીઆઓને વરતી શકતો હતો. તેણે ગણીત શાસ્ત્ર અને કુદરતી તવારીખ પણ શીખવાને બાકી રાખી નહી; કે જેનો અભયાસ જે ચીજો આપણે દરરોજ નજરે જોઇએ તેનાં દેખાઇતા ફાયદાઓ શીવાય બીજા જે છુપા ફાયદાઓ જે સાધારણ રીતે સોધવાને આદમજાતની મનશકતી અશકતછે તે બતાવેછે. પણ શીકંદર મુખય કરીને બાદશાહી લાયક નીતી શાસ્ત્રપર વધારે ધયાન આપતો હતો, કારણ કે માણશજાતનું તે ગ્યાનછે અને માણુશ તેમાંથી પોતાની શઘળી ફરજ અદા કરતાં શીખેછે, તેથી તેણે આ અલીયાશ વીરેક બુધી અ

પછી તરતજ તેની આંખ ઉપરથી પાટો કાઢી નાખીયો. આ વખતનું શું બીયાન! થઈ શકે તેની છાતી ધડ ધડ ધ્રુજવા લાગી અને તે અજાએબીના ગારમાં એટલો તો ગરક થઈ ગયો કે થોડોવાર શુધી તેનાથી બોલાયું નહી. એ જગા ઘણી એકાંત હતી અને તે કાંહાં હતી તે ડાકટર પારખી શકીયો નહી. એક નાનુ સરખુ ઝુંપડુ તેમાં કોઈબી જાતના રાચરચીલા મલે નહી પણ થોડાંએક શુકાં ઘાસ ઉપર એક આદમી પહેલું હતું. તેનો ચેહેરો રૂમાલથી ઢાંકેલો હતો, અને દર પલે તેને જે દુખ થતું હતું તે સારૂં બરાડા મારતું હતું. તપાસ કરતાં ઘુંટીની જરા ઉપર, બંદુકની ગોલી વાગી હતી તેમાંથી લોહી જરહતું હતું તથા એક લાકડીનો ઝપેટો તેના માંથાપર લાગીયો હતો. આ ઘા કોઈ અણસમજુએ બાંધેલો હતો તેથી તે આદમીને ઘણુંજ દુખ ઉપજતું હતું. આ આદમીની આસપાસ તરણ ચાર માણસો પોતાના મોહો ઉપર બુરખો નાખી ઉભેલાં હતાં, અને એક ઓરત ગુડણમંડીએ આ કમનસીબ માણસની આગલ બેહેલી હતી. જેનુ મોહો પણ એક જાડા બુરખાથી છુપાવેલું હતું. ડાકટરની સાથે આવેલા માણસે કાંઈ ઈસારત કીધાથી પેલાં માણસો દુર જઈ ઉભાં, પછી તે બોલીયો:—

માણસ—"કેમ ડાકટર, તમારૂં શું મતછે ?"

ડાકટર—"એમાં મારો કાંઈ ઉપાય રહયો નથી. આ માણસ મરવાનોજ."

માણસ—"છત, છત, ! પગમાં એક ગોલી વાગે તેથી શું માણસ મરી જાય ?"

ડાકટર—"તેની કાંઈ ફીકર નથી પણ માંથાપર જે જખમ થયોછે તે કારીછે."

આ સાંભલી પેલી પાસે બેહેલી ઓરતના મોહોમાંથી એક ભયંકાર ચીસ નીકલી; તેણીએ પોતાના મોહો ઉપરનો બુરખો ખીસાડી નાખીયો, કારણકે તેણીથી આ જાડા બુરખાને લીધે બરાબર દમ લઈ શકાતો ન હતો. તરતજ એક ઘણોજ ખુબસુરત અને જવાન ચેહેરો ડાકટરની નજરે પડીયો. જોકે તે ઘણીજ જુવાન દીસતી હતી પણ પાછલથી ડાકટરે તલાશ કીધાથી તેણીની ઉમર દસ વરસ વધારે માલમ પડી હતી. આ વખતે તે ઘણીજ ઘભરાટમાં તથા દુખમાં હતી પણ તેણીનો ચેહેરો કેહેવો ખુબસુરત હતો! કાલી મોહોટી બે આંખો, તેણીના ખાંખ ઘણાજ તથા કાલા રંગના હતા જેની ઉપર રોશની પડવાથી ચલકતા હતા. પણ તેણીનું કપાલ સફેદ બારફના જેવું નીતરૂં હતું, એવો ચેહેરો કદાચ તમોએ તમારી જીંદગીમાં એકવાર જોયો હશે.

આવી વીપતીમા તે હતી પણ તેના મોહોમાંથી એકપણ હરફ નીકળતો ન હતો.

માણસ—"ડાકટર, નકામો વખત ખોઓ ના—તમારાથી જે કાંઈ થતું હોય તે કરો; પછીતો જે થવાનું હશે તે થશે."

ડાકટરથી જે બની આવું તે કીધું. થોડોએક વાર ગયો કે પેલું આજારી માણસ બરાડા મારતું બંધ થયું. આથી પેલી ઓરતના મોહો ઉપર આશાના ચીનીયો દેખાવા લાગાં અને ડાકટરની નજર સામુ જોઈ કાકલુદી ભરીઆ અવાજે તે બોલી:—

ઓરત—"હું ધારૂછું કે તે સારીકાનીછે અને થોડા વખતમાં સાજો થશે."

આ સાંભલી ડાકટરની આંખમા પાણી આવી ગયાં પણ હીમત રાખી બોલીયા—

ડાકટર—"હા તે હમણા સારીકાનીછે પણ મારા વીચાર પરમાણે તે બીજો અરધો કલાક જીવશે નહી."

આટલીતો તે બાઈ પેલી જેવી થઈ ગઈ. આખાં ઝુપડાંમાં બેહામની ચોરની માફક સુપાચુપ થઈ ગયું, પોતે એકવાર રહીને તેણીએ પેલા મરદના મોહો ઉપરથી રૂમાલ ખસેડી નાખીયો અને તેના જવાન ચેહેરા તરફ જોયા કીધું. તે ચેહેરા ઉપરથી માલમ પડતું હતું કે તે બાવીસ વરસનો ઉમરનો હશે. આ ખુબસુરત ચેહેરા ઉપર ટીકીટોકીને જોયા કીધું પછી અચણચ બોલી—

ઓરત—"ઓ મારા બાપરે ! અરે એતો મરી ગયો !"

આ તેણીના સપસટ બોલો ડાકટરનાં કાનમાં એવાતો લાગા કે તેવણ મરતાં સુધી ભુલી ગયા ન હતા. તરતજ પેલા માણસે ડાકટરના હાથમાં બે ચાર નોટો મુકી અને ગાડી તરફ લઈ જવા માંડીયું, ચાલતાં ચાલતાં તે બોલીયો:—

માણસ—"ડાકટર, તમારાથી જે બનીયું તે તમોએ કીધુંછે, એમાં તમારો કાંઈ વાંક નથી. પણ તમોએ તમારાં આપેલી કબુલાત ઈયાદ રાખજો."

તરતજ તેઓ ગાડીમાં બેઠા અને આંખે પાટા ફરીને બાંધીયા. ગાડી ગડગડવા માંડી. આ વખતે ડાકટરતો અજાએબીના ગારમાં ગરક થયા અને ગાડી ચાલેછે કે ઉભી રહેલીછે તેનું પણ તેવણને ભાણ હતું નહી. થોડાવારમાં એક નવતરી જગા આગલ ગાડી ઉભી રહી તારે પેલો માણસ બોલીયો.

માણસ—ડાકટર તમારૂ ઘર અઈયાંથી ઘણું દુર નથી વાસતે ઉતરી પડો એમ કહી આંખેથી પાટા છોડીયા.

ડાકટર તરતજ ઉતરીયા કે પેલી ગાડી જે રસતેથી આવી હતી તે તરફ ઘણીજ ઝડપથી ચાલી ગઈ, અને તેવણતો તાંહાંજ પાંચ મીનીટ સુધી વીચારમાંને વીચારમાં ઉભા રહયા. આ વખતે તે જગાની આસપાસના એક ઘરમાંથી એકની ટકોરી થઈ. આસતે આસતે ઘેર તરફ પગલાં ભરીયાં. હજુર આગલો દરવાજે અલગો હતો તથા ફરંગી બેઠો બેઠો વાંચતો તેની આગલ એક બઈઆજી જુકતો હતો. ડાકટર ઘરમાં ગયા તીવારે ફરંગીએ કહયું કે "ઓલીઆદારૂને તાંહાંથી આ હમાલ આયોછે અને તેવણ તમુને તરતજ બોલાવેછે." ડાકટરે એક બગી બોલાવવા લઈઆને મોકલીયો અને ઉપર પોતાની ઓરત આગલ ગયા. આણકબાઈને કહયા પરમાણે તેરણ બારી આગલના કોચ ઉપર બેઠાં હતાં પણ પવનની મીઠી લેહેકી આવવાથી તેવણ તાંહાંજ સુઈ ગયેલાં હતાં તેથી ડાકટરે તેમને ઉઠાડીયાં નહી પણ પાછા નીચે ઉતરી ગાડી આવી હતી તેમાં પેલા હમાલ સાથ બેઠા. ઝડપથી ગાડી ચાલી અને અરધા કલાકમાં ઓલીઆદારૂને તાંહાં જઈ પુગા.

ઓલીઆદારૂ ઘણાજ પઈસાવાલા હતા. તેવન તે વખતની થોડાએક માસ આગમન એક નવી બઈરી કરી આવીયા હતા. તેઓ એક મોહોટા અને કુસાદે મં

ગલામાં શાકરીયા તલાવ ઉપર રેહેતા હતા. પાસે પઈસો ઘણો પણ પેટે કાંઇ હતું નહી. જેવો ગાડીના આવવાનો અવાજ સંભલાયો કે તરત તેવન બાહેર આયા અને હોરમજજી સાથે શેકહેનડ કરી બોલીયા.

ઓલીઆદારૂ—ભાઈ હોરમજજી કે? ઘણું શારૂ થયું કે તું આયો. મારો પેલો દોલો ઘણોજ આજારી પડીઓશ. આજેકેની મારા બંગલામા ચોરો પેઠાતા અને મારી નવાઝના ઘરેણાનો ડાબરો ને કોણ જાણે બીજું શું લઈ ગયાછે તે માલમ નથી. આ લુચામાના એકનેતો દોલાએ બરાબર શીકશા કીધીછે આ જોયું કેની (પીસટોલ દેખાડેછે)—

ડાકટર—હાજી, પણ તમારો દોલો કાંહાં છે? તેની પાસ મને લઈ જાઓ.

ઓલીઆ—જોવોનીજી પેલા લુચાઓમાના એકેએક લાકડીનો ઝપાટો એવોતો ખેંચીને મારીઓશ કે દોલાનો હાથ ઉતરી ગઓશ. મારી નવાઝ દોરતીકે અમારા ડાકટર જાલભાઇને તેરવા ગઇછ, કારણ કે આજે નાકપાંચમનો તેહવાર હુતોકેની તેથી બધા દુરવન ચાકરો પોતાને ઘેર ગીયાછ અને આ એક હમાલજ રહેલોછે.

એ પછી ડાકટર દોલાની પાસે ગયા. આએ માણસબી પોતાના શેઠની માફક બડબડીઓ હતો તેથી તેનો હાથ બરાબર બેસાડતાં તજદીક અરધો કલાક થઈ ગયો. એટલા વખતમા ઘરમા ચોરો કેમ આયા હતા તથા શું શું થયું તેનું સઘળું બીયાન ઓલીઆજીથી થઈ શકીયું તેમ કીધું. આ સઘળું સાંભળીઆ પછી તેજ રાતના બનેલો અજાએબ બનાવ તેમને ઈયાદ આયો. પેલા જુવાન મરદનું મરણ પાંમવું. તેને લાગેલી ગોલી, પેલી ખુબસુરત ઓરત અને છેલે ઓલીયાદારૂની પેલા ચોરો તે વખતે કાંહાં હશે તેની અટકલ ઉપર તરેહવાર વીચાર આપવા લાગા.

ઓલીઆ—"ડાકટર સાહેબ તમારો હોકમ હોયતો દોલાને એક ગલાસ કટલરનો ઉંચો બરાંડી છે, તે આપું કે કરારે શુવે!"

ડાકટરે હા કહયાથી ઓલીઆદારૂ ડાકટરને લઈને આગલા હાલ તરફ ગયા. આ ઓરડો ઘણાજ સારા સામાનથી સનગારેલો હનો, તેમાં એક ગુત વચમાં બલતું હતું તેથી જોકે રોશની બરાબર ન હતી પણ સારી હતી. તેઓ ઓરડામાં ગયા એટલે ડાકટરની નજર નવાજબાઇ ઉપર પડી. તેવણ એક કોચ ઉપર બેહેલાં હતાં.

ઓલીઆ—"નવાજ તું ડાકટરને તાંહાંથી કારે આવી!"

નવાજબાઈએ કાંઇ જવાબ આપીયો નહી તેથી ઓલીઆજી સમજીઆ કે તેવણ ડાકટરથી સરમાતાં હશે. એજ વખતે ડાકટર તથા નવાજબાઇ એકમેક સામે ટીકવા લાગાં. ડાકટરથી એકબી શબ્દ બોલાયો નહી કારણ એવણનો ઘણાજ બોલકનાછે. પણ નવાજ તું શું કરવા દલગીર થાએશ? માલ કાલે પાછે, નહીતો નવા ઘરાવી આપશ.

નવાજબાઈ—"હા, હવેતો મારોઝ વાંક નીકલયોતો આએ હાથમાં દારૂ તાડો પરેછ પીવો હોયતો પી જાવોની."

ઓલીઆ—"હોવે ખરે એતો તાડો પડેછ. રાણ અભાગણી એતો દોલાને શારૂ કાઢીઓછ તે તેને આપી આવું કે જરા તને ઉંઘ આવે." એમ બોલી ઓલીઆજી ઓરડામાંથી બાહેર ગયા તેવામાં નવાજબાઇ ઉઠીયાં અને ડાકટરને નીચે પરમાણે કહયું:—

નવાજ—"ડાકટર તમારા હાથમાં આજનો ભરમછે અને મને આશાછે કે તે કદીબી જાહેર કરવામાં આવશે નહી. એ ભરમમાં મારી આબરૂછે અને તે જો ફુટી તો મારી આબરૂ ખચીત જવાની. વાસતે તમોએ આપેલો કોલ તમો કદી તોડશો નહી?"

ડાકટર—"મારો કબુલાત હું કદી તોડનાર નથી, પણ આવા ભોલા આદમી સાથ આવી ઠગાઈ—"

નવાજ—એમાં મારો કાંઇ વાંક નથી, એતો મારા નસીમની વાતછે. એમાં મેં કાંઈ બદ દેઆનત અથવા બદફેલી જેવું કીધું નથી, પણ આ વાત ઉપર જારેબી હું વીચાર કરૂછું કે મારા ધણીથી એક અને એકબી વાત મેં છુપાવી રાખીછે તારે મારૂં અંતકરણ બલીને ખાખ થાયછે. પેલો જવાન મરદ જે આજે રાતે મરણ પામીયોછે તે મારો દીકરો થાય! ઓલીઆદારૂ એ વાતથી અણજાણછે કે મારે પેટે એક છોકરો હતો. આ છોકરાની વાત મેં એમ છુપાવી રાખી હતી કે તે ઘણોજ લુચો, ચોટો તથા જુગારી હતો. તેણે મારા પરણીઆની સઘળી દોલત ખુવાર કરી નાખી તેથી મેં એને ઓવાર નીવાર કરી મુકીયો હતો. ઘણીવાર એનાથી દુર જઈને રેહેવાનો વીચાર કીધો હતો પણ મારા જમની માફક જાંહાં હું જતી તાંહાં તે આવતો હતો: જારથી મેં ઓલીઆજી સાથે ઘેર કીધુંછ તારથી એને મને ઘણું દુખ દીધું હતું, પણ આજની રાતે તો એ ગારેજ તાંહાં પોતાના ચોર સોબતીઓ સંથે ચોરી કરવા આવયો, અને તેબી દોલાએ તેને ગોલી મારવા પછે તે ભોંય ઉપર પડયો તારેજ મેં તેને ઓલખયો. હું જાઉં છઉં તેટલાંમાં તો ચોર લોકો તેને ઉંચકી લઈ નાહાસી ગયા, જેથી હું મારા દીકરાની પુઠે તેને જોવા ગઈ, અને તાંહાં હું તમોને મલી. અંતે તેનો અંત આયોછે. મારી પેલા ઝુપડાંમાની સઘળી વાત છુપી રેહેશે કારણ કે પેલા માણસોને મેં મારાં જરીઆનનો દાબડો બખશીઓછે."

ડાકટર—"પણ તમારા ધણી"—આ સાંભલી નવાજબાઈએ પોતાના બંને હાથ પોતાની આંખે દીધા.

નવાજબાઈ—"ડાકટર તમારા કેહેવાની શું મતલબ

ક ખાતાંમાંથી કાંઈ કાઢીને ડાક્ટરને આપીયું અને ઘણો ઉપકાર માનીયો.

તે રાતની ચોરીનો પતો તારબાદ કદીબી હાથ લાગો નહી પણ ડાક્ટરના મગજ ઉપર તેજ રાતની જે અસર થઈ હતી તે તેમને વારેવાર ઈયાદ આપીયા કરતી હતી. ક.

---

# રૂમી તવારીખ માહેલા સફાઓ.

## નયુમા પામપીલીઅસ.

ગયા અંકમાં આપણે રોમીઉલસની જીંદગીનો હેવાલ વાંચેઓ હતો, હવે આપણે રૂમ શેહેરના બીજા રાજા નયુમા પામપીલીઅસની કારકીરદી વાંચીએ. રોમીઉલસના મરણ પછી સીનેટ ઇઆને રાજ્યકારભારની સલાએન રાજ કરવાનુ માથે લીધું, અને તેમ કરવા લાગી; પણ લોકોએ સીનેટનુ રાજ પસંદ ન કરતાં રાજા ચુંટી કાહાડવાને તે સભાને ફરજ પાડી. પણ તે કોણને ઠેડવવો તેમાં વાંધો ઉઠેઓ. રૂમીઓનુ કેહેવું હતું કે તેઓ માહેથીજ એક ધણીને ઠેરવવો, તેમજ સેબાઈનો પણ કેહેતા હતાં કે તેઓનો રાજા તાઈતસ તેતીઅસના મરણ પછે તેઓ રૂમી રાજાને તાએબે રહયા હતા માટે રૂમીઓએ હવે તેઓ માહેલા એક રાજાને તાએબેદારી આપવી. શેવટે એવું ઠેરવયું કે રૂમીઓએ સેબાઈનો માહેથી એક ધણીને ચુંટી કાહાડવો, જે મુજબ નયુમા પામપીલીઅશ જેને વીશે તેના ડાહાપણ અને જ્ઞાનને માટે લોકો ઘણું માન ધરાવતા હતા તેને પસંદ કરવામાં આવેઓ, અને એ મુજબ એ રાજા રૂમ શેહેરની ગાદી ઉપર ૭૧૬ ના સાલમાં બેઠો. એ રાજા શેબાઈન દેશના કયુરીસ નામના શેહેરનો રેહેવાસી હતો. એને સુલેહથી રાજ કરવાને ધરમનો આસરો પકડીઓ, અને રૂમીઓના ખરા ધરમનો પાયો રચનાર પણ એજ હતો. દેવલ અને દેહેરાંમાં ધરમના ઉપાધયાઓની સંખયામાં એને ઘણો વધારો કરેઓ, અને એક નવું દેવલ બાંધી જેનસ નામના દેવને અરપણ કરેઉં હતું. એ દેવલના બારણા સુલેહના વખતમાં બંધ તથા લડાઈના વખતમાં ખોલાં રેહેતાં હતાં. એવું કેહેવામાં આવેછે કે એ રાજાના ૪૩ વરસના લાંબા રાજમાં એક દીવશે પણ એના બારણા ઉઘડીઆં હતાં નહી. દેવલોમાં ભોગ આપવાની તેણે તદન મનાઈ કરી હતી, તેમજ દેવોની મુરતી બનાવવાનુ પણ બંધ કરેઉં હતું, તથા એવા અનેક રીતના ધરમને લગતા કાએદા બાધેઆ હતા. દેવોની મેરબાંનીથી તે આ સંધા ધરમના કાંમો કરેછે એવું સીધ કરવાને માટે તેણે બેહુ શેહેરોના અમીર ઉમરાવોને એક જમનમાં નોતરીઆ અને એવી દંતતેઓની કથા ચાલેછે કે દરેકની સાંમને એકકું ખાલી માટીનું વાસન મુકયું. પણ દેવોની મેરબાંનીથી તે માટીના વાસનો સુનાના બની ગયાં તથા તે વાસનો તહરેવાર પકવાંનોથી ભરાયાં. રોમીઉલશે જે જમીન લડાઈમાં જીતી લીધી હતી તે જમીનને નયુમાએ પોતાની રઈએત વચે વેંચી આપી. જેવી સુલેહ ભરેઓ પોતે હતો તેવી શુલેહમાંજ એનું રાજ કેરાઈસતની અગાઉ ૬૭૩ માં ખતમ થાયું. "કાઉસ."

# મરવા કોણને ગમે છે?

જે આદમી દુનયામાં પોતાનો વહીવટ ચોખો રાખશે તથા લોકોનુ ભલું ઈછશે તથા પોતે જો નીરઅપરાધી હશેતો તે મોત વીશે તદન દરકાર કરશેજ નહી. તું ઓ, આદમજાત ખુદા સામે ઉભો રહેવાને શા માટે બીહેછે? શું તું એક વેલા તેનુ વહાલું બચું ન હતો? શું તુને તેણે પાલીયો નથી? શું તેણે તારૂં પુરૂ કરયું નથી? પણ જેમ એક છોકરૂ પોતાના વાંકસર પોતાના મા બાપથી બીહેછે—જો કે તે પોતાના મા બાપનુ તો વહાલુંજછે—તેમજ એક પાપી આદમી ખુદાથી વધારે બીહેછે. જો કે મોતથી તો સરવે કોઈ બીહેછે, તોપણ આ ફાની દુનીયાના પાપી આદમીઓ વધારે બીહેછે.

જો કે કોઈને પણ મરવા ગમનારતો નથીજ; તોપણ એ હુકમને તાબે થવા શીવાય કોઈનો પણ છુટકારોજ નથી. આપણને મોતનું નામજ સાંભલી ધુજરાં છુટેછે, કારણ કે એ એક એવી ચોજછે કે જે એક વેલા સંપીલાં જોડાંને પણ છુટાં પાડેછે, તથા વહાલાં ફરજંદોને મા બાપથી તથા મા બાપને વહાલાં ફરજંદોથી છુટાં પાડેછે. અગરજો મા બાપ પેહેલાં મરણ પામેછે તો છોકરાંઓ વગર આશરાના થાઇ પડેછે. તોપણ તે પરેમ કુરૂપાલુ તે બચાંઓપર મેહેર કરી તેને ઉધારેછે. મા બાપ વગરના છોકરાંનો વાલી ખુદા શીવાય કોણછે? પણ વલી એક દન એવો પણ આવશે કે જે વેલાએ વહાલાં ફરજંદો પોતાનો મા બાપની સાથે થશે. માટે પરહેજગાર આદમી દુનીયામાં સઉથી સરેસતછે.

પરહેજગાર આદમીની આંખો સદા આસમાન તરફજ ખુદાની યાદમાં હોયછે. તેના હાતો સદા સારા કામનેજ માટે લંબાવેછે. ગમે તેમ તે હીંયાં ફરેછે તોપણ સદા તે પોતાના દીલમા તે દાતારનેજ યાદ કરેછે. અને કજીયો કંકાશ તથા દુનીયાની સઘલી જાતની બદીઓથી, તે પરેમ કુરૂપાલુની મેહેરબાનીથી દુરજ રહેછે. જો કે તેને મનશે પણ લાંબી જીદેગાંની પીયારીછે તોપણ તે ધાસતી રાખતો નથી ને તે સદા એવાજ સબદો વમાસેછે " ખુદા, ખુદા, એ સરવશકતીમાન શાહેબ, જયારે મારી પણ જીંદેગાની ની દોરીનો અંત લાવે તીયારે તરતજ મને તારી દરગાહમાં બોલાવી લેજે, કારણ કે એ જીંદેગાંનીના બખશનાર શાહેબ હું આ ફાની દુનીયામાં રહેવાના કરતાં તે દુનીયાનું સુખ જોવાને વધારે ઈછુંછું " કારણ કે તે આદમી (પરેહેજગાર) મોત એ કાંઈ હંમેશાની ઉંઘ નથી પણ માતર એક હાલતનું બદલાવુંછે એવું સમજેછે.

પણ આ ફાની દુનીયાની ક્ષણભંગુ મજામે લપતાઈ ગયલો આદમજાત તે પાકી અને સદાની સુખવાલો જગામે જાવાને વધારે બીહેછે. આદમજાત પાપીછે એવું તેવો સમજેછે, પણ તે આરામગાહની સદાની સારી જગા મેલવવાની ઉમેદનો વીચાર થોડાજ મા બધા કરતા હશે પણ તે લેવા લાયક થોડાજ હશે, કારણ કે આદમજાત પોતાની જીંદેગાંનીના અરસામા તરેહવાર મગરૂબાઈ, હુંકાર, જુડાઈ, લાલચમે સદા ફસેલું રહેછે. જો કે કેટલાકોની અવસથા પેહેલાં ગરીબ હોયછે તે વેલા તેઓ મનમાં

લા હાથીઓની શોધ હજારોની થઈછે. આ બાબતને મથાલે મુકેલું ખોખું એક રાખશી હાથીનું છે. એ હાથી ઠંડીથી આખોને આખો બંધાઈ તથા ડટાઈ ગયલો હતો અને જમીન છુટી પડવા પછે તેની શોધ એક માછીએ કરી હતી. એ હાથીનું ખોખું સેંટ પીટરસબરગના મીઉઝીઅમમાં હજી અનામત છે. તે ૯ા ફીટ ઉંચો અને ૧૬ાા ફીટ લાંબો છે. તેની શુહુન ૯ા ફીટ લાંબી છે.



## બેગુનાહ માણસો કેમ ફાંસી જાયછે.

ઈંગલાંડ મધે યારક શેહરમાં હેના વીલીઅમસ નામની એક ઓરતને તાંહાં ટામસ ગેડેલી નામે એક ચાકર હતો. આ ઓરતનો લોકોમાં સારો વગ હતો, અને તેણી લગાર દોલતવાલી ગણાતી હતી. એક દીને તેણીના પઈસા મુકવાનું ખાંનું બાગેલું જણાયું, અને તેજ દીને પેલો નોકર ઘેરમાં માલુમ પડયો નહી તેથી તેણીએ તથા બીજાઓએ જાણયું કે તેજ ચોર હતો. એ બનાવને એક વરસ ગુજરી ગયું અને તેજ શેહેર મધે જેમસ કરો નામે એક મજુર એક ઠેકાંણે કાંમ કરતો જણાયો. જેઓને હેના વીલીઅમસને તાંહાંની ચોરીની ખબર હતી તથા જેઓ ટામસ ગેડેલીને ઓલખતા હતા તેઓએ પેલા મજુરને એકદમ પકડયો અને ટામસ તેજ શખસછે એમ કહી તેને ઇનસાફની દરબારમાં લઈ ગયા. તાંહાં તેની શેઠાંણીએબી તેને ઓલખયો, અને ચોરીનું તોહમત મુકયું. પેલા મજુરે મોટી કાકલુદીથી જણાવયું કે ટામસ ગેડેલીને તે ઓલખતો નથી, હેના વીલીઅમસને તેણે કોઈ દાહાડે જોઈ નથી, અને યારકમાં કદી પણ તે આગલ આવયોજ નથી; તોપણ તેના બોલવા ઉપર ભરુસો ન લાવીને તેને તુરત વેલા યારકના કીલામાં કેદ કીધો.

તપાસને દીવસે તેની સાથે શેઠાણી અને એક ચાકરડીની જબાંની મજબુત હતી. છેલીએ કહયું કે ચોરીને દીને તેણીએ તેને એક લોહાંની સીક સાથે જોયો હતો. અંતે તેની ઉપર ગુનાહ સાબેત થયો, અને તુરત તેને ફાંસી દીધો. છેલી ઘડી સુધી તેણે પોતાનો ગુનાહ ના પાડયો.

અને અંતે તે બેગોનાહજ ઠરયો. થેડુંક પછે માલુમ પડયું કે ટામસ ગેડેલી નામે જે શખસ પોતાની શેઠાંણીને તાંહાં ચોરી કરી ગયો હતો તે યારકથી આયરલાંડ નાહાસી ગયો હતો, અને ડબલીમ શેહેરમાં તેવાજ એક ગોનાહને માટે પકડાવાથી તેને તાંહાં ફાંસી દીધો હતો ! તેણે કબુલ કીધું હતું કે હેના વીલીઅમસને તાંહાં ચોરી કરનાર કોઈ નહી પણ તે પોતેજ હતો. આ શખસને ફાંસી દેતી વખતે યારકનો એક રેહવાસી ગરહસથ ડબલીનમાં હતો, અને ટામસ ગેડેલીને ઓલખતો હતો, તથા જેમસ કરોને જેણે જોયો હતો તેણે જણાવયું કે આ બે શખસો એક બીજાને એટલાતો મલતા આવતા હતા કે ટામસ કીયો અને જેમસ કીયો તે ઓલખવું તદનજ અશકય હતું. ફકત ચેહરાના મલતા આવવા ઉપરથી નીરદોશ પોતાનો જાન ખુહે એમા તકસીર કોઈની નથી અને એ કુદરતના ખેલ સીવાય બીજું કસું નથી.

## લડાઈના શંકટ—પારીસનો દુકાળ.

એક પરજા ઉપર પડતાં વીઘનો અને આફતો સરવે કુદરતી હોયછે, પણ તે પરજાના લોકો પોતે પોતાની ઉપર જે આફત લાવી નાખેછે તે લડાઈની આફત છે. તે આફત કેવી તરાસદાએક અને ગજબનાક છે, તેના કીસા કાંહાંનીને એક કોરે બેસાડનારાં હજારો દાસતાંનોમાં જો એકુ હુમેરવું હોયતો, પેઆરી વાંચનારી બાનુઓ, આ પાસેના સફા ઉપરના ચીતરમા ધેઆન લગાડો. હીઆં હાથી સરખાં એક પાદશાહી અમીરી જાનવરનો ભખશ કરવા સારૂ તેને કતલ કરવામાં આવેછે. આ કાંઈ ખેઆલી શહરાગાત નથી, એ ખરેખરા બંનેલા બનાવનું ચીતર છે. વળી આ કાંઈ માતર જંગલની વચે જાનવરનો શેકાર નથી, અથવા એ કાંઈ કોઈ આદમી જાતનો ભખશ ઇઆ નુકસાન કરનારાં ગાંડાં પરાંણીને મારીને દુર કરવાનું કામ નથી. આતો લડાઈને લીધે એક આબાદ અને મોટાં શેહેરમાં પડેલા દુકાલને લીધે ખોરાક તરીકે વાપરવા સારૂં હાથી સરખાં દાહાપણ ભરેલાં અને ઉપયોગી જાંનવરની આ કમકમાટ ભરેલી કતલ ચાલીછે.

આ ચીતર ૧૮૭૦ ના પારીસના છેલા ઘેરાના વખતનું છે. ફરેંચો પરશીયાનાં પાએતખત બરલીનને જીહતી લેવાના પોકાર મારતા પારીસથી જરમનીની લડાઈ ઉપર નીકલયા હતા, પણ બનાવ એવો બનયો કે ઉલટા જરમનો પારીસ સુધી ચડી આવી એ નાજીમાં શેહેર ઉપર ઘેરો ઘાલી પડયા. આ ઘેરો દોહોડ મહીનો સુધી ચાલયો. ફરેંચો પોતાના પાએતખતમાં બંધ થઈ ગયા. દુનીઆં સાથનો તેમનો વેહેવાર કપાઈ ગયો. પોતાના ગુજરાનને માટે શેહેર ઉપરજ તેમનો આધાર રહયો. શેહેરમાંની ખોરાકી જાંહાંસુધી ચાલી તાંહાંસુધી સંભાલથી અને કરકસરથી તેઓએ ચલાવી. સરકારે પોતે સઘલી ખોરાકીની વેંહેંચણી પોતાને માંથે લીધી, કે જેથી જેમ બને તેમ કીફાએતથી વેંહેંચી આપતાં તે ખોરાકી લાંબા દીવસ ટકે અને લોકો તેને ઉડાઉપણે નહી વાપરે. પણ લોકોના પેટની વેઠ અને ભુખની આગ આગળ કાંઈ ચાલયું નહી. સઘલી ખોરાકી ખપી ગઈ, તારે કુતરા, બીલાડા અને ઉંદરોથી હાથીના ગોસત ઉપર જવું પડયું, ઘોડા અને બીજાં જાનવરોની રોજીંદી કતલ ચાલી રહી અને તે અરસામાં આ હાથીનું ખુન કરવાની ફરેંચોને ફરજ પડી હતી. એ કમનસીબ પરાંણી પારીસના એક મોટાં જાનવરોના સંગરહસથાનમાં હતો. તેને હીંદુસતાનથી મોટા ખરચે ઉકમાઈ દાખલ ફરાનસ લઈ ગયા હતા,

પણ માંણુસની અગત આગલ તેનો ભોગ લેવો પડયો. તેને તેના તબેલામાં સાંકલે કરી બાંધયો. તે સાંકલો જાડી અને ભારી હતી. તારપછે તબેલાનું બારણું ઉંઘાડી તેને બાહેર ડોકું ઘાલવાની તક આપી, અને જેવું તેનું માથું બાહેર નીકલયું કે તરતજ તેના મજગમાં આબાદ ગોલી મારવામા આવી, જેથી તે ધુમરી ખાઇ પડયો અને ફરી ઉડવા પાંમયો નહી. આ નીમખહલાલ અને વીસવાસુ જાનવરનું ગોસત ભુખા કાગડા જેવા થઇ રહેલા ફરેંચોને આ અગતની વેલા કેટલું કામનું થઇ પડયું હશે—તે એ ઘેરાના વખતના પારીસના દુકાલનો જે જાણવા જોગ હેવાલ હેઠલ ઉતારીએ છઇએ તે ઉપરથી માલમ પડશે.

"દરરોજ ખોરાકની બાબત ઘણા ભયાનક આકારમાં પેરીસનાં લોકોની આંખ આગલ આવી ઉભી રેહતી હતી. પરૂશીયાના વરતમાન પતરો ખુશીથી અને ખાતરીથી દુનીયાને જાણ કરતા હતા કે હવે ઘણાજ થોડા દાહાડાનો ખોરાક પેરીસમાંછે તે પુરો થતાંજ પેરીસ આપોઆપ તાબે થઇ જશે અને જરમનોને તોપોનો મારો છોડવાનીબી ગરજ નહી પડશે, પણ તેવી અફસોસ કરવા જોગ હાલત હજુર પેરીસની આવી નહી હતી તોયપણ દુકાળ પોતાની આવી પોહોચવાની ખબર આપતો હતો. ઘોડાનું માશ જે તેઓ વાપડતા હતા તે ઉપરાંત બીલાડી, કુતરા અને ઉદરોને સારી રીતે પકાવી ખાતા હતા, અંતે હાથીને પણ કાપી ખાવાની જરૂર પડી. નવેમબર મહીનાની શરૂઆતમાં દર માણસને પોણાબે આંઉંસ બીફ યા મટન પુરૂં પાડવામાં આવતું હતું. ઘોડાનું માશ સવા ફરાંનકે વેચતા અને ઘધેડા તથા ખચરનું તરણ ફરાંનકે, હંસની કીમત પચીસથી તીસ ફરાંનક હતી કે જે હંસ લડાઈની આગમજ સાત ફરાંનકે મળી શકતું હતું. નાહાની મરઘી ૧૨ થી તે ૧૫ ફરાંનકે મળતી હતી. હેમ આઠ ફરાંનકે રતલ મળતું અને કોલસાની તો એટલી મોઘવારી માલતી હતી કે બીચારાં ગરીબ લોકોને બળતણને મારે ભારે ખમવું પડતું હતું. ખોરાક મેળવવા રોજ બજારમાં મારામારી થતી એટલું લોક અધીરૂં થઇ ગયું હતું. સનવારે અને બુધવારે ઘોડા કપાતા હતા તે દાહાડા વધારી સોમ, મંગલ અને સુકરેબી કંપાવા લાગયા. રોજ ઘોડા, ઘધેડા અને ખચરની તપાસ થતી હતી અને જે કાપવા લાયક જણાતા તેઓ ઉપર દાહમ મારતા હતા. દર ઉંદરની કીમત સાત પેનસ હતી અને દુકાંનોપર તે ખુલા વેચવા મુકયા હતા. કોઇ કોઇ વખતની વેંહેંચણી બાબે ઘણા માઠાં પરીણામ નીપજતાં હતાં. કોચીન હોસપીટાલમાં એક નન બધાને દુધ અને રોટી પુરી પાડતી હતી. એક દાહાડે એક ઓરતને દુધ ઓછું પડવાથી તે રીસે ભરાઇ અને બીજે દાહાડે એક છુપી છરી લાવી પેલી નનના પેટમાં ભોકી દીધી જેથી તરણ ચાર દાહાડામા તેનું મરણ થયું."

—॥॥—

## નારંગી.

નારંગી કોણે જોઇ નથી? અને કોણે ચાખી નથી? એક ફલ જેની ખુદરતી બનાવટમાં અજાએબ કળા વાપરેલીછે, તે વળી એટલું સસતું કે ભીખારીઓ વટીકના ખાધામાં આવે, અને તોપણ તેની નવાઇ, તેનો સવાદ, તેની મજાહ કદી મોહોમાંથી જાય નહી એ કેવું આશચરીઅકારક છે. નારંગી તવંગરોની ટેબલનો સણગાર છે, નારંગી ગરીબોની મોજ છે, નારંગી બાલકોની રમત છે, નારંગી માંદાં આદમીનો આરામ છે. કેટલાંક દરદોમાં લીંબુ અને નારંગી દરદીને ઘણી તાજગી તથા ખુશી બખશેછે. તે નબલાં લોહીને સુધારેછે, સંધીવામાં સાંધાના દરદ ઉપર લીંબુ ફાયદો કરેછે, હુનાલામાં નારંગી શરીરને ઘણો ફાયદો કરેછે. અને તોપણ તેને ઠગલે ઠગલે ખુદરત પુરી પાડેછે; વરસના બારે માસ પુરી પાડેછે. નારંગીનો મોટો વેપાર છે અને નારંગીનીબી એક તવારોખ છે.

નારંગી ગરમ દેશોનો રેહેવાસી છે. એશીયાખંડમાં તેની પેહેલી ઉતપંતી હતી. હીંદુસતાંન તેની જનમભુમી છે, અને હીંદુસતાંનથી તેને યુરોપમાં બલકે અમેરીકા ખાતે પણ લઇ જવામાં આવીછે. આમ જે કહયું તે નારંગી ફળ વીશેજ નહી, પણ તેના ઝાડ વીશે સમજવું. નારંગીનું ઝાડ હીંદુસતાંનથી યુરોપમાં દાખલ થયુંછે. આપણાં શેહેરમાં બલકે આપણા આખા મુંબઈ ઇલાકામા નારંગીનો પાક જેવો જોઇએ તેવો સરસ નથી. ઉમદા નારંગીતો ઉપલાં પરાંતો ખાતેથી આવેછે, જેમાં રેલવે ચાલુ થવા પછે મોટો વેપાર જાગયોછે. યુરોપમાં પણ તેમજ બનયુંછે. આગળ વાંહાંણોમાં નારંગીઓ એક દેશથી બીજે દેશ જતી હતી. એટલા માટે ઝાડ ઉપરથી કાચી તોડતા અને જઇ પોંહોંચવાનો વખત અનઘન હોવાથી કોઇવાર કાચી, તો કોઇવાર સડેલી અને વળી કોઇવાર ચીમરાયલી તથા સુકાયલી નારંગીઓ લોકોને મળતી હતી. હવે બાફનો સાંચો તાજાં ફળ ઠારેઠાર પોંહોંચાડેછે અને સરવેગમ સુખ કરી મેળેછે.

નારંગીનું ઝાડ લીંબુ, મોસંગી વગેરે ઝાડો કરતાં વધારે લાંબું અને ખુબસુરતછે. ચીનમાં તેની પેદાસ શક ભરેલી છે. નામાકીત મુસાફર મારકો પોલોએ ચીનની સઘલી પેદાસનું બારીક બેઆન કરેલુંછે, પણ તે નારંગી વીશે કાંઇ બોલતો નથી. તોપણ પોરટગીજોએ ચીનમાં એ ઝાડ જોયુંછે અને કંતાંનથી એ જાહાડનાં બીઆં તેઓ પોતાના દેશમાં લાવયાછે. પણ એ સઘલી પાછલી તવારીખ છે. અસલી વખતના ઇરાંનીઓ, યુનાનીઓ અથવા આસીરીઅન અને ઇજીપશીઅન લોકોમાં નારંગી જણાયલી નહી હતી. તેમના લખાંણમાં એ રસીલાં ફળ વીશે શાહાદત નથી. 'નારંગીની પેહેલી શોધ અને નોધ આરબ લોકોએ કરેલીછે. તેઓ હીંદુસતાંનમાં કોરાન ફેલાવા સારૂં આવયા તારે મોગલાઇ હકીમાંના ફેલાવાને માટે એટલાજ ખંતી હતા. તે હોંસમા તેઓ ઝાડપાનના અછા વીદવાંન હતા અને તેઓએ જોયું કે સીકંદર દાખલ નહી થયલો તેવા માહેલા બાગમાં નારંગીનું ઝાડ ઘણી ફળદરૂપ રીતે ઉગતું હતું.

આરબો હીંદુસતાંનથી બે રસતે નારંગીને પરદેશમાં લઇ ગયા. જે મીઠી નારંગી વેલાતમાં "ચીનાઇ આરંજ" કેહેવાયછે તે ઇરાન અને સીરીઆ દેશોમાંથી ઇટલી અને ફરાનસના દખણ બાગોમાં દાખલ થઇ. જે કડવી નારંગી

"સેવાઈલ આરંજ" ને નામે ઓળખાયછે, તેને અરબસતાંન, મીસર અને ઉતર આફ્રીકામાં દાખલ કરીને પછે સપેન દેશ સુધી આરબો લઈ ગયા. તે વખત ઉપર ખરી સટીઓ અને મુસલમાંનો વચે ટરકી દેશમાં ધરમની લડાઈ ચાલતી હતી, અને પુશકલ યુરોપીઅનો ટરકીમાં આવતા હતા, તેઓ હીઆં નારંગીના જાહાડ જોઈ અચરેત થતા હતા અને પાલેસટાઈનનું મુલક તેમને મનસે પવીતર હોવાથી તથા નારંગીના સોનેરી રંગ ઉપરથી એ ફળને તેઓએ "બેહેસતનું સોનેરી સેફ" (આપલ) નામ આપયું હતું. એજોરસના ટાપુઓ ખાતે ઉગતી નારંગી ઘણી તોફો ગણાયછે, તે પોરચુગીજ લોકોની તાંહાં દાખલ કરેલીછે. અમેરીકાના ગરમ દેશોમાં એ ફળ સપાનીઅરડોનું દાખલ કરેલુંછે.

યુરોપમા નારંગીનો મોટો અને સરસ પાક પોરટુગલ, સપેન, ફરાનસ, ઈટલી અને ગરીસના દખણ દેશોમાં થાયછે. પોરટુગલ અને સપેનમાં કડવી નારંગીનો વેપાર ચાલેછે. તાંહાંના એ ઝાડો ઘણા મોટાં છે, અને નારંગીના નામીચા બાગો અને વાડીઓની ઉપજમાંથી એ દેશોના મોટાં મઠોનો નીભાવ થાયછે. તાંહાંની હવા નારંગીના ફુલોની સુગંધથી તર થઈ રેહેછે. કોરડોવા ખાતે ૬૦૦થી ૭૦૦ વરશની ઉમરના નારંગીના ઝાડો છે. સોલમી સદીમાં નારંગી પેહેલ વેહેલી ઈંગલંડ મધે દાખલ થઈ હતી. તેને દાખલ કરનાર નામાંકીત સર વાલટર રાલે હતો. તેની બેહેન સાથ સર ફરાનસીસ કેરયુના લગન થવા બાદ તેઓએ બેડીંગટનનાં નારંગીનાં મોટાં ઝાડ રોપયાં કે જેની ૧૬૯૫ માં એક લખનારે શીફત લખીછે, તેમાં તે વેળા એ ઝાહાડોને ૧૦૦ વરશનાં જણાવયાંછે. એ ઝાડો ઉપર શીયાલામા ઓથો કરવા સારૂં મોટા પડદા બનાવેલા હતા. ૧૮ મી સદીમાં તેઓ ૧૮ ફીટ ઉંચાં, અને ૨૧ ફીટ પોહોલાં થયાં હતાં. ૧૭૩૮ માં તેમની ઉપર જાથુકનું "ગરીન હાઉસ" (છાંપડો) બાંધયો હતો; પણ તેજ વરશના મોટા ઠારમાં તેમનો નાશ થયો હતો. હામપટન કોરટમાં ૩૦૦ વરશની ઉમરના નારંગીના ઝાડો ઉગેલાંછે.

ઈંગલંડમાં દેશેદેશથી નારંગી આવેછે. મોસમના બે મહીનામાં ૧॥ લાખ પેટી ભરીને નારંગી ઈંગલંડ આવીછે. એ ૧॥ લાખ પેટીમાં ૨૪૦૦૦૦૦૦૦ નારંગીનો હીસાબ આવેછે. બે મહીનામા આટલીબધી આયાત તો આખી મોસમની આયાત કેટલીબધી હોવી જોઈએ. ૪થી ૫ લાખ પેટી અથવા ૪૦૦૦૦૦૦૦ નંગની આયાત તો સાધારણ ગણાયછે !!

—•—

## પરચુટણ બાબતો.

**જુવાન માણસોને સલાહ**—તમો તમારા પોતાના ધંધા રોજગારના કારીગરો છો. તમારા પોતાના શરીર અને જીવના કુવત ઉપર ભરોસો રાખો. તમારા સેતારાને બદલે આપ-વીશવાસ, ધરમ, ઈમાનદારી, અને ઉદ્યોગને લેવો. તમારી નીશાનની ઉપર લખો—"નસીબ એક મુરખ છે, હીમત એક પેહલવાંન છે." પારકી સલાહાપર ઘણો વીશવાસ રાખતા ના, તમારા સુકાનને કમજામાં ધરી રાખો અને તમારૂ પોતાનુ વાહાણ હંકારો, અને ઈયાદ રાખો કે હકુમત ચલાવવાની મોટી કલા કામનો વાજબી ભાગ લેવામાંછે. તમારી પોતીકી મેલે તમારે વીશે ખુબ વીચાર કરજો; તમારીપોતાની હાલતને પોતેજ લઈ લેવો. હસદખોરા અને બદગુમાનોની ઉપર વધજો. તમોએ જે નીશાન તાંકીને મારવાને ધારી હોય તેનીજ ઉપર મારજો. એક ખરાં કારણ સાથે હીમત અને નહી જીતાએ તેવો ઠરાવ તેજ સાંચાના ચકકરો છે કે જે દુનીયાને ચલાવે છે.

સો૦ જ૦ રી૦

---

**અરબ લોકની એક નવાઈ જેવી રસમ**—જેયારે એક આરબ વીધવા ફરીથી પરણવાનો ઈરાદો કરેછે તેયારે પરણવાની એક રાત અગાઉ તે પોતાના પેહલા ભરથારની ઘોર આગલ જારતે જાયછે. તેયાં પેલી ગુંઠણમડીએ પડેછે, અને તેને ગુસસે નહી થવાને વાસતે તેની પરારથના કરેછે. પેલી વીધવા પોતાની સાથે એક ઘધેડાં ઉપર બકરાંના ચામડાંની પાંણીથી ભરેલી બે મસક લાધીને લાવેછે. પરારથના ખલાસ થવા બાદ ઘોર ઉપર પાણી નામવાને આગલ જાએછે, અને તેને સારીપેઠે ભીંજવીયા પછે રવાંના થાયછે.

સો. જ. રી.

---

**દારમછાલ**—દારમના નવા થળીયા શેર ૦॥; કારાં મરી તોલા ૨; જીરૂં તોલા ૨; લાલ સંચર તોલા ૨; ધરીયા કારેલી મોટી કારી દરાખ શેર ૧. પેહલાં દારમના થરીયાને ખુબ બારીક વાટવા અને દરાખને તેમા મેલવી નાખવી, પછે તેમાં સંચર મેલવવો; મરી તથા જીરાંને બારીક કરી એક જીંણા કપડાંમાથી જુદું ચારીને મેલવવું, તેયાર બાદ સોપારી બરાબર ગોલી કરી ચીનાઈ ચપુમાં ભરી રાખવી. એનું "દોઝ" એક ગોલીછે. ગુણ:—ખાણું હજમ કરી લુખ સારી લગાડે, પેટ સાફ લાવે, અજીરણ, વાયુનું દરદ, અને આમ વાયુનો નાસ કરેછે. એની બે ગોલી સાથે સુનામખીની લુકી તોલો ૦। મેલવી ખાધાથી પેટ વધારે આવેછે, તથા એનાં સુગંધથી સુનામખીનો ખરાબ વાસ દુર થાયછે.

સો. જ. રી.

---

**પકો ચોર**—પારીશમાં એક દીવશે ઓપેરામાં એક ઉમરાવની બઈરી તરેહવાર ઘરેણું લટકાવી જોવા આવી હતી. પોતાની બાંગડી જે ઘણી ચલકતી હતી તે રાંણીને બતાવા શારૂં પોતાનો હાથ રાંણીની નજર પડે તેમ બાહાર કાહાડી રાખયો હતો. કારણ કે રાંણીતી બેઠક કંઈ દુર નહી હતી. તે ટચાક ઓરતપર રાંણીએ કંઈ ધયાન આપયું નહી. રમત ચાલતી હતી તે દરમેયાંનમાં એક રાંણીનો ચાકર પેલી બઈરીની આગળ આવી રાંણીની દુવાશાથ કેહુવા લાગો કે "રાણીની નજર તમારી બાંગડીપર પડી તેથી તેવણ શાહેબ તમારી બાંગડી જોવા માંગેછે." તેજ પલે વગર ઢીલે પેલી બાંગડી કાહાડી રાંણીના ચાકરને આપવામાં આવી, પણ જરાવાર થયો કે પેલી ઉમરાવજાદીને માલમ પડયું કે પેલો કંઈ રાંણીનો ચાકર નથી પણ કોઈ બુધીવાંન ચોરછે, જેણે પોતાની હીલચાલ પરથી વેશધારણ

કરી ગત રમી પોતાનું કામ કરી લીધું. પોલીશને ખબર કરવામાં આવી. બીજી શહવારે નાસતાની વખતે પેલી સ્ત્રીને પોલીશખાતાંથી ચીઠી મલી તેમાં જણાવયું કે ચોર ને બાંગડી બેઉ પકડાયાંછે, વાસતે જોઈએતો તેવોને પોતે આવવું નહીતો તે બાંગડી શાય મેલવવા બીજી તેની જોડની બાંગડી મોકલવી. પોતે કંઈ કાંમમાં હોવાથી પેલા ચીઠી લાવનાર પોલીશ અમલદારપર વીશવાશ રાખી બીજી પણ બાંગડી આપી. વળી પાછું એક કલાકમાં તેણીને માલમ પડયું કે બંધે બાંગડી હંમેશ ગુમી ગઈ, કારણ કે પેલો પકો ચોર એક બાંગડીથી શંતોશ નહી થયો તેથી બીજી બાંગડી (જોર મેલવવા) પેદા કરવાને ઉપલી કલા રમી ગયો હતો.

---

**બાંહાર કાંહાં લેવા જાયછે ?**—"ઓ ઉદયોગી વેપારી ! તારા ફાયદાને વાસતે તું કીમતી ચીજો સોધેછે, અને બંધે ઈનડીયા દેશોના ખજાનાને વાસતે તેમને બગાડી નાખેછે. ફોકટને વાસતે તું એટલો દુર શોધવા જાય તેની શી ગરજછે ? કેમકે જો તારી ઓરત આ દુનીયાંની શઘલી દોલત જે ઘણે દુરથી મલેછે તે રાખેછે.

જો સનીશચર—તેણીની આંખો સાદાં સનીશચરછે.
જો લાલ—તેણીના હોઠ ઉંડા લાલછે.
જો મોતી—તેના દાંત મોતીજછે, બંધે નીરમલ અને ગોલ.
જો હાથીદાંત—તેનું કપાલ હાથીદાંત વીચારવાને બશછે.
જો શુનું—તેના જુલફાં જમીનપરનું શઉથી શુંદર શુનુંજછે.
જો ચાંદી—તેના હાથ અને પગ, સવચ્છ હાથી રૂપું ચલકતુંછે; પણ તે કે જે શઉથી શાફછે, પણ થોડાજ પીછાંનેછે, તે નાના પરકારના પુશકળ સદગુણોથી સણગારેલું તેનું છીગરછે."

નરગેશ.

---

એક વેલા પોલીસ કોરટમાં લાંમબી દાહાડીવાલો એક મુસલમાન સાખશી આપવા આવયો હતો. સાખશી આપતાં તે ઘણોજ લથરીઓ તેથી નીઆયાધીસે નીચે પરમાણે તેને કહયું, "મીઆં, હું ધારૂંછું કે તમારી દાહાડી જેટલી લાંમબીછે તેટલી તમારામાં સચાઇ હશે." મીઆંએ જવાબ આપીયો કે, "સાહેબ, અગરજો તમો સચાઇનું માપ દાહાડીની લમબાઈ ટુકાઈ ઉપર કરોતો હું ધારૂછું કે તમારામાં સચાઈ કાંઈજ નથી, કારણ કે તમુનેતો કાંઈજ નથી."

ક.

---

**ભરૂચ** શેહેરમાં એક વેલા બે વકીલો એક ગાડીમાં બેસીને ફરવા જતા હતા. ગાડીવાલો ઓલીઆ જેવો દેખાયાથી તેઓએ તેની મશકરી કરવા માડી. એક જણ બોલીયો "ભાઈ, તારા આ બલદોમાં એક દુબલો અને બીજો ફરેખેછે તેનું કારણશું ?" ગાડીવાલો જાણતો હતો કે તેઓ વકીલછે તેથી જવાબ આપીયો કે, "સાહેબ, આ રીંગેછે તે વકીલછે અને આ દુબલો તેનું ઘરાકછે." ક.

---

**તીખા સવભાવ** અને મનમાં આવયું તેજ ખરૂં એવા વીચારના માણસો નાનાં બમાં જેવાછે, કેમકે તેઓને જહવેરાતથી ભરેલો એક દાબડો આપીયો હોયતો તેની ખરી કીમત પીછાંનીયા વગર તે ગુમાવી દેછે. ક.

---

ભલા અને બુરા માણસમાં આ ફરકછે કે પેહેલાએ બીજાનું સારૂં કીધું તેથી હમેશાં ખુશી રેહછે અને બીજો જારે કોઈ પાસથી મદદ મેલવેછે તારેજ માતર ખુશી રહેછે. ક.

---

આગલા ગાએકવારી રાજમાં એક વેલા તાંહાંના વડા પરધાંનને કાંઈ અનીઆય માટે મારી નાખવાનો હુકમ થયો. આ પરધાંન પોતાના જીવની કાંઈ દરકાર કરતો નહતો તથા તેને માલમ હતું કે દરબારના બીજા અમલદારો તેના સારૂ વગ લગાડી માફી મેલવશે. પણ જારે તેને જણાવવામાં આવીયું કે રાજા કોઈનું સમજતો નથી અને પોતાનાજ વીચારને વલગી રહયોછે તારે તે ઘણોજ ઘબરાયો. છેલે તેણે પોતાની ઓરતને રાજા આગલ પોતાના છોકરાં સાથે મોકલી અને કાલાવાલા કરી માફી મેલવવાની યુકતી કીધી. રાજાએ તેઓનું સરવે સાંભલી લઈ છેલે જણાવીયું કે "એની આગલી સારી ચાકરી તરફ નેધા કરી તથા એનાં બચાં છોકરાંપર મેહેરબાંની કરી એને જે શીકશા કરવા કહીછે તેમાં થોડો ઘટાડો કરૂંછું અને તે એ કે એને આખો મારી નહી નાખવો પણ માતર એનું માંથુંજ કાપવું." ક.

---

**મોચીનો ધંધો**—ઈંગલંડમાં ઘણા મોચીઓ મોટા અને કાબેલ માણસ થઇ ગયાછે. નામાંકીત કાલરીડજ એ વીશે સમજ પાડેછે કે આ ધંધામાં મુંગે મોહોડે કામ કરવાનું હોયછે અને તેથી મોચીઓને વીચાર કરવા તથા પકા ઠરાવ ઉપર આવવાની ઘણી તક મળેછે. પારવર નામના મોચીએ ખરીસટીઓના જુના ટેસટેમેંટનો તરજુમો સન ૧૭૬૫ મા કરયો હતો. એ કારણસર તે પરથમ હીબરૂ ભાશા શીખયો, જે શીખવાને તે વખતે કોશ નહી હતા. તારપછે તે ખાલડી, સીરીઅન, લાટીન અને ગરીક ભાશાઓ શીખયો અને શેવટે છેક ઘડપણની ઉમરે પોતાનો તરજુમો બાહાર પાડવામા ફતેહ પામયો. ક.

---

**ગુસો**—જેઓ ગુસાને નહી દાબે તેઓને ગુસો દાબી દેવા તાપેછે. ગુસાનો જમીન ઉજડ છે. ગુસાનું જાહાડ નીશફળ છે. ગુસાની હવા જેહેરી છે. ગુસાના પાણી ગલીચ છે. પણ ગુસાનો આતસ તેજી છે જે બીજાને જેટલો બાલેછે તે કરતાં વધારે પોતે બલેછે. ક.

---

**પેટંટો** ઇઆને નવી કળાઓને નોધવાની સનદો ઇંગલંડમાં ૧૪ વરસને પટે આપવામા આવતી હતી, તે વેળા માતર ૨૮૦૦ પેટંટો સેવર સુધી નીધી હતી. પેટંટો માગવાનો અરજીઓ ઘણી થાયછે, તેની શંખયા દર વરશે એક હજારથી વધારે હતી, પણ તારપછે તરણ વરસે રૂ૫૦૦ ભરવા જોઈએ તે માતર ૬૦૦ પેટંટોના ભરાયછે તથા સાત વરશે તથા ૧૦૦૦ રૂપીઆ ૭ મે વરશે ભરવા જોઈએ તે માતર ૨૦૦ પેટંટો ઉપર ભરાયછે. એ રીતે પેટંટો લેવાની ઉલટ જેટલી તેજી છે તેટલી તેજીથી તે ચાલુ રેહતી નથી. ક.

એક ગામડીયા ખેડુતને પોતાના ખેતરના કાંઈ કામ સારૂં ગધેડો જોઈતો હતો. તે ખેડુતે પોતાના એક આતબર જમીનદાર પડોશી ઉપર ચીઠી લખીને એક ગધેડો મોકલવાની તેમા અરજ કીધી. ખેડુતનો એક બેગારી છોકરો તે બીડેલી ચીઠી લઈને જમીનદાર પાસે ગયો, તે વખને જમીનદારને તાંહાં એક પહરોણો આવેલો હતો. જમીનદારને વાંચતાં આવડતું નહી હતું, તોપણ પોતાના પહરોણાના દેખતાં પોતાનું અગનાનપણું નહી દેખાય એટલા માટે તેણે ચીઠી લઈને ગજવામાં મેળી અને બેગારી પાસે જવાબ કેહેવાડયો કે "હમણા હું પોતે ખેડુત પાસે આઉંછ." બેગારી ખેડુત પાસ પાછો જતાં ખેડુતે પુછયું કે "કેમ જમીનદાર પાસેથી ગધેડો લાવયો." બેગારીએ જવાબ દીધો કે "ગધેડાને બદલે જમીનદાર પોતે હમણા આવેછે."

## રંમુજે ફુરસત.



આ ખાંનાની અંદર ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ અને ૧૧, એ આંકડાઓ એવી રીતે ગોઠવો કે ગમે તેમ ઊભા, આડા, કે આડકતરા જેમ ગણો તેમ શરવાલો એકવીશ આવે.

નરગેશ

## વઈશનવની સ્ત્રીને બે બોધના વચન.

(આકોપ થયો તે કળી કાળમાંજો, સુરત શેર બળયું તે આગની જાળમાંજો.) એ રાગ.

વારીવારી કહું સું તને વૈશ્નવીજો, કેમ ઘેલી તે બેન આવી રવીજો. ટેક.

મીષ્ટ મેવા પ્રસાદીને કારણેજો,<br>
નિત્ય બટકો હવેલીને બારણેજો. વારીવારી૦ ૧.<br>
નાત જાતમાં ધનીક શ્રેષ્ટ લાજછેજો,<br>
પણ તે છતાં તમારી ઘણી દાજછેજો. વારીવારી૦ ૨.<br>
બેઠા હોય ગુસાંઈ બગખાનમાંજો,<br>
છાંટો અબીલ ગુલાલ તેના જાંનમાંજો. વારીવારી૦ ૩.<br>
વળી છાંટી છંટાવો નિજ બાળનેજો,<br>
કરો પ્રીતથી મુખારવિંદ માળનેજો. વારીવારી૦ ૪.<br>
શત્ય જાંણો શંમથી ભવરાંનમાંજો,<br>
વિભીચારતણી વાત કરો શાનમાંજો. વારીવારી૦ ૫.<br>
ચરણ રેણું મુકોછો તમે મુખમાંજો,<br>
ચોહા ભેળાં રહએ રતી સૂખમાંજો. વારીવારી૦ ૬.<br>
પાન ખાડીની થુક નીચે નાખતાંજો,<br>
તમે પ્રીતેથી તે રશ ચાખતાંજો. વારીવારી૦ ૭.<br>
એવાં અનેક પ્રકાર કરો કામનેજો,<br>
પણ તેથી રીઝએ નહી રામનેજો. વારીવારી૦ ૮.<br>
હશવું બોલવું તે ચાળા કરે આંખનાજો,<br>
પતીવ્રતા હોયતો કદી શાંખનાજો. વારીવારી; ૯.<br>
છાંટવો ગુલાલ લેવી પીચકારનેજો,<br>
કે ફાયદો પેલા તે વિભીચારનેજો. વારીવારી૦ ૧૦.<br>
રોજ બાળને વિચાર એવો શીખવેજો,<br>
દયાવોણી નઈમાએ કુટણીકવે જો. વારીવારી૦ ૧૧.<br>
અત મુખ તથા વેમભરી વાતમાંજો,<br>
પત ખોઈ ગુનેગાર સાક્ષાતનાંજો. વારીવારી૦ ૧૨.<br>
તમે ઇચ્છા કરોછો સ્વર્ગ ધાંમનીજો,<br>
રાહ જોશો નરકઘોર કાંમનીજો. વારીવારી૦ ૧૩.<br>
મને ભાયેછે વૈસ્નવ રંડવાજો,<br>
ભાંન આટલી છતે સું બેરાહવાજો. વારીવારી૦ ૧૪.<br>
નવ ઈસ્વરછે પણ એછે માનવીજો,<br>
જીવી આપણીછે તેવી તેની જાનવીજો. વારીવારી૦ ૧૫.<br>
નથી જેર તથા વેર મારા મનમાંજો,<br>
તારી રીતથી ખચીત દાજુ તનમાંજો. વારીવારી૦ ૧૬.<br>
મને આટલું કેવાનું કારણ સું હશેજો,<br>
આડી વાત મુકી ધરમે વશેજો. વારીવારી૦ ૧૭.<br>
એક નમીએ નિરંજન નાયનેજો,<br>
શદા ભજી રાજાર તારા સાથનેજો.<br>
વારીવારી કઉ સું તુંને વૈશ્નવીજો,<br>
કેમ ઘેલી તે બેન આવી રવીજો. ૧૮.

બ. મે. કળી.

## પરમેશ્વરની સ્તુતી.

પદ રાગ કાફી.

ભજ મન વીશ્વધારરે,<br>
તારે વળી સંસાર પારજે;<br>
જન્મ ને મરણ એ આપનારો—ટેક.

ફરી ફરી વારમવારરે, તારે વળી—ભજ૦ ૧.<br>
દીન દીયાળુ છે એ કૃપાળુ,<br>
માયાનો રચનારરે, તારે વળી—ભજ૦ ૨.<br>
ભકતને તારે કષ્ટીની વ્હારે,<br>
સુખશાન્તી કરનારરે, તારે વળી—ભજ૦ ૩.<br>
ભુત ભવીષ્યનો છે જાણનારો,<br>
સહુને એનો આધારરે, તારે વળી—ભજ૦ ૪.<br>
ગતી એનીનો અંત ન આવે,<br>
પામે નહી કો પારરે, તારે વળી—ભજ૦ ૫.<br>
રક્ષણનો એ છે કરનારો,<br>
એજ, જગત કીરતારરે, તારે વળી—ભજ૦ ૬.<br>
ધન વીદ્યાને ગ્નાનનો એ,<br>
છે શરણે દેનારરે, તારે વળી--ભજ૦ ૭.<br>
સમજી લે મન પ્રભુ નામ સાચું,<br>
કરશે એજ ઓધારરે, તારે વળી—ભજ૦ ૮.<br>
હરખરામતો હર્ષથી કહેછે,<br>
વીનતી આ વારમવારરે, તારે વળી—ભજ૦ ૯.

## સ્ત્રી બોધના વાંચનારાઓને ખબર.

લોભ દોલાની રમુજી વારતા આવતા ડીશેમબર માસના અંકમાં ખલાસ થશે, જે પછે એક બીજી રમુજી વારતા ચાલુ કરવામા આવશે.

મુંબાઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠી૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૭ મું. ડીસેમબર ૧૮૭૩ આંક ૧૨ મો.


## ભોલો દોલો

અથવા

### ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

એક વારતા.

### પરકરણ ૨૨૫ મું.

દોલો, (દોરાબજી શેઠ) ચોરોને પકડવા ગયો તાંહાંથી શું ઘેલો થઈને પાછો ફરયોછે?

તેના ચાલા ઘેલાના સરખાજ હતા. તે "મારી રતન, મારી રતન" કરી બુમ મારતો આવી પોતાની મશીઆઈ રતનને ગલે એકદમ વલગી પડયો અને ઘરના તથા બાહારના માણસોના દેખતાં મલાહાજો ભુલી જઈને તે રતનને બોસાઓ લેવા પડયો તથા છાતીસે દાબવા લાગો.

ડુંગરાઓ વાલા ગોફા તરફ પોતે ચોરો સાથ મોટી લડાઈ કરી આવયો તો તે અગતના બનાવનો હેવાલ કેહેવાને પણ તે નહી થોભયો. આખો દાહાડો તેની ધાસતીમા તેની માનો જીવ સુકાઈ જવા છતાં આવતાંને વાર તેણે પોતાની માને યાદ પણ નહી કીધી. ધનજીશાહ શેઠ, પુનેમચંદ વકીલ, રૂસતમ આગો, જાહાંગીર જંગી, સરવે જણ ઘરમાં હતા તેમના તરફ દોલાએ આડી નજરે જોયુંબી નહી.

રતન બીચારી આ ઘેલાં ચેડાંથી અતીશય ઘબરાઈ ગઈ. તે પરલોકમાં ઘણી લરજા પાંમી. તેના ગોલાબી રેખશારા ઉપર લાજનું લોહી ચઢી આવયું. તણીએ દોલાના હાથમાથી છુટવાને ઘણાં ફાંફાં મારયાં, પણ દોલાની આંગલી શખત રગરે તે હાથ લોહાંના જેવા શખત કરયા હતા અને પેઆરે તેમા બમનું જોસ હુમેરયું હતું. આ પંજામાથી છુટવા મારે કોશેશ કરતાં બીચારી રતનનું માથુ માનું છુટી ગયું, બાલ વીખરાઈ ગયા, સાડીની સોડ નીકલી ગઈ અને રતનનો જવાંનીનો બાહાર તેની તંગ સાડીનની ચોલોથી વીટલાયલી છાતી તથા નાજુક ગરદનની મરોર ઉપર ખીલી નીકલયો, પણ તેતો તેણીને મોકલી કરવાને બદલે પોતાની બગલમાં વધારે દાબવાનું દોલાને કારણ થઈ પડયું.

હવે બીચારી રતનની આંખમાં પાણી આવી ગયાં. તેણીએ પોતાના ફરમાનદાર ભવાં ઉપર ગુસાનો તીર ચહડાવયો. તે ફગલાઈને બુમ મારવા લાગી અને ઘણી મુશકેલીએ, માંની શખત ધમકી સાંભળવા પછે, દોલાએ તેણીને પોતાના હાથમાંથી છોડી, મગર તેબી છેલા થોડાક મીઠા બોસામાં તે શુંદરીના હોટોના પરવાલાં, ગાલોના ગોલાબ તથા કપાલની ચાંદીને લોનવવા સીવાએ તેણીને છોડી નહી.

આ તે શું! શું દોલો ઘેલો થયોછે?

નહી, આ ઘેલાપણું નથી. દોલો પોતાની તે દાનની મંજલ અને મેહેનત વચે એક શોધ કરી આવયોછે. તે શોધ માહાભારત કીમતની છે; તે શોધ અનંત હરખની છે; તે શોધ દોલાની જીંદગીની મોટામા મોટી ઉમેદને પાર પાડનારી છે.

હીરાં ભરૂચી સાથ તલાક લેવાની તેની ઉમેદ હતી; રતન જેવાં ગોહેરને પોતાના લગનના બંધના કબજામા લેવાની તેની ઉમેદ હતી. તેની એ ઉમેદ ફલીછે. રતનનો ગોયા તે માટી થઈ ચુકયોછે, હીરાં સાથના તેના લગન પોતાની મેળે તુટી ગયાં છે. હવે માતર ચાર ચોખાના આસીરવાદનીજ ખોટી છે, હવે રતનનો માટી થતાં તેને અટકાવાનું કોઈ નથી, હવે હીરાં ભરૂચીનો દોલા ઉપર કસો દાવોજ નથી.

આવી મોટી શોધ કરીને પાછો ફરવાથી ઘર આવતાં ચોરો સાથની લડાઈની જંજાલ તે ભુલી ગયો અને મોહોબતની મજાહને મારે મલકાવા પડયો.

આ કેમ બનયું?

આ ઠેકાણે તે દીવસના દોલાની જીંદગીમા કદી નહી બનેલા મોટા બનાવોનું થોડુંક બેઆન કરવું જોઈએ.

પોતાની પડોશણ જીવી સાથ ગોલીના મારામાથી છુટી આવવા પછે તથા જીવીને પોતાના ઘરની મારફેજત તલે સોંપી જવા પછે દોલો મજુરોની એક ટુકડી સાથ તે ચોરોને પકડવા, સીકસત આપવા તથા સજાએ પોંહોચાડવા ગયો તાંહાં તેને થોડી મેહેનત અને હલામન પડી નહી હતી.

જોકે સહવારના પોહોરમા ચોરોનું ટોલું નબરવસપણે એક દીકટ જગામા શુતેલું મળી આવયું, કે જે જગા સઘળી જાહાડીઓથી ઢંકાયલી હતી, જાંહાં લોકોની આવજાવ મુદલ નહી હતી અને જાંહાં દોલાએ અકસમાતેજ આ શોધ કરી હતી, તોપણ હીરાં ભરૂચી બાબે તેણે કરેલી શોધને આ ચોરોની શોધ સાથ કસો સંબંધ નહી હતો.

જોકે દોલો ચોરોની શોધને માટે પોતાની ટુકડી સાથ નીકલયો હતો, પણ તેને ગોલી મારનાર કાંઈ તે વાટપાડા લુટારા નહી હતા. તેને ગોળીતો જુદાજ લોકોએ જુદાજ શબબથી મારી હતી, મગર તે બાંહાંને તેણે ચોરોને પકડયા અને ગોલો મારનાર જુદા ધણીઓ નીકલયા.

---

## પરકરણ ૧૧૧ મું.

ભીમપોરના રસતાને ભયભરેલો બનાવનારા વાટપાડા ચોરોનો વાસ એવે ઠેકાણે હતો કે જાંહાં માણશની નજર ઇઆ સતાવાળાઓનું પગલું પોંહચી શકે નહી.

રસતાની બાજુએ એક ઉંચાંણ ઢલ ઉપરથી નીચે ઉતરવાનો એક મોટો ખાણ જેવો ખાડો હતો જે તમામ જાહાડીઓથી બંધ થઈ ગયલો હતો. તે ખીણના તલીઆંમાં ચોરોનો રેહેવાસ હતો; અને તેબી વલી જમીન ઉપર નહી; તેઓ ગીચ પાતરાંથી ઢંકાયલાં ઝાડો ઉપર વસતા હતા !

તે ઝાડો એટલાં અડોઅડ પાસે આવેલાં હતાં કે ડાંખલીઓ વચે બીસતરા કરીને અથવા જોલાંઓ બાંધીને આસાનીથી ઉંઘાવાને બની શકે. પાછલી રાતના વસતી થતાં જ આ જંગલી રેહેઠાણમાં સઘલા ચોરો છુપાઈ જતા અને રાતની પોતાની લુટ ભોગવવામાં તાંહાં આખો દાહાડો એવી એકાંત રીતે ગુજારતા કે સતાવાલાઓને તેમનો જરાબી સંનસારો માલમ પડતો નહી ઇઆ કોઈને તેમનું રેહેઠાંણ તાંહાં હોવાનો શક પણ જતો નહી હતો.

તેવી જગા ઉપર દોલાનું જઈ પોંહોંચવું મોજેજાતી હતું.

ભીંમપોરના રસતાના તે ભાગ ઉપર આવી પોંહોંચતાં અચબુચ ગાજવીજ સાથ તોફાણ નીકલી આવયું અને ગગડાટનો એક એવોનો મજબુત કડાકો થયો કેં દોલાનો ઘોડો અચબુચ ચમકી પડયો. બરાબર તેજ જગા ઉપર હેઠેની ખીણમા ઉતરવાનો ઢલ હતો અને દોલાનો ઘોડો ચમકતાંજ તેનો પગ ખીસી જવાથો તે પોતાના સવાર સાથ ઢલ ઉપરથી નીચે તુટી પડયો. દોલો આ અકસમાત વચે પોતાના ઘોડાને મજબુત ઝાલી રહયો અને એ રીતે તે પોતે અને ઘોડો મળી બેહુ જણ નીચલી ખીણમાં એક જબરા ધપકારા, આવાજ અને ઘોંગાટ સાથ જઈ પડયો. આ વેળા દોલાની બુમ, ઘોડાની જબરી ખંખાર, અને તેમા વળી ગગડાટના કડાકા સાથ તે ખીણમાં ગોયા એક ગોધીઆરૂં અને રમખાણું મચી રહયું હતું.

આ ખીણ કાંઈ જાજી ઉંડી નહી હતી. ઉપર કહયું તેમ તે માતર એક ખાડો હતો કે જાંહાં આગલા વખતમાં કોઈ મોટો તલાવ હોય અને સુકાઈ જવા પછે તેમા જાહાડીઓ ઉગી હોય એવું દીસતું હતું. માટે દોલો પોતાના ઘોડા સાથ આ ખાડામાં પડતાં જો કે ધપકારો અને ગભરાટ મોટો થયો પણ નુકસાન કાંઈજ નહી થયું હતું.

તેથી ઉલટું દોલો અને તેનો ઘોડો પડયો તેવો નીચેના ગીચ જાહાડો ઉપર આબાદ જીહીલાઈ રહયો અને તેથી જમીન ઉપર પડતાં જે થોડું ઘણુંબી વાગતે તેટલી પણ તેને ઇજા થઈ નહી.

એતેફાક એવો બનયો કે જે મોટાં દરખત ઉપર દોલો પોતાના ઘોડા સાથ ગગડી જઈને જીહીલાઈ રહયો તે દરખતના પડવાલા ભાગ ઉપર પેલા ચોરોનો સરદાર ડાંખલીઓ વચે સુતેલો હતો. તે જાહાડ મોટું અને મજબુત હતું અને સરદાર ભર ઉંઘમાં પડેલો હતો એટલે ઘોડો અને દોલો સાથ આવી પડવાથી સરદાર જેમ પેહેલે જાગી ઉઠયો નહી તેમજ તેને કાંઈ જાજું વાગયું પણ નહી. ઘોડાના બારથી દરખતની ઉપલી ડાંખલાઓ જોરથી મરડાઈને વલી ગઈ જેથી સરદાર ઉપર એક રૂની ગાંસડી પડી હોય તેટલું તેના ઉપર દબાણ થઈ રહયું અને તે દબાણથીજ આ ચોરોનો સરદાર અકસર કરીને જાગી ઉઠયો.

પણ આ મજબુત બોજા. તલે.તે અડધો ચંપાઈ તથા સીકરાઈ ગયો હતો. તે ઘણા ઘભરાટથી જાગી ઉઠતાંને વાર બુમો મારવા લાગો પણ તેનાથી જાજી બુમ પાડી શકાઈ નહી; અને તે ગુંગલાતો હોય તેમ અધજુઈ બુમો પાડતો હતો.

આ સરદાર જાહાડ ઉપર અબરૂ પડેલો હતો અને ઘોડાનો તથા તેને લીધે જાહાડનો બોજો તેની પીઠ ઉપર પડેલો હતો. તે એટલો દબાયલો હતો કે તેનાંથી ઉઠી શકાતું નહી હતું, પણ તે. માતર પોતાનું માથું ઉંચકીને પીઠ તરફ સાંનો ભાર પડયોછે તેટલુંજ માતર જોઈ શકતો હતો. પેહેલાંતો તેને આ બોજો શું આવી પડયો તે કસું માલમ પડયું નહી, પણ સઘલાં દબાંણ છતાં જોવાની તજવીજ કરતાં જારે તેણે જોયું કે એક જબરદસત જાનવર તેના દીલ ઉપર આવીઉંછે તારે તેના ઘભરાટની હદ નહી રહી.

એકગમથો ગગડાટ અને તોફાન અને બીજી ગમથી ઘોડાનો ખંખાર અને મસતી વચે ચોરોનો સરદાર તદન દઘાઈજ ગયો. તેની પીઠ ઉપર તોફાંની પવણને લીધે ડાંખલીઓના ઝપેટા વાગવા લાગા, પણ તેમાં વળી અવાર નવાર ઘોડાની લાતનો ફટકો ડાંખલીઓ વચેથી અડધો ભાગી તથા નરમ થઈ તેને લાગતો તારેતો સરદારને વધારે ઘભરાટ થતો હતો. તે પોતા ઉપર કાંઈ ગજબનાક આફત આવી પડેલી સમજતો હતો. આ કોઈ ખુદરતી કોપ, કાંઈ સેતાંનીઅત બલા, કોઈ દેહેસતનાક દેવ તેના કરતુકની સજા કરવા માટે આસમાન ઉપરથી આવયો હોય એવું તેને લાગતું હતું.

જારે થોડોકવાર સુધી ઘણો દબાયો તારે તે પડયો પડયોજ બોલયો, "અરે ખોદા, અરે ખોદા આ શું સેતાનીઅત આવીછે ! હે દેવ, હે રાખશ, હે જીન, જે કોઈબી હોય તેને અરજ કરૂંછ કે મને છુટો કર. હું કબુલાત આપુંછ કે હું તારે તાબે થવાને તઈઆર છું. અરે હું મારાં પાપનો પસતાવો કરૂં છઉં. અરે આ રસતા ઉપર જે ચોરી, જે લુટ, જે ખુન, જે અનેક અપરાધો કીધા તે કબુલ કરવાને તઈઆર છઉં. ઉઠ, ઓ દેવ મને ઉઠાડ ને મારા ઉપર ચઢી બેસવાના કરતાં મને કોઈ બીજી રીતે તાબે કર."

આ ટુક વખતમાં દોલાને આસપાસ નજર કરવાની તક મળી હતી. તેણે પોતાની આસપાસ જમીન ઉપર ચોરાયલા માલ તથા ખુનના હથીઆરોનો ભયંકાર દેખાવ જોયો. વળી તેણે આસપાસના ઝાડો ઉપર જે ચોરોને સુતેલા જોયા હતા તેઓ ઘભરાટમા ઉઠી આવયા, તથા હેઠલ જમીન ઉપર ભારે બીહીક બતાવા લાગા તે સઘળું દોલો જોતો હતો.

જાહાડ એટલું ગીચ હતું કે ઉપરનો દેખાવ તેઓને

સઘળો આખો દીસતો નહી હતો. કોઈવાર તેઓને ઘોડાનું માથું દીસતું, તો કોઈવાર માણુસનું માથું દીસતું હતું, કોઈવાર ઘોડાના સરખાં જાનવરના જબરદસત પગ તથા થાપો દીસતો તો કોઈવાર તેનું બોહીયાં સરખું પેટ દીસતું હતું.

પણ તેઓને વધારે ઘભરાવાનો સબબ તેમના સરદારનો ઘભરાટ હતો. તેઓ જોતા કે જાહાડ ઉપર આવેલાં પદારથને તેમનો સરદાર દેવ તથા રાખશ કરી હાંક મારતો, અને તેઓ જોતા કે તે દેવના બોજાથી આ જબરદસત જાહાડ વાંકું વળી ગયું હતું. તેઓ સમજતા હતા કે આ કોઈ દઈતે આવીને સરદારને જબર સીકરી લીધોછે; અને જારે સરદાર આ પરમાણે સપડાયો તારે ચોરોના પોતાના કેવા હાલ થાય !

આવું જોવાથી આટલાબધા માહેલા કોઈ પણ ચોરે જાહાડ ઉપર ચહડવાની ઇચ્આ સરદારની મદદે આવવાની હીમત કીધી નહી. જારે સરદાર ઉપરથી ભયંકાર બુમો મારતો હતો તારે આ કંગાલો નીચે પોતાનો અસબાબ ઉડાવી ઘભરાટથી નાહાસવાની તજવીજ કરતા હતા.

પણ એવામા વધારે મદદ આવી લાગી. સોટા અને લાકડીઓથી હથીઆરબંધ થયલા પચીસ માણુસો દાએબાએથી ધસારામા નીકળી આવયાં, આ ચોરોને તેઓએ મજબુત જકડી લીધા, તેમના મુસકાટાટ બાંધયા અને તેમને લાઈલાજ કરી જમીન ઉપર બેસાડી મેળયા.

આજ તકે દોલાએ સરદારને સપડાવા માટે અછી હીકમત કીધી. તેણે પોતાની એક મજબુત લાત કકડાવીને તે સરદારની પીઠ ઉપર એવી મારી કે તેના આંચકા સમેત સરદાર નીચે તુટી પડયો, અને તરતજ દોલો પોતે તેની પછવાડે પડયો. સરદારને પડતાંવાર હેડલના માણસોએ તેને પકડી લીધો અને એ રીતે આ સંધા વાટપાડાઓની જબરદસત ટોલી દોરાબજી શેઠને હાથે કેદ પકડાઈ !

---

પરકરણ ૧૧૭ મું.

જે માણુસોએ હેડલ દોડી આવી ચોરોને પકડી લીધા તે સઘલા દોલાનીજ ટુકડીવાલા હતા.

આ ખાડા મધે ચોરોનો રેહેવાસ હોવાની જેમ દોલાને ખબર નહી હતી, તેમજ આ માણુસો પણ બેખબર હતાં, મગર તેઓ આ જગોએ ફક્ત પોતાના શેઠ અને સરદાર દોલાની મદદે આવયા હતા અને તાંહાં અચબુચ આ ચોરોને શોધી કાહાડવા પાંમયા હતા.

પોતાના શેઠ દોરાબજીને ઘોડા સમેત રસતાની બાજુએથી નીચેના ખાડામાં ગગડી જતાં જોઈ તે માણુસો તેની મદદને માટે પછવાડે આવયાં હતાં. તેઓ આ ખાડામાં ઉતરવાના ઢેલાવદાર રસતા ઉપરથી ઉતરીને આવયા હતા, તેટલોજ માતર તેમને વખત લાગયો હતો; પણ આવયા પછે શેઠને બદલેતો તેઓ આ ચોરોની મદદે લાગી ગયા હતા!

એ ચોરો માતર આઠ જણ હતા પણ ચપરખંદા અને મજબુત હતા, તોમી દોલાની પચીસ માણુસોની ટુકડી તેઓને બંધમા રાખવા માટે બસ હતી.

અને હવે જારે એ ટુકડીના થોડાંક માણુસોએ જાહાડના બાગોને કાપીને તે ઉપરથી દોલાના ઘોડાને નીચે ઉતારવા પછે તથા તેને કાંઈ જખમ લાગા નથી એવી ખાતરી કીધા પછે, દોલો પાછો ઘોડેસવાર થયો તથા આખી ટુકડી પોતાના આ શેકારને લઈ પાછી રસતા તરફ આવવા લાગી, તારે એક ગમથી આ ચોરો અને બીજી ગમથી તેમને પકડનારાઓ એકમેકને જોઈને કાંઈ થોડી અજાએબીમા પડયા નહી.

આ ઘણુખરાં માણુસો એકેકની ઓલખાણના નીકલયાં. જારે ચોરોએ અને તેમના સરદારે જોયું કે તેઓ કેવા માણુસોના હાથમા સપડાયા તારે તેઓ પોતાનુ કપાલ કુટવા લાગા. ચોરોએ દોલાને ઓલખયો, તેમાના કેટલાકોએતો તેને તેની ગરીબાઈના વખતમા ટોલટપલા કરેલા હતા; આજે તે ઘોડે બેસી આવયો અને ચાપલુસીથી ચોરોને પકડવા લાગો, એ અજાએબ ફેરફારથી તેઓ હેરત રહયા. તેઓ માહોમાહે વાત કરવા લાગા કે "જો એવું જાણુતે કે એતો દોલો આવેલોછે, તો આપણુ ખચીત સામાં થતે; પણ આ તો જાહાડ ઉપર કાંઈ બલા આવી એવી બીહીકથી આપણા ગુડા ગગડી ગયા."

બીજા હાથ ઉપર વળી દોલો પણ ભારે અચરતી પામયો. આ ચોરોનો સરદાર તે કોઈજ નહી પણ પેલી ચાંદણુનો માટી, હીજા પટેલનો પેલો જમાઈ બજ્જે બાવરીઓ હતો. જે પેલી ચાંદણુ સાથ દોલો એકજ રાતે અચબુચ પરણી બેઠેલો હતો, પણ જે ચાંદણે તેજ રાતે બીજા સાથ લગન કરી દોલાને અચબુચ બાહાર કાઢયો હતો, તેજ ચાંદણુનો આ પરણયો ખાવંદ દોલાને તે રાતે ચાંદણુના ઘરમાથી મારીને કાઢી મેળવામા તથા તે બીચારાને જાહાડ સાગ બાંધવામા સામેલ હતો.

તે શખસ બજ્જે બાવરીઓ આ ચોરોનો સરદાર નીકલયો.

તેને આ નીચ ધંધામા પડવાનો શબબ પણ દોલોજ હતો. તેના સસરા હીજા પટેલે પોતાની દીકરી ચાંદણુને દોલા સાથ પરણાવા પછે, ચાંદણે બજા સાથ ફરી લગન કીધાં, તે બીના તેણીએ પેહેલાંતો છુપી રાખી. પણ એવી ખબર કાંહાં તલક છુપી રેહે ? તેણીના બાપ હીજા પટેલે જારે આ સઘળી બદીની બીના જાણી તારે અતીશય ગુસામા આવી તેણે બજાને બેહોરમતી સાથ પોતાના ઘરમાથી કાહાડી મેળયો અને તે વખતથી બજાને એટલુંતો નરસ લાગું કે પોતાના બાપના ગામ તથા ઘરમા વટીક પાછો જઈ રેહેવાની તેણે આશા છોડી અને તે વખતથી આ વાટપાડા ચોરનો પેશો તેણે પકડયો.

આ આગલી પાછલી વાતોનો અંદેશો કરતાં આ ચોર લોકો અને ચોરને તાંહાં ઉતરેલા ચોર પહરાણુઓ રસતા ઉપર આવી પોંહોંચયા. દોલો પોતાના આ શેકારોને કેદી તરીકે લઈ પોતાના ઘોડા ઉપર ઘણી મગરૂરીથી આખા કાફલાની હરોલમાં ચાલતો હતો. પેહેલાંતો સંધા જણ ચુપચુપ ચાલયા, પણ થોહોક રસતો કાપવા બાદ બજા બાવરીઆએ ઈસારત કીધી અને સઘલા ચોરોએ અચબુચ હલસો કરી છુટી તથા નાહાસી જવાની એક જબરી કોશેશ કીધી.

અને આ કોશેશ થોહેક દરજે પાર પણ પડી. જઘડામા ને જઘડામાં બજ્જે બાવરીઓ પોતાનાં બંધ તોડીને ખલાસી પામયો તથા દોલો બીજા ચોરોને પકડવામા રોકાયલો હતો તેટલાંજ બજાએ પછવાડેથી તેના માંથાંમાં એક

જબર સોટો લગાવી તે ચંડાલ તાંહાંથી વીજલીના સરખી ઝડપથી નાહાસી ગયો.

દોલો બીચારો આ સોટાના ફટકાથી ઘુમરી ખાઈ જમીન ઉપર પડયો અને તેનાં માણસો ચોરોને સંભાલવા તથા દોલાને સાહાએ થવાના બે કાંમમાં વેંહેંચાઈ જવાથી બજો બાવરીઓ આસાનીથી રસતો પાર કરી શકયો. તે દોડવે ઘણો બાધર હતો. જો દોલો ઘોડા ઉપર બેઠો હોતતો તેને પકડી કાહાડત, પણ દોલો પોતાની ઘુમરીની અસરમાંથી પાછો ઉભો થાય તેટલાંતો આ ચોરોનો સરદાર તેઓની નજરથી બેમાલુમ થઈ ગયો. તેની પાછલ દોલાની ટુકડીના બે તરણ માણસો દોડયાં ખરાં પણ નાસીપાસ થઈ તેમને પાછા ફરવું પડયું.

ઘુમરીનો અસરમાથી દોલો થોડીક મીનીટ પછે પાછો હોશીયાર થયો અને જોવેને તેવો ઉભો થયો. ઉઠતાંનેવાર તેણે બજાને ડુંબાલે જવાનો ઠરાવ કરયો. તેનો સાથવાલાઓએ તેને એ વીચારથી વારવાની તજવીજ કીધી, પણ તેમનું કાંઈ વલયું નહી. આ ચંડાલ ચોરને જતો મેલી તેને લાધા વગર પોતાને ઘર પાછો ફરવું નહી એવો દોલાએ મજબુત ઠરાવ કરયો અને તેનો ઠરાવ ફેરવનાર કોઈ નહી હતું.

એટલા માટે હવે બાકીના ચોરો સાથ વીસ માણસોની ટુકડીને કોટવાલી તરફ રવાને કરવા પછે દોલો પોતે ઘોડેસવાર થઈને તથા પોતાની સાથે માતર પાંચ હથીઆરબંધ માણસોને લઈને ભીમપોરના રસતા ઉપર જે તરફ બજો નાહાઠો હતો તે તરફ જવા નીકલયો.

એ રસતા તરફથી પેલા ડુંગરાઓ વચે જવાતું હતું જાંહાં દોલાની પરણી ઓરત હીરાં ભરૂચી અને માકાદારૂ મીઠાઈવાલાને રેહેવાનો પેલો ભયંકાર ગેફો હતો—તે ગેફો કે જેમાં બેહેરામ ભરૂચાને માટે રતન તરીકે તેણીના લેબાશમા દોલાને પોતાને ચોરી લઈ જવામા આવયો હતો અને જાંહાં તે કમબખતીનો મારેલો હીરાં ભરૂચી સાથ લાગુ પડવાથી હીરાંની તોક એ બીચારાને ગલે ઓલવાઈ હતી.

આ રસતા ઉપર બજા બાવરીઆની ઘણી ખોલ કરવા છતાં જારે તેની કસી નસલ ઈઆ નીશાણ માલમ નહી પડી તારે દોલાએ ધારયું કે ચોરોના એ સરદારે ઉપલા હીરાં ભરૂચીવાલા ગેફામાં આસરો લીધો હશે. દોલો જાણતો હતો કે તે ગેફામાં હવે કોઈ રેહેતું નહી હતું. તેના વસનારા ચંડાલોતો મારામારી અને ખુણામરકી કરી પરહેજ ગયાં હતાં, કે જાંહાં તેમને સજાનો સેનટેનસ મળે તેટલાં તેઓ કેદખાંને સબરતાં હતાં. આ દરામણા બોહમાંથી તેના જંગલી રેહેવાસીને ખાલી કરાવાનું માન દોલાને મળયુંછે અને તેની મગરૂરીભરી ઘણી યાદદાસતો સાથ હવે તે બુરાઓને છુપાઈ બેસવાના આ દરના મોહ તરફ પોતાના ઘોડાનું મોહ કરી બજા બાવરીઆની શોધમાં એકવાર પાછો ભોલો દોલો પોતાની જીંદગીના એ યાદગારી ભરેલા ગેફા તરફ ચાલયોછે.

---

## પ્રકરણ ૧૧૮ મું.

ડુંગરાઓ વચેના બોહનો દેખાવ દોલાને આ વેલા આગળ કરતાં તદન જુદોજ માલમ પડયો. પેહેલાં ભીમપોરની ધરમશાળામાંથી પાછો ફરતાં રાતના અંધારાંમાં તે આ ગેફા આગળ દાકણોનો રેહેવાસ સમજી બીધો હતો; બીજીવાર રતનના ખોટા લેબાશમાં તેને પકડી લાવવામાં આવયો તારે આ ગેફાઓમાં વસતીની મસતી અને ધુમચકરી ચાલી રહી હતી. પણ હવે સઘલો સમસાન અને ચુપચુપ દેખાવ નજરે પડેછે. હવે તાંહાં કોઈનાં પગલાંની નીશાણ નથી, કે કોઈના આવાજનો સનસારો નથી.

અને તોપણ દોલાએ આ ગેફા તરફની મંજલ જારી રાખી. ચોરોનો સરદાર બજો બાવરીઓ અગરજો નાહાસીને છુપાયો હોયતો બદી અને લુચાઈ લફંગાઈના આ બોહોમાજ છુપાયો જોઈએ એવી તેનો ખાતરી હતી.

એમ કરતાં હવે તેઓ આ ગેફા તરફ આવી પોંહોતા. દોલાએ દુરથી પેલા ગેફા આગળનું ઝુંપડું જોયું કે જેમાં હીરાં ભરૂચી તેને રતન સમજીને રાતના સુવાડવા સારૂં લઈ ગઈ હતી. જરા આગળ જતાં વળી દોલાએ તે ઝુંપડાંનું પેલું પરખેઆત બારણું જોયું કે જે બારણું હીરાં ભરૂચીએ બંધ કીધું હતું પણ જે બારણું માકાદારૂ મીઠાઈવાલાને અંદર આવવા સારૂં ભાંજવું પડયું હતું અને પછે જારે તેઓ વચે મારામારી સલગી તારે એજ બારણે તેઓએ એકેકની કુંદી કીધી હતી.

દોલાએ તે પરખેઆત બારણાને તેની જગા ઉપર પાછું ગોઠવેલું જોયું એટલુંજ નહી પણ આગલ જઈને જોયું તો તે ઉપર બાહેરથી સાંકલ ચહાવેલી માલમ પડી.

આ બારણાને બાહેરથી ગોઠવેલું તથા બંધ કરેલું જોવાથી દોલાએ ધારયું કે ગેફામા હજી કોઈ રેહેછે, અને તે કાંઈ કામસર બાહાર ગયુંછે. એ ઉપરથી તાંહાં કોણ રેહેછે તે જાણવાની દોલાની મરજી થઈ, માટે થોડો વખત તાંહાં થોભવાનો તેણે ઠરાવ કરયો અને જારે થોભયો તારેતો ઝુપડાંની અંદર જઈ થોડો વખત તે ગેફાના ધણીની જગા પોતે લેવાનો તેણે ઈરાદો કરયો.

તે બારણું ઉંઘાડી દોલો અંદર પેઠો, પણ તે અંદર શું જુવેછે!

એક ભયંકાર અને દુખદાએક દેખાવ તેની નજરે પડયો!

એક જવાન આદમી મરતતોલ હાલતમા જમીન ઉપર પડેલો હતો. તેના હાથમાં કોઈ ગોલીથી શખત ઘા લાગેલો હતો કે જે ઘામાથી ઘણુંક લોહી જવા પછે વલી તે બંધ થયલું હતું, તે આદમી આ ઘાની અસરથી તદન નાતવાન થઈ ગયલો હતો અને પોતાનો છેલો દમ લેતો જણાતો હતો. તે સુસત અને મુરદાલ પડેલો હતો, તેની આંખો મીંચાયલી હતી, અગર તેની નાડી તથા દમના ધીમા ચાલવાથીજ તેનામા જીવ રહેલોછે એવું લાગતું હતું.

દોલાએ તેને હાંક મારયો પણ તે ઘણો હોશીઆરીમાં નહી હતો. તે થોડું સાંભલી શકતો હતો, પણ બોલી શકતો નહી હતો. દોલાની મોટા સાદની હાંકોનો તે દેકું હીલવી જવાબ દેતો તે એવી રીતે કે જાને હું સાંભલું છઉં પણ બોલવાને અશકત છઉં. તે પોતાના ચેહેરા ઉપર ભારે દુખના ચીનીહો દેખાડતો તો એવી રીતે

કે જાને મારૂં આ દુખ ગટાડવાના કાંઈ ઉપાય કરોતો હું તમારો મોટો ઉપકાર માનશ, નહીતો કે હું મારયો જઈશ.

દોલાએ તતકાલ મદદ મંગાવા માટે માણશોને દોડાવયાં તેઓ આવી પોંહોંચે તેટલો વખત દોલાએ પોતાથી બનતી માવજત કીધી. પોતાના કપડાં ફાડીને તેમાથી પાટા બનાવી તે દરદીના ઘા ઉપર બાંધયા, પાસેના એક નાલાંમાથી પાણી મંગાવી તે દરદીના જખમો ધોયા તથા લોહી લુછીઉં, એટલુંજ નહી પણં પડોશના ગામમાથી થોડો "કોલોનવાટર" તથા અરકનો દારૂ મંગાવી તેને ભર ચોપડ કીધો, શુંઘાડયો અને જરાક પાયો જેથી તે દરદીના અંગમા ગરમી અને મગજમા થોડી હોશીયારી પાછી આવી.

આ જખમી માણશને ગોફામાં નાખેલો ને બાહેરથી સાંકલ દીધેલી તે ઉપરથી દોલાએ તતકાલ તરક બાંધી કે એને ઘાએલ કરી તથા મરી ગયલો સમજી કોઈ આ ગોફા તરફથી નાહાઠું હશે અને તે પાપ પકડાઈ નહી આવે માટે બાહેરથી બારણું બંધ કરી ગયું હશે.

તેવામાં લુકમાન હકીમ, લુલા દસતુર અને સરકારી સતાવાલાઓ આવી લાગા. લુકમાન હકીમે તપાસ કરીને જણાવયું તથા કોટવાલ વગેરે અમલદારોએ પણ મત આપયું કે આ દરદી મુદલ જોખમમાં નથી. તેની બાજુમાં પેસેલી ગોલી ખેંચી કાઢવાની પેહેલાં જરૂર માલમ પડી અને હકીમજીએ તે વખતની અસલી રીત મુજબ પોતાની સાથ આણેલાં હથીઆરો વટે કોટવાલ અને તેના શીપાઈઓની મદદ સાથ આ દરદીની ગોલી બાહાર કાહાડી.

ગોલી બાહાર કાહાડતાંવારજ દરદીના જીવને અડધો આરામ થયો. તેને બાજુમાં ખુંચતું "પેન" બંધ થયું અને આ મદદ કરનારાં માનવી પોતાની સાથે ખરાંડી વગેરે લાવયાં હતાં તેની દવા દારૂની અસરથી સેહેજવારમાં આ દરદી હોશીયાર થઈ ગયો. તેનામા હજી નબલાઈ ઘણી હતી, તોપણ તે થોડુંઘણું બોલતો થયો અને થોડાઘણા જવાબ દેવા લાગો.

દોલાએ તેની શુખશાંતીને માટે તેના તરફ અતીઘણી રેહેમદીલી અને કદરદાંની દેખાડી તેને માટે આ સંઘાં માણસો દોલાની દયાની તારીફ કરવા લાગાં, પણ આ દરદી માણશે સાજો થઈને પોતાનો જે હેવાલ કહયો તેથી દોલાની સઘલી ઈનંતેજારીનો ખંગ અને મેહેનતનો બદલો ગોપા વળી રહયો.

---

## પરકરણ ૧૧૯ મું.

આ દરદીએ નબલી ને ભાગીતુટી બોલીમાં પણ પુખત હોશીઆરી વચે જે જવાબો આપયા તેમા તેણે કહેલી હકીકતનો ટુક સાર નીચે મુજબ હતો.

આ શખસ ભરૂચ શેહેરનો રેહેવાસીછે. તેનુ નામ કુંવરજી છે, પણ લોકો તેને કોજો કામરીઓ કેહેછે. હીરાં ભરૂચી તેની બાયડી થાયછે. હીરાં જારે ભરૂચમા રેહેતી હતી તારે તેઓ પરણેલાં હતાં. ભરૂચમાં કોજાની ચાલ ઘણી ખરાબ હતી. તે વારેઘડીએ લોકો સાથ મારામારી કરતો હતો, જેમાની એક મારામારીમાં દુશમન ઉપર તેણે શખત જખમો કરયા, તે જખમોની અસરથી થોડા દીવસમાં તે મરણ પામયો. તે મારામારીમા કોજો કેદ પકડાયો અને તેનો હરીફ મરણ પામવાથી તેના ઉપર ખુનતો નહી, પણ ખુનની તજવીજ કરવાનો વાંક મેલવામા આવયો. તેની તપાસ થઈ અને તે તકસીરવાર ઠરવાથી પંદર વરશ શુધી તેને કાલાં પાણીએ તરીપાર કાઢવાની સજા થઈ. તે પંદર વરશ હમણાજ આખર થયાં, અને તેની સજા પુરી થવાથી તેને પાછો તેને ગામ પોંહોંચતો કરવામા આવયો. ભરૂચ આવવા પછે તેને ખબર મલી, કે તેની બાયડી હીરાંતો શુરત ધંધાને સર ગઈછે, તે ઉપરથી તે હીઆં આવયો. હીઆં આવવાબાદ તેણે તેણીના ઠેકાણાની તજવીજ કીધી, તારે તેને ખબર મલી કે તેતો દોરાબજી નામના એક દોલતમંદ શેઠીયા સાથ પરણીછે. વળી તેણે સાંભલયું કે તે પોતાના ભાઈ બેહેરામ ભરૂચા સાથ કેદ ગઈ છે. પણ તે આ ગોફામા રેહતી હતી એવું સાંભલવાથી કોજો હીઆં તજવીજ કરવા આવયો, તારે હીઆં હીરાંનો બીજો ભાઈ હોરમજ ભરૂચો તેને મલયો. હોરમજ સાથ વાત કરતાં તેને ખબર પડી કે હીરાંના બીજા ખાવંદ દોરાબજી સેઠ પાસ હીકમત ચલાવી તથા વકીલથી જબરી કરીને હીરાંના ભરણ પોશણને નામે એ ઘણી હોરમજ એક સારી રકમ દર માસે ઓકાવેછે, પણ વળી હોરમજે તેને કહયું કે દોરાબજી શેઠ પોતાની ઓરત હીરાંનો તીરસકાર કરી તેણીને તજી દેવા માગેછે. દોરાબજી શેઠ હીરાં ભરૂચીના આગળાં લગન તથા પેહેલા માતીથી અણજાણ છે, તેટલા ઉપરથીજ હોરમજ દર માસે આ નાણાની રકમ દોરાબજી શેઠ પાસેથી ઓકાવી શકેછે, પણ તેવામા હીરાંનો આ જીવતો માટી કોજો આવી પોંહોંચવાથી હોરમજને આ હક ભોગવવામા મોટી હરેકત માલમ પડી. હોરમજે પોતાના આ બંનેવીને વાહીને ભરૂચ મોકલી દેવા માંટે પેહલાંતો તેને સમજાવા માડયું, પણ તેથી ઉલટું કોજાએ પોતાની બાયડીનો દાવો કરવાની ધમકી આપી તથા દોરાબજી શેઠ પાસ જઈ પોતાને જાહેર કરવા ચાહાયો અને તે ધમકીની સતા તલે કોજો હોરમજ ઉપર દાપું માગવા લાગો. અંતે આ સાલા બંનેવી વચે એવી સમજુતી થઈ કે દોરાબજી શેઠ પાસેથી જે સાલીઆણું મળેછે તેમાથી હોરમજે પોતાના બંનેવી કોજાને અડધો ભાગ આપવો અને તેના બદલામા કોજાએ હીરાંના ભરતાર તરીકેનો પોતાનો દાવો છુપાવવો તથા હીરાં તેની બાયડી છે એવું કસું જાહેર કરવું નહી કેમકે જો જાહેર કરેતો દોરાબજી શેઠ જે તલાકને માટે તલપી રહયોછે તે પોતાની મેલેજ તેને મલી જાય અને તેના તરફથી દર માસે ઓકાવી કાહાડેલો પગાર બંધ પડે. આ સમજુતી ઉપર એકાદ બે દીવસ ગયા. પણ ચોર કદી ચોરનો વીસવાસ કરે નહી. હોરમજ ભરૂચો પોતાના બંનેવી ઉપર વગર કારણે બેવીસવાસુ થયો. તેને એવો વેહેમ ગયો કે કોજો મારી સાથ દગો રમશે અને દોરાબજી શેઠ આગળ સઘળું જાહેર કરશે. આ શોધ થઈ તેની એકજ દીવસ આગમચ, ગઈ કાલેજ, કોજો દોરાબજી શેઠના ઘરની નજદીકમાં હોરમજને માલમ પડયો તે ઉપરથી હોરમજને આ વેહેમ પેદા થયો. ગઈ કાલે એ વેહેમ તેણે ગોફામા પોતાના બંનેવીને જાહેર કીધો, તે ઉપરથી તેઓ વ

ચે. ટંટો સળગયો અને આ ટંટામાંથી છુટવા માટે પોતાના બંનેવી કોજાનું ખુન કરી એ હરકતને દુર કરવા તથા તેની હંમેશની ધાસતોમાંથી મોકલો થવા સારૂં હોરમજે કાલ સાંજે કોજાને અચણુચ ગોલી મારી, તેને જખમી કીધો. કોજો જમીનદોસત થયો અને હવે તે પાછો ઉઠવા તથા જીવવા નહી પાંમશે એવા ભરૂસા ઉપર આ ભરૂચો ખુની તાંહાંથી જતી વેળા પોતાની પીસતોલ પોતાની સાથે લેતો ગયો તથા એવું કહી ગયો કે "એજ પીસટોલ વતે બીજા બંધેવી દોરાબજી શેઠનો પણ જીવ લઉં કે પછે તેના મુવાબાદ હીરાંને નામે મળતો દરમાયો વગર હરકતે જારી રેહ અને હીરાંનાં આગલાં લગન જાહેર થવાની કસી ધાસતીજ નહી રેહ." આમ કહી, તે કોજાને જખમી હાલતમાં નાખી, બાહેરથી બારણું બંધ કરીને ગયો, અને કોજો મજબુત તથા ખરતલ હોવાથી તેમજ જખમ માતર હાથની બાજુમાં લાગવાથી તે મરણ પાંમયો નહી પણ આખી રાત રીબયા કીધો જે દુખમાંથી આજ સહવારે આ લોકોએ આવીને તેને છોડવયો.

હવે ગઈ કાલના અને આજના બનાવની દોલાને અને બીજા સરવેને સમજ પડી.

આ દોરાબજી શેઠને ગઈ કાલે ગોલી મારનાર આ રસતા ઉપરના લુટારા સમજવામા આવતા હતા તે ખોટું હતું. હવે ખોલાસો મલયો ખરો કે આ ગાંથુ ઉઠાવનાર તો ચંડાલ હોરમજ ભરૂચો હતો જે પોતાની મતલબને માટે, પોતાને મલતો લવાજમો વગર હરકતે ભોગવયો જવા માટે પોતાના આ બેહુ બંનેવીને ઠાર કરવા માગતો હતો.

હવે માલમ પડયું કે હીરાં ભરૂચીતો પરણેલી હતી અને તેનો આગલો ખાવંદ હઈઆત હતો. અને તે છતાં દોલા સાથ તેણીને ઠાગાથી પરણાવી હતી એટલુંજ નહીં, પણ તેનો આગલો માટી પાછો આવયો તારે દોરાબજી શેઠની દોલત ઉપર હાથ મારવા સારૂં હીરાંના તે આગલા માટીને છુપાવી રાખવાનો એકસંપ થયો હતો.

કોજા કામરીઆએ ઉપર મુજબ જે સઘળું "કનરેસાંઉ" કરયું તે પોતાના કેવળ અણજાણપણામાં કરયું. તે દોરાબજી શેઠને ઓળખતો નહી હતો અને તેથી તેને ખબર નહી હતી કે જેની આગળ તે આ સઘળો એકરાર કરેછે તે તેનો શેઠ દોરાબજી શેઠ પોતેજ હતો.

આજનાં આ મોટી અને થાકવનારી મેહેનતથી દોલો ઘર પાછો ફરયો તારે દેવાના જેવો હતો તથા જે હરખથી અને પેઆરથી તે પોતાની વાહાલી રતનને ભેટયો તે તેનો જુસો ખોટો નહી હતો. તેના તે ગાંડા જુસાને આ જેવાંતેવાં કારણ મળયાં નહી હતાં.

દોલાએ કોજા કામરીઆની તકશીર માફ કરી તેને પોતાને ઘર લઈ જવા ચાહાયું, પણ તેની હાલત તાંહાંથી તેને ખસેડવા લાએક નહી હતી. તેને હીલચાલ કરાવયાથી તેના જખમો વધારે જબુન થતે અને તેના દુખમાં હંમેશ થતે, માટે આ કમબખ્ત કોજાને હીઆંજ રાખીને બરદાસત લેવાનો ઠરાવ થયો. કોટવાલે તેને માટે બીછાંણું મંગાવયું, તેની ચોકીને માટે સીપાઈઓ રાખયા તથા હકીમજીને સરકારી ખરચે તેની આગળજ રાખવામાં આવયા.

હવે ગોફાની બાહેર નીકલયા. દોલો આ વેળા બેમીશાલ હરખથી પુર હતો, પણ તેની છાતીમાં એકજ વસવસો હતો. પેલો ચંડાલ ચોરોનો સરદાર બજો બાવરીઓ હજી હાથ લાગો નહી હતો. એટલુંજ નહી પણ હોરમજ ભરૂચોબી આ નાહાસતા ચંડાલોમાં એક ઉમેરાયો, જેને પકડવાની પણ ફરજ આવી પડી હતી.

ઘર તરફ જતાં કોટવાલે દોરાબજી શેઠને ઘણો દીલાસો આપયો. તેને કહયું કે "તમે આ ચોરોનું રેહેઠાણ શોધી કાહાડયું, તેઓને તેમાં વધારેવાર રેહેતાં અટકાવયા, તેઓની આટલી મોટી શંખયાને તમે પકડી આપી અને છેલે તમારે પોતાને લગતી આ મોટી શોધ કરી ફતેહ પાંમયા, એ સઘલું કાંમ તમોને સાબાશી તથા માન આપવા માટે ઓછું નથી."

રાતના અંધારાં વચે દોલો પોતાના સોબતીઓ સાથ ઘર તરફ પાછો ફરયો અને અંતે એ બાકીના ચોરોને પકડવાનો ખેઆલ છોડી દેવાની તેને ફરજ પડી. નાહાનપરાંમા તેનાં બંગલા ઉપર આવવાની વલાણ આગલથી દસતુરજી અને કોટવાલ છુટા પડયા તેમજ દોલાના માણસો પણ વીખરાઈને આગલ પાછલ થઈ ગયા.

વલાંણ આગલથી દોલો ઘોડા ઉપરથી ઉતરી પડયો અને તેની આજની થાકમા એ પરાણી ઉપર પણ દયા લાવીને તેને બીજેજ રસતે એક ખેતર તરફ ચરવા મોકલાવી દીધો અને દોલાએ પોતે પાંઉપીઆદો થઈ ઘર તરફનો રસતો લીધો.

વલાણ ઉપર ફરતાંજ અંધારી રાત વચે એક પીપલાના જાહાડતલે કાંઈ ઉજલું ઉજલું દોલાની નજરે પડયું. જરા તોકીને જોતાં તેઓ બે મોબેદો ભણવા બેઠેલા માલમ પડયા.

દોરાબજી શેઠ ઘણા ધરમી હતા. આ મોબેદોને દુરથી જોઈને આજના પોતાના મુબ બનાવની શુકરગુજારીમાં તેમને આશોદાદ આપવાની દોલાની ખાએશ થઈ. તેણે પોતાના એક ચાકરને મોકલયો કે તેમને પતેત ભણવાના પઈસા આપી આવે.

ચાકર પઈસા આપી આવયો. પણ જપાટામાં આવીને દોલાને ખુશ ખબર કેહેવા લાગો કે આ મોબેદો કોઈજ નહી પણ પેલા બે સઘર બીલુઓ બજો અને હોરમજ હતા. દોલાના આ બંને દુશમનો તેનાથી નાહાસતાં એકઠા મળી ગયા તથા પોતાની સાધારણ મતલબને માટે તેઓએ ઠરાવ કીધો કે દોલો ઘર તરફ પાછો ફરે તારે આ એકાંત વલાણ આગલ તેને ગોલીથી ઠાર કરવો. તેઓએ ઓળખાઈ નહી આવવા માટે મોબેદનો શફેદ પોશાક પેહેરયો તથા દાઢી બાંધી અને આખો દીવસ નીકલી જવા બાદ રાતે વટીક દોલો પાછો નહી ફરયો તારે તેઓ નીરાસ થઈ રહયા હતા.

આ ચંડાલો દોલાને ઘોડા ઉપર આવવાની રાહા જોતા હતા, પણ સારાં ભાએગે દોલાએ ઘોડાને આગમચથી મોકલી દેવાથી અને પોતે પાંઉપેઆદો હોવાથી અંધારી રાત વચે તે તેમનાં ખુની પંજામાંથી એકવાર ફરી છટકી ગયો.

સારાં ભાએગે વળી મોબેદોને આશોદાદ આપવાનો ધરમી અને સખી જીવ ચલાવાથી દોલો એ લુચાઓની છુપી હાજરીથી વાકેફ થઈ ગયો. દોલાનો જે નોકર આ

શોદાદ આપવા ગયો તે હોરમજ ભરૂચાને આગમચનો ઓલખતો હતો અને બજા બાવરીઆને આજની લડાઈમાં તેણે સારી પડે જોયલો હતો, પણ એ કોરગાઓ તેને ઓલખતા નહી હતા.

આ ચાકરે આવીને દોલાને ખબર કીધી તારે દોલો લગભગ ઘર પોંહતો હતો. તેણે તરત પોતાના તે દીવસના ઘર પોંહોંચેલાં લશકરને કસી ગડબડ વના છુપી રીતે પાછું બોલાવયું અને કોઈને ખબર નહી પડે તેમ સરવેને ગુપચુપ દાએબાએ કરી નાખી એવી અછી ગોઠવણ કીધી કે બરાબર એક મુકરર વખતે સીપટી વગાડતાં વાર સઘલા ચાકરો જાંહાં ભરાયલા હતા તાંહાંથી એકદમ એક હલલાગા બાહેર નીકલયા અને ધસારો કરી આ સરકસ લુચાઓને ઘેરી લઈ એક સપાટામાં પકડી શકયા.

તેઓને તેમના હાથમાની પીસટોલ સમેત કોટવાલીમા મોકલવા પછે હવે અંતે દોરાબજી શેઠ પોતાને ઘર ગયો.

હવે અંતે તેની સઘલી ઉમેદો પાર પડી. તેને ખાએંશ કરવા અથવા ચાહાવા જેવું દુનીઆંમાં કાંઈ રહયું નહી. તેના છાતીપુર હરખમાં હરકતનો એક કતરો રહયો નહી, માટે હવે ખુશાલીમા ઘેલા પેરે ગરક જઈ હવે તે ઘરમાં પોતાની પેઆરી રતનને આગળ જણાવવા મુજબ વલગી પડયો.

---

## પરકરણ છેલું.

## શેવટ.

અને હવે શું બનયું તે કેહેવાની કાંઇ જરૂરછે વારૂં! વાંચનારી બાનુઓ હવે પછેના બનાવ સઘલા ચેતી અને પાંમી જશે.

દોરાબજી શેઠના હીરાં ભરૂચી સાથના લગન રદ થયાં, દોરાબજી શેઠ શુંદર રતન સાથ પરણયા અને રતન દોરાબજી શેઠનુ ઘર ચલાવતી ઘોરણ અને ધણીઆણી શેઠાંણી રતનબાઈ થઈ.

દોરાબજી શેઠ સરકાર તરફથી ખાન બાહાદુર થયા. ધનજીશાહ શેઠ ખાન બાહાદુર થતા રહી ગયા. પેલા મોદીના મનજી શેઠ ખાનબાહાદુર થતા અટવાઈને મરી ગયા. પણ તે બંનેના નોકર તે જમાનાએ બનાવેલા દોરાબજી શેઠે ચોરોની ટોલી પકડી આપીને સરકારની એવી નામદારી ભરેલી શેવા બજાવી કે કલેકટર સાહેબની મેહેરબાંની ભરેલા ભલાંમણથી દોરાબજી શેઠ એ ખેતાબના ધણી થયા.

પણ છેલે વળી દોરાબજી શેઠ પંચાએતની ખુરશીના વડા થયા. ઘેલા મોદીના કુટંબ અને સીગનપોરીઆ ધનજીશાહ શેઠ વચે પંચાએતની દાવરી બાબે પડેલા વાંધાનો નીકાલ કોઈ રીતે નહીં આવયો અને ટોલામાં ફાટફુટ વધવા લાગી. કલેકટર સાહેબ દોરાબજી શેઠના એવા દોસત થઈ પડયા કે તેવણે લુલા દસતુરને બોલાવી સમજાવયાથી દસતુર સાહેબે પુશકલ વગ ચલાવયો અને દોરાબજી શેઠ જેવા ખાનબાહાદુર પંચાએતના વડા નહી થાયતો બીજો કોણ થાય? એ સવાલનું શેવટ સમાધાંનીથી લાવીને દોરાબજી શેઠને ખાતર કજીઆનું મોહ કાલું થયું.

ભોલા દોલાના લગનની ધામધુમ અને ખુશાલી, ખેતાબના ખાણાં પીણા અને નાચ રંગ તથા છેલે પંચાએતના વડા તરીકેનાં માંન અકરાંમ અને ઠાઠ માઠનું બેઆન આપણ પડતું મેલીશું.

આ ખુશાલી વચે સેહેજ ખબરની નોધ લઈશું.

દોરાબજી શેઠને તાંહાં ખાંનાંની ઠાઠમાર મીજલશ મળી હતી, તેવામાં કલેકટરના પેલા હારમાર થયલા સરેશતેદાર પાણાચંદ આવી લાગા. એમણે જોઈ દોરાબજી શેઠ અને બીજા સરવે શેઠીયાઓ ખુશહાલ થઈ અચરતીથી પુછવા લાગા અને પાણાચંદ સાહેબે પોતાની "ર" વગરની ભાશામા નીચલી ખબર પોંહોંચાડી.

"પેઆવા દોવાબજી શેઠ, તમાવો ઉપકાવ હું કેમ વીસવી જવશ! કલેકટવ સાહેબ આગગ ભોલાપણામા માવી લાંચ ખુસવત તમે કહી આપી હતી, પણ તમાવીજ ભલામણ લાગાથી સીનોવે માફ કવીઉછે અને મને શવેશતેદાવની પદવી ઉપરથી મુનશફની પદવીએ ચહડાવેઓછે."

આ મીજલશમા એક ગરહસથ હાજર છે, કે જેને વીશે આજ ઘણું થયું આપણે કાંઈ સાંભળયું નથી. તે પેલા બેહેરામશાહ શેઠ છે. તેવણે કાકાના વારસાની આશા ઉપર પોતાના મોટા ભપકા પરમાણે કરજ કીધા પછે તે કાકાનો વારસતો આપણો દોલો નીકલી આવવાથી તે શેઠીયામા ખપનારા બદ ચાલના શખસને અંતે તુરંગમા જવું પડયું, પણ દોરાબજી શેઠે તેનું દેવું અદા કરી તથા તેને દરમાયો આપતો કરી પાછો છુટો અને હેશાનમંદ કીધો. જારે એજ બેહેરામજી શેઠે ઘેલામોદીના ઘરમા એજ દોલાને હીરાં ભરૂચીની સારી પેહેરવા ઉપરથી તેની સાથ અચકચારી કીધી તારે શું એ શેઠીયાને ખબર હતી કે એજ ચાકર આ પરમાણે તેને નાણાની મદદ કરશે!

આ મીજલશમા વળી પેલા ઘેલા મોદીના તોફાની દીકરાઓ સોહોલુ અને ફરૂ બીરાજેછે. તેઓ હવે "સોહોરાબજી શેઠ" અને "ફરામજી શેઠ" થયાછે. જહાંગીર જંગીની સુભ કોશેશથી તેઓ સુધરી ગયાછે અને દોરાબજી શેઠની મેહેરબાનીથી તેઓની મીલકત કરજમાથી છુટી અને વળી તેઓ એજ શેઠની ભલામણથી સરકારમા સારી નોકરીએ લાગાછે. પોતાના આવા ભલું કરનાર (પોતાના આગળા ચાકર) તરફ ઘેલા મોદીના કુટંબે વફાદારીથી અને ખુશીથી પંચાએતની શેઠાઈનો પોતાનો દાવો છોડી દીધોછે એ થોડું નથી.

થોડાવારમા આજ મીજલશમા વળી સરેશતેદાર સાહાબનો કારકુન ખબર લાવયો કે કોજો કામરીઓ (હીરાં ભરૂચીનો આગલો વર) પોતાના જખમોની અસરથી અંતે મરણ પાંમી પોતાની પાપી જીંદગીના દુખોથી બીચારો છુટો.

બીજા એક કાસદે ખબર પોંહોંચાડી કે ચોરોના સરદાર બજા બાવરીઆને દેશનીકાલ તથા બાકીના ચોરોને સાત વરશના કેદખાનાની સજા થઈ; હીરાં ભરૂચીને ગધેડે બેસાડી ગામ બાહાર હાંકી કાઢવાની સજા થઈ; તેના ભાઈઓ બેહેરામ અને હોરમજને બાંધી મારવાનો હુકમ થયો તથા માઠાદારૂ મીઠાઈવાળાને એક માસ સુધી બોરાંમા રાખી મેળવાને કલેકટર સાહેબે ફરમાવયું.

હુનાળાની મોસમ,છે. રાતનો વખતછે. સરપરોકી પુરાતના તાપી માતાની સથીર સપાટી ઉપર રૂપેરી રૂપાલો પુણેમી ચંદર ચાંદરણીની સફેદ ચાદર બીછાવી મગરૂર મુખ રાથી પરકાશેછે.

તેના નરમ કીરણો અને સીતલ લેહેકી ધોરતો એક નાહાનો મછવો અસલી કીલાના ઉંચા બુરજોની પછવાડેના ઓવારા આગળથી સેલગાહે નીકલવાની તઇઆરી કરેછે.

એક કદાવર જવાંમરદ એક પરીચેહેરાની, સીધાં કદની, પતલી કમરની, હસતા મુખરાની નાજુક નારને હાથમા જાલીને બોટમા બેસાડેછે. તેમને કીનારાવેર બે જવાં મરદો મેળવા આવયાછે, જેઓ આ જોબનવંતી બાનુથી છુટા પડતી વેળા ખરાં જીગરના પેઆરથી તે અબલાને છાતીએ લગાડી તેના માંથાં આગળ એક પછે એક ચુમીઓ લેયછે.

બોટ પાંણી કાપતી જાયછે. ઓવારા ઉપર ઉભેલા જવાંનો હાંક મારી કેહેછે કે "બેહેન વેહેલી આવજે." બેહેન તેમને ફરીફરીને ઓવરણા લેતી કેહેછે કે "વારૂં મારા પેઆરાઓ—ઓ મારાં જીગરના જીંદગીવેરના જોડીઆઓ."

મછવામા આ ખુબીવંતુ ખુબશુરત જોડું ખુદરતી ખીલતી રચનાને પેઆર ભરી બગલગીરી કરતાં નીરખીને જુવેછે, અને અંતે તેઓમાનો મરદ પોતાની સોભાવંત સ્ત્રીની નાજુક ગરદન ઉપર હાથ નાખી બોલેછે—"પેઆરી પીરોજ, તારી પીરોજગારી ભરેલી જબાંન ખોલી એક મધુર રાગને લલકારે નહીતો આ ખીલતી ખુદરતની બેઆલી સોભાની અડધી મજાહ આપણે ખોહી દીધા બરાબરછે."

"જીહાંન વરણના જંગી જાંહાંગીર તારા શુખનોના ગોહેર એટલાં કીમતી છે કે એકનેબી ઉંચકી લેવા વના હુ અમસથું પડવા દેવશ નહી."

હા! આતો જાંહાંગીર જંગી અને પનોતી પીરોજનું પેઆર ભરયું જોડું છે. તેઓ પરણી ચુકયાંછે, માટી બઇએરના સુખી સંસારમા નવાં જુનાં થઇ ગયાંછે અને હવે જાંહાંગીર જંગી નદી ઓલંગીને પીરોજને પેલી પાર પોતાના ગામ ઓલપાડ ખાતે લઇ જાયછે.

કીનારે અને ઓવારે મેળવા આવેલા જવાંનો એ પીરોજના ભાઇઓ સોહોલુ અને ફલુ હતા, તેઓ પોતાની પુતલી સરખી બેહેનને વરાવા આવયા હતા. હા! તે એકવારનો તોફાંની, તુંડ મીજાજના, ચીબાવલા, ચડીએલ છોકરાઓ, જેઓએ એજ બેહેનને કેટલી ઇજા કરેલી હતી તે આ વેલા વાંચનારી બાનુઓને યાદ આવશે, અને આ વખતની તેમની વરતણુક ઉપરથી વીચારી લેશે કે જાંહાંગીર જંગી જેવો ભલો પુરૂશ એક કુટુંબને કેટલી સારી-વલાંણ અને રાહા ઉપર મેળવાને ફતેહ પાંમેછે; જાંહાંગીરની આવી ભલી મેહેનતના બદલામાં કોણ કેહેશે કે પરીજાદ પીરોજનો હાથ તેને ઘટતું તથા લાએક ઇનામ મળયું નથી!

પીરોજે પોતાના ભરતારના હુકમ મુજબ એક મધુર રાગ લલકારી નદીના સથીર પાંણી અને સીતલ હવામાં મધુરતા ભેલી.

પણ આ ગંભીર વખતમાં સામેથી કોઇનો કઠોર અને ખોખરો અવાજ ગાતો હોય એમ કાંને પડયો. પીરોજને આ હરખતથી કંટાલો ઉપજયો અને જાંહાંગીર જે પોતાની દીલકશ દીલદારના ખોલા ઉપર માથું ટેકવીને ગાંણું સાંભલતો હતો તે આ કઠોર ગાએણના બેસુરા આવાજથી ધમકમીને ચોંકી ઉઠયો.

ઉઠીને જુવેછે તો એક બીજો મછવો ધસારાબંધ આવતો હતો, જેનો સુખાની લેહેરમા આવીને આ ખોખરૂં ગાએણ ગાતો હતો.

એ મછવો લાગલો જાંહાંગીરના મછવા ઉપરજ ધસયો આવતો હતો અને છેલાના ખલાસીઓ તેને સંભાલવાની બુમ મારેછે તેટલાં તો તે સાંમો મછવો બેદરકારપણે જાંહાંગીરના મછવા સાથ એવો અઠડયો કે તેના ભય ભરેલા ધપકારા સાથ તે બેહુ મછવામાંથી ચીસ અને બુમ ઉઠી તથા તે સામો મછવો એકદમ ઉંધો વલી ગયો.

તે મછવો એક આખાં કુટુંબથી ભરેલો હતો અને તેમાના માણસોએ જાંહાંગીરને તતકાલ ઓલખી કાહાડયાં હતાં કેમકે મછવો ડુબી જવા આગમચ "ઓ જાંહાંગીર!" એટલીજ તેઓ બુમ મારી શકયાં હતાં.

પણ સારાં ભાએગે નદીમાં એ ઠેકાંણે પાંણી છાલકાં હતાં અને જાંહાંગીર જંગી મોટા ધભરાટ અને અચરતી વચે જોયછે તો દરીઆવમાથી એક દેવ ઉભો થાય તેમ કોઇ જ નહી પણ આપણો ભોલો દોલો ખરખર ખરખેર હસતો હસતો જાંહાંગારની બોટની બોરડુએ ઉભો રહયો.

હવે તારે પેલાં બેસુરાં ગીતનો ખોખરો આવાજ તો કેથો આપણા દોરાબજી શેઠનો હતો. તેવણ પોતાની મા અને બાયડી સાથ નદી તરફ ફરવા નીકલયા હતા. તાંહાં બીજાને ગાતાં જોઇ દોલાજીએ પોતે પણ જરા ગાવાનો શોખ કીધો અને તાંહાંજ પોતે શુખાન ધરવાથી પોતાના સરેસતા મુજબ આ અઠડાઅડડીનું ઘામટ કરી મેલયું!

તેમજ દોલાની પીઆરી રતન અને દોલાની માં વીલર પણ પાંણીમાં ઉભાં થયાં. તેઓ માતર ભીજાઇને તરબોર થયાં હતાં, તેઓને નુકસાંન કાંઇજ થયું નહી હતું, કેમ કે નદીમાં ફરવા તથા મછવા હંકાડવાનો આગલી ગામડાંની જીંદગીમા તેમને માહાવેરો હતો.

તોપણ જાંહાંગીર જંગી રતનને માટે વધારે ખંતી હતો, કેમકે આ વખતે તેને પુરા દાહાડા હતા.

જાંહાંગીરે તે સરવેને પોતાના મછવા ઉપર લીધાં, જાંહાં પીરોજે પોતાની પેઆરી સખીની અછી મદારત કીધી અને પછે સંધાજણ તાંહાંથી જાંહાંગીરના પહરાણા થઇ તેના વતન ઓલપાડ ગામમાં ખુશમોજ કરવા ગયાં.

"જેનું સેવટ સારૂં તે સઉ સારૂં." અને આથી વધારે સારૂં શેવટ શું ધારશો કે ઓલપાડથી જાંહાંગીર જંગીએ પોતાની પનોતી પીરોજને બેટો અવતરવાની ખબર લખી તારે દોરાબજી શેઠે ભોલા દોલાની ફાશનમાં જવાબ લખયો કે "ભાઇ તારી નેકબાનુએ તો એક બેટો જણયો પણ મારી રતનજડીત રતનેતો જોડ બેટા જણયાછે"!



## કુતરાંની હોશીયારી.



કદાચ કોઈ એમ કેહકે માણુસ તરફ કુતરૂં એટલી તો વફાદારી બતાવેછે કે તેવી વફાદારીમાં માણુસ પોતે અધુરોછે તો તે થોડાજ શકથી કબુલ થાઈ શકશે; મગર કોઈ આમ કેહકે નાટક તખતા ઉપર જેવો મુગો નાચ (પેનટોમાઈમ) માણુસ કરેછે તેવા નાચો કરવાને કુતરૂંબી શકતીવાનછે, તો આ બાબે કબુલ કરવાની આગમજ આપણુને મોટો વીચાર કરવો પડેછે. તરણ ચાર વરસપર મી૦ ગરેગરી નામનો એક ખેલાડી આપણી નાટકશાળામાં કુતરાંના ખેલો કરી ગયો હતો તે અમારી કેટલીક વાંચનારી બાઈઓએ અલબતે જોયા હશે. પણ અમે નીચે જે દાખલા પરગટ કરીએ છીએ તે ગરેગરીની કલબના મેમબરો કરતાં વધારે અજાયબી ભરેલાછે.

એક વખતે એક શખસ ફરાંસથી લંડન શેહરમાં આશરે હેંસીથી શો સુધીનાં એકજ કદનાં પણ તે જુદી જુદી જાતનાં કુતરાં પોતા સાથે લેતો આવયો હતો. તેઓને તેણે સારી કેલવણી આપી હતી અને તે કેલવણી આપવાના બદલા તરીકે તેમની નોકરીથી તે પોતાનું અને તેઓનું ગુજરાણ ચલાવતો હતો. પેંટોમાઈમ નામના મુગા નાચો લોકો આગલ તેમની મારફતે તે કરી બતાવતો હતો. એક વખતે એક નાટકશાળામાં તેણે આ મુજબનો એક નાચ કરા દેખાડયો હતો:—

જેવો પરદો ઉંચકાયો કે એક કોટ ભીસાલની તરણ દેવાલ દેખાઈ અને તેમની વચે કીલા જેવો એક મોનારો જણાયો, જેની ટોંચે એક વાવટો ઉડતો હતો. કોટની આસપાગ એકસરખા પોશાકના ચોકીબાનો પેહરો ભરતા હતા. તખતાની બાહેરની બાજુએ એક બીસમાર ઈમારત જણાતી હતી અને તેમાંથી એક વખતે એક હથીયારબંધ લશકરની ટુકડી આવતી જણાઈ. તેની મતલબ પેલો કીલો જીતવાની હતી. તે ટુકડીનો વડો કીલા પાસે આવયો અને તેની દેવાલની બાંધણી તપાસી. પછે પોતાના સાથીઓ તરફ ફરયો, એવી મતલબથી કે કીલા ઉપર હોમલો નકી કરવો. પણ એવામાં હોમલો કરવા આવેલી ટુકડી ઉપર પેલા ચોકીબાનોમાંના એકની નજર પડી, અને તેથી તેમની ઉપર બંદુકનો મારો શરૂ થયો. પણ આ મારની દરકાર વગર તે ટુકડી આગલ વધી, અને કીલાની છેક લગોલગ આવી. એ વખતે અંદરથી નગારાંના આવાજ સાથે ગરપછાંટના ગોલા તેમની ઉપર આવી ઉડવા લાગા. એટલું છતાં પણ તે ટુકડીએ હીમત છોડી નહી. દેવાલપર ચહી જવાની સાડીઓ ગોઠવી, અને તેઓ કીલો જાણે હમણા લે, હમણા લે, એવો વખત આવી પોંહચયો. કીલામાંના લશકરે પોતાનો સારો બચાવ કીધો. ટોપોનો ગગડાટ, નગારાંનો આવાજ, કરનાયનો પોકાર અને બંધે બેરફુના સીપાહોની તલવારો અને હથીયારોની ફસાકસીથી ખુબ ધમેરાટ ઉડી ઉભો થયો. આમ લડાઈ ઘણોવાર ચાલી. અંતે કીલામાંનું લશકર હારયું, તેમનો વાવટો નીચે પડયો, તેને બદલે જુદોજ વાવટો આસમાને ચટયો. તે વાવટો ઈંગરેજી હતો! કીલામાંનું લશકર દુશમનનું હતું! પણ એ બંધે લશકરનાં માણુસો કોણ હતાં ? કુતરાં! કુતરાં!!

પણ એક બીજો દાખલો લગાર વધારે રમુજીછે. મીણબતીની રોશનીથી સણગારેલાં એક દેવાનખાનામાં હારેદોર કેટલીક ખુરસી માંડેલી હતી, ગાયન હાજર હતું, સામો બાજુએ તમાશગીરો બેહેલાં હતાં. થોડા વખતમાં થોડાંક બીજાં માણુસો તાંહાં દાખલ થયાં, જેમની સાથે તેમના ખાસ નોકરોબી હતા. સેહજવાર પછે બારણું ઠોકાયું. તુરતજ તે ઉઘાડવામાં આવયું, બીજાં થોડાંક માણુસો દાખલ થયાં. તેઓ પેલી ખુરસી ઉપર બેઠાં. બંધે બેરફુવાલાં માણુસોએ સામસામી પોતાની જગા લીધી. બંધે બાજુએ થોડી થોડી સ્ત્રીઓબી હતી. તેમના પોશાક તરેહવાર જાતના હતા. તેઓમાં કેટલીક જવાન અને કેટલીક બુઠી હતી. છેલીઓએ જવાન દેખાવા મારે સીણગાર કરવામાં બાકી રાખી ન હતી, તે છતાં તેમના કરચલીવાલા ગાલો દેખાઈ આવતા હતા. મરદ અને ઓરતો, સરવે સારી અદામાંજ બેઠાં હતાં. તમાસગીરોને તેઓ ઘડી ઘડી સલામ કરતા હતા. એવામાં આ રમુજ કરનાર ઉસતાદ તાંહાં આવી પોંહોંચયો, તેનો પોશાક દરબારીના જેવો હતો તે તમાશગીરોની નજદીક આવયો. કેટલાકો તરફ પોતાની આંખજ ફેરવી, પણ કેટલાક જેઓ તેની ઓલખાણુના જણાયા તેમને પોતાનો હાથ આપી શેકહાંડ કીધો. વલી કેટલાકોને સલામ કીધી પણ સ્ત્રીઓ તરફતો બહુજ સભયતા દેખાડી ગાયણ શરૂ થયું; પણ એવામાં અંદરથી હોકથાકના આવાજ સંભલાવાને લીધે તે બંધ પડયું. એક પરદો ઉંચકાયો અને ભપકાદાર પોશાક પેહરેલા ખાસ નોકરો એક ખુરસીરોકી પાલખી ઉંચકીને અંદર દાખલ થયા, તેને નીચે મુકી અને બારણું ઉંઘાડયું. તુરતજ અંદરથી એક જવાન સ્ત્રી ઘણીજ ખુબસુરત બાહેર નીકલી, તેણીના બાલમાં આસ્ત્રીચ પખશીનાં પીછાં ખોસેલાં હતાં, તેણી પોતા મારે રાખેલી ખુરસી ઉપર ઘણાજ ભપકાસર બેઠી અને પાલખી પાછી ગઈ. તમાશાનો ઉસતાદ તેણીની નજદીક આવયો અને નમયો. ગાયન ફરીથી ચાલુ થયું, સઘલા મરદ, ઓરત એકેક સાથ જોડી થઈને ફેરા ખાવા લાગાં. તેમના લેંહુકા, પગની ચાલાકી અને ધંભીર દેખાવથી તેઓ બાલનો નાગ કરતા હોય તેમ લાગતું હતું. તરણ સ્ત્રીઓએ પોતાનો હાથ પોતાના નોકરોની બગલમાં આપી ચાલવા માંડયું. સઘલાં પાછાં પોતાની જગાએ બેઠાં, તમાશાનો ઉસતાદ પેલી મોટી મરતબા વાલી સ્ત્રીની નજદીક

આવયો, અને તમાશગીરોને સલામ કરી પુરતી અદા સાથ પાછો ગયો, તેની પુઠે બીજા સઘલાઓ તેજ પરમાણે કરીને ગયા.

આ નાચ કરનારા મરદ, ઓરતો કોઈજ નહી પણ કુતરાં હતાં એમ અમારી વાંચનારી બાઈઓ તુરત સમજી ગઈ હશે. પા૦

---

## રાંણી મારગરેટ.

સ્ત્રી બોધની વાંચનારી બાનુઓને માટે ગયા અકટોબર માસના આંકમાં અમોએ "લેડી જેન ગરે" નામની થોડાજ દીવસ રાજ ભોગવીને આખેર જલાદને સર સવાધીન કરનારી જવાન રાણીની હકીકત જણાવી હતી. હવે અમે ઈંગલાંડની કેટલીએક સાહાસીક અને બાહદુર રાણીઓની થોડી થોડી વીગત અમારી વાંચનારી બાઈઓને માટે પરગટ કરતા જઈશું, જે અલબતે વાંચવાજોગ ધારવામા આવશે.

લેનકેસટરના ખાનદાનનો બીજો રાજા પાંચમો હેનરી અથવા તવારીખ લખનારાઓએ તેને આપેલા એલકાબ મુજબ "વેલાતનો સેકંદર," પોતાની ફરેંચ રાણીના હાથમાં એક નવ માસનું નાનું બાલક રાખીને ઈ. સ. ૧૪૨૨ ના આગસટ માસની ૩૧ મી તારીખે પાંતરીસ વરસની ભર જવાન વયમાં મોટાં બાહદુર કામો બજાવીને એકાએક મરણ પામયો. નવ મહીનાનું બાલક તે શું કરી શકે ! ઈંગલાંડના આખાં રાજમાં સકાટલાંડ પરના કેટલાક હકો સાથે આ વખતે હેનરીએ ફરાંસનોબી મોટો ભાગ હાથ કરી લીધેલો હતો; એટલા માટે ફરાંસમા પોતાનો કાબુ જારી રાખવાના વીચારથી આ નાના રાજા જેનું નામબી હેનરીજ હતું તેના વડા કાકા બેડફરડના અમીર જહાનને ઈંગલાંડના રાજ અને દેવલનો બચાવ કરનાર (પરોટેકટર) એવો ખેતાબ આપીને ફરાંસમાં છઠા હેનરી તરફથી કારબાર ચલાવનાર તરીકે (રીજંટ) નેમયો, અને તેથી કરીને પરોટેકટર તરીકે તેનો નાનો ભાઈ ગલોસટરનો અમીર હમફ્રી નેમાયો. જોકે આ નેમનુકો ઘણીજ વાજબી હતી તોપણ કેટલાએક તવારીખને લગતા બનાવો (જેમની સાથે હંઈઆં આપણને કામ નથી તેઓ) ના બનવાથી ફરાંસમાંનો કાબુ ઘણો ભયંકાર રીતે નાશ પામયો, અને આખેર એવું થયું કે ઈંગરેજ લોકો "કેલે" નામના શેહર સેવાય ફરાંસમાંની સઘલી સતા ખોહી બેઠા. જોની ડારક (જોઆન આવ આરક) નામની બાહદુર ઓરતની હકીકતથી વાંચનારી બાંનુઓ વાકેફછે, તે પણ આ વખતેજ પરખીયાત થઈ ગઈ હતી.

પણ એટલા અરસામાં તો બીજા આપણી બાબતને લગતા ઘણા બનાવો બની ગયા હતા. ઈ. સ. ૧૪૪૧ માં જારે રાજા છઠા હેનરીની ઉમર આસરે વીસ વરસની હતી તારે રાજ ચલાવનારી પારલામેંટમાં ઉમરાઓ વચે મોટાં તડાં પડેલાં હતાં. રાજા પોતે ઘણાંજ નબલાં મનનો હોવાથી તે વાજબી વીચાર આપવાને બદલે એકજ બોરદુને વલગતો હતો, અને તેઓના ગોલામ દાખલ તેઓ કહે તેવાં કામો કરતો હતો. સફોકનો અમીર તેનો બાહેરથી ખરો દોસત પણ અંદરૂનથી જેહેરી દુશમન હતો. હજીતો ફરાંસમાંની સતાનો છેહો આવયો નહી હતો તેવામાં એનજુના પરગણા આગલના લડાઈના મેદાંનમા સીસીલી, નેપલસ અને જેરૂસલમના ખંડીયા રાજા "રેની" ની દીકરી મારગરેટ સફોકના હાથમાં પકડાઈ ગઈ. રેનીએ ઘણુંબી દામ પોતાની છોકરીના છુટકારા માટે આપવા કીધા છતાં સફોકે તે નાકબુલ કરવામાં એવીજ મતલબ રાખી હતી કે ફરાંસ સાથે સુલેહ કરીને આ જવાન અબલાનાં પોતાના રાજા સાથે લગન કરાવી પોતાને માટે હજી વધારે મોટી પદવી મેલવવી. રાજાના બાપનો કાકો વીંચેસટરનો પાદરી હેનરી બાફરટ એ કામમાં સફોકનો મદદગાર હોવાથી ઈ. સ. ૧૪૪૫ માં લગન નકી થયાં, તો જોકે રાજાનો નાહાનો કાકો ગલોસટરનો અમીર તેમજ બીજાઓ એ લગનની સામે હતા.

આ લગનથી ઈંગલાંડને, ઈંગલાંડની પરજાને અને ઈંગલાંડના રાજા અને રાણી (હેનરી અને મારગરેટ) બંનેને મોટાં દુખોના બોજા ખેંચવા પડયા. ઈંગલાંડે ફરાંસમાંની પોતાની સતા તદન ખોહી; પરજાએ ઈંગલાંડમાં ચાલેલી મોટી કાપાકાપીમાં ઘણું ખમયું અને ઘણું ખોહયું; રાજાએ પોતાનું રાજ અને જાન બંધે આપયાં, અને છેલે રાણી મારગરેટે પોતાનાં સુખને એક દુખીમાં દુખી કરતાં વધારે અસંતોશી જોયું !

પણ એ સઘલું કેમ, તે આપણે જોવુંછે.

રાજાનો વડો કાકો જેને ફરાંસમાં "રીજંટ" ઠરાવયો હતો તે ઈ૦ સ૦ ૧૪૩૫ માં મરણ પાંમવાથી યારકનો અમીર રીચરડ તેની જગાએ નેમાયો. આ ઓધો તેને ઈ૦ સ૦ ૧૪૪૭ સુધી ચલાવયો, કે જારે સફોકનો અમીર જે તેનો મોટો દુશમન હતો તેણે રાણી મારગરેટ સાથે સમજુતી કરીને રીચરડને બોલાવી લીધો અને બે વરસ પછે તેને આયરલાંડનો "લફટેનંટ" બનાવયો. પણ તરણ વરસ પછેતો તે પોતાનો દાવો ઈંગલાંડનાં પાયતખત ઉપર છે એવું સીધ કરવાને મેદાંન પડયો. ઘણા વરસનો એ વીચાર રીચરડ (યારકના અમીર) ના મનમાં ઘોલાયા કરતો હતો તે પકો કરવાને તે ઈંગલાંડ આવયો. તેણે હાલમાંતો માંગયું એટલુંજ કે રાજા હેનરીએ યાતો સામરસેટના ઉમરાને બરતરફ કરવો, યાતો લડાઈ કરવી. આ વખતે સામરસેટ રાણીનો મુખય મસલતીયો હતો, કેમકે સફોકિતો ફરેંચ રાણી સાથ રાજાને પરણાવયો તેથી લોકોનો તેણે ધીકાર ખેંચી લેઈને આખેરશ પાંચ વરસની દેશની કાલની ટેંપે જતાં ખુનીઓને હાથ પોતાનો જાન ખોહયો હતો. ઈ૦ સ૦ ૧૪૫૩ માં રાણીએ એક બેટાને જનમ આપયો, જેથીતો યારકના અમીરને પોતાના હક બાબે વધારે અધીરાઈ પેદા થઈ. પણ એજ વખતે રાજા ઘાસતી ભરેલી માંદગીમાં આવી પડવાથી રાણી અને પારલામેંટે યારકને "પરોટેકટર" પસંદ કીધો અને તેના દોસતોને દરબારમાં આવવાની છુટ આપી; એટલુંજ નહી પણ સામરસેટપર તોહમત લાવી તેને "ટાવર" માં કેદ મોકલયો. પણ બીજે વરસે રાજા પાછો સારો થયો અને રાણીની કુલવણીથી સામરસેટને પાછો કેદખાનેથી

બોલાવયો અને યારકને રજા આપી. આ ઝટકો યારકને જબરો હતો, તેણે લડાઈ વગર બીજો ઉપાય જોયો નહી.

રાજાની તરફથી સામરસેટ યારકની સામે થયો, અને તેઓ વચ્ચે સેંટ આલબનસનાં મેદાનમાં એક લડાઈ થઈ, જેમાં રાજા પોતે પકડાઈ ગયો. આ વખતે રાજા પાછો માંદો પડવાથી યારક તેને બદલે અમલ ચલાવવા લાગો, પણ રાજા સાજો થવાથી ફરીને તેને દુખ લાગું. સુલેહ જે વું ફક્ત બાહેરથીજ હતું કારણ કે યારકનો બોરડુએ ઈંગ લાંડના ઘણા અમીરો વધી ગયા અને તેણે પાછી લડાઈ ચલા વી. આ સઘળી લડાઈઓની હકીકત જોકે આપણે અતરે આપવા બેઠા નથી તોપણ એ સઘળી વખતે રાણી મારગ રેટ પોતાના ભરથાર અને દીકરાના હકો તરફથી મોટાં લશક રોની પેઠે જાતે સરદારી લેઈને કેવી લડીછે તે દેખાડવાનુંછે.

નારથેમપટનની લડાઈમાં રાણી લશકર લેઈ ગઈ હતી તેમાં તેણીની હાર થવાથી તેણી સકાટલંડ પોતાના દીકરા સાથે નાહાસી ગઈ અને રાજા પકડાઈ ગયો. પણ એવા માં એવું ઠરયું કે રાજા હેનરી પોતાની છંદગી સુધી રાજ ચલાવે અને તારબાદ રીચરડ (યારકનો અમીર) ગાદીએ આવે. આ ગોઠવણ રાણી મારગરેટને પસંદ આવી નહી, તેણીએ પોતાના શાહજાદા તરફથી કંમર બાંધી કે હેનરીના મરણ પછે ગાદીનો વારેસ તેછે. એ કારણ માટે તેણીએ ઉત્તર તરફ ૨૦૦૦૦ માણસનું લશકર એકઠું કરીને યારક ના અમીરને વેકફીલડનાં મેદાનમાં હરાવીને મારી નાંખયો. આ સાહાસ કરમ કાંઈ જેવું તેવું નહી હતું. રાણીની આ ફતેહથી તેણીના ભરથારમાં જીવ આવયો; કારણકે એક બીજી લડાઈમાં રાણીએ વલી મોટી ફતેહ મેલવી અને હે નરીને છોડવયો. પણ એવામાં વલી પાછી તેણીની હાર થવાથી તેણી લંડનમાં વીસામો લેવા આવી, પણ તે શેહ રનાં લોકો તેણીપર એટલાં તો ખફા અને નારાજી હતાં કે તેણીને શેહરમાં દાખલ કરવાની ના પાડીને દરવાજા બંધ કીધા! દેલગીર દેલે તેણી ઉત્તર તરફ ચાલી.

ધણી વગરના ઢોર સુણાં! યારકના અમીરના મરણ પછે તેનો વડો દીકરો હીમતથી લડતો લડતો લંડન આવ યો, જાંહાં તેને તુરતજ રાજા નેમયો. લોકો તેનીપર રા જી થયાં અને પોતાની તેને મોટી મદદ આપીને, રાણી મા રગરેટ જે યારકશાયરનાં પરગણાંમાં ૬૦૦૦૦ માણુસો સા થે લડવા આવી હતી તેણીની સામે થવાને ઉશકેરયો. શા હજાદો એડવરડ જે હમણા રાજા થયો તેણે ફરીથી મારગ રેટને "ટાઉટન" ની લડાઈમાં હરાવી, જેથી ગરીબ, દુખી પાદશાહી જોડું—હેનરી અને મારગરેટ—પોતાના દીકરા સાથે સકાટલંડ નાસી ગયું. તોપણ બાહાદુર મારગરેટ હીં મત હારી નહીં. તેણીએ ફરાંસના રાજાને કેલે શેહર આ પી દેવા કહીને મદદ માંગી, પણ તે વીયરથ ગયું. તેણી એ એટલું છતાં પણ એક લશકર એકઠું કરીને લડાઈ ચ લાવી જેમાંબી—અફસોસ!—તેણીએ ફતેહ જોઈ નહી.

આ પદભરશટ રાજા રાણી લડાઈનાં મેદાનમાંથી જુ દાં જુદાં નાસી ગયાં. મારગરેટની સાથે નાનો શાહજાદો હતો. છુપાછુપ નાસી જતાં એક જંગલમાં તેઓ ચોરોના હાથમાં સપડાઈ ગયાં. ઘરેણું ઈતીયાદી સઘલું તો તેઓ એ લેઈ લીધું, પણ વળી તેણીને અપમાન આપવાનેબી બા કી રાખયું નહી. ચોરોને જે ઝેવર મલયું હતું તે બાબે અરસપરસમા કજીયો કરતા હતા તેવામાં રાણી છટકી ગઈ, અને થાક અને ભુખથી જંગલમાં એક ઠેકાણે ફસડાઈ પડી. થોડાવારમાં તેણીએ પેલા ચોરોમાંના એકને હાથમાં નાગી તલવાર લેઈને પોતાની તરફ આવતો જોયો. આ વખતે જો આપણી હાલની કોઈ શીરીનબાઈ કે ધનબાઈ હોયતો ઘભરાઈને તાંહાંજ અધમુઈ થઈ પડે; પણ હીમતવાન મારગ રેટ પોતે એખલીજ હોવા વીશે કસો પણ ડર રાખયા વગર બાહદુરીથી પોતાના દીકરાને તે ચોરની નજદીક ધરીને બો લી કે—"હુંઈ જો, મારા દોસત, તારા રાજાના દીકરાની સલામતી હું તને સોંપુંછું. આ શબદોમાં પોતાપર વીસ વાસ મુકાયલો જોયાથી ચોરનું દેલ પીઘલયું અને તેણે પો તાથી બનતી મેહનત કરીને તેમને ફલેનડરસની રાહે સહી સલામત નસાડયાં.

પણ રાજા બીચારો એટલોબધો નસીબવાન નહી હ તો. લાંકેશાયરમાં દોસત આશનાઓના ઘરમાં ભરાતાં છુ પાતાં એકાએક તે પકડાઈ ગયો, જાંહાંથી તેને તેના ઘોડા સાથે તેના પગ બાંધીને ઘસડતા લંડન શેહરમાં લાવીને "ટાવર" માં કેદ નાખયો!

તોપણ હેનરી કેદખાનેજ પડી રહયો નહી. જે ધણી અરલ આવ વારીકએ તેની પર મોટું દુખ પાડેલું તેજ ધણી હવે તેના મદદે આવયો. નવા રાજા સાથે વારીકને દુશમની થવાથી તેણે હેનરીની પખશ ખેંચી અને તેને પા છો "રાજા બનાવયો"! નવો રાજા, જાંહ રાણી નાસી ગઈ હતી તાંહાં પોતેબી નાસી ગયો, અને તેની જગાએ પાછી રાણી મારગરેટ આવી.

કુતયાં કેવી બેઢંગીછે! હેનરી રાજા હતો તે પદભર શટ થયો અને તેને બદલે યારકના અમીરનો દીકરો પાદ શાહ થયો; તેજ નાનો રાજા પાછો ઉઠી ગયો અને હેનરી ફરીથી રાજા થયો; અને અફસોસ! તેજ ફરીથી રાજા બને લો હેનરી એકવાર ફરીથી પદભરશટ થયો અને એડવરડ ગાદીપર નવેસરથી બીરાજયો! બારનેટની લડાઈમાં તે જી તયો અને હેનરી તરીજીવાર કેદ પકડાયો.

પણ રાણી મારગરેટ આટલુંબધું અપમાન અને નોકસાન ખમી શકી નહી. તેણીએ એક લશકર એકઠું કીધું. આ વખતે તેણીની પોરડુના સઘલાઓ શામેલ થ યા, અને ટયુકસબેરી આગલ લડાઈ ચાલી. રાણી અને તેણીના દોસતોની આ છેલીજ લડાઈ હતી, એમાં જો તે ઓ ફતેહ પામેતો પાછાં તખતનશીન થાય. પણ કુદરત એ વાતની સામે હતી. તેણીની મોરાદથી ઉલટુંજ થયું. તેણી હારી અને કેદ પકડાઈ. તેણીનો બાહદુર જવાન બેટો રાજાના ઘાટકી ભાઈઓના હાથ ઉપર મારયો ગયો. ગરીબ બીચારો નબલો અને દુખી રાજા હેનરી બંદીખાનાં માં મરણ પામેલો થોડા દીવસમાં માલુમ પડયો! રાજ, રા જ, આજે રાજ, કાલે કેદખાનું અને પરમ દાહાડે મોતની તોક! તેનું ખુન થયું હતું. બાહાદુર દેલની રાણીપર આ દુખનો ઝટકો કારી હતો. તોપણ ખમીરની તે મજ બુત હતી. પોતાના ભરથારના મરણ પછે અગીયાર વરસ સુધી તેણી જીવી જે અરસામાં પોતાપર દુખ પાડનારાઓ

ને અવાર નવાર દુખી થતા તેણીએ જોયા. અરે, જેટલી બાહાદુર હતી તેટલીજ વાજબી અને દુરઅંદેશ હતેતો શું તેણી સોનાને સુલની નહી થઈ પડતે ? પા૦

---

## ઠગતાં ઠગાયો.

પોતાના ધંધાના ચોર સરવે હોયછે, એવી કેહવત છે. કોઇપણ જાતનો કીસબ કરનાર પોતાના કીસબમાં ખબરાક ચોરીથી લેખાય છે. સંધામાં કોણ ધંધાદાર સરસ છે તે આપણુ કહી શકશું નહી; જુદા જુદા કીસબી પોતાના કીસબમાં આખા અને પાહવંદા છે. મી૦ બારનમ નામનો એક હસમુખો લખનાર, જે પોતાના શેહર અને લોકોની એબ અને બદી ઉંઘાડી પાડવામાં ઘણો વખણાયલોછે, તે એક દારૂ વેચનારની ચોરી આ મુજબ જાહેર કરે છે:—

કોઇએક "કરનલ" વીહીસકી દારૂનો મોટો વેપાર કરતો હતો. તેનો રવઈયો એવો હતો કે જો કોઇબી ખરીદદાર જથાબંધ દારૂ ઉંચકી લેઈ જવા આવતો તો પોતાના દારૂનો નમુનો તે રાતે તે ધણીને દેખાડતો હતો. તેનો ભાવ લગાર ઓછો હોવાથી ઘણુાખરા ખરીદદારો તેનીજ વખાર શોધતા-આવતા હતા. જો ખરીદદારને નમુનાનો દારૂ પસંદ પડયો તો કરનલકાકા તેને કેટલાં પીપ જોઈતાં હતાં તે પુછી લેતા હતા. હવે રાત પડેલી તેથી કરનલ સાહેબ સઘલી તઇઆર, ઘરપછ અને ટાંટલ પીપો ગણી આપવાની કરતા હતા, પણ તુરત વલી બાહાણું લાવતા હતા કે, "પીપો પર મારકા પાડવાના છે, તથા લગાર સમારવાનાં પણછે માટે સહવારને પોહોરસે તેવણ તે પીપો સઘલાં તઇઆર કરીને તે ધણીને પોંહચતાં કરવાને ચુકશે નહી." ખરીદદાર બીચારો અણુજાણો તેથી લગાર દેલગીર થઇને કરનલની વાત કબુલ કરતો હતો, અને તે એકગમ પોતાને ઘેર ગયો કે બીજીગમથી કરનલ સાહેબ પોતાનાં માણુસો સાથે પોતાનો "કીસબ" કરતા હતા, આ મુજબ સારાને બદલે નરસો, યા સારામાં નરસો ભેલભાલ કરીને તેવણ ખરીદનારને આપી મોટી ઠગાઇ રમતા હતા. એ મુજબ તેવણે ઘણા લોકોને ઠગયાં હતાં.

પણ એક દીને એક તેમને માથેનો મલયો. તેના કેટલાક દુશમનોને આ સઘલી ઠગાઇનો ખબર પડયાથી એક ગાડીવાનને સમજાવી કરનલની વખારે વીહીસકી લેવા મોકલયો. આ ગાડીવાનબી કોઇ બડો બાંગડ હતો. તેણે જ તાંનેવાર કરનલ પાસે નમુનો માંગયો, જે તેને ઘણોજ પસંદ પડયો. દારૂની તેણે કીમત પુછી તે ઘણીજ હલકી હતી તેથી ખુશી થઇને તેણે કરનલને પુછ્યું કે "કરનલ, સઘલો મલીને તમારી પાસે કેટલો દારૂછે ?" જવાબ મલયો કે બસોંથી તરણસો પીપ. "તારે આ તમારા ભાવ મુજબના તરણસો પીપના પઇસાછે, હું સઘલા પીપ ખરીદું છું, કેમ મરજીછે ?", "ઠીકછે", કરનલ સાહેબ બોલયા; "પણ જરા મારકા—", "મારકા બારકાની વાત નહી, હું તો આ ઘડી સઘલો દારૂ લેઇ જવાનો, કેમકે મારાં ગાડાં સઘલાં બાહાર તઇઆરછે." કરનલ સાહેબ ઘભરાયા. તરેહવાર ચાલા કીધ, અને છટકવાના ફાંફાં મારયાં, પણ કસું વલયું નહી. અંતે પેલા ગાડીવાનને તેવણે કેટલાસો રૂપીઆ આપીઆં, અને જાણે તેણે તે પીપો કરનલને ભાવ ખાઇને પાછાં વેચયાં હોય તેમ તે પીપો કરનલ સાહેબે પોતેજ રાખયાં ! ગાડીવાન રૂપીયાની ગડડી લેઇને ચાલ પકડયો !

પા૦

---

## રૂશીયાન શાનશાહ.



ઈંગલંડ અને રૂશીયા વચ્ચે જે સગાઈ થવાનીછે—નામદાર રાંણીનો કુવર ડયુક આફ એડીનબરો, જે અતરે આપણુની ભેટ લઈ ગયોછે, તેને રૂશીયાની શાહાજાદી સાથ પરણાવાની તઈઆરી તથા ગોઠવણ ચાલેછે—તેવા વખતમા રૂશીયાંના રાજ કરતા—આપણી રાંણીના આ નવા વેહેવાઇ—ને લગતું એક ચીતર અને ચરીતર નકામુ નહી ગણાશે. રૂશીયા દેશ અને તેના રાજકારોબારનો અગતજોગ હેવાલ આગળા અંકમા આપણે જાણી ચુકીયા છઈએ. હવે રૂશીઆંનં શાનશાહ જેને હંમેશ "ઝાર" કેહેછે તેનો એક નાહાની સાધારણ તસવીર ઉપર આપોછે, અને હાલના શાનશાહ અલેકજાંડર બીજાના જનમારાનો હેવાલ અગત વનાનો ઈઆ થોડો જાણવાજોગ નથી.

૧૮૫૪—૫૫ ની રૂશીઆન લડાઇના ગડબડીયા હીગામની વેળા એ શેનશાહ રાજગાદી ઉપર આવયો હતો. તેનો બાપ મરનાર નીકોલાસ, જેણે ઉપલી મોટી લડાઈમા ઈંગલંડ, ફરાંનસ, ટરકી વગેરે રાજયોની એકસંપી હરીફાઇ સાંમે માથું ઉંચકયું હતું, તેની હઈઆતીમાજ તેના આ બેટાને રાજ મળયું હતું. પણ એ રીતે તખતે બેસવાનો તેનો મારગ કાંટા વગરનો અને ફુલોથી બીછાવેલો નહી હતો. જોકે તેનો બાપ પોતાના મરણ અગાઉ તેને રાજદંડ આપીને મુઓ હતો, તોપણ તેમા ઘણી અડચણો નડી હતી, બલકે તે અડચણોને લીધેજ અલેકજાંડરને પોતાના મુવા અગાઉ રાજ આપી સઘળું આંશાન કરી જવાની નીકોલાસને ફરજ પડી હતી.

પણ આ અંડચણો વચ્ચે અલેકજાંડરનો કાંઈ વાંક નહો હતો. તેને રાજ મેળવવામા જે અડચણો નડી તે તે

નાં નરમ અને ભલા ખવાશોને લીધે વધારે નડી હતી અને એ બીના સમજવા માટે, જે વખતનો આ હેવાલ લખીએ છઈએ તે વખતની આગમચની તેની જીંદગી તરફ, તેની જવાની તરફ નજર કરવી જોઈએ. શાનશાહ અલેકજાંડર સને ૧૮૧૮ માં જનમીઓ હતો, જેથી તેની ઉમર હાલ ૫૫ વરશની થઈ છે. તેની જવાંનીની વયમા તેણે રૂશીયા દેશની ચાલ પરમાણે લડાઈ અને લોભના શખત કાનુનોથી લગાર વેગલો ચાલવાના ગુણો દેખાડવાથી તેને પોતાના ભાઈઓ સાથ અને રાજ કરતાં ટોલીઓ સાથ અંટસ પડી હતી. તેના જનમતી વેળા અલેકજાંડર પેહેલો રૂશીયામા રાજ કરતો હતો. હાલનો શાનશાહ સાત વરશનો થયો નહી તેટલામા ઉપલો શાનશાહ મરણ પામયો તથા તેના ભાઈએ ગાદી ઉપરનો હક છોડી દીધો, તેથી નીકોલાસ ગાદી ઉપર આવયો અને તે વખતથી તેનો આ કુવર બીજો અલેકજાંડર ગાદીનો વારસ ગણાવા લાગો.

પણ નીકોલાશે તખત લીધા પછે લશકરમા બેદીલી માલમ પડી, જે મટાડવા સારૂં માહોમાહે ઘણી કતલ ચાલી અને નવા શાનશાહ મરનાર નીકોલાસે ઘણા મજબુત અને ચાંપતા ઉપાયોથી એવો દસત બેસાડયો કે ૧૮૩૫ પછે આખું રૂશીયા દેશ ગોયા તેનું ગોલામ થઈ રહયું. તે વખતથી નીકોલાસના આ પુતરની કેળવણીમા તદન ફેરફાર કરી નાખવામા આવયો. આખાં રૂશીયા ઉપર લડાએક અને શખત અમલ થયો; તેની સાથ અલેકજાંડરને પણ શખત કવાએદ તથા કેળવણીને આધીન કરવામા આવયો. તેની મા તે પરૂશીયાના રાજા તરીજા ફરેડરીકની દીકરીની નરમાસ અને મીઠાસ ભરેલા પેઆરમાથી તથા તેણીના માયાલુ ખાશીએતોની તાલીમ આપવાના અમલ તલેથી કાહાડી લઈ, આ કુંવરને લશકરી અને ખરતલ કામોની તાલામ મધે તદનજ નાખી દેવામા આવયો, તે હીઆંવેર કે મેહેલ અને દરબારને બદલે કીલા અને બરાખોમા જીંદગી ગુજારતાં તે કનટાલી ગયો.

આ કંટાલો મટાડવા સારૂં જવાન અલેકજાંડર દેશે દેશ મુસાફરીઓ કરવાને બાંહાંને પોતાના લશકરી દેશ અને લશકરી તાલીમથી વેગલો, વધારે નરમાસ શીખાડનારી સોબતમાં તથા બદનને સઘલું કસવાને બદલે મગજને વધારે ઉંચાં કાંમોને માટે ખીલવવાની મંડળીઓમાં ફરવા લાગો. લશકરોને બદલે શેહેરી જીંદગીનો તેનો આ શોખ રૂશીયાના લોભીઆ રેવાજથી તદન ઉલટો હતો. માટે આ કુંવરના ભવીશને માટે લોકો ધાસતી બતાવા લાગા અને જહનુની રૂશીયાનો તેને રાજ આપવાની સામે થાય એવું દીસવા માંડયું. તેના નાહના ભાઈ ગરાંડ ડયુક કાનસટાનટાઈનમાં રાજદુવારી કીરતી અને લોભના ખવાશ વધારે માલમ પડવાથી જહનુની લોકોમાં તે વધારે વાહાલો થયો; જેથી અલેકજાંડર અને કાનસટાનટાઈન એ બે ભાઈઓ વચે હસદ અને હરીફાઈ પેદા થઈ; બેહુ એકેકની ચાલને નાપસંદ કરવા લાગા અને તેઓ વચે કજીયો ચાલયા કીધો.

અલેકજાંડર ગાદીનો વારસ હતો, તેમ કાંનસટાનટાઈન દરીઆઈ કાફલાનો સેનાપતી હતો અને એક વખત તેઓ વચે કજીઓ એટલો વધયો કે નાહના ભાઈએ પેહેલાને કેદ કરયો. આ જુલમાતની ખબર તેમના બાપ નીકોલાસને થવાથી તેણે કાનસટાનટાઈનને કેદની સજા કીધી. આ વધતા કજીયાથી મરનાર શાનશાહને એટલું દુખ થતું હતુ કે તેના મોત પાછળ ભાઈ ભાઈઓનો બખેડો નહી વધે એટલા માટે આગમચથી બંદોબસત કરવાને તે ખંતી થયો. સને ૧૮૪૩ માં અલેકજાંડરને એક ફરજંદ થયું અને પોતાની ઓલાદને ટેકાવાની નવી હોંશ નીકોલાસમાં પેદા થઈ. તેણે તેજ વખતે પોતાના આ બે બેટાઓ વચે સલાહા કરાવી તથા કાનસટાઈનને ગાદીના વારસ તરફની વફાદારીના સપત આપયા. ૧૮૫૫ મા પોતાનાં મરણની વખતે વળી નીકોલાસે પોતાના બેહુ ફરજંદોને પોતાના બીછાણા પાસે બોલાવી તેમની જોડે સલાહા સંપજ રાખવાનો કોળ લીધો અને તેજ દીને રાજની લગામ તેણે પોતાના વડા બેટા અલેકજાંડરને હવાલે કીધી.

આ બનાવ તા૦ ૨ જી મારચ ૧૮૫૫ ને દીને બનયો. તે વેળા એક બાજુએ રૂશીયા અને બીજી બાજુએ એકસંપી રાજયો વચે લડાઈ ચાલુ હતી અને અલેકજાંડરને રાજ આપતાં એક શરત એ કરી હતી કે તે વેળાની ચાલતી લડાઈમા તેણે ખલલ કરવી નહી. અલેકજાંડરે રાજની લગામ હાથ ધરતાંવાર એક ઢંઢેરો કાહાડી રાજની કીરતી તથા સુધારો વધારવાની કબુલાતો આપી, જે કબુલાતોને તેણે ઘણે દરજે મનમાનતી રીતે પાર પાડીછે. કેટલુંક સુધી લડાઈ ચલાવયા પછે, એકસંપી રાજયો સાથ તેણે સુલેહ કીધી અને પછે રાજના સુધારા ઉપર તે ઘણો મંડયો. તેણે પેહેલું કામ એ કીધું કે લશકરને અતીશય ઘટાડી નાખયું; તાર પછે તીજોરીને ભરયકર હાલતમા આણવા તથા કરોમા સુધારો કરવા ઉપર તેણે ધેઆન લગાડયું. તેમા ઘણીક ફતેહ મેળવતાંજ વેપારના વધારા તથા આબાદાંનીના તેણે ઉપાયો કીધા જેવાકે તેણે ઉદયોગો અને કારખાના સથાપયાં. પણ તેનું સઉથી અગતનું અને મોટું કામ એ થયું કે ૧૮૬૧ ના મારચ મહીનામા હુકમનામું કાહાડીને તેણે રૂશીયા દેશના સરવે ગોલામોને છુટાપણું બખશયું. આ હુકમનામાની આગમચ ખેતીવાડીના કામને માટે ગોલામો રાખવામા આવતા હતા, પણ ઉપલાં હુકમનામાથી સવાબે કરોડ ગોલાંમો એકજ વખતે છુટા થયા. બે વરશ પછે પોલાંડ દેશના ગોલામો ઉપર એજ પરમાણે શાનશાહી નવાજશ ઉતરી. પોલાંડના મુલકે શાનશાહ અલેકજાંડરના રાજમા રૂશીયાથી જુદું પડી સવતંતર રાજ સથાપંવાની કોશેશ કરીછે; પણ અલેકજાંડરે તે કોશેશને ફતેહમંદી સાથ દાબી દેતાં તેઓ તરફ ઘણી દયા દેખાડીછે. આ શાનશાહે પોતાના વખતમાં રૂશીયા દેશ મધે કેળવણીના વધારાને માટે ઘણી મેહેનત કરીછે. તેનું છેલું મોટું કાંમ એ થયુંછે કે સને ૧૮૬૫ થી તેણે પોતાના રાજમાં લોકોને રાજમંડલીના અધીકારીઓ ચુંટી કાહાડવાનો હક આપયોછે. ટકમાં આ શાનશાહનું રાજ રૂશીયા ઉપર ઘણું ફલદરૂપ અને આબાદ છે તથા તેની જવાંનીમાં લશકરની કરૂર કવાએદની સાથ દરબારો અને સુધરેલી મંડળીઓમાં ફરવાથી તેણે જે નરમ ખવાશો મેળવયા તેનાં ફળ તેણે સારી રીતે દેખાડયાંછે.

---

## સરસ કોણ? માણક કે મોટી?

(ભણેલી અને લાડકીમાં શું ફેર?)

"જો તેમ હોયતો બા તમારી દીકરી તમારે ઘેર રાખજો, એવી વહુ વગર ચાલશે."

"પણ મને બતાવોતો ખરા કે તેથી ઘાસતી શું છે? તમોએ કેલવણી લીધીછ કેની? તમો લખી વાંચી જાણોછ કેની? તારે ઓરતોનેબી શીખવીએ તો શું ખોટું થઇ ગયું?"

"તે વાત જુદીછે," મારા બાવાએ કહયું "તમારી જ બોલી ફેલાવોની, કોણ ના કેહછે? પણ આતો એક પારકી ભાશા, જે વીશે કસી પણ પરકારની તેમને જરૂર હોય એમ જણાતું નથી તે શીખવીને તમો શું સુખના છોડાં ઝડવાના હતા?"

"મને અજબ લાગેછ, વાહલા ભાઈ," મારા કાકાએ જવાબ આપયો, "કે તમો પોતે એક કેલવાયલામાં ખપવા છતાં ઈંગરેજી જેવી દુનીયાવરણની ભાશા વીશે આવો વાંધો લોછો!"

"તારે શું મારી આંખ આંધલીછે? મારા બાલ સુફેદ થવા આવયા તાંહાંશુધી શું મારી આંખે પાટો બાંધીને હું ફરતો હતો? એમ શું કરોછ, બહમનશાહ? શું તમોએ એવા દાખલા બનતા નથી સાંભલયા જેથી બઇરાંને ઈંગરેજી ભાશા નહી શીખવવા બાબે તમારી પણ ખાતરી મારી માફક થાય?"

"ના, બેહરામશાહ," મારા કાકા બહમનશાહ બોલયા; "જો હું તેમ જાણુંતો સરવેથી પેહલો બાહેર પડીએ બદીને જાહેર કરૂં. પણ મારી ખાતરી થઇછે કે ફરી યાદ કરવા જેવું કસું નથી. એ ભાશાથી શું ગેરફાયદો છે તે હું જાણતો નથી. હું જાણુંછ કે એથી ઓર ફાયદો જછે, તે છતાં પણ જો તમો બોહોસન કરતા હોયતો સુખતેયારછો. પણ તારે મને એટલું કેહવાની રજા આપો, કે ઈંગરેજીની કેળવણી લઇ, તે કેલવણીથી મોટી દોલત પેદા કરી, મોટી રોજી શોધી કાહાડીને આજે તમો તેજ ભાશા વીશે શક લાવવાને અચકાતા નથી તો, ખરૂંજ માનજો કે, એ બીના એક ખરા નીમકહલાલ પુરૂશને છાજતી નથી."

બહમનશાહ કાકાના આ સખુનો બાવાને સાંખી જવા માટે ઘણા કડવા હતા, તોપણ તેવણ તે વખતે કસું બોલયા નહી. એ મુજબની જેકર બંધે ભાઇઓ વચે ઘણુંની ચાલતી હતી તેથી કાકાના મીજાજ વીશે બાવાને ખબર હતી. બાવા અને બહમનશાહ, તથા અમે સઘલાં કોટેકોટ એક કોશાદે મકાનમાં જે વખતે ઉપલી વાતચીત થઈ તારે રેહતાં હતાં. મારા બાવાને ખોદાની બખશેશથી બે ફરજંદો હતાં તેમાં એક હું અને બીજો મારો ભાઇ અરદેશર હતો, અને તેમજ મારા કાકાને તાંહાં પણ એક છોકરો અને એક છોકરી હતાં. બહમનશાહનો ફરામરોજ અને મારો ભાઈ બંધે એકજ ભુરના હતા, અને કાલેજમાં જતા હતા. ભાંયગે તેઓ વીસથી ઉપરની ઉમરના તે વખતે હશે. હું અને માણક પણ આશરે પંદર વરસની ઉમરે પુગાં હોશું. હમે નાનપણથી મારા બાવા અને કાકા સાથેજ એકજ ઘરમાં રેહવાથી અમો ચારે જણમાં એવોતો પયાર બંધાઇ ગયો હતો કે તેવો કેથે કદાચ બંધાયો ન હોય. અસલ નાનપણનો ભાઇ બેહન તરીકેનો પયાર ફેરવાઇને હવે અમો ચારે જણમાં દીલદાર અને ઓરત તરીકેના પયારે ઘેર કીધું; અને એ વાતથી અમારાં માબાપ નારાજી નહી હતાં.

આવી રીતનાં અમારાં કુટુંબનાં સુખ છતાં મારા બાવા અને બહમનશાહ કાકા વચે આ એક—અને ફકત તેજ એક—મતફેર હતો. કાકાની મતલબ તેવણની દીકરી માણકને આલેકઝંદરા સકુલમાં ઈંગરેજી કેલવણી લેવા મોકલવાની હતી; પણ બાવા હઠ લેતા હતા કે મેં અને માણકે કોટની છોડીઓની નીશાલમાં ગુજરાતીની જે કેળવણી લીધી હતી, તે અમારે માટે બસછે અને એમ કહી તેવણ ઈંગરેજી શીખવવા ના પાડતા હતા. એ રીતનો તેઓ વચે મતફેર હતો, પણ એ મતફેર એવો હતો કે જો બંધેમાંથી એકુ જણ પોતાની હઠમાં બીજા ઉપર ફાવેતો તેઓના ફરજંદોનું સુખ ભાગી જાય; કારણ કે બહમનશાહને કેટલીક વખતે ઘણાજ જોશપર આવેલાં જારે બાવા જોતા તારે ફકત એટલુંજ કેહતા કે "બા, એવું હોયતો તમારી દીકરી તમારે ઘેર રાખજો; એવી વહુ વગર ચાલશે."

આ રીતની હઠથી અમોને ઘણું દુખ લાગતું હતું. જો કે ઈંગરેજી શીખવા માટે માણક અને હું ઘણાજ મઘન હતાં તોપણ બાવાની ઘણીજ લાડકી હોવાથી તેવણ જેમ ફરમાવે તેમ કરવાનો મેં ઠરાવ રાખેલો હતો, પણ આમ ઘણા દીવસ ચાલયું નહી; કારણ કે ઉપલી વાતચીત. પછે પંદર દીવસમા બાવાને વેલાત જવું થયું, જાંહાં કે તેમની પેહડીને તેવણની હાજરીની ઘણી જરૂર હતી. આ તકનો લાભ લેઈને કાકાએ અમોને અલેકઝાંડરા સકુલમાં મોકલવા માંગયાં. જોકે મારી પયારી માણકની તેમ કરવાની તદન ખુશી હતી, પણ મેં મારા બાવાની ગેરહાજરીમાં તેમને જે વાત નાપસંદ તે કરવાને ડાહપણ ભરેલું વીચારયું નહી. પણ મારા ના કેહવાથી કાકા હઠયા નહી, અને માણક અટકી નહી.

એ વાતને તરણ વરસ ગુજરી ગયાં, અને તે અરસામાં હુંતો ઘરમાજ રહી પણ માણકે સકુલે જવું જારી રાખયું. કોઇ કોઇ વખતે જારે તે પોતાનો અભયાસ કરતી અથવા ફુરસતને વખતે સારી લઠણનાં સુંદર ઈંગરેજી ગાયનો ગાતી તારે મારે કબુલ કરવું જોઇએ કે, મને એવું થતું કે—"અરે, હુંબી માણકની સાથે ગઈ હતેતો કેવું મજાનું!" ઘણી વખત મેં જાવાનો વીચાર કીધો, પણ બાવાની બીહીકથી હું બીધી.

હવે મેં કહયું તેમ એ વાતને તરણ વરસ વીતી ગયાં, અને બાવાનો કાગજ મલયો કે તેવણ છેલા મેલ સાથ નીકલી ચુકા હતા. તે વખતે મારૂં દેલ કેવું ગરમ થઇ આવયું તે તમોને શું ખબર હોય! પંદર દીવસ પંદર રાત સાથે પુરા થયા, અને જોકે આગબોટ આવી તારે બહમનશાહ બાવાને લેવા ગયા હતા, તોપણ છેક સમીસાંહાંજ પડી ગઈ તોએ તેવણ પાછા ફરયા નહી, તેથી અમે ધારયું કે કંઇ નવા કામમાં રોકાવાને લીધે બાવાએ આગબોટ ઉપરી જવા દીધી હશે. અરદેશેર અને ફરામરોજ કાલેજમાંથી છુટા તેવાજ ફરવા જવાને

બદલે ઘેરે આવયા, પણ હજી બાવા કે કાકા આવેલા નહી હતા. સમીસાંજે દીવા સુધીતો અમે રાહ જોઇ, પછેતો એમ જાણયું કે બાવા આવયા નથીજ. તોપણ બહમનશાહ હજી કેમ આવયા નહી, એ મારી માણકનો આતુર સવાલ હતો!

પણ થોડાજ વારમાં અમારી બરૂમનો અવાજ મારે કાને પડયો. અમે સઘલાં નીચે ઉતરી પડયાં, અને તાંહાં પછે જોવુંજ શું? બાવાના ઓવારણાં પેહલાં મેં લીધાં, એટલે પછે હુંજ તેવણુની પાંખડી ધરૂંતો! ગરીબ બીચારી માણક! બાવાની બતરીશીમાં રાતે જમતી વખતે તો શું, પણ તાર પછે નજદીક આઠ દીવસ સુધી તેણી આવી પડી! કાંએકે બહમનશાહે રસતે ચાલતાં બાવાને કહયું હતું કે, માણક સકુલમાં જાતી હતી, પણ મોટીએ (યાને મેં) તો ના પાડી હતી. હવે તમે જોઇજ લો. મારી પર બાવાનો પયાર અને વીસવાસ બેવડો બેઠો, અને માણક પર મશકેરીના સોટા પડવા લાગા. જારેબી માણકને તેવણ ચીહીડવવા માંગતા તારે "પેલી લેડી કાંહ ગઇ! પેલી ઈંગલીશ જેનટલ ઉમન (ઈંગરેજી ગરહસથ બાઈ) કાંહ છે! ઈતયાદી," એમ બોલી તાણો મારતા હતા; એટલુંજ નહી પણ, કોઇ વખતે તો પોતાના પેહડી વાલાનું ઈંગરેજી પતર આવયું હોય તે તેણીને તરજુમો કરવા આપતા, અને જારે ઘણી આનાકાની સાથે માણક કદાચ ખરેબી તરજુમો કરી લાવતી, તોપણ તેણીની ખોટી ખોટી ભુલો કાઢીને તે બીચારીને તેવણ વધુ સતાવતા હતા. આ સઘલો જેમ માણક કેહતી હતી તેમ "હસમુખો જોલમ" તેણી મુગે મોહડે ખમતી હતી.

તોપણ આ સઘલા ઠપકા છતાં માણક દેલગીર થતી હોય એમ તમો જાણોછ કે? અરે, નહી નહી! ખરી વાતછે કે તેણી બાવાના સઘલા ટપલા ખમતી હતી, તોપણ પોતાની વખતે તેવણુને ચીહડવવાનું તેણી બાકી રાખતી ન હતી. જારે સહવારે તેણી સકુલે જતી તારે તેવણ ગમે તેવાં અગતના કામમાં ઓરડાના બારણાં બંધ કરીને બેઠા હોય તોબી જબરી ધમકથી પોતાના લેડી રોકાં બુટ બોલાવતી તેવણુને કેહવા આવતી કે—"વાહલા કાકા, હું સકુલે જાઉંછું, તમારી રજાછે!" અને જારે સાંજે પાછી આવતી તારે વલી સારફરાઇથી સકુલમા બનેલી હકીકતો જાહેર કરતી હતી.

એટલું છતાં પણ માણકને દેલાસાની જરૂર હતી. એ દેલાસો કોણ દેય? તમો કેહશો કે મારી બેહનને મારે દેલાસો આપવો જોઈએ, પણ શું હું તેણીમે આપું? મારેથી કેમ અપાય? તેમ કરૂં તો પછે મારૂંજ આંથણું થાય તો. બહમનશાહ તો જાણે જાણતાજ નહી હોય તેમ ફરતા હતા; તેણીનો ભાઇ બીચારો પોતાની જુદીજ દેલગીરીમાં હતો, અને તેનેબી દેલાસાની જરૂર હતી તારે તેબી શું કરે? તમે પુછશો કે ફરામરોજની પોતાની દેલગીરી શું હતી? મને આ સવાલનો જવાબ આપતાં શરમ લાગેછે કે માણકને ઈંગરેજીમાં ઘણી આગલ વધી ગએલી જોઇને તે મારે માટે બલતો હતો. ગરીબ બીચારો ફરામરોજ! માણક સાથે સકુલે જવા તેણે મને ઘણી ઓજરખાહી કીધી હતી, મારા પગપર માથું મુકયું હતું, મારી આગલ પોતાની પાઘડી ઉતારી હતી; પણ જોલમગાર, અફસોસ, તે વખતે હું એટલીતો હઠ લેઈ બેઠી હતી કે મેં તે મારા વાહલાનું વચન માનયું નહી અને તેનાં ફલ કાંઇ કોઈને ભારી પડયાં નહી.

પણ હવે ફકત એકજ દીલાસો દેનાર માણકનો હતો, અને તે મારો ભાઈ અરદેશર હતો. જારેબી તેણીને પોતાના બાવાના સખુનોથી દેલગીર થયલી તે જોતો તારે આમ બોલતો કે—"ફકરના કર, વાહલી માણક, એક દીન એવો આવશે કે જારે તારાં સઘલાં ખમવાનાંનો છેડો આવશે, અને બાવાની તું પયારી થઇ લાગશે."

"હા, અરદેશર," માણક જવાબ દેતી, "જારે તમો મારા ભરથાર થશો તારેજ કેની?"

"નહી, માણક: હમણાજ, થોડા દીવસમાંજ." અને એ વાત પછે થોડા દીવસ વીતવા બાદ અરદેશરે માણકને ધીરજ આપી કે—"પયારી માણક, તારૂં સુખ નજદીકછે, પરમ દાહાડે શું બનેછ તે તું જોશે."

પરમદીન આવી. એ દીવસે બાવાએ કેટલાએક મીતરોને નોતરયા હતા. અમારૂં મકાંન જીઆફતને માટે લાયક નહી હોવાને લીધે હમો વાલકેશરમાં, શેઠના બંગલામાં તેઓને બોલાવયા હતા. કોણ કોણ હાજર હતું, અને શું શું ખાનું હતું, અને કઇ કઇ મજાહ ભોગવી, તે મારેથી કેહવાઈ શકાશે નહી, અમો સઘલાં ખાનાંપર બેઠાં. અમોબી મરદોની સાથેજ બેઠાં. તેમાં શાની છીટ હોય? તમો કદાચ તેને નવાઈ ગણી અજબ થશો, પણ તેમાં નવાઇ અને અજબ જેવું શું છે? તમોબી એકવાર તમારાં કુટુંબ સાથે પારકી મજલેસમાં ખાવા બેસો, અને પછે જુઓ કે તેઓને પઈસે આપણ બઈરાંને કેવી મજાહ પડેછે!

ખાંતું ખાઈ રહયા પછે, મારા બાવાનો શોખ થયો કે મારે અને માણકે, તેવણુના મીતરોની નજદીક, જે જે ગુજરાતી ગાયનો અમો જાણતાં હોઈએ તે, સારી સભામાં ગાઈ બતાવવાં. હુંતો બાવાની લાડકી, એટલે તેવણ જે કેહ તે મારે કબુલ. મેં બે ગાયનો ગાયાં, અને સારી રીતે ગાયાં, કારણ કે સરવે કોઇ ઘણાજ ખુશ થઈ ગયા; પણ મેં શું શું ગાયાં, તે મને યાદ નથી. હવે માણકની વારણુ આવી. તે બીચારી ઠગલાઈ, પણ બહમનશાહ અને અરદેશેરે તુરતજ તેણી તરફથી બાહાણું બતાવયું કે તેણીનું માથું દુખે છે માટે જલદીથી તેણીને ઘેર મોકલી દેવી જોઈએ. મારા બાવા સમજયા કે તેવણુની દીકરી મોટીની—બરાબર માણકથી કદી પણ ગવાય નહી, તેથી મને વધારે શાબાશી આપીને, તથા પોતાના મીતરો આગલ છોડીઓને ઈંગરેજી શીખવવામાં કસો ફાયદો નથી એમ કહી માણકની મશકેરી કરીને પોતાના અધુરા વીચાર જણાવયા.

હવે મજલેસ ઉઠવાનો વખત થયો. પણ એવામાં અરદેશેરે બાવાને અરજ કીધી કે "માણકનાં ગાયનની ખુટ એક "લેડી," જેણી માણકની સાહેલીછે અને તેણી સાથ આપણાં ઘેરમાં આવજાવ કરેછે તેણી અતરે હાજરછે તે જો પુરતા ગાંગેતો કેમ?" બાવા અને તેવણુના મીતરોએ એ વાત મોટી ખુશીથી કબુલ કીધી, અને અમો સાંભલવા બેઠાં. તે "લેડી" કોણ હતી, તે અમોને દે

# રૂમી તવારીખ માહેલા સફાઓ.

## ૪.

## એનકીઅશ મારશીઅશ.

રોમ શેહેરનો ચોથો રાજા એનકોઅશ મારશીઅશ, જે નયુમા પામપીલીઅશની છોકરીનો છોકરો હતો, તે હવે ગાદી ઉપર ઈસવી સનની પુરવે ૬૪૦ ના સાલમાં આયો. એની આગલના રાજાની રાજપનીતી આપણે ગયા અંકમાં તપાસી જેથી ઉલટીજ રીતી આએ નવા રાજાની હતી, અને પોતાની વરતનુકમાં પોતાના બપાવાના પગલાંમાં ચાલવાને બનતી રીતે તે કોશેસ કરતો હતો. આગલા રાજાના વખતમાં ધરમની બાબદો ઉપર જે ઘણુંજ થોડું અપવાતો કંઈજ વેઆંન આપવામાં આવયું હતું નહી તે ઉપર એને ચીત દેઈ ધરમને લગતા રેવાજો પોતાની બનતી કોશેસથી તાજા કીધા. તેની સુલેહ ભરી આવી રાજપ નીતીપી રોમના પડોસી રાજ્યવાલાઓ તેનામાં લડાઈ કરવાનું પાંણી નથી એવું ગુમાન લેઇ રોમની સરહદ ઉપર ચડાવો કરવા લાગયા. પણ એમાં તેઓ ફાવેઆ નહી. જેમ તે સુલેહથી રાજપની લગાંમ ધરી જાણતો હતો તેમજ લડાઈના મેદાંનમાં પણ ફતેહ મેલવવાની સારી તાકાદ ધરાવતો હતો. આએ લડાઈઓમાં તેને ચાર ગાંમો પોતાને હાથ કરી લીધાં અને તેના રેહેવાસીઓને પોતાની રાજધાનીમાં લાવી વસાવીઆ તથા તેઓને રેહેવા માટે રાજપની જમીનના નાહાના નાહાના કટકાઓ વેંહેંચી આપેઆ. એ મુજબ વસતીના વધવાથી રોમના ગરીબ લોકોમાં ઘણો વધારો થાયો જેથી એ શેહેરને આગલ ચાલતાં કીરતી મલી, અને દુનીઆંમાં પેહેલું રાજ ગણાપું હતું.

એ રાજાએ રોમ સેહેરની નજદીકમાં આવેલી તાઈબર નદી ઉપર ઓસતીઆ નામનું ટાપુ વસાવીઉં અને એ નદી પણ પોતાના કબજામાં લીધી હતી. એ નદી ઉપર એને પોનસ સબલીસીઅસ નામનો પુલ બાંધેઓ જે બાંધવામાં કોઈ પણ ધાતુનો ઉપયોગ કરવામાં આવેઓ હતો નહી, તથા જે પુલ લગભગ ૬૦૦ વરસ સુધી ઉભો રહેલો હતો. એ રાજા રોમ સેહેર ઉપર ૨૪ વરસનું રાજ ભોગવી મરણ પાંમીઓ.

---

## ૫.

## લુશીઅશ ટારકુઈનસ પરીસકસ.

લુશીઅશ ટારકુઈનસ પરીસકસનો બાપ ડેમેરેટસ કોરીનક શેહેરનો એક રેહેવાસી હતો. જયાંના રાજાનો જુલમ નહી ખમી સકવાથી તે એટરૂરીઆ દેશમાં પાછળથી આવી વસીઓ હતો, જયાં એ એક અમીરની છોકરી સાથે પરણીઓ અને તેણીએ બે છોકરા એરનસ અને લુકુમોને જણુમ આપેઓ. અંતે ઘણો લોભી અને આબરૂનો ભુખો હોવાથી લુકુમો પોતાની બઈરી તેનેકુઈલ અને કેટલાક દોસતો સાથે પોતાના બાપ અને ભાઈના મરણ પછે રોમ સેહેરમાં જાઈ વસીઓ, કારણ કે તે દેશમાં પારકા પુરૂષોને સારો અવકાર રાજા તરફથી મલેછે એવું જાહેર પાયું હતું. જેઓ તે રોમ સેહેરના દરવાજામાં પેઠો તેવાજ તેને સારા સગણ એ થાયા કે એક ખવીર તેના માથાં ઉપરથી તેની ટોપી ઉંચકી આસમાન ઉપર લેઈ ગઓ અને પાછી લાવી તેના માથાં ઉપર મેલી, જે ઉપરથી તેને એવું લાગયું કે રોમ શેહેરનો તે એક મોહોટો માણસ થાસે. રોમના તે વખતના રાજા એનકસ મારકસે એ પુરૂષને દરબારમાં ઘણું માન આપેઉં અને તેને સવાધીન જમીનનો મોહોટો કટકો આપેઓ. તેને દરવય અને તેહેનું દાહાપણુ જોઈ રાજા એનકસ રાજદરબારમાં તેને ભાગ લેવા દેતો હતો, એટલુંજ નહી પણ તેના પોતાના મરણ પછે પોતાના બાલકનો વાળી પણ તેનેજ ઠેરવીઓ, પણ એ ધણી પોતે રાજા થવાની ઉમેદ રાખતો હતો તેથી જયારે એનકસ રાજાનું મરણ નીપજીઉં તયારે બેમરવત થાઈ તેને નાથલા શાહાજાદાઓને સેકારગાહપર મોકલીઆ, અને તેઓની ગેરહાજરીમાં નવા રાજાને ચુંટી કાહાડવાને લોકોની મીજલસ બોલાવી અને પોતાના દરવયના જોરે કરી પોતેજ ઠઠીઓ. એ મુજબ એ રાજા ૬૧૬ માં ગાદી ઉપર આવેઓ. એ લડાઈના મેદાંનમાં જેમ વખનાયો હતો તેમજ દરબારના કાંમમાં પણ હુશીઆર ગણાતો હતો. એને સખત લડાઈ લેટીન અને સેબાઈન લોકો સાથે કરી અને તેઓને હરાવી ઘણાક ગાંમો લુટી લીધા બાદ તેઓ સાથે સુલેહ કરી હતી. તેને પોતાનો ફુરસદનો વખત રાજના કારોબારમાં સુધારો કરવામાં રોકેઓ જે સુધારો ગરીબોનું દુખ નીવારણ કરવાનું હતું; પણ અમીર ઉમરાઓનો વગ વધુ લાગવાથી એ કામમાં તે ફાવેઓ હતો નહી. એ રાજાએ પોતાના અમલમાં એક મોહોટો નાટકશાળા તથા રોમની આજુબાજુ પકા પાયા ઉપર દીવાલ બાંધવાનું શીરૂ કીધું. એ શેહેરમાં વખતે વખત થાતા મોહોટા અખાડાની પેહેલ કાહાડનાર પણ એજ હતો. સઉથી મોહોટું કાંમ એ રાજાએ પોતાની યાદગારી કાએમ રાખવા લાએક જે બજાવયું તે એ હતું કે એ શેહેરની ગટર તેને બાંધી જે રોમ શેહેર પોતે તારાજ થાવા છતાં હજુર પણ તેની યાદગારી બતાવેછ.

પણ એનકસ મારશીઅશના છોકરાઓ ઉપર એ રાજાએ જે ગેરઈનસાફ ગુજારીઓ હતો તે તે છોકરાઓ ભુલયા હતા નહી. તેઓએ જયારે જોયું કે તેઓનો વાળી પોતાના મરણ પછી સરવીઅસ તલીઅસ નામના એક ગોળાંમના છોકરાને રાજની લગાંમ આપવા ધારતો હતો તેઆરે તે તેઓથી દેખાઈ શકાયું નહી, અને એ રાજાનું ખુન કરવાનો તેઓએ ઠેડાવ કરેઓ; અને તે કાંમને માંટે તેઓએ બે ભરવાડોને પોતાની ચાકરીમા લીધા. જેઓ એકમેક સાથે મરાતા રાજા આગળ જાઈ પોહોચીઆ. રાજા તેઓમાંના એકની ફરીઆદ સાંભળતો હતો તેવામા બીજાએ કોરાડી મારી રાજાનું માંથું ચીરી નાખેઉં. એ બનાવ ઈસવી સને પુરવ ૫૭૮ માં નીપજીઓ. રાણી તેનેકુઈલ પોતાના ખાવંદ રાજાનું મરણ છુપું રાખી ખુન કરનારાઓને પકડીઆ, અને એનકસના છોકરાઓને રોમ છોડી નાહાસી જાવાની ફરજ પાડી, તથા જયારે સરવીઅસ તલસનું ગાદી ઉપર બેસવાનું નકી થાયું તેઆરે તેની એ તારકુઈન રાજા કાઉસ. નું મરણ જાહેર પાડેઉં.

## ખુબસુરતીના નુસકા.

સાબુ તથા ઠંડાં પાંણીથી મોહડું ધોયા પછી, હેઠલ લખે લી મેલવણી લગાડી, જીણા, નરમ રૂમાલ વડે લુછી નાખો.

તાજી મલાઇ શેર ૦।
લવંડર વાટર ઔંશ ૧
સોજું પાણી બાટલી ૦।

એ સરવેને મેલવી, વારંવાર વાપરેઆથી ચેહેરો થ ણો નરમ, અને સુંવાલો થાએછે.

૨. તલ, જીરૂ, સંખજીરૂ અને સરસી, એમને સ રખે ભાગે લેઇ દુધમાં વાટી દીલે ચોપડવાથી શરીરનું કાલા સ જઇ, સફાઇ અને સફેદી વધશે એવું દેશી હકીમો માનેછે.

૩. હાથ નરમ અને ઉજલા કરવા—હાથને હમે સાં ગરમ પાંણી અને સાબુ વડે ધોઇ, જાડા ટુવાલ વડે સં ભાલથી લુછીને સુકવવા. એ ઉપરાંત નીચે લખેલી મેલવ ણી હાથ ધોતી વખતે વાપરવાથી હાથ ઘણા ઉજલા ને ન રમ થશે.

સફેદ મીણ ઔંશ ૧
સપરમેસીટી ઔંશ ૦॥
કપુરનો ભુકો ઔંશ ૦।

એમને ધીમી આંચે ગરમ કરી, ઘટ લાંડો થાય તેટ લો સાલેડ તેલ નાખવો, અને સરવે એકરસ થયા કેડે ઉ તારી ભરી રાખવું અને જોઇતી વખતે વાપરવું.

૪. કદાચ તડકાંથી હાથ ઝાંખા થાયતો, જરા લીંબું નો રસ ચોપડયાથી અસલી રંગપર આવશે.

૫. દાંત ઉજલા કરવા—ખડીઓખાર તોલા અડી, તેને દોહોડ બાટલી ગરમ પાંણીમાં પીગલાવવું તથા તદન થં ડું થાય, તેની આગઅમ, હીરાબોલનો અરગ દરામ ૧) તથા સપીરીટ કંફર (કપુરનો અરગ) આંઉશ અડધો મેલ વી, બાટલી ભરી મુકવી, અને વાપરતી વેળા ૦। બાટલી કુકાં પાંણીમાં એક વાઇન ગલાસભર ઉપલી મેલવણીનું ના ખી કોગલા કરવા; એ પરમાંણે દરરોજ કરયાથી દાંત મ જબુત, ઘણા ખુબસુરત, અને મોતી જેવા ઉજલા થશે, ત થા દાંત ઉપર બંધાતો ખટાશ, સરવે નીકલી જઇ પારા મજબુત કરશે.

વલી લાકડાંના સવછ કોલસાને મધ સાથે વાટીને દાં તે લગાડયાથી પણ ઘણા ઉજલા થશે. મેo દેo બાo



## પરચુટણ બાબતો.

(સ્ત્રીબોધને માટે અંગરેજીમાંથી તરજુમો કરનાર પારસી બાનું.)

પેરીસનો ડાકટર લેલર કુતરાંના હરખાં લાગવાં પર કે બોલીક એસીદ પાવાની ભલાંમણ કરેછે.

ફોસફરસનું ઝેહેર ઘણું સરસ રીતે સપીરીટસ ઓફ ટરપેનટાઇન પીધાથી વલેછે.

એટલેનટીક માહાસાગર ૩૦,૦૦૦,૦૦૦ તરણ કરોર ચોરસ માઇલ જગયા રોકેછે.

લીલા રંગના એનવેલપમાં સોમલ માલમ પડેલુંછે.

કોઇ ઉંચનું ઝાહાડ જેનો છાંયો બરોબર રીતે પડતો હોયતો તેની ઉનચાઇ સેહેલથી માંપી શકાયછે. એક લાકડી સીધી જમીનમાં ખોસો અને લાકડીનો છાંયો જે ભોંય ઉપર પડે તે માંપો. હવે જેમ લાકડીના છાયાંની લ મબાઇ તે લાકડીની ઉનચાઇ પરમાંણે હોયછે, તેમજ ઝાહા ડના છાંયાની લમબાઇ તે ઝાહાડની ઉનચાઇ પરમાંણે હો યછે. જેમકે એક દાખલો કે લાકડી જમીનથી ૪ ફીટ ઉં ચી હોય, અને તેનો છાંયો ૬ ફીટ લાંમબો પડતો હોય, અને ઝાહાડનો છાંયો ૯૦ ફીટ લાંમબો હોયતો તે ઝાહા ડની ઉનચાઇ ૬૦) ફીટ હોવી જોઇએ. (૬ : ૪ :: ૯૦ : ૬૦) બીજા બોલમાં બોલયેતો ઝાહાડનાં છાંયાની લમબાઇ સાથે લાકડીની ઉનચાઇ ગુનો, અને લાકડીના છાંયાથી ભાંગો.

એવું સોધી કાહાડવામાં આવયુંછે કે તીડ નાખના જીના જાનવરો માહેનાં પાતરાં ખાતાં નથી.

રૂશયા દેશમાં ૧૦૦ વરતમાંન પતરો નીકલેછે, અને જરમનીમાં ૨૩૦૦ નીકલેછે.

ઘણીએક મહીનાની અજમાએસ ઉપરથી એવું માલ મ પડેલુંછે કે વાહાણના પેટાંનાં પાતીઆંમાં થોડોએક ચુ નો હોવાથી લોહોડાંનાં વાહાણના લોહોડાંના બાહેરનાં પત રાં કદી ખવઇ જતાં નથી.

એવો અડસટો કાહાડવામાં આવયોછે કે દર વ રસે ઇયુરોપના રાજયો ફક્ત લડાઇના કાંમમાં ચાર અબજ રૂપયા ખરચેછે, એ સાથે એનું વીયાજ તથા બીજા જુદા જુદા કરજોનું વયાજ ઉમેરયું હોયતો સારાપાંચ અબજ રૂપયા કરતાં વધારે ખરચ થાયછે. લાo ખo પેo ડાo

**એક સવપનો**—શીવરીમાં વરશાદનો સાંચો બગડી ગયો તેથી વરસાદ એટલોતો આવયો કે પાલવાપર ધારાપો રીનો ડુંગર રેલ આવવાથી તણાઇ આવયો !!

**તારે કેમ બનશે !**—સાસુના અતીશ જુલમથી એક વહુ કંટાલી ગઇ હતી તેથી પોતાના ધણીને ઘડી ઘડી જુ દું ઘર માંડવાને કેહતી હતી. બીચારો ભરથારભી સાસુ વહુના કજીયાથી કંટાલી ગયો હતો તેથી એક દીને પોતા ની બાયડીને સાથે લેઇ જુદું ઘર જે ભાડે લેવાનું હતું તે જોવા ગયો. ઘર જોઇને બંયે ખુશી થયાં. પણ ધણીને વી ચાર આવયો કે તે હાલ ચાકરીતો કંઇ કરતો નથી તારે બં ધેનું ગુજરાણ કેમ ચાલશે. આ ઉપરથી તેણે પોતાની બા યડીને ખોલાસો પુછયો તારે તેણી નીચે મુજબ બોલી:—

ધણીયાણી—ધણી, તમે વણજો છતારી, હું વણુમ સુથી,
ખાશું પીશું ને રેહશું ખુશી.
ધણી— ધણીયાણી, હું તો લાવશ શેર;
તેમાં ચલાવજો તરણ વેર.
ધણીયાણી—નહીરે ધણી, તેનીતો મને આવે ફેર,
ધણી— તારે તો ધણીયાણી, ચાલો પાછાં ઘેર.

**સુરજની અસર**—જેમ સુરજની નજદીક જઇએ તે મ ગરમી વધારે લાગે કે ઠંડી ? વાંચનારી બાંનુઓ કેહેશે કે ગરમી, પણ તેમ નથી. સુરજના કીરણો ગરમીના તથા રોશનીના જુદાં જુદાં છે. તેઓ જમીન તરફ આવતાં આ